को तो जाणे, उदर भरवा, आ सदा काढता रे,

॥ ॐ श्रीँ ऐँ ह्रीँ क्लीँ ॥

# महाकाल.

## चतुर्थ रूप.

॥ वंशस्थ वृत्तम् ॥

नतोऽस्म्यनंताय दुरंतशक्तये
विचित्रवीर्याय पवित्रकर्मणे ।
विश्वस्यसर्गस्थितिसंयमान्गुणैः
स्वलीलयासंदधतेऽव्ययात्मने ॥

અર્થ—અનંત, અપાર શક્તિવાળા, વિચિત્ર માહાત્મ્યવાળા, પવિત્ર કર્મ કરનારા, વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લયને પોતાની લીલાથી ગુણોવડે સારી રીતે કરનારા અને અખંડિત સ્વરૂપવાળા આપને નમસ્કાર કરૂંછું.

प्रतिष्ठा करनार

### उपाधिबाधक वर्ग.


अमदावाद

'युनियन प्रिंटिंग प्रेस'मां मुद्रांकित कर्युं.

शक १८१३. नृ० ३९. ई० स० १८९२.





संवत १९४८

वार्षिक उपहार रु. २




# चतुर्थ रूपनी प्रभावलि.

વિષય




रूप (पुस्तक) ४-कार्तिक कृष्ण १४ सं० १९४८ दर्शन (अंक) १.

## ॥ ॐ श्री ॥

# विश्वप्रकाशक श्री महाकालस्वरूप महेश्वरप्रति उपासकोद्वारा संवत्सरारंभे अर्पावा योग्य स्तुतिप्रार्थनारूप अर्घ्यप्रदान.

આ અંતઃકરણ તથા ઈંદ્રિયોના વિષયરૂપ સંસારપ્રપંચમાં સહસા સર્વ જીવને ન પ્રતીત થતા એવા હે મહાકાલ! આપ જ પરમતત્ત્વસ્વરૂપ છો.

સર્વત્ર પ્રસરી રહેલા આપના અપ્રતિમ મહિમાથી યદ્યપિ આપ સર્વત્ર પ્રત્યક્ષસમ પ્રસિદ્ધ છો તોપણ જેમ આ પ્રત્યક્ષ પ્રાણિપદાર્થને પણ ઈંદ્રિય તથા અંતઃકરણના અસ્ફુટપણારૂપ અભાવવાળા જડ પદાર્થો જોઈ જાણી શકતા નથી તેમ આ મંદમતિ પાપસંસ્કારવાળા પ્રાણિઓ આપને જાણી શકતા નથી.

આ લોકમાં શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ એ પંચ વિષયો વિદ્યમાન છતાં પણ તે તે વિષયને ગ્રહણ કરનાર ઇંદ્રિયના અભાવવાળા તે તે વિદ્યમાન વિષયનો સાક્ષાત્ અનુભવ કરી શકતા નથી તેમ જ આપનું સ્વરૂપ વિદ્યમાન છતાં પણ આપને અનુભવવામાં સાધક હેતુના અભાવે તથા બાધક પ્રતિબંધ હેતુના સદ્ભાવે આ અધોગતિના અધિકારી જીવો, હે મહેશ ! આપને યથાવત્ અનુભવવા સમર્થ થતા નથી.

હે, પ્રિયતમ ! આ લોકમાં જેમ જીવમાત્ર પોતાના મનથી માનેલા પ્રિય, પ્રિયતર તથા પ્રિયતમ દૃશ્ય પદાર્થોને પ્રાપ્ત કરવાની ઈચ્છાવાળા હોય છે તથાપિ તે તે પ્રિયઆદિ પદાર્થોને પ્રાપ્ત કરવામાં સાધનીભૂત દ્રવ્યાદિ પદાર્થરૂપ સંપત્તિવિના તે તે જીવો પોતાના પ્રિયઆદિરૂપ તે તે પદાર્થોને પ્રાપ્ત કરી શકતા નથી અને તેથી તેઓ સર્વ દીનત્વને પ્રાપ્ત રહેતા દુઃખી જ હોય છે. તેમ આ લોકમાં આપ કે જે પરસ્તુતઃ એક જ સર્વના પ્રિયતમ છો તેમને પ્રાપ્ત કરવામાં સાધનીભૂત એવાં ઉગ્ર પુણ્યસંસ્કાર તથા ઉગ્ર પુરૂષપ્રયત્ન જે પરમ દૈવી સંપત્તિરૂપ છે તે વિનાના સર્વ જીવો આપ નિત્ય પ્રાપ્તરૂપ પરમસ્વરૂપને પ્રાપ્ત કરી

શકતા નથી. અને તેથી અર્થાત્ આપ સુખસ્વરૂપ પ્રિયતમની અપ્રતીતિરૂપ અપ્રાપ્તિવડે જ આ સર્વે જીવો દીનત્વને પ્રાપ્ત રહ્યા દુઃખાનુભવ કરે છે.

હે સ્વયંપ્રકાશ ! આ જગત્ શબ્દથી ઓળખાતા નામરૂપ અંશયુક્ત પ્રાણિપદાર્થનો સમુદાય વિદ્યમાન છતાં પણ તેને જેમ સુષુપ્ત, ગાઢસુષુપ્ત તથા ઘનસુષુપ્ત અવસ્થાયુક્ત પ્રાણિપદાર્થ પોતાના પ્રાપ્તદોષાવરણથી જોઈ જાણી શકતા નથી તેમ આ અધમાવસ્થાને પ્રાપ્ત જીવો પણ પોતાના દોષરૂપ આવરણથી તથા પ્રકૃતિજન્ય ઘોર મોહનિદ્રાના પ્રભાવથી નિદ્રાવશ જીવવત્ રહીને આપના નિત્ય સિદ્ધ સ્વરૂપને જાણી શકતા નથી.

હે સચ્ચિત્ સ્વરૂપ ! આ લોકમાં જેમ ઇંદ્રિજાલી કે બાજીગરની યુક્તિના સ્વરૂપને ન જાણનાર મંદમતિ મનુષ્યો, ઇંદ્રિય તથા અંતઃકરણની જાગ્રદવસ્થામાં પણ તેના સયુક્તિક અયથાર્થ ખેલને યથાર્થ રૂપે જોઈ જાણી મોહ પામે છે તેમ આ ઇંદ્રિજાલસમ પ્રકૃતિજન્ય દૃશ્ય પ્રપંચને સદસદ્વિવેકદૃષ્ટિરૂપ સાવધપણા વિનાના સંપૂર્ણ જીવો ઇંદ્રિય તથા અંતઃકરણની જાગ્રદવસ્થામાં પણ જોઈ જાણી મોહ પામે છે, તથા એના અયથાર્થપણાનો નિશ્ચય ન કરતાં યથાર્થપણારૂપ મિથ્યા નિશ્ચયને કરે છે અને તેથી જ તે ભ્રાંતિવશ વર્તતા જીવો મહા સત્તારૂપ આપના સ્વરૂપને અનુભવી શકતા નથી.

હે અવિક્રિય આનંદસ્વરૂપ ! આ મેદિનીમાં જેમ ઘણા અલ્પજ્ઞ જીવો આ તુચ્છ શરીરને શુક્રાદિ ધાતુના બળની અભિવૃદ્ધિથી બળવાન્ કરવાની લાલસાવડે અપક્વ રસાયનાદિનાં પાન કરે છે અને તેથી સ્વલ્પ કાળ બળની અવાસ્તવ અભિવૃદ્ધિના અનુમાનથી પ્રસન્ન થાયછે પણ પાછળથી જ્યારે તે રસાયનાદિ પદાર્થો પોતાના દુષ્ટ સ્વભાવનો પ્રાદુર્ભાવ કરેછે ત્યારે તે મંદમતિ મનુષ્યો મહારોગના ભોગ થઈ અત્યંત કલેશને અનુભવે છે તેમ સુખની અભિવૃદ્ધિની ઈચ્છાવાળા આ અપક્વ રસાયનરૂપ વિષયરસના પાનમાં તત્પર રહેનારા વિષયાસક્ત પ્રાણિઓ પ્રથમ કિંચિત્ કાળ સુખાનુભવ કરી મિથ્યા પ્રસન્ન થાયછે. પણ પશ્ચાત્ જ્યારે એ અપક્વ વિષરૂપ વિષયરસાયન પોતાના દુષ્ટ સ્વભાવનો અર્થાત્ વિપર્યાસમાનો પ્રાદુર્ભાવ કરે છે ત્યારે તે તેમને આ દીર્ઘરોગરૂપ સંસારચક્રભ્રમણમાં નાંખે-છે. જેથી તે મંદમતિ જીવો અત્યંત કલેશને અનુભવે છે.

હે સ્વયંજ્યોતિ ! જેમ આ મંદમતિ જીવો મદ્યાદિ માદક પદાર્થના સેવનથી તેમાં જ આસક્ત થતા પોતાનાં સ્મૃતિ, ધૈર્ય, બળ, ઐશ્વર્ય તથા આયુષ્યને ક્રમે કરી ન્યૂન કરતા પરિણામમાં હણાઈ જાયછે અર્થાત્ મૃત્યુને પામે છે તેમ આ જીવો પણ લાલસાવડે વિવિધ વિષયસેવન કરતા ક્રમે કરી ઉત્કૃષ્ટ સ્મૃતિ, અપ્રમાદયુક્ત ધૈર્ય, સ્થૈર્ય, યોગબળ અથવા હઠબળ, ઐશ્વર્ય તથા આયુષ્યને ન્યૂનતાને પ્રાપ્ત કરતા હણે છે અથવા તે સર્વોત્તમ ધૈર્યબળાદિને પ્રાપ્ત કર્યા વિના જ હણાઇ જાયછે અર્થાત્ મૃત્યુને પામેછે.

આ વિગેરે અનેક પ્રકારથી હણાતા આ જીવોના શ્રેયઃને સધાવવામાં જેમની પ્રબળ સત્તા જ સમર્થ છે એવા આપ આ અભિમુખ મુમુક્ષુઓપ્રતિ અનુગ્રહ કરો.

હે વિશ્વેશ્વર મહાકાલ ! આ દુરાગ્રહને વશ વર્તનાર તથા અવિદ્યા, રાગદ્વેષાદિ કલેશમાં પ્રવૃત્ત થયેલા જીવોમાંથી જેઓ આપના અભિમુખ થઇ શ્રેયઃ ને સાધવા પ્રવૃત્ત રહે

છે. એવા આ ઉપાસક પુરૂષોને આપ અમૃતસિંચન કરો તથા એમનાં અંતરમાં આપ અભિવ્યક્ત રહો.

હે સર્વેશ્વરરૂપ મહાકાલ ! આ સંપૂર્ણ પ્રાણિઓ જેમની ઉત્કૃષ્ટ ગતિ આપના અભિમુખ થવાથી જ થનારૂ છે તેમને ક્રમવડે આપની સત્તા અનુકૂળ માર્ગે વાળે એ પ્રકારની આપના પ્રતિ યાચના કરવી એ જ આ વિશ્વમાં સુજ્ઞનો ધર્મ છે.

હે ગુણદોષાતીત છતાં સર્વના પ્રકાશક મહાકાલ ! આપ જ આ આસ્તિક જનોને આસ્તિકતામાં દઢ સ્થાપનાર તથા આ નાસ્તિકોને નાસ્તિકતારૂપ મહાવ્યાધિથી મુક્ત કરનાર હોવાથી જીવ માત્રના પરમ ઇષ્ટ કે સન્મિત્રરૂપ છો.

આપના અપાર સ્વરૂપમાં પ્રતીત થતા આ વિશ્વપ્રપંચમાં ક્ષણે ક્ષણે પ્રાપ્ત થતા અનિષ્ટથી આ જીવોનું રક્ષણ થાઓ એ પ્રકારની ઇચ્છા જ અંતઃકરણને નિર્દોષ કરનાર છે. જેથી હે ઈશ ! એવી ઇચ્છાનો ઉદય આ સંપૂર્ણ અંતઃકરણમાં સ્થાપો.

અવિદ્યા, રાગ, દ્વેષ, અસ્મિતા તથા અભિનિવેશ એ પંચ ક્લેશ જે જીવત્વની અવધિએ જ શમે છે અને જીવ માત્ર જેની અવધિને ઈચ્છે છે તથા જેની નિવૃત્તિઅનંતર જ પરમાનંદાવસ્થાનો અનુભવ હોય છે એવા એ પંચ ક્લેશની હે મહાકાલ ! આપ નિવૃત્તિ કરીને અભિમુખ જીવોને નિત્યતૃપ્ત કરો.

આ પંચ પ્રકારના ભેદવાળું દૃશ્ય જગત્ જે વૃત્તિમાં ભાસે છે તેમાં જ તેની નિવૃત્તિ થતાં ભેદરહિત પરમતત્ત્વાનુભવ થવો સંભવે છે, અને તેથી જ અભય થવાય છે, માટે પરમતત્વરૂપ હે મહાકાલ ! આપ આપના ભેદાતીત સ્વરૂપના પ્રાદુર્ભાવદ્વારા સંપૂર્ણ અભિમુખ જીવોને અભય પ્રાપ્ત કરો.

૧ વાસના, ૨ કામ, ૩ કર્મ, ૪ ભૂતપંચક, ૫ પ્રાણાદિ પંચક, ૬ અંતઃકરણ ચતુષ્ટય, અથવા પંચક, ૭ જ્ઞાનેંદ્રિય પંચક, અને ૮ કર્મેંદ્રિય પંચક એ અષ્ટપુરીરૂપ આવરણથી બંધાએલા જીવને મુક્ત થવામાં આપ સ્વરૂપનો સાક્ષાત્કાર જ પ્રધાન હેતુ છે; અને તે હેતુ આપ સ્વરૂપના અનુસંધાનના અભ્યાસવિના સાધ્ય થતો નથી. માટે એ સ્વરૂપાનુસંધાનના અભ્યાસમાં દૃઢપણે સ્થાપનાર યોગબળ હે મહાકાલ ! આપ સત્તાથી સાધકોનાં અંતરમાં પ્રવર્તે એવો અનુગ્રહ કરો.

આ જીવોને ધન, રૂપ, યૌવન, કુલ, રાજ્ય, શીલ, વિદ્યા તથા તપ એ અષ્ટ વિધ મદ ઉત્તરોત્તર વાસના, કામ તથા કર્મની અભિવૃદ્ધિદ્વારા જન્મમૃત્યુરૂપ સંસારમાં જ પચાવનાર છે, તેથી હે પરમેશ્વરરૂપ મહાકાલ ! આ અભિમુખ જીવો પોતાના અંતરમાંથી એ દુઃખમૂલક અષ્ટ મદનો જેબળવડે ઉચ્છેદ કરી શકે છે એવા બળને આપ જીવોના હૃદયમાં સ્થાપો.

હે વિશ્વવ્યવસ્થાપકેશ મહાકાલ ! અંતમાં જે જે નિયમોવડે આ આપના અભિમુખ તથા અનભિમુખ જીવોનું શ્રેયઃ થવું સંભવે છે તે તે નિયમે આ જીવોની સદા નિર્વિઘ્ન પ્રવૃત્તિ ઉત્તરોત્તર થતી રહે એવો આપનો અનુગ્રહ તેમને કોઈ દ્વારે પણ પ્રાપ્ત થાઓ એ,

# ज्ञेय, ध्येय, सेव्य अने उपास्य एक श्रीमहाकालज छे

( અનુસંધાન ગત રૂપના દ્વિતીયદર્શનના પૃષ્ટ ૨૮ થી. )

**મનહર છંદ.**

જગતની વાસના તો જીવભાવ પ્રકટાવી,
વિવિધ યોનિમાં સદા જન્મમૃત્યુ આપે છે,
વિષયના સંગથકી વાસના વધીને અંતે,
શુભાશુભ કર્મતણો કોશ ઉર સ્થાપે છે,
અધિક અધિક કર્મ સાભિમાન ક્રિયાવડે,
વધી વધી જીવતણા સુખને જ કાપે છે,
મહાકાલપદે એવા જીવ જો હૃદયવડે,
આવીને પડે તો તેનાં પાપને ઉથાપે છે. ૧૬
કોઇ ઉપાસક સદા તામસી ઉપાસ્ય સેવી,
તામસની વૃદ્ધિ કરી અધોગતિ પામે છે,
કોઈ તો રાજસ ઇષ્ટ સેવી સુખ ઉચ્ચાં ચહે,
પણ તેના ઉરમાં તો, રજોગુણ જામે છે,
કોઇ સેવ્ય સાત્વિકને નિશદિન સેવી સેવી,
સત્વગુણ ધારી જઇ વસે સત્વધામે છે,
પણ ગુણાતીત સદા મહાકાલ સેવી કોઇ,–
શૂરવીર ધીર નિત્ય સુખમાં વિરામે છે. ૧૭
જેને ઉર વિષયની લાલસા અધિક વસે,
કામના ન ખસે તેણે કામ્ય કર્મ કરવાં,
જેને મન વિષયની અધિક ન પ્રીતિ દીસે,
ઇષ્ટવિષે ધસે ચિત્ત તેણે ધ્યાન ધરવાં,
જેને શુદ્ધ કર્મ અને ધારણા ધ્યાન ન ફાવે,
તીર્થ ફરી વ્રત કરી તેણે પાપ હરવાં,
જેને મનોજય અને વાસનાક્ષયની ઇચ્છા,
તેણે મહાકાલ સેવી જ્ઞાને ઉર ભરવાં. ૧૮
કોઈની ઉપાસનાથી જીવને ઉદ્વેગ વધી,
કામ, ક્રોધ, લોભ, મોહ, હૃદય છવાય છે,
કોઈની ઉપાસનાથી વિકલ ઉન્મત્ત થઇ,
ઉપાસક આધિ વ્યાધિ પામી અકળાય છે,
કોઇ ઉપાસનાથી તો ઉપાસક મૃત્યુ પામે,

જેથી ધર્મ કર્મ જગે નિંદાતાં જણાય છે,
મહાકાલતણી શુદ્ધ સાત્વિક ઉપાસના છે,
જેથી જીવે સુખરૂપ મોક્ષમાં જવાય છે. ૧૯
જેણે ખાંડ સાકર ન દીઠી નથી સાંભળી તે,
ગોળ ખાઇ ખાઈ તેના સ્વાદને વખાણે છે,
જેણે શુદ્ધ ઘૃતતણો સ્વાદ નથી ચાખ્યો કદી,
તે તો ડોળીયાસમાન આજ્ય નથી જાણે છે,
જેણે નથી પાણીવાળા તુરંગ પલાણ્યા કદી,
તે તો મકલાઈ ખરે ખચ્ચરે પલાણે છે,
તેમ શ્રેષ્ઠ મહાકાલ પ્રિયતમ સેવ્ય સજી,
અજ્ઞ જન અન્ય ભજી મિથ્યા સુખ માણે છે. ૨૦
અબ્ધિતણું દર્શન ન જેને કદી થયું તેને,
મોટું કો તળાવ જોઈ મહામોહ થાય છે,
મદોન્મત્ત હસ્તી જેની નજરે ન આવ્યા તે તો,
મોટા પાડાતણા ગુણ હર્ષવડે ગાય છે,
સુવર્ણને મોતીતણી માળાઓ ન જાણી જેણે,
તે તો કોડી કીડીયાંને ધારીને શોભાય છે,
તેમ જેણે મહેશ્વર મહાકાલ શુણ્યા નથી,
તેવા જન અણુજાણ્યે અવરે લોભાય છે. ૨૧
પુષ્પક વિમાન જેણે શ્રવણે ન શુણ્યું તે તો,
આગગાડીતણી વાત શુણી મગ્ન રહે છે,
પ્રલયના વાયુતણો વેગ નથી જાણ્યો જેણે,
તે તો આધીવાયુ[૧]નો જ મહા વેગ લહે છે,
ગરૂડ પક્ષીની ગતિ જાણી નથી એવાં જન,
ગીધતણી ગતિને જ વાહવાહ કહે છે,
તેમ જે અજાણ મહાકાલ શુદ્ધ સ્વરૂપથી,
તે જ અન્ય ઉપાસ્યમાં, શ્રેષ્ઠ લહી, વહે છે. ૨૨
કેસરી કે મૃગતણી ફાળ જેણે દીઠી નથી,
તે તો નટતણા દેખી કૂદકાને રીઝે છે,
મુશળસમાન ધારે મેઘ પડે છે ન જાણે,
તેવા જન ઝાંકળથી ભય ધરી બીજે છે;
કપાસને પીંજનારી મિલ[૨] જેણે જાણી નથી,

[૧] વર્ષાકાળના આરંભમાં થતો વટોળીયો, વાવાઝોડું. [૨] Mill. સંચો.

તેવા પીંજારાઓ જેમ ગર્વ ધરી પીંજે છે,
તેમ આ મહેશ મહાકાલનો મહિમા નાણ્યા-
વિના ઘણા જન અન્ય ઉપાસીને સીઝે છે. ૨૩
કૃષ્ણતણો ખરો રાસ, જોયો નથી તે તો રાસ—
ધારીતણા રાસ જોઇ, ગાંડા ઘેલા થાય છે,
દિવ્ય નૃત્ય જોયું નથી ભાળ્યાં જન્મ ધરી તે તો,
ભવાયાની ભવાઇમાં ધકા ખાતા ધાય છે,
શુદ્ધ ગંધર્વનાં જેણે સુગીત ન સુણ્યાં તે તો,
ગાયકોનાં વ્યર્થ તાન સુણી મલકાય છે,
તેમ એઇ મહાકાલ ઉપાસ્ય ન જાણે તેવા,
ઘણા જન ભમે ભૂલી અન્ય ગુણ ગાય છે. ૨૪
પરતુથી તો અન્યપણું હોતું નથી કદી જેમાં,
એવું આ મહેશકેરૂં સ્વરૂપ અપાર છે,
પણ નથી ટળ્યો જેને ભિન્નભાવ ઉરમાંથી,
તેણે સદા જોવું ઘટે સાર શું અસાર છે,
આગતિ ને ગતિ જેને ભાસે છે પદાર્થકેરી,
તેવા જીવતણે ઉર દ્વૈતતણો ભાર છે,
માટે દ્વૈત સર્વ જેમાં લયભાવ પામે અંતે,
એવા સેવ્ય મહાકાલ જાણે ન તો હાર છે. ૨૫
રાગ દ્વેષ ત્યજી શુદ્ધ ઉપાસ્યને સેવવાની,
ઇચ્છા જેને હોય તેણે મહેશને જાણવા,
બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર આદિ સકળ ઉપાસ્ય તે તો,
અદષ્ટવિશેષ છે મહેશના પ્રમાણવા,
અભેદ ગણીને જે કો સેવે કોઇ એક રૂપ,
તોએ પણ મહેશ્વર સેવ્યા એમ નાણવા,
કહ્યાં છે વચન આ તે વિવેકે વિચારી સુજ્ઞ,
મહાકાલ સેવી ત્યજે મિથ્યા મત તાણવા. ૨૬

( અપૂર્ણ. )

---

# श्री त्रिभुवनविजयीखड्ग.

( અનુસંધાન પૃષ્ટ ૨૮૮ થી. )

સાંભળ્યું તથા સ્ત્રીની આશામાટે આ સર્વ દુઃખને સહન કરવા સલાહ આપનાર મનનો તિરસ્કાર થયો. મેં મને પોતાને તથા મારાં શૌર્ય, બળ તથા આ સમયના દુર્બળપણાને અાણુમાર ઇઇને ધિક્કાર ધિક્કાર કહ્યો. મને જુસ્સો આવવા લાગ્યો. રૂંવાડાં ઉભાં થયાં. ત-

રવારપર દૃષ્ટિ ગઈ. નેત્રમાં રક્ત ચઢી આવ્યું અને મેં આપ્રમાણે વિચાર કરયો કે મ-રણ કાંઇ બે વાર નથી. રાજબીજને લજાવવા કરતાં મરણ સારૂ. આગળ ગમે તે થાઓ પણ આ ચોર સત્તાધીશને તો હણવો જ જોઇએ. એવો વિચાર કરીને મેં કહ્યું, ભાઈ! આ મૂલ્યવાન અલંકારો હવે પછી ફરી મારે જોવાના નથી. માટે જો તમે કહો તો એક વા-ર ફરી પહેરીને લગાર મારો મોહ પૂરો કરી લઉં. તેણે હસીને હા પાડી કહ્યું, ભલે એક વાર પહેરી લો, પણ હવે એનો મોહ કામનો નથી. કારણ કે જીવતાં આપી છૂટવા સં-કોચ પડશે તો મરીને અહીં મુકી જવું પડશે. માટે ગમે તેમ કરો. આ સાંભળી મેં તે આભૂષણ પાછાં ધીરે ધીરે જેમનાં તેમ પહેર્યાં. સત્તાધીશ અને હું બે જણ અંદર હતા. એ સ્થળ પણ છેક અંતઃપુરજેવું હતું. મેં કહ્યું આ દાગીના આપને કયી પેટીમાં મુકવા છે? તે ઉઘાડો તો ફરી મારી નજરે ન પડે એમ તેમાં કાઢી કાઢીને નાંખતો જાઉં. તેણે પાસે-નો એક મોટો પટારો ઉઘાડયો. એની લાલસા ને ભુંડું કૃત્ય જોઇ ક્રોધથી મેં કટાર કમ-રેથી તરત કાઢયો ને એક ઘાથી એનું શિર છેદી નાંખ્યું. કટાર તથા મારાં નેત્રને જોતાં ગ-ભરાટેથી તે બોલી પણ શકયો નહિ. તેનું ધડ તથા માથું પેટીમાં નાંખી બંધ કરી તર-ત હું બહાર નિકળ્યો. ઘોડે બેશી બીજે માર્ગે વેગથી ચાલતો થયો. શસ્ત્ર વાપરવાનો તથા મનુષ્યનું રક્ત જોવાનો મારે આ પ્રથમ જ પ્રસંગ આવેલો હોવાથી મારૂં હૃદય ફડકવા લાગ્યું, હાથપગ કાંપવા લાગ્યા. પણ ઘણા વેગથી ઘોડો ફેંકતો જેમ જેમ આગળ ચાલવા લાગ્યો તેમ તેમ મારૂં હૃદય વજ્રપણું ધારણ કરતું ગયું. મૃત્યુને પણ તૃણસમાન લેખવા લાગ્યો. હજાર મનુષ્ય આ ક્ષણે સંમુખ આવે તો મારૂં, એવું ધૈર્યબળ જણાવા લાગ્યું પ્રથમ સ્વા-રોને તથા પછી પેલા ઠગોને જોઇ માર્ગ છોડી નાશી છૂટવા ધારેલા વિચારને તથા તે કૃ-ત્યને ધિક્કારવા લાગ્યો. આપ્રમાણે માર્ગ કાપતાં આગળ ચાલી આવ્યો. પછી તે મરનારનું શું થયું ને મારી કેવી ખોળ થઇ એ મારા જાણવામાં આવ્યું નહિ.

આગળ એક માસનો પંથ કાપ્યા પછી એક વેળા અજવાળી રાત્ર હોવાથી અને ઉતરવા લાયક સ્થાન નહિ મળી આવવાથી હું રાત્રમાં માર્ગ કાપતો હતો. ઘોડો પણ થા-કેલો ન હતો. ચાલતાં દૂરથી એક વૃક્ષતળે કેટલાએક પુરૂષને બેઠેલા જોયા; તેઓ મને આવતો જોઇને માર્ગઉપર આવી ઉભા. મેં પણ ભય સમીપ જાણી રક્તની લાલસાવાળી મારી તરવાર મ્યાનમાંથી ખેંચીને કહ્યું, હે ભલા માણસો! માર્ગ આપો અને તમે મૃત્યુના મુખમાં જતા પોતાનું રક્ષણ કરો. તે બધા એકદમ 'મારો મારો' કરીને તુટી પ-ડ્યા. મેં મારો તથા ઘોડાનો બચાવ કરતાં વારાફરતી ચારપાંચ માણસોને તરવારથી જખમી કર્યા, અને પછી મને પૂર્ણ બળનો આવેશ થયો. મારો બચાવ કરતાં કોઇના હાથ કાપ્યા. કોઇના મસ્તકમાં અને કોઇના શરીરોમાં ઘા વાગ્યા. તેમને ભય થયું. બા-કીના નાસવા માંડ્યા. આ અરસામાં એક સ્ત્રીને મેં દોડતી દીઠી. તે મારા ઘોડાતરફ દોડતી આવી ને કોમળ સ્વરથી બોલી કે મારૂં રક્ષણ કરો રક્ષણ કરો. મેં કહ્યું, હે સ્ત્રિ! તું નિર્ભય થા. પછી દુષ્ટો નાશી ગયા. મેં તે સમયે બીજો ઉપાય ન હોવાથી સ્ત્રીને ઘોડા ઉપર મારા આગળ બેસાડી લીધી, અને ત્યાંથી અશ્વને વેગથી દોડયો. એક પ્રહરની વાટ

કાપતાં નગર આવ્યું. તે સ્ત્રીને પૂછતાં જણાયું કે એમે તે જ નગરમાંથી આગલી રાત્રે આ દુષ્ટો પકડી ગયા હતા. રાજાપાસે કાંઈ હક લેવાનો હોવાથી રાજાના કંઈ પણ સંબંધમાં આવે એવી સ્ત્રીને પકડી જતા તેને બાણ પકડ્યું કહેતા. પ્રસંગે હક લેઈ તે બાણ પાછું આપતા, ને પ્રસંગે પાછું ન આપતાં ઈચ્છાનુસાર રાખતા. આ સ્ત્રીએ મને હું કોઈ શૂરવીર રાજવંશી છું એમ જાણ્યો. આ સ્ત્રીસરખી કદે જણાતી પણ ક્ષત્રિય કન્યા હતી એવું મને પછી જણાયું. સુમારે બે પ્રહર રાત્ર ગઈ હતી તોપણ નગરમાં ઘણા લોકો જાગતા હતા અને બાણ પકડી ગયા છે અને હવે પછી તેઓ કોણ જાણે શું કરશે એવી ભયની વાર્તા કરતા હતા. મે પેલી સ્ત્રીને પૂછ્યું કે તારે ક્યાં જવું છે ? તેણે કહ્યું, મને રાજદ્વારે મુકો. હું હજી કન્યા છું. મારી ઉમર પંદર વર્ષની છે. હજી હું અંતરપટમાં રહેતી નથી; અને હું રાજકુળની કન્યા છું માટે મને રાજદ્વાર આગળ મુકો. લગામ મારા હાથમાં આપો. હું જાણીતે માર્ગે ઘોડાને ચલવી લઉં. આ સાંભળી હું આશ્ચર્ય પામ્યો. રૂપ તથા વાણી મનને હરણ કરે એવાં હતાં, પણ અન્ય સ્થળે હરાઈ ગયેલા મનવાળો હું એટલો બધો મોહવશ થવા પામ્યો ન હતો. લગામ તેને આપતાં તેણે સારા બેસનાર પુરુષની પેઠે ઘોડો ખેડ્યો. રાજદ્વારસમીપ આવ્યાં. રાજાસહિત પ્રધાન તથા બીજા પણ રાજ્યના અસરખાં પુરૂષોની એક સભા બેશીને કાંઈક વિચાર કરતી હતી. એ કન્યાએ દરવાનને કહ્યું કે જાઓ મહારાજને વરધી આપો કે કાલે પકડી ગયેલું બાણ છોડાવીને કોઇ માર્ગે જતો વીર પુરુષ કન્યાને સોંપવા આવ્યો છે. દરવાન હર્ષથી દોડ્યો. વરધી સાંભળતાં હર્ષથી પ્રધાન તથા બીજા પુરૂષો સામા આવ્યા. કન્યાને પ્રથમ ઉતારી. તે રાજાપાસે દોડી ગઈ. દુષ્ટોએ ઉતારી લીધેલા અલંકારવાળી તે નેત્રમાં જળ લાવી બોલી; આ પુરૂષે મને પ્રાણદાન આપ્યું છે. મને જોઇ રાજાએ ઘણા પ્રેમથી હડી આલિંગન આપ્યું, અને પોતાની ગાદીઉપર પાસે બેસાડ્યો. સુખસમાચાર તથા હકીકત પૂછી. મેં થયેલી વાર્તા જણાવી. લોકોમાં આ વાર્તા ફેલી તેથી સહુને આનંદ થયો. એ કન્યાનાં માતાપિતા જે અન્ન લીધા વિના બેઠેલાં તે આ જાણી પ્રસન્ન થયાં. રાજાએ મને પરોણાગત કરવા તજવીજથી પોતાની પાસે મુકામ કરાવી રાખ્યો. ઘોડો ઘોડારમાં બંધાવ્યો ને સભા વિસર્જન થઈ. મને જમાડી સુવાના સ્થળે સુવાડ્યો. આ રાત્રે માત્ર મને ઘણે દિવસે સુખથી નિદ્રા આવી. પ્રાતઃકાળે રાજાએ મને મારી હકીકત પૂછી. મેં તેસંબંધી કહેવા ના પાડી. પેલી કન્યાએ પોતાનાં માબાપને જણાવ્યું કે મને પ્રાણદાન આપનાર તથા ભયથી છોડાવનાર આ પુરૂષજોડે મારું લગ્ન કરો. એ પણ કોઇ રાજવંશી છે. અને ગમે તે હોય તોપણ હું તો એને મારા મનથી વરી ચુકી છું. માટે એને જવા દેશો નહિ. આ વાર્તા રાજાને કાને આવી, અને તેણે મને કહ્યું કે એ મારી જ પુત્રી છે એમ જાણજો; અને તમે મારી ઇચ્છા પૂર્ણ કરો, નહિ તો એ કન્યા પ્રાણ છોડશે તેનો દોષ તમને નડશે. આ સાંભળી હું મનમાં કચવાયો અને આ પ્રશ્ને વિચારમાં પડ્યો.

ઓહો ! આ સંસારપ્રવાહ વિચિત્ર સ્વભાવવાળો છે. મેં એક સુખની લાલસાથી

ઘણા કષ્ટને ભોગવ્યું છે, તથાપિ તે સુખ મળશે એવી દૃઢ આશા હજી બંધાઇ નથી, અને હવે પછી મારી આશા ક્યારે પાર પડશે એનો નિશ્ચય પણ થતો નથી. આ સંસારમાં ક્યા મનુષ્યને કયું સુખદુઃખ ક્યારે અને ક્યા નિમિત્તથી મળશે એની ખાતરી કરી શકાતી નથી. જે પદાર્થને મેળવવાની આતુર ઈચ્છાથી માણસો તેની પાછળ દોડે છે તે પદાર્થ દૂર દૂર જતો દેખાય છે, અને જે પદાર્થ મેળવવાને ન ઈચ્છતા હોય તે આગળ આગળ આવીને વિના પરિશ્રમે ઉભો રહે છે. કોઇ પણ માણસ દુઃખની ઇચ્છા કરતું નથી તોપણ સર્વને તે આવી મળે છે, અને સહુ સુખને ઇચ્છે છે પણ આ વ્યવહારને ખેડતો કોઈ પણ માણસ આ લોકમાં મળતાં સુખોથી તૃપ્ત થઈ સુખને ન ઇચ્છતો એવો જણાતો નથી. ખરૂં જોતાં આ જીવો ખરા સુખને કે સુખદ પદાર્થને કે તેની પ્રાપ્તિના ખરા ઉપાયને જાણતા નથી, તેથી જ સહુ દુઃખમાં પીલાય છે. એ જ પ્રમાણે સર્વ પ્રકારનાં દુઃખનાં કારણને તથા તેની નિવૃત્તિના ખરા ઉપાયને પણ જીવો રૂડે પ્રકારે જાણતા નથી.

ખરૂં જોતાં આ જીવો રાત્રદિવસ ક્રિયા કરે છે તથાપિ કયી ક્રિયાનું કયું ફળ ક્યારે મળશે તથા ક્યારે ટળશે તે જાણતા નથી. તેમ જ કયું ફળ કેવા પ્રકારની તથા કેટલી ક્રિયા કરવાથી ક્યારે મળશે તથા ક્યા કારણથી ક્યારે અળપાશે અને તે સુખદ કે દુઃખદ નિવડશે એ વિગેરે જાણવાયોગ્ય વાર્તાને પણ જાણતા નથી. આ હું પોતાની શી શી ગતિ થનાર છે, જન્મથી મરણપર્યંતમાં કયે સમયે કયા પદાર્થને શા શા નિમિત્તથી મેળવીશ તથા મેળવેલાને ક્યાં અને કેમ ખોઇશ તે જાણતો નથી. મને ક્યારે અને શોથી સુખદુઃખ મળશે તેને પણ સમજતો નથી, તોપણ 'આ મને ગમે, અને આ ન ગમે; આ હું મેળવીશ અને આ મારે જોઈતું નથી, આં સારૂં અને આ નઠારૂં, આથી મને સુખ થશે અને આથી મને દુઃખ થશે,' એ વિગેરે અનેક પ્રકારના મિથ્યા સંકલ્પ તથા નિશ્ચયોને ભ્રમિત મનુષ્યોની પેઠે કરૂં છું. અદ્યાપિ પર્યંત હું મને માનેલાં સુખમાંનું એક પણ મેળવી ભોગવી સંતોષને પામ્યો નથી. હવે પછી શું થાય છે તે ઈશ્વરને અધીન છે. આ કન્યા રૂપગુણવાળી છે. રાજકુળની છે. મનને અપ્રિય જણાતી નથી તોપણ એનાથી સર્વ પ્રકારે શ્રેષ્ઠ ગણવાયોગ્ય કન્યાઓનો પણ મેં અનાદર કર્યો છે તો આને પ્રસન્નતાથી સ્વીકારૂં, એ કેમ ઘટે? ન જ ઘટે. તોપણ એની પ્રતિજ્ઞાનો ભંગ થવાથી એ પ્રાણ આપશે તો હત્યાદોષ બેસશે. એ કહે છે કે જ્યારથી મેં મારો જમણો હાથ એમને આપ્યો, અને તે ધરીને એમણે મને ઘોડાઉપર બેસાડી ત્યારથી જ મારા મનમાં એમના વિષે પતિભાવના પ્રકટ થવા માંડી છે, ને તે હવે તો પૂર્ણ થઈ ગઈ છે, એટલે મટનાર નથી. આ વિચાર એને બંધાવા માંડ્યો હશે તે સમયમાં મને પણ એટલું સ્ફુરેલું કે આ સ્ત્રી હશે કે કન્યા! અર્થાત્ પરણી હશે કે કુંવારી હશે? મેં મારા વિચારને વધાર્યો નહિ, અને એણે વધાર્યો. હવે આ રાજાને શું કહેવું, એ ભારે સંકટસરખું આવ્યું છે.

આપ્રમાણે વિચાર ચાલતાં, પછી મેં પ્રથમ ઈશ્વરસ્મરણ કરીને તે રાજાને આ પ્રકારનું ઉત્તર વાળ્યું. મેં ચિત્તથી પ્રિય ગણેલી સ્ત્રીની શોધ માટે જ મેં ઘર છોડ્યું છે

જ્યાં પર્યંત તેની આશાથી હું છૂટું નહિ ત્યાં પર્યંત હું લગ્ન કરી શકતો નથી. ઘણી કુલીન રૂપવતી રાજકન્યાઓની માગણીનો અનાદર કરીને મારી ધારણા પૂર્ણ કરવાને હું પ્રવાસ સેવું છું. ઘર છોડતાં મારો સંકલ્પ છે કે પાંચ વર્ષ આ સ્ત્રીની ખોળ કરવી. તે ન જ મળે તો પછી ઇશ્વરે ધાર્યું હોય તે સ્વીકારવું. તેમાં હજી એક વર્ષ પણ પૂર્ણ થયું નથી, તો આજથી જ મારે લગ્ન કરવું એ અસંભવિત છે. માટે આ આશા આગે ન તજતાં એ કુલવતી કન્યાના મનનું સમાધાન કરવું. આ સાંભળી રાજાએ તેને આ ખબર કરી. તેની તેણે ઉત્તર આપ્યાં. એમ પરસ્પર કેટલીક ભાંજગડ ચાલ્યા પછી અંતે નિરૂપાય થઇને મારે આપ્રમાણે કબુલ કરવું પડયું. તે કન્યાએ કહ્યું કે એ પોતાનું ખાંડું મને સોંપી સુખથી સ્ત્રીની શોધનો સંકલ્પ પૂર્ણ કરે. આજથી એમને શુમારે ચાર વર્ષથી વધારે કંઈક માસપર્યંત શોધ કરવી બાકી છે તો હું આજથી પાંચ વર્ષપર્યંત એમના આપેલા ખડ્ગની સેવા કરીશ; અને પાંચ વર્ષ પૂરાં થતાં મને નહિ મળે તો એ ખડ્ગથી હું મારૂં ધાર્યું કરીશ. આ વિના બીજો મારી પાસે ઉપાય નથી. સર્વના આગ્રહથી આ વાર્તા મેં કબૂલ કરી. પણ વધારામાં મેં તેને એ જણાવ્યું કે પાંચ વર્ષ પૂરાં થયા પૂર્વે મારે પાછા ફરી આવવાનું છે, પણ આ ક્ષણભંગુર દેહનો ભરોસો નથી. તો દૈવગતિથી ન અવાય તો એણે પ્રાણત્યાગ ન કરતાં તપ કરીને આયુષ્ ગાળવું. જેથી એને આત્મહત્યા અને મને સ્ત્રીહત્યા દોષ લાગે નહિ. આ વાર્તા તેણે કબૂલ કરી. મારૂં શુભનામ સઘળું ત્યાં પ્રસિદ્ધ થયું. તેથી ત્યાંથી સ્વારજોડે મારાં માતાપિતાને કુશળ પત્ર મોકલવાનો બંદોબસ્ત કર્યો; અને પછી એ કન્યાને મારે હાથે ધરી એક ખડ્ગ તથા મારો એક કંઠનો અલંકાર આપ્યો. તેણે તે પૂજામાં રાખ્યાં. પછી મેં ત્યાંથી ચાલવા ધાર્યું. એ રાજાએ માણસો આપવા અતિ આગ્રહ કર્યો, પણ મેં ના કહીને ત્યાંથી પ્રયાણ કર્યું. થોડા દિવસ તો મારૂં મન ક્ષણમાં પાછળ જાય ને ક્ષણમાં આગળ જાય. પણ પછી નિશ્ચય બળવાન્ હોવાથી પાછળનો વેગ છોડી આગળ જ ચાલ્યું. મારો ઘોડો શસ્ત્ર અને હું આગળ માર્ગ કાપતાં ચાલ્યાં. સાધારણ કષ્ટના પ્રસંગોને અનુભવતો હું રાત્રદિવસ અનુકૂળતાપ્રમાણે પ્રવાસ કરતો એક દિવસ ઉતરવાની સારી જગા ન હોવાથી તળાવના તટઉપર એક ઝાડનીચે રાત્ર ગાળવાના વિચારથી મુકામ નાંખી રહ્યો. એક પ્હોર રાત ગયા પછી મારા સિવાય ત્યાં આજુબાજુ કોઇ પણ મનુષ્ય બોલાવ્યું બોલ દે એવું નહોતું.

આ જગતમાં મનુષ્યોને પોતાનું જ ગાફલપણું અથવા અસાવધપણું અનેક પ્રકારથી હાનિ તથા પ્રાણાંતપર્યંતના વિવિધ દુઃખને આપનાર છે. દેશ, કાળ તથા પ્રસંગને અનુસરીને ઘટિત સાવધાનપણું રાખવાથી ઘણું કરીને ઓછું સહન કરવા વારો આવે છે. આ વિગેરે વિચારોને જાણનારો છતાં તથા પ્રવાસમાં આવી પડતાં આગંતુક સંકટોના અનુભવવાળો છતાં પણ દૈવયોગથી અર્ધ રાત્રિ વ્યતીત થયા પછી સંઆર નિદ્રાને સ્વાધીન થયો. જેમ જળને શેવાલ અને સૂર્યચંદ્રને અભ્ર ઢાંકી દે છે તેમ આ શરીરમાં રહેલા અભિમાનીને નિદ્રા ઢાંકી દે છે એથી નિદ્રાવશ પડેલો હું મારું સઘળું ભાન ભૂલીને સુતો હતો. એટલામાં કોઇ દુષ્ટ પુરુષો જે રાત્રિના આરંભથી

ઘણું કરીને મારી પાછળ પડયા હશે તેમણે ધીરે રહીને મારા ઉપર હુમલો કરશો. તેમાંનો એક માણસ એકદમ મારી છાતીઉપર અને એક માણસ મારા પગઉપર ચઢી બેઠો. એ બંનેના હાથમાં તરવાર હતી. બીજા બે જણ મારી બે બાજુએ નગ્ન તરવારે ઉભા હતા. મારી આંખ તરતજ ઊઘડતાં મેં આપ્રમાણે જોયું. ભયભીત થયો. પણ આપત્તિમાં ધૈર્ય રાખી બચવાના ઉપાયને શોધવાનું નીતિના નિયમમાં વાંચેલું તે સ્મરણમાં હોવાથી હું ગભરાટ વિના જ બોલ્યો, ભાઇઓ! મને દુઃખીઆને તમે મારવા આવ્યા છો એથી હું અપ્રસન્ન નથી. પણ લગાર મારી સઘળી વાત સાંભળીને મારજો. હું મારી મેળે મરી શકનો નહોતો. તેથી કોણ જાણે પરમેશ્વરે જ તમને મોકલ્યા હશે. વળી તમે મને ઝટ મારશો તો તમને મારી પાસે છે એટલું જ મળશે, પણ બીજી જગાએથી જે તમને મારા તરફથી મળવા સંભવ હશે તે તમે પામવાના નથી, માટે ધીરજ રાખજો. મારા તરફથી તમને એવા કે ફરીથી તમારે ભુખ રહેશે નહિ. હું મરણને આદરીને ઘર છોડનારથી તમે ડરશો નહિ. મારે જો જીવવાની આશા હોત તો મારી સાથે ઘણાં માણસો રાખી શકત. તમને હમણાં મારા અંગઉપરના દાગીના હું ઉતારી આપીશ ત્યારે તમારી ખાતરી થશે કે આ માણસ એકલું ફરે એવું નથી. તમે મારા હાથ મોકળા કરો તો હું આ કંઠમાંની જણસ તો પ્રથમથી જ તમને કાઢી આપું. આ સાંભળીને દૈવગતિથી તેમને મતિ સૂઝી અને મારા હાથ મોકળા કર્યા. મેં મારા કંઠમાં રહેલી માળા કાઢીને એકના હાથમાં આપી કહ્યું, જુઓ ભાઇ! આ ઘણી કિંમતી છે. જો મને બેસવા દો તો હું હાથનાં બાજુઓ તમને છોડી આપું. આ બધા અલંકાર તમે કોઈ પહેરશો ને તે હું જોઈશ ને તેથી મને શાંતિ થાય પછી તમારે મને મારવો હોય તો ભલે મારજો. બીજું વળી મેળવવાની તમારે આશા હોય તો મને ઉતાવળથી મારશો નહિ. પછી તે બેને દૈવે ભૂલાવ્યા, તે મારા ઉપરથી ઉઠયા અને મને બેઠો થવા દીધો. મેં હાથની પોચીઓ તથા કંકણ છોડીને એમના હાથમાં આપ્યાં. તે એકબીજાના હાથમાંથી સઉ મળી જોવા લાગ્યા. એટલામાં હું ઉઠીને ઉભો થયો. તત્ક્ષણ લગાર પાછો ખસ્યો. કોશમાંથી તીક્ષ્ણ ધારવાળી તથા અંજવાળી રાત્રિમાં મળી જાય એવી ઉજળી તરવાર ખેંચી કિંચિત્ પણ વિચાર કર્યા વગર તથા લગાર પણ સંકોચ પામ્યાવિના ધસીને વાપરી તે પ્રથમ ઘાથી જ એક મૃત્યુને પામી પડયો, અને બીજો મૃત્યુતુલ્ય થઈ પડયો. બે જણા ગભરાયા ને નાસવા લાગ્યા. તેમની પાછળ દોડીને તે બંનેને એક પછી એક એમ વારા ફરતી ઘાયલ કરી પાડ્યા. મારા અલંકારો તથા તેમનાં શસ્ત્રો લાવી એકઠાં કર્યાં. પછી તે ઘાયલ થયેલાને દુઃખની થતી વેદનાથી મુક્ત કરવાને તેમને મૃત્યુને સ્વાધીન કર્યા. પછી સાવધાનપણે તરવાર ધરીને હું ભયંકરસરખો પ્રતીત થતો રક્તથી ખરડાયેલો અશ્વની પાસે આવી ઉભો. મારા અલંકારો મેં જેમનાતેમ પાછા અંગઉપર ધારણ કરી લીધા. એટલામાં ત્રણ ઘોડેસ્વારોને મારા તરફ આવતો જોયા, તેથી હું પણ સાવધાન થઈ ઘોડો છોડી સ્વાર થયો. સ્વારોએ થોડે દૂરથી હું કોણ છું એમ પૂછ્યું. મેં જવાબ વાળ્યો કે હું ક્ષત્રિય છું. પ્રવાસી છું, ને આ સ્થળે આવેલા ચોરોને હમણાં જ મારીને

ભયથી મુકાયો છું. તમે કોણ છો તે દૂર રહીને મને જણાવજો. આ ચાર ચોરોનાં છેદાયેલાં અંગોવાળાં મરેલાં શરીર મધ્યે પડ્યાં છે, તેથી સમીપ આવતાં અશ્વ ચમકશે. તે સ્વારોએ કહ્યું, અમે રાત્રિએ નગરની આસપાસ ચોકી કરનાર સ્વારોમાંના સ્વાર છીએ. તમે ભય પામશો નહિ: આ ચોરોને માર્યા છે તેથી તમારે અમારા રાજાપાસે આવવું પડશે. કારણ કે શૂરવીર પુરૂષને જાણીને અમારો રાજા તેનો સત્કાર કર્યા વિના જવા દેતો નથી. અમને પણ રાજાની આજ્ઞા છે માટે તમે સવારસુધી અંહીં જ રોકાઈ રહેજો પછી તેમાંનો એક મારી પાસે રહ્યો. બીજા ફરતા રહ્યા. એમ કરતાં પ્રાતઃકાળ થતાં તેમાંના એક જણે રાજાને વરધી પહોંચાડી. રાજાએ મને તેડાવ્યો. મને જોયા પછી તેણે ઘણા માનથી સામા આવીને મને આલિંગન લીધું, તથા પોતાના અર્ધ આસને બેસાડી કુશળ પૂછ્યું. મેં મારી ઘટતી વાર્તા તથા રાત્રની સઘળી બનેલી હકીકત કહી. તે સાંભળી તે રાજા પ્રસન્ન થયો. મારો રક્તથી ખરડાએલો પોશાક ઉતરાવીને મને બીજાં સુંદર વસ્ત્ર આપ્યાં તથા મારી ખાનપાનાદિથી રૂડે પ્રકારે પરોણાગત કરી. તે રાજા મધ્યમ અવસ્થાનો હતો, પણ ઘણો કુશળ હતો. તેણે મારા સંબંધમાં વિચાર કરીને એવો નિશ્ચય કર્યો કે આ કોઇ રાજપુત્ર છે અને કાંઈ દુઃખથી પ્રવાસે નિકળ્યો છે. તેથી તેણે મને એકાંતમાં લઇ જઇને આ પોતાનું અનુમાન કહી સંભળાવ્યું અને પૂછ્યું કે તમે ખરેખરૂં તમારૂં દુઃખ હોય તે કહો. તમને ઘટતી મ-[illegible] કરીશ. મેં કહ્યું, હું પ્રવાસની ઇચ્છાથી જ નિકળ્યો છું, પણ તેમાં પ્રધાન કારણ આ [illegible]ની ખોળ કરી મેળવવી એ છે. આમ બોલી મેં ચિત્ર દેખાડયું. તેણે ચિત્ર જોઈ કહ્યું, [illegible]કન્યાનો દેશ વિગેરે તમે જાણો છો? મેં ના કહ્યું. પછી તે નિરૂપાય થયો. તેણે રૂપગુણવતી અનુપમસરખી અન્ય રાજકન્યા મેળવી આપવા કહ્યું, પણ મેં તેને ના પાડી. અંતમાં મેં તેને આપ્રમાણે મારી ઈચ્છા જણાવતાં કહ્યું, હે રાજન્! જો તમે મને મદદ આપવાની ઇચ્છા રાખતા હો તો એટલી જ આપો કે આ સઘળા મારા અંગઉપરના કિમતી અલંકારો લો, અને એનું ઘટતું ધન મને આપો, એટલે હું તે ધન સત્પાત્રોને દાનમાં આપી સુખી થાઉં. આમ કરવાનું કારણ તેણે પૂછ્યું ત્યારે મેં આપ્રમાણે કહ્યું:—આ લોકમાં પ્રવાસીને પ્રાણસંકટ આપનાર આ ધન છે, એ મારો સિદ્ધ અનુભવ છે. ગૃહવાસીને પણ રાત્રદિવસ ભય આપનાર તથા પ્રસંગવશાત્ પ્રાણસંકટ આણનાર એ ધન છે. ધન જેની પાસે નથી, પણ જેને ધનની આશા છે એવા ધનાસક્ત મનુષ્ય પ્રાણિને એ ધન પોતામાં આસક્ત થયેલો હોવાથી ગૃહ ત્યજાવે છે, વન વન રઝળાવે છે, ચોરી ઠગાઇ કે હિંસા આદિ નીચ કર્મો કરાવે છે, તથા અંતમાં આશામાં ને આશામાં એને પ્રાણસંકટ આપી નાશ કરે છે. આપ્રમાણે જેમ પ્રવાસી તથા ગૃહીને દુઃખ દે છે તેમ ગૃહીઓમાં શ્રેષ્ઠ રાજાઓને પણ એ જ ધન નિરંતર ભયદુઃખ આપે છે, તથા અંતમાં નાશ પણ કરે છે. આ પ્રકારે જોતાં સદા અનર્થનું મૂલ આ ધન છે તોપણ વ્યવહારમાં એના વિના અસંખ્ય કષ્ટ પડે છે. ક્ષણે ક્ષણે અન્નવસ્ત્ર તથા બીજાં

જોઈતા પદાર્થો પ્રાપ્ત કરવામાં એ ધનનો ખપ પડે છે. જેથી સંસારી અવસ્થામાં તો એ ધન વિના એક દિવસ પણ કાઢવો કઠિણ પડે છે. પણ નિરંતર એકાકી પ્રવાસ કરનારને તથા વિરક્તાવસ્થામાં રહેનારને એનાથી ઘણું કષ્ટ પડે છે. જેથી હવે આરે વિરક્તની પેઠે થોડો પ્રવાસ કરી તે અવસ્થામાં પડતાં કષ્ટનો અનુભવ કરવો છે. માટે મારી ઇચ્છા પ્રમાણે કરવામાં બને તો મને સહાય થાઓ. આ પ્રકારનાં મારાં વચનોને શ્રવણ કરીને કિંચિત્ કાળ વિચાર કરી તે પછી આ પ્રકારનાં પ્રિય વચનો મારા પ્રતિ બોલ્યો.

( અપૂર્ણ. )

# श्री पंचवरदवृत्तान्त.

( અનુસંધાન રૂપ ૩ જાના પૃષ્ટ ૨૦૨ થી )

આ વિગેરે ઘટિત પ્રશ્નોત્તરવડે તેમના નિશ્ચયને તેમના મુખે સ્પષ્ટ કરાવી લક્ષમાં લઈને પછી મેં એ સબંધમાં મૌન રાખ્યું.

મારાં તરફનો અવિરોધ જણાવાથી પશ્ચાત્ તેમણે પરસ્પરમાં વિચાર કરી નિશ્ચય કર્યા પ્રમાણે પ્રસંગવશાત્ ઇષ્ટદેવ તથા નરાધિપતિસમીપ રહેતાં દંડ, છત્ર, ચામરાદિ ચિહ્ન સહિત તેઓ આ શરીરીનુ વિધિવત્ પૂજન કરવા લાગ્યા તથા તેમાં પોતાને તેઓ પ્રસન્નતા પ્રાપ્ત અનુભવવા લાગ્યા. આ પ્રકારે દિવસો વ્યતીત થતાં તદનંતર આવનાર મનુષ્યો પણ પોતાને કંઈક શ્રદ્ધા પ્રાપ્ત થવાથી અન્ય સાધકોની પેઠે સર્વે આચાર કરવા લાગ્યા. આ પ્રકારે ઉત્તરોત્તર સમાગમી મનુષ્યોની સંખ્યા વધવાથી તેમના સર્વેના પ્રસંગવશાત્ આવતા મનના સંશયોનું છેદન કરવા નિમિત્ત મારે પ્રતિદિન અધિક સમય રોકવાનો સંભવ આવતો ગયો.

એક વેળા અવકાશના સમયે આ જનસંગની પ્રાપ્ત ઉપાધિના સંબંધમાં મને આ પ્રકારના વિચારો અંતઃકરણમાં સ્ફુરતા પ્રતીત થયા.

આ પ્રાણિપદાર્થોનો સંગ ઈચ્છા વિના આવી પ્રાપ્ત થયો છે તથા આ શરીરીને સદ્ગુરુરૂપે જનમંડળમાં પ્રસિદ્ધ થવાની ઈચ્છા વિના જ હવે ઘણા લોકો સદ્ગુરુરૂપે માનવા લાગવાથી ઘણું ખરૂં નગરમાં સર્વે સ્થળે તેમ જ બહાર પણ ગ્રામગ્રામાંતરમાં કે દેશદેશાંતરમાં પણ પ્રસિદ્ધિ થવા લાગી છે. આથી પ્રતિદિવસ ઉપાધિની વૃદ્ધિ થવાનો સંભવ જણાય છે, કાંઈ ઘટવાનો સંભવ નથી.

આ છત્ર, દંડ, ચામરાદિ ચિહ્ન પણ આ શરીરીની ઈચ્છાવિના જ આવી પ્રાપ્ત થયાં છે. એમાં અનાદર ન કરવાથી હવે પછી પણ એવા ને એવા અનેક શુભ અર્થાત્ વિહિત ગણાયેલા પદાર્થો આવવાનો સંભવ રહ્યો છે, અને એ પ્રકારે અનેક વૈભવી પદાર્થો સમીપ રહેવાથી ઉત્તરોત્તર અધિક સાવધાનપણું રાખવાનો પ્રસંગ આવશે.

ઘણા વેદાંતસિદ્ધાન્તના વક્તાઓ એવું માને છે કે જ્ઞાન થયા પછી શુભાશુભ કર્મ નડતાં નથી, અને શેષ પ્રારબ્ધથી શુભાશુભ કર્મમાં જ્ઞાનવાનની જે પ્રવૃત્તિ થાય છે તેનો

તેને દોષ નથી. કારણ કે ઉત્તર જન્મોનાં કારણરૂપ સંચિત કર્મના કોશનો તો જ્ઞાનદ્વારા ક્ષય થાય છે; આગામિક કર્મ પણ ઉત્તર જન્મના અભાવે ફળ આપવા અસમર્થ થવાથી ક્ષય જ થાય છે; અને શેષ પ્રારબ્ધનો તો આ દેહનાં ક્ષયસમયે ભોગદ્વારા ક્ષય જ થાય છે. આથી જ્ઞાનીને શેષ પ્રારબ્ધથી કરાતાં શુભાશુભ કર્મનો દોષ નડતો નથી એમ માને છે.

આ માનવામાં એક સંદેહ એ ઉદ્ભવે છે કે જ્ઞાનીની શેષ પ્રારબ્ધથી શુભ કર્મમાં કદાચિત્ પ્રવૃત્તિ થાય તો ભલે પણ અશુભ કર્મમાં પ્રવૃત્તિ થવી સંભવતી નથી. કારણ કે અશુભ કર્મને કરાવનાર કારણરૂપ પાપકર્મનો તો જ્ઞાન થયા પૂર્વે જ ક્ષય ઘટે છે. જ્યાં પર્યંત પાપરૂપ મળ અવશેષ હોય છે ત્યાં પર્યંત જ્ઞાન થતું નથી એવો શાસ્ત્રનો નિશ્ચય છે. **ज्ञानमुत्पद्यते पुंसां क्षयात्पापस्य कर्मणः** ઇત્યાદિ વચનો વડે.

વળી શાસ્ત્રમાં મલવિક્ષેપ તથા આવરણ એ ત્રણ દોષ અંતઃકરણમાં કહ્યા છે. એ દોષની નિવૃત્તિ થયે જ જ્ઞાનનો પ્રાદુર્ભાવ સંભવે છે. આમ છે તો અશુભ ક્રિયા કરાવનાર કારણરૂપ પાપસંસ્કાર જેને મલદોષ કહ્યો છે તેની તો જ્ઞાન થયા પૂર્વે જ નિવૃત્તિ થવી ઘટે છે, અને તે પાપરૂપ મળ મટવાથી જ ચિત્તની ચંચલતારૂપ વિક્ષેપ મટે છે. તે વિક્ષેપ મટવાથી જ આવરણ ભંગ થાય છે; અને ત્યાર પછી જ્ઞાનનો પ્રાદુર્ભાવ થાય છે. આ વિધિએ જોતાં જ્ઞાન થયા પૂર્વે પાપરૂપ મળની નિવૃત્તિ થાય છે, જેથી પાપસંસ્કારદ્વારા થતી અશુભ કર્મમાં પ્રવૃત્તિ તે જ્ઞાનીમાં ઘટતી નથી. આથી એમ સિદ્ધ થતું ઘટે છે કે અશુભ કર્મમાં પ્રવૃત્તિ જેની થાય છે તેને જ્ઞાન થયું નથી.

આ સ્થળે કદાચિત્ કોઈને એવી શંકા થાય કે પૂર્વે પરાશર, વ્યાસ, દુર્વાસા વિગેરે પુરુષોમાં પણ કામક્રોધાદિના સંચારથી તેમની અનિષ્ટ કર્મમાં પ્રવૃત્તિ થઈ છે એવું પુરાણાદિ ગ્રંથોમાં પ્રસંગે પ્રતિપાદન કરાયેલું પ્રતીત થાય છે, તો શું તે પુરુષો સઘળા યથાર્થ જ્ઞાનથી રહિત હતા ?

આ શંકા સૃષ્ટિના યથાર્થ સ્વરૂપના અજ્ઞાનથી જ સ્ફુરતી હોવી ઘટે છે, માટે એ અંજળવાન્ નથી. સંસારમાં લીલાતનુ તથા અદૃષ્ટજન્યતનુદ્વારા પ્રત્યેક ક્રિયા ઈષ્ટઅદૃષ્ટસંકેતાનુસાર થાય છે. તે પુરુષોદ્વારા સાભિમાન સ્વકૃત કર્મસંસ્કારના અભાવને લીધે સ્વાર્થબુદ્ધિજન્ય ક્રિયા થતી નથી, તેથી તે ક્રિયાના તેઓ અભિમાની નથી. જેવા તેવા પુરુષોના દૃષ્ટાંત જીવને વિષે સામ્પ્રતમાં જણાવવામાં ઘટતાં નથી. આમ છતાં પણ જે જે મહાત્મા પુરુષોદ્વારા કોઈ અનુચિત કૃત્ય થયાનું વર્ણન પુરાણાદિ ગ્રંથમાં હોય છે તો તે જ ગ્રંથોમાં તે તે પુરુષો વડે થયેલાં અલૌકિક કૃત્ય પણ વર્ણ્યા છે. તેથી તે અલૌકિક સામર્થ્યવાળા મહાપુરુષોનાં દૃષ્ટાંત જીવોને અનિષ્ટ કૃતિનિમિત્તે ઉપયોગનાં નથી. જીવોએ તો શ્રી દધ્યઙ્અથર્વણાદિ મહાત્મા પુરુષોનાં નિર્વિકાર પ્રવૃત્તિનિમિત્તનાં દૃષ્ટાંતો જ ગ્રહણ કરવાં ઉચિત છે. અને કદાચિત્ દુર્વાસા, વ્યાસાદિનાં દૃષ્ટાંત ગ્રહણ કરે તો તેમના જેવાં અલૌકિક સામર્થ્યને પોતામાં પ્રાપ્ત થયેલું અનુભવ્યાં પછી જ ગ્રહણ કરવાં ઘટે છે. પરંતુ આજકાલ તો અજ્ઞાનાવરણયુક્ત અંતઃકરણવાળા, જીવત્વને પ્રાપ્ત મનુષ્યો પોતામાં અલૌકિક દૈવી સામર્થ્યનો અભાવ

છતાં પણ પોતાને તે પૂર્વ દેવી સામર્થ્યવાન્ મહાત્માની પંક્તિમાં ગણાવવા ઇચ્છેછે, તથા તેમનાં દૃષ્ટાંતથી પોતે દુષ્ટ કર્મ કરીને પોતાને તેમની પેઠે નિર્દોષ તથા નિર્લેપ જ્ઞાની ગણાવવા ઇચ્છેછે. તથાપિ તેમની એ પ્રવૃત્તિ અસંત અયોગ્યજ ગણાવી ઘટે છે. જેથી પૂર્વનાં દૃષ્ટાંત આપીને કોઇ કહે કે દુર્વાસા ક્રોધી હતાં અને તેમને જ્ઞાન હતું તેમ અમે પણ ક્રોધી છીએ તથાપિ અમને જ્ઞાન છે; એ જ પ્રમાણે કામી, લોભી આદિનાં દૃષ્ટાંતો આપે અને પોતે જ્ઞાની છે એમ સિદ્ધ કરવા યત્ન કરે પણ તે મુખ્ય ઉભય અંશથી અપ્રમાણ્ય હોવાથી સ્વીકારવા કે માનવા યોગ્ય નથી. આટલું કહીને એજ નિશ્ચય જણાવવાનો છે કે અંતઃકરણમાં અશુભ પ્રવૃત્તિના કારણરૂપ પાપસંસ્કારોનો અભાવ થયા વિના જીવોને જ્ઞાન થતું નથી એ વાર્તા નિર્વિવાદ સત્ય છે.

જ્ઞાનવાન્ પુરૂષને જ્ઞાનદ્વારા થતી તૃપ્તિ તથા શાંતિના યોગે કદાચિત્ પણ કોઇ પ્રકારના શુભાશુભ વિષયમાં ઇચ્છાપૂર્વક પ્રવૃત્તિ થવી ઘટતી નથી. તેમ છતાં પણ સહજ પ્રાપ્ત કારણના બળે રાગાદિથી રહિત પ્રવૃત્તિ થાય તો તે જ્ઞાનની વિરોધી સંભવતી નથી. કારણ કે જ્ઞાનીને પરતઃસિદ્ધ પ્રારબ્ધનો ભોગ સ્વતઃ ઇચ્છા કર્યાવિના પણ થવો સંભવે છે. આમ છતાં પણ પરેચ્છાવડે સહજ પ્રાપ્ત અશુભ વિષયમાં જ્ઞાનીની પ્રવૃત્તિ થવી ઘટતી નથી. કારણ કે સાધકાવસ્થાની અવધિપર્યંતમાં સંપૂર્ણ પ્રકારની વિષયકામનાનો કારણસહિત ઉચ્છેદ થવો સંભવે છે.

આ પ્રકારે, ખરૂં જોતાં મારા વિષે શુભાશુભ કામનાનો સંભવ ન હોવો ઘટે એમ છે તોપણ હસ્તામલકવત્ જેમને આત્મસાક્ષાત્કાર થયો છે એવા પુરૂષે એ પણ આ વિચિત્ર સ્વભાવવાળી માયાનો વિશ્વાસ કરવો યોગ્ય ગણ્યો નથી, તથા મરણપર્યંત અર્થાત્ દેહપતનપર્યંત પણ કામાદિ વિકારોને અંતઃકરણમાં પ્રવેશવા સરખો અવસર આપવો યોગ્ય ગણ્યો નથી, તાત્પર્ય માત્ર એ જ છે કે સદા સાવધાન રહેવું.

હવે આ સમયે આ સાધકો મારી ઇચ્છા વિના આ સંપૂર્ણ વૈભવી પદાર્થો લાવે છે તથા તે તે પદાર્થો મારા સમક્ષ સ્થાપે છે તેનો હું અનાદર કરતો નથી, તો કાલે કરીને કોઇ મદ્યાદિ અશુભ પદાર્થો લાવી મારી ઇચ્છા વિના અને અર્પણ કરી સમક્ષ મુકે તો તેનો અનાદર કરવા વૃત્તિને વેગ આપવો કે કેમ? વળી આપણી ઇચ્છા વિના કોઇ દુરાચરણમાં કે વિષયસુખમાં આસક્ત સ્ત્રી અભિસારાદિ કર્મમાં પ્રવેશ કરવા પોતાની ઇચ્છાથી પ્રેરે તો પ્રવૃત્તિ કરવી કે કેમ? જો આ પ્રકારે અન્યની શુભેચ્છા સ્વીકારવા વૃત્તિ વિરોધ ગણતી નથી તો આગળ જતાં અશુભ વિષયને પણ સ્વીકારવા વિરોધ ગણશે એનો શો ભરોસો? શુભાશુભ અવશેષ પ્રારબ્ધ ભોગવવાં પડે છે એવા વિચારવાળા પુરૂષો તો આવા સંપૂર્ણ નિંદ્ય વ્યવહારમાં થતા પ્રવેશને વિરોધી કદાચિત્ નહિ ગણતા હશે પણ મારે તો એ સંપૂર્ણ અશુભ વ્યવહારને વિરોધી ગણી અવશ્ય સાવધાન રહેવું ઉચિત છે.

વિરક્તાવસ્થાવાળા તથા એકાંત સેવન કરનારા મહા પુરૂષોએ તો સદા વિરોધી વાસનાને ઉપજાવનાર જનસંગનો ત્યાગ સેવેલો હોય છે તેથી તેમને તો સર્વ પ્રકારે વિરોધની નિવૃત્તિ જ રહેવી સંભવે છે, પણ ગૃહસ્થાશ્રમીને અથવા તો મિથ્યા ત્યાગના વેષમાત્રને ધારણ

પ્રાણાયામ એ પણ એક ક્રિયા છે, જેનું ફળ અંતઃકરણ તથા શરીરાંતર્ગત અવયોમાં કંઈક વિલક્ષણ ફેરફાર થવો એ છે. ત્યાં અનુકૂલ પ્રકારે પ્રાણાયામની ક્રિયા કરનારને સર્વ રોગક્ષયરૂપ અનુકૂળ ફળ મળેછે. અને અયોગ્ય વા પ્રતિકૂલ પ્રકારથી જે પ્રાણાયામ કરવામાં આવેછે તો તે ક્રિયા કરનારને સર્વ રોગની પ્રાપ્તિરૂપ પ્રતિકૂલ ફળ મળેછે. આ વાર્તા યોગશાસ્ત્રમાં પ્રસિદ્ધછે. આ લોકમાં કોઈ પણ બુદ્ધિમાન્ પુરૂષ પ્રતિકૂળ ફળની ઈચ્છાવાળો હોતો નથી. સર્વરોગક્ષય એ સર્વની અનુકૂળ ઈચ્છાનો વિષય છે અને સર્વરોગ સમુદ્ભવ એ સર્વની ઈચ્છાનો અવિષય અર્થાત્ પ્રતિકૂળ વિષય છે, જેથી તે રોગ માત્રને ઉપજાવવા કોઈ પણ પ્રાણાયામને કરવા ઈચ્છતું નથી તો પણ અયોગ્ય પ્રકારે તે કરવાથી રોગ થાયછે ત્યાં અયોગ્ય પ્રકારે કરવાથી કાસ, શ્વાસ, હીચકી તથા જ્વરાદિ રોગો થાય છે, તેમ જ મસ્તક કર્ણ, નેત્ર આદિમાં વિવિધ પ્રકારની પીડાઓ થાયછે. માટે રોગમૂલક અયોગ્ય પ્રાણાયામ કોઈએ કરવો ઉચિત નથી.

પ્રાણાયામ કરવાનું પ્રયોજન તો ચિત્તચાંચલ્ય શમાવવું આર્થાત ચિત્તને નિશ્ચલ સ્થાપવું એ છે. કારણ કે ચિત્ત પ્રાણાધીન હોવાથી પ્રાણવાયુ સ્થિર થયા વિના સ્થિર થતું નથી. જેથી પ્રાણ નિશ્ચલ થવાથી ચિત્ત નિશ્ચલ થાય છે, અને એ વાતચિત્તનું નિશ્ચલપણું પ્રાપ્ત થવાથી અભ્યાસીને સ્થિર દીર્ઘજીવિત્વ પ્રાપ્ત થાયછે તથા ઈશત્વ પણ પ્રાપ્ત થાય છે.

આ પ્રયોજન અયોગ્ય પ્રાણાયામથી સિદ્ધ થતું નથી. પણ એથી ઉલટું અલ્પજીવિત્વ તથા રોગીપણું પ્રાપ્ત થાય છે, માટે સર્વથા યોગ્ય પ્રાણાયામ જ કર્ત્તવ્ય છે એમાં કાંઈ સંદેહ નથી.

હવે જેમ ઋતુ આદિ કાલ, દોષોના પ્રકોપાદિને કરે છે તેમ વિવિધ પ્રકારથી કરાતો પ્રાણાયામ પણ રોગોનાં શમનાદિને કરેછે. જેથી ઋતુ, કાળ, તથા પ્રકૃતિની સાથે અનુકૂળ પ્રતિકૂળ પ્રાણાયામની જાતિને પણ રૂડે પ્રકારે જાણવી ઘટેછે.

(અપૂર્ણ.)

---

॥ ॐ श्री ॥

## व्यापार.

આ સંસારમાં મનુષ્યપ્રાણિમાત્ર પોતપોતાના કરવા યોગ્ય માનેલા વ્યાપારમાં રાત્રદિવસ રમણ કરે છે. પણ તેઓમાંના થોડાજ પોતાના વ્યાપારની યથાર્થતા તથા અયથાર્થતાઉપર ઘટિત વિચાર કરે છે. કોઈ કોઈ મનુષ્ય ઘટિત વિચાર કરવા પ્રયત્ન કરે છે પણ તેઓ સર્વ પોતાથી થતા વ્યાપારમાત્રની યથાર્થતા અથવા અયથાર્થતાનો નિશ્ચય યથાવત્ કરી શકતા નથી. આમ થવામાં કારણ તો એટલું જ જણાય છે કે આ સર્વ મનુષ્યો વ્યાપારમાત્રનાં સ્વરૂપને તથા પ્રત્યેક વ્યાપારનાં યથાર્થ ફલનાં સ્વરૂપને જેમ છે તેમ જાણતાં નથી. એથી એમ થાય છે કે જે ફળની ઇચ્છાથી વ્યાપાર કરે છે તે ફળને તેઓ પામતાં

નથી. આમ છતાં પણ વ્યાપારમાત્ર પોતાના યોગ્ય ફળને ઉત્પન્ન કર્યાવિના રહેતા નથી, જેથી માણસે પોતાની ઈચ્છાવિરૂદ્ધ ફળને પણ પોતાના વ્યાપારમાંથી પ્રાપ્ત કરી લેવું પડે છે, અને તેનું પરિણામ દુઃખ થાય છે. ઘણે પ્રસંગે દુઃખરૂપ ફળની ઇચ્છાથી આરંભેલો વ્યાપાર તેથી વિરોધી એટલે સુખરૂપ ફળને પણ ઉપજાવી આપે છે. જેથી સુજ્ઞ પુરૂષોએ યોગ્ય ફળને ઉપજાવનાર યોગ્ય વ્યાપારને કરવાઅર્થે વ્યાપારનાં તથા ફળનાં સ્વરૂપનો અવશ્ય વિચાર કરવો ઘટે છે.

મનુષ્યોવડે થતા આ વ્યાપારોનો મુખ્ય બે ભેદમાં સમાવેશ થાય છેઃ મનકૃત વ્યાપાર તથા શરીરકૃત વ્યાપાર. મન અને શરીરનો એવો નિકટ સંબંધ છે કે વસ્તુતઃ વ્યાપારના આ બે પ્રકારના ભેદ પાડી શકાતા નથી. તોપણ મનનો વ્યાપાર થઇનેજ અટકે છે તો શરીરના વ્યાપારની વૃદ્ધિ થતી નથી; અને મનનો વ્યાપાર મનમાંજ પુનઃ ન શમતાં તેનો વેગ શરીર ઉપર આવે છે ત્યારે શરીરથી તે વ્યાપારની વૃદ્ધિ થાય છે, માટે એ બે ભેદ કરવા ઉચિત છે. ત્યાં જે વ્યાપારનો મનથી આરંભ થઇને મનમાં જ પુનઃ અંત આવી જાય છે તેને મનકૃત વ્યાપાર જાણવો. તથા જે વ્યાપારનો આરંભ મનથી થઇને ઇંદ્રિયસમૂહરૂપ આ શરીર ઉપર વેગ આવી શરીરદ્વારા તે વ્યાપારની વૃદ્ધિ થઇ અંત આવે અર્થાત્ અટકે છે તે શરીરકૃત વ્યાપાર જાણવો.

આ રીતે બે પ્રકારનો વ્યાપાર થાય છે. તેમાં મનમાં વ્યાપારનો આરંભ થવામાં બે હેતુ છે, એક તો અંતર્માંજ રહેલા મનસ્થ સંસ્કારથી મનને વેગ પ્રાપ્ત થાય છે તે, અને બીજો શરીરસ્થ ઇંદ્રિયનો બહિરસ્થ વિષય સાથે સંબંધ થવાથી તેનું ભાન મનને થવાથી તત્કાળ મનને વેગ મળીને વ્યાપારનો આરંભ થાય છે તે. આથી એકતો પૂર્વપ્રાપ્ત મનસ્થ સંસ્કારજન્ય મનકૃત વ્યાપાર, અને બીજો ઇંદ્રિય વિષયના તાત્કાલિક સંબંધથી પ્રકટતા અર્થાત્ આગંતુક સંસ્કારજન્ય મનકૃત વ્યાપાર, એમ મનનો બે પ્રકારનો વ્યાપાર થાય છે. અને એજ પ્રમાણે શરીરનો પણ બે પ્રકારનો વ્યાપાર થાય છે. એક તો અંતરસ્થ સંસ્કારજન્ય શરીરકૃત વ્યાપાર અને બીજો બહિરસ્થ વિષય સંસર્ગજન્ય આગંતુક સંસ્કારદ્વારા થતો શરીરકૃત વ્યાપાર. આ પ્રમાણે મન તથા શરીરદ્વારા થતો વ્યાપાર એકંદર ચાર પ્રકારનો થયો. એ ચતુર્વિધ વ્યાપારના પુનઃ બબ્બે ભેદ પડે છે. કારણ કે કોઈ વ્યાપાર તો પ્રધાનપણે અશુભફલપ્રદાતા હોવાથી અશુભપ્રધાન હોય છે, અને કોઈ વ્યાપાર તો પ્રધાનપણે શુભ ફલ આપનાર હોવાથી શુભપ્રધાન હોય છે. તેથી એ પ્રત્યેકના શુભાશુભપણાથી ચાર વ્યાપારના અષ્ટ ભેદ થવા સંભવે છે. એ અષ્ટ પ્રકારના વ્યાપારના પુનઃ બબ્બે ભેદ પડવા સંભવ છે. કારણ કે કેટલાએક શુભાશુભ વ્યાપાર તો મનુષ્ય પોતાની ઈચ્છાથી કરે છે, અને કેટલાએક શુભાશુભ વ્યાપાર તો પોતાનાં સ્ત્રી, પુત્ર, મિત્ર, આદિ સ્વજનોની ઇચ્છાથી કરે છે. જેથી સ્વેચ્છાપૂર્વક અને પરેચ્છાપૂર્વક એમ બે ભેદથી થતા તે અષ્ટવિધ વ્યાપારના દ્વિગુણ ભેદ થવાથી ષોડશ પ્રકારના વ્યાપાર થવા સંભવે છે. આ ષોડશ પ્રકારના વ્યાપારના પણ પુનઃ બબ્બે ભેદ થવાનો સંભવ સૂક્ષ્મ વિચારથી જણાય છે. કારણ કે સ્વેચ્છાથી કરાતા શુભાશુભ વ્યાપાર કોઇ વેળા મનુષ્યો આગ્રહથી કરે છે ને કોઇ વેળા

નિરાગ્રહથી કરે છે. તેમ જ પરેચ્છાથી કરાતા શુભાશુભ વ્યાપાર પણ મનુષ્યો પ્રસંગે આ-ગ્રહથી કરે છે અને કોઇ સમયે નિરાગ્રહથી કરે છે. જેથી તે ષોડશ પ્રકારના વ્યાપારના પુનઃ સાગ્રહ તથા નિરાગ્રહ એવા બબ્બે ભેદ પડવાથી દ્વાત્રિંશતિ (૩૨) ભેદ થવા સંભવ છે.

( અપૂર્ણ. )

---

# मनने सुबोध.

## પદ. રાગ કરાઇ.

હે મન પ્રેમની ધારા સાધી રે, હરઘડી હરિગુરૂમાં ધાજે રે,
વિષયવિલાસની ધારા આ કુડી વીરા, માન કહ્યું તો તું ના રહાજે રે. હે૦ ૧
જોને વિચારી તું દશદિશ ન્યાળી રે, શે વિષયે તું સુખ દેખે રે,
ક્ષણિક દુઃખદ એ વિષય ન છાના, સુખદ ગણે તું શે લેખે રે. હે૦ ૨
ગર્ભની આદિ ને મરણને અંતે રે, સ્થિરતા ગ્રહીને તું જોજે રે,
મધ્યે પ્રતીતિથી પ્રેમ જ બાંધી, વંધ્યા ગૌને ના દોહાજે રે. હે૦ ૩
છે પણ નહિવત વિષયો જાણી રે, પ્રેમ પલટી સુખરૂપ થાજે રે,
સઉ દુઃખદાતા આ વ્યર્થ લવારા, હરિગુરના યશ નિત્ય ગાજે રે. હે૦ ૪
મમત્વ સાધીને મર્યાદા બાંધી રે, મિથ્યા જગ રચી શું ખેલે રે,
આ મોજ ન લીધી પણ મોત જ લીધું, તું નિજ હાથે પડીયો જેલે રે[1]. હે૦ ૫
દૂષિત પ્રેમ આ શું તું ન જાણે રે, જે પ્રતિદિન સાથે વધતો રે,
ભાસે પ્રિય પણ અપ્રિય દાતા, છે વિષ, જાણ ન એ મધ તો રે. હે૦ ૬
મારૂં ને તારૂં એની હદ ન જેમાં રે, એવું હરિગુરપદ ચ્હાજે રે,
અમર્યાદ આ પ્રેમ વધારી તે મહામળહર જળમાં ન્હાજે રે. હે૦ ૭
દશદિશમાં જેની અવધિ ન દીસે રે, જે સમ સર્વે સદા છાજે રે,
નૃસિંહ પ્રભુપદ નિર્ભય તે છે, ભય હરવા સત્વર જાજે રે. હે મન૦

---




रूप (पुस्तक) ४-मार्गशीर्ष कृष्ण १४ सं० १९४८ दर्शन (अंक) २.

॥ ॐ श्रीं ॥

## गंतव्यस्थानना गंतव्य मार्गनो बोध.

પદ. રાગ વેળાવળની દેશી.

હે સાધક શિખ આ શ્રવણુ ધરી, અતિ દૃઢ મનને સ્થાપી રે,
ગગનમાં[1] વહેજે કળે કરી, લેજે અનંત આ માપી રે, હે સાધક૦ ૧
નગરી[2] આ શોભિતી સાંપડી, તેને શોધી લે આદિ રે,
જેમાં બંધાયો તું મમત્વ ધરી, તેમાં રહે ના પ્રમાદી રે, હે સાધક૦ ૨
ઇચ્છિત વસ્તુ[3] જે આ જીવની, જન સહુ દશ દિશ શોધે રે,
સહજ મળે તે આ નગરીમાં, (જેને) વેદશાસ્ત્રઆદિ બોધે રે, હે સાધક૦ ૩
પ્રથમ આવીને ઠરજે ચોવટે,[4] જ્યાં છે નગરીનું મધ્ય રે,
ત્યાં ચારે વાટોનું મૂલ સાધીને, સ્થૂલ* ઓળખજે અવધ્ય રે, હે સાધક૦ ૪
યોગ્ય અનુભવ ત્યાં લેઇને, ઠરજે છવટે[5] આવી રે,
વાટ છ ગઢની ઓળખી, રહેજે સ્થિરતા લાવી રે, હે સાધક૦ ૫
નિયમિત અવધિ ત્યાં ગાળીને, કરજે ઉર્ધ્વ ગમન રે,
દશવટી[6] સ્થલમાં જઈ પહોંચજે, આગળ થવાને અમન રે, હે સાધક૦ ૬
વસમી ત્યાં દશ જોઇ વાટને, વીર વિકલ ન થાજે રે,
લક્ષ્ય ઘટિત ત્યાં સાધીને, વામ પાર્શ્વમાં ધાજે રે, હે સાધક૦ ૭
કમલ[7] વસે છે જ્યાં કારમું, માંહી જ્યોતિ નિત્ય જાગે રે,
તેને હુંપદ ગણી ભેટજો; તેથી દુરિત સહુ ભાગે રે, હે સાધક૦ ૮
ત્યાં હળીમળી સુખરૂપ અનુભવી, રાજમાર્ગે[8] તું વહેજે રે,

---

૧ મુર્દ્ધમાં. ૨ માનુષ્ય દેહ. ૩ ઇચ્છિત વસ્તુ=સુખ અથવા પરમાત્મ સ્વરૂપ. ૪ ચતુર્દલ પદ્મ. *ચતુર્દલ પદ્મના અભિમાની દેવ તથા તેમની શક્તિનાં તનુ. ૫ ષટ્દલપદ્મ. ૬ દશદલપદ્મ. ૭ હૃત્પદ્મ, અષ્ટ દલપદ્મ. ૮ ષટ્ચક્રના માર્ગે.

દ્વાદશ ગઢ[1]નો જ્યાં મોખરો, ત્યાં સુખ ઝાઝેરૂં લેજે રે, હે સાધક૦ ૯
તું આવ્યે ત્યાં ઉત્સવ ઉગશે, નૃત્ય વાદ્ય ગાન[2] નાના રે,
વસજે ત્યાં ભોગ સર્વ વિસરી, ભોગ ભોગવી છાના રે, હે સાધક૦ ૧૦
કાળે કરીને ત્યાંથી ચાલજે, જ્યાં ષોડશ ગઢ[3]નું મુખરે,
કૂપ[4] કુદીને મુખે સ્થિર થવું, લેવું છે જો અખંડ સુખ રે, હે સાધક૦ ૧૧
નિર્ભય થઈને આગળ જવું, ત્યાંથી માર્ગ બે[5] ફાટે રે,
કો તો આગળથી[6] સંચરે, કો ઉતરે પૃષ્ટ[7] ઘાટે રે, હે સાધક૦ ૧૨
એ ઉભય માર્ગેથી અવાય છે, જ્યાં છે અમૃતનું ઝરણું રે,
નાહીને વહો જે તે ઝરણમાં, ફરી ના'વે જન્મ ને મરણું રે, હે સાધક૦ ૧૩
આગળને માર્ગે જતાં અલ્યા, આવે મધ્યે ત્રિવટી[8] રે,
તેને વટાવી ઝરણે નાહીને, વહેજે મહામંત્ર રટી રે, હે સાધક૦ ૧૪
પછી મહામંદિરમાં[9] છે પેસવું, કોટિ સૂર્ય જ્યાં લાજે રે,
અખંડ આનંદને ત્યાં પામવું, ચિદ્દ્ઘન જ્યાં રાજે રે, હે સાધક૦ ,૧૫
પૃષ્ટ માર્ગે જો તું સંચરે, આવે મધ્યે ગુહાનું દ્વાર રે,
દ્વારે પ્રવેશી ઝરણે નાહીને, કરજે ધણીને જુહાર રે, હે સાધક૦ ૧૬
સહસ્રાવધિ[10] ગઢનું મૂળ જ્યાં, સુખમય સાધક થાતા રે,
નૃસિંહ પ્રભુ કરૂણાવડે, શૂરા જન કો ત્યાં જાતા રે, હે સાધક૦ ૧૭

---

## ॥ ॐ श्रीं ॥

# मनुष्यजाति.

મનુષ્ય અને પશુ પક્ષી આદિ અન્ય સર્વ પ્રાણીઓમાં શો ફેર છે, મનુષ્યો તેમના કરતાં કયા પક્ષમાં અધિક છે, તથા આ ભુલોકમાં મનુષ્ય પ્રાણીની આદ્ય પ્રતીતિ કયે કાલે અને કયા ક્રમમાં થઈ એવિષે કેટલાએક પાશ્ચાત્ય વિચારોનું આ વિષયમાં નિરૂપણ થાય છે. આ ભૂલોકમાં મનુષ્યો કેટલી કેટલી જાતિનાં વસે છે, તેમના શરીરની અંતર તથા બહારની આકૃતિમાં શા શા ભેદ હોય છે, તેમની ગૃહનીતિ, પરસ્પર વ્યવહારનીતિ, રાજ્ય-નીતિ, તત્સંબંધી તેમના વિચારો તથા ભેદ, અને તેમની એકંદર સામાજિક રિતિયોના ભેદ, આ સર્વ પણ જાણવા યોગ્ય ગણી તેમને એક સ્વતંત્ર શાસ્ત્ર તરીકે ગણવામાં આવે છે. તેને અંગ્રેજીમાં Anthropology કહે છે. ગુજરાતીમાં તેને 'મનુષ્યજાતિવર્ણન-શાસ્ત્ર' એવી સંજ્ઞા આપી હોય તો ચાલે. તેવા એક ગ્રંથમાંના કેટલાએક વિચારો આ

---

૧ દ્વાદશ દલપદ્મ. ૨ અનાહત ધ્વનિ. ૩ ષોડશદલપદ્મ. ૪ કંઠકૂપ. ૫ પશ્ચિમ-માર્ગ અને પૂર્વ માર્ગ. ૬ પૂર્વ માર્ગ. ૭ પશ્ચિમ માર્ગ. ૮ ભ્રૂમધ્ય, ત્રિકુટિ. ૯ અક્ષરામર ધા. ૧૦ સહસ્ર દલપદ્મ.

વિષયમાં બતાવ્યા છે. તે વિચારો જણાવતાં પૂર્વે આવા વિષયોના જ્ઞાનના સાફલ્યવિષે પ્રથમ કેટલાએક વિચાર નીચે પ્રમાણે આવે છે.

વિશ્વપ્રપંચ અપાર છે. તે પ્રપંચ સમગ્રની અપેક્ષાથી અણુમાત્રરૂપ ગણવા યોગ્ય આ ભૂલોક પણ અલ્પજ્ઞ મનુષ્યના સામર્થ્યના પ્રમાણમાં અપારજેવો જ છે. આ પૃથિવીની સપાટીઉપર પણ અનંત ભેદવાળા નાના મોટા એટલા બધા પદાર્થો છે, તથા સ્થૂલ સૂક્ષ્મ એટલા બધા વ્યતિકરો ક્ષણે ક્ષણે થયા કરે છે કે તે સર્વનાં પૂર્ણ તો શું પણ અપૂર્ણ સ્વરૂપનો સશાસ્ત્ર વિચાર કરવામાં સમર્થ પુરૂષો હારી જાય છે તથાપિ પુનઃ પ્રયત્ન કરતાં જ હોય છે. જુદા જુદા પદાર્થો તથા વ્યતિકરોનાં સ્વરુપોને જાણવાને જુદા જુદા દેશમાં જુદા જુદા સમર્થ વિદ્વાનો રાત્રદિવસ પ્રમાદરહિતપણે યત્ન કરતા જ હોય છે. તે છ-તાં જ્ઞાતવ્યવસ્તુ અપાર હોવાથી તે વિદ્વાનોનો શ્રમ સફલ થયલો ગણવાનો વખત હજુ સમીપ જણાતો નથી. યદ્યપિ તેમણે જેટલે અંશે તે સ્વરૂપો તથા નિયમો સિદ્ધ કર્યાં છે. તેટલાં તો કરવાં ઓછાં એ ન્યાયથી તેમનો તેટલો તેટલો શ્રમ સાર્થક જ છે, તથાપિ વાસ્તવ સ્વરૂપ તો ઘણા જ થોડા પદાર્થો તથા વ્યતિકરોનું સિદ્ધ થયું હશે અને જરા વધારે વિચાર કરતાં તો એમ પણ શંકા થાય છે કે હાલની બહારનાં સાધનોથી પદાર્થસંશોધનની રીતિપ્રમાણે એક પણ પદાર્થ અથવા વ્યતિકરનું યથાર્થ મૂલ સ્વરુપ હજુ સુધી કદાચિત્ સિદ્ધ નહિ થઇ શક્યું હોય. પરંતુ આ વિચારને શંકાત્મક જ રહેવા દેવો યોગ્ય છે.

આ ઉપરથી એક પ્રશ્ન એવો ઉઠે છે કે આ ભૂગોલની સપાટીપર, આ ભૂગોલના અંતર્ પ્રદેશમાં, આ ભૂગોલપરના આકાશમાં તથા આ ભૂગોલની મર્યાદા બહારના અપાર પ્રદેશમાં જે જે વસ્તુઓ છે અથવા હશે, અને જે જે વ્યતિકરો થાય છે અથવા થતા હશે એ સર્વેનું જ્ઞાન મેળવવા પ્રત્યેક મનુષ્યે યત્ન કરવો કે નહિ? પછી તે જ્ઞાન જાતે શોધ કરીને અથવા અન્યની શોધોનો લાભ લઇને મેળવવાનું હોય. તેનું પ્રથમ ઉત્તર તો એ મળવાનું કે હા. બની શકે તેટલી વસ્તુનું અને બની શકે તો બધી વસ્તુનું પણ જ્ઞાન મેળવવું ઇષ્ટ છે. શા માટે? જે જગત્‌માં આ મનુષ્ય શરીરસાથે જીવવાનું છે તે જગત્‌માં જે જે વસ્તુઓ આ શરીર તથા મનસાથે સંબંધવાળી થાય છે તે તે સર્વ તે સંબંધદ્વારા અમુક સુખ અથવા દુઃખની અભિવ્યક્તિ કરાવે છે. તેથી શરીર અને મનસહિત આ જગત્‌ની સર્વ વસ્તુઓનાં સ્વરૂપો તથા તેમના પરસ્પર સંબંધથી પ્રતીત થતા વ્યતિકરોની અભિવ્યક્તિના નિયમો જો યથાર્થ જાણવામાં હોય તો તે નિયમોપ્રમાણે વર્તવાથી તથા તે નિયમો અને સ્વરૂપોનાં જ્ઞાનથી જે સુખ મળે છે તે પ્રાપ્ત થાય. અને તે નિયમો અને સ્વરૂપોનાં અજ્ઞાનથી જે દુઃખ ભોગવવાં પડેછે તે ન ભોગવવાં પડે એટલામાટે. અર્થાત્ તે જ્ઞાન મેળવનાર પ્રત્યેક વ્યક્તિને અને તે જ્ઞાનવાળા મનુષ્યોના સંબંધવાળા સંપૂર્ણ જનસમાજને વધારેમાં વધારે સુખ બન્યું રહે અને દુઃખની વધારેમાં વધારે નિવૃત્તિ બની રહે એટલા માટે.

જુદા જુદા વિદ્વાનો, જુદાં જુદાં શાસ્ત્રો સંબંધની વસ્તુઓ, વ્યતિકરો તથા તેમના નિયમોનાં યથાર્થ સ્વરૂપો જાણવા માટે પૃથિવીના જુદા જુદા પ્રદેશોમાં યત્ન કરતા જ છે. તે બધા તથા હવે પછી તેમની પરંપરામાં થનારા વિદ્વાનો જ્યારે જાણવા યોગ્ય સર્વ વસ્તુઓનાં

તથા વ્યતિકરો અને તેમના નિયમોનાં સ્વરૂપો જાણી રહેશે ત્યારે તેમને તથા તેમના દ્વારા અન્ય પ્રજા માત્રને આખા જગતનું સ્વરૂપ, મનુષ્યના શરીર તથા મનનું સ્વરૂપ, અન્ય પ્રાણીઓસંબંધી પણ જાણવા યોગ્ય સર્વ, જગત્ અને મનુષ્યના સંબંધ, ઉંચામાં ઊંચું સુખ, તે સુખપ્રાપ્તિના અને દુઃખની આત્યંતિકી નિવૃત્તિના ઉપાયો, આ સમગ્રનું પૂર્ણ જ્ઞાન થયેલું ગણાશે, અને ત્યારે સંપૂર્ણ જનસમાજ વધારેમાં વધારે સુખપ્રાપ્ત થયેલો ગણાશે, અને જ્યારે સમગ્ર વસ્તુનું પૂર્ણજ્ઞાન થશે ત્યારે આ સંપૂર્ણ કાર્યકારણસમુદાયનું એક અકારણ કારણરૂપ કોઈ પરમેશ્વરતત્વ હશે તો તે પણ જણાશે. (આ તો બધા પરમેશ્વરતત્વને હાલ અસિદ્ધ માનનારાઓના વિચાર છે તેથી સુજ્ઞ વાચકે સશંક થવાનું કારણ નથી ). આ બધું પૂર્ણજ્ઞાન ક્યારે થઈ રહેશે ? સર્વ શાસ્ત્રોના પરિણામનિશ્ચયો અને તે પરિણામનિશ્ચયોના પણ એકીકરણથી કોઈ સારરૂપ એક અથવા અનેક નિશ્ચયો, તથા પદાર્થોનાં પૃથક્કરણ અને કાર્યોનો કારણોમાં લય કરતાં છેવટે જે એક અથવા અનેક વસ્તુઓ આદિકારણરૂપ ગણવા યોગ્ય હોય તે વસ્તુઓ, ક્યારે જણાશે ? આ જ્ઞાન આ પ્રકારે થવાની કાલમર્યાદા તો એટલી દૂરંગત જણાય છે કે નાંખી નજર પહોંચતી નથી. ત્યારે એવા પૂર્ણજ્ઞાનનો વખત આવે ત્યાં સુધી મનુષ્ય માત્રે શું કરવું ? શોધકોએ તો જન્મ લેવો, શોધો કરવી, પાછલી શોધો તથા જ્ઞાનમાં યથાશક્તિ વધારો કરવો અને શરીરનો અંત આણવો. તેમનો શ્રમ જનહિતાર્થ હોવાથી એક પક્ષથી સાર્થક થયલો ગણાશે. આ શિવાય અન્ય સર્વ તો દેહવ્યવહાર સિદ્ધ કરવામાં, તથા સ્વભાવથી પ્રાપ્ત વિકારોને અનુકૂળ વર્તવામાં જે આયુષ્ ગાળે છે તે ગાળવાના જ. પરંતુ તે ઉપરાંત જેમનાથી બની શકે તેમણે પૂર્વોક્ત શોધો કરવા, બને તેટલાં ફાંફાં મારવાં, ( કેમકે તેઓ ખરા સશાસ્ત્રશોધક નથી માટે તેમની પ્રવૃત્તિ તો પરિણામે નિષ્ફલ જ છે ) અને પરિણામે મૃત્યુને શરણ થવું. મનુષ્યનું મુખ્ય કર્તવ્ય શું ? તે પણ પાછળથી પૂર્ણજ્ઞાનનો યુગ આવશે ત્યારે નક્કી થશે. તથાપિ હાલ તો સામાજિક સુખને પ્રધાન અને પોતાના સુખને ગૌણ પ્રાધાન્ય માની પ્રવૃત્તિ કરવી. ખરા સુખની સ્થિતિ કેવી છે અને તે કેવી રીતે પ્રાપ્ત થઇ શકે ? તે પણ પૂર્ણજ્ઞાન થયે સિદ્ધ થશે. હાલ સિદ્ધ નથી. ત્યારે આ બધા હાલ જે વાસ્તવ સુખનો અનુભવ કર્યા વિના ભવિષ્યની પ્રજાને માટે વાસ્તવસુખના ઉપાયો શોધવાના યત્નમાં મૃત્યુને શરણ થાય છે તથા થવાના તેમનું મૃત્યુ પછી શું ? પાછળથી પૂર્ણ જ્ઞાન થયેથી તે કાલની પ્રજા તૈયાર રસોઇ જમશે અને હાલ આ રાત્રદિવસ યત્ન કરનારા પાચકો તો ભુખ્યા જ રહેવાના ! મૃત્યુપછી શું થતું હશે તે પણ હજુ જાણવાનું બાકી છે. તે પણ પૂર્ણ જ્ઞાનનો યુગ આવેથી જણાશે. ત્યાંસુધી એનું ઉત્તર આપી શકાય એમ નથી. તોપણ શોધકોનો શ્રમ જનહિતાર્થ છે તેથી સાર્થક છે. એટલેથી જ તેમણે સંતોષ માનવો, અને તે પ્રમાણે તેઓ સમજતા પણ હશે. પણ અન્યતરફથી એમ પણ કહેવાય છે કે, મનુષ્ય પૂર્ણજ્ઞાન મેળવવા અસમર્થ છે'. ( Man can never reach perfection ) અને તે મહોખરે અંશે સત્ય મનાય પણ છે. કેટલું તો ખરૂં જ કે જાણવાની વસ્તુઓ ઘણી જ છે, અનંત છે, અને આયુષ્ય તો થોડું અથવા ઘણું પણ મર્યાદાવાળું છે. હાલ પ્રત્યક્ષ અનુભ-

વાય છે કે સમર્થ વિદ્વાનો એક વિદ્યાને પણ પૂર્ણ અંશે જાણી શકતા નથી. પાશ્ચિમાત્ય વિદ્યાઓ પૂર્ણઅંશે તો હજુ ખેડાઈ જ નથી. પરંતુ જેટલે અપૂર્ણ અંશે ખેડાયલી છે તેટલા અંશસુધી પણ તે વિદ્યાને જાણનાર કોઈ વિરલ જ નીકળે. આ તો એક વિદ્યામાટે પણ અનેક વિદ્યાઓ તો બધી એક સરખે અંશે જાણનાર તેનાથી પણ વિરલ. અને હાલ ખેડાતી સર્વ વિદ્યાને રૂડે પ્રકારે જાણનાર મનુષ્ય તો કોઇ જ નહિ એમ પણ કહી શકાય. એક એક વિષયપર એટલાં પુસ્તકો રચાયાં છે અને હજુ રચાતાં જ જાય છે કે તે પુસ્તકોની સંખ્યા, અને એવાં સર્વ વિષયપર રચાયલાં સર્વ પુસ્તકોના સંગ્રહાલયઉપર વિચાર કરતાં પણ ચિત્ત ભ્રમિત થઈ જાય છે, તો એ સર્વ પુસ્તકો વાંચી, સમજી, તદ્દ્વારા જગતની સર્વ વસ્તુ, તથા સર્વ વ્યતિકરોનાં સ્વરૂપ જાણવા યત્ન કરનાર મનુષ્યનું મગજ કઈ દશાને પહોંચે એ સહજ સમજાશે. અર્થાત્ આરૂઢ ચિત્તભ્રમ, ઉન્માદ—શરીર તથા મન ઉભયની પૂર્ણ અવ્યવસ્થા—અભાનાવસ્થા તથા છેવટ મરણ. માટે મર્યાદાવાળા આયુષ્યના અને મર્યાદાવાળી શક્તિના કોઈ એક મનુષ્યે આજે અથવા અન્ય ભવિષ્યત્ કાલે પણ અપ્રમાણે ભિન્ન ભિન્ન એક એક વિદ્યાનું જ્ઞાન મેળવી પરિણામે સર્વ વિદ્યાનું જ્ઞાન મેળવવું તથા તે પૂર્ણજ્ઞાનદ્વારા મેળવી શકાય એટલા પૂર્ણ સુખનો અનુભવ કરવો એટલે પૂર્ણતાને પામવું એવો અસંભવ જ જણાય છે. માટે અલ્પ આયુષ્ તથા શરીરમનના સામર્થ્યવાળા વિચારવાન્ મનુષ્યે જે વિદ્યા અથવા શાસ્ત્ર, જે કળા તથા જે ભાષા વિગેરેનું નામ કાને સાંભળ્યું કે તરત તે સિદ્ધ કરવા, અને જે વસ્તુ અથવા વ્યતિકર દૃષ્ટિગોચર થાય તે સર્વનાં જુદાં જુદાં યથાર્થ સ્વરૂપ જાણવા કદાપિ યત્ન કરવાનો નથી. કેમકે વિદ્યા, કળા, ભાષા, વસ્તુઓ તથા વ્યતિકરો મર્યાદા વિનાના છે અને સાધનો મર્યાદાવાળાં છે. જેથી તે સર્વને પૃથક્ પૃથક્ જાણવાનો યત્ન કરવાથી કેવલ મહા દુઃખ જ ફલરૂપે જણાવાનું. માટે જ શાલાઓમાં તથા મોટી પાઠશાળાઓમાં પણ સર્વ ભાષાઓ સર્વ વિદ્યાકલાઓ, વિગેરેનું જ્ઞાન આપવાનો અસાધ્ય પ્રયોગ યોગ્ય ગણાયો નથી. જે ભાષા, વિદ્યા, તથા કળાના જ્ઞાનવિના મનુષ્યને તત્કાલ ન જ ચાલે, અર્થાત્ જેના જ્ઞાનની સર્વથી પહેલી જરૂર છે તે જ જ્ઞાન પ્રથમ આપવું એ વિદ્વાનોનો ઉદ્દેશ છે. યદ્યપિ તેમાં મતભેદ છે તથાપિ મૂળ આશય એક છે. માટે વિચારવાન્ મનુષ્યોએ ભાષાઓ, વિદ્યા, કળા, તથા વસ્તુઓ વિગેરેના જ્ઞાનોના તેમની આવશ્યકતાના પ્રમાણમાં ચઢતા ઉતરતા ક્રમ બાંધવા જોઇએ. અને તે ક્રમપ્રમાણે જે પ્રથમ જરૂરનું ગણાય તે મેળવવા પ્રથમ યત્ન કરવો, પછી બીજાનો. તેમ જ અનેક વસ્તુઓનાં જ્ઞાન સાથે જરૂરનાં જણાય તો તેમાં પણ જે વધારે જરૂરનું હોય તે મેળવવા યત્ન પ્રથમ અને વધારે કરવો. અને ઓછી જરૂરનું હોય તે મેળવવા યત્ન પછી અને થોડો, સવડપ્રમાણે કરવો. આપ્રમાણે અત્યંત તથા સાક્ષાત્ જરૂરનાં જ્ઞાન મેળવવાના તથા વસ્તુઓ પ્રાપ્ત કરવાના યત્નમાંથી જે શરીર તથા મનનાં સામર્થ્ય અને આયુષ્યનો કાલ બાકી રહેલો હોય તો પછી તે અવશિષ્ટ કાલ તથા સામર્થ્યવડે અન્ય જ્ઞાન તથા વસ્તુઓ ક્રમશઃ સિદ્ધ કરવા યત્નવાન્ થવું. વિચારવાન્ પુરૂષો આ પ્રમાણે જ યત્ન કરે છે. અને અવિચારવાનથી પણ બીજી રીતે યત્ન ભાગ્યે જ થઈ શકે એમ છે. કેર માત્ર

એટલે જ કે વિચારવાન્ તથા અવિચારવાનોએ પ્રથમ જરૂરનાં જ્ઞાન તથા વસ્તુઓ સ્વમતિઅનુસાર જુદાં જુદાં માનેલાં હોય છે. અર્થાત્ આવશ્યકતાના ક્રમમાં સ્થાને સ્થાને ઘણો ફેર જોવામાં આવે છે અને તેથી સર્વની એક સરખા ક્રમમાં પ્રવૃત્તિ થતી જણાતી નથી.

પૂર્વોક્ત સર્વ વિચારો કરતાં આ 'મનુષ્યજાતિવર્ણનશાસ્ત્ર' ( Anthropology ) આવશ્યકતાના ક્રમમાં કેટલામી પદવીએ આવે છે એ જોવાનું છે. તે ક્રમ જોતાં આ શાસ્ત્રના જ્ઞાનપૂર્વે મનુષ્યને પોતાના આ જન્મમાં સુખપૂર્વક નિર્વાહાર્થે બીજાં જે જે જ્ઞાન તથા વસ્તુઓ સિદ્ધ કરવાની પ્રથમ તથા વધારે જરૂર હોય તે સર્વ સિદ્ધ કરવા પ્રથમ યત્ન કરવાનો છે, તેમ કરવામાં વ્યય થતા આયુષ્ તથા શરીરમનના સામર્થ્યમાંથી જે અવશિષ્ટ રહે તેવડે અને ત્યારપછી આ તથા બીજાં શાસ્ત્રોનાં જ્ઞાન તથા વસ્તુઓને ક્રમપ્રમાણે સિદ્ધ કરવા યત્નવાન્ થવાનું છે. તેમાં કેટલીએક વિદ્યાઓ સદ્યઃ ફલ આપનારી છે. **સદ્યઃ** એટલે જેટલે અંશે સધાતી જાય તેટલે અંશે તો તરત જ ફલ આપનારી અને સિદ્ધ થયેથી સર્વથી વધારે અને શીઘ્ર ફલ આપનારી છે. કેટલીએક વિદ્યાઓ પૂર્ણ અંશે સધાય તો જ ફલ આપનારી છે. એટલે થોડે અંશે જ સધાઈને અપૂર્ણ રહે તો અંશતઃ પણ ફલ ન આપતાં કરેલા શ્રમને કેવલ વ્યર્થ કરનાર અને ઉલટી હાનિ કરનાર છે. કેટલીએક વિદ્યાઓ કાલે કરીને નિશ્ચિત ફલને આપનારી છે અને કેટલીએક વિદ્યાઓ અપૂર્ણ પમાંશ હોવાથી એટલે પૂર્ણરૂપે ખેડાયલી જ ન હોવાથી કાલે કરીને પણ ફલ આપશે કે નહિ, અને આપશે તો શું આપશે એ અનિશ્ચિત હોય છે. માટે જે સદ્યઃ ફલ આપનારી વિદ્યા તથા વસ્તુ પ્રથમ સિદ્ધ કરવાની જરૂર હોય તેમને સિદ્ધ કરવા પ્રથમ અને સર્વથી વિશેષ યત્ન કરવાનો છે.

૧. સદ્યઃ ફલ આપનારી એટલે જેમ જેમ સધાતી જાય તેમ તેમ અંશતઃ પણ નિશ્ચિત ફલ તરત જ અથવા યોગ્ય કાલે આપનારી.
૨. પૂર્ણ અંશે સધાય તો જ ફલ આપનારી. અંશતઃ શ્રમ વ્યર્થ, પરંતુ સધાયેથી નિશ્ચિત ફલ આપનારી.
૩. જે વિદ્યાઓનો હજુ પૂર્ણ અંશે પ્રકાશ જ નથી. તેથી તેમનાં પરિણામી ફલ પણ નિશ્ચિત નથી, અથવા અનુમાનથી નિશ્ચિત હોય તો પણ વિદ્યા હાલ અપૂર્ણ દશામાં હોવાથી તે મળવાનો અનિશ્ચય.

બ્રહ્મવિદ્યાના સાધકોના વિચારથી તો બ્રહ્મવિદ્યા જ સર્વ પ્રકારે ઉત્તમ છે. તેથી લૌકિક અર્થ સિદ્ધયર્થ અવશ્યક વ્યવહાર કરતાં અવશિષ્ટ રહેતો સર્વ કાલ આ મહાવિદ્યા સિદ્ધયર્થ પુરઃપ્રયત્નમાં જ વ્યય કરવો તેમણે યોગ્ય માન્યો છે; અને લૌકિક વ્યવહાર પણ પોતે મુખ્ય પ્રાધાન્ય તરીકે સ્વીકારેલા અલૌકિક અર્થના સાધક અને બાધક નહિ હોય એવી રીતે જ કરવા યોગ્ય ધાર્યા છે. અર્થાત્ તેમના વિચારપ્રમાણે મનુષ્યઅંતઃકરણમાં જ્યારથી વિવેક અથવા તુલનાશક્તિ જાગૃત થાય ત્યારથી આયુષ્નો સર્વકાલ તે મુખ્યપ્રાધાન્ય અલૌકિક અર્થનાં સાધક વ્યવહાર સાધવામાં જ વ્યતીત કરવો પડે છે. અને તેપ્રમાણે તેમના મતે

વ્યવહાર બનતાં સુધી તે અલૌકિક અર્થને ઉદ્દેશીને જ હોય છે. બીજા તથા ત્રીજા વર્ગની વિદ્યાઓ જોવા તથા સાધવા માટે ખરૂં જોતાં તેમને અવકાશ નથી અને જેઓ અવકાશ કાઢવા યત્ન કરેછે તેઓ તેટલી પરમાર્થતઃ હાનિ જ સહન કરેછે. બ્રહ્મવિદ્યાવ્યતિરિક્ત બીજી સર્વ વિદ્યાઓની સંખ્યા અપાર છે. તેમને સર્વને પૃથક્ પૃથક્ સાધી અથવા જાણીને આ અલ્પશક્તિવાળા અને અલ્પ આયુષ્યવાળા માનુષ શરીરમાં સર્વવિદ્યાપારંગતમાં ખપવાનો યત્ન તો તે શક્તિ તથા આયુષ્યનો અસદ્વ્યય તથા મિથ્યા વ્યય કરાવનાર જ છે. સર્વ વિદ્યાઓ આ પ્રકારે એક વ્યક્તિને સિદ્ધ થવાનો અસંભવ હોવાથી અને એક વિદ્યા પણ એકલી ન સધાવાથી સિદ્ધ થવાનો અસંભવ હોવાથી એ આયુષ્યશક્તિના વ્યય મિથ્યા છે. અને એ બંને, સદ્વસ્તુવિષયકી બ્રહ્મવિદ્યા સાધવામાં વપરાયાં હોત તો સર્વથી શ્રેષ્ઠ ફલસાધક થાત તેથી તદ્વ્યતિરિક્ત વિદ્યાઓ સાધવામાં થયલો વ્યય અસત્ છે. તેથી મહાવિદ્યાના સાધકોને આવી વિદ્યાઓનું સાધન આદરણીય નથી.

તથાપિ બ્રહ્મવિદ્યાનું સ્થૂલસ્વરૂપ પણ જેમને સ્પષ્ટ જ્ઞાત નથી, જેમનો તે વિદ્યાસાધક, વિચારક્રિયાપ્રધાન સાધનોમાં દૃઢ પ્રવેશ થયો નથી, જેમને સત્શાસ્ત્રના તથા સત્પુરૂષોના અવ્યભિચરિત અને અલૌકિક ગૌરવવિષે અડગ શ્રદ્ધા બેઠી નથી, અને તેમ છતાં પણ કાંઇક પૂર્વ શુભ સંસ્કારથી તેમની વૃત્તિ, સદ્વિદ્યા, સત્શાસ્ત્ર, તથા સત્પુરૂષઅભિમુખ થયલી છે, અને જેમને પાશ્ચાત્ય વિચારવાળા જનસમૂહમાં રહેવાનું છે, તેમને બ્રહ્મવિદ્યાનું સ્વરૂપ સ્પષ્ટતર થવા માટે, આજના વખતના પાશ્ચાત્ય વિચારોથી સ્ફુરતા કુતર્કો તથા શંકાઓ, જે દૃઢ નિશ્ચયના પ્રતિબંધકો છે તેમનાથી વ્યામોહ અથવા ભ્રમ ન થાય એટલા માટે અને પરિણામે સત્પુરૂષ, સદ્વિદ્યા અને સત્શાસ્ત્રના અવ્યભિચરિત ગૌરવ અથવા ઉત્કર્ષની પ્રતીતિ થવા માટે તેમણે આવી વિદ્યાઓના નિશ્ચયો પ્રસંગવશાત્ સહજ જાણી લેવા તથા તેમાંથી ઉઠતા વિરોધી તર્કોનું યોગ્ય પુરૂષથી સમાધાન લેવું કંઇક યોગ્ય મનાયું છે. તેથી "મનુષ્ય જાતિ વર્ણનશાસ્ત્ર"માંના કેટલાએક વિચારો નીચે પ્રમાણે છે.

**મનુષ્યનું લક્ષણ**—'મનુષ્ય એ વિવિધ ઇન્દ્રિયસંપન્ન, બુદ્ધિશક્તિ તથા તત્વસંશોધન કરવાની શક્તિસંપન્ન પ્રાણી છે'. મનુષ્યનું આ કરતાં કેવળ નિર્દોષ સ્વરૂપ રચવું એ હાલ અસંભવ છે. મનુષ્યનું ખરૂં અને પૂર્ણ લક્ષણ બાંધતાં પૂર્વે તેના સ્વરૂપનું તથા આ આખા વિષયનું પૂર્ણ અને નિઃસંદેહ જ્ઞાન હોવું જોઇએ, જે પૂર્ણ અને નિઃસંદેહ જ્ઞાન મેળવવા આપણી બુદ્ધિ અસમર્થ છે. કોઇ વિદ્વાનનું એમ કહેવું છે કે મનુષ્યનું પૂર્ણ લક્ષણ સર્વજ્ઞ અને સર્વશક્તિમત્ વ્યક્તિવિના અન્યથી બાંધી શકાય એમ નથી અને તે યોગ્યછે. (He who ventures to fathom the problems of human nature, physical, intellectual or moral, is arrested at every step.) 'જે વિદ્વાનો મનુષ્યના શરીર અથવા જડભાગ સંબંધી, બુદ્ધિશક્તિ સંબંધી, અને નીતિવૃત્તિ સંબંધી સત્ય નિર્ણયો કરવામાં ઉંડો પ્રવેશ કરે છે તેમને ડગલે ડગલે વાંધા આવે છે'. આવા વિષયોમાં નિઃસંદેહ નિશ્ચય કરવામાં પોતાનું અસમર્થપણું તેને પ્રત્યેક ક્ષણે કબુલ કરવું પડે છે.

આ જે સૃષ્ટિ ઉત્પન્ન થયલી જોવામાં આવે છે તેમાં મનુષ્યપ્રાણી છેલ્લું ઉત્પન્ન થયેલુંછે.

આ ભૂગોળપર મનુષ્યો પ્રથમ ક્યાંથી આવ્યાં, તથા સર્વથી પેહેલું મનુષ્યપ્રાણી આ ગોળપર ક્યારે આવ્યું, આ ગોળપર જુદા જુદા દેશોમાં જે મનુષ્યો છે તે સર્વ એક મનુષ્યજાતિમાં ગણવા યોગ્ય છે કે ભિન્નભિન્ન જાતિના છે, અને મનુષ્ય જાતિનું વર્ગીકરણ કયા ધોરણપર કરવું, આ વિગેરે સવાલોઉપર આપણે માત્ર શંકાત્મક વિચાર આપી શકીશું, નિઃસંદેહ નિશ્ચય કરી શકીશું નહિ, અને તેથી કરીને વાચકવર્ગે શાસ્ત્રો (Science) ને દોષ ન આપવો પણ આ સ્વભાવના જે અકળ નિયમો છે તે નિયમોમાંથી આવિષે સત્ય શોધી કાઢવા તેમાં ડુબકી મારવી.

હવે પ્રથમ પ્રશ્ન તો એ જ કે 'આ મનુષ્યજાતિ ક્યાંથી આવી' 'એનું અસ્તિત્વ શા માટે છે.'? આ પ્રશ્નનું આપણે કંઈ પણ ઉત્તર આપી શકીશું નહિ. આવિષે નિર્ણય કરવો એ મનુષ્યની શકિતથી બહાર છે. પરંતુ આ વિષય વિદ્વાન્ શોધકોમાં પુષ્કળ ચર્ચાય છે માટે આપણે એટલું તો વિચારી જોવું જોઇએ કે આ મનુષ્ય શરીર જેવી આકૃતિમાં હાલ જોવામાં આવે છે તેવું ને તેવું જ એકદમ આદિએ રચાયલું અથવા અસ્તિત્વમાં મુકાયલું છે, કે પહેલાં તો ઉતરતા વર્ગના પ્રાણીઓના આકારમાં હતું, અને તેમની શરીરાકૃતિમાં સુધારો વધારો થતાં ક્રમે કરીને તે જ જનાવરો આ મનુષ્યનાં રૂપને પામ્યાં છે. આ વિષયઉપર જેટલું લખાણ કરીએ તેટલું થોડું છે, પણ હાલ એટલું કહેવું બસ છે કે મનુષ્ય શરીર અન્ય ઉતરતા વર્ગના પ્રાણીઓનાં શરીરોમાં રૂપાંતર થવાથી થયલું નથી, પણ જ્યારે ત્યારે એક જ વખતે રચાયલું છે.

(અપૂર્ણ.)



# सामान्य साधक तथा यथार्थ साधकवच्चे संवाद.

( અનુસંધાન તૃતીય દર્શનના પૃષ્ટ ૧૬૮ થી. )

તેના હસ્તપાદાદિ અવયવો તથા પ્રસંગે આખું શરીર, પ્રસંગોપાત્ત શ્રીસદ્ગુરૂની શુશ્રૂષામાં વ્યાપારવાળાં થવાથી, તે તે બહિર્ અવયવોનો શાસ્ત્રવિહિત શુદ્ધ વ્યાપાર થતાં, અનેક પાપહર સત્કર્મોનો સંચય થવાનો શુભ યોગ આવે છે. વાણી, શ્રીસદ્ગુરૂના યશોગુણગાનમાં યોજાતાં, તથા તેમના આપેલા શ્રેયસ્કર મંત્રને જપતાં, અનેક પ્રકારની અવિહિત પ્રવૃત્તિથી નિરોધાઇ વિહિત પ્રવૃત્તિદ્વારા સત્કર્મને સંગ્રહે છે. નેત્રને અશુભ વાસનાનો ઉદય કરનાર અનેક હેય રૂપાદિ વિષયોનું અવલોકન ન થતાં, શ્રીસદ્ગુરૂના સર્વ દોષહર પ્રસન્ન વદનનું 'દર્શન' થાય છે, અને તેદ્વારા હૃદયમાં શ્રીસદ્ગુરૂવિષયક અનેક શુભ સંસ્કાર પડે છે, "જે સંસ્કારો પુનઃ વિવિધ પ્રસંગે હૃદયમાં સ્ફુરતાં, સદ્વસ્તુરૂપ શ્રીસદ્ગુરૂનો ચિંતનદ્વારા વૃત્તિમાં આવિર્ભાવ થવાથી પાપના ક્ષયપૂર્વક સાત્વિક દ્રવ્યનો સહજ સંચય થાયછે. કર્ણ, ઇચ્છા વા અનિચ્છાએ પણ, સુબોધને શ્રવણ કરવાના કાર્યમાં જોડાતાં, ભાવિમાં અનેક દુષ્કર્મ સધાવનાર

થતાં અંતઃકરણની મલિન વાસનાઓને નિર્મળ થવા સંભવ આવે છે. એ જ પ્રકારે મન-આદિ અંતરિંદ્રિયોને સ્વચ્છંદે વિચરવાના અનેક પ્રસંગો આ સંબંધમાં અપ્રાપ્ત રહેવાથી તથા વિહિત માર્ગે પ્રવૃત્ત થવાના અનેક સંભવો આ સંબંધમાં સર્વદા વર્તતા રહેતા હોવાથી, એ અંતરિંદ્રિયોને પણ અવિહિત વ્યાપારથી નિરોધાવાનો તથા વિહિત વ્યાપારમાં જોડાવાનો સ્વાભાવિક નિત્ય અભ્યાસ પડતો જતાં, તેમ જ નિત્ય પ્રતિ નિયમિત સમયમાં શ્રીસદ્ગુરુથી પ્રાપ્ત કરેલી નિરોધની અન્ય અસાધારણ યુક્તિયોનું અનુષ્ઠાન થતાં, **अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते** ( હે કુંતીના પુત્ર! અભ્યાસ અને વૈરાગ્યવડે એ મન સ્વાધીન થાય છે.) એ ભગવદ્વાક્યાનુસાર તે સાધકને મનોજયનો સંભવ બહુ વહેલો આવે છે. વળી એ મનોજય સિદ્ધ થવામાં સાધકને જે નાના ઉપાસના કરવાની જરૂર છે તે ઉપાસના સિદ્ધ કરવાનું સાત્વિક સ્થાન, શ્રીસદ્ગુરુની સ્થિતિવાળા પ્રદેશસમાન ઉત્કૃષ્ટ, જીવોની ગતિવાળા આ સમગ્ર જગત્માં અન્ય એક પણ સ્વીકારાએલું ન હોવાથી, શ્રીસદ્ગુરુના સંબંધમાં રહેતા સાધકની ઉપાસના પણ સત્વર સિદ્ધ થાય છે. ત્યાં આ સમગ્ર કાર્યપ્રપંચ ત્રિગુણમય હોવાથી સાત્વિક સ્થાન, રાજસ સ્થાન, તથા તામસ સ્થાન, એવા સ્થાનના પણ ત્રણ ભેદ પડે છે. સાત્વિક સ્થાનનો સ્વભાવ, તે સ્થાનાંતર્ગત પ્રાણિપદાર્થોમાં સાત્વિક ગુણની અભિવૃદ્ધિ કરવાનો હોય છે. તે જ પ્રમાણે રાજસ તથા તામસ સ્થાનોનો સ્વભાવ પણ તે તે સ્થાનાંતર્ગત પ્રાણિપદાર્થને અનુક્રમે રાજસ તથા તામસ દ્રવ્ય આપવાનો હોય છે. તેમાં કેટલાંક સ્થાનો સ્વભાવથી જ સાત્વિક, રાજસ, તથા તામસ ગુણવાળાં હોય છે; અને કેટલાંક સાત્વિકાદિ ગુણવાળા પ્રાણિપદાર્થોના વિશેષ સંબંધથી મૂળ સ્વભાવ જુદો છતાં, તે તે પ્રાણિપદાર્થના અનુરૂપ સ્વભાવવાળાં થયાં હોય છે. આવાં પ્રાકૃતિક અને સંબંધજન્ય ઉભય પ્રકારનાં ગુણવાળાં સર્વ સ્થાનોમાં, તે તે સ્થાનના સ્વભાવને અનુરૂપ ગુણવાળી ક્રિયા જો કરવામાં આવી હોય તો તે સત્વર સિદ્ધ થાય છે; અર્થાત્ સાત્વિક સ્થાનમાં સાત્વિક, રાજસમાં રાજસ, તથા તામસ સ્થાનમાં તામસ ક્રિયાઓ સત્વર સિદ્ધ થાય છે. આમ હોવાથી શ્રીસદ્ગુરુના સંબંધથી સર્વોત્કૃષ્ટ સાત્વિકતાને પ્રાપ્ત થયેલા સ્થાનમાં સાધકે આદરેલી ઉપાસનાદિ સાત્વિક ક્રિયાઓ બહુ સત્વર સિદ્ધ થાય છે. વળી ધારણાધ્યાનાદિના પ્રયોગમાં પ્રવેશનાર સદ્ગુરુવિરહિત સાધકને કોઈપણ ઉત્કૃષ્ટ ધ્યેય પ્રત્યક્ષ ન હોવાથી તેને કલ્પનાથી ધ્યેયમાં સ્વરૂપ રચી લેવાં પડે છે; જે કાલ્પનિક હોવાથી, જેને સ્થૈર્યબલ પ્રાપ્ત નથી થયું હોતું એવું મન ગ્રહણ કરી ધારણ કરી શકવા અસમર્થ જ રહે છે; અને તેથી ધ્યેયસ્વરૂપના યથાર્થ ભાન વિનાનું તે મન તે ધ્યેયને સિદ્ધ કરવા સમર્થ થઇ શકતું નથી. એથી ઉલટું શ્રીસદ્ગુરુનું શરણ જેણે ગ્રહણ કર્યું છે એવા સાધકને શ્રીસદ્ગુરુરૂપ સર્વોત્કૃષ્ટ ધ્યેય સર્વદા બહિર્ વિદ્યમાન હોવાથી તથા બહિર્ વ્યવહારમાં અનેક પ્રસંગે તે ધ્યેયનો પ્રીતિપૂર્વક વારંવાર સંબંધ થવાથી, અંતઃકરણની વૃત્તિને એ ધ્યેયનું ચિંતન કરવાનો, પૂર્વ કહ્યું તેમ, સ્વાભાવિક અભ્યાસ પડેલો હોય છે, અને તેથી તે ધ્યેયની સિદ્ધિ અન્ય શ્રીવિષ્ણુ શ્રીરુદ્રઆદિ ધ્યેયકરતાં તે સાધકને વહેલી થાય છે. એટલું જ નહિ, પણ શ્રી

વિષ્ણુ શ્રીરુદ્ર આદિ સચ્છાસ્ત્રોએ વિધાન કરેલા સર્વ ધ્યેય, યદ્યપિ ઉત્કૃષ્ટ છતાં પણ શ્રી સદ્‌ગુરૂ પરમતત્ત્વની જ પ્રતિમા અથવા તો તેથી અભિન્ન હોવાથી પરમતત્ત્વરૂપ જ છે, અને એમ હોવાથી સર્વ ધ્યેયોમાં સર્વોત્કૃષ્ટ ધ્યેય છે. વળી પ્રવેશક સાધકોમાટે ચંદ્ર, સૂર્ય, જ્યોતિ, તારકાદિ સચ્છાસ્ત્રોમાં વિધાન કરેલા સુસાધ્ય ધ્યેયની પણ ધારણા સદ્‌ગુરૂવિરહિત સાધકો નિર્વિઘ્ન સાધી શકવા સમર્થ થઇ શકતા નથી. ઉલટું ઘણે પ્રસગે એવી ધારણાથી ઘણા સાધકોએ મહાવ્યાધિનો અનુભવ કરેલો જાણવામાં છે. કારણ સાધક અલ્પજ્ઞ હોવાથી તેને પોતાને પોતાની પ્રકૃતિના સ્વરૂપનું યથાર્થ ભાન હોતું નથી; અને તેથી પોતાની પ્રકૃતિના ભાન વિનાનો તે, કદાચ પિત્તપ્રકૃતિનો હોય છે, અને સૂર્યની ધારણા આદરે છે, તો મૂળે જ તેની પ્રકૃતિમાં પિત્તનું પ્રાધાન્ય હોવાથી, અગ્નિના ગુરૂત્વવાળા આ સૂર્યની ધારણાથી, તેના શરીરમાં ઉષ્ણતા વધી પિત્તનો અતીવ પ્રકોપ થાય છે. તેમ જ કફની પ્રકૃતિવાળો તે કદાચ હોય છે, અને ચંદ્રની ધારણા સાધે છે, તો જળના ગુરૂત્વવાળા આ ચંદ્રની ધારણાથી, કફનું તે સાધકના દેહમાં તેના પ્રકૃતિપ્રમાણથી આધિક્ય થઇ પરિણામે તેનો પ્રકોપ થાય છે, અને કફનો કોઇ મહાવ્યાધિ તેને થાય છે. અને આમ થવું સ્વાભાવિક જ છે. કારણ કે ધ્યાતા અર્થાત્ ધ્યાન કરનાર જે ધ્યેયનું ધ્યાન કરતો હોય તે ધ્યેયના સર્વ સ્વભાવગુણ ધ્યાતામાં કાળે કરીને પ્રાપ્ત થવાનો સિદ્ધ નિયમ* આ જગત્‌માં સર્વત્ર પ્રવર્તે છે. તાત્પર્ય એ છે કે મળદોષને નિવારનાર અનેક સત્કર્મો સાધવાનું, તથા વિક્ષેપ દોષને ટાળનાર ઉપાસનાની ધારણાધ્યાનાદિ અનેક યુક્તિયો સાધવાનું, શ્રીસદ્‌ગુરૂને શરણ થયેલા સાધકને જેવું સુગમ પડે છે, તથા જેટલી સત્વરતાથી સાધી શકાય છે, તેટલું સુગમ સંગુરૂવિરહિત સાધકને પડતું નથી, તથા દીર્ઘકાળ જતાં પણ તે તે યુક્તિયોની સિદ્ધિ થતી ..થી, એટલું જ નહિ પણ ઘણા પ્રસંગોમાં પૂર્વોક્ત રીતે તેવા અકુશલ પુરૂષોનો તે કરેલો ..મ ઇચ્છિતાર્થને ન ઉત્પન્ન કરતાં, ભયંકર વ્યાધિને ઉત્પન્ન કરી, તે સાધકના અંતઃકરણમાં ..ચ્છાસ્ત્રપ્રતિપાદિત ફલમાં અશ્રદ્ધાભ્રાંત્યાદિ ઉપજાવે છે, અને તેદ્વારા આ ભવરોગની વૃદ્ધિ કરી તેમનો નિપાત કરે છે.

**सामान्य साधक**—આપે સત્પુરૂષોનાં દર્શનને તથા તેમની શુશ્રૂષાદિ કર્મોને સત્કર્મમાં ગણ્યાં છે, પરંતુ 'મનુષ્ય માત્ર સમાન છે, ગુરૂશિષ્ય એવો કોઇ ભેદ છે જ ન-

---

* क्रियान्तरासक्तिमपास्यकीटको ।
ध्यायन्नलित्वंह्यलिभावमृच्छति ॥
तथैवयोगीपरमात्मतत्त्वम् ।
ध्यात्वासमायातितदेकनिष्ठताम् ॥ श्री विवेकचूडामणि ॥

અર્થ—જે પ્રકારે કીટક સર્વ અન્ય ક્રિયાની આસક્તિના પરિત્યાગપૂર્વક ભ્રમરનું ધ્યાન કરતાં ભ્રમરરૂપ થઇ જાય છે (અર્થાત્ ભ્રમરથી ભિન્ન જાતિ સ્વભાવ લક્ષણનો છતાં પણ, ધ્યાનના પ્રભાવથી પોતાનું પ્રકૃત શરીરાદિ પરિત્યજી ભ્રમર જ બની જાય છે) તેજ પ્રકારે યોગી પણ પરમાત્મતત્વના ધ્યાનથી તે પરમાત્મતત્ત્વમાં એક નિષ્ઠતાને અર્થાત્

હિ,' એવું ઉંધું સમજનારા ઘણા અભિમાનમાં અંધ થઇ ગયેલા જીવો, સત્પુરૂષોનાં દર્શન તથા તેમની શુશ્રૂષાદિને સત્કર્મમાં લેખતા નથી. તેઓ એવું પ્રતિપાદન કરે છે કે એક મનુષ્યે બીજા મનુષ્યને ઈશ્વર સમાન માન આપવું, અર્થાત્ ઈશ્વરને જેમ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરાય તેમ તેમને સાષ્ટાંગ પ્રણામ કરવા, ચંદનપુષ્પાદિથી તેમનું પૂજન કરવું, તેમની આરતી ઉતારવી, તેમના ઉત્થાનસમયે અભ્યુત્થાન કરી તેમને માન આપવું, આદિ સર્વ ક્રિયાઓ અયોગ્ય છે, અને અયોગ્ય હોવાથી તે કોઈ પણ પુણ્યને ઉત્પન્ન કરતી નથી તથા મિથ્યા કાળક્ષેપને કરનારી છે, તથા ઈશ્વરને આપવા યોગ્ય માન મનુષ્યને આપવાથી ઈશ્વરના રોષને ઉત્પન્ન કરનારી છે. આ વિગેરે તેમના વિચારો વિષે આપનો અભિપ્રાય જણાવવા કૃપા કરશો.

**યથાર્થ સાધક**—હે સુવિચારવાળા! તમે જે વિચારો કહ્યા, તે વિચારને જણાવનાર મનુષ્યોની બુદ્ધિ આ જગતના સ્વરૂપના પારને ન પામેલી હોવાથી, તેઓના વિચાર તેવા હોય એમાં કાંઈ આશ્ચર્ય નથી. બાકી આ જગતના સ્વરૂપને યથાર્થ રીતે જાણનારા, તથા આ જગતના કારણસ્વરૂપને જેમ છે તેમ યથાવત્ અનુભવનારા, તથા એ કારણ સ્વરૂપના પણ અધિષ્ઠાન પરમાત્મતત્વના અપરોક્ષ અનુભવવાળા તત્વવિત્ પુરૂષો તો 'મનુષ્યમાત્ર સમાન છે, ગુરૂશિષ્ય એવો કોઇ ભેદ છે જ નહિ,' એવાં એકદેશી વાક્યો, સર્વદેશી સ્વરૂપે સર્વત્ર કદી પ્રબોધતા નથી. ગુરૂશિષ્ય એવો કોઇ ભેદ છે જ નહિ, એ વાર્તા જો યથાર્થ જ હોય તો પછી અનાદિકાળથી અનેક તત્વવિત્ પુરૂષો, તત્વનો બોધ થવા અર્થે જે અનેક સદ્ગ્રંથો ગુંથી ગયા છે તે કોને માટે ગુંથ્યા અને શામાટે ગુંથ્યા? ઉપદેશ આપનાર કોઈ પણ વાક્ય, ઉપદેશ ગ્રહણ કરનારવિના ઉચ્ચરાતું વા લખાતું નથી. ઉપદેશ આપનાર સામાને જ્યારે અજ્ઞાની જાણે છે ત્યારે જ તે ઉપદેશ આપે છે; સમાન જ્ઞાનવાનને ઉપદેશ અપાતો નથી. અને એમ હોવાથી શ્રીવ્યાસ, શ્રીશંકરાદિ અનેક સમર્થ ઈશ્વરસ્વરૂપ તત્વજ્ઞ પુરૂષોએ જો ગુરૂશિષ્ય એવો ભેદ ન જાણ્યો હોત તો આજે જગતનું કલ્યાણ કરનાર અનેક સદ્ગ્રંથો જે અસ્તિત્વમાં છે તે હોત જ નહિ. અસ્તિત્વમાં છે, તેથી સિદ્ધ થાય છે કે તે તે ગ્રંથકારોએ આ જગતને અજ્ઞાની—ઉપદેશ ગ્રહણ કરવા યોગ્ય અવસ્થાવાળું—માનેલું હોવું જોઈએ. વેદની પ્રવૃત્તિથી પણ ગુરૂશિષ્યના ભેદનું અસ્તિત્વ સૂચવાય છે. જો અભેદ જ ત્રિકાલસિદ્ધ હોત તો तत्त्वमसि (તે અર્થાત્ આખા જગતનું ગુરૂસ્વરૂપ અને પરિચ્છિન્ન પ્રતીત થતો લઘુસ્વરૂપ તું, ઉભય ભેદવાન્ પ્રતીત થતાં છતાં પણ સ્વરૂપે એક જ છે) આદિ વાક્યોની પ્રવૃત્તિનો વેદને અવકાશ રહેતો નથી. અર્થાત્ ભેદનું અસ્તિત્વ તો વેદાદિ સચ્છાસ્ત્રોએ તથા શ્રીવ્યાસાદિ મહામુનિયોએ સ્વીકારેલું છે જ. પરંતુ એ ભેદ એકકાલાવચ્છિન્ન છે. જ્ઞાનકાળે—તત્વસ્વરૂપનો યથાવત્ બોધ થવા કાળે—તત્વમાં અભેદ થવા કાળે—એ ભેદ નથી. ભ્રાંતિમય હતો, અને ભ્રાંતિમય હોવાથી અસત્ હતો, એ દર્શાવવામાં સકલ સચ્છાસ્ત્રાદિનો હેતુ છે. પરંતુ અજ્ઞાનાવસ્થામાં—ભ્રાંતિના અસ્તિત્વ કાલમાં—કોઈ ગુરૂએ નથી અને કોઇ શિષ્યએ નથી, કોઇ મોટુંએ નથી અને કોઈ નાનુંએ નથી, ભેદમાત્ર છે જ નહિ, સર્વ એક જ છે, એવું બોધવામાં વેદનું તાત્પર્ય સર્વજ્ઞ પુરૂષોએ નિર્ણય કર્યું નથી. એ તાત્પર્ય સ્વીકારતાં તો કર્મ તથા ઉપાસનાને બો-

ધનાર શ્રુતિયોનો જ્ઞાનને પ્રતિપાદન કરનાર શ્રુતિયો સાથે પરમ વિરોધ આવવાનો. અજ્ઞાની મનુષ્ય કોઈ ગુરૂએ નથી, કોઈ શિષ્યએ નથી, એમ સ્વીકારી બેઠો, એટલે અજ્ઞાનને નિવારવા માટે અંતઃકરણના દોષોને ટાળનાર કર્મોપાસનાનો બોધ કોઈ યોગ્ય સત્પુરૂષ પાસેથી લેવાનો નહિ, અને તેથી તેના દોષયુક્ત અંતઃકરણમાં કોઈ કાળે જ્ઞાનનો સદ્‌ભાવ થવાનો નહિ. આમ ન બને એટલા માટે અજ્ઞાનકાળમાં ગુરૂશિષ્યનો ભેદ હોવો જ જોઈએ. અને યથાક્રમે પ્રવર્તેલા યોગ્ય સાધકોમાં તે ભેદ યોગ્ય કાળપર્યંત રહેછે જ. માત્ર ઉન્માર્ગે પ્રવર્તેલા, સાધક નહિ છતાં પણ પોતાને સાધક માનનારા અથવા તો કાંઈ પણ અનુભવવિના પોતાને સિદ્ધપદે પહોંચેલા જાણનારા જ માત્ર મદથી છાકી જઈ આ ભેદ સ્વીકારતા નથી. એવા લોકો યદ્યપિ આ ભેદનો મુખથી ઉચ્છેદ કરતા જણાય છે તો પણ તેમની પ્રવૃત્ત્યાદિ જોતાં અંતરથી તેઓ તે ભેદના સ્વીકારનારા જ હોય છે. તેઓને પણ તેમના અનુયાયીઓ હોય છે. તે અનુયાયીઓમાં તેમણે પોતે તો ગુરૂપદનો જ સ્વીકાર કરેલો હોય છે. પછી 'ગુરૂ' એ બે અક્ષરના શબ્દનો તેઓ પોતામાં, તે શબ્દસાથે વિરોધ હોવાથી, પ્રયોગ નહિ કરતા હોય, પરંતુ એ શબ્દથી લક્ષિત પદના તેમના વિષે થતા આરોપણને તેઓ પ્રીતિપૂર્વક અનુમોદન આપે જ છે. માત્ર કોઈ વિલક્ષણ દ્વેષથી પ્રજ્વલિત થઈ બહિરથી તેઓ આ ભેદનો અસ્વીકાર કરે છે. ગૌણી સત્તાવાળા અને પ્રધાન સત્તાવાળા પ્રાણિપદાર્થો આ જગતમાં સર્વત્ર દૃષ્ટિએ પડે જ છે, અને ગૌણી સત્તાવાળાં પ્રધાન સત્તાવાળાને અધીન રહેતા સ્વાભાવિક જ જોવામાં આવે છે. ભેદ ઉપાધિથી સિદ્ધ છે, અને જ્યાં પર્યંત ઉપાધિનો નિઃશેષ લય નથી થયો હોતો ત્યાં પર્યંત ભેદ રહેછે જ. ઉપાધિના લયસમયે અભેદ છે જ. પરંતુ તે સમયે અભેદ છે કે ભેદ છે, એવું વક્તા તથા શ્રોતા ઉભયની અભિન્નતાં થવાથી, કહેવાપણું કે સાંભળવાપણું રહેતું નથી. કહેવાપણું કે સાંભળવાપણું છે ત્યાંપર્યંત ભેદનું અસ્તિત્વ, શ્રોતાવક્તા ઉભય, પરિણામે અસત્ છતાં પણ સ્વીકારેછે જ. આમ ગુરૂશિષ્યનો ભેદ શિષ્યની અજ્ઞાનાવસ્થાપર્યંત—શિષ્યની શિષ્યત્વ ઉપાધિના અસ્તિત્વપર્યંત પ્રતીત થતો હોવાથી, ગુરૂશિષ્ય એવું કાંઈ છે જ નહિ એમ વદવું એ વાણીનો મિથ્યાપ્રલાપ છે.

અપૂર્ણ.

---:o:---

## श्री त्रिभुवनविजयीखड्ग.

( અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૧૩ થી )

હે શૂરવીર રાજપુત્ર ! આ તમારાં વચનો શ્રવણ કરીને હું ઘણો પ્રસન્ન થયો છું. કારણ કે 'ધનનું દાન શુદ્ધબુદ્ધિથી સત્પાત્રોને આપવું, એ જ ધનનું ઉત્તમ પ્રકારનું રક્ષણછે' એવો આપણા પૂર્વજોનો દૃઢ નિશ્ચય તમે આ ક્ષણે મને તમારામાં આરૂઢ કરેલો જણાવ્યો છે. આ તમારી ઉત્કૃષ્ટ ધારણાને પાર પાડવા હું સર્વાંશે અનુકૂળ છે. તોપણ એ સંબંધમાં મારે કેટલાંક વચનો તમને કહેવાનાં છે, તે તમે પ્રીતિથી શ્રવણ કરો.

આપણે ક્ષત્રિય જાતિએ પોતાનો નિર્વાહ ભિક્ષા માગીને કરવો ઘટતો નથી. દીન મુખ કરીને ગૃહીઓનાં દ્વારમાં અન્નજલની આશાથી જઈને 'હું ક્ષુધાતુર છું, મને અન્ન કે ભોજન આપો,' આ પ્રકારનાં વચનો આપણે ક્ષત્રિયોએ વદવાં અત્યંત અયોગ્ય છે. ક્ષત્રિયે તો પોતાના પ્રજાના રક્ષણાદિ સ્વધર્મના પાલનદ્વારા પ્રાપ્ત કરેલા વિહિત આહારને જ સેવવો ઉત્તમ કહ્યો છે. આપણે ક્ષત્રિય પુરૂષે સ્ત્રિયાદિ વિષયોની લાલસાને વશ થઈને એ વિષયની વાસનાને જ બળવાન્ કરતાં વસતિમાં કે વનમાં વિચરણ કરવું એ અધર્મરૂપ છે. તેમ જ આપણા સ્વધર્માચરણથી રહિત રહીને દિવસ વ્યતીત કરવા એ પણ અનિષ્ટ આપનાર છે.

હે ધર્માત્મન્! આ સંસારમાં ક્ષત્રિયપુત્રને—તેમાં વળી રાજકુલમાં જ ઉત્પન્ન થયેલા રાજપુત્રને—આ પ્રકારનો સ્ત્રીવિષયનો મોહ નિંદ્ય ગણેલો છે. કારણ કે સ્ત્રીનો મોહ મહા અનર્થ કરનાર છે. કોઈ પણ રાજપુત્ર રૂપવતી સ્ત્રીમાં મોહ ધરનાર હોય તો તે પોતાની પ્રજામાં પણ પ્રસંગે વિવેકથી વર્તી શકતો નથી. માટે રાજપુત્રોએ તો સ્ત્રીવિષયમાં સંતોષ માનીને કોઈ પણ રૂપગુણવતી શ્રેષ્ઠ રાજકુલની કન્યાસાથે પોતાના વડિલની આજ્ઞાનુસાર અથવા સ્વેચ્છાનુસાર લગ્ન કરવું ઘટે છે; કાંઈ રાજપુત્રે સ્ત્રીની શોધમાટે ગામેગામ ભટકવું ઉચિત નથી. વળી આ જગતમાં પ્રાણીપદાર્થ અચલ નથી. જેથી વિનાશી વિષયો માટે આપણા અમૂલ્ય આયુષ્યનો વ્યય કરવો ઘટતો નથી. તમે વિચાર કરો કે આપ્રમાણે પાંચ વર્ષ કષ્ટ કરીને તમે એ સ્ત્રીને પ્રાપ્ત કરશો, અને દૈવગતિથી કદાચિત્ તેનું આયુષ્ય અલ્પકાળ રહ્યું તો પછી આવડે કષ્ટે પ્રાપ્ત કરેલ તે સ્ત્રીના વિનાશથી તમને કેટલો ખેદ થવો સંભવેછે; અને એ પ્રકારના વિષયસંબંધી કલેશોમાં ગ્રસ્ત થયેલો ક્ષિતિપતિ પોતાની પ્રજાના રક્ષણાર્થે શો ઉદ્યોગ કરનાર છે? કાંઇ જ નહિ. અને સ્વાર્થપરાયણ તે રાજા ખાનપાનમાં તથા અન્ય વિવિધ વિષયમાં નિમગ્ન રહેવાથી દુર્બલહૃદયવાળો થઇને પોતાના રાજ્યને પણ ખોઈ બેસે છે.

હે મોટા હૃદયવાળા! આ વિષયો કે જે અનુભવ કર્યા પછી દુઃખના જ આપનાર જણાયછે, તેને માટે તમે આવા બુદ્ધિમાન્ છતાં આટલો બધો ઉદ્યોગ આરંભ્યો છે, એ આશ્ચર્યકારક છે. જે પદાર્થની ઇચ્છાછે, તે ક્યાં છે, કયા માર્ગથી તથા કેવા અને કેટલા પ્રયત્નથી તે પ્રાપ્ત થવાનો સંભવછે, એમાંનું કાંઈ પણ નિશ્ચયપૂર્વક ન જાણનાર તમે તેના પાછળ યત્ન કરતા આવ્યા છો અને હજી આગળ જવા ઇચ્છો છો એ નવાઈજેવુંછે.

આ આયુષ્યનું એક ક્ષણ જે અનેક પ્રકારના મૂલ્યવાન્ પદાર્થથી મળતું નથી, તેને તમે વિના પ્રયોજન ગાળો છો. માતાપિતાનાં અંતઃકરણને શાંતિ તથા સુખ આપવાનો તમારો ધર્મ છતાં તમે તેમને આ ભ્રમણાવસ્થાથી જ સંતાપ તથા દુઃખના આપનાર થઈ રહ્યા છો એ મારા સરખાને પણ ઘણું અણઘટતું જણાયછે.

આ સમયમાં તો તમારે વિવિધ વિદ્યાકલાના જ્ઞાનને સંપાદન કરીને પોતાના બળની વૃદ્ધિના ઉપાયોને સાધવા જોઇએ. વળી સેનાને સાવધાન રાખવી તથા વ્યૂહરચનાથી શત્રુઓનો પરાજય કરવાની યુક્તિઓને સાધવી એ તમારૂં મુખ્ય કરવા યોગ્ય કામછે. તેમજ આપણાંયુદ્ધકલાકૌશલ્યથી શત્રુઓનાં અંતઃકરણને કંપાવવાનો તથા તેમને આપણા ત્રાસથી હીનવીર્ય

ખી તથા નિર્ભય રાખશે.

આ પ્રકારનાં વચનો શ્રવણ કરીને હું મનમાં ઘણો પ્રસન્ન થયો તથા મને પોતાને હું મૂર્ખ પણ સમજ્યો. કારણ કે હું ગુણના જ્ઞાનવિના કેવલ સ્ત્રીનું રૂપમાત્ર જોઈને તેન પ્રતિ મોહવડે તણાગો જાણીંછું. આ પાત્ર જોતાં વિદ્વાનોનું 'જેવું રૂપ તેવા ગુણ' હોય છે.' એવું વચન વ્યર્થ સમજાયું. અહો! આ સંસારમાં કેવા કેવા પદાર્થો તથા તેના કેવા કેવા સમર્થ ભોક્તાઓ વિદ્યમાન છે! પણ કૂપદર્દુરની પેઠે પોતાના ગૃહમાં જ આયુષ્યને વ્યતીત કરનાર મનુષ્યો તેને શું જાણી શકે! હું પણ આ સ્થળે ન આવ્યો હોત તો આ પાત્ર આગ જોવા જાણવામાં ક્યાંથી આવત? આજથી મારા ભાગ્યનો એક પ્રકારનો ઉદય થયો છે એમ હું માનું તો તે મિથ્યા ગણાશે નહિ. આ વિગેરે વિચારોથી હર્ષિત થયેલો હું તે પુરૂષપ્રતિ આ પ્રકારે બોલ્યો.

હે નરાધિપતિ! આ પાત્ર આપવાથી આપનો જે ઉપકાર થાયછે તેનો બદલો વળશે નહિ. આ ક્ષણે આ પાત્ર આપનાર ઉપાસ્ય દેવતારૂપ આપને નમસ્કારવિના અન્ય કાંઈ અર્પવા હું સમર્થ નથી. હવે મને પ્રસન્ન થઈને વિદાય કરો. આ વચન સાંભળીને તેણે એક રૂપાના પાત્રમાં મારા અલંકારો સુઘી વ્યવસ્થાથી બાંધીને તે ઉપર મારા હાથનું નિશાન કરાવીને યોગ્ય સ્થલે મુક્યા. પેલા પાત્રસાથે તેપાત્રઉપર ઢાંકવાનો એક રૂમાલ તથા તેસહિત તે પાત્ર મુકવાની એક સાદા વસ્ત્રની ઝોળી મને આપી. પછી તે રાત્ર ત્યાં રાખીને બીજા દિવસના બ્રાહ્મમુહૂર્તે મને પોતાના રથમાં બેસાડીને પોતે સાથે બે કોશપર્યંત વિદાય કરવા આવ્યા. જ્યારે પાછા વળવાનો મેં તેમને અતિ આગ્રહ કર્યો ત્યારે તેમણે રથ રાખીને મને નીચે ઉતારચો તથા તે પણ ઉતરચા. મેં મારો અશ્વ એમને સ્વાધીન કર્યો હતો કારણ કે મારે પગપાળા જ ચાલવાનો વિચાર હતો. તેમણે વાહનમાટે મને ઘણું સમજાવ્યો પણ મારો આગ્રહ વિલક્ષણ જોઈને પછી તે એ સંબંધમાં મૌન જ રહ્યા હતા. મને આ સ્થળે રથથી ઉતરીને આલિંગન દીધું તથા નેત્રમાંથી પ્રેમાશ્રુ પાડતાં કહ્યું હે વીર! વળતાં આ માર્ગે આવજો. ધારેલા સમયથી વધારે કાલ પ્રવાસ કરશો નહિ. ઇચ્છેલા તુચ્છ વિષયની પ્રાપ્તિ અપ્રાપ્તિથી હર્ષશોકને પ્રાપ્ત થશો નહિ. કોઈનો પણ વિશ્વાસ કરશો નહિ. દુર્જનને ઓળખી તેના સંગથી વેગળા રહેજો. મહા મોહક પદાર્થ દેખાડી પોતાને વશ વર્તાવી હણનાર અવિશ્વાસપાત્ર ઠગના પાશમાં બંધાશો નહિ. ધૈર્યથી ડગશો નહિ. આપત્તિથી વિકળ થઈ શરીર કે સંસારપ્રતિ દ્વેષ ધરશો નહિ. રાજમાર્ગ સજીને વિકટ માર્ગે વિચરશો નહિ, આપણું ગુપ્ત વૃત્તાન્ત અર્થ સિદ્ધ થયા પૂર્વે પ્રયોજન વિના પ્રકટ કરશો નહિ. ભાવિમાં આવનાર સુખદુઃખને અવિકળપણે સહન કરજો. આપત્તિને સંપત્તિરૂપ માનીને અર્થ ન સરતાં પણ પાછા આ સ્થળે આવી મળજો. ઈશ્વર જે આ વિશ્વનાં ઉત્પત્તિ સ્થિતિ તથા લયના હેતુરૂપ છે, તેમને હૃદયમાંથી વિસારશો નહિ. આ વિગેરે બોધવચન કહીને તે મૌન રહ્યા. મેં તેમને સવિનય નમન કર્યું; તથા તેમની શિક્ષાને નિરંતર સ્મરણ રાખવા તથા દેહ છે તો પુનઃ અવશ્ય મળવા વચન આપ્યું. પછી અમે જૂદા પડ્યા. તે પોતાના રથમાં બેશીને જેમ કોઇ દેવ વિમાનમાં આરૂઢ થઇ

સ્વસ્થાને ગમન કરે તેમ પોતાના સ્થાનપ્રતિ વળ્યા; અને હું પણ જેમ કોઈ અષ્ટ સિદ્ધિ-ચોના ઐશ્વર્યવાળા મહા યોગી અતીતસરખા પ્રતીત થતા હસ્તમાં કર્પર લઈને ઇચ્છાનુસાર ગ્રામવાટે વિચરે તેમ મરતસરખો થઇને નિર્ભયપણે પેલી ઝોળી સ્કંધે ભેરવીને કર્પરસમ પેલું પાત્ર હાથમાં લઇને અતીતસરખા વેષવડે વૃત્તિઅનુકૂળ માર્ગે ચાલતો થયો.

( અપૂર્ણ. )

---

# સાધકને સૂચના.

( અનુસંધાન વર્તમાન ૩૫ના પૃષ્ટ ૨૨ થી. )

પ્રાણાયામ ઘણા પ્રકારથી કરવામાં આવે છે, પણ પૂરક કુંભક તથા રેચક એ પ્રાણાયામનું મુખ્ય સ્વરૂપ છે. જેમ વિવિધ આસનો વિવિધ રોગોના જય કરવામાં સમર્થ હોય છે, તેમ પ્રાણાયામ પણ દોષોના તથા દોષથી ઉપજતા રોગોના જયમાં સમર્થ છે. કુંભક પણ ત્રિવિધ પ્રકારના પૂરકપૂર્વક કરાય છે. ત્યાં કોઈ કોઇ કુંભક તો ઉષ્ણવીર્ય છે અને કોઈ કોઇ કુંભક તો શીતવીર્ય છે. સૂર્યભેદન ઉષ્ણવીર્ય છે તથા વિશેષે કરીને વાતદોષને તથા વાયુથી ઉપજેલા વિવિધ રોગોને હણે છે. તેમ જ ઉજ્જાયી પણ ઉષ્ણવીર્ય છે, અને તે વિશેષે કરીને શ્લેષ્મદોષને તથા શ્લેષ્મથી થતા વિકારોને હણેછે. આ કારણથી એ સૂર્યભેદન તથા ઉજ્જાયી શીતસમયમાં હિતકારી છે અને ઋતુભેદથી હેમંતના મધ્ય કે અંત્ય ભાગથી આરંભીને વસંતના મધ્ય કે અંત્ય ભાગપર્યંતમાં કરવા અનુકૂળ છે. તોપણ કેવળ પિત્તનો જેમાં પ્રકોપ રહે છે એવા દુષ્ટ વ્યાધિવાળા મનુષ્યે તે ન કરવા, અથવા કરવા તો ઘણી ઓછી સંખ્યામાં તથા પ્રમાણમાં કરવા. સંખ્યા તથા પૂરકાદિના કાલનું પ્રમાણ પ્રાણાયામ કરનાર સાધકની શક્તિ જોઇને નિશ્ચય કરવું ઘટે છે. એમ છતાં પણ સામાન્ય લક્ષણથી શક્તિનું પ્રમાણ કાઢવું હોય તો પૂરકથી ચતુર્ગુણ કાળ કુંભક રાખીને દ્વિગુણ કાળમાં રેચક કરવો. તે રેચક કરતાં શ્વાસ ભરાય અર્થાત્ વાયુ પાછો લેતાં જવાની આવશ્યકતા જણાય અથવા હૃદય તથા કંઠમાં અકળામણ જણાય અથવા રેચકના નિયત કાળથી પૂર્વે જ રેચન થઈ રહે તો જાણવું જે આ પૂરક તથા કુંભક આપણી શક્તિથી આધિક કાલપ્રમાણમાં છે. અને સંખ્યા પણ શક્તિના પ્રમાણથી આધિક થાય તો અહિતકર છે. પ્રત્યેક રેચકના અંતમાં કિંચિત્ પણ વિરામ લીધા વિના પૂરક કુંભક નિયમિત કાળ પ્રમાણથી જ્યારે કરાય પણ તેમ કરતાં હૃદયમાં શ્વાસ ભરતાં ગભરાટ થાય તથા કુંભક યથાકાલ રાખતાં તેમજ રેચક કરતાં અકળાઇ જવાય અને પછી ઉત્તરોત્તર કરાતા રેચક પૂરક અને કુંભક નિશ્ચિત કાલમાં યથાસ્થિત થાય નહિ તો જાણવું કે સંખ્યા સામર્થ્યથી અધિક થઈ છે.

---

☞ ગયા અંકમાં પૃ. ૨૧ ની ૧૬ મી પંક્તિમાં, 'શિશિર અથવા પ્રાવૃટ્ના' એ શબ્દોને સ્થાને માત્ર 'પ્રાવૃટ્ના' એટલુંજ વાંચવું. 'શિશિર અથવા' એ ૭ વર્ણ છેકી નાંખવા. મતભેદથી આ બે ભેદે છ ઋતુ કહેવાય છે; ૧ હેમંત, ૨ શિશિર, ૩ વસંત, ૪ ગ્રીષ્મ, ૫ વર્ષા, અને ૬ શરદ્. અન્ય મતે ૧ હેમંત, ૨ વસંત, ૩ ગ્રીષ્મ, ૪ પ્રાવૃટ્ (વર્ષાનો એક ભેદ છે) ૫ વર્ષા અને ૬ શરદ્.

આ વિગેરે વિચારથી સંખ્યા તથા પૂરકાદિ નિમિત્ત કાલનો નિર્ણય પણ પોતાની મેળે જ પ્રવર્તક સદ્ગુરૂવિના કરવો કઠિન પડે એમ છે. અને સામર્થ્યથી અધિક કાલ તથા સંખ્યાથી આગ્રહવડે થોડા દિવસ કરવામાં આવે તો તેને રોગોદ્ભવ થવાનો સંભવ હોય છે. માટે કોઇ પણ પ્રાણાયામ કરનાર સાધક પુરૂષે યોગ્ય પ્રવર્તકદ્વારા યોગ્ય પ્રકારનો નિર્ણય. કર્યા વિના યથારૂચિ પ્રાણાયામ કરવો અનિષ્ટજનક છે.

વળી સીત્કારી શીતવીર્ય છે. તે તામસ સ્વભાવરૂપ દોષને હણેછે, તથા કફાદિ દોષને પણ હણનાર છે. આ સ્થળે એવી શંકા થાય કે ઉપર કહેલ ઉજ્જાયી ઉષ્ણવીર્ય કહ્યો છે તેનું પણ કફનિવૃત્તિ ફલ કહ્યું છે અને આ સીત્કારી શીતવીર્ય છતાં એનું પણ કફદોષને હણવામાં સામર્થ્ય કહ્યું છે એનું શું કારણ ? તેનું સમાધાન એ છે કે જેની કફ વાત કે વાતકફપ્રધાન પ્રકૃતિ હોય અથવા જેની પ્રકૃતિમાં તાત્કાલિક વાત કફ કે કફવાતદોષની પ્રધાનતા થઈ હોય તો તે પ્રકૃતિવાળાના કફને તો ઉષ્ણવીર્ય ઉજ્જાયી હણે છે. અને જેની પ્રકૃતિ પિત્તકફપ્રધાન અથવા કફપિત્તમિશ્ર હોય અથવા તો તેમાં આગંતુક પિત્ત કફ કે કફપિત્ત દોષની પ્રધાનતા થઈ હોય અને પિતદોષના આધિક્યવાળો કફ હોય તો આ શીતવીર્ય સીત્કારી તે કફને હણવામાં તથા તેમાં રહેલ પિત્તને શમાવવામાં સમર્થ છે. ગૌણ રહેલ પિત્તને જેમ ઉષ્ણવીર્ય શમાવે છે તેમ આમાં પણ ગૌણ રહેલ વાતને શીતવીર્ય શમાવે છે.

એ જ પ્રકારે શીતલી પણ શીતવીર્ય છે. એ પિત્તપ્રધાન પ્રકૃતિવાળાને તથા પિતના આગંતુક પ્રકોપવાળાને અધિક ઉપયોગી છે. એ પિત્તજ્વરાદિકને શમાવનાર છે. આ સીત્કારી તથા શીતલી બન્ને શીતવીર્ય અર્થાત્ શીતલ સ્વભાવના હોવાથી વિશેષે કરીને ઉષ્ણકાળમાં અધિક હિતકર છે. ત્યાં વિશેષે કરીને એ કુંભક ગ્રીષ્મમાં તથા વર્ષાના છેક અંસભાગથી લેઈને શરદૠતુમાં કરવો હિતકર છે. અને પ્રકૃતિભેદથી કોઈ કોઈ સાધકને દોષની અભિવૃદ્ધિના સમયે ઉષ્ણકાળમાં ઉષ્ણવીર્ય તથા શીતકાળમાં શીતવીર્ય કરવાનો પણ ખાસ પ્રસંગ આવે છે. જેથી તેવા સમયમાં પ્રવર્તકની અપેક્ષા રહે છે.

આટલું કહેવાથી એ વાર્તા પણ સૂક્ષ્મ સાધકના લક્ષમાં આવશે કે દિવસરાત્રિના જે સમયમાં જે જે ૠતુના સ્વભાવ સ્ફુરે છે, તે તે સમયમાં જે જે દોષની પ્રધાનપણે પ્રવૃત્તિ હોવાનો સંભવ હોય છે, તે તે દોષનો હારક પ્રાણાયામ કરવો ઇષ્ટ અને તેથી ભિન્ન તે અનિષ્ટ ગણાય. તેમ જ જે જે સમય સાધનકાળરૂપે ગ્રહણ કરાયો હોય. તે સમયે જો કોઈ અન્ય દોષનો દૂષિત પ્રકૃતિના સંભવથી આવિર્ભાવ થયો હોય તો તેનું શમન કરવાના સામર્થ્યવાળો પ્રાણાયામ કરવો ઇષ્ટ ગણાય. આ વિગેરે કારણથી જ ઘણું કરીને આવાં સાધનોના સાધકને ગુરૂની સમીપતાની આવશ્યકતા સ્થળે સ્થળે કથન કરી છે.

આ પ્રાણાયામરૂપ ક્રિયા કરવાનો યોગ્યકાળ મુખ્યત્વે કરીને આ પ્રકારનો સ્વીકારાયો છે.

પ્રથમ અરૂણોદયથી આરંભીને તે સૂર્યોદયથી પશ્ચાત્ ત્રણ ઘટિકાપર્યંત અર્થાત્ પ્રાતઃ કાલ. બીજો મધ્યાહ્ન. ત્યાં દિવસના પાંચ વિભાગ કરવા અને તેના મધ્ય ભાગને આ સ્થળે કહેલ મધ્યાહ્ન ગણવો. અને ત્રીજો સાયંસંધ્યા સમયઃ ત્યાં સૂર્યાસ્તની પૂર્વની ત્રણ તથા પાછળની ત્રણ ઘડીને સાયંસંધ્યાનો સમય સમજવો. ચોથો કાલ અર્ધ રાત્ર. ત્યાં રા-

ત્રિના મધ્યભાગના મુહૂર્તદ્વયને આ સ્થળે કહેલ અર્ધ રાત્રનો કાલ સમજવો.

આ પ્રકારના ચાર કાલમાં પ્રાણાયામ કરવા ઉચિત ગણ્યા છે. તો પણ અન્ય સમયમાં નિમિત્ત જણાયાથી પ્રવર્તકની આજ્ઞાનુસાર ઘટિત પ્રકારે કરવા હોય તો કરાય છે. તેથી હાનિ નથી.

વળી ભસ્ત્રિકા ત્રિદોષને હરનારછે, તથા અગ્નિ પ્રદીપ્ત કરનાર છે. એ ભસ્ત્રિકા સમશીતોષ્ણ છે તેથી સર્વદા હિતકર ગણાય છે, અને તેથી જ આ ભસ્ત્રિકા પ્રત્યેક ઋતુમાં કરી શકાય એમ કહ્યું છે. તો પણ એમાં કેટલોક વિચાર કરવાની અગત્ય રહેછે. ત્યાં ભસ્ત્રિકાના બે પ્રકાર છે. એક પ્રકાર એવો છે કે વામ નાસાપુટને વિધિવત્ રોકીને જમણા નાસાપુટથી વેગવડે પૂરક તથા રેચક વારંવાર કરવો, અને શ્રમ થાય ત્યારે તે જ એટલે જમણા નાસાપુટથી પૂરક કરીને યથાશક્તિ કુંભક કરીને પછી ડાબા નાસાપુટથી રેચક કરવો. આમ કર્યા પછી પાછું તે જમણું નાસાપુટ વિધિવત્ રોકી રાખીને ડાબા નાસાપુટથી વારંવાર પૂરક તથા રેચક કરવો અને જ્યારે શ્રમ થાય ત્યારે તે જ એટલે ડાબા નાસાપુટથી પૂરક કરીને પછી યથાશક્તિ કુંભક કરવો, અને જમણા નાસાપુટથી રેચક કરવો. આ એક પ્રકાર છે. પણ એમાં સમ સંખ્યા કરવી કે વિષમ સંખ્યા કરવી અને પ્રકૃતિમાં કયા દોષના બળસમયે કેવા ક્રમવડે સમ અથવા વિષમ સંખ્યા કરવી એ સાધકને સમજવું કઠિન છે. વળી એ ભસ્ત્રિકાનો બીજો પ્રકાર એવો છે કે પ્રથમ ડાબા નાસાપુટને જમણા હાથની અનામિકા તથા કનિષ્ઠિકાવડે રોકીને જમણા નાસાપુટથી પૂરક કરીને પછી તત્કાળ વામ નાસાપુટથી રેચક કરવો. આ પ્રકારે વારંવાર જમણીથી પૂરીને ડાબીથી રેચવો, એમ સોવાર અથવા સ્વશક્તિઅનુસાર કરવા પછી શ્રમ જણાય ત્યારે તે જ એટલે જમણા નાસાપુટથી પૂરક કરીને પછી યથાશક્તિ કુંભક રાખીને ડાબાથી રેચક કરવો. આમ કરવા પશ્ચાત્ પુનઃ જમણા નાસાપુટને રોકીને ડાબાથી પૂરક કરે તથા પછી ડાબું રોકીને જમણાથી રેચક કરે. એપ્રમાણે વારંવાર ડાબી બાજુથી પૂરીને જમણી બાજુથી રેચક કરવો. આપ્રમાણે સો વાર અથવા શક્તિઅનુસાર કરીને પછી શ્રમ જણાય ત્યારે તે જ એટલે ડાબી બાજુથી પૂરવો, અને શક્તિપ્રમાણે કુંભક કરીને પછી જમણી બાજુથી રેચક કરવો. આ બીજો પ્રકાર છે. આમાં પણ પૂર્વની પેઠે બે બાજુની સમસંખ્યા ક્યારે કરવી તથા વિષમ સંખ્યા ક્યારે કરવી, તથા કેવી પ્રકૃતિમાં અથવા કયા સમયે કેવા ક્રમથી કરવાનો આરંભ કરવો એ વાતો મંત્રતંત્રદ્વારા પ્રથમથી નિશ્ચય કરી લેવી ઘટે છે. આ સ્થળે કોઇને એવી શંકા થાય કે આ પ્રાણાયામ સર્વ ઋતુમાં હિતકર છે, તથા ત્રણે દોષને હરનાર છે, એવું કહ્યું છે તો પછી એમાં અધિક વિચાર કરવાનું પ્રયોજન શું? ત્યાં એ સમાધાન છે કે, સર્વ સાધકને સર્વકાળ ત્રિદોષની સામ્યાવસ્થા હોતી નથી, તેમ જ સર્વની પ્રકૃતિ સમદોષ વાળી હોતી નથી. ઘણુંકરીને સર્વની પ્રકૃતિ કોઈ એક દોષની પ્રધાનતાવાળી અથવા તો તેમાં બે દોષના સમ અંશ પ્રધાન હોવાથી મિશ્રપ્રધાન હોય છે. ત્યાં એક દોષની પ્રધાનતાવાળી એટલે વાતપિત્ત તથા શ્લેષ્મ એ ત્રણ દોષમાંથી એક દોષના જ આધિક્યવાળી હોયછે તે. અને મિશ્રપ્રધાન એટલે કફવાતપ્રધાન અથવા પિત્તવાતપ્રધાન કે કફપિત્તપ્રધાન એમ સમ અંશવડે બે

દોષના આધિક્યવાળી હોય છે તે. હવે ભસ્ત્રિકા ત્રણે દોષને શમાવનાર હોવાથી જે પ્રકૃતિમાં એક દોષની પ્રધાનતા હોય અને બીજાની ગૌણુતા હોય તેવી પ્રકૃતિના ત્રણે દોષને સમ અંશથી હરનાર થવાથી હાનિ કરે છે. વળી જેને અભ્યાસસમયે પિત્તના પ્રકોપનો સમય હોય તથા પિત્તની પ્રકૃતિમાં પ્રધાનતા હોય અને પ્રથમ ઉષ્ણવીર્ય જમણી નાસિકાથી પૂરકનો આરંભ કરે તો ઉષ્ણવીર્યનું આધિક્ય થવાનો સંભવ હોય છે. અને તે જ પ્રમાણે અભ્યાસકાળે વાત કે શ્લેષ્મના પ્રકોપનો સમય હોય તથા પ્રકૃતિમાં વાત કે કફની પ્રધાનતા હોય અને શીતવીર્ય ચંદ્રનાડીથી પૂરકનો આરંભ કરે તો શીતવીર્યનું આધિક્ય થવાનો સંભવ છે. આમ હોવાથી ક્યારે સમ તથા ક્યારે વિષમ સંખ્યા કરવી અને તે કેટલા પ્રમાણમાં કરવી તથા ક્યારે કયો ક્રમ લેવો એ જાણવાની અગત્ય છે અને એ જાણવાની સાથે પૂર્વે કહ્યા પ્રમાણે પોતાની પ્રકૃતિને તથા દોષને જાણવાની પણ આમાં અગત્ય છે.

આથી અયોગ્ય પ્રવર્તકદ્વારા અથવા સ્વમતિથી પ્રવૃત્ત થનાર સાધકને આવી શાસ્ત્રે નિર્દોષ કહેલી ક્રિયા પણ દોષના કારણરૂપ થઇ પડે છે.

વળી પ્રાણાયામમાં કુંભક બંધપૂર્વક જ કરવાની શાસ્ત્રની આજ્ઞા છે. તેથી યોગ્ય પ્રકારે પ્રાણાયામ કરવાની ઇચ્છાવાળા સાધકે તે બંધનાં સ્વરૂપને પણ રૂડે પ્રકારે સમજી લેવાની અગત્ય છે. यदि श्री गुरुमुखाज्जिह्वाबंधःसम्यक् परिज्ञातस्तर्हि जिह्वाबंधपूर्वकेन जालंधरबंधेनैव प्राणायामःसिध्यति॥ જો શ્રી ગુરૂમુખથી યોગ્ય પ્રકારે જીહ્વાબંધ સમજાય તો જીહ્વાબંધપૂર્વક કરેલ જાલંધરબંધવડે જ પ્રાણાયામ સિદ્ધ થાય છે. त्रां त्रयोऽपिबंधा गुरूमुखाज्ज्ञातव्याः આ વિગેરે વચનોથી ત્રણે બંધનું સ્વરૂપ ગુરૂમુખથી જ જાણવાની અગત્ય આ વિદ્યાપ્રતિપાદક પુરૂષોએ જણાવી છે. જેથી સંપૂર્ણ પ્રાણાયામના સાધકે જાલંધરબંધ ઉડ્ડીયાન બંધ તથા મૂલબંધ એ ત્રણે બંધને શ્રી ગુરૂમુખથી જાણવા જોઇએ. નહિ તો અયોગ્ય બંધથી રોગોની ઉત્પત્તિ થવાનો સંભવ હોય છે. જેમકે કોઇ પુરૂષ અયથાર્થ મૂલબંધ કરતો હોય તો તેને ધાતુક્ષય, વિષ્ટંભ, અગ્નિની મંદતા, નાદની મંદતા, અને રૂક્ષ મલ અર્થાત્ અજાના મલવત્ શુષ્ક મલની ગુટિકા થઇ જાય, તો જાણવું કે અયોગ્ય મૂલબંધ થાય છે. એ જ પ્રમાણે ઉડ્ડીયાન બંધ જો અયોગ્ય પ્રકારે કરવામાં આવે તો યકૃત, પ્લીહ, ઉદર તથા હૃદયમાં પણ રોગનો સંભવ થાય છે. તેમ જ જાલંધર બંધ પણ અયોગ્ય કરવામાં આવે તો મસ્તક, તાલુ, નાસા, નેત્ર, કંઠ તથા હૃદયાદિ સ્થાનોમાં વિશેષે કરીને વ્યાધિનો સંભવ થાય છે. (અપૂર્ણ)

---

## सद्रुपदेश शतक.

( અનુસંધાન પ્રથમ રૂપના પૃષ્ટ ૭૯ થી

છપ્પય.

કરે ન જનનો સંગ, અધિક પ્રીતિથી ક્યારે,
કરે ન સંગ્રહ કદી,—ધનાદિ, દુઃખદ ધારેઃ
સુવસ્ત્રને નવ ચાહ, ચાહ નવ શય્યા સારી,
ઇચ્છે નવ સુસ્વાદ, મળે તેથી મન હારી,

તે શત્રુમિત્ર નવ કોઇને, અંતરમાં માને સદા,
નિર્ભય વિચરે નીતિપથે, પાપ ન ધારે ઉર કદા. ૧૦
અધિક ભણ્યાનો મોહ, કદી નવ ઉરમાં રાખે,
ગણિ વિદ્યાનો ગર્વ, ત્યજી તત્વામૃત ચાખે;
આગ્રહ ધરીને વાદ, કરે નવ કોઇશું ક્યારે,
સભા ભરી ભાષણો, કરે નવ જ્યારે ત્યારે;
યદૃચ્છાથી જો સુજન કો, શરણુ ગ્રહે પ્રીતિવડે,
તો શુદ્ધ બોધ આપી સદા, પ્રેમપાશમાં નવ પડે. ૧૧
મારો તારો પક્ષ, કરી નવ વઢવા બેસે,
રાગી દ્વેષીતણા, પંથમાં કદી ન પેસે;
ધર્મબોધ દઈ કદી, ધનાદિ વસ્તુ ન ઇચ્છે,
અધિક શિષ્યની આશ, દુઃખદ છે એમ જ પ્રીછે;
વળી એક સ્થળમાં નવ વસે, વિવિધ સ્થળે વિચરણા કરે,
કાં તો નિર્જન સ્થળમાં સદા, રહી ધ્યેય હૃદયે ધરે. ૧૨
સદ્ગુરૂકેરે દ્વાર, વસે કાં તો સુખમાટે,
સાધન સમજી સકલ, પ્રવેશે જઈ વન ઘાટે;
ચિત્ત શમાવી સદા, સ્વરૂપનું ભાન જ સાધે,
પ્રતિદિન ચઢતી કળા—વડે સાધનમાં વાધે;
કરી સાધન, સિદ્ધ થયા છતાં, સિદ્ધાભિમાન ત્યજિ રહે,
ગણિ સંમાન રાજારંકને, સ્વાર્થરહિત જ્યાં ત્યાં વહે. ૧૩
રાખી શાંત સ્વભાવ, નિરંતર વસ્તુ વિચારે,
ટાળી સઘળા દોષ, તત્વઅભ્યાસ વધારે;
રહિ ન શકે નિઃસંગ, સદા સત્સંગતિ સેવે,
વિષયથિ મનને વાળિ, કરે સ્થિર હરિગુરૂદેવે;
આ વિધિ વહી અકળ સ્વરૂપવિષે, બ્રહ્માકાર થઈ રહે,
નવ અંતર દ્વૈત ગ્રહી કદી, કામ્ય કર્મવાટે વહે. ૧૪
વિના તીવ્ર વૈરાગ્ય, ત્યાગ ગૃહનો જે કરતા,
તે તો દુઃખ ભોગવી, જ્ઞાનવિણ જન્મી મરતા;
માટે સાચો ત્યાગ, થાય તો યથાર્થ કરવો,
નહિ તો રહિ ગૃહમાંહ્ય, હૃદયમાં વિરાગ ધરવો;
અંતર વિરાગ તે શ્રેષ્ઠ છે, કેવલ બહિર ન કામનો,
અંતર બહિર વિરાગ તો, દાતા છે સુખધામનો. ૧૫
સાચો ત્યાગી તેહ, કર્મફલ જે નવ માગે,
સાચો ત્યાગી તેહ, દ્વેષ ધરી ગૃહ નવ ત્યાગે;
સાચો ત્યાગી તેહ, વિષયવાસના પ્રત્જળે,

સાચો ત્યાગી તેહ, ષડ્રિપુ ઉરમાં ગાળે;
જન સાચો ત્યાગી જાણજે, (જે) સુખદુઃખ દેખી સમ રહે,
નવ ગૃહથી વન, વનથી ગૃહે, સુખની આશ ધરી વહે. ૧૬
ત્યાગી યોગી તેહ, વૃત્તિ નિજ નિયમે રાખે,
ત્યાગી યોગી તેહ, વચન પણ અવિચલ ભાખે,
ત્યાગી યોગી તેહ, વસ્તુ સમ દશ દિશ ભાળે,
ત્યાગી યોગી તેહ, ડગે નિશ્ચયથિ ન કાળે,
આ ત્યાગ યોગનો ભોગી તો, આત્માવિણ ન અવર લહે,
નિજ શુદ્ધ સ્વરૂપપ્રભાવથી, પુરી અષ્ટક સહજે દહે. ૧૭
ત્યાગી ભોગી તેહ, વિષયલાલસા વિદારે,
લુબ્ધ ન અતિશય થાય, વિત્ત વપુ કે સુત દારે;
ત્યાગી ભોગી તેહ, સ્પૃહાવિણ વિષયે વહેનો,
પાપકર્મ નવ કરે, શુદ્ધ આચારે રે'તો;
નિજ હૃદય સ્વદુઃખે વજ્રસમ, પરદુઃખથિ દ્રવતું દીસે,
તે પરોપકારિ મહાપુરૂષ, સુખમય રે'તો હરખિસે. ૧૮

( અપૂર્ણ. )

## भक्तिरूपी रणमां प्रवेशेला साधके अविद्याना दोषरूप कार्यसमुदायने हणवा अर्थे शूरत्व धारण करी अडग रहेवा विषे.

પદ. રાગ વેળાવળની દેશી.

હે સાધક શરા રણના છાંડીએ, ધસીએ હિંમત ધારી રે,
જય જયકાર વધાવીએ, સધ શત્રુને મારી રે. હે સાધક૦ ૧
સાવધ થઇ રણ ચાલીને, પછી ભય નવ ધરીએ રે,
શસ્ત્રો સજેલાં સંભાળીને, ઘાવ રિપુશિર કરીએ રે, હે સાધક૦ ૨
નિર્બળ રિપુ પણ ના ભલો, તેથી ચોંકીને ચાલો રે,
દૂરથી નિધામાં રાખીને, તાકી મારવો ભાલો રે. હે સાધક૦ ૩
બળ કળ ધારી ધરી ધૈર્યને, ધ્રુજાવવી તે ધરાને રે,
અજાતશત્રુપણે શોભીને, વસવું પાર પરાને રે, હે સાધક૦ ૪
બળતાં ભલે ને બ્રહ્માંડ આ ગડગડે, આડપડે અવનિ ને આભ રે,
અખંડ આનંદમય રાજ્યમાં, ના'વે હાનિ કે લાભ રે, હે સાધક૦ ૫
અરિબલ જોઇ ખલ વાવરી, દલ દુઃખદ વિદારી રે,
નૃસિંહ પ્રભુપદમાં શમી, વળતું થાવું ના વિસારી રે, હે સાધક૦ ૬



रूप (पुस्तक) ४- पौष कृष्ण १४ सं० १९४८ दर्शन (अंक) ३.

॥ ॐ श्रीं ॥

# मानुषं देह धारण करी साधवा योग्य पुरुषार्थमां प्रमाद धरनार मनुष्योने हित वचनो.

પદ.

જન્મ ધરીને આવો રૂડારે,
જગમાં તો, શું રે કમાણા મારા વીર વિચારો રે જી. ટેક.
શિખ દીએ ત્યાં તો કાન ન માંડો, દોષ હૃદયમાં વધારો રે જી,
ક્ષણ ક્ષણ ઘટતું આ આયુષ્ જાતું વા'લા, કેમ ન ભય ઉર ધારો રે, જગમાં. ૧
દશ દિશ દુઃખ દુઃખ દેખો છો તદપિ, કેમ ન મતિને સુધારો રે જી,
વિનાશી વિષયમાં મોહ વધારીને, સુખનો કરો છો ઉધારો રે, જગમાં. ૨
સ્ત્રી ધન સુતમાં મમત્વ બાંધીને, નિત્ય સહો છો તપારો રે જી,
મિથ્યાભિમાન ધરીને ફુલો છો પણ, દુઃખ તો ન કોઇનું વિદારો રે. જગમાં. ૩
ભોગમાં રાગ ધરીને ભ્રમો છો બહુ, પણ હજી મનને ન હારો રે જી,
દ્વેષ ધરી દષ્ટ કાઢવા મચો તોએ, વાધે છે ઉલટો કહારો રે. જગમાં. ૪
પરમસંપન્ન થાવા ચહો છો ને, અંતર રિપુને ન સંહારો રે જી,
સાધન હોય તેને સુગમ ન સાધો ને, અવવડ લહી હડી હારો રે. જગમાં. ૫
સત્કીર્તિની લાલસા રાખો છો ને, નિશદિન કરો છે? કુકારો રે જી,
પીડ પડે ને અપકીર્ત્તિ વધે છે ત્યારે, તપી તપી પાડો છો પુકારો રે. જગમાં. ૬
વૃત્તિઓ ઉઠે તેને વેગે ન વાળો ને, વહેતી મુકીને વહો ભારો રે જી,
કષ્ટના વિરોધી ને સુખતણા સાધક, સાચા પ્રયોગો ન સંભારો રે. જગમાં. ૭
અધિક કહીને હવે શું ફલ થાય, સ્વલ્પે સમજી અર્થ સારો રે જી,
નૃસિંહ પ્રભુપદ મતિ સધ સ્થાપી, વિષયવિલાસ વિસારો રે. જગમાં. ૮

---

# मनुष्यजाति.

(અનુસંધાન પૃષ્ટ ૩૨ થી.)

પણ ગમે તેમ હોય, મનુષ્યશરીર કોઇ કર્તાસત્તાની એક જ ક્રિયાથી રચાયું હોય અથવા ઉતરતા વર્ગના પ્રાણીઓના શરીરમાં ક્રમશઃ ફેરફાર થતાં આ પરિણામને પામ્યું હોય, તથાપિ એ શરીરનો આ ભૂગોલપર એક કાલે પ્રાગભાવ હતો એટલું તો નિશ્ચય જ છે, અર્થાત્ મનુષ્યશરીરની પ્રતીતિનો આદિકાલ તથાં કોઈ આદિકારણ છે ખરાં, અને તે આદિકારણનું સ્વરૂપ શું છે? આ પ્રશ્નનું ઉત્તર પણ પુનઃ આપણી બુદ્ધિશક્તિથી બહારનું જણાય છે. કદાચિત્ આપણે એમ કહીશું કે મનુષ્યશરીરનો ઉદ્ભવ એ શ્રીપરમેશ્વરની એક ક્રિયાનું પરિણામ છે: આ મનુષ્ય એ વિશ્વનિયંતાનાં અનેક બાલકોમાંનું એક છે; અને હાલ તરત તો આ પ્રશ્નનું કંઇક સંતોષકારક સમાધાન આ જ જણાયછે.

પરંતુ એવિષે આપણી તર્કશક્તિ તથા હાલનાં શાસ્ત્રો તથાં શોધોઉપરથી શું જણાય છે તે પણ જોઇએ. (ભૂસ્તરવિદ્યાને ખેડનારા વિદ્વાનો આ ભૂગોલના ઉત્પત્તિકાલથી તે આજસુધીમાં એ ગોલ જુદે જુદે કાલે જુદા જુદા સ્થિત્યંતરને પામતો ચાલ્યો આવે છે એમ માને છે. તે જુદા જુદા કાલને આ લખાણ માટે **युग** કહીએ તો ચાલે. તેવા અમુક યુગમાં આ ભૂગોલ અમુક સ્થિતિમાં હોવાથી તે કાલે તે ઉપર અમુક વનસ્પતિ અથવા પ્રાણી જ હોવા સંભવે એમ તેમનું માનવું છે. તેપ્રમાણે વિચાર કરતાં) આ મનુષ્યશરીરની પ્રથમ પ્રતીતિ કયા યુગમાં થયેલી હશે એ ચિંતનીય છે. આ વિષય ઉપર વધારે વિચાર કરનાર કેટલાએક વિદ્વાનોનું એમ માનવું છે કે મનુષ્યશરીરની પ્રથમ પ્રતીતિ ટર્શ્યરી યુગ (Tertiary period) માં થયેલી હોવી ઘટે છે. પરંતુ એ યુગમાં પ્રથમ પ્રતીતિ સ્વીકારવામાં જોઇએ તેટલાં પ્રમાણો પ્રાપ્ત નથી તેથી તે મત ન સ્વીકારતાં, બીજા ઘણાખરા વિદ્વાનોની સંમતિપ્રમાણે એ શરીરની પ્રથમ પ્રતીતિનો કાલ ગ્લેશ્યલ યુગ (Glacial period) પૂર્વે અને ક્વોર્ટરનરી યુગ (Quarternary period) ના આરંભનો માનવો વિશેષ યોગ્ય જણાય છે. (પૃષ્ટ ૩).

આ પ્રમાણે ક્વોર્ટરનરી યુગમાં મનુષ્યશરીરની ઉત્પત્તિ સ્વીકારવાથી એ નિશ્ચય થાય છે કે બીજાં બધાં પ્રાણીશરીરો રચાયા પછી છેવટે સર્વથી ઉત્તમ આ શરીરો રચાયાં છે, અને તે મોઝિઝના જગદુત્પત્તિના ક્રમને સંમત છે.

ક્વોર્ટરનરી યુગના આરંભકાલપૂર્વે હાલ જે બીજાં પ્રાણીઓ જોવામાં આવે છે તેઓ તો અસ્તિત્વમાં આવી ચુકેલાં જ હતાં અને કેટલાંએક એવાં પણ પ્રાણીઓ હતાં કે જેઓની જાતિ પાછળથી અસ્તિત્વમાંથી જતી રહેલી છે. મનુષ્યશરીરના પ્રથમ રચનકાલે જે મોટાં રીંછ (ભલ્લૂક) વ્યાઘ્રાદિ પ્રાણીઓ હતાં તે હાલનાં ભલ્લૂકવ્યાઘ્રાદિથી ઘણાં જ પ્રચંડ બલવંત તથા ક્રૂર હતાં. પરંતુ સ્વભાવના નિયમપ્રમાણે તેઓ પાછળથી આ ભૂગોલપરથી અસ્તિત્વમાંથી ઓછાં થયાં છે અને હાલ જેવડાં જણાય છે તેવડા નાના કદની જાતિઓ અસ્તિત્વમાં આવી છે. અને મનુષ્યજાતિ ક્રમે કરીને પુષ્કળ વ-

ધતી ગઈ, રહેવા યોગ્ય પ્રદેશોમાં પ્રસરતી ગઈ, અને બુદ્ધિના વધારાસાથે પોતાની સત્તા વધારતી ચાલી.

## મોનોજેની અને પોલીજેની.

## ( MONOGENY & POLYGENY )

મનુષ્યશરીર પ્રથમ ઉત્પન્ન ક્યારે થયું તેવિષે ઉપર વિચાર કર્યો છે. હવે જે યુગમાં જે કાલે એ શરીર પ્રથમ પ્રતીત થયું તે આ ભૂલોકના કોઈ અમુક એક જ પ્રદેશમાં પ્રતીત થયેલું કે કેમ અને તે એક પ્રદેશ તે કયો પ્રદેશ છે તે કંઈ નિશ્ચય થઈ શકે એમ છે કે કેમ? મનુષ્યજાતિની મૂલ ઉત્પત્તિવિષે શાસ્ત્રકારોનાં બે વિરૂદ્ધ મત છે. એક મત એમ પ્રતિપાદન કરે છે, કે આખી મનુષ્યજાતિ મૂલ એક જ જાતિના સ્ત્રીપુરૂષના જોડામાંથી ઉદ્ભવને પામી છે. તેમની પ્રજા ક્રમે કરીને પૃથિવીના સર્વ પ્રદેશોમાં ફરી વળી, અને તે જુદા જુદા પ્રદેશોનાં હવાપાણી તથા બીજા સ્થાનિકગુણોને લીધે તેમના શરીરની આકૃતિમાં તથા વર્ણમાં સ્થૂલસૂક્ષ્મ ભેદ પડતા ગયા અને તેમ થવાથી હાલ જે જુદા જુદા વર્ગ જોવામાં આવે છે તે થયા. આ મોનોજેનિસ્ટ લોકોનું મત છે.

બીજું મત એમ સ્થાપે છે કે મનુષ્યજાતિ સર્વથી પ્રથમ એક જાતિના જોડામાંથી ઉદ્ભવને પામી નથી. પણ સમકાલીન અનેક જાતિનાં જોડાંઓમાંથી ઉદ્ભવને પામેલી છે. અને પૃથિવીના ભિન્નભિન્ન પ્રદેશોમાં પ્રસરી રહેલા મનુષ્યજાતિના જે અનેક વર્ગો ( Races ) છે, અને તેમનાં શરીરોમાં જે કટલાએક મુખ્ય ભેદો છે, તે તેમના આદિ પૂર્વજોની મૂલ જુદી જુદી જાતિના પરિણામરૂપ છે, અર્થાત્ હાલ જેટલા મુખ્ય વર્ગો ( Races ) જોવામાં આવેછે તેટલા મનુષ્યજાતિના પ્રજાપતિમાં ગણાવાયોગ્ય આદિપૂર્વજો હોવા જોઇએ. તે પૂર્વજોની જાતિ જ જુદી ગણવી જોઇએ. મોનોજેનિસ્ટ લોકો કહેછે કે આખી મનુષ્યજાતિ તો એક જ છે, અને હાલ જે જુદા જુદા ભેદ-વર્ગ (Races) જોવામાં આવેછે તે તે આદિ એક જ જાતિમાં દેશકાલજન્ય ફેરફારને લીધે છે. અને જાતિ એક જ છે તેથી પૂર્વે માત્ર એક જ જાતિના સ્ત્રીપુરૂષયુગલથી આખી માનુષી સૃષ્ટિ અસ્તિત્વમાં આવેલી છે. પોલીજેનિસ્ટ લોકો કહેછે કે મનુષ્યજાતિના જે મુખ્ય જુદા જુદા વર્ગ (Races) જોવામાં આવેછે તે મૂલથી જ જુદી જુદી જાતિરૂપ કારણમાંથી છે. એક જ યુગલમાંથી આ ભેદ પડ્યા નથી પરંતુ આદિ કાલે જ જુદી જુદી જાતિ રૂપ જુદા જુદા યુગ્મમાંથી જ આ માનુષી સૃષ્ટિનો ઉદ્ભવ છે. ( આ બન્ને મતવાળાઓને પોત પોતાનાં સાધક કારણો છે તે પરસ્પરથી તત્કાલ સ્વીકારી શકાય એમ નથી. કેમકે સાધક અનુમાનના આધારભૂત પ્રત્યક્ષ પ્રમાણ મળવાં કઠિન છે. યદ્યપિ ક્રમે કરીને મોનોજેનિસ્ટ મત પ્રબલ થતું જાયછે. ) આવિષે નિઃસંદેહ નિર્ણય હાલ થઈ શકે એમ નથી. કેમકે કોઈ પણ એક પક્ષનાં સાધક પ્રમાણો શોધવા જઈશું તો તે ઘણામાં ઘણા માત્ર ૩૦૦૦ વર્ષપૂર્વ સુધીનાં મળશે. હવે આ વિષયઉપર છેલ્લામાં છેલ્લા જે સશાસ્ત્ર નિશ્ચયો થયાછે તે ઉપરથી જોતાં તો આ ભૂગોલઉપર મનુષ્યજાતિનું આયુષ્ ૫૦૦૦૦ થી ૧૫૦૦૦૦ વર્ષનું હોવું જોઇએ. આટલા લાંબા કાલથી અસ્તિત્વમાં રહેલી મનુષ્યજાતિના ઉત્પત્તિક્રમ વિગેરે

વિષે નિશ્ચય કરવા માટે માત્ર ૩૦૦૦ હજાર વર્ષનો ઈતિહાસ બસ, નથી.

પોલિજેનિસ્ટ લોકોનું એમ કહેવું છે કે મનુષ્યજાતિના જુદાજુદા વર્ગો (Races)ની શરીરાકૃતિ વિગેરેમાં એટલા મોટા ભેદ છે કે તેવા ભેદ કેટલીએક જુદી જુદી જાતિના પ્રાણીઓમાં જોવામાં આવેછે; અર્થાત્ વર્ગોમાં પ્રતીત થતા મોટા ભેદોઉપરથી એ એક જાતિના જુદા જુદા વર્ગ નથી પણ જુદી જુદી જાતિ જ છે, એમ માનવા કારણછે.

આવિષે કાર્લવોગ્ટ (Carlvogt) નું મત નીચે પ્રમાણે છે. આ વિદ્વાન્ પૂર્વે ઘણાં વર્ષસુધી પોલિજેનિસ્ટ મતને માનનારો હતો; પરંતુ ડારવિનના મતનો એણે સ્વીકાર કર્યો ત્યારથી એના મતમાં વિલક્ષણ ફેરફાર થયોછે. એના મત પ્રમાણે મનુષ્યજાતિ ત્રણ જુદી જુદી જાતિના વાનરોદ્વારા ઉદ્દ્ભવને પામી છે.

૧ અમેરિકાના મોટા વાનરોની જાતિમાં (New World apes) યદૃચ્છાથી ફેરફારો તથા રૂપાંતરો થવાથી અમેરિકન જાતિ ઉદ્દ્ભવને પામી છે.

૨ ઉરાંગ નામના મોટા વાનરોની જાતિમાં તેવા જ ફેરફાર થવાથી મોન્ગોલીઅન જાતિનાં મનુષ્ય ઉદ્દ્ભવને પામ્યાં છે.

૩ અને ચિમપેનઝી અને ગોરિલા (Chimpanzee Gorilla) નામના આફ્રિકા ખંડમાં વસનારા મોટા વાનરોની જાતિમાંથી આફ્રિકન જાતિ ઉદ્દ્ભવને પામી છે. (પૃ૯ ૫.)

આ મતવિષે ગ્રંથકાર શંકાકરેછે કે મનુષ્યજાતિના પ્રજાપતિરૂપ વાનરોની આ ત્રણ મુખ્ય જાતિનાં શરીરો રૂપ તથા આકૃતિમાં વસ્તુતઃ ઘણા મોટા ભેદવાળાં છે, તે છતાં મનુષ્યજાતિના હાલ પ્રતીત થતા જુદા જુદા વર્ગો જો આ વાનરોમાંથી જ ઉદ્દ્ભવને પામ્યા હોય તો તો મનુષ્યના વર્ગોમાં પરસ્પર જે ઘણું સાદૃશ્ય જોવામાં આવેછે તે તેમના પ્રજાપતિરૂપ વાનરોમાં જોવામાં આવતું નથી એ જરા ચિંતનીય છે. અર્થાત્ આટલા મોટા ભેદવાળા વાનરોની જાતિયોમાંથી આટલા મોટા સાદૃશ્યવાળા મનુષ્યના વર્ગો ઉદ્દ્ભવને પામ્યા હોય એ માની શકાતું નથી. પ્રોફેસર હક્સલી (Professor Huxley–Cirtioues and Address p. 163)કહેછે કે ચિમપેનઝી અને ઊરાંગ એ બે જાતિના વાનરોની શરીરાકૃતિ વિગેરેમાં જેટલા મોટા ભેદ છે તેટલા ભેદ મનુષ્યજાતિના કોઇ પણ બે વર્ગમાં છે એમ કોઇપણ વિદ્વાન્ હવે આગળ સિદ્ધ કરી શકશે નહિ એ નિશ્ચય છે." (પૃ૯ ૬.)

× × × ×

એજ પ્રમાણે પ્રોફેસર આગાસીઝ, મસ્યુ જ્યોર્જસ પુશે, ડૉ. હેકેલ વિગેરે વિદ્વાનો પોતપોતાના વિચારપ્રમાણે પોલિજેનિસ્ટ મતનું સ્થાપન કરેછે, એટલે અમુક આટલી જાતિના વાનરોમાંથી મનુષ્યજાતિ ઉદ્દ્ભવને પામીછે એમ પ્રતિપાદન કરેછે પરંતુ તે વાનરોની જાતિમાં પુષ્કળ ભેદો છતાં તેટલા ભેદો મનુષ્યવર્ગોમાં કેમ જોવામાં આવતા નથી એ શંકાના સમાધાનમાં તે મનુષ્ય જાતિના સાક્ષાત્ માતાપિતારૂપ વાનરોની જાતિયો જે પરસ્પર ઘણા સાદૃશ્ય વાળીઓ હતી તે હાલ અસ્તિત્વમાં નથી, તેમ જ તેમના પૂર્વકાળે અસ્તિત્વનાં ચિહ્નો પણ ખડકોમાંથી મળી આવતાં નથી અર્થાત્ એ મતનાં સાધક પ્રમાણો હાલ ઉપલબ્ધ નથી એમ જણાવીને તેઓ વિરમે છે. મનુષ્યજાતિના જુદા જુદા વર્ગોમાં હાલ જે ભેદો જણાય છે તેનાં કારણો શોધવા તેઓ યત્ન કરેછે તથા આટલા ભેદવાળી

મનુષ્યજાતિ આદિકાલમાં કયા ક્રમથી ઉત્પન્ન થઈ તથા કાલે કરી એવિષે પણ નિશ્ચય કરવા તેઓ યત્ન કરેછે. તથા આટલા ભેદવાળી મનુષ્યજાતિ આદિ કાલમાં કયા ક્રમથીઉત્પન્ન થઇ તથા કાલે કરી એ વિષે પણ નિશ્ચય કરવા તેઓ યત્ન કરેછે. ઘણા પ્રાચીનકાલવિષે અનુમાન કરવા સાધનભૂત દૃશ્ય પ્રત્યક્ષપ્રમાણમાં માત્ર ભૂસ્તરવિદ્યા (Geology) ની શોધો તેમને ઉપયોગમાં આવી શકે એમછે. તેમ જ અન્ય પક્ષથી જુદાં જુદાં પ્રાણીઓનાં શરીરોની આકૃતિસ્વભાવ વિગેરેનાં વર્ણન કરનાર શારીરશાસ્ત્ર પણ કેટલુંએક સાહાય્ય આપેછે. આ બે વિદ્યાઓમાંથી તેમને જે થોડું ઘણું પ્રત્યક્ષ પ્રમાણભૂત મળી આવેછે તેમના ઉપર યથેચ્છ અનુમાન પવનવેગે તેઓ કરેછે અને કર્યા છે. જે તે પ્રકારે હાલની સ્થિતિસાથે બંધબેસતો આવે એવો ક્રમ આદિથી પ્રતિપાદન કરવા યત્ન કરેછે. આ પ્રમાણે અનેક ક્રમો અનેક વિદ્વાનોએ કલ્પ્યાં છે. તે ક્રમોનાં સર્વ અંગો યોગ્ય પ્રમાણોથી સિદ્ધ કરી બતાવવા કેટલાએકને સાધનો નથી. જેમકે વાનરોનાં શરીરોમાં જ રૂપાંતર થવાથી કાલે કરીને મનુષ્યશરીર રચાયાં છે એ તેમના વિચારથી નિશ્ચય છતાં, તે પ્રજાપતિરૂપ વાનરોની જાતિમાં ઘણા મોટા ભેદછે, અને મનુષ્યજાતિમાં ઘણું સાદૃશ્ય જોવામાં આવેછે. તેમજ મોનોજેનિસ્ટ મત પ્રમાણે એક જ જાતિના વાનરોમાંથી મનુષ્યજાતિનો ઉદ્ભવ સ્વીકારાય, અને ઉદ્ભવ થયા પછી દેશકાલના ભેદને લીધે હાલના ભેદનું અસ્તિત્વ બતાવી શકાય તો પણ હાલ જે વાનરો જોવામાં આવેછે તેમાં અને હાલનાં મનુષ્યોમાં શારીરશાસ્ત્રના જ નિયમપ્રમાણે ઘણા મોટા ભેદ જોવામાં છે. તેમ જ હાલ વાનરોમાંથી મનુષ્ય ઉદ્ભવને પામતાં સ્વીકારાતાં પણ નથી પણ માત્ર પૂર્વકાલે જ થયાં હતાં એમ જણાવવામાં આવેછે, તેથી નીચે પ્રમાણે શંકાને અવકાશ મળેછે.

૧ એવા મોટા ભેદવાળા પ્રજાપતિરૂપ વાનરોમાંથી આવા મોટા સાદૃશ્ય વાળા મનુષ્યરૂપોનો ઉદ્ભવ શી રીતે સંભવે ? ( પોલિજેનિસ્ટ મતઉપર).

૨ વાનર શરીર અને મનુષ્યશરીરમાં શારીરશાસ્ત્રપ્રમાણે વસ્તુતઃ ઘણા ભેદ છે. તે ભેદની નિવૃત્તિપૂર્વક વાનરશરીરમાંથી મનુષ્યશરીર એક જ ક્રિયાથી અથવા ક્રમથી ઉદ્ભવને પામવું શી રીતે સંભવે ? ( મોનોજેનિસ્ટ મતઉપર )

૩ પૂર્વોક્ત કોઇ પણ ક્રમપ્રમાણે વાનરશરીરમાંથી મનુષ્યશરીરનો ઉદ્ભવ હાલ કેમ થતો જણાતો નથી ?

આ શંકાઓમાટે સમાધાન તો આપી શકાય એમ નથી પણ નીચે પ્રમાણે ઉત્તર અપાયછે.

1 મસ્યુ જ્યોર્જસપુશે (M. George Pouchet) જણાવેછે કે (પૃષ્ઠ) ઘણાજ પ્રાચીન કાળમાં એક એવી જાતિનાં પ્રાણીઓ હતાં કે જેઓ ઘણીજ ઉતરતી પંક્તિના મનુષ્યકરતાં પણ ઘણીજ અપૂર્ણ દશામાં હતાં, અને અન્ય પક્ષથી વાનરોમાંથી ઉદ્ભવને પામી અન્ય અવાંતર જાતિક્રમને સ્વાધીન થતાં ચઢતાં ચઢતાં ઉક્ત પ્રાણી જાતિને પામ્યાં હતાં. એ જાતિનાં શરીરો હાલના મનુષ્યશરીરને કંઇક કંઇક અંશે મળતાં આવતાં હતાં. એ જાતિમાંથી ઘણે લાંબે કાળે ઉત્તરોત્તર અનેક જાતિક્રમ થત છેવટ પુનઃ કેટલીએક જાતિયો થઈ જે જાતિયોની યુગપત વૃદ્ધિ થવાથી તથા

યદૃચ્છા સંમિશ્રણ થવાથી છેવટે હાલ જે મનુષ્યજાતિના અનેક વર્ગ થયાછે તે થયા. (આ મતવાળાએ આરંભમાં મોનોજેની અને પાછળથી પોલિજેની એમ ઉભયની એકવાક્યતા કરવા યત્ન કર્યો છે.) પ્રાચીન કાળની પૂર્વોકત જાતિના પ્રાણીને 'કેલિબન' (the Calibans) એવી સંજ્ઞા આપીછે. અને જે યુગમાં આ જાતિઅસ્તિત્વમાં હતી તે યુગ 'કેલિબન' યુગ (the Caliban Epoch) કહેવાય છે. એ જાતિ તે યુગમાં હતી અને ત્યાર પછી અસ્તિત્વમાંથી જતી રહીછે એટલે હાલ ન હોય એ તો સ્પષ્ટ છે. અને તેથી એ મતનું સમર્થન કરવા હાલ દૃશ્યપ્રમાણ નથી એ પણ સ્પષ્ટ છે. એ જ પ્રમા. 'હેકેલ' (Haeckel) ના મતને પણ સમર્થન કરવા હાલ દૃશ્ય પ્રમાણ નથી.

૨ વાનર શરીરમાંથી માનુષશરીર એક જ પદે ન થતાં અવાંતર અનેક જાતિક્રમથી ઉદ્‌ભવને પામેલાં છે. તે અવાંતર જાતિયો પ્રાચીન કાળમાં હતી. હાલ અસ્તિત્વમાંથી જતી રહેલી છે. તેમનું પ્રાચીન કાળનું અસ્તિત્વ અનુમાનસિદ્ધ છે. પરંતુ તે અનુમાનને સમર્થન કરવા આધારરૂપ દૃશ્ય પ્રમાણ હાલ ઉપલબ્ધ નથી જેથી એ 'અનુમાન' અથવા સદનુમાન સંજ્ઞાને પણ યોગ્ય નથી.

૩ વાનર શરીરમાંથી માનુષશરીરનો ઉદ્‌ભવ હાલ કેમ થતો જણાતો નથી તેનું ઉત્તર આગળ આવી જાયછે. અમુક યુગમાં અમુક સ્વભાવ પ્રવર્તતો હતો તે હાલ નથી પ્રવર્તતો એજ કારણ. અવાંતર જાતિયો હાલ અસ્તિત્વમાંથી જતી રહેલી છે. 'Struggle for existence and Survival of the fittest' એ નિયમથી.

આ ગ્રંથકાર, પૂર્વે જણાવ્યા પ્રમાણે વાનરોમાંથી ઉત્પત્તિના પૂર્વોકત બંનેમાંથી એક પણ ક્રમને સ્વીકારતો નથી પણ મનુષ્યપ્રાણી કર્તાસત્તાથી એક જ કાલે એક જ ક્રિયાથી રચાયાં છે એમ તેનું માનવું છે.—આ વિષયઉપર નિઃસંદેહ નિશ્ચય કરવા સાધનના અભાવને ગ્રંથકાર નીચેના શબ્દોથી સૂચવે છે.

'There is therefore nothing to show that humanity had several distinct nuclei. It is probable that man started from one point alone and that through his power of adapting himself to the most different climates, he has, little by little, covered the whole face of the inhabitable earth.'

મનુષ્યો એક કાળે પૃથિવીના જુદા જુદા પ્રદેશોમાં ઉદ્‌ભવને પામ્યા હતા એમ માનવાને કંઇ પ્રમાણ નથી. તેકરતાં પૃથિવીના અમુક એક પ્રદેશમાં આરંભમાં ઉદ્‌ભવને પામી પછી ક્રમે કરીને જુદા પ્રદેશોમાં પ્રસર્યા હોય, અને જે તે દેશને અનુકૂળ રહી વર્તવાના સ્વભાવવાળા હોવાથી પરિણામે રહેવા યોગ્ય સર્વ પ્રદેશોમાં ફરી વળ્યા હોય એમ હોવું વધારે સંભવે છે.

'But it must be admitted that the problem is hardly capable of solution.'

'Let us conclude that science is unable to explain to us the difference which exists between the different types of the human species, that neither temperature nor the action of the soil furnishes an explanation of this fact and that we must limit ourselves to noting it, without further comment, in spite of the mania which prompts the savants of our day in a desire to explain everything.' (Page. 13)

સાર—આપણા હાલના વખતના વિદ્વાનો પ્રત્યેક વ્યતિકર અથવા વસ્તુનું પૂર્ણ સ્વરૂપ જાણવા જણાવવાની હિંમત બીડેછે તો ભલે*-પરંતુ છેવટે આપણે કબુલ કરવું જોઇશું કે મનુષ્યજાતિના કેટલાએક વર્ગોમાં શરીરાકૃતિ વિગેરેના જે ભેદો જોવામાં આવે છે તેમનાં કારણ- અથવા આદિ કાલથી ઉત્પત્તિના ક્રમવિષે કોઈ પણ સશાસ્ત્ર નિશ્ચય હાલ થઈ શકે એમ નથી.

'We are unable to state exactly or to explain with any degree of accuracy, how it is that man, as he was first created, has given birth to races so widely different as the white, black, yellow, brown and red, which people the earth at the present day.' (Page 17)

---

## માનુષશરીર તથા બીજાં પ્રાણીશરીરમાં ભેદ.

**मगज** (Brain). સ્તનવિશિષ્ટ (Mammi ferous) પ્રાણીવર્ગમાં આપણે જોઇશું અને ક્રમપ્રમાણે મગજની આકૃતિ તથા કદ સરખાવી જોઇશું તો, જેમ જેમ ચઢતા ક્રમનું પ્રાણી હશે તેમ તેમ તેના મગજનું પરિમાણ આખા શરીરના પ્રમાણમાં વધતું જતું જણાશે, અને માનુષ શરીરમાં મગજને જે ઉંચી ક્રિયાઓ કરવાની છે તેની ક્રિયાઓ કરવાને તે વધારે યોગ્ય રચનાવાળું જણાશે. નાનામાં નાના પ્રાણીથી વાનરસુધીનાં પ્રાણીઓનાં મગજ જોઇશું, તો તુચ્છ અપવાદો (જેનાં કારણો આપવા હાલ આપણે અસમર્થ છીએ તથાપિ જે જુજ અપવાદોને લીધે સામાન્ય નિયમને બાધ આવે એમ નથી તે) બાદ કરતાં સામાન્ય નિયમ જણાશે કે તેમનાં શરીરોમાં મગજ ક્રમે કરીને વધારે સત્તાવાળું થતું જાય છે. પરંતુ વાનર અને મનુષ્યનાં મગજ સરખાવતાં એકદમ ઘણો મોટો ભેદ પ્રતીત થાય છે. ગોરિલ્લા, ઉરાંગ ઉટાંગ, અથવા ચિમપેનઝી નામના વાનરો મનુષ્યને બધાકરતાં વધારે મળતાં આવે છે અને તેથીજ તેઓ મનુષ્યાકૃતિવાળાં વાનરો ગણાય છે, પરંતુ તેમનું મગજ મનુષ્યના મગજકરતાં ઘણુંજ નાનું હોય છે. મનુષ્યના મગજના બે મોટા લોચાઓ આ મનુષ્યાકૃતિ વાનરોના મગજના લોચા કરતાં ઘણા લાંબા હોય છે, અને માનુષમગજના લોચાઓની ઉંચાઇ તો વળી ઘણી જ મોટી છે; અને મનુષ્યના ભાલનો જે સુંદર વાંક જોવામાં આવે છે, જે માનુષ શરીરનું

એક વિશિષ્ટ ચિહ્ન ગણાય છે, તેનું કારણ પણ આ ઉંચાઇ છે. એ બે લોચાઓની પાછળ વળી એક ત્રીજો નાનો લોચો છે. આ ત્રણ લોચાઓનાં પરિમાણો, તેમાંના ખાંચા ખુંચાઓની ઉંડાઈ તથા સંખ્યા એ બધાં સરખામણીમાં માનુષશરીરમાં ઘણાં મોટાં છે; તે તથા બીજાં વિશેષ લક્ષણોને લીધેજ, મનુષ્યનું મગજ, પ્રાણીવર્ગના ક્રમમાં તેનાથી એક જ પદે ઉતરતા વાનરના મગજકરતાં ઘણા ઉંચા પ્રકારનું ગણાવા યોગ્ય છે.

પ્રોફેસર—( Professor Schauffhausen ) કહે છે કે–ઉંચામાં ઉંચી જાતિના વાનરોના મગજ અને ઉતરતામાં ઉતરતા વર્ગના મનુષ્યોના મગજના પરિમાણમાં જે ભેદ છે, તે, ઉત્તમ વાનરોનીજ જુદી જુદી જાતિના મગજના પરિમાણોમાં જે પરસ્પર ભેદ છે તેમના કરતાં, એટલો બધો વિલક્ષણ અથવા ફેર પડતો છે કે માત્ર આટલા ઉપરથી જ ઉત્તમ વાનરો અને મનુષ્યો વચ્ચેનું અંતર સંધાવું અસંભવ થઇ પડેછે.

પછી હેકેલ અને પુશેના મતપ્રમાણે આ અંતર સાંધનારી અવાંતર જાતિ પ્રાચીન કાળમાં અસ્તિત્વમાં હતી અને પાછળથી નાશ પામી ગઈ હશે તો તે તેઓ જાણે. તેમ કહેવાને કંઈ સબળ કારણ તો નથી. કેમ કે ભુસ્તરશાસ્ત્રજ્ઞ વિદ્વાનો તેમના શરીરના અંશ કંઇ શોધી શકયા નથી. Whether intermediate forms, such as Haeckel and Pouchet assume once bridged this gulf and have since become extinct, *it is impossible to say, for geologist have not yet found their fossils.* (page 22)

એમ છતાં પણ તેવી જાતિ નહિજ હોય એમ કંઇ કહી શકાય નહિ કેમકે હાલ પણ, ઉત્તમ વાનરોની જાતિ તથા છેવટ ઉતરતા મનુષ્યની જાતિ પણ નાશને પામતી જાય છે. અને મનુષ્ય અને વાનર શરીરવચ્ચેનું અંતર ઉલટું મોટું થતું જાય છે.

**बीजी इन्द्रियोः**—જનાવરો અનેક ઇંદ્રિયોવાળાં છતાં તેમની કોઇ પણ એક એક ઇંદ્રિયનું બળ બીજી કરતાં ઘણું વધારે હોય છે. તેને બદલે બીજી કોઇ ઇંદ્રિય હોતી જ નથી અથવા જે હોય છે તેનું બળ ઘણું જ ઓછું હોય છે. જનાવરોમાં જે ઈંદ્રિયનું બળ ઘણું વધારે હોય છે તે ઘણી વખતે મનુષ્યની તે ઇન્દ્રિયના બળકરતાં પણ વધારે હોય છે. અર્થાત્ અમુક ઇન્દ્રિયના બળમાં અમુક જનાવર મનુષ્યકરતાં ચડતું હોય છે. મનુષ્યમાં તેમ નથી. તેમનામાં સર્વ ઇન્દ્રિયનાં બળ સમાન હોયછે. યદ્યપિ વ્યક્તિપરત્વે કોઈને કોઇ ઈન્દ્રિય વધારે સબલ અથવા નિર્બલ હોય. કોઇને ડાબો હાથ ડાબો કાન તથા ડાબી આંખ વધારે સારાં હોય છે, અથવા કોઇને કાને ઓછું સંભળાય છે, અથવા આંખે ઓછું દેખાયછે, અથવા ઘ્રાણેન્દ્રિય સૂક્ષ્મ ભેદવાળા ગંધની પરીક્ષા કરી શકે એવી હોય છે. પરંતુ આ બધા વ્યક્તિપરત્વ બહુ લક્ષમાં ન લેવા જેવા ભેદ છે. આખી મનુષ્યજાતિ સામાન્ય રીતે લેતાં તેમનામાં અમુક ઇન્દ્રિય વિશેષ બલવતી હોય એવો સામાન્ય નિયમ નથી, પરંતુ સર્વ ઇન્દ્રિયો સધારણ રીતે સમાન બળવાળી હોય એવો જ નિયમ છે. મનુષ્યની ઇન્દ્રિયો (અથવા બાહ્યકરણો) અંતઃકરણ મનુષ્યની બુદ્ધિપૂર્વક નિશ્ચય કરેલા અમુક એક ઉદ્દેશને સિદ્ધ કરવા પોત પોતાની ક્રિયાઓને તે એક અંશાગ્ર તરફ સર્વ સાથે પ્રવર્તાવે છે.

એટલી જ તેમનામાં વિશેષતા છે અને તે કંઈ જેવી તેવી નથી.

એ તો સિદ્ધ જ છે કે મનુષ્યનાં ચક્ષુ ગરૂડ (eagle)નાં નેત્ર જેવાં દીર્ઘ તથા સૂક્ષ્મ દૃષ્ટિવાળાં નથી. ઉંદર, બિલાડાં તથા બીજા નિશાચર પ્રાણીઓ અંધારામાં સારીરીતે જોઇ શકેછે; મનુષ્ય જોઇ શકતાં નથી. મનુષ્યની શ્રોત્રેન્દ્રિય સસલાંની તે ઇન્દ્રિય જેટલી સૂક્ષ્મ નથી અને ઘ્રાણેન્દ્રિયનું સામર્થ્ય તો કુતરામાં તથા કીડીઓ વિગેરેમાં નિઃસંશય આશ્ચર્યજનક છે. મનુષ્યની ત્વક્ (ચામડી) વનવાગળાંની પાંખોનાં પરજેવી સુંવાળી, સુંદર તથા સૂક્ષ્મ સ્પર્શની પરીક્ષાવાળી નથી. પણ જનાવરોમાં ગમે તે એક ઇન્દ્રિય સર્વથી વધારે બળવતી હોયછે તેના બદલામાં તેની બીજી ઇન્દ્રિયો તેટલા ન્યૂન બળવાળી હોયછે તેથી તેમની અહોરાત્રની સર્વ ક્રિયાઓ તથા ખાના પીવાની રહેવાની રીતભાત આ ઇન્દ્રિયોનાં બળને અનુકૂલ રાખવી પડેછે, અને મનુષ્યમાં સર્વ ઇન્દ્રિયોનું બલ ઘણુંકરીને સમાન હોયછે, અને તે ઇન્દ્રિયોની અમુક એક પરિણામને ઉદ્દેશીને સાથે કરાયલી ક્રિયાઓથી જે લાભ થાયછે તે અમુક વિશેષ બળવાળી એક ઇન્દ્રિયની ક્રિયાથી કદાપિ થતો નથી. વળી જનાવરોના ઇન્દ્રિયવ્યાપાર તો માત્ર તેમના દેહવ્યાપાર પૂરતા એટલે દેહરક્ષણ પોષણ પૂરતા જ ઉપયોગી હોયછે, અને મનુષ્યના ઇન્દ્રિયવ્યાપાર તો દેહવ્યાપાર ઉત્તમપ્રકારે સિદ્ધ કરાવવા ઉપરાંત માનસશારીરક શક્તિયોને વિવિધ પ્રકારે સાહાય્ય આપેછે, જે શક્તિયો આ ઇન્દ્રિયવ્યાપારવડે કેળવાઇને અત્યંત અદ્ભૂત, જનાવરોથી કદાપિ ન થઈ શકે એવાં કાર્યો કરવા સમર્થ થાયછે.

મનુષ્યો મહાભયાનક સિંહ, વ્યાઘ્ર, મોટા સર્પ, તથા પ્રચંડ મકરોને પોતાના બુદ્ધિબળથી વશ કરી શકે છે. મનુષ્યો સુંદર ભવનોવાળાં નગરો વસાવી સામાજિક સ્થિતિમાં રહે છે તથા રાજનીતિ, વ્યવહારનીતિના નિયમોપ્રમાણે પરસ્પર વર્તી વર્તાવી શકે છે. ઉત્તમ ગીત, વાદ્ય અને નૃત્યના આનંદ લઇ શકે છે. અંતઃકરણમાં બુદ્ધિ અને બાહ્યકરણમાં હસ્તના સાહાય્યથી અનેક અદ્ભૂત વસ્તુઓ નિર્મી શકે છે. અનેક ગહન વિચારો કરી શકે છે. પદાર્થનિરીક્ષણદ્વારા જગતના સ્વરૂપને જાણી શકે છે. અમૂલ્ય વાણીથી પોતાનું જ્ઞાન પોતાના સજાતીય અન્યને આપી શકે છે. પોતાની કળાથી, પોતાના વિચાર અન્યને જણાવવા અનુપમ આકર ગ્રંથો રચી શકે છે. તથા નિયમિત વ્યવહાર કરી તત્વસંશોધનદ્વારા, શ્રીપરમેશ્વરના પદને પામી શકે છે. તેમની એક યુગમાં કરેલી ક્રિયાઓ તેમની પ્રજાઓને અન્ય યુગમાં ઉપયોગમાં આવી શકે છે. જનાવરોથી આમાંનું કંઇ બની શકે એમ નથી.

---

સુજ્ઞ વાચકવર્ગને જણાશે કે ગ્રંથકારઃ—

૧ માનુષ શરીરની શ્રીપરમેશ્વરથી સાક્ષાત્ ઉત્પત્તિ માને છે.

૨ વાનરમાંથી ક્રમશઃ ઉત્પત્તિ સ્વીકારતા નથી કેમકે તેમ માનવાને સાધક પ્રમાણો ઉપલબ્ધ નથી.

૩ વાનરોમાંથી ઉત્પત્તિના બે ભિન્ન મતો દર્શાવે છે. તથા તે મતો સ્વીકારવામાં

જે શંકાઓ સ્ફુરે છે તે પ્રતિપાદન કરી પોતાને એ મત ન સ્વીકારવાનાં કારણ આપે છે.

૪ નિકૃષ્ટ પંક્તિનાં મનુષ્યો અને ઉત્કૃષ્ટ પંક્તિના વાનરોમાં જે શારીરક અને માનસ ભેદો છે તેમનું દિગ્દર્શન કરાવી પોતાના મતનું સમર્થન કરેછે.

અંતમાં જણાવવું જોઈએ કે આ વિષય પણ પાશ્ચિમાત્ય લોકોએ ઘણો વિસ્તારવાળો કરી મૂકયોછે. બંને પક્ષના સાધકબાધક વિચારો પ્રતિપાદન કરનાર અનેક ગ્રંથો રચાયલાછે, તેથી એ સંબંધે એક નિર્વિવાદ નિર્ણય થયો નથી તથા હાલ થવો સંભવતો પણ નથી. તેથી સુજ્ઞ વાચકે પાશ્ચિમાત્ય વિદ્વાનોના દ્વારથીનિશ્ચય જાણવાની દુરાશા ત્યજી દેવી અને વિરૂદ્ધ મતોથી વ્યામોહને અધીન થવું નહિ.

આર્યશાસ્ત્રકારોનો મત તો એક અને નિર્વિવાદ છે. તે એ કે શ્રીમહેશ્વરના આદિકાર્યરૂપ જગત્‌ના ત્રણ મુખ્ય અભિમાની ઈશ્વરોમાંથી શ્રીબ્રહ્માભગવાનના અદષ્ટવિશેષરૂપ પ્રજાપતિથી પ્રથમ તો અમૈથુની નિષ્કર્મ સૃષ્ટિ થઈ અને ત્યારપછી તેમના સંયોગથી મૈથુની અને સકર્મક સૃષ્ટિ થઈ; ત્યારથી જે પ્રવાહ વહેછે તે આજસુધી ચાલેછે. આ વિચારની સત્યતા નિઃશંક સમજવા અન્ય આંનુષંગિક અનેક વિચારો જાણવાની અપેક્ષા છે તેથી પાશ્ચિમાત્ય વિચારથી દૂષિત અંતરમાં આ વિચાર હાલ તત્કાલ કદાચિત્ ન ઠરે તો તે પણ સ્વાભાવિક છે. તેમને ઉદ્દેશીને આ વિચાર અત્ર જણાવાયો નથી, પરંતુ માત્ર સદ્વિચારપ્રાપ્ત શ્રદ્ધાભક્તિસંપન્ન સાધકોમાટે જ છે.

નિઃશ્રેયસ સુખ ઇચ્છનારમાટે વિશેષ યોગ્ય તો એ જ છે કે મનુષ્યની આદિકાલે ઉત્પત્તિ ગમે તે પ્રકારની હોય– વાનરમાંથી હોય અથવા સાક્ષાત્ ઈશ્વરદ્વારા હોય– તથાપિ હવે તો મનુષ્ય અમુક સ્થિતિમાં છે એ નિર્વિવાદ છે જ. માટે જેમને આ કરતાં ઉત્તમ અથવા સર્વોત્કૃષ્ટ સ્થિતિ પામવાની ઇચ્છા છે એવા બ્રહ્મવિદ્યાના સાધકોએ તો હાલ વર્તમાન કાલે પોતાના કર્તવ્યનો જ માત્ર વિચાર કરી પોતાના મન તથા શરીરની શક્તિયોનો અસદ્વ્યય ન કરતાં માત્ર એક મુખ્ય પ્રાપ્તવ્ય વસ્તુ સાધવા જ યત્નવાન્ થવું ઘટે છે. અને અને જગતનું મૂળ, મનુષ્યનું મૂળ, વિચાર કરી કરી શોધી કાઢયા વિના જેમનું ગાડું અટકયું હોય તેઓ તે પોતાનું ગાડું ચાલતું કરવાને પ્રાચીનકાળનું પ્રત્યક્ષ જ્ઞાન મેળવવા ભલે યત્ન કરે. તેઓ જ્યારે થાકશે ત્યારે હારશે અને પોતાની મેળે પૂર્વોક્ત મતને સ્વીકારશે.

---

## श्रीत्रिभुवनविजयीखड्ग.

( અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ટ ૪૩ થી )

આગળ ચાલતાં મને અંતઃકરણમાં એક ક્ષણે આનંદનો અને અન્ય ક્ષણે ખેદનો ભાસ થતો જણાયો. ત્યાં સઘળા પ્રકારના ભયથી હું રહિત થયોછું અને આ અભયપાત્ર મળવાથી

સર્વ મનુષ્યની-સ્પૃહાવિનાનો હું થયો છું એવું ભાન થતાં તો મને આનંદ ભાસતો; અને જ્યારે જ્યારે મને મારી મૂલ સ્થિતિનું સ્મરણ થતું ત્યારે આ મારી અતીતસરખી છતાં અયથાર્થ અતીતાવસ્થાનું ભાન થતાં મને અંતરમાં ખેદ ભાસતો. આપ્રમાણે આનંદને તથા શોકને અનુભવતો હું આગળ ચાલતાં આ પ્રકારના વિચારને કરવા લાગ્યો.

'અરેરે! આ સંસારમાં મોહ એ જ મનુષ્યનો મોટો શત્રુ છે. એ મોહરૂપ શત્રુને વશ પડેલાને અંતમાં કુશલતાનો સંભવ શો? આ મોહનો પ્રાદુર્ભાવ જેના અંતરમાં થાય છે, તેને પ્રથમ તો એ મોહ પોતાના સ્વધર્મનું ભાન ભૂલાવી નાંખે છે, અને કરવા યોગ્ય ક્રિયાથી વારંવાર ભ્રષ્ટ કરીને ન કરવા યોગ્ય ક્રિયાઓને કરાવેછે. અનેક કષ્ટ આપીને તે મોહ પોતાને વશ વર્તનારને મહા અનર્થને પ્રાપ્ત કરેછે. એ મોહ સર્વ મનુષ્યનાં અંતઃકરણમાં ચોરની પેઠે ગુપ્ત થઈને રહેછે, તે જ્યારે જ્યારે વિષયપદાર્થનો તથા વૃત્તિનો અંતરબહિર્ સંબંધ થાયછે ત્યારે ત્યારે તત્કાલ પ્રકટ થાયછે. અંતરમાં વૃત્તિ વિષયનું સ્મરણચિંતન કરે છે ત્યારે તથા બહિર્વૃત્તિને ઇંદ્રિયદ્વારા વિષયનો સંસર્ગ થાય છે ત્યારે આ મોહ પ્રકટ થયાવિના રહેતો નથી, એ મને તો અનુભવસિદ્ધ ભાસે છે. અને અન્ય ઇંદ્રિયમનાદિના જયવાળા પુરૂષને કદાચિત્ ન પ્રતીત થાય તો તેવિષે મારે કાંઇ કહેવા સરખું નથી. આ મોહ સ્ત્રીધનાદિ સંપૂર્ણ વિષયપદાર્થના સંબંધથી વિસ્તરે છે. એ વિષય માત્રનું વિસ્મરણ થઇ જાય તો જ આ મોહ નિર્મૂલ થવો સંભવે છે, પણ મારા સરખાને સર્વ વિષયના વિસ્મરણનું સામર્થ્ય આ ક્ષણે હોય એમ ભાસતું નથી. જે મનુષ્યને આ વિષયપદાર્થમાંના કોઇએક પદાર્થમાં પણ મોહ પ્રકટે છે તો તેને સુખ કે સ્થિરતા ભાસતી નથી, તો જેને અનેક પદાર્થમાં મોહ થાયછે તેને તો સુખ કે સ્થિરતા ક્યાંથી જ હોય! પદાર્થના સંબંધથી તેમાં સુખબુદ્ધિ પ્રકટીને મોહ થાયછે. મોહ થવાથી તે પદાર્થ મેળવવાની કામના થાયછે. કામનાનો કે પ્રયત્નનો ભંગ થવાના સમયોમાં ક્રોધ પ્રકટે છે. કામનામાં બંધાઇ યત્ન કરવાનો આરંભ થતાં જ આશા દૃઢ થતી જાય છે. આશાપ્રમાણે ફલનો સંભવ ન ભાસતાં આશાભંગના પ્રસંગ આવે છે. નિરાશા થવાથી શોક પ્રકટે છે. શોકથી અંતરબહિર્ શિથિલતા જણાય છે. અંગોની શિથિલતાથી અવયવોનો વ્યાપાર યથાવત્ થતો નથી. તેથી જઠરાગ્નિનું સામર્થ્ય ઘટી જાય છે. તેથી અન્નપચનાદિમાં વિઘ્ન આવે છે. તેથી ધાતુઆદિમાં વિકાર થાય છે તે વિકારો પ્રબલ થવાથી શરીર ક્ષીણ થાયછે. તેથી અંતઃકરણ પણ હીનસત્વ થાય છે. અને એમ થતાં ક્રમે કરીને પદાર્થમાત્રમાંદ્વેષ થઇને મરણને સ્વાધીન થવાયછે. અહોહો! આ સંપૂર્ણ અનર્થની પરંપરાને પ્રાપ્ત કરનાર મોહનો મહિમા કેવો છે! આ હું કે જે વિચારવડે સર્વ અનિષ્ટ આપનાર મોહને જાણું છું તે પણ જ્યારે આ દુષ્ટ મોહથી બચી શકતો નથી તો એને અનર્થના મૂલરૂપ ન જાણનાર મંદમતિ મનુષ્યો તો એનાથી કેમ જ બચી શકે! રે રે! મને ધિક્કાર છે! હું અવિવેકવડે આ મોહને વશ થયો છું. અનેક કષ્ટ વેઠ્યાછતાં પણ હજી હું એનાથી છૂટી શકતો નથી. આગળ મારે ઇશ્વર જાણે કેવા

પ્રકારનાં કષ્ટ ભોગવવાનાં છે. અરે ! જે પદાર્થમાં મોહથી બંધાઇને હું આજ તણાયો જાઉંછું તે પદાર્થને મેં જોયો પણ નથી. જોઈ શકીશ કે નહિ તેનો નિશ્ચય નથી, તોપણ વળી જાઉંછું તો તે પદાર્થને પામ્યા પછી તો હું તેના મોહથી કેમ જ છૂટી શકીશ ? પણ ખરે એવો નિયમ સમજાય છે કે જે વસ્તુ મળેલી હોય છે તેની સ્પૃહા ઓછી થાય છે. અને ન મળેલા પદાર્થની નિરંતર ઇચ્છા રહે છે. એ નિયમથી કદાચિત્ પાછળથી આ મારો મોહ છૂટી જાય તો સુખી પણ થવાય'. આ વિગેરે વિચાર કરતાં આગળ ચાલતાં હું એક અરણ્યને માર્ગે ચઢી ગયો. જેમ જેમ આગળ ચાલ્યો તેમ તેમ ગાઢાં વનમાં મારો પ્રવેશ થતો ગયો. પ્રથમ તો મેં જાણ્યું કે આવો વિકટ માર્ગ બે ચાર કોશનો હશે પણ આગળ જતાં તો ઝાડીવાળો માર્ગ આવ્યો. મનુષ્યની આવજાવ જણાઈ નહિ. મારે વસતિની ઝાઝી અગત્ય ન હોવાથી હું ચાલ્યો ગયો. ભયથી હું પાછો હઠું એમ નથી એવો જુસ્સો મનમાં હોવાથી નિર્ભયસરખો ચાલતો હતો. રાત્ર પડતાં નિયમપ્રમાણે વૃક્ષની શાખાએ બેશી રાત્રિ કાઢતો હતો. દિવસના પ્રથમ તથા છેલ્લા પ્રહરમાં હું અન્નજલ એકાંતમાં બેશીને લેતો હતો. આ વનમાં રાત્રિ પડી ત્યારે એક મોટા વૃક્ષની શાખાઉપર ચઢીને બેઠો. અનેક પ્રકારના વિચાર કરતાં રાત્રિ વ્યતીત કરી. બીજાં વૃક્ષોઉપર જ્યાં વિકટ સ્થલ હોય ત્યાં તો રાત્રિ આખી નિદ્રારહિત રહેવું પડતું પણ આ વૃક્ષ તો મોટું તથા એની શાખાઓ પણ મોટા વિસ્તારવાળી હતી, તેથી જાણે શય્યાઉપર સૂતા હોઇએ તેની પેઠે નિવૃત્તિથી નિદ્રા લેવાસરખું ભાસ્યું. શાખાની શાખાઓ એવા નિયમમાં પ્રસરેલી કે જાણે પર્યંકસરખું થઇ રહ્યું હતું. આ વૃક્ષસરખી અન્ય કોઈ પણ વૃક્ષઉપર મને અનુકૂળતા જણાઇ ન હતી. આખી રાત્રિ એ વૃક્ષઉપર ગાળ્યા પછી પ્રાતઃકાલમાં ઉઠીને હું પાછો માર્ગે પડયો. એ બીજા દિવસનો માર્ગ મને ઘણો વિકટ ભાસવા લાગ્યો. ભયંકર પ્રાણીઓના શબ્દ કાને પડવા લાગ્યા. ઘણે અંતરેથી વિચિત્ર પ્રકારનાં જંગલી પ્રાણીઓને એક દિશાથી બીજી દિશામાં પળતાં હું જોવા લાગ્યો. આ સમયે મારા મનમાં મને શસ્ત્રનું સ્મરણ થયું. હથિઆરવિનાનો હું સમીપ આવેલાં જંગલી પ્રાણીને શી રીતે અટકાવીશ કે હણીશ ? શસ્ત્રવિના મારે પોતાનું રક્ષણ પણ હું શાંવડે કરીશ ? એ સંબંધી વિચાર કરવા લાગ્યો. અંતરમાં ભય જણાવા લાગ્યું. ચાલતાં ભયયુક્ત નેત્રથી આસપાસ ને આગળપાછળ જોતો ત્વરાથી ચાલવા લાગ્યો. રોજકરતાં એ દિવસમાં મેં વધારે પંથ કાપ્યો. ભયમાં ને ભયમાં સાયંકાલપર્યંત ચાલ્યો. પણ સર્વશક્તિમાન્ જગતના પાલક ઈશ્વરની સત્તાથી મારા સમીપ ભયનું કારણ આવ્યું નહિ. સાયંકાલથતાં એક વૃક્ષઉપર રાત્રિ ગાળી પુનઃ પ્રભાતમાં ચાલવા લાગ્યો. સમય થતાં અન્નજલ લીધાં. પાછો માર્ગે પડ્યો. ચાલતાં મને એક ભયંકર સર્પ આડો ઉતર્યો. આ અપશકુન થયા એવું મનમાં ભાસ્યું. આગળ ચાલતાં વામાંગ ફરકવા લાગ્યું. ત્યારે મનમાં ભયના આગમનની શંકા પ્રબલપણે થવા લાગી. ઈશ્વરને જે ગમે તે ખરું, એવો નિશ્ચય કરતાં હું આગળ ચાલતો પણ અનિષ્ટની શંકાના પ્રવેશથી મારા ચરણ વેગથી માર્ગ કાપતા જણાતા ન હતા. આ

પ્રકારે અંતરમાં ભયની શંકા માત્ર થવાથી જ્યારે મારા શરીરની તથા મનની શક્તિ હણાતી જાણી ત્યારે મને મનમાં આ પ્રકારના વિચારનો પ્રવાહ ચાલતો જણાયો.

'અરેરે! મનુષ્યજાતિમાં શ્રેષ્ઠ એવા બ્રાહ્મણના કુળથી ઉતરતા ક્ષત્રિયના કુળમાં જન્મ ધરીને આ પ્રકારે કારણવિના ભયભીત થવાય છે એ મારાં કુલ, બલ તથા પરાક્રમને મોટું લાંછન લગાડનાર છે. ક્ષત્રિય પુરૂષે તો કાલના સંમુખ પણ નિર્ભય થઇને ઉભા રહેવું જોઇએ. જે ક્ષત્રિયે કાળી રાત્રે જનપ્રદેશ તથા નિર્જન પ્રદેશમાં ભ્રમી ભ્રમીને આપણાં બાહુબલથી સર્વ સુપ્રજાને અભય આપવું જોઇએ તે ક્ષત્રિય હું આજ આ પ્રકારે ભય પામું છું. ધિક્કાર છે મને! અહો! જે વીર પુરૂષે વિનાકારણ ભય પ્રવર્તાવનાર દુષ્ટ મનુષ્યાદિ પ્રાણિઓને પોતાના શસ્ત્રના પ્રભાવથી સરલ કરી નાંખવા ઘટેછે તે વીર પુરૂષની પંક્તિમાં પ્રવેશનાર હું આજે અકારણ ભય ઉપજાવનાર દુષ્ટના ભયથી શિથિલ થાઉં છું! કેવું આશ્ચર્ય છે! હું જાણું છું કે આ સંસારમાં જન્મ ધારણ કરનાર સર્વને મરણ એક દિવસ છે. તે મરણથી ભય પામી ભાગનાર સામાન્ય મનુષ્યને કોઇપ્રકારે પણ મરણ છોડતું નથી; તો પછી ભય ધરવાથી શું ફલ છે? કાંઈ જ નહિ. આ હું કે જેણે મરણને આદરીને ગૃહવૈભવનો ત્યાગ કરીને પ્રવાસ સ્વીકાર્યો છે તેને પણ જ્યારે ભય છોડતું નથી તો અન્યની શી વાર્તા'?

આ વિગેરે વિચારથી સાવધાન થતો હું ઘોડે આગળ નિકળી ગયો એટલામાં મને કઠોર પણ ન સમજી શકાય એવા શબ્દો મોટેથી બોલતાં કોઇ મારા તરફ આવેછે એમ જણાયું. તે શબ્દ એક વ્યક્તિનો નહિ પણ ઘણાનો ઘોંઘાટ ભરેલો હતો. દિવસનો છેલ્લો પ્રહર ઉતરવાનો સમય થવા આવ્યો હતો તેથી દિનરાત્રિના સંધિના સમયપૂર્વે જેમ સૂર્ય નીચા ઉતરતા જણાય છે તેમ સૂર્ય નીચા ઉતરતા પશ્ચિમ દિશામાં જણાતા હતા. આજુબાજુ વૃક્ષની ભારે ઝાડી હતી તેથી વૃક્ષના પાછળ કંઇક અંતરે થનો અવાજ કોનો છે એ હું પારખી શકતો ન હતો. વેગ કરીને હું આગળ વધીને કોઇ વૃક્ષઉપર વિશ્રામ કરવાના વિચારથી આગળ ચાલતો હતો તેટલામાં વૃક્ષની પાછળથી નિકળીને કેટલાએક જંગલી મનુષ્યોનું ટોળું મારા સંમુખ આવતું મને જણાયું. જેમ જેમ તે મનુષ્યો સમીપ આવતાં ગયાં તેમ તેમ તેમનાં ભય આપનાર વિકરાલસરખાં મુખ મને સ્પષ્ટ જણાયાં. તેમનાં નેત્ર જાણે મારા ઉપરના ક્રોધથી રક્ત થયાં હોય એમ મને ભાસ્યું. તેઓ, ધસારો કરતું શત્રુનું સૈન્ય આવીને આપણને ઘેરે છે તેમ મારા ઉપર ધસારો કરતાં આવ્યાં અને મને ઘેરી લીધો. બબ્બે જણે બે બાજુથી મારા હાથ બલવડે પકડી લીધા, અને બીજા મારી આસપાસ વીંટળાઇ રહ્યા. તેમના હાથમાં પ્રાણઘાતક જંગલી હથિયારો પણ હતાં. તે મનુષ્યોને સ્પષ્ટ જોયાં ત્યારે મને જણાયું કે તે સર્વ સ્ત્રિયો હતી. યુવાવસ્થાવાળી અને ઉન્મત્ત હતી તેમનાં શરીર કદાવર અને બલવાળાં હતાં. મુખ કુરૂપ હતાં. વર્ણ કાળો હતો. રીંછની પેઠે શરીરઉપર વાળ હતા. તે વાળ રીંછના વાળસરખા મોટા ન હતા. ટુંકા પણ બહુ [illegible] હતા. મેં વિચાર કર્યો કે હથિયાર વિનાનો હું આ ક્ષણે એમને બલથી વશ કરવા સમર્થ નથી: તેથી આ સ્થલેથી તો કલ કરીને છૂટવું છે. તેમની ભાષા પણ કંઇક વિલ-

ક્ષણ હતી, તોપણ જે માર્ગને હું કાપતો આવ્યો હતો તે સ્થાનોની ભાષાને કાંઇક મળતી હતી. એ સ્ત્રિયોના ટોળામાં એક સ્ત્રી સર્વની ઉપરિ હોય એમ જણાતી. બીજી સર્વ જાણે દાસી હોય અને તે જાણે રાણી હોય એમ તેમના વર્તનથી જણાતું. મારો હાથ પકડીને મને ક્યાં લેઇ જાઓછો, મને શામાટે પકડો છો, એમ હું બોલતો; તે સાંભળી તે સ્ત્રિયો પરસ્પરપ્રતિ જોઇને હસતી હતી. મેં પણ વિચાર કર્યો કે જોઇએ, એ મને ક્યાં લેઇ જાય છે અને શું કરે છે? આ ક્ષણે જો મારા પાસે શસ્ત્ર હોત તો હું એમને પરાક્રમ દેખાડત. કંઇકનાં ધડમસ્તક જૂદાં કરત પણ નિરૂપાય છું. પરિણામે જો પ્રાણસંકટમાં નાંખશે તો પછી એમનાં જ હથિયારથી એમનો વધ કરીશ. આપ્રમાણે મનમ વિચાર કરતો હું તેમની સાથે સાથે ચાલ્યો. ઘણે દૂર ગયા પછી એક મોટા વૃક્ષનીચે આવીને તે સઉએ એકસામટો હર્ષનો પોકાર કર્યો, અને એક મૃત્તિકાના ઉંચા આસન ઉપર પેલી રાણીસરખી જણાતી સ્ત્રી બેઠી. તેના સમીપમાં એક બીજો ઓટલો હતે તેના ઉપર મને બેસાડયો, અને મારા હાથ ઝાલેલી સ્ત્રિયો ઉભી રહી. તરત જ એક વૃદ્ધ ડોસી બીજી પાંચ સાત તેવી જ સ્ત્રિયોસહિત પૃથ્વીમાં ખોદેલી એક ગુહામાંથી નિકળી આવી. તે ગુહાનું દ્વાર આ ઝાડસમીપ જ હતું. પેલી સર્વ સ્ત્રિયો મને નિહાળીને જોવા લાગી. એકબીજાસામું જોઇને રાજી થતાં જણાયાં. પછી પેલી જૂવાન સ્ત્રિયોમાંથી કેટલીક આજુબાજુ દોડીને ફુલ વીણી લાવી. પેલી ડોસીએ તે ફુલમાંથી થોડાં મારા ઉપર અને થોડાં પેલી ઓટલાઉપર બેઠેલી સર્વોપરિ સ્ત્રીઉપર નાંખ્યાં. આ સઘળો ઘાટ જોવાથી મને મનમાં એમ થયું કે આ સ્ત્રીજોડે મારૂં લગ્ન કરવાનો આ સમારંભ થાય છે એમાં કાંઈ સંદેહ નથી પછી પેલી ડોસીએ પ્રથમ તે સ્ત્રીનો હાથ પકડ્યો. પછી મારો હાથ પકડયો અને તે સ્ત્રી જેને એ લોક કન્યારૂપે મને આપવા ધારી હતી તેનો હાથ મારા હાથમાં આપવા માંડયો. એ ક્ષણે મેં મારો હાથ પાછો ખેંચી લેઈ કહ્યું કે તમે શું કરો છો? મારે લગ્ન કરવામાં બંધન છે. આ મારૂં બોલવું તેઓ સમજ્યાં કે નહિ તે તો ઈશ્વર જાણે પણ મેં હાથ ખેંચી લીધો તેથી હું પરણવા ખુશી નથી એમ તેમને સમજાયું. તેથી તે સર્વનાં મન નારાજ થતાં જણાયાં. પેલી કન્યાએ પણ મારા પ્રતિ ક્રોધવાળી દૃષ્ટિથી ભ્રુકુટિ ચઢાવીને જોયું. મને સમજાવવાસરખું બોલીને તે વૃદ્ધ ડોસીએ મારો હાથ પાછો પકડવા માંડયો. મેં હાથ ન આપતાં નહિ નહિ એમ બોલીને નકાર સૂચવ્યો. ત્યારે તે બધાંને મારા ઉપર ક્રોધ આવ્યો. એકદમ રાક્ષસીજેવી પેલી સ્ત્રિયોએ મને ત્યાંથી ઉંચકીને પેલી ડોસી નિકળી હતી તેની પાસે બીજું ગુહાનું મુખ હતું તેમાં મને મુકી દીધો. દૈવયોગે તે મુખ ઘણું ઉંડું ન હોવાથી ઉપરથી નાંખવા છતાં પણ મને કંઈ વાગ્યું નહિ. આપ્રમાણે મને અંદર નાંખીને તે દ્વારઉપર એક મોટી શિલા તે સર્વ સ્ત્રિયોએ મળીને ગોઠવી દીધી. હું ઘણો ગભરાઇ ગયો. સાવધાન થઇને આસપાસ જોતો લગાર આગળ ગયો તો તે ગુહા મોટી છે એમ જણાયું. આગળ જતાં અને માંહે પ્રકાશ મળે એવાં, પથરની મોટી શિલાઓ ગોઠવેલી બાજુએ હેરીયાં રાખેલાં જણાયાં, તેથી મારા મનમાં લગાર સંતોષ થયો. હું છેક સાંજના સમયે પકડાએલો તેથી આ સમયે લગભગ સંધ્યાકાલનો સમય થયેલો, તેથી ક્રમે કરીને

થોડી વારમાં દિવસનો પ્રકાશ મટયો. ચંદ્રનો પ્રકાશ થવાથી સહજ પ્રકાશજેવું અંદર સ્થલે સ્થલે જ્યાં હેરીયાં રાખેલાં ત્યાં ત્યાં જણાતું. આ ગુફા મોટી હોવા છતાં પણ રાત્રિ પડી હોવાથી હું તો એક હેરીયાની જગાએ બેઠો, અને મનમાં આ પ્રકારનો વિચાર કરવા લાગ્યો.

અહો! વિશ્વવ્યવસ્થાપક ઈશ્વરની અકલકલા છે. આ મારા સરખા અલ્પજ્ઞ જીવો મિથ્યાભિમાનથી પોતાને સામર્થ્યવાળા સમજે છે. કયી ક્ષણે શું બનાર છે એ વાર્તાને ન જાણનાર મારા સરખા મંદમતિ મનુષ્યો આગળ આગળથી અનેક પ્રકારની આશાઓ બાંધીને મસ્ત ફરે છે. પણ કાલબલ જેને અધીન વર્તે છે એવા ઈશ્વર તે તે જીવોને સમયઉપર દીન કરી મુકે છે, આશા માત્રના વિષયથી ભ્રષ્ટ રાખેછે, અને ન ઇચ્છેલી અનેક આપત્તિઓ લાવીને આગળ મુકેછે. આપત્તિઓને દ્રઢપણે સહન કરવામાં તથા આપત્તિઓને ટાળવામાં અસમર્થ હુંસરખા તે જીવો રાત્રિદિવસ દુઃખ થયા કરે છે. આમ છતાં પણ મિથ્યા પ્રાપ્ત મદને કે પોતાના કર્તૃત્વાભિમાનને ત્યજતા નથી. અરે! આશ્ચર્ય છે! અનેક આપત્તિઓને સહન કરવા છતાં પણ હું મારા દુરાગ્રહને છોડતો નથી. મારી વિષયલાલસા મને દુઃખ આપેછે તથાપિ તેને હું ત્યજી શકતો નથી. હવે આ સ્થલથી હું ક્યારે અને કેવે પ્રકારે છુટીશ તેનો કશો નિશ્ચય નથી. મારાં માતાપિતા મારી વાટ જોતાં હશે. પેલી અનાથસરખી સ્ત્રી તથા તેના માતાપિતા વિગેરે નિકટ સંબંધીઓ પણ મારી મુદત પૂરી થતા પર્યંત વાટ જોતાં રહેશે. તે સર્વને સમાચાર જણાવવાને પણ આજ મારામાં સામર્થ્ય નથી. આ પાત્ર જો મળ્યું ન હોત તો મારે આ સ્થલમાં જીવ્યાની આશા પણ છોડવી પડત. આ સંસારમાં સર્વ સુખની ઇચ્છા રાખેછે અને દુઃખથી બચવાના ઉપાયને સાધેછે તથાપિ દુઃખ એ એવી વસ્તુ છે કે તે જીવદશામાં પ્રાપ્ત થયાવિના રહે જ નહિ. મેં ઓછી મતિવાળાએ દુઃખના ભયથી અલંકાર, અશ્વ તથા શસ્ત્ર જેને કોઇપણ રાજપુત્ર પ્રાણ જતાપર્યંત પણ ત્યજવા ન ઇચ્છે તેને જીવતાં ત્યજી દીધાં. તેમ છતાં પણ મને દુઃખ આવ્યાવિના રહ્યું નથી! આ મનુષ્યો જેમ જેમ દુઃખને આવવાનાં દ્વાર શોધી શોધીને બંધ કરેછે તેમ તેમ તે દુઃખ નવાં નવાં દ્વાર કરીને આવી મળેછે! જે વસ્તુનું ભય ધરીને મનુષ્ય ભાગેછે તે વસ્તુ મનુષ્યની આગળ આવીને ઉભી રહે છે, અને જે પદાર્થની આશા બાંધીને મનુષ્યો તેની પાછળ પડે છે તે પદાર્થો દૂર દૂર જતા જણાયછે. આ નિયમ ઘણે સ્થલે સાચો પડતો જણાય છે. આ સમયે મારા પાસે અશ્વ અને શસ્ત્ર હોત તો આ આપત્તિમાં હું આવી પડત નહિ. અરેરે! આ સમય તો મને જીવતા પર્યંત સ્મરણમાં રહેવા સરખો આવ્યો છે. હું રાજબીજ છતાં જંગલી સ્ત્રિયોને હાથે કેદી થયો છું! અહો દૈવની શી વિચિત્ર ગતિ છે! હું સર્વોત્તમ રૂપવતી સ્ત્રીની અભિલાષાથી ઘણી રૂપવંતી સ્ત્રિયોનો અનાદર કરીને બહાર નિકળ્યો તો આ કુરૂપ અને જંગલી સ્ત્રીનો પતિ થવાનો અવસર આવ્યો છે! જીવો જે પોતાના ભાવિને જાણતા નથી તેમણે તો યથાપ્રાપ્તમાં સંતોષ માનવો ઉચિત છે. અપ્રાપ્ત અર્થમાટે ઉદ્યોગ કરવો ખરો, પણ અમુક પદાર્થ જ મળે તો અમુક કરવું એવો દુરાગ્રહ કરવો ઘટતો નથી. નીતિ એવી છે કે બુદ્ધિમાન પુરૂષે નીચનો આશ્રય કરવો નહિ, પણ ઘણે પ્રસંગે આપત્તિનાં સ-

મયે નીચ ગણાતો આશ્રય પણ શ્રેષ્ઠ થઈ નિવડેછે. રઘુકુલદીપક શ્રીરામચંદ્રજીને આપત્સમયમાં રીંછ અને વાનરોનો આશ્રય પણ સુખદ નિવડયો હતો, વળી યદુકુલભૂષણ શ્રી કૃષ્ણને આપત્સમયમાં ગોપનો આશ્રય અનુકૂળ નિવડયો હતો. એ વિગેરે અનેક પ્રસંગ છે કે, જેમાં નીચા આશ્રયથી પણ સુખસંભવ થયો છે. આમ છતાં પણ સ્વપુરૂષાર્થ વિનાના દુર્બલ જીવોએ તો સર્વથા નીચ આશ્રય કરવો શ્રેષ્ઠ ગણાય નહિ. આ સમય મારે પણ નીચનો આશ્રય કરવાનો આવ્યો છે. કદાચિત્ મને આ સ્થલથી સુગમપણે છુટવાનો યોગ નહિ આવે તો અંતમાં મારે અઘટિત છતાંપણ આ લગ્નનો સ્વીકાર કરવો પડશે. પણ એ સ્ત્રીને મારા રાજનગરમાં લઇ જવાથી મારૂં સર્વ મંડલમાં હાસ્ય થશે, મારી મૂર્ખતા સ્પષ્ટ જણાશે, અને જન્મપર્યંત ક્લેશને ભોગવવો પડશે. પણ અરે! જે સ્ત્રીને દાસીના સ્થાનમાં પણ રાખવી ઘટે નહિ તેને અંતઃપુરમાં કેમ જ રખાય? પ્રાણ જતાં પણ વિવાહ તો ન જ કરવો. હવે તો આ સ્થલથી છુટવા માટે અન્ય જીવોનો આશ્રય નકામો છે. તેમ જ સ્વપરાક્રમનો પણ કેવલ ભરોંસો રાખવો ઉચિત નથી. જેથી સર્વશક્તિમાન્ ઈશ્વરનું સાહાય્ય મળે તેઅર્થે ઉદ્યોગ કરૂં.

(અપૂર્ણ)

---

## ॥ ॐ श्री ॥

# वेदान्तसार..

( અનુસંધાન તૃતીય રૂપના પૃષ્ટ ર૭૫ થી. )

દર્શનોમાં મોક્ષનું સ્વરૂપ જ ત્રિવિધ દુઃખનો અત્યંતાભાવ કહ્યો છે. આ નિયમને અનુસરીને જ નિત્યકર્મના અનુષ્ઠાનથી જે ઉચ્ચપ્રકારની અંતઃકરણની સ્થિતિ તથા કોઈ વિલક્ષણ સુખ થાય છે તેનું લક્ષણમાં ગ્રહણ ન કરીને માત્ર જે આગામિ દુઃખનો પરિહાર થાય છે તેનું કથન કર્યું છે. આથી એ સ્પષ્ટ થાય છે કે જે લોકો એમ માને છે કે નિત્યકર્મથી પાપમાત્ર અટકે છે, કંઈ પુણ્ય થતું નથી, તેઓનું માનવું કેવળ ભૂલભરેલું છે. નિત્યકર્મથી કોઈ વિલક્ષણ પ્રકારનું ઉચ્ચજાતિનું પુણ્ય થાય છે તથાપિ લોકોને માટે એ ખાસ જરૂરનું અસ્ખલિતપણે કરવાયોગ્ય કર્મ હોવાથી લક્ષણમાં પુણ્યાત્મક ફલનો સમાવેશ કરયો નથી. પણ તેટલા ઉપરથી લક્ષ્યમાં એ શક્તિ નથી એમ નહિ કહેવાય. લક્ષણનું પ્રયોજન વ્યાવૃત્તિ અને વ્યવહાર છે. એ બે અર્થ સિદ્ધ થાય એટલા અર્થનો લક્ષણમાં સમાવેશ કરયા પછી અધિક અર્થનો સમાવેશ તેમાં કરવો જરૂરનો નથી, પણ તેટલા ઉપરથી લક્ષ્યમાં અધિક ગુણ નથી એમ કહી શકાય નહિ. પોતાનો ખોરાક રાંધી ખાય એવું પ્રાણી તે માણસ છે એ પ્રમાણે માણસનું લક્ષણ કર્યું હોય તો તે ખરું છે, તથાપિ એટલા ઉપરથી એમ કહેવું વા માનવું કે માણસ બીજું કશું કરી શકતુંજ નથી, ને કંઈ પણ કરે તો તે રાંધે,એ હાસ્યજનકછે. એ જ પ્રમાણે ઉપરનું માનવું પણ ગણાય.

તેથી નિત્યકર્મના લક્ષણમાં દુઃખ પરિહારરૂપ ફલનું જ કથન કર્યું છે તથા એ ફલથી બીજું ચારે ફલ નિત્યકર્મનું છે વિગેરે સર્વ યોગ્ય છે.

આપ્રમાણે નિત્યકર્મનું પ્રતિપાદન કરી હવે ક્રમપ્રાપ્ત નૈમિત્તિક કર્મનું પ્રતિપાદન કરવા કહે છે કે

## नैमित्तिकानि पुत्रजन्माद्यनुबन्धीनि जातेष्ट्या दीनि ॥१०॥

અર્થ—પુત્રનો જન્મ વિગેરે નિમિત્ત પ્રાપ્ત થવાથી કરવામાં આવતાં જાતેષ્ટિ વિગેરે કર્મો નૈમિત્તિક છે.

આ વાક્યમાં પણ પૂર્વવત્ રચના છે. પ્રથમ પદથી લક્ષ્યનિર્દેશ છે, દ્વિતીય પદથી લક્ષણનું સૂચન કર્યું છે અને તૃતીય પદથી ઉદાહરણ આપ્યું છે. આ નૈમિત્તિક કર્મો સકામ કર્મની ગણનામાં નથી, તેમ જ એ કર્મનું શાસ્ત્રવિધાન કરે છે તેથી એ નિષિદ્ધથી પણ જૂદાં છે. નિત્યકર્મ અને આ કર્મમાં એ ભેદછે કે નિત્યકર્મનું અનુષ્ઠાન કરવાનું રોજ છે અને આ કર્મનું અનુષ્ઠાન તો માત્ર પુત્રજન્મ વિગેરે નિમિત્ત પ્રાપ્ત થયે જ હોય છે. તેથી એ કર્મો નિત્ય કર્મથી જૂદાં છે. આ વાક્યથી નૈમિત્તિક કર્મનું એ જ લક્ષણ સૂચવ્યું છે કે પુત્રજન્મ વિગેરે કોઈ કોઈ નિમિત્તની પ્રાપ્તિ થયે જ જેનું શાસ્ત્રમાં વિધાન કરવામાં આવ્યું છે તે નૈમિત્તિક કર્મો છે.

जातेष्ट्यादीनि—એટલે જાતેષ્ટિ અને એવાં બીજાં કર્મો. પુત્રનો જન્મ થયે અવશ્ય કર્તવ્યરૂપે વિધાન કરેલું એક કર્મ જાતેષ્ટિ કહેવાય છે. શાસ્ત્રમાં એ કર્મ માટે वैश्वानरं द्वादश कपालं निर्वपेत् पुत्रे जाते પુત્રનો જન્મ થયે વિશ્વાનર દેવતાને દ્વાદશ કપાલનો નિર્વાપ કરવો એ પ્રકારનું વિધિવાક્ય છે. आदि પદથી ક્ષામવતી વિગેરે કર્મનું ગ્રહણ કરવામાં આવે છે.

અહિં એ શંકા થાય છે કે પુત્રજાતેષ્ટિ કર્મના વાક્યશેષમાં એમ કહ્યું છે કે यस्मिन् जात एतामिष्टिं निर्वपति पूत एव तेजस्व्यन्नादः જેનો જન્મ થયે આ ઇષ્ટિ કરવામાં આવે છે તે પુત્ર પવિત્ર મનનો, તેજસ્વી, ધનાઢ્ય, ઉદાર થાય છે વિગેરે. આ વાક્ય ઉપરથી એ કર્મનું પુત્રગામિ ફલ છે તેથી એ કર્મ કામ્ય કરવું હોવું ઘટે છે. પણ એમ નથી. કારણ કે નૈમિત્તિક કર્મના લક્ષણનું પ્રતિપાદન કરનાર આ પ્રસ્તુત વાક્યનું કંઈ એવું તાત્પર્ય નથી કે નૈમિત્તિક કર્મનું કંઇ જ ફલ નથી. જેમ નિત્યકર્મ કરવાથી અંતઃકરણની શુદ્ધિરૂપ પ્રધાન ફલ થાય છે અને નાના સુખોરૂપ અવાન્તર ફલ થાય છે તથાપિ નિત્યકર્મ અંતઃકરણની શુદ્ધિ અર્થે જાણીને એ જ આશયથી કરવામાં આવે છે તો તે કામ્ય કર્મ ઠરતું નથી, અને પોતે ધર્માત્મા છે, આસ્તિક છે, કર્મભ્રષ્ટ નથી ઈત્યાદિ પ્રકારનું લોકોને બતાવવાના આશયથી જ જો કરવામાં આવે તો એ જ કર્મ કામ્ય કર્મમાં ગણાય છે; તે જ પ્રમાણે યદ્યપિ નૈમિત્તિક કર્મનું પુત્રગામિ ફલ છે, અને પુત્ર લૌકિક વિ-

પય છે તથા તેનું વ્યવહારિકસુખ પણ લૌકિક વિષય છે, તેથી જો એ પુત્રગામિ ફલની આશાથી એ નૈમિત્તિક કર્મનું અનુષ્ઠાન કરવામાં આવે તો એ કામ્ય કર્મ થાય ખરૂં; તથાપિ અનુષ્ઠાન કરનારે એ આશયથી કરવાનું નથી. પણ માત્ર શાસ્ત્રમાં નૈમિત્તિક કર્મો અવશ્ય કર્તવ્યરૂપે મોક્ષના અધિકારીમાટે કરવાનાં કહ્યાં છે તેથી જ મારે એ અવશ્ય કર્તવ્ય છે એ પ્રકારના નિશ્ચયથી કરવાનાં હોવાથી એ કર્મો નૈમિત્તિક થાય છે. આ પ્રકારે હોવાથી શાસ્ત્રકારે જે નૈમિત્તિક કર્મના ઉદાહરણમાટે પુત્રજાતેષ્ટિનું ઉદાહરણ આપ્યું છે તે અયોગ્ય નથી.

આ રીતે નૈમિત્તિક કર્મનું પ્રતિપાદન કરી હવે ક્રમપ્રાપ્ત પ્રાયશ્ચિત્તનું પ્રતિપાદન કરેછે.

## प्रायश्चित्तानि पापक्षयमात्रसाधनानि चान्द्रायणादीनि ॥११॥

**અર્થ:**—પાપનો ક્ષય કરવા માત્રના ઉદ્દેશથી જેનું વિધાન કરવામાં આવ્યું છે એવાં ચાંદ્રાયણ વિગેરે કર્મો પ્રાયશ્ચિત્ત કર્મો છે.

આ વાક્ય પણ પૂર્વવત્ જ સમજી લેવું. અહિં પણ પ્રથમ પદથી લક્ષ્યનિર્દેશ છે, દ્વિતીય પદથી લક્ષણનું પ્રતિપાદન કર્યું છે, અને તૃતીય પદથી ઉદાહરણ આપેલું છે.

આ વાક્યમાં પ્રાયશ્ચિત્તનું એ લક્ષણ કર્યું છે કે "જે કર્મોનું પાપના ક્ષય કરવાના જ ઉદ્દેશથી શાસ્ત્રમાં વિધાન કરેલું છે" તે કર્મો પ્રાયશ્ચિત્ત છે. નિત્ય તથા નૈમિત્તિક કર્મોથી પણ પૂર્વરચિત પાપનો ક્ષય થાયછે તથાપિ એ કર્મોથી અંતઃકરણની વિશેષ શુદ્ધિરૂપ બીજું ફલ પણ થાય છે અને એ ફલ જ મુખ્ય છે. આમ હોવાથી શાસ્ત્રમાં એ બે કર્મોનું વિધાન પાપનો ક્ષય કરવાના જ ઉદ્દેશથી નથી કર્યું પણ અંતઃકરણની શુદ્ધિરૂપ પ્રધાન ફલને અર્થે છે તેથી એ બે કર્મોથી પ્રાયશ્ચિત્ત કર્મનો ભેદ સિદ્ધ છે. કામ્ય કર્મથી વિષયની પ્રાપ્તિ થાય છે અને પ્રાયશ્ચિત્તથી તેમ થતું નથી. તેથી એ કર્મ કામ્યથી વિલક્ષણ છે અને શાસ્ત્રે વિધાન કરેલાં હોવાથી નિષિદ્ધથી વિલક્ષણ છે.

આ વાક્યથી એ અર્થ નિકળે છે કે પ્રાયશ્ચિત્તથી પાપનો ક્ષય થાય છે. અને એ વાત શ્રુતિસિદ્ધ હોવાથી નિઃસન્દેહ છે. તથાપિ કેટલાક લોક એવું માનતા જણાય છે કે જે કર્મ કર્યાં હોય તેનું ફલ અવશ્ય ભોગવવું પડે છે; તે કદાપિ અન્યથા થતું નથી. એક વાર માણસે એક પાપ કર્મ કર્યું હોય અને પછી તે જો પુણ્ય કરે તો તેથી પૂર્વના પાપનો ક્ષય થતો નથી. પણ તે માણસને બન્ને કર્મનાં પૃથક્ પૃથક્ ફલ મળે છે. કરેલા પાપથી દુઃખ અને કરેલા પુણ્યથી સુખ એમ બન્ને મળે છે. પણ પુણ્યથી પાપનો ક્ષય થતો નથી. અન્ય કેટલાક પોતાને વિશેષ બુદ્ધિમાન્ સમજતા મંદમતિ આથી વધારે એવું પણ માને છે કે પ્રાયશ્ચિત્ત કર્મથી કંઈ પૂર્વે પાપનો ક્ષય થતો નથી. પણ માત્ર એ કર્મોથી પશ્ચાત્તાપ થાય છે અને તેથી તે માણસ ભાવિ પાપથી અટકે છે. પણ આ બન્ને પ્રકારનું માનવું કર્મસ્વભાવ તથા કર્મફલનો હસ્તામલકવત્ અનુભવ કરનાર આર્યસંપ્રદાયપ્રવર્તક મહાત્માઓના સિદ્ધાંતથી વિરૂદ્ધ છે. જે લોકો ઉપર પ્રમાણે મન આપેછે તે લોકો પોતાના પક્ષમાટે કંઈ પણ પ્રમાણ આપ્યા વગર જ જણાવી રહ્યા છે. તેથી એ મતોની અયુક્તતા બતાવવામાં આર્ય મહાત્માઓના સિદ્ધાન્તનું કથન કરવું એ જ બસ છે. તથાપિ વિશેષ સ્પષ્ટી

કરણાર્થે યત્કિંચિત્ વિવેચન કર્યું હોય તો તે અનુચિત નથી. ત્યાં મહાત્માના સિદ્ધાન્તને બતાવનાર તો અનેક વાક્ય મળે છે. આ ગ્રંથકારે જે પ્રાયશ્ચિત્તનું લક્ષણ કર્યું છે તેજ લક્ષણ સર્વત્ર મન્વાદિ શાસ્ત્રોમાં પણ જોવામાં આવે છે. એ લક્ષણમાં સ્પષ્ટ કહ્યું છે કે એ કર્મનું ફલ પાપનો ક્ષય છે, એ કર્મનું જે શ્રુતિમાં વિધાન કર્યું છે, તે પાપના ક્ષયને અર્થે જ છે. તેથી ઉપરનો મત કેવળ અસંગત છે, કારણ કે તે મતપ્રમાણે એ સર્વ શાસ્ત્રવચન તથા તેના મૂલરૂપ શ્રુતિ વ્યર્થપ્રાય જ ઠરવાનાં.

કર્મના ફલમાટે એવો નિયમ છે કે કર્મ કર્યું કે તે જ ક્ષણે તે પોતાના ફલરૂપ સુખ દુઃખનો ભોગ આપતું નથી. જો એક કર્મ કર્યું કે તત્કાળ જ તેનું ફલ મળતું હોત તો પછી એ ફલરૂપ ભોગથી તે કર્મનો નાશ થાત અને તેમ થવાથી તે કર્મનો ક્ષય અન્ય કર્મ કરી શકે એ કેવળ અયોગ્ય ઠરત, કારણ કે જે વખતે અન્ય કર્મ થવાનું તે વખતે પૂર્વ કર્મની સ્થિતિ જ નથી. પણ તેમ નથી. કર્મ જ્યારે પક્વ થાય છે ત્યારે જ પોતાના ફલને તે આપેછે. તેથી મધ્યના વખતમાં તે અદૃષ્ટ અપૂર્વ ઇત્યાદિ નામથી ઓળખાતા સંસ્કારરૂપે કર્મજન્ય દ્રવ્યના કોશમાં પડી રહે છે. એટલે કાં તો જે દ્રવ્ય એ કોશમાં તે ક્ષણે વિદ્યમાન હોય છે તે જ દ્રવ્યમાં એ કર્મથી એક પ્રકારનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે, અર્થાત્ તેજ દ્રવ્ય એક પ્રકારના ગુણથી વિશિષ્ટ થાયછે, અથવા તો કોઈ નવું અણુ એક પ્રકારના ગુણથી વિશિષ્ટ થઇ એ કોશમાં જગતના નિયમાનુસાર પ્રવેશે છે. એ જ દ્રવ્યમાં એ સંસ્કાર પક્વ થઈ ફલ આપી રૂક્ષ થઈ જાય ત્યાર પૂર્વે જો એ સંસ્કારને દાહ કરે એવો અથવા તો પરસ્પરના મેલનથી એકબીજાને નહિવત્ કરે એવો સંસ્કાર જો કોઇ કર્મદ્વારાં પાડવામાં આવે તો તત્કાળ એ પૂર્વના સંસ્કારનો અને ઉત્તર સંસ્કાર વા દ્રવ્યના પૂર્વ સંસ્કારને દાહ કરવાના ગુણનો નહિવત્ ભાવ થવો ઘટે છે. બે વિરોધી પદાર્થોના મળવાથી પરસ્પરનો નહિવત્ ભાવ થવો આપણે પ્રત્યક્ષ અનુભવીએ છીએ. તપાવેલા લોહના પિંડઉપર જો જરા પાણી રેડવામાં આવે છે તો તે લોહગત અગ્નિ તથા પાણી બંને નહિવત્ થતાં દેખાયછે. આ જ પ્રમાણે એક પ્રકારનો આહાર વા ઔષધ પિત્તાદિ દોષોને વધારી વિક્રિયા કરેછે તો અન્ય વિરોધી સ્વભાવનો આહાર વા ઔષધ એ પ્રકોપ પામેલા પિત્તાદિ દોષોને શમાવે છે. આ જ પ્રકારે સંસ્કારોમાટે પણ છે. બે વિરોધી સ્વભાવના (સહાવસ્થાન પામવાને અયોગ્ય સ્વભાવના—of contradictory natures) સંસ્કારો મળવાથી એકબીજાનો નહિવત્ ભાવ કરે છે. હવે કયા સંસ્કારો પરસ્પરના વિરોધી છે એ જાણવું આવશ્યક છે. અને એને માટે તો શ્રીસદ્ગુરુ અને સત્શાસ્ત્ર એ જ સાધન છે. એનો નિર્ણય એ બેથી જ થઈ શકેછે. આમ હોવાથી જ્યારે કોઈ પ્રકારના નિષિદ્ધાચરણથી એક પ્રકારનો સંસ્કાર બંધાયેલો હોયછે ત્યારે તે સંસ્કારનો દાહ વા નાશ કરવા માટે તે કરવાને સમર્થ કોઈ સંસ્કાર પડે એવું કર્મ કરવું જરૂરનું છે. એ પ્રકારનાં કર્મો—જેનાથી બંધાતા સંસ્કારો તે તે પાપસંસ્કારોને દાહ કરવા સમર્થ હોયછે તે—પ્રાયશ્ચિત્ત કહેવાયછે. તેથી પ્રાયશ્ચિત્ત કર્મથી પૂર્વના પાપનો દાહ થાયછે એ દેખાઈતું જ છે. શ્રી પાતંજલયોગભાષ્યમાં પણ કર્મની વિવિધ, પ્રકારની ગતિના પ્રતિપાદનના પ્રસંગમાં "દાહ વા ક્ષય" એની પણ એક ગતિ સ્વીકારેલી છે. તેથી પ્રાયશ્ચિત્તથી

પૂર્વના પાપનો ક્ષય થાયછે એ શાસ્ત્ર તથા યુક્તિથી સિદ્ધ છે.

અહિં એ શંકા થાયછે કે જો પુણ્યથી પાપનો નાશ થતો હોય તો મનુષ્યમાત્ર બે પ્રકારનાં જ મુખ્યપણે કર્મો કરેછે. તેમાંથી જે પુણ્ય હોય તે જો પાપનો નાશ કરે તો જન્મસમયે કાં તો તેને પુણ્યકર્મ અવશિષ્ટ રહે વા પાપ અવશિષ્ટ રહે, પણ બંને રહે નહિ. તેથી કાં તો તે માણસને કેવળ સુખ અને કાં તો કેવળ દુઃખ મળવું જોઈએ, પણ સુખ અને દુઃખ ઉભય નહિ મળવાં જોઇએ. અને આપણો અનુભવ તો એથી વિપરીત પ્રકારનો દેખાય છે. તેથી પુણ્યથી પાપનો ક્ષય થાયછે એ વિશેષ યોગ્ય નથી.

આ શંકાનું ઉત્તર આપ્રમાણેઃ—શંકાની સઘળી વાત સ્વીકારીએ તોપણ સુખ, દુઃખ ઉભયનો અનુભવ થવો અયુક્ત નથી. કારણ કે કર્મો પુણ્ય, પાપ અને મિશ્ર એમ ત્રણ ભેદવાળાં હોયછે. કેટલાંક કર્મો એવાં હોયછે કે કેવળ સુખ આપેછે, કેટલાંક કેવળ દુઃખ અને કેટલાંક સ્વભાવથી ક્રમે કરી સુખ અને દુઃખ એમ ઉભયને આપનાર ગણાયછે. આમ હોવાથી કદાચ એમ લઇએ કે પુણ્યત્વથી પાપત્વનો ક્ષય થાયછે તોપણ મિશ્ર કર્મના અસ્તિત્વથી સુખદુઃખાત્મક અનુભવ ઉપપન્ન કરે એમ છે. તથાપિ ખરૂં જોતાં તો પુણ્ય અને પાપ વિરોધી ( Contradictory ) નથી, અને તેથી તેમનું સહાવસ્થાન અસંભવિત નથી. પુણ્યસામાન્ય અને પાપસામાન્યનો સહાવસ્થાના સંભવરૂપ વિરોધ નથી પણ એ બંને વિજાતીય હોવાથી વિરૂદ્ધ છે. સુખ અને સુખનો નાશ એ બંને પ્રથમ પ્રકારના વિરોધવાળાં છે કારણ કે બનેનું એક કાળે રહેવું થઇ શકવું જગતના હાલના દૃષ્ટ નિયમોથી અસંભવિત છે. સુખ અને દુઃખ એ વિજાતીય હોવાથી વિરોધી છે અર્થાત્ દ્વિતીય પ્રકારના વિરોધવાળાં છે. એ બનેનું સાથે રહેવું સંભવે છે. (એટલું જ કે પ્રાધાન્ય હમેશાં એકનું જ હોવું ઘટે છે તેથી સુખ અને દુઃખ બંને સાથે પ્રધાનપણે ઉદ્‌ભૂતાવસ્થામાં નહિ રહી શકે.)

આમ હોવાથી પુણ્ય અને પાપ—જે અનુક્રમે સુખ અને દુઃખને પ્રકટાવનાર છે તે—સાધારણ રીતે કહીએ તો દ્વિતીય પ્રકારના વિરોધવાળાં છે. તેથી સાથે રહી શકતાં તેમને અડચણ નથી. સાથે રહી શકતાં અડચણ નથી એમ કહેવાનો એવો અર્થ નથી કે બંનેનાં ફલનો એક કાળે અનુભવ થઈ શકે પણ માત્ર એટલો જ કે એ બંનેના સંસ્કારો એક દ્રવ્યમાં સાથે રહી શકવા સંભવે, એ એનું સહાવસ્થાન થવાથી પરસ્પરનો નાશ નહિ થાય. એથી ઉલટું બીજા કેટલાક સંસ્કારો એવા પણ હોય છે કે જેમનું સહાવસ્થાન થવું સંભવતું નથી, જેમકે સમાધિપ્રજ્ઞાથી બંધાતા સંસ્કાર અને અવિદ્યાદિ ક્લેશોના સંસ્કારો, તત્વજ્ઞાનના સંસ્કાર અને સંચિત કોશમાંના સંસ્કારો, નિરોધ સંસ્કાર અને વ્યુત્થાન સંસ્કાર વિગેરે. સર્વના અનુભવનું દૃષ્ટાન્ત લઈએ તો યથાર્થ જ્ઞાનનો સંસ્કાર અને વિપર્યયના સંસ્કાર. જ્યાંસુધી શુક્તિનું શુક્તિરૂપે જ્ઞાન થયું નથી ત્યાંસુધી જ શુક્તિમાં રજતબુદ્ધિ થાય છે. જ્યારે એક માણસ શુક્તિને જોઇને તેમાં રજતત્વરૂપ મિથ્યા પ્રકારનો અનુભવ કરે છે ત્યારે એ ભ્રમથી તેના અંતઃકરણમાં એક સંસ્કાર પડે છે, એ સંસ્કારથી પુનઃ તેને તે પદાર્થવિષે રજતત્વનું ભાન થાય છે. પણ જ્યારે સમીપ દેશમાં જાય છે અને તે પદાર્થને શુક્તિ છે એમ જાણે છે ત્યારે એ શુક્તિત્વપ્રકારક અનુભવથી તેના અંતઃકરણમાં

જે સંસ્કાર પડે છે તે સંસ્કાર પૂર્વના એ પદાર્થવિષે મિથ્યાભાન કરાવનાર, સંપૂર્ણ સંસ્કારોને દાહ કરે છે. આ ઉદાહરણોઉપરથી સહજ સમજાય છે કેટલાક સંસ્કારો સાથે રહી શકવા અસંભવ છે. એટલે વસ્તુસ્વભાવપ્રમાણે એક બીજાનો ક્ષય કરે છે. આ ઉદાહરણોમાં કર્મનિપુણ પુરૂષોએ પ્રાયશ્ચિત્ત કર્મના સંસ્કારોને ગણ્યા છે. તેથી એ પ્રાયશ્ચિત્ત કર્મના સંસ્કારથી તે તે દુરિત જે પૂર્વ રચાયેલું હોય છે તેનો ક્ષય થાય છે એ યોગ્ય છે. અને અન્ય પુણ્યસંસ્કારો તથા પાપસંસ્કારો બીજા પ્રકારના વિરોધવાળા હોવાથી કર્મકોષમાં સાથે રહી શકે છે તેથી પોતપોતાના પ્રાદુર્ભાવકાળે પોતપોતાનું ફલ ભોગવાવે છે, અર્થાત્ એક જન્મમાં મિશ્ર ફલ મળે એ વાત ઉપપત્તિવાળી આ નિયમપ્રમાણે થઈ શકેછે.

જો પ્રાયશ્ચિત્ત કર્મ માત્ર પશ્ચાત્તાપરૂપ હોય અને તેમ હોવાથી ભાવિ નિષિદ્ધાચરણના પ્રતિબંધક હોય તો સાધારણ રીતે જોતાં પણ બે દોષ આવે છે. પ્રથમ તો પશ્ચાત્તાપ માનસવ્યાપાર હોવાથી એની કર્મમાં ગણના કરવી ઉચિત નથી. આ જ ગ્રંથમાં ભાવના અને કર્મનો ભિન્ન નિર્દેશ કરયો છે. એ ઉપરથી પ્રાયશ્ચિત્ત અને પશ્ચાત્તાપ ભિન્ન છે એ સ્પષ્ટ છે. એટલું જ નહિ પણ જો પશ્ચાત્તાપને જ પ્રાયશ્ચિત્ત લઇએ અથવા તો પ્રાયશ્ચિત્ત કર્મનું વિધાન પશ્ચાત્તાપ માટે જ છે અર્થાત્ પ્રાયશ્ચિત્તથી પશ્ચાત્તાપ માત્ર ફલ થાય છે એમ લઈએ તો તે પણ અયોગ્ય છે. કારણ કે પશ્ચાત્તાપ એક રૂપ હોવાથી તેને માટે ભિન્ન ભિન્ન કર્મનું વિધાન કરવાની મહેનત લેવી જરૂરની નહોતી. શાસ્ત્રમાં આપણે જોઇએ છીએ કે મિત્રદ્રોહ, ગુરૂદ્રોહ વિગેરે દુરિત માટે એક પ્રકારના પ્રાયશ્ચિત્તનું વિધાન છે તો બ્રહ્મચર્યનો ભંગ, પરસ્ત્રીસંગ, અનધિકારીએ કરેલા વેદના શ્રવણ વિગેરે માટે અન્ય પ્રકારના પ્રાયશ્ચિત્તનું વિધાન છે. જો પશ્ચાત્તાપ જ પ્રાયશ્ચિત્ત હોત તો પછી એ પશ્ચાત્તાપ જ લોકોને કરવાનું શાસ્ત્રમાં વિધાન કરત અને સંપૂર્ણ દુરિતમાટે એક જ પ્રકારનું પ્રાયશ્ચિત્ત ઠરત. પણ તેમ તો છે નહિ. દુરિતભેદથી પ્રાયશ્ચિત્તનો ભેદ આપણે શાસ્ત્રમાં જોઇએ છીએ, તેથી પશ્ચાત્તાપ માત્ર પ્રાયશ્ચિત્ત નથી. અને પ્રાયશ્ચિત્તનું પશ્ચાત્તાપ માત્ર ફલ છે એ તો કેવળ હાસ્યજનક છે. એક શાસ્ત્રોક્ત પ્રાયશ્ચિત્ત કર્મનું અનુષ્ઠાન કરવામાં અસંખ્ય ક્રિયાઓ કરવી પડે છે. એ પ્રત્યેક ક્રિયા કોઇ કોઈ પ્રકારનું ફલ—કાં શરીર સંબંધી અને કાં તો અંતઃકરણ સંબંધી—આપે છે. તથાપિ એ ક્રિયાઓ મુખ્ય પ્રાયશ્ચિત્તના અંગરૂપ હોવાથી એનું પ્રધાન ફલ પ્રાયશ્ચિત્ત કર્મની સિદ્ધિ છે અને પશ્ચાત્તાપ નથી. તેમ જ પ્રાયશ્ચિત્ત કર્મ પણ કર્મ હોવાથી સૃષ્ટિના નિયમાનુસાર કોઈ સંસ્કાર અવશ્ય અંતઃકરણમાં પાડવાનું. એ સંસ્કાર જ પ્રાયશ્ચિત્તનું પ્રધાન ફલ છે, પાપાચરણ કરનારને જે પશ્ચાત્તાપ થાય છે તે તો એ નિષિદ્ધાચરણની સ્મૃતિ તથા તેથી થવાના દુઃખના ભયનું ફલ છે, કંઇ પ્રાયશ્ચિત્તકર્મનું ફલ નથી. અને પ્રાયશ્ચિત્તના અનુષ્ઠાનથી જે ભાવિમાં નિષિદ્ધ પ્રવૃત્તિ થતી અટકે છે તે પણ કંઈ પશ્ચાત્તાપદ્વારા અટકે છે એમ નથી, પણ આપ્રમાણે થાય છે. કર્મોના વા તેના સંસ્કારોના બે ભેદ પાડી શકાય છે. કેટલાંક કર્મો વા સંસ્કારો કેવળ દુઃખ વા સુખ આપે છે. અને અન્ય કેટલાંક એવાં હોયછે કે તે સુખદુઃખરૂપ પ્રધાન ફલ આપેછે, એટલું જ નહિ પણ પોતાનાં સજાતીય કર્મ કરવા જીવને પ્રવૃત્તિ કરાવે છે. આમ હોવાથી જ્યારે આ બીજા

પ્રકારનાં કર્મોનો પ્રાયશ્ચિત્તથી ક્ષય થાયછે ત્યારે એ કર્મના એક ફલરૂપ નિષિદ્ધમાર્ગે થતી પ્રવૃત્તિ પણ દગ્ધ થઈ જાય છે, તેથી પ્રાયશ્ચિત્ત કર્મથી બાકિ નિષિદ્ધાચરણ અટકે એમ છે પણ તે પશ્ચાત્તાપદ્વારા જ અટકે છે એ વાત માનવા જેવી નથી દેખાતી.

આ સર્વ ઉપરથી એ સિદ્ધ થાય છે કે પૂર્વસંચિત પાપોનો યોગ્ય કર્મના અનુષ્ઠાન વડે ક્ષય કરી શકાય છે. અને એ યોગ્ય કર્મોને પ્રાયશ્ચિત્ત સંજ્ઞા આપવામાં આવેછે. તેથી પ્રાયશ્ચિત્તનું જે આ વાક્યમાં લક્ષણ કર્યું છે તે યોગ્ય છે.

એ પ્રાયશ્ચિત્ત કર્મો અસંખ્ય છે, જેનું કેટલેક અંશે પ્રતિપાદન મન્વાદિ સ્મૃતિઓમાં તથા કર્મવિપાકાદિ ગ્રંથોમાં કરેલું જોવામાં આવે છે. આ સ્થળે ગ્રંથકારે દૃષ્ટાન્તરૂપે ચાંદ્રાયણ વિગેરે કર્મો આપ્યાં છે, વિગેરે પદથી કૃચ્છ્ર, સાંતપન વિગેરે કર્મોનો સંગ્રહ થાય છે.

આ પ્રમાણે આ વાક્યોથી પાંચ પ્રકારનાં કર્મોનું પ્રતિપાદન કર્યું. એ કર્મોનો પરસ્પર ભેદ સરળતાથી સમજાય તેમાટે આ કોઠો આપીએ છીએઃ—




હવે ક્રમપ્રાપ્ત ઉપાસનાનું પ્રતિપાદન કરવા કહે છે કેઃ—

**उपासनानि सगुण ब्रह्मविषयकमानसव्यापाररूपाणि शाण्डिल्य विद्यादीनि ॥१३॥**

અર્થઃ— શાણ્ડિલ્ય વિદ્યા વિગેરે સગુણ બ્રહ્મવિષયક અંતઃકરણની ભાવનાઓ ઉપાસના કહેવાય છે.

આ વાક્યથી એ કહ્યું કે અધિકારની પ્રાપ્તિમાટે આવશ્યક ગણેલી જે ઉપાસના છે તે ઉપાસનામાં શાણ્ડિલ્ય વિદ્યા વિગેરે ભાવનાનું ગ્રહણ કરાય છે. આ વાક્યમાં પ્રથમ

પદમાં લક્ષ્યનો નિર્દેશ છે, દ્વિતીય પદથી લક્ષણનો અને તૃતીય પદથી ઉદાહરણનો.

ઉપાસના શબ્દવડે સાધારણ લોકોમાં વિવિધ અર્થનું ગ્રહણ થતું દેખાય છે, તેમ જ ઉપાસના પણ વિવિધ દેવવિષયક કરાય છે. કેટલાક લોકો ભૂત, પ્રેતાદિને વશ કરવાના આશયથી સ્મશાનમાં રાત્રિ ગાળે છે, ત્યાં નિયમિત સમયે જઈ નિયમિત કરાયેલો જપ વિગેરે કરે છે, વિવિધ બલિઓનું અર્પણ કરે છે વિગેરે વિવિધ ક્રિયાઓ કરે છે. એ સર્વ ક્રિયાઓને લોકો ઉપાસના કહે છે. તે જ પ્રમાણે વટેશ્વરી વિગેરે યક્ષિણીઓની પ્રસન્નતા વાસ્તે વટનીચે રહી મંત્રશાસ્ત્રમાં કહેલી વિવિધ ક્રિયાઓ કરવામાં આવે છે. એ સર્વ ક્રિયાઓને પણ લોકો ઉપાસના કહે છે. એ જ પ્રમાણે ઇન્દ્ર, વરુણ વિગેરે દેવતાની પ્રસન્નતાવાસ્તે કરાતી ક્રિયાઓ ઉપાસના કહેવાય છે. સાધારણ રીતે કહીએ તો આ લોક શિવાય અન્ય લોકવાસીની પ્રસન્નતામાટે કરાતી ક્રિયાઓને લોકો ઉપાસના કહે છે. તથાપિ એ ખરૂં જોતાં, જ્યાં ક્રિયાઓ હોય છે ત્યાં ક્રિયા હોવાથી કર્મરૂપ છે અને અંતઃકરણની ભાવનારૂપ નથી તેથી ઉપાસના નથી. આમ હોવાથી આ શાસ્ત્રમાં વપરાયેલા ઉપાસના શબ્દથી ક્રિયાઓનું ગ્રહણ કરવાનું છે કે કેમ અને જો ક્રિયાઓનું ગ્રહણ કરવાનું હોય તો તે ક્રિયા ગમે તે દેવ વિષયક હોય તો ચાલે કે કેમ એ સંશય પ્રાપ્ત થાય છે. એ સંશય દૂર કરવા ઉપાસનાનું લક્ષણ બતાવવું જરૂરનું છે, અને તેથી આ વાક્યથી ગ્રંથકારે તે કર્યું છે. આ વાક્યથી **मानस व्यापाररूपाणि** "અંતઃકરણની ક્રિયા વા વ્યાપારરૂપ" એ પદ વાપરવાથી એ પ્રતિપાદન કર્યું કે ઉપાસના જ્ઞાનરૂપ નથી તેમ જ (શરીરાદિથી થતી) ક્રિયારૂપ નથી, પણ અંતઃકરણની ભાવનારૂપ છે. એ જ પદની સાથે **सगुण ब्रह्मविषयक**-સબલ બ્રહ્મને વિષય કરનાર-એ પદ વાપરવાથી એ કહ્યું કે બ્રહ્મવિદ્યાનો અધિકાર પ્રાપ્ત કરવામાટે અવશ્યક ગણાયેલી અંતઃકરણની ભાવના ગમે તે દેવવિષયક હોય તો તે નહિ ચાલે પણ એ ભાવના સગુણ બ્રહ્મસંબંધી જોઈએ. સગુણ બ્રહ્મ એટલે સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ દ્રવ્યો જે જીવને બંધન કરનાર હોવાથી ગુણ કહેવાય છે તે ત્રિવિધ દ્રવ્યરૂપ માયાશક્તિસહવર્તમાન જે નિર્વિશેષ ચૈતન્ય તે. તેથી સગુણ બ્રહ્મમાં

(૧) સામ્યાવસ્થાવાળી માયાસહિત ચૈતન્યનો,

(૨) એ ચૈતન્યરૂપ શ્રી મહાકાલ ભગવાનનું સર્ગારંભે ઉદય પામતું જે દિવ્ય લીલાતનુ તેનો,

(૩) એ જ શ્રીલીલાતનુઓનાં થતાં લૌકિક લીલાતનુઓનો, તથા

(૪) સ્વપુરૂષાર્થથી માયાસત્તાનું ઉલ્લંઘન કરી અર્થાત્ માયાસત્તાને વશ કરી શરીરની સ્થિતિપર્યંતતી શ્રીસબલ બ્રહ્માત્મક શ્રીમહાકાલ ભગવાનથી અભિન્ન થયેલા મહાત્મા પુરૂષોનો સમાવેશ થાયછે. આ ચતુર્વિધ સબલ બ્રહ્મને પુનઃ પુનઃ અંતઃકરણમાં લાવવા રૂપ જે અંતઃકરણની ભાવના તે ઉપાસના છે. એ પ્રકારની ઉપાસનાઓ શાસ્ત્રમાં ઘણે સ્થળે વર્ણવેલી છે. જેમકે શ્રીછાંદોગ્યોપનિષદમાં શાણ્ડિલ્ય વિદ્યા નામથી પ્રસિદ્ધ થયેલી ઉપાસના. ત્યાં **शाण्डिल्य विद्या नामैतत् सर्वं खल्विदं ब्रह्म** ઇત્યાદિ વાક્યથી આરંભી **स क्रतुं ध्यानं कुर्वीत मनोमयः** ઇત્યાદિ વાક્યપર્યંતનો સંદર્ભ શાણ્ડિલ્યવિદ્યા કહેવાય છે. એ જ પ

માણે અન્વયપણે પણ सर्वं खल्विदं ब्रह्म तज्जलानीतिशान्तोपासीत આ સર્વ જગત્ બ્રહ્મથી ઉત્પત્તિ પામ્યું છે, બ્રહ્મમાં જ સ્થિતિ કરીને રહ્યું છે અને અંતે બ્રહ્મમાં જ લયને પામે છે તેથી એ સર્વ બ્રહ્મરૂપ જ છે એ પ્રકારની શાન્ત થઈ ઉપાસના—ભાવના કરવી—ઈત્યાદિ વાક્યોથી ઉપાસનાનું પ્રતિપાદન કર્યું છે. એ સર્વ ઉપાસનામાંથી પોતાના અધિકારપ્રમાણે કોઈ એક વા અનેકનું શ્રી સદ્‌ગુરુની આજ્ઞાનુસાર સાધકે ગ્રહણ કરવું, તથા તેનું દીર્ઘ કાળપર્યન્ત, પ્રીતિવડે, નૈરન્તર્યથી અનુષ્ઠાન કરવું. અન્ય જે ભૂતાદિ સંબંધીની ઉપાસના છે તે સાધકમાટે ઉપયોગી નથી.

આ પ્રકારની ઉપાસના સાધકમાટે અવશ્યક છે. કારણ કે માણુસના અંતઃકરણમાં મળ, વિક્ષેપ અને આવરણ એ ત્રણ દોષ રહેલા હોયછે. ત્યાં મળનું નિવારણ તો પૂર્વે પ્રતિપાદન કરેલાં કર્મોથી થાયછે અને રજસ્‌ના આધિક્યથી અંતઃકરણના ચાંચલ્યરૂપ વિક્ષેપનું નિવારણ અંતઃકરણની કોઈ સ્થિર ભાવનાથી જ કરી શકાય છે, તેથી ઉપાસના કોઈ પણ પ્રકારની જરૂરની છે એટલું જ નહિ પણ સબલ બ્રહ્મવિષયક ઉપાસના જ ખાસ જરૂરની છે. એક એવો નિયમ આ જગત્‌માં જોવામાં આવેછે કે ધ્યાતા ધ્યેયરૂપ થાયછે. તેથી જે ધ્યાતાના ધ્યેય તામસી હોય છે તે ધ્યાના કાળે કરીને તામસની પ્રધાનતાવાળો, જેના ધ્યેય રાજસી હોયછે તે રાજસની પ્રધાનતાવાળો અને જેના સાત્વિક વા શુદ્ધસાત્વિક હોયછે તે કાળે કરીને અનુક્રમે સાત્વિક અને શુદ્ધ સાત્વિક ધર્મોની પ્રધાનતાવાળો થાયછે. આપ્રમાણે હોવાથી બ્રહ્મવિદ્યાના અધિકારીને તામસ અને રાજસ ઇષ્ટ કરવા ઘટતા નથી. કારણ કે તેમ કરવાથી તે ઉપાસનાના પરિણામમાં તેના ઇષ્ટરૂપ સાત્વિક ધર્મોની પ્રધાનતા તેનામાં ન થતાં તેના અનિષ્ટરૂપ રજસ્‌, તમસ્‌ની જ પ્રધાનતા થવાની. તેથી એ સાધકે કોઈ સાત્વિક ઇષ્ટને ધ્યેયરૂપે સેવવા જોઈએ.

## सुबोधक वाक्य.

### દોહરા.

અસાર આ સંસારમાં, પચિ પચિ મરવું ફોક,
કાં ના હરિગુરૂ સેવીએ, (જેથી) ટળે લોકપરલોક.
કાળ ગ્રહી કર કાઢતો, દેહ ગ્રામ ઘરે બ્હાર;
માટે મનથી વેગળા, થઈ વહીએં સંસાર.
ઇંદ્રિયના વ્યાપાર સહુ, વિષયાર્થે જ કરાય;
તે સ્વરૂપાર્થે કીજીએ, (જેથી) શાંતિ પામી શરાય.
મન વાણીથી સાધીએ, ક્ષણ ક્ષણ ગુરૂમહેશ;
કાં જે પુણ્ય પળો જવે, કાળ જ ગ્રહશે કેશ.
સજ્જન મન ના મારીએ, જે દે અખંડ સુખ,
હરિહરગુરૂમય કીજીએ, જેથી ન જડે દુઃખ.
શોક મોહને મારવા; ઔષ દીએ ગુરૂશાસ્ત્ર;
માટે સદ્ય સમીપ જઇ, હુંપદ હણવું માત્ર.




रूप (पुस्तक) ४- माघ कृष्ण १४ सं० १९४८ दर्शन (अंक) ४.

# क्षणे क्षणे श्री सद्गुरुनो आवश्यकता जणावनार परमार्थसाधक वृत्तिनां वचनो.

પદ. સૌરાષ્ટ્રની એક દેશી.

કોણ સુબોધ દે શ્રીગુરુ વિના, હે જી, હેતે ગ્રહે કોણ હાથ ?
આ પાપીના પુણ્યના માર્ગમાં, હે જી, ગુરુવિણ કરે કો રે ગાથ, કોણ ૧
કષ્ટ સહે કો મતિને સુધારવા, હે જી, દે કોણ ક્ષણ ક્ષણ ધીર ?
ષડ્રિપુ હણવા રણભૂમિમાં, હે જી, કહે કોણ 'હાલો મારા વીર' ! કોણ ૨
આ આશાના પાશ મેં તોડતાં, હે જી, મોડે કો મોહજ જીર ?
તૃષ્ણાની તાણે મેં તારતાં, હે જી, આણીને આ નિર્ભય તીર, કોણ ૩
મુક્તપુરીના હું પ્રવાસીને, હે જી, વારે વિઘ્નો અપાર,
નિજ બળ કનથી કો ટાળવા, હે જી, દે કોણ શુભ હથિયાર, કોણ ૪
વિકળ થાતાં તો કરુણા આણી, હે જી, અમૃતદ્રષ્ટિથી જોય,
આ હૃદય મસ્તકે કર કો ફેરવે, હે જી, જેથી ભયભ્રમ જીવ આ ખોય, કોણ ૫
આ દુર્જય રિપુથી વિજય કરી, હે જી, નિરખું દશ દિશામાંહ્ય,
આ પૂંઠ ઠોકી કો ધન્ય ધન્ય વદે, હે જી, હવે હું નમું કોને પાય, કોણ ૬
અખંડ આનંદઘન સ્થાનમાં, હે જી, સ્થાપે કોણ લઈ જાઈને આશ,
નૃસિંહ શ્રીગુરુવિણ વિશ્વમાં, હે જી, હવે કો કહે ત્યાં શાબાશ, કોણ ૭

---

## ॥ श्री त्रिभुवनविजयीखड्ग ॥

(અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૬૪ થી)

પરમેશ્વરનું સાહાય્ય મેળવવા અર્થે પણ હું આ સમયે અન્ય કાર્ય કરવા સમર્થ નથી માત્ર સ્તુતિ કરીને જ ઈશ્વરનું સાહાય્ય મેળવવાને અધિકારી છું આ જગતમાં પરમેશ્વરનો

અનુગ્રહ મેળવવાને ઘણા મનુષ્યો વિવિધ યત્ન કરેછે, પણ મને તો આ ક્ષણે પરમેશ્વરના ગુણાનુવાદ ગાવા, તથા હરેક પ્રકારના વિચારવડે પણ આ વૃત્તિને પરમેશ્વરસ્વરૂપથી જોડવી અર્થાત્ હરેક નિમિત્તે તેમનું સ્મરણચિંતન કરવું એ જ માત્ર અનુકૂળ ભાસે છે હે મહાત્મન્! આ વિગેરે વિચારને કરતો હું પશ્ચાત્ તે કારાગૃહરૂપ સ્થાનમાં આ પ્રકારના વિચારદ્વારા ઈશ્વરથી વૃત્તિનું અનુસંધાન કરવા લાગ્યો. 'હે વિશ્વના આધાર! હે પ્રાણીપદાર્થમાત્રની ગતિઆગતિના કારણરૂપ ઈશ્વર! આ કારાગૃહમાં રહ્યો રહ્યો હું આપને પુનઃ પુનઃ નમસ્કાર કરૂંછું. પ્રાણિપદાર્થમાત્રની ગતિ આપસત્તાથી થાય છે તો આ મારી આ સ્થલમાં ગતિ થઇ છે તે પણ આપની જ સત્તાથી થઈ છે એમાં સંદેહ નથી. હે વિભો! આપ કે જે સ્વતંત્ર છો; સર્વેશ છો, અને વાસ્તવ કારણવિના કાંઇ પણ કરતા નથી તેથી અકર્તારૂપ છો તે આપને હું અમુક કાર્યના કર્તા છો એમ કેમ જ કહી શકું? હે સર્વેશ્વર! આ પ્રપંચમાં પ્રવર્તતી સંપૂર્ણ ક્રિયા પોતપોતાનાં ઉપાદાન તથા નિમિત્ત કારણવડે થાય છે, તેમ છતાં પણ તે કારણમાત્રના સ્વરૂપને યથાવત્ ન જાણનાર મારા સરખા મંદમતિ જીવો તે સંપૂર્ણ ક્રિયાના કર્તાપણાનો આપને વિષે આરોપ કરે છે. હે શ્રીપતિ! આપ જ સર્વરૂપ છતાં પણ આપના સામાન્યવિશેષ સ્વરૂપથી આપને વિષે વિશ્વઉપાધિના જોનારા અમે આપને સર્વના પતિ ષડ્ભગસંપન્ન તથા વિશ્વપિતાઆદિ શબ્દોથી ઓળખીએ છીએ: હે સર્વાતીત! આપનું સ્વરૂપ અર્થાત્ આપ જ સર્વત્ર છતાં આપમાં અમે આદિ ઉપાધિની ભિન્ન સ્વરૂપે પ્રતીતિ કરનાર અસમ્યક્દર્શી અમારા સરખા આપથી ભિન્ન પોતાનું અસ્તિત્વ માનીને તે અમો આદિ સંપૂર્ણ ઉપાધિથી આપને અતીત ગણીને આપને સર્વાતીતાદિ સંજ્ઞાથી ઓળખીએ ઓળખાવીએ છીએ. આ સઘળું છતાં હું કે જે આપના તથા આ આપના વિશ્વવિભવના સ્વરૂપને જેમ છે તેમ જાણતો નથી તો પણ અનેક પ્રકારથી આપના સ્વરૂપનું ભાન કરવાથી મારૂં આ પ્રપંચમાં કલ્યાણ સમજું છું તે આપને વિધિથી વા અવિધિથી સ્મરૂં છું તે સ્મરણવડે આપની પરમ મંગલકર સત્તાદ્વારા મારૂં નિરંતર કલ્યાણ થાઓ. હે પરમેશ્વર! આપની સત્તાથી આ વિશ્વપ્રપંચરૂપ કારાગૃહમાં મારો પ્રવેશ થયો છે તેની મને આટલી ચિંતા થતી ન હતી: આ શરીરરૂપ કારાગૃહમાં રહ્યા છતાં હું ભયને પામતો ન હતો. પરંતુ આ અરણ્યની ગુહામાં મારો પ્રવેશ મને મહા ભય આપનાર ભાસેછે. આ સંસારમાં જન્મ ધરીને અજ્ઞાનરૂપ અંધકારમાં તો હું પતન પામેલો હતો, પણ આ ગુહામાં પ્રવેશ થવાથી જાણે વિલક્ષણ અંધકારના ઊંડા દ્રહમાં પ્રવેશ્યો હોઉં એમ પ્રતીત થાય છે, અને એથી મને દુઃખ પણ અધિક ભાસેછે. આ વિશ્વ શું છે, કયા સ્વતંત્ર કે પરતંત્ર કારણથી આ કાર્યપ્રવાહ ચાલે છે એ હું જાણતો નથી. આ જન્મમૃત્યુરૂપ સંસારપ્રવાહનો

એવડે આ શરીરની નિર્વિઘ્ન સ્થિતિ રહે છે તે પણ યોગ્ય પ્રકારે લક્ષમાં આવતું નથી. આ શરીર ક્યાં વિરોધી કારણોના ખલથી ક્ષયના પરિણામઉપર જતું અંતે નષ્ટિવત્ થાય છે તે પણ મને જણાતું નથી. આમ છતાં પણ એ શરીરરૂપ કારાગૃહથી છૂટવાની મને ઇચ્છા થતી નથી. આ કારાગૃહરૂપ સ્થાનમાં મને જેટલાં ને જેવાં ભયત્રાસ થાય છે તેટલાં અને તેવાં ભયત્રાસ અન્ય કોઇ પ્રકારથી થયાં જાણ્યાં નથી. મારી પ્રવાસની મુદ્દત પૂરી થવા આવશે અને ધારેલો હેતુ મનમાં જ રહેશે. હે વિશ્વત્રાતા! આપવિના અમો અલ્પજ્ઞ જીવોને ખરા માર્ગમાં દોરી સુખમય સ્થાનમાં લઈ જનાર અન્ય કોઈપણ નાવિક પ્રતીત થતો નથી. આ સંસારમાં અલ્પજ્ઞ જીવોનો સંગ તો આંધળાના વળાવા જેવો છે. એ જીવો જે પોતાના સુખના ઉપાયને ન જાણનાર હોવાથી દુઃખગ્રસ્ત રહે છે તે મારાસરખા અન્યને શું સુખપ્રાપ્ત કરે? હે અંતર્યામિન્! વિશ્વાત્મન્! આ અંતરમાં રહેલું મન જે ઇચ્છાઓના તાત્કાલિક કોશરૂપ છે તે અંતરમાં રહ્યું રહ્યું નાના પ્રકારની ઇચ્છાઓરૂપ જ્વાળાઓવડે અગ્નિની પેઠે દગ્ધ કરે છે. આ માનસ અગ્નિને કેવે પ્રકારે શાંત કરવો એ જણાતું નથી. ઇચ્છાઓનો અંત નથી, તેમ જ વિવિધ ઇચ્છાઓના સ્ફુરવામાં કોઇ નિયમ પણ હસ્તગત થતો નથી. આપ કે જે સર્વનાં અંતરમાં નિવાસ કરનારા તથા સર્વનાં સર્વ વ્યવહારના પ્રકાશક છો તે કાં તો આ અંતરથી ઉઠતી ઇચ્છાઓને નિવૃત્ત કરો, કાં તો સફલ થનાર ઇચ્છાઓનો જ ઉદય કરો. પણ વિનાકારણ ત્રાસ આપનારી અંતમાં ફલને ન આપનારી એવી જે ઇચ્છાઓ હોય તેને તો કારણમાં જ દગ્ધ બીજની પેઠે બાળી નાંખો. આપ સર્વશક્તિમાન્ છતાં પણ જ્યારે અમને રંક જીવોને દુઃખમુક્ત ન કરો તો અન્ય અલ્પજ્ઞ અલ્પશક્તિવાળા જીવો શું દુઃખમુક્ત કરનાર છે? હે સર્વ પ્રપંચથી પર પરમાત્મન્! આપ જેમ નિર્લેપ છો તેમ અમને પણ નિર્લેપ કરો. જે કારણોથી અપૂર્વ કાર્યકારણભાવરહિત સ્વસત્તાથી આપ આ વિશ્વઉપાધિવાળા છતાં અસંગ છો તે કારણ કે તે સત્તાનો અમારામાં પ્રાદુર્ભાવ કરો કે જેથી અમે પણ આ વિવિધ ઉપાધિના સંબંધવાળા છતાં પણ આપની પેઠે અસંગ રહી સુખરૂપ રહીએ. હે સુખોદધિ! આપ કે જે સુખના અપાર સમુદ્રરૂપ છો તેમાંથી આ દુઃખરૂપ વિશ્વકણિકા ક્યાંથી અને કયા નિમિત્ત કે ઉપાદાન કારણથી પ્રકટતી પ્રતીત થાય છે એ સમજી શકાતું નથી. આ દુઃખ કે જે કોઇને પણ પ્રિય ગણાતું નથી, તે સર્વની પાછળ કયા કારણથી આવી લાગ્યું છે અને તેનો કયા ઉપાયથી નિઃશેષ અંત આવે એ મારા સરખા વિષયાસક્ત મનુષ્યને તો વિચાર કરતાં પણ લક્ષમાં આવતું નથી. આ સંસારરૂપ વૃક્ષ જેનાં મૂલનો કે શાખાનો અંત ભાસતો નથી તેનો કયા વજ્રરૂપ કુઠારવડે કોણે ક્યારે નાશ કરવો તે સમજાતું નથી; તેમ જ આ મારૂં પ્રાણબંધન પણ હવે ક્યારે અને કેવે પ્રકારે છેદાશે એ પણ મારાથી કળી શકાતું નથી. આપ જ મને આ બંધનથી મુક્ત કરવાને સમર્થ છો. હું કે જે હજી વિવિધ આશાનો ભરેલો છું તે આ કારાગૃહમાં શાંતિથી રહી શકવા સમર્થ નથી. હે દીનવત્સલ! હું ક્ષત્રિય જાતિમાં ઉત્પન્ન થયો છું તે કોઇના સમીપ પણ દીનત્વ દેખાડવા યોગ્ય નથી, તથાપિ આપ કે જેમના સમીપ સંપૂર્ણ પ્રાણિઓ દીનત્વ દાખવ્યા વિના છૂટકો નથી

તેમના સમીપ દીનત્વ દેખાડવામાં હું ભય સમજતો નથી. આ જનસમૂહમાં વિવેકી પુરુષોનો એવો નિયમ છે કે જેનાથી આપણા દુઃખનો અંત આવે એમ હોય તેના સન્મુખ જ દીન મુખ કરી દુઃખને પ્રકટ કરવું, ઈતર સંમુખ કરવું નહિ, એ નિયમનું પણ મારાથી ઉલ્લંઘન થયું હોય એમ હું ધારતો નથી. કારણ કે આપ જ સર્વ દુઃખના સંહારક છો. હે વિશ્વવ્યવસ્થાપક ! આપ જ સંપૂર્ણ પ્રાણિપદાર્થની તથા તેમની પ્રવૃત્તિનિવૃત્તિના નિયમ માત્રની વ્યવસ્થા કરનાર છો, જેથી આપવિના હવે મને યોગ્ય પ્રવૃત્તિમાં જોડવાની અન્ય કોણ વ્યવસ્થા કરી શકનાર છે કે તેના પ્રતિ હું મારા ઉદ્ગાર કાઢી હૃદય શાંત કરું. હે કર્મફલપ્રદાતા ! આપ જ વિહિતઅવિહિત સમગ્ર કર્મના ફલને યથાકાલે યથાનિયમે પ્રવૃત્ત થવા પ્રવર્તાવનાર છો તો આ મારાં કર્મફલરૂપ પ્રાપ્તબંધનને તોડનાર કોઈ મારા અન્ય કર્મને આપ જ પ્રેરો કે તેથી હું સત્વર મુક્ત થાઉં અને કદાચિત્ તેવું કોઇ કર્મ તત્કાલ વિદ્યમાન ન હોય તો આ આપના અભિમુખ થયેલી આ ક્ષણની વૃત્તિના સદ્વ્યાપારના ફલને પ્રવર્તાવીને મને મુક્ત કરો. આતુર આશાવાનને શક્યાશક્યનું ભાન હોતું નથી, તેથી ગમે તેવી યાચનાથી પણ તે દોષવાન્ ગણાતો નથી. તેમ છતાં પણ આપ તો સર્વ કરવા સમર્થ છો, જેથી આપના પ્રતિ આ પ્રકારની આશા બાંધવી એ અનુચિત નથી જ. આ સંસાર એક પક્ષથી જોતાં અંધના મેળાજેવો છે. જેમ અંધ પ્રાણી બીજા અંધ પ્રાણિને પોતાનો દોરનાર ગણીને ચાલે અને તે અન્ય અંધ પણ ખળતાથી પોતે દેખતો તથા પ્રથમ અંધનો દોરનાર છે એમ જણાવી પોતે તે અન્ય અંધને દોરીને અંતે પોતે તથા તે, બંને ખાડામાં પડે છે તેમ આ જગતમાં સર્વ સ્થલે હોય એમ ભાસે છે. ઘણા જીવો મારી આશા રાખે છે કે એ મારા દુઃખને ટાળશે, અને હું બીજાની રાખું છું. રંકથી તે રાજાપર્યંત સર્વ એકબીજાની આશામાં ને આશામાં દિવસો કાઢતા જણાય છે. આ સંપૂર્ણ પ્રાણિઓ પોતાથી કોઇ શ્રેષ્ઠ છે એમ માને છે, અને તે શ્રેષ્ઠ પદની આશા રાખે છે, જેથી આશાના પાશમાંથી પ્રાણિઓને છૂટવું કઠિન છે. આશા બાંધનાં છતાં પણ પેલા અંધની પેઠે અંતે આશારહિત જ થવાનો સમય આવે છે. આમ છે માટે હે વિશ્વેશ્વર ! આપ જ એક વસ્તુતઃ સર્વની આશાનું સ્થાન છો. આપ સર્વજ્ઞવિના સર્વની આશા કોણ પૂર્ણ કરવા સમર્થ છે ? કોઇ જ નહિ. અમે જીવો આ દીનત્વથી છૂટીએ એવો માર્ગ આપ વિના અમને કોણ કાઢી આપે ? આ અમને દીનત્વ શાથી પ્રાપ્ત થાય છે એનો જ્યારે હું વિચાર કરું છું ત્યારે સ્પષ્ટ જણાય છે કે આ વિષયસુખની લાલસા એ જ દીનત્વ તથા દુઃખની આપનાર છે. આ વિષયસુખથી અતિરિક્ત પુરુષોને દીનતા તથા દુઃખ સ્પર્શ પણ કરી શકે એમ નથી. હે દીનવત્સલ ! આપ મારી દીનતા તથા દુઃખને દૂર કરીને મને મુક્ત કરો. આપના સ્વરૂપને યથાવત્ ન જાણનાર હું આ મોહજાલમાં સપડાયો છું. આપને વસ્તુતઃ અનુભવનાર આ પ્રપંચને અનુભવતા નથી, એવાં સિદ્ધ વચનો સાંભળવામાં છે, પણ તેની યથાર્થતા મારા અનુભવમાં આણવાને તો આપ જ સમર્થ છો. આ સંસાર અંધ મનુષ્યોને અંધારા કૂપ જેવો છે, અને આપને ન જાણનાર સર્વ અધમ મનુષ્યો નેત્રહીન અંધ પ્રાણીસમ છે, એમાં સંદેહ નથી. આપપ્રતિનો શુદ્ધ પ્રેમ જ આ મનુષ્યોને

ખરાં નેત્ર આપનાર છે, અને તે સાચાં નેત્ર જ આપને પ્રત્યક્ષ અર્થાત્ જેમ છો તેમ અનુભવવા સમર્થ કરે છે. હે દેવાધિદેવ! આપને જે જે વિધિથી જાણવા ઘટે છે તથા જે વિધિથી આપની સ્તુતિ કરવી ઘટે છે તે વિધિને હું જાણતો નથી, માટે મારા અવિવેક માત્રને આપ ક્ષમા કરજો'.

હે મહાત્મન્! આ વિગેરે અનેક સ્તુતિવચનોને રાત્રિના આરંભમાં તથા અંતમાં અને દિવસના આરંભમાં તથા અંતમાં બોલતો, અને કષ્ટમાં ને કષ્ટમાં રાત્રિદિવસને વ્યતીત કરતો. પણ ત્યાંથી છૂટવાના દ્વારને જાણી શક્યો નહિ. ઘણા દિવસો વ્યતીત થયા ત્યારે વળી એક દિવસે મને ભારે ઉદ્વેગ થયો. નેત્રમાં જલની ધારાઓ વહેવા લાગી. મને જીવવાનો તિરસ્કાર ઉપજ્યો. કોઇ પ્રકારે પણ મરણને સ્વીકારવા ઇચ્છા કરવા લાગ્યો.. અને આ પ્રકારના વિચારને વશ થયો. અરે! ધિક્કાર છે મને તથા મારા ક્ષાત્ર સ્વભાવને કે હું સ્ત્રિયોને હાથે પકડાઇને કેદી થયો છું! હું મંદમતિ તે દિવસે મરણથી ભય પામીને એમને શરણ થયો જો આજે મરણને ઇચ્છું છું તો તે જ સમયે જો મરણનું ભય ન ધરીને તે સ્ત્રિયોનાં હાથનાં હથિયારને બલથી લઇ લઇને તે વડે તેમને હણીને ચાલતો થયો હોત અથવા તો તેમને હાથે હણાઈ ગયો હોત તોપણ આજપર્યંત મારે આ કારાગૃહનું કષ્ટ જે જીવતાં નરકના કુંડનો અનુભવ આપે છે તે ભોગવવું પડત નહિ. 'એક મરણીયો હજારને મારે છે' એ કહેવત ખરી થાત, અને તે સ્ત્રિયો ભય પામી ભાગી જાત. પણ અરે! મેં તે સમયે સ્ત્રીહત્યાનો પ્રસંગ આવવાના ભયથી કાંઈ જ કર્યું નહિ. હવે પશ્ચાતાપ કરવાથી શું ફલ છે? આ શિલાદ્વાર પણ ઉઘડે એમ નથી. હવે કયા ઉપાયથી હું બહાર નિકળું? મારી પ્રવાસની મર્યાદાનો કાલ અત્ર જ વ્યતીત થઇ જશે તો પછી હું અહિંથી છૂટીને પણ શું મારા અથવા કોઇના મનોરથ પૂર્ણ કરનાર છું? અહા! આ વિશ્વપ્રપંચ ચલાવનારી સત્તા પણ કોઇ વિલક્ષણ છે! આશામાં ને આશામાં રાખીને જીવોને દગ્ધ કરે છે! જીવોને જેટલી આશાઓ ઉપજે છે એટલી પૂર્ણ થવી એ તો સંભવતું જ નથી, ત્યારે એ પણ શું કરે? હશે હવે તો મારે સઘળા વિચાર છોડીને મરણને આદરીને છૂટવાનો ઉપાય કરવો. ન છૂટાય ને પ્રાણ જાય તો પણ આ કષ્ટથી તો છૂટયા જ ગણાશે. આ વિગેરે વિચાર કરતો હું તે ગુફામાં આમ તેમ ફરવા લાગ્યો. માર્ગ શોધ્યો પણ જડયો નહિ. એટલામાં દૈવગતિથી પેલી સ્ત્રિયોમાંની કેટલીએક તે જાળીએ આવીને મને જોવા લાગી, તથા લગાર પ્રસન્ન મનથી મારા તરફ દૃષ્ટિ સ્થાપીને પરસ્પર કહેવા લાગી. એ કહેવાની મતલબ મને એવી સમજાતી હતી કે આ પુરૂષ હવે હારીને શિથિલ થયો છે તે પરણવા કબુલ થશે, અને આપણી મરજીપ્રમાણે કબુલ કરશે. માટે હવે આપણે એને બહાર કાઢીએ. આપ્રમાણે વિચાર કરીને તે સ્ત્રિયો તત્ક્ષણ જતી રહી. આમ થવાથી મને એ થોડી ક્ષણમાં પણ પ્રથમ છૂટવાની આશાથી હર્ષ અને પછી બંધન કાયમ રહેવાની શંકાથી શોક પ્રતીત થયો. પુનઃ ધૈર્ય રાખીને ઈશ્વરમાં ચિત્ત જોડીને સ્તુતિવચનો બોલતો બેઠો. થોડી વાર સ્તુતિવચનોને બોલ્યો એટલામાં એકદમ ગુફાના દ્વારઉપરની શિલા ઉપડી, અને મોટો પ્રકાશ અંદર આવ્યો. હું તત્ક્ષણ ઉઠીને તે દ્વારસમીપ ગયો. તે સ્ત્રિયોમાંની બે સ્ત્રિયોએ મારા બે

હાથ ઝાલીને મને બહાર આણ્યો. પ્રથમની પેઠે જ તે ઉન્મત્ત સરખી સદૃઢ શરીરવાળી સ્ત્રિયો મને વીંટળાઈ વળી. હું પણ શસ્ત્રવિના નિરાધારસરખો નિર્બલપણે દીનવત્ ઉભો રહ્યો. પુનઃ પૂર્વવત્ પેલી કન્યા તથા વૃદ્ધ ડોસી સમીપ આવ્યાં, અને બેસવાના સ્થાનમાં બેઠાં. મને પણ નિયમિત સ્થાનમાં બેસાડવાને સ્ત્રિયોએ હાથ ઝાલી દોરવા માંડ્યો. હું પણ અપ્રસન્નતા દેખાડતાં આનાકાની કરતાં તે સ્ત્રિયોનાબલથી તણાતો તે આસનપ્રતિ ગયો. હું અનાદર કરૂં છું અને તે સ્ત્રિયો મને બલથી બેસાડવા યત્ન કરેછે એટલામાં એક દિશાથી મોટો શોરબકોર સંભળાવા લાગ્યો. જે વેળા મને પકડી લાવ્યા હતા, તે વેળા જેવી હર્ષની ગર્જના થતી હતી તેવી ગર્જના સમીપ આવતી સંભળાવા લાગી. સઉનું ચિત્ત તે પ્રતિ વળ્યું. મારો હાથ ધરનારી સ્ત્રિયોનું ચિત્ત પણ તે તરફ વળ્યું તેથી તેમના હાથનું બલ પણ ચિત્તના વલણસાથે બીજી તરફ વળ્યું. ક્રમે કરી તેમના હાથ શિથિલ અર્થાત્ દુર્બલ થયા અને મેં ધીરેથી મારા હાથ તેમના હાથમાંથી સરકાવી લીધા. પેલી ગર્જના થતી સમીપ આવી. વૃક્ષની ઘટામાંથી ગર્જના કરતું સ્ત્રિયોનું યૂથ બહાર માર્ગમાં આવ્યું. દૃષ્ટિએ પડતાં તત્કાલ મારી રક્ષામાં રહેલી સઘળી સ્ત્રિયો તે તરફ આનંદની ગર્જના કરતી દોડી, અને હું છૂટો ઉભો રહ્યો. મેં દૃષ્ટિ કરી તો મને જણાયું કે કોઈ બે પ્રવાસી પુરૂષોને તેઓ મારી પેઠે પકડી લાવતાં હતાં. તેમને જોઇને તથા સર્વનો મારા પ્રતિ અલક્ષ જાણીને હું મારૂં પાત્ર સંભાળીને એક બાજુથી માર્ગે પડ્યો. ત્વરાથી ચાલતાં પાછળ જોતાં ભયવાળા હૃદયથી મરણનો આદર કરીને પ્રભુનું સ્મરણ કરતો માર્ગ કાપવા લાગ્યો. આગળ ચાલતાં દૃષ્ટિએ ન પડું એવી વૃક્ષની ઘટામાં પ્રવેશી ગયો. તેમની મારી પરસ્પરની દૃષ્ટિ પરસ્પર ઉપર પડવાનો અસંભવ જાણીને પછી તો હું મૃગની પેઠે ફાળ ભરતો નાસવા લાગ્યો. આશરે એક પ્રહર દોડ્યા પછી પાછળ જોતાં ભયનું ચિહ્ન જણાયું નહિ ત્યારે મને લગાર શાંતિ પ્રતીત થઈ, તથા એમ સમજ્યું કે હવે તે લોકો મારી પાછળ ભાગ્યે જ આવશે આમ છતાં પણ ભયના અનુભવવાળો હું ભૂલમાં ન રહેતાં આગળ વેગથી પળવા માંડ્યો. રાત્રિની સંધિપર્યંત પળ્યો. પછી એક સારા મોટા નિષ્કંટક વૃક્ષઉપર ચઢીને વિશ્રામ લેતો બેઠો; અને ઈશ્વરસ્મરણ કરવા લાગ્યો. સ્મરણ કરતાં ચિત્ત ચલાયમાન થઇ વિચાર ચાલવા લાગ્યા.

'અહોહો ! આ સંસારખેલ આશ્ચર્ય પમાડે એવો છે! ઈશ્વરની કલા અપાર તથા ન કળી સકાય એવી છે. એકને બંધનથી છોડવેછે. અને એકને બંધનમાં નાંખેછે. એકને લગ્નમાં જોડેછે અને એકનો ગૃહસ્થાશ્રમ તોડેછે. એકને જન્મ આપેછે અને એકને મરણ આપે છે. એકને મરણની શય્યાથી ઉગારી લેછે અને એકને મરણની શય્યામાં સુવાડેછે. એકને રોગ આપેછે અને એકનો રોગ હરી તેને નીરોગ કરેછે. એકનો વિવાહ તોડે છે અને એકનો વિવાહ કરેછે. એકને ધનવાન્ કરેછે અને એકને નિર્ધન કરેછે. એકને પુત્રવાન્ કરેછે અને એકને અપુત્રવાન્ કરેછે. એકને રાગી કરેછે, અને એકને વિરાગી કે ત્યાગી કરેછે. એકને અરણ્યસેવન કરાવે છે અને એકને મહાલયમાં સ્થાપેછે. આ-

હાહા! તારી કળા અવર્ણનીય છે, આ પ્રકારની વિચિત્ર સ્વભાવવાળી કલાને ધારણ કરી રાખવાથી હે વિશ્વપિતા! તમને શો લાભ અને શી હાનિ છે એ જાણ્યું જતુ નથી. હું મંદમતિ મને પોતાને પડતાં સંકટોના ત્રાસથી ત્રાસીને કહું છું કે હે જગદાધાર! આપ આ વિશ્વમાં સર્વ પ્રાણિને મનવાંછિત ફલ આપીને તૃપ્ત રાખો તો આપને શી હાનિ છે? હે સર્વેશ્વર! આપના ભંડારમાં કયા પદાર્થનો તોટો છે કે આ પ્રકારે કરકસરથી દિવસ કાઢોછો? જેમ કોઈ કૃપણ ધનવાન્ પિતા પોતાની પુત્રપુત્રીરૂપ પ્રજાને શક્તિમાન્ છતાં પણ ઇચ્છિત પદાર્થ ન આણી આપીને તેમનાં મન દુઃખવેછે તેમ આપ પણ આપની આ પ્રજાને અસંતોષમાં રાખોછો. હે સર્વજ્ઞ! જેમ તે કૃપણ પિતા આ લોકમાં નિંદાને પાત્ર ઠરેછે, તેમ મારા સરખા મંદમતિ આપ નિર્દોષને પણ આવા નિમિત્તથી નિંદાપાત્ર ઠેરવેછે ને સદોષ ગણેછે. આપ્રમાણે સદોષ ગણાવાથી આપ સમર્થને હાનિ નથી તથાપિ તેમ કરવાથી લાભ પણ દૃષ્ટિએ આવતો નથી; માટે હે દયાના સમુદ્ર દીનનાથ! હવે તો આપ ઉદારવૃત્તિથી સર્વને ઇચ્છિત આપો. હે ત્રાતા! આમ છતાં પણ આપ કે જે કોઇનું અહિત કરતા નથી તે શા હેતુથી આ પ્રકારની પ્રવૃત્તિ સહન કરો છો એ સંબંધમાં જ્યારે હું વિચાર કરૂંછું ત્યારે મને એ જ જણાય છે કે આપની કલાવડે જે થતું હશે તે યોગ્ય જ થતું હશે. હું આપને યોગ્યાયોગ્ય પ્રવૃત્તિ શિખવવા સમર્થ નથી.

હે સાધો! આ વિગેરે અનેક તર્કવિતર્કને કરતાં મેં ક્ષણે ભય, ક્ષણે હર્ષ, ક્ષણે શોક એમ વિવિધ વિકારનો અનુભવ કરતાં રાત્રિ વ્યતીત કરી. પ્રાતઃકાલના સંધિએ પ્રથમ ઇષ્ટસ્મરણ કરી પેલા પાત્રમાંથી અન્નજલ મેળવી લેઈ પરવારીને પછી વૃક્ષથી ઉતરીને ત્વરાથી ચાલવા માંડયું. જેમ જેમ આગળ ચાલવા લાગ્યો તેમ તેમ મનમાં નિર્ભયપણું જણાવા લાગ્યું. આસપાસ જોતાં પૃથ્વી પણ રમણીય જણાવા લાગી. ચિત્તની પ્રસન્નતા રહે એવા પક્ષિઓના મધુર સ્વર કર્ણને સ્પર્શ કરતા ભાસવા લાગ્યા. જ્યારે એક સરખા વેગથી ત્રણ પ્રહર હું ચાલ્યો ત્યારે મને મનુષ્યોને તથા વાહનોને નિરંતર વહેવાનો રાજમાર્ગ જણાવા લાગ્યો, તે માર્ગે ચઢતાં મનુષ્યોની આવજા થતી જણાઈ. કૂવા, વાવ, તથા વિસામા દૃષ્ટિએ પડવા લાગ્યા. ઘણે દિવસે મને સરલ મનુષ્યનાં દર્શન થવાથી તથા ગ્રામ જોવાના સંધિનું ભાન થવાથી મારા મનમાં ઘણી પ્રસન્નતા જણાઇ. હું મનુષ્યોને જોઇને તેમાંના કોઈ વિવેકીને દિવસ, માસ, તથા સંવત્સર પૂછવા લાગ્યો, અને આ ગુહામાં મેં કેટલાં દિવસ કાઢયા તેનો બરાબર હિસાબ કરવા લાગ્યો. એમ કરતાં ચાલતાં સંધ્યાકાલના સમયે એક ગ્રામ સમીપ આવી પહોંચ્યો. પ્રસન્નતાથી એક પાંથશાલામાં મુકામ કરી નિવૃત્તિએ નિદ્રા સેવાને એક એકાંત સ્થલમાં સુતો. શ્રમની નિવૃત્તિથી તથા શ્રમથી તેમ જ ઘણા દિવસથી યોગ્યપ્રકારે ન સેવાયેલી હોવાથી સત્વર શાંત નિદ્રા આવી. રાત્રિ ક્યાં નિકળી ગઇ તે

(અપૂર્ણ)

નથી. એવું મુમુક્ષુત્વ અનેક જન્મોમાં કરેલાં કોટિ સુકૃતોવડે પ્રાપ્ત થયેલા ઈશ્વરના અનુગ્રહવિના * અનાયાસ પ્રાપ્ત થતું નથી. અને એટલા માટે જ તેવી તીવ્ર મોક્ષેચ્છા જેમને પ્રાપ્ત નથી તેવા મંદ અને મધ્યમ અધિકારીઓને ગુરૂશુશ્રૂષાદ્વારા ગુરૂપ્રસાદ પ્રાપ્ત કરી, આ બ્રહ્મવિદ્યારૂપ ફલને પ્રસવનારી મોક્ષેચ્છાને સર્વ પ્રકારે પ્રવૃદ્ધ કરવા શ્રીમચ્છંકરાચાર્યસરખા આપ્તપુરૂષો પણ આરંભમાં જ બોધેછેઃ—

मन्द मध्यमरूपापि वैराग्येण शमादिना
प्रसादेन गुरोः सेयं प्रवृद्धा सूयते फलम् ॥

(એ મોક્ષ પામવાની ઇચ્છા પ્રથમ મંદ કે મધ્યમ હોય તો પણ વૈરાગ્યથી, શમઆદિથી અને ગુરૂના પ્રસાદથી પ્રવૃદ્ધ થઈ ફલને આપે છે).

અને એ જ પ્રકારે શ્રી યોગવાસિષ્ઠમાં પણ સ્થલે સ્થલે આ શ્રીસદ્ગુરૂની ભક્તિની આવશ્યકતા પ્રતિપાદન કરાઈ છે. ત્યાં આ જ્ઞાનની સપ્ત ભૂમિકાઓનાં સ્વરૂપ બાંધતાં આરંભની પ્રથમ ભૂમિકામાં આવેલા સાધકના વર્તનમાં આ સત્પુરૂષોની સેવા પ્રધાનપણે વર્ણાઈ છે.

मनसा कर्मणा वाचा सज्जनानुपसेवते
यतः कुतश्चिदानीय ज्ञानशास्त्राण्यवेक्षते॥

મન, વચન અને કર્મથી (આ કર્મમાં સર્વ પ્રકારની પરિચર્યાનો સમાવેશ થાયછે) શ્રીસદ્ગુરૂરૂપ સજ્જનોની તે સેવા કરેછે. જ્યાં ત્યાંથી (સેવામાં ઉપયોગી ધનાદિક) લઈ આવી (મહાત્માઓની સેવા કરતાં તેમના મુખથી શ્રવણદ્વારા) જ્ઞાનશાસ્ત્રોનું અવલોકન કરેછે.

અને આ સત્પુરૂષોની સેવા કરનાર જ—અને આજે જેમ ઘેર ઘેર સ્વતંત્રપણે વેદાંતશાસ્ત્રનું અવલોકન કરે છે તેમ નહિ પણ તે સત્પુરૂષોદ્વારા જ જ્ઞાનશાસ્ત્રોનું અવલોકન કરનાર પુરૂષ જ—પ્રથમ ભૂમિકાને પ્રાપ્ત થયેલો કહેવાય છે, અન્ય નહિ એ દર્શાવવાને પુનઃ કહે છે કેઃ—

स भूमिकावानित्युक्तः शेपः स्वार्थ इति स्मृतः ॥

પૂર્વોક્ત આચરણવાળો પુરૂષ જ પ્રથમ ભૂમિકાને પ્રાપ્ત થયેલો કહેવાય છે, બાકી (ઉપરના ખોટા ડોળને તો) વિદ્વાનોએ સ્વાર્થ માત્ર જ કહેલો છે. વળી સત્પુરૂષો તથા શ્રીગુરૂની સેવાથી જ આ વેદાંતશાસ્ત્ર સરહસ્ય સમજાય છે, એ દૃઢાવવા પુનઃ કહેછે કેઃ—

इत्थं भूतमतिः शास्त्र गुरुसज्जनसेवनात्
सरहस्यमशेषेण यथावदधिगच्छति ॥

આ પ્રકારની મતિવાળો મહાત્મા, શાસ્ત્ર, ગુરૂ અને સજ્જનના સેવનથી રહસ્યસહિત સંપૂર્ણ બરાબર સમજી લે છે.

---

* दुर्लभं त्रयमेवैतद्देवानुग्रहहेतुकम्
मनुष्यत्वं मुमुक्षुत्वं महापुरुषसंश्रयः ॥ श्रीविवेकचूडामणि ॥

મનુષ્યત્વ, મુમુક્ષુત્વ અને મહાત્મા પુરૂષોનો આશ્રય, એ ત્રણ પદાર્થો દુર્લભ છે. એ ત્રણ પદાર્થો ઈશ્વરના અનુગ્રહથી જ મળે છે.

થવાના અસંભવનો સિદ્ધાન્ત સુદૃઢ જ રહે છે. અને એ જ કારણથી ભગવાન્ શ્રીમચ્છંકરાચાર્યે પણ આ સદ્વિદ્યાની પ્રાપ્તિઅર્થે વર્ણેલા સાધનપંચકમાં સદ્વિદ્વાંનુપસર્પ્યતાં પ્રતિદિનં તત્પાદુકે સેવ્યતામ્ * તથા શ્રીવિવેકચૂડામણિમાં

**तमाराध्य गुरुं भक्त्या प्रह्व प्रश्रय सेवनैः**
**प्रसन्नं तमनुप्राप्य पृच्छेज्ज्ञातव्यमात्मनः ॥†**

આદિ પ્રામાણિક વચનો વડે, તથા શ્રીભગવદ્ગીતામાં શ્રીવ્યાસભગવાને જ્ઞાનનાં સાધન વર્ણવતાં 'आचार्योपासनं शौचम्' ‡ આદિ વચનવડે તથા શ્રીયોગવાસિષ્ઠમાં શ્રીવાલ્મીકિએ 'भक्त्या सतामात्मविदां यदङ्ग ×' આદિ વચનવડે બ્રહ્મવિદ્યાના ઉપદેષ્ટા આચાર્યની પરિચર્યાની જ્ઞાનનાં સાધનમાં ગણના કરી છે. વળી સચ્છાસ્ત્રમાં તો જેની વાસના અર્થાત્ પદાર્થવિષયક સંપૂર્ણ કામનાઓ શિથિલ થઈ જઈ કેવલ તીવ્ર મોક્ષેચ્છા જ અવશેષ રહેલી હોય છે એવા સાધકને આ જ્ઞાનના અધિકારી ગણ્યા છે, તો તેવા ઉત્તમોત્તમ અધિકારીમાં પ્રકટતી અન્ય સકલેચ્છાની નિવૃત્તિપૂર્વક મોક્ષની તીવ્રેચ્છા સામાન્ય જીવોમાં કેવલ સ્વપ્રયત્નદ્વારા ઉદ્ભવવી સંભવતી

* સત્યવસ્તુ જે બ્રહ્મ તેને જાણનાર શ્રી સદ્ગુરૂની સમીપ પ્રતિદિન જવું અને તેમની પાદુકાની સેવા કરવી.

† ભક્તિથી, નમ્રતાથી વિનયથી અને સેવનથી તે શ્રીસદ્ગુરૂનું આરાધન કરીને તેમને પ્રસન્ન કરી તેમની સમીપ જઈ પોતાને જાણવાયોગ્ય છે તે, તે સાધક પૂછે.

‡अमानित्वमदम्भित्वमहिंसा क्षान्तिरार्जवम्
आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः

અમાનિપણું, અદંભિપણું, અહિંસા, ક્ષાંતિ આર્જવ, બ્રહ્મવિદ્યાના ઉપદેષ્ટા આચાર્યશ્રીની ઉપાસના, શૌચ, સ્થૈર્ય અને ઇંદ્રિયનિગ્રહ આદિ, આ જ્ઞાનનાં સાધનો છે

×स पूजनीयः स स्तुत्यो नमस्कार्यः स यत्नतः
स निरीक्ष्योऽभिवाद्यश्च विभूतिविभवैषिणा ॥
न यज्ञतीर्थैर्नतपः प्रदानै रासाद्यते तत्परमं पवित्रम्
आसाद्यते क्षीण भवामयानां भक्त्या सतामात्मविदां यदङ्ग

( योग० वा० निर्वाण० प्र० पूर्वार्द्ध. )

ઐશ્વર્ય અને વિભવોની ઇચ્છા રાખનાર પુરૂષે એ (જ્ઞાનનિષ્ઠ પુરૂષ જ) પૂજવાયોગ્ય છે, સ્તુતિ કરવા યોગ્ય છે, નમસ્કાર કરવાયોગ્ય છે, યત્નથી દર્શન કરવાયોગ્ય છે, અને અભિવાદ કરવાયોગ્ય છે.

હે ઇક્ષ્વાકુ રાજન્ ! જેમનો સંસારરૂપી મહાવ્યાધિ ક્ષીણ થઈ ગયો છે, એવા તત્વવિત્ સત્પુરૂષોની ભક્તિવડે જે પરમપવિત્ર પદ મળે છે તે યજ્ઞોથી, તીર્થોથી, તપોથી કે દાનોથી મળતું નથી.

નથી. એવું મુમુક્ષુત્વ અનેક જન્મોમાં કરેલાં કોટિ સુકૃતોવડે પ્રાપ્ત થયેલા ઈશ્વરના અનુગ્રહવિના * અનાયાસ પ્રાપ્ત થતું નથી. અને એટલા માટે જ તેવી તીવ્ર મોક્ષેચ્છા જેમને પ્રાપ્ત નથી તેવા મંદ અને મધ્યમ અધિકારીઓને ગુરુશુશ્રૂષાદ્વારા ગુરુપ્રસાદ પ્રાપ્ત કરી, આ બ્રહ્મવિદ્યારૂપ ફલને પ્રસવનારી મોક્ષેચ્છાને સર્વ પ્રકારે પ્રવૃદ્ધ કરવા શ્રીમચ્છંકરાચાર્યસરખા આપ્તપુરુષો પણ આરંભમાં જ બોધેછેઃ—

मन्द मध्यमरूपापि वैराग्येण शमादिना
प्रसादेन गुरोः सेयं प्रवृद्धा सूयते फलम् ॥

(એ મોક્ષ પામવાની ઇચ્છા પ્રથમ મંદ કે મધ્યમ હોય તો પણ વૈરાગ્યથી, શમ આદિથી અને ગુરુના પ્રસાદથી પ્રવૃદ્ધ થઈ ફલને આપે છે).

અને એ જ પ્રકારે શ્રી યોગવાસિષ્ઠમાં પણ સ્થલે સ્થલે આ શ્રીસદ્ગુરુની ભક્તિની આવશ્યકતા પ્રતિપાદન કરાઈ છે. ત્યાં આ જ્ઞાનની સપ્ત ભૂમિકાઓનાં સ્વરૂપ બાંધતાં આરંભની પ્રથમ ભૂમિકામાં આવેલા સાધકના વર્તનમાં આ સત્પુરુષોની સેવા પ્રધાનપણે વર્ણાઈ છે.

मनसा कर्मणा वाचा सज्जनानुपसेवते
यतः कुतश्चिदानीय ज्ञानशास्त्राण्यवेक्षते॥

મન, વચન અને કર્મથી (આ કર્મમાં સર્વ પ્રકારની પરિચર્યાનો સમાવેશ થાયછે) શ્રીસદ્ગુરુરૂપ સજ્જનોની તે સેવા કરેછે. જ્યાં ત્યાંથી (સેવામાં ઉપયોગી ધનાદિક) લઈ આવી (મહાત્માઓની સેવા કરતાં તેમના મુખથી શ્રવણદ્વારા) જ્ઞાનશાસ્ત્રોનું અવલોકન કરેછે.

અને આ સત્પુરુષોની સેવા કરનાર જ—અને આજે જેમ ઘેર ઘેર સ્વતંત્રપણે વેદાંતશાસ્ત્રનું અવલોકન કરે છે તેમ નહિ પણ તે સત્પુરુષોદ્વારા જ જ્ઞાનશાસ્ત્રોનું અવલોકન કરનાર પુરુષ જ—પ્રથમ ભૂમિકાને પ્રાપ્ત થયેલો કહેવાય છે, અન્ય નહિ એ દર્શાવવાને પુનઃ કહે છે કેઃ—

स भूमिकावानित्युक्तः शेषः स्वार्थ इति स्मृतः ॥

પૂર્વોક્ત આચરણવાળો પુરુષ જ પ્રથમ ભૂમિકાને પ્રાપ્ત થયેલો કહેવાય છે, બાકી (ઉપરના ખોટા ડોળને તો) વિદ્વાનોએ સ્વાર્થ માત્ર જ કહેલો છે. વળી સત્પુરુષો તથા શ્રીગુરુની સેવાથી જ આ વેદાંતશાસ્ત્ર સરહસ્ય સમજાય છે, એ દૃઢાવવા પુનઃ કહેછે કેઃ—

इत्थं भूतमतिः शास्त्र गुरुसज्जनसेवनात्
सरहस्यमशेषेण यथावदधिगच्छति ॥

આ પ્રકારની મતિવાળો મહાત્મા, શાસ્ત્ર, ગુરુ અને સજ્જનના સેવનથી રહસ્યસહિત સંપૂર્ણ બરાબર સમજી લે છે.

* दुर्लभं त्रयमेवैतद्देवानुग्रहहेतुकम्
मनुष्यत्वं मुमुक्षुत्वं महापुरुषसंश्रयः ॥ श्रीविवेकचूडामणि ॥

મનુષ્યત્વ, મુમુક્ષુત્વ અને મહાત્મા પુરુષોનો આશ્રય, એ ત્રણ પદાર્થો દુર્લભ છે. એ ત્રણ પદાર્થો ઈશ્વરના અનુગ્રહથી જ મળે છે.

આ વિગેરે અનેક પ્રમાણો, શ્રીસદ્ગુરૂની પચરીર્યા એ જ આ સચ્છાસ્ત્રપ્રતિપાદિત બ્રહ્મવિદ્યાનો સરલસ્ય બોધ થવામાં હેતુભૂત છે એ સિદ્ધ કરવા અત્ર આપી શકાય.

હવે પરિચર્યા જ્ઞાનની અભિવ્યક્તિ થવામાં હેતુભૂત હોવાનાં કારણવિષે સંક્ષેપમાં વિચારીએ.

ત્યાં **सत्वात्संजायते ज्ञानम्** ( સત્વગુણથી જ્ઞાન ઉત્પન્ન થાય છે ) આદિ વચનોવડે સત્વગુણ જ્ઞાનની અભિવ્યક્તિમાં કારણભૂત છે. જે અંતઃકરણમાં રજોગુણ તથા તમોગુણ તથા તેમનાં કાર્યની પ્રબલ સત્તા પ્રવર્તતી હોય છે તે અંતઃકરણ જ્ઞાનની અભિવ્યક્તિને માટે સર્વથા અયોગ્ય જ છે. એટલા માટે રજોગુણી તથા તમોગુણી પ્રજાએ પોતાને પ્રાપ્ત ગુણોના અભિભવાર્થે પોતાના પ્રાપ્ત સ્વભાવથી થતી ક્રિયાઓને પરિત્યજી ઉત્તર ગુણની ક્રિયાઓનું સેવન કરવું જોઇએ; અર્થાત્ તમોગુણી પ્રજાએ તામસી ક્રિયાથી વિરામી રાજસી ક્રિયાને, તેમ જ રજોગુણી પ્રજાએ રાજસી ક્રિયાથી વિરામી સાત્વિકી ક્રિયાને આદરપૂર્વક સેવવી જોઇએ. અન્યથા ગુણોનો અભિભવ કરવા કરેલો ભારે પ્રયત્ન પણ નિષ્ફલ જ થાય છે. આથી કરીને સાત્વિકી ક્રિયાઓનું અનુષ્ઠાન એ જ, જે જ્ઞાનની ઇચ્છાવાળા પુરૂષોને ઉપાદેય છે તો પછી શાસ્ત્રે વિધાન કરેલી સર્વ સાત્વિક ક્રિયાઓમાં સાત્વિકતમ સ્વીકારાએલી, તથા વિચારથી પણ સર્વોત્કૃષ્ટ સાત્વિક જણાતી શ્રીસદ્ગુરૂની પરિચર્યારૂપ સત્ક્રિયાથી થતા મહા લાભ અવિચારથી અથવા ભ્રાંતિથી ખોવાસમાન અન્ય અનર્થકર સાહસ બીજું કયું છે? પ્રતિપક્ષી આ શુશ્રૂષાને સાત્વિકી ક્રિયા નથી એમ સ્થાપવા મથે તો એ પ્રયત્ન નિષ્ફળ છે. સચ્છાસ્ત્રે તો પૂર્વે કહ્યું તેમ આ ક્રિયાને જ્ઞાનમાં હેતુભૂત ગણી તેની સાત્વિકતાને સ્થલે સ્થલે સ્થાપી જ છે. એમ છતાં એ પ્રામાણિક વાક્યોને અમાન્ય રાખનારાર્થે એ ક્રિયાની સાત્વિકતા કેવા સબલ વિચારથી ઘટે છે તે હવે આપણે સંક્ષેપમાં અત્ર જોઇએ.

( અપૂર્ણ )

---

## ॥ श्री पंचवरदवृत्तान्त ॥

(અનુસંધાન વર્તમાનરૂપના પૃષ્ઠ ૧૮ થી)

જો શાસ્ત્રનો આ પ્રકારનો જ સિદ્ધાન્ત હોય તો શાસ્ત્રકર્તા આ વિદ્યાના અધિકારી માટે પ્રથમ વિવેકાદિ ચાર સાધન શા માટે લખે? તેઓ ઇંદ્રિય તથા મનનો નિગ્રહ કરવા વિગેરે માટે શમદમાદિ તથા યમનિયમાદિ સાધનો શા માટે લખે? ન જ લખે; પરંતુ લખ્યાં છે માટે નિશ્ચય થાય છે કે આ પ્રકારનાં સાધનોદ્વારા અંતઃકરણનો દોષોસહિત જય કરે નહિ ત્યાં પર્યંત આ વિદ્યાનો પ્રવેશક પણ થતો નથી તો પારંગત તો થાય જ ક્યાંથી?

આ મહાવિદ્યા નિર્દોષ અંતઃકરણમાં પ્રકટીને જ આપણું સત્ફલને પ્રકટ કરે છે; જેથી શ્રેયઃ સાધકે સદા આપણા અંતઃકરણને દોષરહિત રાખવા યત્નવાળા થવું, એ પ્રકારનો મેં પ્રથમથી કરેલો નિશ્ચય મને અનેક વિચાર કરતાં પણ યથાર્થ જ જણાયો.

આ પ્રકારે અંતઃકરણને સાવધાન રાખતાં છતાં મેં મારા સમીપ આવનાર સર્વ મુગ્ધ મનુષ્યોને યથાઘટિત બોધ આપવાનો મારો સ્વધર્મ તજ્યો નહિ. જેમ જેમ મેં સમીપ આવનારને પ્રિય તથા હિતકર એવાં યથાર્થ વચનોવડે સરલપણે સુબોધ આપવાનો વ્યવહાર ચાલુ રાખ્યો તેમ તેમ અધિક મનુષ્યોની મારા પ્રતિ પ્રવૃત્તિ થવા લાગી.

આ સંસારમાં એવો સ્વભાવ જણાય છે કે જ્યાં અધિક ઉપાધિસંબંધ થાય કે પછી વિવિધ પ્રકારે વિરોધ આવે છે. એ જ કારણથી अति सर्वत्र वर्जयेत्[1] । अति परिचयादवज्ञा[2] આદિ વચનો વિદ્વાનોના મુખથી નિકળેલાં પ્રતીત થાય છે. વિરોધ થવામાં પ્રાણિઓની વિવિધ કારણોથી બંધાએલી ભિન્ન ભિન્ન પ્રકૃતિ જ કારણરૂપ છે. સજાતીય, વિજાતીય, તથા સ્વગત ભેદ સંપૂર્ણ પ્રાણિપદાર્થમાં છે. અને તેથી જ પ્રાણિપદાર્થમાં વિરોધ પ્રતીત થવાનો સંભવ છે.

મનુષ્ય માત્રની એકસરખી પ્રકૃતિ નથી. પ્રત્યક્ષ જણાય છે કે સર્વ મનુષ્યની મુખમુદ્રા એકબીજાથી સંપૂર્ણ અંશે સમાન નથી. શરીરનો વર્ણ તથા પ્રમાણ પણ પરસ્પરમાં ભેદ પ્રતીત કરાવતાં જણાય છે. જ્યારે બહારનું દૃષ્ય રૂપ જ સર્વનું સમાન નથી તો પછી ન દેખી શકાય એવું મનુષ્યનું અંતઃકરણ તો ક્યાંથી જ સમાન હોય? ન જ હોય. અંતઃકરણનો ભેદ સંસ્કારના ભેદથી હોય છે, અને સંસ્કારભેદથી સર્વની રૂચિ તથા પ્રવૃત્તિ પણ ભેદવાળી હોય છે. જે ક્રિયા એકને અનુકૂલ ભાસે તે અન્યને પ્રતિકૂલ ભાસે. આમ હોવાથી જ્યારે જ્યારે અનુકૂલપ્રતિકૂલ ભાવનાનાં પ્રાણિઓ એક સ્થલમાં કે એક પ્રકારના સંબંધમાં આવે છે ત્યારે તેમને પરસ્પરમાં અણધાર્યા વિરોધ પ્રતીત થાય છે, અને તેથી સમુદાયમાં ક્લેશનો આવિર્ભાવ થાય છે. આ નિયમથી મારા સમીપ આવનાર મનુષ્યોમાં પણ પ્રસંગવશાત્ વિરોધ તથા ક્લેશનો સદ્‌ભાવ જણાવા લાગ્યો. જ્યાં પર્યંત મારી સમીપતા હોય ત્યાંપર્યંત તો સર્વને અવિરોધ વર્તે, પણ તેમના પરસ્પરનાં અન્ય સંબંધોમાં પ્રસંગવશાત્ વિરોધ થતો. આમ છતાં પણ તે સર્વમાં જેમને મારા મુખથી ગુણદોષનાં તથા વિવિધ પ્રકૃતિનાં તથા પરસ્પરમાં થનાર ક્લેશમાત્રનાં કારણસહિત તે ક્લેશોનાં સ્વરૂપને તથા વિરોધના શમનના વિવિધ વિચારનાં સ્વરૂપને શ્રવણ કરવાનો સમય આવ્યો હતો તેવા વિવેકવાળા સાધકોને તો કદાચિત્ ક્લેશનાં કારણો પ્રતીત થતાં કે તત્કાલ તેના શમનની યુક્તિનો ઉપયોગ કરતા અને અવિરોધીપણે પરસ્પરના સંબંધથી સુખરૂપ લાભ લેતા, અને જેઓ ખરા સાધકરૂપ ન હતા પણ માત્ર દેખાદેખી મારા સમીપ આવતા, અને જેમને મારા મુખથી ગુણદોષવિગેરેનાં સ્વરૂપનો તથા સદ્વિચારનો તેમ જ આ વિચિત્ર જગત્‌નાં સામાન્યવિશેષ સ્વરૂપનો શ્રવણસાક્ષાત્કાર થયેલો ન હતો તેવા મનુષ્યોને તો પરસ્પરમાં ક્ષણે ક્ષણે વિરોધ આવતો, તથા તેઓ તે વિરોધને શમાવવાની યુક્તિથી પણ અજ્ઞાન હોવાથી તે વિરોધને સત્વર શમાવી શકતા ન હતા એટલું જ નહિ પણ ઉલટા પોતપોતાના પ્રાપ્ત દોષોને વશ વર્તીને તેઓ તે ક્લેશમાં પ્રતિક્ષણે વધારો કરતા હતા. ક્ષુદ્ર કારણોથી પણ તેઓ પરસ્પરમાં ક્રમથી ભારે વૈર ઉપજાવી લેતા હતા,

૧ અતિ સર્વત્ર ત્યજવું. ૨ અતિ પરિચયથી અવજ્ઞા થાય છે.

અને તેનાં અનિષ્ટ પરિણામ રાત્રિદિવસ સહન કરતા પ્રજળતા હતા. આમ છતાં પણ જે લોકો કોઈ પણ સત્પુરુષના સંબંધવિનાના તથા સચ્છાસ્ત્રના શ્રવણાદિથી અંતઃકરણમાં પડતા સંસ્કારવિનાના હોય છે તેવા ઈતર મનુષ્યોનાં અંતઃકરણ જેટલાં અવર્ણનીય ક્લિષ્ટ હોય છે તેટલાં તે લોકનાં ન હતાં. તેઓ ઉત્તરોત્તર સહજ સહજ સંબંધથી પણ ઉજ્વલ સંસ્કારોને ધારણ કરતા હતા, તથા ક્રમે કરીને પ્રતિદિવસ પોતાની વર્તણુકને સુધારવાની સ્પૃહાવાળા થતા હતા. પોતાને દોષરૂપ જોઇ જાણીને મનમાં લજાતા હતા, જેથી થોડા સમયમાં તેમને પણ સુધરવાનો સંભવ હતો. મનુષ્યમાત્રને સુધરવાના નિયમોમાં એ પણ એક નિયમ છે કે તેણે પોતાના કરતાં વધારે વિદ્વાન્, ગુણવાન્, તથા બુદ્ધિમાન્, મનુષ્યોના સંબંધમાં વિશેષ સમય વસવું. આ નિયમ તેમને પ્રાપ્ત હતો, કારણ કે ચેષ્ટા માત્ર જોવા નિમિત્તે પણ તેમાંનાં ઘણાખરાને એ સમુદાયને સેવવાનો પ્રસંગ આવતો હતો.

આ પ્રકારે અનેક અનુકૂલપ્રતિકૂલ સ્વભાવનાં મનુષ્યોનો આવવા જવાનો પ્રસંગ વધવાથી મારે એક વ્યાપારનો વધારો થયો હતો. તે આ હતો. આવનાર મનુષ્યોને કોઇ પણ વ્યાવહારિક નીતિ કે પારમાર્થિક નીતિસંબંધે પરસ્પરમાં ચર્ચા ચાલતી અને તેમાં બે મત પડતા. ત્યાં એક કહે કે મારૂં ખરૂં અને બીજો કહે કે મારૂં ખરૂં. આમ મતભેદ થવાથી તેઓ પ્રસંગે યોગ્ય નિર્ણયઅર્થે તે વિવાદના વિષયને મારા સમીપ લાવતા. તેમને વિવિધ પ્રકારનાં યોગ્ય સમાધાનથી યથાર્થ નિશ્ચયઉપર લાવવાને વિસ્તારથી મારે વિવેચન કરવું પડતું. આમાં પણ મારો કેટલોક સમય વ્યતીત થવા લાગ્યો.

આ વ્યાપાર પણ જનહિતકર હોવાથી હેયરૂપ ન હતો. પણ તેમાં પ્રસંગે એમ થતું કે ઉભયમાંથી એકનો પક્ષ ખોટો હોય અને તેને ખોટો કહેવાનો પ્રસંગ આવે તો તેથી તેના બંધાયલા દુરાગ્રહથી તેને ખોટું લાગતું; અને મારા વિરોધી પક્ષકારનો પક્ષ કરી મારા પક્ષને દોષવાળો કહેછે એવું વિપરીત ભાન તેને તેની મતિની દુર્બલતાને લીધે થતું અને તેથી તે ખેદને પ્રાપ્ત થતો. વળી જેના પક્ષને યથાર્થ નિશ્ચય કરવામાં આવે તે પણ પ્રકૃતિવૃત્તિની પરીક્ષા કરી વર્તન કરનાર ન હોય તો તે પુનઃ પેલા સામા પક્ષકારને સ્વાભિમાનપૂર્વક કહે કે 'કેમ હું કહેતો હતો તે જ ખરૂં ઠર્યું કે નહિ? તમારૂં બોલવું ખોટું છે એ હવે બરાબર સમજ્યા કે નહિ? તમને તો મારા ભાઇ બરાબર સમજાણુ નથી ને ખોટી ટેવ કરવાનો સ્વભાવ પડયો છે;આવી ખોટી તકરાર હવે કોઈ જોડે કરો તો લગાર જોઇ વિચારીને કરજો, નહિ તો મિથ્યા મૂર્ખ ઠરશો, કેમ સમજ્યા કે નહિ?' આ વિગેરે અનેક પ્રકારનાં વચનો તેને સંભળાવે, તેથી તેને પુનઃ દુરાગ્રહ વધે, અને પ્રમાણવચનોનો પણ અનાદર કરે. આ પ્રકારના પ્રસંગ આવે તે ઉપાધિરૂપ જણાતા. પણ જને બુદ્ધિમાન્ અને દુરાગ્રહવિનાના પુરૂષોમાં ચર્ચા થઇ નિર્ણય કરાવવા આવતા તો તેથી સર્વને લાભ થતો, અને તે ઉભય પણ પ્રસન્ન થતા. તેવા પ્રસંગો ઉપાધિરૂપ જણાતા ન હતા.

ચર્ચાના નિયમને જાણનારા, તથા બલવત્તર પ્રમાણને સમજનારા તથા દુરાગ્રહવિનાના સર્વે પુરૂષો નિર્વિવાદ નિશ્ચય કરવાને સમર્થ થાય છે. પણ ચર્ચાના યથાર્થ નિયમને ન જા-

ણુનારા, પ્રમાણુની યોગ્યતાને ન જાણનારા, પોતાનાં વચનને જ ખરાં કરવાની ઇચ્છાથી દુરાગ્રહને કરનારા, તત્વપદાર્થ કે વસ્તુવિવેકવિનાના અલ્પજ્ઞ જીવો નિર્વિવાદ નિઃશંક નિર્ણય કરી સમાધાનને પ્રાપ્ત થઈ શકતા નથી.

ઘણા મનુષ્યો તો એવા હોયછે કે પોતાની બુદ્ધિ દુર્બલ છતાં પણ પોતાને મોટા બુદ્ધિમાન્ સમજે. પોતે અજ્ઞાનાવૃત્ત અંતઃકરણવાળા છતાં પોતાને જ્ઞાની માને; પોતે કામક્રોધાદિ દોષોને વશ વર્તનાર છતાં પોતાના મનથી પોતાને કામક્રોધાદિ દોષોને વશ વર્તાવનાર માને; અનેક પાપના સંસ્કારવાળા પોતાના અંતઃકરણને નિષ્પાપ શુદ્ધ માને; અસંત ચિત્તચાંચલ્યરૂપ વિક્ષેપ દોષવાળા છતાં પોતાને સ્થિર ચિત્તના નિર્વિક્ષેપ માને. પોતે અદૃઢ નિશ્ચયવાળા છતાં પોતાને દૃઢ નિશ્ચયવાળા માને. પોતે અપ્રમાણિક છતાં પોતાને પ્રમાણિક માને. આવિગેરે અનેક દોષના પાત્રરૂપ છતાં પોતાને નિર્દોષ માને. અને કદાચિત્ કોઇ તેમના દોષને જણાવે તો તેના પ્રતિ રોષ ધરે. આ પ્રકારના સ્વભાવવાળા મનુષ્યોને સત્વર તો શું, પણ ઘણે કાલે તથા ઘણે કષ્ટે પણ આગ્રહથી કર્મોપાસના કર્યા વિના યથાવત્ બોધ થતો નથી. ઘણો કાલ કર્મોપાસનાનો અભ્યાસ રાખવાથી અંતઃશુદ્ધિનો સંભવ થવે દુરાગ્રહ છૂટી તે મનુષ્યો નિર્મલ થાયછે.

વળી કેટલાક મનુષ્યો એવા સ્વભાવના હોયછે કે પોતે પોતાને દોષવાન્ જાણે છે પણ તે દોષ છોડવાની ઇચ્છા રાખતા નથી, અને તે દોષ છોડવાની સલાહ આપનારને શત્રુતુલ્ય ગણેછે. જ્ઞાન પામવાની તથા સુખ મેળવવાની ઇચ્છાવાળા હોયછે પણ જ્ઞાનના તથા સુખના ઉપાયને કરવામાં પ્રીતિવાળા હોતા નથી. ઘણા આળસુ અને પ્રમાદી હોયછે. એ જ પ્રમાણે અનેક દોષના પાત્ર છતાં તથા પોતાને દોષપાત્ર જાણતાં છતાં પણ દોષથી છૂટવાના ઉપાયને, જણાવનાર જણાવેછે, ત્યારે પ્રીતિ કે ઉત્સાહવડે તેને આદરતા નથી. આવા મનુષ્યોને પણ સ્વરૂપમાં બોધ થતો નથી. એવા મનુષ્યોને પણ પ્રથમ અંતઃકરણશુદ્ધિમાટે કાલ તથા યોગ્ય પ્રયત્નની અગત્ય હોયછે. તેપ્રમાણે જો સમય તથા પ્રયત્નનો વ્યય કરે તો તેમને પરમાર્થ પ્રાપ્ત કરવામાં અધિક સુગમતા થાયછે.

કેટલાક મનુષ્યો એવા હોયછે કે તેમને પોતાના દોષનું જ્ઞાન હોયછે, ને દોષોથી છૂટવાની ઇચ્છા હોયછે, તથા યત્ન કરવાની વૃત્તિ હોયછે, પણ તેમને જ્યાંપર્યંત યોગ્ય માર્ગદર્શક પ્રાપ્ત થતો નથી ત્યાંપર્યંત તેમને પણ શ્રેયઃ સાધવામાં મોટી વિડંબના રહેછે.

કોઈ કોઈ મનુષ્યોને નિર્દોષ થવાની ઇચ્છા, આગ્રહ તથા પ્રવર્તક પ્રાપ્ત હોયછે તથાપિ ગૃહી અવસ્થામાં માતાપિતા, સ્ત્રી, કે બંધુઆદિ સ્વજનોના પક્ષેથી નાના પ્રકારનાં વિઘ્ન આવવાના સંભવ હોયછે, તે વિઘ્નરૂપ પ્રતિબંધથી તેઓ સત્વર ઇચ્છિતાર્થ પ્રાપ્ત કરી શકતા નથી. એજ પ્રમાણે કોઇને સઘળી અનુકૂલતા તથા સ્વજનોના પક્ષથી પણ પ્રતિબંધ હોતો નથી તો તેમને પોતાના શરીરની પ્રતિકૂલતા અર્થાત્ વ્યાધિગ્રસ્ત શરીર હોવાથી પાવત્ પ્રમાણે યત્ન કરવો સંભવતો નથી તેથી તેમને પણ શ્રેયઃ સાધવામાં વિઘ્ન રહેછે.

આ વિગેરે અનેક પ્રકારનાં વિઘ્નો મનુષ્યોને શ્રેયઃના માર્ગમાં નડેછે. ને એ વિઘ્નો-

ના ભયથી મુક્ત રહીને કોઈક મનુષ્ય જ યત્ન આરંભી એક જન્મમાં કૃતકૃત્ય થાયછે, ઘણા અનેક જન્મમાં કૃતાર્થ થાયછે અને ઘણા તો અનેક જન્મે સત્સંસ્કારની પ્રાપ્તિ કરતા અધિક કાલે આ જન્મ મૃત્યુરૂપ સંસારથી ઉદ્ધરેછે.

ઘણા મનુષ્યો તો ઈશ્વરને ન માનનાર થાયછે, અને તેઓ મોક્ષના સ્વરૂપને સમજી સ્વીકારતા નથી. એવાનો તો આ દુઃખરૂપ સંસારથી કેટલે કાલે છુટકો થશે એવું કાંઈ પ્રમાણ નથી.

આ વિધિ અનેક પ્રકારનાં મનુષ્યો જે સંસારમાં વિદ્યમાન છે તે સર્વપ્રકારનાં મનુષ્યોનો મારા સમીપ પણ પ્રવેશ હતો. એ મારા સમીપ આવનાર મનુષ્યોનો મેં ત્રણ ભેદમાં સમાવેશ કર્યો હતો. ૧ શ્રદ્ધાવાન્ ૨ અર્ધ શ્રદ્ધાવાન્ અર્થાત્ કંઈક શ્રદ્ધા તથા કંઈક અશ્રદ્ધાના અંશવાળા મિશ્ર ભાવનાં, અને ૩ અશ્રદ્ધાવાન્ ત્યાં પ્રથમ શ્રદ્ધાવાળાં તો શુદ્ધ પ્રેમવાળાં હોવાથી આજ્ઞાનુસાર યત્ન કરનારાં તથા મારી પ્રીતિ સંપાદન કરવા અર્થે અત્યંત પ્રીતિથી સદ્વર્તનને સેવનારાં હતાં. બીજાં મધ્યમ તો જ્યારે જ્યારે શ્રદ્ધાવાન્ના સંબંધમાં બેસે ઉઠે કે રહે ત્યારે ત્યારે તો પૂર્ણ વિશ્વાસથી મારાં વચનોને અનુસરે; અને જ્યારે જ્યારે અશ્રદ્ધાવાન્ અધમના સંસર્ગમાં રહે ત્યારે ત્યારે તો મારાં વચનોમાં અવિશ્વાસવાળાં થઈને મારામાં વ્યર્થ દોષારોપ કરીને પોતાનાં સુકૃતનો ક્ષય કરતાં કેવલ સદ્વર્તનમાં આરૂઢ રહેતાં ન હતાં. ત્રીજાં અધમ તો અશ્રદ્ધાવડે જ્યારે ત્યારે મારાં વચનોમાં તથા વર્તનમાં દોષદર્શન કરવાના અભ્યાસવાળાં હતાં. તે મારાં સમાગમી છે એમ લોકમાં અનેક પ્રકારના પોતાના સ્વાર્થમાટે જણાવતાં પણ અંતરથી દ્વેષીસરખાં રહેતાં. એ અશ્રદ્ધાવાન્ અધમ મનુષ્યોથી મને અથવા શ્રદ્ધાવાનને તો કિંચિત્ પણ અનર્થની પ્રાપ્તિનો સંભવ ન હતો પણ, તેઓ પેલાં મધ્યમ મનુષ્યોને નિરંતર અનર્થનાં કારણરૂપ થઈ પડતાં હતાં.

હવે એ શ્રદ્ધાવાન્ અર્ધ શ્રદ્ધાવાન્ તથા અશ્રદ્ધાવાન્ એમ ત્રણ પ્રકારનાં તે મારા સમીપ આવનાર મનુષ્યો પોતપોતાના નિશ્ચયને જે જે પ્રકારના વિચારથી દૃઢ કરી રાખતા તે તે વિચારનાં સ્વરૂપને તેમનાં અંતઃકરણને સ્પષ્ટ કરવા નિમિત્ત અત્ર સ્વલ્પમાં કહું છું.

(અપૂર્ણ.)

---

॥ ॐ શ્રી ॥

# वेदान्तसार.

(અનુસંધાન પૃષ્ઠ ૭૨ થી.)

તેમાં પણ સર્વોત્કૃષ્ટ સાત્વિક હોવા જરૂરના છે. કારણ કે એ સાધકને સત્વાદિ ગુણ અને ઈશ્વર એ બંને સત્તાનું ઉલ્લંઘન કરી જવાનું છે. ત્યાં ગુણસત્તાનું ઉલ્લંઘન કરવામાં સત્વગુણનું પણ ઉલ્લંઘન આવી જાય છે. તેથી એ સર્વ ગુણોનું ઉલ્લંઘન કરી ગયેલા જ ઇષ્ટ અને ધ્યેયરૂપે હોવા જોઇએ છીએ. એ પ્રકારના ઇષ્ટ ઉપર પ્રમાણે કહેલા ચાર પ્રકારે

રહેલા થીસઅલ બ્રહ્મ ભગવાન્જ છે. તેથી એ સાધકના ઇષ્ટ સબલ બ્રહ્મ જ હોવા જોઇએ એ નિર્વિવાદ સિદ્ધ થાય છે.

આપ્રમાણે આ વાક્યોથી કર્મ અને ઉપાસનાનું પ્રતિપાદન કર્યું. હવે એ બંને શા માટે આવશ્યક છે તેનું પ્રતિપાદન કરવા એ બંનેથી થતાં ફલોનું શાસ્ત્રપ્રમાણથી પ્રતિપાદન કરે છે.

**एतेषां नित्यादीनां बुद्धिशुद्धिः परं प्रयोजनम् । उपासनानां तु तदैकाग्र्यं परं प्रयोजनम् । 'तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेने'—त्यादिश्रुतेः । 'तपसा कल्मषं हन्ति विद्ययाऽमृतमश्नुत' इत्यादिस्मृतेश्च ॥१३॥**

વાક્યાર્થ:—આ નિત્ય નૈમિત્તિક વિગેરે કર્મો ( જો એનું ઈશ્વરાર્પણબુદ્ધિથી અનુષ્ઠાન કરવામાં આવે છે તો ) અંતઃકરણની શુદ્ધિરૂપ મુખ્ય ફલને આપેછે, અને ઉપાસનાનું મુખ્ય ફલ તો ચિત્તની એકાગ્રતા છે. એ વાત 'બ્રાહ્મણો આત્મસ્વરૂપને વેદાનુવચન યજ્ઞવિગેરેથી જાણે છે' એ વિગેરે શ્રુતિ તથા 'તપથી પાપરૂપ અશુદ્ધિનો નાશ થયે વિદ્યાથી અમૃતની પ્રાપ્તિ થાયછે' એ વિગેરે સ્મૃતિથી સિદ્ધ થાય છે.

**नित्यादीनाम्**—એટલે નિત્ય, નૈમિત્તિક અને પ્રાયશ્ચિત્ત એ ત્રિવિધ કર્મો જેનું, સાધકે અનુષ્ઠાન કરવાનું છે તે.

**बुद्धिशुद्धिः**—બુદ્ધિ એટલે અંતઃકરણ. તેની શુદ્ધિ એટલે પાપરૂપ મળથી થતી અશુદ્ધિના દૂર થવાથી થતી અવસ્થા.

> **तदै०**—**तत्** એટલે બુદ્ધિ, તેની એકાગ્રતા. જેમ દીપકની એક અખંડિત ધારા હોય છે તેપ્રમાણે બુદ્ધિની ઇષ્ટપ્રતિ જે અખંડિત ધારા તે એકાગ્રતા. એકાગ્રતાને બદલે સમાધિ કહીએ તોપણ ચાલે.

આ વાક્યથી એ કહ્યું કે સાધકે જે નિત્ય, નૈમિત્તિક અને પ્રાયશ્ચિત્ત કર્મો કરવાનાં છે તે કર્મોનું મુખ્ય ફલ અંતઃકરણની શુદ્ધિ છે. એ અંતઃકરણની શુદ્ધિ કેવી રીતે એ કર્મોથી થાયછે તે યુક્તિવડે પૂર્વે પ્રતિપાદન કર્યું છે, તેથી અત્ર વિસ્તારની જરૂર નથી. એ વાત શ્રુતિસ્મૃતિવિગેરે પ્રમાણોથી પણ સિદ્ધ થાયછે. ત્યાં આ વાક્યમાંજ એક શ્રુતિવાક્ય તથા એક સ્મૃતિવાક્ય તો આપ્યું છે. એશિવાય અન્ય અનેક વાક્યો એ અર્થનાં મળેછે. **धर्मेण पापमपनुदति**—ધર્મરૂપ સંસ્કાર ઉત્પન્ન કરનાર નિત્યાદિ કર્મવડે પાપસંસ્કારોરૂપ ચિત્તની અશુદ્ધિ દૂર થાયછે એ શ્રુતિ, **स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः । स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु**—પોતપોતાના કર્મમાં પ્રીતિવાળો માણસ સિદ્ધિને પામેછે, એ સિદ્ધિ કેવી રીતે પામેછે તે શ્રવણ કર—એ પ્રકારનો આરંભ કરી **असक्तबुद्धिः**

सर्वत्र जितात्मा विगतस्पृहः । नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति। સર્વ વિષયવિષે વિરાગને પામેલો અર્થાત્ સ્પૃહાથી રહિત થયેલો તથા ઇન્દ્રિય અને મનના જયવાળો પુરૂષ ઇશ્વરાર્પણ બુદ્ધિથી કરાતાં કર્મોવડે નૈષ્કર્મ્યરૂપ શ્રેષ્ઠ સિદ્ધિને પામેછે—એમ કહેનાર સ્મૃતિવાક્ય પણ એ જ અર્થને બોધન કરેછે. તેમ જ નૈષ્કર્મ્યસિદ્ધિનામના ગ્રંથમાં પણ नित्यकर्मानुष्ठानाद्धर्मोत्पत्तिः पापहानिस्ततश्चित्तशुद्धिस्ततः स्वसंसारात्मयाथात्म्यावबोधस्ततो वैराग्यं ततो मुमुक्षुत्वं ततस्तदुपायपर्येषणं ततः सर्वकर्मसंन्यासस्ततो योगाभ्यासस्ततश्चित्तस्य प्रत्यक्प्रवणता ततस्तत्त्वमस्यादिवाक्यार्थपरिज्ञानं ततोऽविद्योच्छेदस्ततः स्वात्मन्यवस्थानम् ॥ નિત્યાદિ કર્મના અનુષ્ઠાનથી શુભ સંસ્કારરૂપ ધર્મની ઉત્પત્તિ અને મલાત્મક અશુદ્ધિરૂપ પાપસંસ્કારોની હાનિ થાયછે, તે થયાથી ચિત્તશુદ્ધિ થાયછે એટલે ચિત્ત સ્ફટિકમણિજેવું સ્વચ્છ થાયછે, ચિત્તશુદ્ધિથી પોતાનું તથા સંસારનું સ્વરૂપ (નિત્યાનિત્યરૂપ સ્વરૂપ) યથાર્થ રીતે સમજાય છે, તેથી વિરાગ અને વિરાગથી મુમુક્ષુતા થાયછે; મુમુક્ષુતાથી કૂટસ્થ બ્રહ્મરૂપ મોક્ષના ઉપાયોનું શોધન કરાય છે, તેથી સર્વ કર્મોનો સંન્યાસ થાયછે, તેથી ચિત્તવૃત્તિના નિરોધરૂપ યોગનો અભ્યાસ કરાય છે, તેથી ચિત્તનો પરાક્ પ્રવાહ (વિષયપ્રતિનો પ્રવાહ) અટકી પ્રત્યક્ પ્રવાહ (આત્મતત્ત્વપ્રતિનો પ્રવાહ) ચાલે છે, તેથી તત્ એટલે સર્વજ્ઞ, સર્વ શક્તિમાન ઇશ્વર તથા ત્વમ્ એટલે અલ્પજ્ઞ, અલ્પ શક્તિવાળો જીવ એ બન્ને વસ્તુરૂપે નિર્વિશેષ ચિન્માત્ર હોવાથી એક છે એ અર્થ બોધન કરનાર વેદના મહાવાક્યના અર્થનું દૃઢ અપરોક્ષ જ્ઞાન થાયછે, એ તત્વજ્ઞાનથી અનાદિ અવિદ્યાનો આત્યંતિક નાશ થાયછે અને એ થયાથી કૂટસ્થ બ્રહ્મરૂપે સ્થિતિ થઈ રહેછે—ઇત્યાદિ વચનોવડે એ જ અર્થનું કથન કર્યું છે. તેથી નિત્યાદિ કર્મવડે ચિત્તશુદ્ધિરૂપ મુખ્ય ફલ થાયછે એ સર્વથા સિદ્ધ થાયછે.

આ વાક્યમાં બીજું એ કહ્યું કે કર્મથી ચઢતી જે ઉપાસના છે એનું મુખ્ય ફલ ચિત્તની એકાગ્રતા છે અર્થાત્ ઉપાસનાની સિદ્ધિથી સૂક્ષ્મ પદાર્થને ગ્રહણ કરવાનું સામર્થ્ય ચિત્તમાં આવેછે; એટલે કર્મથી શુદ્ધ થયેલા ચિત્તમાં જ્યારે ઉપાસનાની સિદ્ધિ થાયછે ત્યારે શાસ્ત્રે બોધન કરેલા ધ્યેય વા જ્ઞેયરૂપ વિષયમાં ચિત્તનું નિશ્ચલત્વ સિદ્ધ થાયછે અને તેથી તે વિષયસાથે સમાપત્તિ થયે તે વિષયમાં રહેલા અશેષ વિશેષનું ચિત્તને હસ્તામલકવત્ અપરોક્ષ જ્ઞાન થાયછે.

આ પ્રમાણે આ વાક્યથી એ સૂચન કર્યું છે કે કર્મો મોક્ષનાં સાક્ષાત્ કારણરૂપ નથી પણ ચિત્તશુદ્ધિરૂપ ફલદ્વારા પરંપરાથી કારણરૂપ છે. તેમ જ ઉપાસના પણ તત્વજ્ઞાનના સાક્ષાત્ કારણરૂપ નથી પણ ચિત્તવૃત્તિની એકાગ્રતાદ્વારા કારણરૂપ હોવાથી પરંપરા કારણરૂપ છે.

આપ્રમાણે આ વાક્યથી કર્મ અને ઉપાસનાનું મુખ્ય ફલ કહ્યું. ત્યાં અમુક પદાર્થ મુખ્ય ક્યારે કહેવાય કે અન્ય કોઇ ગૌણ પદાર્થ હોય ત્યારે. તો એ નિયમથી એ કર્માદિનું અન્ય કોઈ ફલ હોય તો તેની અપેક્ષાથી આ વાક્યમાં કહેલું ફલ મુખ્ય કહેવાય. તેથી તે ગૌણ વા અવાન્તર ફલનું પ્રતિપાદન હવે કરેછે.

नित्यनैमित्तिकयोरुपासनानां चा वान्तरफलं पितृलोक सत्यलोक प्राप्ती। 'कर्मणा पितृलोको विद्यया देवलोक' इति श्रुतेः ॥१४॥ ब्रह्म

વાક્યાર્થઃ—નિત્યનૈમિત્તિક કર્મોનું તથા ઉપાસનાનું અવાન્તર ફલ, 'કર્મથી પિતૃલોક અને ઉપાસનારૂપ વિદ્યાથી દેવલોક મળેછે' એ શ્રુતિવાક્યાનુસાર અનુક્રમે પિતૃલોક અને સત્યલોકની પ્રાપ્તિ છે.

नित्य०—આ પદમાં પ્રાયશ્ચિત્તનું ગ્રહણ કર્યું નથી કારણકે પ્રાયશ્ચિત્તનું દુરિતના ક્ષયશિવાય અન્ય કોઈ અવાન્તર ફલ નથી.'

આ વાક્યથી એ કહ્યું કે નિત્ય અને નૈમિત્તિક કર્મોનું અવાન્તર ફલ પિતૃલોકની પ્રાપ્તિ છે અને ઉપાસનાનું અવાન્તર ફલ સત્યલોકની પ્રાપ્તિ છે. સત્યલોક એ બ્રહ્મલોકનો એક લોક છે. બ્રહ્મલોકથી મહર્, તપ, જન અને સત્ય એ ચાર લોકનું ગ્રહણ કરવામાં આવેછે. એ ચારેમાં સત્યલોક સૌથી શ્રેષ્ઠ છે. તેથી સગુણ બ્રહ્મવિષયક માનસવ્યાપારરૂપ ઉપાસનાથી અવાન્તર ફલરૂપે શ્રેષ્ઠ બ્રહ્મલોકની પ્રાપ્તિ થાયછે એ આ વાક્યથી પ્રતિપાદન કર્યું. આ સર્વ ફલો તે અવાન્તર ફલ છે જેમ આમ્રફલની ઇચ્છાથી આમ્રવૃક્ષને લોકો રોપેછે, તેથી આમ્રવૃક્ષનું મુખ્ય ફલ તો આમ્રફલ છે, તથાપિ એ મુખ્ય ફલમાટે રોપાયેલા એ વૃક્ષની છાયા અને ગંધરૂપ ફલ પણ મળેછે; તથાપિ એ ફલો પ્રાસંગિક હોવાથી અવાન્તર મનાય છે; તે જ પ્રમાણે નિત્ય અને નૈમિત્તિક કર્મોનું અંતઃકરણની શુદ્ધિવાસ્તે શાસ્ત્રમાં વિધાન કર્યું છે, કંઇ પિતૃલોકની પ્રાપ્તિવાસ્તે નથી. તેથી એ કર્મોથી અંતઃકરણની શુદ્ધિ થવી એ મુખ્ય ફલ છે અને છાયા અને ગંધતુલ્ય જે પિતૃલોકની પ્રાપ્તિ તે અવાન્તર વા ગૌણ ફલ છે. એ જ પ્રમાણે ઉપાસનાનું શાસ્ત્રમાં ચિત્તની એકાગ્રતામાટે વિધાન કરવામાં આવ્યું છે અર્થાત્ તત્વજ્ઞાનમાટે ચિત્તની એકાગ્રતા આવશ્યક હોવાથી તત્વજ્ઞાનના અંગરૂપે ઉપાસનાનું વિધાન શાસ્ત્રમાં કર્યું છે. છતાં જો એ ઉપાસનાની સિદ્ધિ કરવામાં જ તે સાધકનો દેહ પડે છે અને તેથી વર્તમાન શરીરમાં તેને ઉપાસનાના મુખ્ય ફલરૂપ ચિત્તની એકાગ્રતા સિદ્ધ થઇ તત્વજ્ઞાન પામવા વખત આવતો નથી તો તેવે પ્રસંગે એ સાધકને એ ઉપાસનાના અવાન્તર ફલરૂપે શ્રેષ્ઠ બ્રહ્મલોકરૂપ સત્યલોકની પ્રાપ્તિ થાય છે.

અહિં એ પ્રશ્ન થાય છે કે પિતૃલોકની પ્રાપ્તિ તો શ્રાદ્ધાદિ કર્મથી થાય છે, પણ નિત્યનૈમિત્તિક કર્મથી થતી નથી; તેમ જ દેવલોકની પ્રાપ્તિ તો નૈષ્ઠિક બ્રહ્મચર્ય રાખવાથી શાસ્ત્રમાં કથન કરી છે. તો પછી ઉપાસનાથી કેવી રીતે બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય? એનું ઉત્તર આપ્રમાણે:—પ્રથમ જે કહ્યું કે શ્રાદ્ધાદિ કર્મથી પિતૃલોકની પ્રાપ્તિ થાય છે અને નિત્યનૈમિત્તિક કર્મથી નથી થતી તે અયુક્ત છે. કારણ કે એમ કહેનારને પૂછવું જોઇએ

કે શ્રાદ્ધાદિ કર્મ પ્રાયશ્ચિત્ત વા નિષિદ્ધ તો છેજ નહિ તો પછી એ કર્મો નિત્યનૈમિત્તિકરૂપ છે કે એ તે કામ્ય કર્મ છે? ત્યાં જો શ્રાદ્ધાદિ કર્મ નિત્યનૈમિત્તિક ગણાય તો પછી શ્રાદ્ધાદિ કર્મથી પિતૃલોકની પ્રાપ્તિ થાય છે પણ નિત્યનૈમિત્તિકથી નથી થતી એ કહેવું અસંબદ્ધ ભાષણ છે. તેમ જ જો એ શ્રાદ્ધાદિ કર્મો કામ્ય કર્મ ગણાય તો કામ્ય કર્મનું જે ઉદ્દેશને લઇને અનુષ્ઠાન કરાય છે તેજ ફલ થવાનું, કંઈ પિતૃલોકની પ્રાપ્તિ તેથી નહિ થાય. તેથી એ જ સિદ્ધ થાય છે કે શ્રાદ્ધાદિ કર્મો નિત્યનૈમિત્તિકરૂપ હોવાથી નિત્યનૈમિત્તિક કર્મોથી જ પિતૃલોકની પ્રાપ્તિ થાય છે. જે સાધક એ કર્મોનું અનુષ્ઠાન કરતાં મરણ પામેછે અને આ જન્મમાં જ એ કર્મોના અનુષ્ઠાનથી અંતઃકરણશુદ્ધિદ્વારા તત્વજ્ઞાનને નથી પામતો તે સાધક શ્રુતિમાં કહેલા ધૂમાદિ માર્ગે અર્થાત્ દક્ષિણ માર્ગે પિતૃલોકને પામે છે.

બીજું જે કહ્યું કે નૈષ્ઠિક બ્રહ્મચર્યથી જ બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે તે કેટલેક અંશે સાચું છે. નૈષ્ઠિક બ્રહ્મચર્ય રાખે તો તેથી શાસ્ત્રમાં બ્રહ્મલોકની પ્રાપ્તિ કહી છે. તથાપિ વિદ્યા વા ઉપાસનાથી કેવળ રહિત પુરૂષોને એ આશ્રમ માત્રથી બ્રહ્મલોકની પ્રાપ્તિ કહી નથી. શ્રુતિ તો **विद्यया तदारोहन्ति यत्र कामाः परागताः । न तत्र दक्षिणा यान्तिः नाविद्वांसस्तपस्विनः ।** ઉપાસનાથી જે બ્રહ્મલોકરૂપ ફલની પ્રાપ્તિ થાય છે તે ફલને, કર્મમાત્ર કરનાર અને તેથી ધૂમાદિ દક્ષિણ માર્ગના અધિકારી પુરૂષો તથા વિદ્યારૂપ ઉપાસનાથી રહિત તપસ્વી પુરૂષો પામતા નથી—ઇત્યાદિ વચનથી ઉપાસનારહિત પુરૂષને ઉત્તરમાર્ગનો અને તતદ્વારા મળનાર બ્રહ્મલોકનો નિષેધ કરે છે. શ્રીમત્ શંકરાચાર્ય પણ શારીરક ભાષ્યમાં તૃતીયાધ્યાયના ગુણોપસંહાર પાદમાં **अनियमः सर्वासामविरोधः शब्दानुमानाभ्याम्** એ અધિકરણમાં આ વાતનો એ જ નિર્ણય કરયો છે કે જે પુરૂષો ઉપાસનાવાળા હોય છે અને ઉપાસનના બળથી સત્યલોકને પામે છે તે જ પુરૂષો ક્રમમુક્તિના અધિકારી હોવાથી એ બ્રહ્મલોકમાં જઇને રહે છે. ત્યાં એ વિદ્યાના અવાન્તર ફલરૂપે વિચિત્ર દિવ્ય અનુપમ ભોગોને ભોગવે છે તથા ત્યાં ચિત્તવૃત્તિની એકાગ્રતા સિદ્ધ કરી તત્વજ્ઞાન પામી મોક્ષને પામે છે. વિદ્યાવાળા પુરૂષને બ્રહ્મલોકથી પુનઃ આવૃત્તિ થતી નથી. અન્ય જીવો તો તે તે લોકને પોતાનાં તપ વિગેરેના બળથી પામે છે તથા પુણ્યનો ક્ષય થયે પુનઃઅધિકારપ્રમાણે સંસારપ્રવાહમાં ઘસડાતા વહ્યા જાય છે. બ્રહ્મલોક એ ક્રમમુક્તિનો લોક હોવાથી વિદ્યા (ઉપાસના)ના બળવાળા પુરૂષને માટે જ છે. તેથી એ સિદ્ધ થાય છે કે નિત્યનૈમિત્તિક કર્મોથી અવાન્તર ફલરૂપે ધૂમાદિમાર્ગદ્વારા પિતૃલોકની પ્રાપ્તિ થાય છે અને ઉપાસનાથી અર્ચિરાદિ ઉત્તર માર્ગદ્વારા સત્યલોકરૂપ શ્રેષ્ઠ બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે.

આપ્રમાણે આ વાક્ય તથા પૂર્વનાં વાક્યોથી નિત્યાદિકર્મો તથા ઉપાસના વિગેરેનું પ્રતિપાદન ગ્રંથકારે કર્યું. હવે અધિકારીનાં વિશેષણોમાં **साधनचतुष्टयसंपन्नः** એવું એક વિશેષણ મુકેલું છે. તે સાધનચતુષ્ટય કયાં તે પ્રતિપાદન કરવાનું છે. તે કરવા ગ્રંથકાર કહે છે કે.

**साधनानि नित्यानित्य वस्तुविवेकेहामुत्रफल भोग विरा-**

गशमदमादिसंपन्मुमुक्षुत्वानि ॥२५॥

વાક્યાર્થઃ—નિત્યાનિત્ય વસ્તુનો વિવેક, ઐહિક અને આમુષ્મિક ફલના ભોગનો વિરાગ, શમ, દમ વિગેરે ષટ્ સંપત્તિઓ તથા મુમુક્ષુતા એ ચાર સાધનચતુષ્ટય, શબ્દથી કહેલાં સાધનો છે.

આ વાક્યમાં નિત્યાનિત્યવિવેક વિગેરે ચાર પદાર્થોનું साधनचतुष्टयના સાધનપદથી ગ્રહણ કરવું એ કહ્યું. ત્યાં યદ્યપિ ગણતાં તો નવ સાધનો થાય છે તથાપિ ષટ્ સંપત્તિઓ મળી એક જ સાધન થાય છે તેથી અત્ર સાધન ચાર છે એમ કહ્યું છે, તે યોગ્ય છે. એ ચારમાં અમુક હેય છે અને અમુક ઉપાદેય છે એ પ્રકારનું ભેદજ્ઞાન થયા વિના હેયપ્રતિ રાગની નિવૃત્તિ થતી નથી તેથી વિરાગપૂર્વે વિવેકનું ગ્રહણ કર્યું છે. જેનો રાગ નિવૃત્ત થયો નથી તે જીવને શમાદિ ષટ્ સંપત્તિઓરૂપ ફલની પ્રાપ્તિ થતી નથી અને શમાદિ રહિત જીવને મોક્ષમાત્રની ઇચ્છારૂપ મુમુક્ષુતા થતી નથી તેથી પ્રથમ વિરાગનું, પછી શમાદિ સંપત્તિઓનું અને અંતે મુમુક્ષુતાનું ગ્રહણ કર્યું છે.

આપ્રમાણે આ વાક્યથી ચાર સાધનોનો નિર્દેશ કરી હવે એ ચારેનાં સ્વરૂપ ઉદ્દેશક્રમાનુસાર સમજાવે છે. ત્યાં પ્રથમ નિત્યાનિત્ય વિવેકનું ગ્રહણ કરેલું હોવાથી તેનું સ્વરૂપ સમજાવવા કહે છે કેઃ—

नित्यानित्य वस्तुविवेकस्तावद् ब्रह्मैवानित्यं वस्तु ततोऽन्यद-
खिलमानित्यमिति विवेचनम् ॥२६॥

વાક્યાર્થઃ—ત્યાં બ્રહ્મ એ એક જ વસ્તુ નિત્ય છે અને એ બ્રહ્મથી અતિરિક્ત સર્વ વસ્તુ અનિત્ય છે એ પ્રકારનું ભેદજ્ઞાન એ નિત્યાનિત્ય વિવેક છે.

આ વાક્યથી નિત્યાનિત્યવસ્તુવિવેકનું સ્વરૂપ બતાવ્યું છે. ત્યાં વિવેક એટલે ભેદબુદ્ધિ વા ભેદજ્ઞાન. ક્ષીર અને નીર બે ભેગાં થયેલાં હોય તો એ બંનેનું જે હંસને થતું ભેદજ્ઞાન છે તે વિવેક કહેવાય છે. તે જ પ્રમાણે સારૂં અને નઠારૂં પારખી બંનેને જૂદાં પાડવાં એ પણ ભેદજ્ઞાન હોવાથી વિવેક કહેવાય છે. તેથી વિવેકનો અર્થ ભેદજ્ઞાન જ છે તેથી

જે સ્વસ્વરૂપે વિદ્યમાન નથી હોતું, તથા ઉત્પત્તિ સમયે જ સ્વસ્વરૂપે થયેલું પ્રતીત થાય છે. તથી કાર્યમાટે એ અમુક કાળે નહોતું તથા અમુક કાળે છે એ પ્રકારની કાળવિષયક મર્યાદા થઇ શકે છે. તેમ જ જે જે ભાવવસ્તુ ઉત્પત્તિવાળી હોય છે તે અવશ્ય કોઈ કાળે પોતાના સ્વરૂપથી ભ્રષ્ટ થનાર હોય છે એ નિયમ ઘટ, પટાદિ સ્થળે આપણે જોઇએ છીએ એ નિયમાનુસાર કાર્ય માત્ર કોઇ કાળે વિનાશને પામનાર છે એ પણ સિદ્ધ થાય છે. તેથી કાર્યમાટે એ અમુક કાળે નષ્ટ થનાર છે, એ પ્રકારની કાલકૃત મર્યાદા પણ થઈ શકે છે. તેથી એ સિદ્ધ થયું કે જે જે વસ્તુ કાર્યરૂપ હોય છે તે સર્વ અનિત્ય છે અને જે વસ્તુ કોઈના પણ કાર્યરૂપ નથી તે જ માત્ર નિત્ય છે. આ નિયમથી ઘટ, પટ, શરીર, વસ્ત્ર, અલંકાર, ચશ વિગેરે સર્વ પદાર્થો અનિત્ય છે એ સ્પષ્ટ સિદ્ધ થાય છે.

અહિં એ શંકા થાય છે કે યદ્યપિ જે જે પદાર્થોની ઉત્પત્તિ આપણે જાણીએ છીએ તે તે પદાર્થો તો અનિત્ય આ નિયમથી ઠરે છે, પણ જે પદાર્થની ઉત્પત્તિ આપણે જોઈ નથી એવાં પૃથ્વી, સૂર્ય, ચંદ્ર વિગેરે પદાર્થો અનિત્ય છે એમ કહેવા શું કારણ નથી.

એનું ઉત્તર એ કે આપણે જાતે—શરીરી પદાર્થો—અનિત્ય હોવાથી સર્વની ઉત્પત્તિ જોઈ શકીએ એમ નથી, પણ એટલા ઉપરથી કંઇ તે પદાર્થોનું અનિત્યત્વ દૂર થતું નથી. આપણાં માતા, પિતા, પ્રપિતા વિગેરે પદાર્થોની ઉત્પત્તિ આપણે જોઇ નથી છતાં તે પદાર્થો હાલ વિદ્યમાન નહિ હોવાથી તેમનું અનિત્યત્વ આપણે નિઃસંશય અંગીકાર કરીએ છીએ અને તે યોગ્ય જ છે. તે જ પ્રમાણે ઇતિહાસથી જણાતા રાજાઓ, તેમનાં કૃત્યો, તેમનાં રાજ્યો, તેમના રાજધાનીઓ વિગેરે શેહેરો વિગેરે અસંખ્ય પદાર્થો જેમની ઉત્પત્તિ આપણે જોઇ નથી તેમનું વર્તમાનકાળે અસ્તિત્વ આપણે જોતા નથી તે ઉપરથી તે અનિત્ય છે એમ આપણે યોગ્ય રીતે અંગીકાર કરીએ છીએ. તેથી જેની ઉત્પત્તિ આપણે જોઇએ તે જ પદાર્થ અનિત્ય છે એમ કહેવું કેવલ અનુચિત છે. તે જ પ્રમાણે આપણે જાતે અનિત્ય તથા અલ્પજ્ઞ હોવાથી જેમનો નાશ આપણે જોઇએ તે જ પદાર્થ અનિત્ય છે એમ પણ કહેવાય એમ નથી. કારણ કે એમ હોય તો તો જે પુત્રના અસ્તિત્વમાં પિતાનું શરીર પડે તે પુત્ર નિત્ય છે એમ તે પિતાએ માનવું યોગ્ય ગણાય. પણ એ સર્વ વિવેકીને અસંમત છે. તેથી પૃથ્વી, સૂર્ય વિગેરે પદાર્થો જેઓ આપણી પૂર્વે ઉત્પન્ન થયેલાં હોવાથી જેમની ઉત્પત્તિ આપણે જોઇ શક્યા નથી, તેમ જ જેમનો નાશ આપણો વિલય થયા પછી થનાર હોવાથી તે પણ આપણે જોઇ શકીએ એમ નથી તે સર્વ પણ શ્રુતિમાં ઉત્પત્તિમાન્ કહેલાં છે તેથી તથા પ્રલયમાં રહેનાર નથી એમ કહેલું છે તેથી અનિત્ય જ છે. યુક્તિથી પણ એ વાત ઉપપન્ન છે: જે જે પદાર્થો કાર્યરૂપ હોયછે તે તે સર્વ અનિત્ય છે એ નિયમ તો આપણા અનુભવથી સિદ્ધ જ છે. હવે જ્યાં ઉત્પત્તિ અને નાશ આપણને વિદ્યમાન નથી, ત્યાં કાર્યત્વ છે કે નહિ એ કેવી રીતે નિશ્ચય થાય તે વિચારવાનું છે. જો કાર્યત્વ છે એમ નિશ્ચય થાય તો તો સ્પષ્ટ રીતે તે તે પદાર્થો અનિત્ય છે એ સિદ્ધ થાય, અને જો એમ નિશ્ચય થાય કે અમુક પદાર્થમાં કાર્યત્વ નથી તો તે પદાર્થ અનિત્ય નથી એમ પણ કહેવાય. ત્યાં એ નિશ્ચય તો અતિ-

થી થાયછે (૧) ઈશ્વરબુદ્ધિથી–સર્વજ્ઞ બુદ્ધિથી અને (૨) અલ્પજ્ઞ બુદ્ધિથી. એ બન્ને બુદ્ધિએ એક જ નિશ્ચય થાય તો તે તો અસંત દૃઢ છે, અને જ્યાં અલ્પજ્ઞબુદ્ધિથી વિપરીત અનુમાન થાય તો ત્યાં અલ્પજ્ઞબુદ્ધિથી થતો નિશ્ચય અસસ છે એ પણ યોગ્ય છે. કારણકે જ્યારે અલ્પજ્ઞત્વ મટી જઈ સર્વજ્ઞત્વ આવશે ત્યારે એ અલ્પજ્ઞબુદ્ધિથી કરેલો નિશ્ચય બાધિત કરવાને અને જે જ્ઞાન ઉત્તર કાળે બાધિત થાયછે તે મિથ્યાજ્ઞાન વા વિપર્યય જ કહેવાય છે. સર્વજ્ઞ થયા પછી વાસ્તવ અલ્પજ્ઞતાનો વારો કદાપિ આવતો નથી. તેથી સર્વજ્ઞબુદ્ધિથી કરાયેલો નિશ્ચયનો તો કદાપિ બાધ થતો જ નથી. તેથી બન્નેના વિરોધે સર્વજ્ઞબુદ્ધિનો નિશ્ચય જ અંગીકાર્ય છે એ સિદ્ધ છે. આમ છે છતાં પ્રકૃત સ્થળે એ વિચાર અધિક આવશ્યક નથી. કારણકે સૂર્ય, પૃથ્વી વિગેરે પદાર્થોનું અનિસત્વ તો અલ્પજ્ઞબુદ્ધિ અને સર્વજ્ઞબુદ્ધિ એમ બન્નેથી સિદ્ધ થાયછે. ત્યાં સર્વજ્ઞબુદ્ધિનો નિશ્ચય શું છે તે જાણવાનું સાધન તેમનાં વચન છે. એ વચનરૂપે વેદ જે સાક્ષાત્ ઈશ્વરપ્રણીત છે તે તથા મનુ, યાજ્ઞવલ્ક્ય વિગેરે શાસ્ત્રકારની સ્મૃતિઓ વિગેરે છે. એ સર્વ સ્થળે સૂર્ય, ચંદ્રાદિ પદાર્થસહિત સર્વ વિશ્વને અનિસ જ કહ્યુંછે. શ્રુતિમાં કહ્યુંછે કે नित्यं विभुं सर्वगतं सुसूक्ष्मं, आकाशवत् सर्वगतश्च नित्यः अजो नित्यः शाश्वतः सत्यं ज्ञानमनन्तं ब्रह्म, सभूमा यो वै भूमा तदमृतम्—બ્રહ્મ નિસ છે, વિભુ છે, અતિસૂક્ષ્મ હોવાથી સર્વ વસ્તુમાં રહેલો છે, આકાશની માફક સર્વમાં રહેલો છે, ઉત્પત્તિરહિત છે, નિસ છે, આદિઅંતરહિત છે, સત્ય છે, ચિદ્રૂપ છે, અંતરહિત છે, નિરતિશય મહત્ત્વવાળો છે, નાશ રહિત છે ઇત્યાદિ. તેથી શ્રુતિમાં બ્રહ્મને નિત્ય કહ્યો છે એ નિઃસંશય છે. તેમ જ અન્ય શ્રુતિઓ नैवेह किंचनाग्र आसीत् मृत्युनैवेदमावृत्तमासीद्, आत्मा वा इदमेक एवाग्र आसीन्नान्यत्किंचन मिषत्, सदेव सोम्य इदमग्र आसीत्, नेति नेति, नेह नाना ऽस्ति किंचित् असद्वेदमग्र आसीत्, अतोऽन्यदार्तम् સૃષ્ટિના આરંભમાં આ દૃશ્યમાન જગતમાંથી કશું નહોતું પણ સર્વ મૃત્યુથી ઘેરાયેલું હોય તેમ સ્વસ્વરૂપથી રહિત હતું, આરંભમાં જગત્ નહોતું પણ માત્ર આત્મતત્ત્વ જ હતું, હે સૌમ્ય! આ વિશ્વ સ્વરૂપે આરંભમાં વિદ્યમાન નહોતું પણ આત્મરૂપ જ હતું, જે દેખાય છે તે સર્વ સત્ નથી અર્થાત્ અસત્ વા અનિસ અને તેથી મિથ્યા છે, બ્રહ્મતત્ત્વથી અતિરિક્ત કોઈ પદાર્થ વસ્તુતઃ વિદ્યમાન જ નથી, આરંભમાં આ વિશ્વપ્રપંચ સ્વરૂપરહિત જ હતો, બ્રહ્મથી અતિરિક્ત સર્વ અનિસ હોવાથી તુચ્છ છે ઇત્યાદિ વચનોથી સ્પષ્ટ રીતે જગત્ અનિત્ય છે અને તેથી સત્થી વિપરીત છે એ પ્રતિપાદન કરેછે. સ્મૃતિ, પુરાણ વિગેરે ઋષિમુનિકૃતગ્રંથોમાં સર્ગ અને પ્રલયનું પ્રતિપાદન સર્વ સ્થળે કર્યું છે તેથી સ્પષ્ટ રીતે ત્યાં પણ જગતને અનિત્ય—નાશવાન્ કહ્યું છે. તેથી એ સિદ્ધ થાય છે કે સર્વજ્ઞ બુદ્ધિથી તો સૂર્ય, ચંદ્ર, પૃથ્વી વિગેરે પદાર્થો સહિતસમગ્ર વિશ્વપ્રપંચને કાર્યરૂપ અને તેથી અનિસ જ અને તેથી મિથ્યા નિશ્ચય કર્યો છે. અલ્પજ્ઞ બુદ્ધિથી પણ એ જ




रूपं (पुस्तक) ४-फालगन कृष्ण १४ सं० १९४८ दर्शन (अंक) ५.

॥ ॐ श्रीं ॥

# श्री सद्गुरुना तत्त्वबोधथी साधकने प्रतीत थता परिणाम.

પદ. ઓ વેણુ વાજે છે, એ લય.

ઓ શબ્દ ગાજે છે,
ગુરૂવક્ત્રનભેથી[1] આજ, ઓ શબ્દ ગાજે છે. ટેક.
પ્રચંડ શબ્દધ્વનિથી કંપ્યા, ઉર્ધ્વ અને અધ લોક[2],
સુરગણને[3] ઉર હર્ષ વધ્યો કાંઈ અસુરે[4] પાડી પોક, ઓ શબ્દ૦ ૧
સાગર[5]સ્થિત કુંડલિની કંપી, કંપ્યો વ્યષ્ટિસ્તંભ,[6]
ત્રણ ગ્રંથી[7]માં શક્તિ કંપી આ બાળી વિચિત્ર આરંભ, ઓ શબ્દ૦ ૨
ચક્ષુસ્થિત રૂપ અસુર જ કંપ્યો, કંપ્યો ઘ્રાણે ગંધ,
શ્રોત્રે શબ્દ જ રસ રસનામાં, સ્પર્શના છૂટયા બંધ, ઓ શબ્દ૦ ૩
હૃદયવને આ શ્યામ શરભ[*] ગુણી ધ્વનિ છળિ ઉછળ્યો અમિત,
મસ્તક નિજ, શિલાપર પટકી, છેક થયો નિર્વિત, ઓ શબ્દ૦ ૪
વૃત્તિ હરિણી ગર્ભિણીકેરા, ચિંતનરૂપી ગર્ભ,
કર્ણે ધ્વનિ પડતાં ત્રુટયા ત્યાં, ચરતાં ચરતાં દર્ભ, ઓ શબ્દ૦ ૫

૧ શ્રી સદ્ગુરૂના મુખરૂપી આકાશમાંથી. ૨ શરીરમાં સપ્ત ઉર્ધ્વ તથા સપ્ત અધઃ એમ ચતુર્દશ લોક યોગીના અનુભવથી સિદ્ધ છે. ૩ દૈવી સંપત્તિરૂપ સદ્ગુણો. ૪ આસુરી સંપત્તિરૂપ દુર્ગુણો. ૫ નાભિ એ જલનું સ્થાન છે, અને એ પ્રદેશમાં જ કુંડલિનીની સ્થિતિ છે. ૬ મૂલાધારથી નાભિપર્યંત આવેલો શરીરસ્પર્કંદ. સંચિતાદિ કર્મોનો ડોરા હોવાથી એ વ્યષ્ટિનો સ્તંભ ગણાય છે. ૭ બ્રહ્મગ્રંથી, રૂદ્રગ્રંથી અને વિષ્ણુગ્રંથી. * શરભ એ સિંહથી પણ બળવાન પશુ છે.

ત્રિભુવનવિજયી યોદ્ધા કહાવે, ચિત્ત બુદ્ધિ ને મન,
તે પણ દિગ્મૂઢ બનીને ઉભા, થર થર ધ્રુજે તન, ઓ શબ્દ૦ ૬
આશા પિશાચી જેણે ગળીઉં, આ સઘળું બ્રહ્માંડ,
લોપ થઇ તત્ક્ષણ ધ્વનિ સુણતાં, શોધ્યું જડે નહિ કાણ્ડ[1], ઓ શબ્દ૦ ૭
ઉંચાં કરી લંગુલ ને[2] નાસે, ક્લેશરૂપી શાર્દૂલ,
સભય ડરે ઓ અવિદ્યા દોડે, સંગે લઈ નિજ કુળ[3], ઓ શબ્દ૦ ૮
શનૈઃ શનૈઃ ધ્વનિ વ્યાપી સઘળે, પૂર્યા સર્વ પ્રદેશ,
સત્તા જ્યાં ત્યાં જામી શબ્દની, સ્થાન રહ્યું નહિ શેષ, ઓ શબ્દ૦ ૯
તલાતલેથી અંડકટાહે[4], જોતાં એકાકાર,
રિપુદલ[5] લય થઇ વર્ત્યો સઘળે, શબ્દનો[6] જયજયકાર, ઓ શબ્દ૦ ૧૦
રજતમ નિરસ્ત થાતાં ઉદયો[7], અદ્ભુત સત્ત્વપ્રકાશ,
અહં થતાં લય, દશ દિશ રાજે, સચ્ચિદઘન અવિનાશ, ઓ શબ્દ૦ ૧૧
વ્યષ્ટિગત અભિમાન ગળે આ, પ્રથમ સમષ્ટિમાંહ્ય,
સત્તાસામાન્યે તે લય થઈ, હું તું તે ન ભણાય[8], ઓ શબ્દ૦ ૧૨
બોધ કરી સઉ બોધસ્વરૂપ જ, બોધ રહે અવશેષ,
સાધક સદ્ગુરૂમાં અળપાતાં, પૃથક્ ન સાધકવેષ[9], ઓ શબ્દ૦ ૧૩



૧ હાડકું. ૨ પુચ્છ. ૩ અવિદ્યા પોતાના કાર્યરૂપ પરિવારસહ. ૪ પાદતલ એ તલાતલ ગણાય છે, અને શીર્ષનો શિરોભાગ (ખોપરી) અંડકટાહ ગણાય છે. સાધકને તત્વબોધકાલે પાદતલથી તે શીર્ષના શિરોભાગપર્યંત એક તત્ત્વ જ ભરી રહેલું અનુભવમાં આવેછે, અને ઉત્તરોત્તર ચઢતા ક્રમકાલે આ ચતુર્દશ લોકમાં અર્થાત્ તલાતલથી તે છેક અંડકટાહપર્યંત (અને અધિક ચઢતા ક્રમમાં તેથી બાહ્ય અનવધિ પ્રદેશમાં) સર્વ દૃષ્ય પ્રપંચના બાધપૂર્વક એક તત્ત્વ જ સર્વત્ર ભર્યું પૂર્યું અનુભવમાં આવેછે. ૫ કામ ક્રોધાદિ રિપુ અને તેમનો પરિવાર. ૬ શ્રી સદ્ગુરૂનો બોધ. ૭ ઉદય થયો. ૮ વ્યષ્ટિનું અભિમાન પ્રથમ સમષ્ટિમાં લય થાયછે, અને સમષ્ટિ અભિમાન નિર્ગુણ પરમાત્મામાં વિલાઈ જાયછે કે જ્યાં હું તું તે આદિ ત્રિપુટિઓનો અભાવ હોય છે. ૯ આપ્રમાણે શ્રીસદ્ગુરૂનો બોધ, દૃષ્ય પ્રપંચ માત્રને બોધ સ્વરૂપ કરી દઇને પરિણામે બોધ અર્થાત્ જ્ઞાનસ્વરૂપ પરમતત્ત્વ અવશેષ રહેછે, અને તે પરમતત્ત્વશ્રીસદ્ગુરૂમાં સાધકનું ભિન્નાસ્તિત્વ વિલાઈ જતાં, સાધકનો પૃથક્ વેષ અર્થાત્ ભિન્ન અસ્તિત્વ રહેતું નથી.

## ॥ ॐ श्री सद्गुरवे परमात्मने नमः ॥

# ॥ तोटक ॥

॥ श्रीमच्छंकराचार्यशिष्यगिरिप्रणीत ॥

(સટીક ગુજરાતી ભાષાંતર)

## ઉપોદ્ઘાત.

"એમ સાભળવામા આવે છે કે હસ્તામલકને શિષ્ય કરીને પદ્મપાદ, સુરેશ્વરાચાર્ય વિગેરેની સાથે ભગવાન્ શંકરાચાર્ય કદાચિત્ શૃંગેરીપુરમા ગયા, અને ત્યા શારદામાની પૂજા પ્રવર્તાવવા માટે ત્યા પોતાના ધર્મપ્રમાણે વર્તનાર, સર્વ પ્રાણીઉપર દયા લાવનાર, વિનયી, ગુરુસેવામા તત્પર, ઘણા સમાહિત ચિત્તવાળા, ગિરિનામે કોઈ એક શિષ્ય થયા, જે તોટકાચાર્ય નામથી ઓળખાય છે. એક પ્રસંગે તે શિષ્યશિરોમણિ પોતાના સદ્ગુરુનુ વસ્ત્ર પ્રક્ષાલન કરવાઅર્થે નદીઉપર ગયા હતા ત્યારે ભક્તવત્સલ ભગવાન્ શ્રી શકરાચાર્યે વ્યાખ્યાનકર્મમા તેમની આવવાની વાટ જોવા લાગ્યા તે વખતે ઘણા શિષ્યો શાંતિપાઠ ભણવામા ઉદ્યુક્ત થયા હતા, તેમને "ગિરિ પણ થોડા વખતમાં આવશે માટે લગાર વિલબ કરો" એમ તે દેશિક ભગવાન્ કહેવા લાગ્યા ગુરુની આ વાણી સાંભળી પદ્મપાદ મુનિને ભીતિ જણાઈ કે મંદબુદ્ધિ, પાષાણની ભીંતજેવા જડ, શાસ્ત્રમાં અનધિકારી, ગિરિને વાસ્તે શા વાસ્તે ગુરુજી આ કાર્યની અંદર વાટ જુએછે? પદ્મપાદના આ ગર્વને દૂર કરવાસારૂ પોતાના ભક્તની અંદર કરૂણાવિશેષવાળા તે શ્રીશંકરાચાર્યે તે ગિરિનામના પોતાના શિષ્યવરને તે જ ક્ષણે મનથી ચતુર્દશ વિદ્યાનો બોધ આપ્યો. તે ગિરિનામના શિષ્ય પણ તત્કાલ ગુરુના અનુગ્રહમાત્રથી સકલ વિદ્યાપ્રાપ્ત થઈ અતિ રમ્ય, વિચારયુક્ત પદવાળાં, ગૂઢ અર્થવાળાં, અને સક્ષેપમા વેદાન્તાર્થને પ્રતિપાદન કરનારાં, તોટકવૃત્તોને ઉચ્ચારતા ઉચ્ચારતા ભગવાન્ શ્રી સદ્ગુરુની પ્રતિ આવવા લાગ્યા. નૂતન અમૃતરસથી મિશ્રિત તે વાક્યસમૂહને સાંભળતા પદ્મપાદાદિ શિષ્યવરોએ પોતાના ગર્વ ત્યજી દીધા અને ઘણા આશ્ચર્યને પામવા લાગ્યા. આ કારણથી ગુરુકૃપાથી ઉત્પત્તિને પામેલો આ ગ્રંથ, વેદાન્તસિદ્ધાન્તોને પ્રકાશ કરનાર હોવાથી, તેમ જ શ્રુતિઓના સારભૂત અર્થને દર્શાવનાર હોવાથી **श्रुतिसारसमुद्धरण**—એ નામથી અદ્યાપિ પ્રસિદ્ધ છે."

त्रैलोक्यनाथहरिमीड्यमुदारसत्त्वम्<br>
शक्रेस्तनूजतनयंपरमेष्ठिकल्पम् ।<br>
जीमूतमुक्तविमलांबरचारुवर्णम्<br>
वासिष्ठमुग्रतपसंप्रणतोऽस्मिनित्यम् ॥ १ ॥

**शब्दार्थ**—સર્વવ્યાપિ ચૈતન્યવાળા, પરમપૂજ્ય, માયાશક્તિનું કાર્ય તે જ પોતાનું કાર્ય છે, એટલે માયાથી પ્રતીત થતા બાહ્યપ્રપંચના પણ કારણરૂપે રહેલા, હિરણ્યગર્ભ-સૂત્રાત્માના અધિષ્ઠાનરૂપ, વાદળાંથી રહિત શુભ આકાશજેવા સુંદર વર્ણવાળા, પ્રતિશરીરની અંદર ઉપાધિથી જીવ નામ ધારણ કરી રહેલા કૂટસ્થ બ્રહ્મસ્વરૂપ, વિજ્ઞાનઘન, એવા ત્રિલોકના અધિપતિ શ્રીવિષ્ણુભગવાનને હું સર્વદા પ્રણામ કરૂંછું.

ટીકા—કોઈ પણ શુભ કાર્યનો આરંભ કરતા પહેલાં આશીર્વાદાત્મક, નમસ્કારાત્મક, તથા વસ્તુનિર્દેશાત્મક એ ત્રણ પ્રકારનાં મંગળાચરણમાંથી જે અનુકૂળ પડે તે કરવાના શિષ્ટ જનોના સંપ્રદાયને અનુસરી ગ્રંથકાર દ્વિતીય પ્રકારના મંગલને આચરે છે. પ્રસ્તુત ગ્રંથ શાસ્ત્રરૂપે નથી, પરંતુ વેદાન્તશાસ્ત્રના એક દેશજોડે સંબંધ ધરાવનાર હોવાથી પ્રકરણ સંજ્ઞાને પામેલો છે.

**त्रैलोक्य** શબ્દ આકાશાદિ પ્રપંચનો સૂચક છે, કારણ કે પ્રસ્તુત શ્લોકની અંદર સમષ્ટિસ્વરૂપ મહેશ્વરનું વર્ણન આવેલું છે. તે મહેશ્વર, બ્રહ્મા, વિષ્ણુ, અને રુદ્ર એ ત્રણ અભિમાનીની માફક પ્રત્યેક બ્રહ્માણ્ડના અધિપતિ છે એટલું જ નહિ પણ અનંત બ્રહ્માણ્ડોના અધિષ્ઠાતા તેમ જ ત્રણ અભિમાનીઓના પણ ઈશ્વરરૂપ છે.

**उदारसत्वम्** આ વિશેષણની અંદર **सत्व** શબ્દ **तत्त्वमसि** મહાવાક્યનો ગુરુમુખથી અનુભવ પ્રાપ્ત થયા પછી ઉત્પન્ન થતા અપરોક્ષ જ્ઞાનનો બોધક છે. આ સર્વ બાહ્ય પ્રપંચ બ્રહ્મરૂપ અધિષ્ઠાનની અંદર મહામાયાશક્તિના પ્રભાવથી વિવર્તરૂપે રહેલો છે. જેમ રજ્જુની અંદર ભ્રાંતિથી સર્પની કલ્પના કરીએ છીએ તેમ બ્રહ્મને વિષે અનિર્વચનીય —માયા—ને લીધે જગતરૂપ પ્રપચની કલ્પના કરવામાં આવેછે. આ ઉપરથી એમ સિદ્ધ થયું કે એક રીતે જગત માયાનું કાર્ય છે અને તે જ પાછું બ્રહ્મનું પણ કાર્ય છે. એટલે શબલ બ્રહ્મ, ઈશ્વર, પોતાના ચૈતન્યપ્રાધાન્યથી નિમિત્તકારણ છે અને અવિદ્યાપ્રાધાન્યથી ઉપાદાન કારણ છે. **तनूज** અને **तनय** એ બન્ને શબ્દો "કાર્ય"એ અર્થના બોધક છે.

સૂક્ષ્મ શરીરના અભિમાની વ્યષ્ટિરૂપે તૈજસ, તેમ સમષ્ટિરૂપે હિરણ્યગર્ભ સૂત્રાત્મા છે. તેના પણ કારણરૂપ હોવાથી ઈશ્વરને **परमेष्ठिकल्पम्** એ વિશેષણ લગાડેલું છે આ ઉપરથી એમ શંકા ઉત્પન્ન થાય કે જ્યારે ઈશ્વરને કારણરૂપે ગણના કરી ત્યારે તેની અંદર—"ઉત્પન્ન થતો અથવા નાશ થતો કોઇ પણ ધર્મ પોતાના ધર્મીને વિષે વિકાર ઉત્પન્ન કરેછે"—એ ન્યાયથી વિકારનો સંભવ રહેછે. અને વિકાર થવાથી અનિત્યત્વ દોષની પ્રાપ્તિ થાય. આ શંકાનું નિરાકરણ **जीमूत—वर्णम्** એ વિશેષણ કરેછે. જેમ આકાશ મેઘ હોય અગર ન હોય તોપણ પોતે નિરવયવ હોવાથી કેવલ નિકારરહિત રહેછે તેમ ઈશ્વર પણ જગત્કાર્યથી બાધિત થતા નથી.

**तत्सृष्ट्वा तदेवानुप्राविशत्, नान्योऽतोऽस्ति द्रष्टा, तत्त्वमसि**, ઇત્યાદિ શ્રુતિઓની અંદર જણાવ્યાપ્રમાણે જીવચૈતન્યનું ભેદપણું અંતઃકરણની ઉપાધિથી છે. પરંતુ વસ્તુતઃ

અભેદ જ નણે કાનમા છે તેથી સમષ્ટિરૂપ ઈશ્વરની અંદર તેમ વ્યષ્ટિરૂપ જીવની અંદર કોઇ પણ પ્રકારનો વાસ્તવિક ભેદ નથી, આ સૂચવવાસારુ **वासिष्ठम** એ પદ યોજવામાં આવ્યું છે

**तपस्** શબ્દ જ્ઞાનવાચક છે મુણ્ડક શ્રુતિની અંદર **"यस्यज्ञानमयंतपः"** એમ દર્શાવેલું છે આપ્રમાણે શ્લોકને પરમેશ્વરના નમસ્કારરૂપમા લઈ શકાય

વિશેષમા વેદાન્તસૂત્રના પ્રણેતા ભગવાન્ શ્રી વેદવ્યાસના નમસ્કારરૂપે યોજના થઈ શકે તેમ છે અહીં અર્થ નીચે પ્રમાણે બેસી શકે છે

"ત્રૈલોક્યનાથ વિષ્ણુરૂપે અવતરેલા પૂજ્ય, ઉત્કૃષ્ટ સાત્વિકગુણવાળા, પરાશરના પુત્ર રૂપે રહેતા, પરમેષ્ઠિસમાન, મેલથી રહિત આકાશના જેવા શરીરના વર્ણવાળા, વસિષ્ઠ ગોત્રની અંદર ઉત્પન્ન થએલા, ઉગ્ર તપવાળા, ભગવાન્ શ્રીવેદવ્યાસને મારા પ્રણામ નિરંતર હોજો"

**सकलंमनसाक्रियया जनितं समवेक्ष्य विनाशितयातुजगत् ।**
**निरविंद्यतकश्चिदतो निखिलादविनाशिकृतेननलभ्यमिति ॥२॥**

શબ્દાર્થ—કોઇ એક પુરુષે આ સઘળા કાર્યરૂપ જગતની અનિત્યતાને અનુમાનદ્વારા તપાસી જોઈ, અને કર્મથી નિત્ય વસ્તુની પ્રાપ્તિ થતી નથી તેથી તેણે આ સઘળા કાર્યરૂપ પ્રપંચમા વિરાગવૃત્તિ ધારણ કરી

ટીકા—વેદાન્તશાસ્ત્રના અનુબંધચતુષ્ટયનુ સૂચન પ્રથમ તથા દ્વિતીય શ્લોકમા કર્યું છે તેમા (૧) વિષય—જીવબ્રહ્મનુ ઐક્ય—(૨) સંબંધ—શાસ્ત્રનો અને જ્ઞાનનો પ્રતિપાદક પ્રતિપાદ્ય સંબંધ—(૩) પ્રયોજન—આત્યન્તિકી દુઃખનિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ—એ ત્રણ તો પ્રથમ શ્લોકમા સૂક્ષ્મ દૃષ્ટિથી જણાઈ આવશે અધિકારી, જે ચતુર્થ અનુબંધ છે, તેનો નિર્દેશ આ શ્લોકમાં કર્યો છે અધિકારીના સવિસ્તર સ્વરૂપના નિર્ણય અર્થે **श्रीसिद्धान्तसिंधु**ના પ્રથમ રત્નનો અંતનો ભાગ જોવો તથા આ શ્રીમદ્દાકાળના વર્તમાન રૂ-પમા આવતા **वेदान्तसार**મા આપેલુ અધિકારીપ્રકરણ જોવુ સામાન્ય રીતે જણાવતા વિચારપ્રધાન શ્રેણીએ ચઢનાર પુરુષને મુખ્ય ચાર સાધનની જરૂર છે તેમા ૧ નિત્યાનિત્ય વસ્તુનો વિવેક, ૨ વૈરાગ્ય, ૩ શમાદિ છ સંપત્તિઓ અને ૪ મુમુક્ષુતાનો સમાવેશ થાય છે વિશેષમા એટલુ લક્ષમા રાખવુ કે ઉત્તરોત્તર સાધન પૂર્વ પૂર્વ સાધનના પરિપક્વ ફળ તરીકે સ્વત ઉત્પન્ન થઈ આવે છે એટલે વિવેક થયાશિવાય વિરાગનો આવિર્ભાવ થતો નથી

હવે પ્રસ્તુત શ્લોકઉપર જતા માલમ પડશે કે પ્રથમ અને દ્વિતીય પાદમા અધિકારીના વિવેકનો ધ્વનિ જણાય છે અને તૃતીય તથા ચતુર્થ પાદમા તેની અંદર વિરાગ વૃત્તિનુ સ્ફુરણ થએલુ દીસી આવે છે બીજા બે સાધન આવતા શ્લોકમા સૂચવેલા છે

વેદનુ પૃથક્કરણ કરતા વિવેકી પુરુષને મુખ્ય ત્રણ ભાગ માલમ પડે છે—૧ કર્મકાંડ, ૨ ઉપાસના કાંડ, ૩ જ્ઞાન કાંડ આ ત્રણમા જ્ઞાનકાંડને ઉપનિષદ્ વેદાન્ત ઇત્યાદિ સંજ્ઞાઓ

આપવામાં આવે છે. એ ત્રણેનો સમન્વય કરીને ઉત્કૃષ્ટ નિર્વિષયી આનંદની પ્રાપ્તિ કરવી એ મુમુક્ષુનું કર્તવ્ય છે. તેમાં કર્મ અને ઉપાસના એ નિષ્કામ પુરૂષને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિનાં સાધન છે. કર્મનો મૂળ ઉદ્દેશ ચિત્તશુદ્ધિ છે, તથા ઉપાસનાનો મુખ્ય હેતુ ચિત્તની એકાગ્રતા છે. એ બંનેનાં અવાન્તર ફ્લો તો ઉચ્ચતર લોકની પ્રાપ્તિ છે. આ ઉપરથી એમ સ્ફુટ જણાઇ આવશે કે જીવના કર્તવ્યનું અવસાન કર્મમાં તથા ઉપાસનામાં રહેલું નથી; પરંતુ તે તો પરમ પ્રાપ્તવ્ય જે કૈવલ્ય મોક્ષ તેની શ્રેણીનાં પગથીઆંરૂપ છે. તેથી સ્વાભિમાન ધારણ કરી એ ક્રમનું ઉલ્લંઘન કરનાર પુરૂપ આધુનિક બ્રહ્મજ્ઞાનીનો ડોળ ઘાલનારની દશાનો અનુભવ કરે છે. તેનાં દુઃખત્રય નાશ પામતાં નથી અને તેઓ ઉલટા પતિત થાય છે.

પ્રસ્તુત અધિકારીએ સાત્વિક કર્મોનાં અનુષ્ઠાન તથા સગુણ બ્રહ્મની ઉપાસનાનું સેવન કર્યાં પછી વિવેક નામની સંપત્તિ પ્રાપ્ત કરી છે. તેથી એને દૃઢ અનુભવ થાય છે કે સ્વર્ગાદિ લોકોની પ્રાપ્તિ એ પરમ સુખનું સાધન નથી, પરંતુ પુણ્યનો ક્ષય થયે જન્મમરણાદિ દુઃખોની પુનરૂત્પત્તિ તો અવશ્ય થવાની. તેથી વિરાગદ્વારા તે તૃણથી માંડી બ્રહ્મલોકપર્યન્તના સઘળા ભોગોને તુચ્છ ગણે છે, અને સ્વરૂપાનંદના અનુભવને વાસ્તે પોતાનો પ્રયત્ન જારી રાખે છે.

**प्रतिपित्सुरसावविनाशिपदंयतिधर्मरतोयतिमेवगुरुम् ।**
**विदितात्मसतत्त्व मुपेत्यकविं प्रणिपत्य निवेदितवान्स्वमतम्॥३॥**

શબ્દાર્થ—સંન્યાસીના ધર્મમાં આસક્તિવાળો, અવિચલ મોક્ષરૂપ સ્થાનને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળો તે પુરૂષ, કેવલ યત્નશીલ, એટલે શિષ્યને સ્વરૂપાનંદનો અનુભવ કરાવવામાં મહાન્ પ્રયત્ન કરવાવાળા, કામક્રોધાદિ આભ્યન્તર ૭ શત્રુઓથી રહિત, તથા જેમને આત્મતત્વનો અપરોક્ષ અનુભવ થયો છે એવા સર્વજ્ઞ સદ્ગુરૂની પાસે જઈ, સાષ્ટાંગ નમસ્કાર કરી, પોતાની અભિલાષાને દર્શાવવા લાગ્યો.

ટીકા—પૂર્વ શ્લોકમાં અધિકારીનાં બે સાધનનું નિરૂપણ કર્યું; હવે બાકીનાં બે સાધન આ શ્લોકમાં અગત્યાર જણાવે છે. શ્લોકમાં પ્રથમ તથા દ્વિતીય પાદ શમાદિ ૭ સંપત્તિ તથા મુમુક્ષુતાનું બોધન કરેછે. **यतिधर्मरतः**—એ પદથી અધિકારીને વિષે શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા તથા સમાધાનનો ઉદય થયો છે એમ સૂચન કર્યું. યતિ શબ્દનો અર્થ ત્યાગી, સંન્યાસી, એવો થાયછે. આ ઉપરથી ત્યાગીનાં લક્ષણને ન જાણનાર માણસના મનમાં એમ ભ્રમ થવાનો સંભવ રહેછે કે ચતુર્થાશ્રમ ધારણ કર્યા સિવાય મુમુક્ષુતા સંભવતી નથી. આવી ભ્રાંતિ વિવેકી પુરૂષે રાખવાની જરૂર નથી. કારણ કે ત્યાગ કરવામાં અન્તર્વૃત્તિ તથા ભજન એ બે જ વસ્તુ સંભવેછે. દંડ કમણ્ડલુ આદિ ધારણ કરવાં એ તો અંતર્વિરામ અગર ત્યાગનાં સૂચક ચિહ્ન માત્ર છે. એ ચિહ્નને જ વળગી રહેનાર બાહ્ય સંન્યાસી એ સંજ્ઞાને પ્રાપ્ત થાયછે. તેથી અંતર્ તથા બહિર્ વિરામ એ જ સંન્યાસ, અને તેને ધારણ કરનાર પુરૂષ સંન્યાસી; અન્ય નહિ. આ વિચારના સ્ફુટીકરણને વાસ્તે

જીજ્ઞાસુ પુરૂષને भामिनीभूषण तृतीयालंकार પૃષ્ઠ ૧૧૪, તથા वाणीविलास द्वितीय भाग મા "વાસના સૂક્ષ્મ જીને ત્યાગી સોઈ હૈ સન્યાસી" એ પંક્તિથી આરંભ થતુ પદ જોવાની વિનતિ છે

मतिपित्सुरसा—इत्यादि પદથી અધિકારીની અંદર મુમુક્ષુતાનો આવિર્ભાવ થયો હોય એમ જણાય છે આત્યન્તિક દુખધ્વંસ તથા પરમાનંદની પ્રાપ્તિ એ મોક્ષનુ લક્ષણ છે આવી ઇચ્છા દરેક જીવને હોયછે, પરંતુ ક્ષણિક વૈષયિક સુખને વિષે તેમની પ્રવૃત્તિ એનામા આવેછે તેથી કરીને જે પુરૂષ તેની પ્રવૃત્તિથી રહિત છે અને મોક્ષની ઈચ્છાવાળો હોય તેને જ મુમુક્ષુ કહેવો યોગ્ય છે

यतिमेवगुरुम—આ પદથી પણ ગૃહસ્થ ગુરૂપદ ધારણ ન કરી શકે એવી આશંકા ઉત્પન્ન થાય, તે ઉપર લખ્યાપ્રમાણે પરિહરવી વિશેષમા यति શબ્દ (यम=પ્રયત્ન કરવો, કબજે રાખવુ) એ ધાતુમાથી નિકળેલો છે, તેને અનુસારે યત્નશીલ તથા અંતર્શત્રુને દબાવનાર એમ અર્થ ભાષાન્તરમા કરેલો છે શ્રુતિ પણ પ્રબલ પ્રમાણ તરીકે અહીં છે, યાજ્ઞવલ્ક્યાદિ તત્ત્વવિત્ પુરૂષોએ ગૃહસ્થ છતા જનકાદિને બોધ આપેલો છે એમ बृहदारण्यक માથી જણાઈ આવે છે

कवि—આ શબ્દનો સામાન્ય અર્થ તો સર્વના જાણ્યામા છે પરંતુ મૂલાર્થ અહીં યોગ્ય હોવાથી ગ્રહણ કર્યો છે કવિ શબ્દ વેદની અંદર—ક્રાન્તદર્શી, સર્વજ્ઞ, એ અર્થમા વપરાય છે कविर्मनीषी परिभूः—ઇત્યાદિ इशावास्योपनिषद् મા પણ ભગવાન્ ભાષ્યકાર પણ આજ અર્થનો અંગીકાર કરેછે

સદ્ગુરૂને શરણ ગયા પછી કેવી રીતે આપણી ઇચ્છાને દર્શાવવી તથા પરમ પ્રાપ્તવ્ય વસ્તુ પ્રાપ્ત થાય ત્યા સુધી કેવી વૃત્તિનો ઉપાશ્રય કરવો એ શ્રુતિની અંદર સ્ફુટ જણાઇ આવેછે તેમ જ वाणीविलासद्वितीय पुस्तक મા "કહુછુ સાધકને" એ પદ વાચી સંશયરહિત થઈ ઉત્તરોત્તર પ્રયત્ન જીજ્ઞાસુએ જારી રાખવો

બીજા તથા ત્રીજા શ્લોકમા શ્રુતિ તથા અન્ય ગ્રંથના નીચે પ્રમાણે પ્રમાણ છે

परीक्ष्यलोकान्कर्मचितान्ब्राह्मणोनिर्वेदमायाति नास्त्यकृतःकृतेन । तद्विज्ञानार्थं सगुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥ तस्मैसविद्वानुपसन्नाय सम्यक्प्रशान्तचित्ताय शमान्विताय येनाक्षरपुरुषं वेदसत्यं मोवाचतां तत्त्वतोब्रह्मविद्याम्—(मुण्डकोपनिषद्)

"કર્મથી પ્રાપ્ત થતા સ્વર્ગાદિ લોકોનુ અનિત્યત્વ અનુમાન કરી જીજ્ઞાસુને એમ વિરાગ ઉત્પન્ન થાયછે કે કર્મવડે કારણ વસ્તુ જે નિત્ય છે તેનો અનુભવ થતો નથી તેથી તેને જાણવાને વાસ્તે હસ્તમા સમિધ્ લેઈ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ સદ્ગુરૂપાસે જાય છે તે

તત્વવિદ્ મહાત્મા, શરણુ આવેલો તે માણસ, જે શાંત ચિત્તવાળો છે તથા શમદમાદિથી યુક્ત છે, તેને નિત્ય અને સત્ય બ્રહ્મ જેનો પોતાને અનુભવ છે તેના યથાર્થ સ્વરૂપનો ઉપદેશ ઘણી ગ્ફુટ રીતે આપે છે."

चित्तस्यशुद्धयेकर्मनतुवस्तूपलब्धये—(विवेकचूडामणि)

"ચિત્તની શુદ્ધિને વાસ્તે કર્મ છે, પરંતુ વસ્તુની પ્રાપ્તિને અર્થે નથી."

(અપૂર્ણ)

---

॥ ॐ श्री ॥

# ॥ सजीव पदार्थनी उत्पत्ति. ॥

સર્વ પદાર્થની ઉત્પત્તિના હેતુરૂપ શ્રી બ્રહ્મા ભગવાન્ જેમનું માત્ર અદૃષ્ટવિશેષ છે એવા શ્રી મહાકાલ સ્વરૂપને પુનઃ પુનઃ નમન કરી તેમનાં અર્ઘ્યરૂપ આ વિષયનો આરંભ કરૂંછું.

સજીવ પદાર્થની ઉત્પત્તિનો પ્રશ્ન ઘણો વિસ્તારવાળો છે. 'મનુષ્યજાતિ અને તેના પ્રાથમિક ઉદ્ભવનો વિચાર' આ વિષયનું પ્રકરણ છે અને તેથી કરીને મનુષ્યજાતિના વિષયમાંનાં કેટલાક નિશ્ચયોનું અત્ર પુનઃ કથન કરવું પડે તો તેનાં સુજ્ઞવાચક વર્ગ દોષ ગણશે નહિ અને આદિથી અંતપર્યંત લક્ષપૂર્વક વાંચનારને તો સહજ સમજાશે કે આ વિષય ઉપર કહેલા વિષયનું કંઈ વિવરણ જ માત્ર કરતો નથી પરંતુ જગતના સર્વ પદાર્થોની ઉત્પત્તિ વિગેરેના ક્રમસંબંધી વિચારો દર્શાવે છે.

વિશેષમાં જીવ, જીવત્વ, ઈશ્વર, અંતઃકરણ, જીવનું અને જગતનું સૂક્ષ્મ સ્વરૂપ એ વિગેરેનું યથાર્થ જ્ઞાન આપનારી અધ્યાત્મ વિદ્યાના સંબંધમાં પાશ્ચિમાત્ય વિદ્વાનો કંઇ પણ જાણતા નથી, અથવા જાણેછે તો ઘણું જ અપૂર્ણ, એ પણ પ્રસંગવશાત્ બતાવવાનો આ નિબંધનો હેતુ છે.

હાલની ઇંગ્રેજી કેળવણી પામેલા અને પામતા ઘણા પુરૂષોનું એવું માનવું હોય છે કે 'પાશ્ચિમાત્ય વિદ્વાનો પ્રત્યેક વિષયનું સારી પેઠે અધ્યયન કરે છે, પછી પુષ્કળ વર્ષોપર્યંત નિરીક્ષા[1] અને પ્રયોગો[2]થી સિદ્ધ કરીને સ્વતંત્ર શાસ્ત્રો[3] પ્રત્યેક વિષયપર બાંધે છે. વ-

---

૧. ગુર્જરગીરામાં અદ્યાપિ સુધી બહુધા ન પ્રચલિત થયેલા શબ્દો ઘણે પ્રસંગે નવા ગ્રંથકારોને ઇંગ્રેજી વા ઇતર કોઇ ભાષાના શબ્દોના શુદ્ધાર્થ જણાવવાને યોજવા પડે છે. તેવા શબ્દો નવીન લાગવાથી તેમનો અર્થ સમજવો કઠિણ ન પડે તથા નિઃશંકપણે કનોના યોજેલા અર્થનું ભાન યથાર્થ રીત્યા કરાવે તેટલા માટે, તે ઈતરભાષાના શબ્દો નીચે આપવા ઉચિત ધાર્યુંછે; જેથી સાક્ષર વર્ગને પણ તે શબ્દ માન્ય કરવો કે નહિ તે વિચાર કરવા સાધન મળે. નિરીક્ષા—observation. ૨. Experiments. ૩. શાસ્ત્ર એ શબ્દ ઇંગ્રેજીભાષાના Science શબ્દના અર્થમાં વપરાય છે. શાસ્ત્ર એ શબ્દસાથે

જી તે તે વિદ્યાઓના અસંખ્ય ઉપાસકો પોતાના જીવનનો સઘળો અથવા ઘણો સમય નુતન પ્રયોગો કરવામાં વ્યતીત કરેછે. અને તેમાંથી સતત યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરી શકેછે. આમ છે તેથી જ દિનપ્રતિદિન તેમની અમૂલ્ય અને ચમત્કારિક શોધોથી પ્રત્યેક પુરૂષ સાનંદાશ્ચર્ય પામેછે. મોટી મોટી શોધો જે દેશોમાં થઇછે તે દેશોના મહાન્ પુરૂષોના જ્ઞાનના ભંડારરૂપ તેમની સઘળી વિદ્યાઓ ઘણી સારી રીતે પૂર્ણપણાને પામી હશે. સકળ વિષયોપર સ્વાનુભવથી લખનાર તે પુરૂષોની વાર્તામાં કિંચિત્ પણ અસત્ય તો સંભવેજ શેનું! તથા તેમનાં અનુમાનો તે જ વજનદાર અને અન્ય સઘળાં ગપ્પાં (પછી તે અન્ય અનુમાનો પોતાના અલ્પજ્ઞપણાથી વા તેના હેતુભૂત અન્ય અનુમાનો વા પ્રમાણોના અજ્ઞાનને લીધે ન સમજી શકાતાં હોય તોપણ હરકત નહિ)." આવા વિચારો આપણી હાલની પ્રજામાં ઘણે અંશે ઠસેલા પ્રતીત થાયછે. તેમાં જે પુરૂષો પોતાની મેળે ન સમજી શકે એવા હોય છે તે તેવા વિચારવાળા પુરૂષોના સહવાસથી, તેમના ઉંચા દરજ્જાથી, વા તેમના બોલવાની છટાથી ભોળવાય છે. આમ થવામાં તેઓનું પોતાનું અજ્ઞાન અને દુર્બળ હૃદય જ કારણ હોય છે. તેમને માટે શું કહેવું!! પરંતુ જે પુરૂષો અભ્યાસક્રમમાં જ આ દશાને પ્રાપ્ત થાયછે તેમના સંબંધમાં તેમનું અધૈર્ય હાસ્યાસ્પદ છે, એટલું જ કહેવું બસ છે. આવા પુરૂષો સમજે છે કે તેમને જ દૃઢ જ્ઞાન થયું છે. જે નિશ્ચયો તેમણે સ્થાપ્યા છે તે જ સત્ય છે. એ શિવાયના અન્ય સર્વ નિશ્ચયો જે તેમણે સાંભળ્યા નથી તથા જેમના ઉપર કિંચિત્ વિચાર પણ તેમણે કર્યો હોતો નથી, વા કિંચિત્ પણ ચર્ચા ચલાવી હોતી નથી તે સર્વ નિશ્ચયોને તેઓ અસત્ય માનેછે. તેઓ બે પક્ષને ન જાણનાર હોવાથી વાદ કરવાની યોગ્યતાવાળા તો હોતા જ નથી. કદાચ તેટલી શક્તિવાળા હોય છે તો તેમનાં માની લીધેલાં ખરાં અનુમાનોને સંપ્રમાણ સત્ય સિદ્ધ કરી આપવાનું સામર્થ્ય તો તેમનામાં ભાગ્યે જ હોય છે. સ્ત્રીના આગળ મિથ્યા શેખી મારનાર શ્રીભામિનીભૂષણના કૃષ્ણદાસજેવા તેઓ પોતાનું ચાલતું હોય ત્યાં જ ચલાવ્યા રહેછે. એવા પુરૂષોને શું કહેવું!! તેમનું અજ્ઞાન જ તેમને ભ્રમમાં દૃઢ કરી રાખેછે. ડા. ડાર્વીન[1] કોઇક પ્રસંગપર લખેછે કે 'વસ્તુનું અજ્ઞાન ઘણે પ્રસંગે

---

સામાન્ય રીતે પવિત્રતા તથા પૂર્ણતાનો ભાવ આર્યજનોના અંતઃકરણમાં ઉદય પામે છે. ઇંગ્રેજીમાં વપરાતો science શબ્દ તે તે વિદ્યાએ જેટલે અંશે હાલ ખેડાએલી છે, તથા જેટલાં અપૂર્ણ જ્ઞાનનો સમૂહ એકઠો થયો છે, તે દર્શાવે છે. તેથી science નું 'વિદ્યા' એ ભાષાંતર વધારે પસંદ પડે એવું છે અને તેથી અતઃપર વિદ્યા શબ્દ science ના અર્થનું વહન કરે છે એ લક્ષમાં રાખવું.

૧. માત્ર ગુજરાતી ભાષા જાણનારને વચ્ચે અટકવું ન પડે તેટલા માટે હમેશાં જેનું ભાષાંતર કરવામાં આવશે તેનું મૂળ નીચે આપીશું. ઘણે પ્રસંગે મૂળનો અર્થ બરાબર ન દર્શાવતાં કેટલાક લેખો તાણી તુસીને પોતાનાં મતનું સમર્થન કરેછે. એમ અત્ર નથી થતું એમ સુજ્ઞ વાંચનારને જાણવા સારૂ મૂળ આપવું એવો અમારો ઉદ્દેશ છે. "...but ignorance often begets confidence than does knowledge."

નિશ્ચયને જેટલો દૃઢ કરેછે તેટલો દૃઢ વસ્તુનું જ્ઞાન કરી શકતું નથી; અર્થાત્ અજ્ઞાત પુરૂષો પોતાના ખોટા નિશ્ચયોને એટલા આગ્રહપૂર્વક સત્ય સમજી પકડી બેસેછે કે તેટલા આગ્રહપૂર્વક સત્ય જ્ઞાનવાળા પુરૂષો પોતાના નિશ્ચયોને અન્યના આગળ પ્રતિપાદન કરી શકતા નથી.

એવા પુરૂષોને જ્યારે અન્યને કોઈપણ પ્રકારે પોતાના નિશ્ચયોની અસત્તા પ્રબોધતાં જોઇએ તો તો જાણવું જે હવે દુરાશાની પરાકાષ્ઠ થઇ. પરંતુ આવી દુરાશા તો કોઇક સ્થળે જ પ્રતીત થાયછે. આપણે એટલું તો ન્યાયબુદ્ધિથી કહી શકીશું કે કોઈપણ વ્યક્તિ અમુક શાસ્ત્ર (વિદ્યા) નું અધ્યયન કરે તે બુદ્ધિના વ્યયપૂર્વક કરવું ઘટે છે; જે વિદ્યાનું અધ્યયન કરવામાં આવે તે વિદ્યાના ગ્રંથો કયી દશામાં છે, અર્થાત્ તે વિદ્યા તરત જન્મ પામેલી કે યથાર્થ રીતે ખેડાએલી છે; તેમાં આપેલા નિશ્ચયો પરિણામી[1] છે કે તદ્વ્યતિરિક્ત અન્યની અપેક્ષાવાળા છે. તે નિશ્ચયો કેટલે અંશે સપ્રમાણ છે, તેમાં કરેલાં અનુમાનો સબળ કિંવા દુર્બળ છે, તથા ગ્રંથકારનો અમુક પ્રસંગે શું આશય છે, તે શું માનેછે અને શાની ઉપેક્ષા કરેછે, વિગેરે સમગ્ર વાર્તા લક્ષમાં રાખી તાત્પર્યનો નિશ્ચય કરવાનો છે. ઘણા ઇંગ્રેજી ભણનારા પુરૂષો આપ્રમાણે સૂક્ષ્મદૃષ્ટિથી અધ્યયન કરતા નથી એટલું જ નહિ પણ ઘણે પ્રસંગે તો ગ્રંથકારના ખરા અર્થને પણ પડતો મૂકીને તેના પ્રમાણરહિત અનુમાનરૂપે આપેલા વિચારોને નિશ્ચયરૂપ માનીને પ્રવૃત્તિ કરેછે. તેવા પુરૂષોને વાસ્તે પાશ્ચિમાત્ય વિદ્વાનોના જ શબ્દમાં તેમની વિદ્યાઓના નિશ્ચયોની અપૂર્ણતા, તથા પ્રત્યેક વિષયમાં તેમના હાલના જ્ઞાનની અવધિ, તથા તેમાં કરેલા નિશ્ચયોમાં પણ પ્રમાણો અને તર્કનો અભાવ, વિગેરે પ્રતિપાદન કરનારો એક સ્વતંત્ર ગ્રંથ લખવામાં આવે તો તેમના સામા શસ્ત્રરૂપ થઈ પડે ખરો.

કદાચ ઉપરનું લખાણ સખત અને વિસ્તારવાળું થઈ ગયું હોય તો તેનો સુજ્ઞ વાચકવર્ગ અલક્ષ કરશે એવી આશા છે. એ ઉપરથી એમ સમજવાનું નથી કે લખનાર પાશ્ચિમાત્ય ગ્રંથોપર તથા તેની ચમત્કારિક શોધોપર તિરસ્કારદૃષ્ટિથી જોયછે, અથવા તો તેઓની અસાધારણ મનોન્નતિની તેને પરીક્ષા નથી. મોટી મોટી શોધો કરનારા મહાન્ પુરૂષોને સર્વથા ધન્યવાદ ઘટે જ છે. તથા પ્રત્યેક વિદ્યાના નિશ્ચયો સિદ્ધ કરવામાં પડતા અસંખ્ય પ્રતિબંધોને દૂર કરવામાં જે ભગીરથ પ્રયત્ન તે પુરૂષોએ કર્યો છે, અને વર્તમાનકાળમાં પણ કર્યા જાયછે, તે શ્રમની ખાતર તેમની જે સ્તુતિ થાયછે તે યથાર્થ જ છે. પરંતુ હાલ જે ગ્રંથક બુદ્ધિથી તે શોધકો પોતાનો માર્ગ આગળ કાર્યા જાયછે, તેનું લક્ષપૂર્વક અવલોકન કરનાર કોઈ પણ વિચારવાન્ પુરૂષને જણાય એમ છે કે તેમની સર્વ વિદ્યાઓ હજી પૂર્ણપણાને પામી નથી, તેથી તેઓ તે તે વિદ્યાઓના પરિણામી નિશ્ચયો કરી શકયા નથી, તો પછી સર્વ વિદ્યાઓનાં તત્વો અને નિશ્ચયોના એકીકરણપૂર્વક કરવામાં આવતા નિશ્ચયવાળી સર્વમાં શેષપરીભૂત અધ્યાત્મવિદ્યામાં પરિણામી નિશ્ચયો તો તેઓ શું જ કરી શકે ? પદાર્થવિષયક વિદ્યામાં થયેલી આશ્ચર્યજનક શોધોથી મોહ પામી જવાનું નથી. સ્વભાવ[2] સ-

1. Final. 2. Natural science. કુદરત અર્થાત્ પ્રકૃતિ સંબંધિ. પ્રાણી અને.

બધી વિદ્યાઓમાં સાધારણ રીતે પ્રતીત થતી ક્રિયાઓ અને વ્યતિકરો[1] નાં વર્ણન વિના વધારે ઘણું થોડું જ છે. સૂક્ષ્મદર્શકયંત્ર આદિથી જોવામાં આવતી સૂક્ષ્મ વાર્તાઓનું વર્ણન કદાચ સામાન્ય પ્રેક્ષકને આશ્ચર્ય ઉપજાવે, પરંતુ પરિણામી નિશ્ચયો કરવામાં પ્રમાણોનો અભાવ હોવાથી જે છે તે માત્ર અનુમાનો, અને તે પણ વળી ટુંકા અનુભવ અને સૂક્ષ્મ નહિ એવા તર્કોને આધારે કરેલાં હોવાથી અસત્ય હોવાનો સંભવ પણ ઘણો. આ ટીકા કેટલે અંશે સત્ય છે તે નીચેનો નિબંધ વાંચનારને સ્થળે સ્થળે જણાશે.

આ સંસાર અનાદિ કાળથી વહેછે, અર્થાત્ આ જગતમાં પ્રાણીપદાર્થની સ્થિતિ કંઇ કાળથી છે. સ્મરણશક્તિઓલકાળ, જેને માટે કોઇ પણ પ્રકારનો નિશ્ચયાત્મક પુરાવો મળતો નથી, એ અનાદિકાળ છે, એટલે તેની કલ્પના પણ થઈ શકે એમ નથી. આખાં જગતનાં મૃત્યુની સરાસરી કાઢી જોઇશું તો પ્રત્યેક દિવસે તો શું પણ પ્રત્યેક કલાકે, મિનિટે અને સેકન્ડે આ ભૂલોક નામે પ્રાણીઓને વસવાના સ્થાનમાંથી ચેતનતાયુક્ત શરીરીઓ જડવત્ થતા આપણને જણાશે. આમ ને આમ એક જ પ્રકારની પ્રવૃત્તિ એક સરખી ચાલ્યાં કરતી હોત તો અનાદિ કાળથી વહેતો આ પ્રવાહ ક્યારનોએ બંધ થઈ જગતનો અંત આવી જાત. પરંતુ સાથે સાથે અન્ય અસંખ્ય પ્રવાસીઓનું આગમન પણ સાંભળવામાં આવેછે. મનુષ્યવર્ગમાં પુત્રપુત્રીરૂપ પ્રજાના જન્મ સર્વ માતાપિતાને વિઘમાન છે. તે જ પ્રમાણે પશુ પક્ષી વૃક્ષ વનસ્પતિ આદિ સર્વ જાતિઓમાં પણ આગમ અને અપાય ધર્મ પ્રવર્તે છે એ સર્વને જ્ઞાત છે. આમ પ્રાણીઓના સંહાર અને ઉત્પત્તિરૂપ દ્વિધા નિયમ એક જ સમયમાં પ્રવર્તે છે, તેથી આ પ્રવાહની અવધિ આવી જતી નથી. અને જ્યાંસુધી એ નિયમનું યથાવત્ પાલન થાયછે ત્યાંસુધી અવધિ ન જ સંભવે એ નિઃસંશય છે.

પરંતુ ઉત્પત્તિ, સ્થિતિ અને લયના વિષયરૂપ આ સમગ્ર પ્રાણીઓમાં મનુષ્ય પ્રાણીને વિચાર કરવાની શક્તિ, સ્મરણશક્તિ, કલ્પનાશક્તિ અને અનુમાન અથવા નિશ્ચય કરવાની શક્તિ વિગેરે જ્ઞાનોત્પાદક સાધનોનો સદ્ભાવ હોવાથી, અને કેટલેક વિરલ સ્થળે તે શક્તિઓની પૂર્ણદશા હોવાથી, સૃષ્ટિમાં દૃષ્ટિગોચર થતા પ્રત્યેક પદાર્થ અથવા ક્રિયા જોઇને, તેના પર વિચાર ચલાવી તેનાં કારણોઆદિના નિશ્ચયપૂર્વક અનુમાનો બાંધી અથવા તર્ક કરી તે તે પદાર્થ અથવા વ્યતિકરનું યથાર્થ જ્ઞાન મેળવવાની તેને ઇચ્છા રહેછે. તદનુસાર કોઇ પ્રસંગે વિચારતાં બુદ્ધિમાન્ સ્ત્રીપુરુષોને આ વિષયના સંબંધમાં સહજ વિચારો તથા શંકાઓ નીચે પ્રમાણે સ્ફુરે:—પ્રત્યેક નવાં ઉત્પન્ન થતાં પ્રાણીઓને માતાપિતા હોય છે. મનુષ્યવર્ગમાં જ માતાપિતા અને પુત્રપુત્રીસંબંધે પ્રજોત્પત્તિ થાય છે એટલું જ નહિ, પણ ગાયબળદ સર્વ નાના મોટા જોવામાં આવતા પ્રાણીઓ, જેમનામાં જીવત્વ અથવા

તત્સંબંધી સઘળી વિદ્યાઓ—જેવી કે Botany વનસ્પતિ વિદ્યા; Zoology પ્રાણીવિદ્યા, Physiology and Anatomy, ઇંદ્રિયવિજ્ઞાન અને શારીર વિદ્યા તથા Medical sciences સઘળા પ્રકારની વૈદ્યવિદ્યા વિ. ૧. Phenomena.

ચેતનાશક્તિ વિવિધ-પ્રકારે પ્રતીત થાયછે, તે સર્વમાં નવાં શરીરોની ઉત્પત્તિ માતાપિતાના પ્રજોત્પાદક દ્રવ્યથી જ થતી જોવામાં આવેછે. નાનામાં નાના કીટ, અથવા જંતુથી માંડીને મોટામાં મોટા કોઇ પણ પ્રાણીનું શરીર અન્ય ક્રિયાદ્વારા રચાયું જાણવામાં આવ્યું નથી. અથવા કોઈ શરીર પોતાની મેળે ઉત્પન્ન થયું પણ સાંભળ્યું નથી. પાશ્ચિમાત્ય વિદ્વાનોનો હાલ એ જ મતછે. સૂક્ષ્મદર્શકયંત્રની સહાયતા વિના ન જણાય એવા અત્યંત સૂક્ષ્મ પ્રાણીઓ અને વનસ્પતિમાં પણ ઘણે સ્થળે ઉત્તરોત્તર સજીવ પદાર્થોના સંયોગદ્વારા જ ઉત્પત્તિ થતી જોવામાં આવી છે. કદાચ કોઈ સ્થળે ખાસ સંયોગજેવી પ્રતીતિ નથી થતી પરંતુ મૃત પદાર્થોમાંથી સજીવ પદાર્થોની ઉત્પત્તિ, અથવા સ્વસમુદ્‌ભવ એટલે પોતાની મેળે રચાવું, સંભવતાં નથી એમ તે વિદ્વાનો સ્પષ્ટ માને છે. ડા. નિકલસન નામનો પ્રસિદ્ધ પ્રાણીવિદ્યાવેત્તા[1] પોતાના પ્રાણીવિદ્યા[2]ના પુસ્તકમાં લખે છેઃ—'એમ કહેવું જોઈએ કે પ્રાણીઓ અને વનસ્પતિનાં સાદામાં સાદાં રૂપો પણ સ્વસમુદ્‌ભાવિક[3] ઉત્પત્તિરૂપ ક્રિયાદ્વારા આ કાળે રચાય છે એમ માનવાને કાંઇ પણ યોગ્ય શાસ્ત્રીય આધાર નથી. પુનઃ જીવત્વવાન્ પરમાણુ પૂર્વ અસ્તિત્વમાં રહેલા સજીવ પરમાણુમાંથી જ નિત્ય ઉત્પન્ન થાય છે એમ માનવાને જોઇએ તેટલાં કારણોછે.'[4] પ્રાણીઓની ઉત્પત્તિ તો શું પરંતુ વનસ્પતિની ઉત્પત્તિ પણ એ જ પ્રમાણે થાય છે. ઉપરના વિચારમાં તેનો પણ અંતર્ભાવ સમજવો. ઉદ્‌ભિજ્જવર્ગમાં નવી વ્યક્તિની ઉત્પત્તિ એ જૂદા જૂદા પુષ્પોના પરાગ[5] અને બીજકોશ[6] ના સંમેલનથી ઉત્પન્ન થયલા ફળના બીજથી થાયછે. અર્થાત્ સર્વ પ્રાણીઓ અને વનસ્પતિ પૂર્વ વિદ્યમાન પ્રાણીઓ અને વનસ્પતિમાંથી જ ઉત્પન્ન થાયછે. કોઇ પણ અકરણ પદાર્થમાંથી સકરણ[7] પદાર્થની ઉત્પત્તિ થતી સાંભળી નથી. તેમ જ પૂર્વે વિદ્યમાન પણ હાલ નષ્ટ થઈ

1. Zoologist. 2. Zoology. 3. Abiogenitic generation or spontaneous generation એટલે પોતાની મેળે ઉત્પન્ન થવું તે. કોઇ પણ કારણ વિના ઉત્પન્ન થવું તે. એ તો સર્વથા કારણ અને કાર્યના અભેદ ભાવથી આપણને અમાન્યછે. સ્પષ્ટાર્થ એવો કે માતાપિતારૂપ ઉત્પાદક સત્તાનો જેની ઉત્પત્તિમાં અભાવ હોય એ પ્રકારનું.

૪. '...... it may be stated that there is not in the meanwhile any sufficient scientific basis for the belief that even the simplest forms of animal and vegetable life are at the present day produced by any process of abiogenetic generation. On the contrary there is every reason to believe that, ........ living protoplasm is now invariably derived from pre-existing living protoplasm.'

૫. Pollen પુષ્પમાંથી જે પીળો, અને ક્વચિત્ બીજા રંગનો, ધૂળ જેવો ભાગ ખંખેરતાંજ નીકળેછે તે.

૬. Ovary એ પુષ્પમાં સ્ત્રી અંગ છે. પરાગના સંમેલન પછી પક્વ થઈ શકે છે, એ વધીને ફળ થાય છે તે.

૭. સકરણ=organic. અકરણ=Inorganic, અર્થાત્ ધાતુપાષાણાદિ જેમાં જી

યેલા પ્રાણીઓ અને વનસ્પતિઓરૂપ પદાર્થો, જેમાંથી આ કાળે પ્રતીત થતા સજીવ પદાર્થો જન્મને પામ્યા છે, તે પણ કોઇ સજીવ અથવા સકરણ પદાર્થમાંથી જ જન્મને પામ્યા હોવા જોઇએ; અન્ય અકરણ પદાર્થમાંથી ઉત્પત્તિ માનવાને કંઈ પ્રમાણો નથી. એ વળી તેના પૂર્વે થયલા સજીવ પદાર્થોમાંથી, અને તે વળી તેના પૂર્વનાથી, એપ્રમાણે શ્રેણિ ક્યારથી શરૂ થઈ હશે એ કંઇ સમજાય એમ નથી. પણ એટલું તો સ્પષ્ટ જ છે કે જ્યારથી પ્રથમ ઉત્પન્ન થયેલાં સજીવ શરીરો આ ભૂમિપર પ્રકટ થયાં હશે ત્યારથી જ આ જીવના સજીવ પદાર્થોની ઉત્પત્તિનો આદિ સમય ગણાય. એ સજીવ શરીરોની ઉત્પત્તિ ક્યારે થઈ એ જાણવાની ઇચ્છાસાથે, પ્રથમ કયા કયા વર્ગના શરીરીઓ પ્રગટ થયા, આ કાળે પ્રતીત થતા સર્વ વર્ગના શરીરીઓ રચાયા હશે કે થોડા વર્ગના શરીરીઓ રચાયા હશે અને તેમાંથી અન્યોન્યસંમિશ્રણથી નવા વર્ગો પાછળથી બન્યા હશે, અથવા આદિકાળમાં પ્રત્યેક વર્ગના પુષ્કળ શરીરીઓ રચાયા હશે કે માત્ર એક જ જોડું રચાઇ પ્રજોત્પત્તિ થઈ સંખ્યામાં વૃદ્ધિ પામતાં પામતાં હાલ જણાતી અસંખ્ય સંખ્યા થઇ પડી હશે, આ વિગેરે ઇચ્છાનો પણ ઉદય થાયછે. પ્રથમ રચાયલા શરીરીઓમાં કેવા પ્રકારનો વધારો ઘટાડો ગયો થશે તથા આ જીવોના પ્રથમોત્પત્તિકાળથી આજ સુધીમાં કઈ કઈ રીતે ફેરફાર થયા હશે, વિગેરે હજારો પ્રકારની શંકાઓ ઉત્પન્ન થાય એમાં કંઈ આશ્ચર્ય નથી.

આ પ્રકારની અનેક શંકાઓનું સમાધાન મેળવવું યોગ્ય છે કે નહિ, પ્રાણીઓની ઉત્પત્તિનો ક્રમ જાણવાની ઇચ્છાથી અમુક માણસને શો લાભ છે? તથા તે ન જાણવાથી શી હાનિ છે?, એ શંકાનું સમાધાન જીવનાં કર્તવ્યની સિદ્ધિમાં કેટલે અંશે સહાયકારક છે એ વાતોને હાલ બાજુપર મૂકીએ. તોપણ એવા અને એ પ્રકારના અનેક મિથ્યા કૌતુહલને શમાવવાને, અને સર્વ શંકાઓના સમાધાનપૂર્વક યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવાને અનુભવિ તત્વવિત્ મહાત્માઓનો સહવાસ જ બસ છે. પરંતુ એ ઉપાય સર્વને ઉપલબ્ધ હોય નહિ અને ક્ષુદ્ર રૂચિવાળા પુરૂષોને અનુકૂળ લાગે નહિ. તેવા પુરૂષો પોતાની શંકાના સમાધાન અર્થે પાશ્ચિમાત્ય પુરૂષોના ગ્રંથ જોઈ વ્યામોહને પામે, તેઓને તેમ ન થાય એટલા જ માટે, પાશ્ચિમાત્ય વિદ્વાનોનાં અનુમાનો, વિષયની ગહનતા અને અનુભવની ક્યાશને લીધે કેવાં અયથાર્થ છે એ દર્શાવવાનો આ નિબંધનો હેતુ છે.

આ સજીવ પદાર્થની ઉત્પત્તિ કયે કાળે થઈ હશે એ ઇતિહાસદ્વારા તો ગમ્ય જ નથી. ઘણામાં ઘણાં આજથી ત્રણ હજાર વર્ષ પૂર્વનો ઇતિહાસ છિન્નભિન્ન દશામાં હોય લાગે એમછે. તે પરથી એમ માનવું કે તે પહેલાં પ્રાણી વા વનસ્પતિની સ્થિતિ નહિ હોય એ તો કેવળ અયોગ્ય જ છે, કારણ કે ઇતિહાસ જાણવાનાં સાધનોનો અભાવ પ્રાણી-

---

વનતત્વનો સદ્ભાવ નથી તે. સકરણ–ઇંદ્રિયવિશિષ્ટ–ચૈતન્યશક્તિયુક્ત–વનસ્પતિઓ અને પ્રાણીઓ, જેમનામાં જીવનતત્વનો સદ્ભાવ છે. કારણ કે જીવનતત્વની પ્રતીતિ કરાવનાર ઉત્પત્તિ, વૃદ્ધિ, વિપરિણામ, ક્ષય, અને જીવત્વનાશ અથવા મૃત્યુ, એ પાંચ નિયમો સકરણ પદાર્થને લાગુ પડેછે. અકરણને એ નિયમો સંભવતા નથી.

ઓની ઉત્પત્તિ થયા પછી ન જ હોય એ વાર્તા પણ સંભવે નહિ. અને ઐતિહાસિક પુરાવાથી જ્યાં સુધી આપણે ખાતરી કરી શકીએ નહિ કે અમુક સમય પહેલાં આ ભૂગોળપર પ્રાણીઓ અથવા વનસ્પતિ આદિ સંપૂર્ણ સજીવ પદાર્થોની વસ્તિ ન હતી ત્યાં સુધી એમ માનવા કરતાં ઇતિહાસની અપૂર્ણતા માનવી એ જ શ્રેષ્ઠ છે. આપણે તો અનાદિકાળથી આ સંસાર વહે છે એમ માનીએ છીએ. અને સિદ્ધ વસ્તુનેજ માનનાર પાશ્ચિમાત્ય વિદ્વાનો તથા તત્ તત્ વિદ્યાના ઉપાસકો તો સૃષ્ટિની ઉત્પત્તિનો કાળ નિરીક્ષા અને અનુભવથી નિશ્ચય થયો નથી ત્યાં સુધી અમુક સમય પહેલાં કંઇ હતું જ નહિ એમ કહી શકવાના નહિ. પાશ્ચિમાત્ય વિદ્વાનોની શોધો સૃષ્ટિના ઉત્પત્તિસમયનો વિચાર અથવા ચર્ચાપર્યંત પહોંચી નથી તો તત્સંબધે નિર્ણય તો સંભવે જ ક્યાંથી ? તેઓ સપ્રમાણ નિશ્ચય કરી શકશે એ પણ સંશયયુક્ત જ સમજવું.

જ્યારે ઇતિહાસથી અથવા અન્ય કોઈ પણ શાસ્ત્રથી એમ નિશ્ચય થઇ શકતો નથી કે અમુક કાળથી જ સૃષ્ટિનો ક્રમ શરૂ થયો હશે, ત્યારે એમ ધારવું કે અત્યંત લાંબા સ્મરણશક્તિબાહ્યકાળથી જગતનો પ્રવાહ શરૂ થયો હશે એ સર્વથા માન્ય જ ઠરશે.

આપ્રમાણે ઇતિહાસની સહાયતાવિના સજીવ પદાર્થની ઉત્પત્તિનો વિષય, સાધારણ દૃષ્ટિથી જોનાર પુરૂષને એટલો ગહન થઈ પડે છે તથા એ સંબંધમાં યથાર્થ નિશ્ચયો કરવામાં પ્રમાણોની ન્યૂનતા રહે છે કે કોઈ પુરૂષે એ વિષયમાં યથાર્થ નિશ્ચયો કરી તત્વ શોધી કાઢવું, એ આ કાળમાં મળેલાં જ્ઞાન અને અનુભવના પ્રમાણમાં કાગળની નૌકામાં સમુદ્ર તરવા સરખું છે. આમ છે તોપણ (પાશ્ચિમાત્ય) વિદ્વાનો કંઈ બેસી રહે એમ નથી. મોટા કે નાનો ગમે તે વિષય તેમના મગજમાં એક વાર સ્ફુર્યો કે સદ્ય તેના પર વિચારો ચલાવવા મંડી પડવાના. અને તે પ્રમાણે ઘણાએક પુરૂષોએ નિશ્ચય કરવા પ્રયત્ન કર્યો છે. તેમાંના ઘણાએ થાકી હારીને એ વિષય પડતો મૂક્યો છે તથા વિચાર અને તર્કમાં વધારે કુશળ અને કંઇ પણ પરિણામ લાવ્યાવિના પોતાની કૃતિને વૃથા ન જવા દેવાના આગ્રહવાળા પુરૂષોએ કેટલાએક વાદો ઉભા કર્યા છે. બધું મળીને ઇતર ભાષાઓમાં એટલું બધું લખાયું હશે, લખાયલું છે, કે તે સઘળું વાંચવાનો, અથવા તો તેના મુદ્દા અત્રે ટાંકવાનો અવકાશ એક જીંદગીમાં મળે એમ નથી. માટે આપણે તે મુખ્ય વાદોના સંબંધમાં લખતા ખાસ પ્રસિદ્ધ અને શ્રેષ્ઠ મનાતા પુરૂષોએ શા વિચારો કર્યા છે તે જ માત્ર તપાસીશું.

આ વિષયના સંબંધમાં ચર્ચા કરતાં ઘણા વિદ્વાન પુરૂષોને એમ ભાસ્યું છે કે આ કાળે જે વિદ્યાજ્ઞાન સંપાદન થયેલું છે તેને આધારે તથા પદાર્થ અને વ્યતિકરોનાં સ્વરૂપ, પરિણામ, આદિ નિશ્ચય કરવામાં અનુસરાતી પદ્ધતિઓની સહાયતાવડે સજીવ પદાર્થોની આદ્યોત્પત્તિ તથા પ્રાણી અને વનસ્પતિમાં જૂદા જૂદા થયેલા તે કાળના ફેરફારોનો નિશ્ચય આપણે કરી શકવાના નથી. સિદ્ધ પ્રાણીવિદ્યાવેત્તા ડા. નિકલસને લખ્યું છે કે—'સજીવ

પદાર્થનું મૂલ અથવા **જીવતત્વની પ્રથમોત્પત્તિના** વિચારમાં પ્રથમ એટલું ધ્યાનમાં રાખવું અવશ્યનું છે કે એ વિચારમાં બે પ્રશ્નોનો સમાવેશ થાયછે; જે બે પ્રશ્નો તદ્દન નિરાળા છે અને કોઈ પણ કારણને લઇને એક જ પ્રમાણથી નિશ્ચય કરી શકાય એમ નથી. આમાંનો એક પ્રશ્ન આદિકાળે પૃથ્વીપર સજીવપદાર્થોના ઉદ્ભવસાથે સંબંધ ધરાવનારો છે; અને આધમિક સ્વરૂપો શી રીતે ઉત્પન્ન થયાં એ પ્રશ્નનું સૂચન કરેછે. વિદ્યાની પદ્ધતિ પ્રમાણે આ પ્રશ્નનું **સમાધાન કેવળ અસાધ્ય છે.** કારણ ભૂસ્તરવિદ્યાથી સ્પષ્ટ જણાયછે કે સાક્ષાત્ વા પરોક્ષ શાસ્ત્રીય પુરાવો આપણને ઉપલબ્ધ નથી કે જેથી એ વિષયપર થોડી ઘણી સંભાવિત પ્રતિજ્ઞા[૧] શિવાય વધુ સત્યપણે કહી શકીએ. ॥[૨]

આ મત માત્ર ડા. નિકલસનનો એકલાનો જ છે એમ નથી. એ મતને મળતા અન્ય ઘણા વિદ્વાનો છે. પ્રો. ઓઅન, એગાસીઝ ઈત્યાદિ પ્રસિદ્ધ સૃષ્ટિશાસ્ત્રવેત્તા[૩]ઓ પોતાના ગ્રંથોમાં સ્પષ્ટ લખે છે કે જીવોની ઉત્પત્તિ અને તત્સંબંધી ફેરફારનો વિષય એટલો અગમ્ય છે કે આપણે તે જાણી શકવાના નથી. તે સર્વના સ્વતંત્રમતો ટાંકી અત્ર લંબાણ કરવું ઉચિત ધાર્યું નથી. સુજ્ઞ વાચકને એટલું કહેવું બસ છે કે તેમાંના ઘણા વિદ્વાનોના વિચારોનો યથોચિત અભ્યાસ કરીને, તેના મનનરૂપ આ વિષય લખાયો છે.

હવે કેટલાક વિદ્વાનોએ 'પ્રાણીઓની ઉત્પત્તિનો વિષય ગુહ્ય છે, મહા પ્રયત્ને પણ પાર પામવો દુર્લભ છે' એમ ધારી ન બેસી રહેતાં, પ્રતિબંધોથી હાર્યાવિના, મંડ્યા રહીને, એ પ્રશ્નનો સંબંધમાં જે અનુમાનો કર્યા છે તેપર લક્ષ કરીએ. સકળ જીવન એ એક જ વિષયના ચિંતનમાં તથા તેમાં હેતુભૂત પ્રાણીઓની નિરીક્ષામાં વ્યતીત કર્યું છે જેમણે એવા સૃષ્ટિશાસ્ત્રવેત્તાઓના તર્કોથી ભિન્ન ભિન્ન વાદો થયા છે. તેમાં પહેલે નંબરે 'પ્રાણીઓની જાતિનું ઉત્તરોત્તર સંક્રમણ અથવા જાતિઓનું સ્વરૂપાંતર થઇ નવી જાતિઓની ઉત્પત્તિ,[૪]

---

૧ Hypothesis. ૨ "with regard to the origin of living matter or in other words of the *origin of life* it is to be noted that the question is one involving two separate problems, which are essentially distinct and which under no circumstances can be solved by similar means. One of these problems relates to the origin of life upon the Earth in the beginning and deals with the question how the primordial living beings are produced. The solution of this problem is to far as science is concerned, *altogether impracticable*, since Geology has rendered it abundantly plain, that we need never hope so find, scientific evidence direct or indirect; which would justify us in forming anything beyond a more or less probable hypothesis on the subject. ૩. Naturalists. ૪. Evolution of Species or Mutability of speciesin the formation of new species.

એછે. એ વાદને નિરૂપણ કરનારા (સ્થાપનારા અથવા માનનારા) અર્વાચીન સમયના પાશ્ચિમાત્ય વિદ્વાનોના અગ્રગણ્ય ડા. ડાર્વીન, હર્બર્ટસ્પેન્સર અને એના અનુયાયીઓ છે. તથા થોડે દરજ્જે પ્રો. હક્સલી, લેનબેર ઇત્યાદિ છે.

ડા. ડાર્વીનનો સિદ્ધાંત ટુંકામાં આ પ્રમાણે છે—'તેથી એક જ મહાવર્ગ (પ્રાણીઓની જાતિનો પાંચ છ અથવા નવ મહાવર્ગમાં અંતર્ભાવ કર્યો છે)ની સર્વ વ્યક્તિઓને સ્વરૂપાંતર સહિત ઉત્તરોત્તર સક્રમણવાદ લાગુ પડે છે, એમ કહેવામાં મને કંઇ શંકા નથી. પ્રાણીઓ ચાર પાંચ આધસૃષ્ટાઓથી અને વનસ્પતિ એટલા જ અથવા ઓછા આધસૃષ્ટાઓથી ઉત્પન્ન થયાં હશે એમ હું માનું છું.'[1]

(અપૂર્ણ.)

---

# श्रीत्रिभुवनविजयीखड्ग.

( અનુસંધાન વર્તમાન ૩૫ના પૃષ્ટ ૭૯ થી )

નિત્ય પ્રાતઃકાળમાં કરવાયોગ્ય ઇષ્ટસ્મરણાદિ કાર્ય કરીને પછી ત્યાંથી આગળ ચાલવા નિકળ્યો. રાત્ર પડે ત્યાં વાસ કરૂં અને દિવસે ચાલું. એમ કરતાં માર્ગમાં ઘણા દિવસ વ્યતીત થયા. સ્થળે સ્થળે સ્ત્રીઓતથા પુરૂષોના પ્રતિ લક્ષ કરતો મારી ધારણા પાર પાડવાની આશામાં ને આશામાં હું ભ્રમણ કરતો ચાલ્યો. મારી સઘળી ક્રિયાઓ આ ક્ષણપર્યંત ઇચ્છિત ફળને આપનારી ન નિવડી એ જાણીને મને ઘણો ખેદ મનમાં પ્રતીત થતો. પણ નાના પ્રકારના વિચારને કરીને હું મનને પુનઃ પુનઃ સમાધાનમાં સ્થાપતો. મારી અજ્ઞાનતાને હું સમજીને મને પોતાને ઘણી વાર ધિક્કારતો.

"આ સંસારમાં મોહક પદાર્થના અસ્તિત્વથી જ જીવની મોહમાં પ્રવૃતિ થાય છે, અને તેથી જ આ સંપૂર્ણ જીવો દુઃખને પ્રાપ્ત પ્રતીત થાય છે," એવા વિચારથી પ્રસંગે પ્રસંગે હું આ સંપૂર્ણ મોહક પદાર્થનો નિરસ્કાર કરતો, તથા મનને સદા નિર્મોહ રાખવા યત્ન કરતો. પરતુ આ મન કે જે મોહમાં જ ગર્ક થઇ રહ્યું હતું તે નાના પ્રકારના તર્કવિતર્ક કરીને પાછું મોહક પદાર્થમાં જ સુખનું ભાન કરતું હતું. જ્યારે જ્યારે હું આ શરીરપ્રતિ લક્ષ કરતો ત્યારે ત્યારે મને અધિક ક્લેશનું ભાન થતું. હું વિચાર કરતો કે "અરેરે!! આ શરીરની સ્થિતિપર્યંત જ આ સંપૂર્ણ ભોગનો ઉપયોગ છે. આ શરીર પ્રત્યેક ક્ષણે ક્ષીણતાને પ્રાપ્ત થતું જાય છે. આયુષ્ પોતાની મેળે પોતાના "ક્ષયના ક્રમમાં વહ્યા જ કરેછે, તેને હું અલ્પજ્ઞ જાણતો નથી. આમ છતાં પણ જાણે ચિરકાળ આ શરીર રહેશે

---

1. Therefore I cannot doubt that the theory of descent with modification embraces all the members of the same great class or kingdom. I believe that animals are descended from only four or five progenitors and plants from an equal or less number.'

અને હું ભોગ મેળવીને સદા ભોગવીશ એવું ભાન વૃથા કરૂંછું. પાણીના પરપોટાજેવું અને કરમાઈ જવાના ક્રમઉપર જતા ખીલેલા ફુલજેવું આ શરીર કાંઇ ભોગની વાટ જોતું પોતાના ક્ષયને અટકાવી શકનાર નથી; તેમજ રોગના ઘરરૂપ આ શરીર ભોગની પ્રાપ્તિના સમયે રોગરહિત રહી ભોગ ભોગવવા અવશ્ય સમર્થ થશે એવો પણ નિશ્ચય કરી શકાતો નથી. વળી સંસારમાં ઘણે સ્થળે અનુભવાય છે કે ભોગપ્રાપ્ત ઘણા રોગી હોયછે અને ભોગરહિત દરિદ્રી ઘણા નીરોગી સરખા હોયછે. આમ છતાં પણ ભોગી થવાની ઇચ્છા મારાથી તજાતી નથી. આ મારી પ્રથમાવસ્થા છે. એમાં ધાર્યો અર્થ સિદ્ધ કરવાનાં પ્રયત્નને આરંભવા ઉચિત છે. તે ન કરતાં હું રાત્રદિવસ એક તુચ્છ વિષયની આશામાં ને આશામાં ભમુંછું એ અત્યંત ખોટું છે. આ પ્રકારે જાણતાં છતાં પણ હું અનર્થથી પાછો ફરવાનો નિશ્ચય કરતો નથી. અહો ! આ મારી મતિ કેવી જડ થઇ ગઇ છે !" આ વિગેરે અનેક પ્રકારના વિચારને કરતો હું દિગ્મૂઢ સરખો કોઈ કોઇ સ્થળે ઉભો રહેતો. શરીરને શક્તિહીન થયેલું અનુભવી વળી કોઇ સ્થળે બેસતો. એટલામાં વળી મારા ઉત્સાહરહિત થયેલા અંતઃકરણમાં અચાનક વેગ પ્રાપ્ત થતો, અને હું આ પ્રકારના વિચારમાં પ્રવેશ કરતો.

"અરેરે !! આ મારા દુર્બળ અંતઃકરણને ધિક્કાર હજો. આ શરીરની આસક્તિ તથા ભોગમાં પ્રીતિનો હું તિરસ્કાર કરૂંછું પણ મનથી તેનો ખરો તિરસ્કાર ઉપજ્યો નથી. મારી આ અવસ્થા પણ વિરાગને અનુકૂળ નથી. મારૂં આ કાયરપણું કંઇ વિરાગનું સ્વરૂપ નથી. હું ક્ષત્રિય પુરૂષ છતાં ધૈર્યગુણનો નાશ કરનાર આ વિચારોને વશ થઉંછું એ અત્યંત દુર્ઘટ છે. આ જગતમાં એવો કયો પદાર્થ છે કે જે આદર કરનાર ધીર પુરૂષ પ્રાપ્ત કરી શકતો નથી. હું મિથ્યા મરણના ભયથી શિથિલ થાઉંછું. પણ વસ્તુવિચાર કરતાં આ વિશ્વમાં મરણ એવો કોઈ પદાર્થ જ નથી. મરણ એ તો માત્ર આ પદાર્થોને પ્રાપ્ત થતી વિવિધ અવસ્થાઓમાંની એક અવસ્થા છે. એ મરણાવસ્થા પદાર્થ માત્રને સ્વભાવથી જ આવી પ્રાપ્ત થાયછે. એ મરણના ભયથી વ્યાકુળ થતો તથા નિરંતર મરણ આવશે, મરણ આવશે એવો વિચાર કરતો પુરૂષ ક્રમે કરીને નિર્વીર્ય થાયછે, તથા ક્ષય થતા આયુષ્યમાં કોઈ પણ ઉત્તમ પુરૂષપ્રયત્નને સાધી શકતો નથી. પ્રાપ્ત સુખને સુખરૂપે ભોગવી શકતો નથી. આનંદ તથા ઉત્સાહથી ભ્રષ્ટ થનો ક્ષીણ બળ થાય છે. ભોગ તથા મોક્ષનાં સાધનોમાં પણ તે મરણના ભયમાં ગ્રસ્ત થયેલ પુરૂષ નિઃશંકપણે પ્રવેશ કરી પારને પામી શકતો નથી. ઘણે કાળે સિદ્ધ થનાર કાર્યોના આરંભમાં પ્રવેશ કરતો નથી. એવો પ્રમાદાદિ દોષોને વધારનારો તે ભયભીત પુરૂષ સજ્જનોની કે પરમેશ્વરની પ્રીતિને સંપાદન કરી શકતો નથી તથા પ્રાપ્ત અર્થધર્મેદ્રિયબળને પણ ખોઈ નાંખેછે, એટલું જ નહિ પણ એ પ્રકારે અનેક પ્રકારની દોષની પરંપરાને પ્રાપ્ત થતો તે પુરૂષ આ લોકપરલોકના સુખથી તથા અલૌકિક સુખથી ભ્રષ્ટ થાયછે. આમ છે માટે મારે હવે એ પ્રકારના વિચારને વશ થવું ઉચિત નથી. હું કે જે મરણને પણ તૃણની પેઠે લેખનાર ક્ષત્રિય છું તેણે તો સદા નિર્ભયપણે ધારેલાં કાર્યને પાર પાડવામાં જ મચવું ઘટે

છે. આ માર્ગમાં મસ્તકે હાથ દઈને બેસી રહેવાથી તથા કેવળ મનના પરિશ્રમરૂપ વિચાર માત્રને કરવાથી મારો એકે અર્થ સધાવો સંભવતો નથી." એવો વિચાર કરીને વળી આગળ ચાલવા લાગ્યો. આગ્રહથી આગળ માર્ગ કાપતો એક દિવસ એક નગરસમીપ પાંથશાળામાં રાત્રે રહ્યો. ત્યાં મનુષ્યોની ભારે ભીડ હતી તેથી જોઈએ તેવું એકાંત સ્થળ મળ્યું નહિ. તોપણ એક ખૂણામાં મેં આસન કર્યું. શ્રમિત હોવાથી મેં તે સ્થળે પાત્રમાં અન્નજળ ઉપજાવી ગ્રહણ કર્યાં. કોઈ ખળ પુરૂષ સમીપમાં હશે તેણે મારા પ્રતિલક્ષ રાખીને જોયું તથા જાણ્યું કે આ પાત્રમાં અન્નજળ નહિ છતાં એણે શી રીતે ઉપજાવી લીધાં! ગમે તેમ હોય પણ એ પાત્રમાં કાંઈ પણ મહત્વ છે. આ પ્રકારની વૃત્તિથી તે દુષ્ટ પુરૂષે મારા નિદ્રાવશ થયાપછી તે મારૂં જીવનના આધારરૂપ પાત્ર લઈ લીધું. અને તે રાત્રમાં જ ઉઠીને કોઇ એક માર્ગે ચાલતો થયો. પ્રાતઃકાળ થવા પૂર્વે જ્યારે હું જાગ્રત્ થયો ત્યારે તાક્ષણ મને જણાયું કે મારૂં પ્રાણપ્રિય પાત્ર હરાયું છે. જેમ મહાધનનો કે પ્રિય સ્ત્રીપુત્રાદિ પદાર્થનો નાશ થાય ને મહા શોક પ્રવર્તે છે તેમ મારા અંતઃકરણમાં એકદમ શોક પ્રસરી ગયો. મેં આસપાસ સઘળે ફરીને જોયું પણ જે દુષ્ટ મનુષ્ય મારા સમીપમાં હતો તે જણાયો નહિ. મેં તેની આસપાસ શોધ કરી પણ હું નિષ્ફળ થયો. આ મારૂં દુઃખ હું કાંઈ આગળ કહી શકયો નહિ. મારૂં હૃદય અગ્નિ વિના પણ અંતરમાં દગ્ધ થતું ભાસ્યું. મારા ચરણ સામર્થ્ય છતાં પણ જાણે ભાગી ગયા હોય એમ ભાસ્યું. નેત્રમાંથી ડબડબ અશ્રુના બિંદુઓ ખરવા લાગ્યા, અને ચિત્તભ્રમવાળા મનુષ્યસરખો થઈને હું પાંથશાળાથી થોડે અંતરે એક વૃક્ષતળે જઇને બેઠો. થોડો કાળ શૂન્યરૂપ થઇને બેસી રહ્યા પછી આ પ્રકારના વિચાર મને સ્ફુર્યા.

"અહોહો!! મનુષ્ય જેમ જેમ દુઃખથી ત્રાસ પામેછે તેમ તેમ દુઃખ તેની પાછળ લાગેછે એમ જણાયછે. અનેક દુઃખમાં ગ્રસ્ત થયેલો છતાં હું એક આ પાત્રના બળથી મને મહા સુખી માનતો હતો તે પાત્ર પણ મારી પાસેથી ગયું. હવે શું કરવું? લોક કહેછે કે 'અતિ ઋણી ને ઋણ શું અને અતિ દુઃખી ને દુઃખ શું' એવું મારે આજ થયું છે. હવે મારે ઈશ્વર વિના કોઇનો પણ આધાર રહ્યો નથી. અરેરે! મેં વાહન શસ્ત્ર સુવસ્ત્ર તથા અલંકાર એ સર્વ છોડયું તોપણ મને ભયની નિવૃત્તિ થઈ નહિ. હવે પાછાં વળતાં એ રાજાને હું શું ઉત્તર આપીશ. એ રાજા ભલો છે. મને વિશ્વાસપાત્ર જાણેછે તથાપિ આ પાત્રના સંબંધમાં મારૂં વચન સત્ય માનશે નહિ. એ મોઢે નહિ કહે તોપણ પોતાના મનમાં સમજશે કે આ પાત્ર ઓળવવાનો એણે ઉપાય કર્યો છે. હવે પછી એવા પદાર્થના સંબંધમાં મારો ભરોંસો કરશે નહિ. હશે જે સર્વાધિપતિ ઈશ્વરને યોગ્ય જણાયું તે ખરૂં. આથી પણ હવે મારે નિરાશ થવું ઘટતું નથી. આ સંસારમાં ઘણા બાળકોને જન્મ આપીને તત્કાળ માતા મરણ પામેછે તથાપિ તે બાળકો ઉછરેછે તો હું કે જેને વાણી છે, હાથ પગ છે, શરીરમાં સામર્થ્ય છે, તેણે માત્ર પોતાનું ઉદર ભરીને જીવવું એ કાંઈ કઠિણ વાત નથી. આજે હું સેવાધર્મને સ્વીકારૂં તોપણ સમર્થ છું. ભિક્ષા માગું તો સ્વધર્મ નથી

છતાં મેળવી શકું એમ છે. તો મારે આ પાત્ર માત્રના જવાથી દીન સરખા થવું સંભવતું નથી. મને પ્રવાસમાં પાત્રવિના અડચણ તો ઘણી પડશે પણ હવે જેનો ઉપાય નથી તેનો શોક વૃથા છે. મરણ પામેલાં પ્રિય સંબંધીઓ પુનઃ પ્રાપ્ત થતાં નથી; તેના સંબંધમાં જેમ વિવેકવિચારથી મંત વાળવું પડેછે તેમ આ પાત્રસંબંધમાં પણ મન વાળ્યા વિના છુટકો નથી. બીજાના હાથમાં ગયું છે તે કદાચિત્ પણ પાછું મળવાનો સંભવ છે માટે મારે હવે છેક શિથિલ થવું ઉપયોગનું નથી." આ પ્રકારે વિચાર કરી સાવધાન થઇને હું માર્ગે પડયો. આ સમીપની વસ્તીમાં પ્રવેશ કરીને ઘટતી તપાસ કરતો બહાર નિકળ્યો. દૈવગતિથી મને એક દેવમંદિરમાં પ્રસાદ મળ્યો. મેં પણ સમયનો વિચાર કરીને તે ગ્રહણ કર્યો અને પછી વિરક્તની પેઠે વસ્તી ત્યજીને ચાલતો થયો. માર્ગે ચાલતાં ક્ષણે ક્ષણે મને પાત્રનું સ્મરણ થતું તથા અંતરમાં ચણચણાટ થતો પણ વળી તેનું વિસ્મરણ કરતો. દૈવયોગથી હું રાજમાર્ગ છોડીને વિચારમાં ને વિચારમાં વનની વાટે ચઢી ગયો. જ્યારે વધારે આગળ ચાલ્યો અને સાયંકાળનો સમય થવા આવ્યો ત્યારે મને ગ્રામનું સ્મરણ થયું. આસપાસ ઘણે અંતરે દૃષ્ટિ નાંખી પણ ગ્રામ જણાયું નહિ. આગળ ચાલ્યું પણ ગ્રામ ન જણાયાથી દુઃખ ધરવા લાગ્યો કે અરે! હું રાત્રે શું ખાઈશ? કૂવામાંથી જળ કાઢવાની દોરી પણ મારી પાસે નથી. સૂર્ય અસ્ત થયા. વૃક્ષઉપર પક્ષિઓ પોતપોતાનાં રાત્ર ગાળવાનાં સ્થાનોમાં સાવધાનપણે પ્રવેશી બેસવા લાગ્યા. ચંદ્રનો ઝાંખો પ્રકાશ છવાવા લાગ્યો. વનવાગળાં વિગેરે રાત્રે ચરનારાં પક્ષિઓ પોતાના આહારમાટે આગળ પાછળ વિચરવા લાગ્યાં. સૂર્યના તાપથી તપેલી પૃથ્વી ઉષ્ણતા ત્યજીને ધીરે ધીરે શીતળ થવા લાગી. દિશાઓમાંથી મંદમંદ શીતળ વાયુ વાવા લાગ્યો અને શ્રમિત થયેલા મારા ચરણો મંદ ગતિ કરવા લાગ્યા. આહારની ચિંતામાં મન આકુળવ્યાકુળ થવા લાગ્યું. રાત્ર ગાળવાનાં સ્થાનસંબંધી વિચાર કરવા લાગ્યો. દિશાઓ શૂન્ય સરખી ભાસવા લાગી. આમ છતાં પણ માર્ગ કાપ્યા વિના છુટકો નથી એમ સમજીને બળાત્કારથી પગનો વેગ વધારી ચંદ્રના જામતા પ્રકાશમાં ચાલવા લાગ્યો.

હે મહાત્મન્! આપ્રમાણે ચાલતાં ચાલતાં જ્યારે મધ્ય રાત્રનો સમય થવા આવ્યો ત્યારે હું છેક શ્રમિત થયો. પગ અટક્યા. એક વૃક્ષ અનુકૂળ પડતું આવ્યું તેના ઉપર ચઢીને એક શાખાઉપર બેઠો. નાના પ્રકારના વિચારને વશ થયો. ક્ષુધાતૃષા પણ પીડવા લાગ્યાં. ઈશ્વરની સ્તુતિ કરતો મારા દુર્ભાગ્યને નિંદતો શાખાપર બેઠો બેઠો આસપાસ કાંઈ ફળની આશાથી પત્રના પૂથમાં હાથ નાંખી તપાસવા લાગ્યો. સમીપમાં કાંઇ હાથ ન ચઢવાથી લગાર આગળ વધવા લાગ્યો. કંઠ સુકાતો પ્રતીત થવાથી અને ફળ ન જડવાથી પત્ર ચાવવા લાગ્યો, પણ કર્મફળપ્રદાતાને હું દુર્ભાગીની દયા પ્રાપ્ત થઇ. બે ચાર પત્ર મુખમાં મૂકી ચાવતો આગળ હાથ નાંખ્યું તો પાંચ ફળ જેમાં લાગેલાં હતાં એવી એક લુમ મારા હાથમાં આવી. તે લેઇને અધિક લોભનો ત્યાગ કરીને પાછો મૂળ સ્થળે આવીને વનવાસીની પેઠે તે ફળને ખાવા લાગ્યો. એ ફળથી મારી ક્ષુધા તથા તૃષા ઘણે અં-

શે શાંત થઇ ગઈ. પછી પરમેશ્વરનું સ્મરણ ચિંતન કરતાં આસનને શાખાના આશ્રયથી દઢાવી નિદ્રાવશ થયો. ક્ષણે ક્ષણે પક્ષિઓના ખડખડાટથી જાગતાં જેમ તેમ કરી રાત્ર વ્યતીત કરી. પ્રાતઃકાળના સંધિએ ત્યાંથી ઉતરીને મેં આગળ ચાલવા માંડયું. જલનું સ્થળ શોધતો આહારની પણ ઇચ્છાવાળો હું માર્ગ કાપતો ચાલ્યો. ચાલતાં મધ્યાહ્ન થયા પણું જળ જણાયું નહિ. મનમાં અકળાયો. ઇષ્ટનું સ્મરણ કરતો ચાલ્યો. સમીપમાં ગ્રામ આવશે એવી આશા બાંધવા જેવું કોઈ ચિહ્ન જણાયું નહિ; પછી પક્ષિઓને જતાં આવતાં જોઇ તે તરફ જળની આશાથી વળ્યો. લગભગ એક પ્રહર ચાલ્યો ત્યારે મને જળની પ્રતીતિ થઇ. સમીપ જઈ જોયું તો શુદ્ધ જળનો પ્રવાહ એક નાના ડુંગરાની એમાંથી નિકળતો જણાયો. ત્યાં મેં મળશુદ્ધિ તથા દંતધાવન આદિ સઘળા શરીરની શુદ્ધિ માટેના સ્નાનપર્યંતના વ્યવહાર સાધી લીધા. મારી પાસે જળ ભરી લેવાને પાત્ર પણ ન હતું તેમ જ આહાર કરવાનું પાસે નહિ હોવાથી તૃપ્ત થઇને ત્યાંથી જ જળપાન કરી લેવાનું પણ મને એમ નહોતું. આસપાસ ફળફળાદિની શોધ કરી પણ તેમાં નિષ્ફળ થયો.

વિશ્વવ્યવસ્થાપક ઈશ્વરનું સ્મરણ કરતો ત્યાંથી આગળ માર્ગને અતિક્રમણું કરતો ચાલ્યો. અંતરમાં ક્ષુધારૂપે જઠરાગ્નિ દગ્ધ કરવા લાગ્યો. માનસાગ્નિ પણ નાના સ્ફુરણજન્ય સંતાપદ્વારા દગ્ધ કરતો પ્રતીત થતો હતો, અને તે જ પ્રમાણે ક્રમે કરીને વસુધાને તપ્ત કરી રહેલા સૂર્યે પણ પોતાનાં કિરણદ્વારા મારા પ્રતિ અગ્નિ વર્ષાવ્યો હતો. આ પ્રકારના ત્રિવિધ અગ્નિથી પ્રજ્જ્વલેલો હું આગળ ચાલ્યો ત્યાં દિવસનું ઉત્તરાર્ધ જેમ જેમ પોતાના અંત ઉપર આવતું ગયું તેમ તેમ તે બહારનો તાપ તો ન્યૂન થતો ગયો, પણ અંતરનો અગ્નિ તો ક્રમે કરી બલવાન્ થતો ચાલ્યો. ક્ષુધાની પીડાથી શરીરમાં શિથિલતા જણાવા લાગી. ચરણ ચાલતાં અચકાવા લાગ્યાં. તોપણ જીવવાની આશાવાળો હું કઠિન મન કરીને તણાતો ચાલ્યો. દૈવગતિથી મને આગળ ચાલતાં સારાં ફલવાળાં વૃક્ષો જણાયાં. વિવિધ રસનાં ફલોને મેં વૃક્ષઉપરથી ત્રોડીને તૃપ્ત થતાપર્યન્ત ખાધાં અને લગાર વિશ્રાન્તિ લેઇને પછી પાછો વેગવડે ચાલવા લાગ્યો. માર્ગમાં આ પ્રકારના વિચાર અંતરમાં સ્ફુર્યા.

"અહો! આ અદૃષ્ટની જાતિ વિલક્ષણ છે. જ્યાં ત્યાં ઇષ્ટઅનિષ્ટ ફલને અણચિન્તવ્યાં આણી એ ભોગવાવે છે. આ જીવો પોતે સ્વતંત્ર નથી એમ જાણેછે પણ જે અદૃષ્ટને અધીન તેઓ વર્તે છે તે અદૃષ્ટના સ્વરૂપને જાણતા નથી. એ અદૃષ્ટ જ આ જીવોને જન્મથી આરંભીને મરણપર્યન્તની તથા મરણથી આરંભીને પુનઃ જન્મપર્યન્તની સંપૂર્ણ સ્થિતિમાં જોડે છે. આ હું કે જે અરણ્યમાં ભટકતો થયો છું તે પણ એ વિલક્ષણ બલવાળા અદૃષ્ટની સત્તાથી જ થયો છું. મને જે જે કષ્ટના કે સુખના પ્રસંગ આવે છે તેને પણ એ અદૃષ્ટ જ આણનાર છે. હવે પછી પણ મારી મરણપર્યન્તના કાળમાં થનાર સંપૂર્ણ સ્થિતિ એ અદૃષ્ટને અનુકૂલ જ થનાર છે. અદૃષ્ટની ગતિમાં ફેરફાર કરનાર કોઈ બલવતી સત્તા હશે, પણ તેને આ ક્ષણપર્યન્ત હું જાણતો નથી. દુઃખને તથા દુઃખનાં કારણોને જાણનાર વિચારવાન્ મનુષ્યો દુઃખની ઇચ્છા નહિ છતાં પણ દુઃખની મર્યાદામાં પ્ર-

વેશ છે, તથાં સુખની ઇચ્છાવાળા સુખને તથા સુખનાં કારણને જાણનાર પ્રાપ્તવિવેક પુરૂષ પણ પ્રસંગે સુખથી ભ્રષ્ટ થાય છે એ વિલક્ષણ કાર્ય કરનાર પણ આ બલવતી અદષ્ટરૂપ સત્તા જ છે.

અરેરે! આવી ધકલ અદષ્ટ સત્તાને અધીન વર્તતો હું દષ્ટિચ્છતાર્થને ક્યારે પામીશ તેનો નિશ્ચય કરી શકતો નથી તો બુદ્ધિમાન્ પુરૂષોનો એવો નિયમ છે કે 'ઘણું કરીને કોઈ તેવાં કાર્યનો આરંભ કરવો નહિ અને આરંભ કરવો તો પછી તેના અંતપર્યન્ત પાછા હઠવું નહિ.' આમ છે માટે હવે ધૈર્ય મુકવામાં કાંઈ ફલ નથી. આ સંસારમાં વિલક્ષણ ધૈર્યબલવાળા પુરૂષો જ ત્રિલોકીમાં પોતાની યશકીર્તિને સ્થાપનાર થાય છે. આ શરીરમાં સઘળા પ્રકારનાં સામર્થ્યનો નિર્વાહક હેતુ એ ધૈર્યબલ જ છે. રણમાં જય પામનાર, વ્યાપારમાં લાભ મેળવનાર અને તપમાં ઇષ્ટ પ્રસન્ન કરનાર પુરૂષો પોતાનું ધાર્યું પોતાના ધૈર્યબલથી જ કરી શકે છે. આ જગતમાં સામાન્ય ધૈર્યબલ વિનાના મનુષ્યો પોતાના ક્ષુદ્ર વ્યવહારને પણ રૂડે પ્રકારે સાધી શકતા નથી તો અન્ય મોટા વ્યવહાર ધૈર્યબલ વિના સધાય એ આશા જ ક્યાંથી? ધૈર્યથી જ પુરૂષો ધર્મનું, સ્ત્રીપુત્રાદિ પ્રાણિઓનું તથા ગૃહ, ક્ષેત્ર, ધનાદિ પદાર્થોનું રક્ષણ કરેછે. જેથી વિશ્વમાં આ ધૈર્ય જ મોટી સિદ્ધિરૂપ છે. મારામાં જેવું જોઇએ એવું ધૈર્ય નથી તોપણ મારે ધૈર્ય ધારણ કરવાનો આ સમય આવ્યો છે તેથી હવે સાવધાનપણે રહી ધૈર્યને સેવતાં અર્થને સાધવો ઘટે છે. આપત્તિ તો શરીરની સાથે જ સંજાયેલી છે, એટલે તેનો કેવલ અભાવ તો કોઇ પણ વ્યવહારસંયુક્ત વ્યક્તિમાં હોવો સંભવતો નથી. જેથી મારે આ વિવિધ પ્રકારની આવતી આપત્તિથી ભય પામવાનું કાંઇ કારણ નથી. શરીરમાં ભય જ પોતાના પ્રાદુર્ભાવથી શિથિલતા આણે છે,—ક્રમે કરીને અવયવ માત્રને સત્ત્વહીન પ્રતીત કરાવે છે. ઘણા બુદ્ધિમાન્ મનુષ્યો પણ ભયને પ્રાપ્ત થવાથી બુદ્ધિહીનસરખા થાય છે. જેથી બુદ્ધિબલાદિના ક્ષયને કરનાર ભયથી મારે સાવધાન રહેવું ઘટે છે."

આવિગેરે અનેક પ્રકારના વિચારને વશ થયેલો હું માર્ગમાં વલ્યો જતો હતો. ક્રમે કરીને સૂર્યાસ્ત થયો. રાત્રિનો આરંભ થયો. ચંદ્રના પ્રકાશવાળી શુક્લપક્ષની રાત્રિ રળિયામણી જણાવા લાગી, પણ અશ્વ તથા શસ્ત્રવિનાના મને તે અતિ રમણીય ન ભાસવા લાગી. પેલું ભોજનપાત્ર ચોરાયું તેનું પણ સ્મરણ થવા લાગ્યું. તે પાત્ર આપનાર રાજાનું તથા તેનાં વચનોનું સ્મરણ થવા લાગ્યું. તેથી પૂર્વનાં વૃત્તાન્તોનું સ્મરણ થતાં પેલી સ્ત્રીનું પણ સ્મરણ થયું અને તેથી પૂર્વ પૂર્વ વાર્તા સાંભરતાં માતાપિતા, મારો દેશ તથા મારાં દિવ્ય ભવન મને સ્મરણમાં આવ્યાં. તે સર્વના સંબંધમાં થોડો થોડો વિચાર કરતાં તથા મારી આ અરણ્યમાં વર્તમાન સ્થિતિપ્રતિ લક્ષ કરતાં મને અંતઃકરણમાં શોકનો આવિર્ભાવ થતો ભાસ્યો. જેમ જેમ શોકની સત્તા જામતી ગઈ તેમ તેમ મને અંતઃકરણમાં વિલક્ષણ ફેરફાર થતો જણાયો. દિશાઓ શૂન્યસરખી ભાસવા લાગી. અણુચ્છનું હૃદય દ્રવી ગયું. નેત્રમાં જલનાં ઝરણ આવ્યાં. ચાલવાની શક્તિ ઘટી ગઈ. મારા પોતાના દોષથી મારી આ સ્થિતિ થઇ છે એવું ભાન થઇ આવ્યું અને તેથી

મેંમને ઘણું ધિક્કાર્યો. રાત્રિ તો પ્રમાદરહિતપણે વ્યતીત થતી હોવાથી ક્રમવડે વ્યતીત થતી ચાલી. આવાં અનેક પ્રકારનાં સ્મરણથી શોકવડે છવાએલા હૃદયવાળો હું રાત્રિના બીજા પ્રહરનાં ચિહ્નને અનુભવવા લાગ્યો. માર્ગ કાપતાં અટકવાનો વિચાર કરૂંછું એટલા માં થોડે અંતરે વ્યાઘ્રનો ભયંકર શબ્દ મારે કાને પડ્યો. એકાએક મારા શરીરમાં ચમત્કાર થયો મનમાં જુસ્સો આવ્યો પણ હથિયાર વિનાના હાથવાળો હું નાસવાનો વિચાર કરવા લાગ્યો. શબ્દની દિશાનું અનુમાન કરીને બીજી દિશામાં દોડવા માંડ્યું. શ્રમિત થયેલાં ચરણ જોઈએ તેવું દોડી શકતાં નહોતાં. ભયથી પણ જડપણું આવવાનો સંભવ હોવાથી દોડતાં પગ અચકાતા હતા. એ સઘળું છતાં પણ મરણથી બચવાની આશાથી હું વેગથી દોડ્યો. શ્વાસ ભરાએલો છતાં પણ આશરે બે ઘટિકાપર્યન્ત હું દોડ્યો. દૈવયોગે માર્ગમાં મોટું વૃક્ષ પણ આવ્યું નહિ કે તે ઉપર ચઢીને બેસું. આટલું દોડ્યો એટલામાં ફરીને પશુનો શબ્દ સંભળાયો નહિ તેથી ક્રમે કરી ચિત્તમાં શાન્તિ જણાવા લાગી. દોડતાં અનેક વાર ઇષ્ટનું સ્મરણ કરતો તથા વિશ્રાન્તિ લેવાનું સ્થલ જોતો, પણ કાંઈ જણાયું નહિ. પરિણામે આગળ ચાલવાની હામ છેક ભાગી પડી ત્યારે હું ગભરાયો પણ એટલામાં આ આપણે જેના તળે બેઠા છીએ તે મોટું વૃક્ષ જણાયું. મનમાં લગાર હર્ષ થયો. સમીપ આવતાં આ જલાશય જેના ઉપર આપનું મને પ્રથમ દર્શન થયું હતું તે મારી દૃષ્ટિએ પડ્યો. આનંદ માનીને તે જલાશયસમીપ હું બેઠો. શ્વાસ ભરાયેલો તેથી તથા શ્રમથી વ્યાકુલ થયેલો હોવાથી તથા ભયશોકથી વિચારશૂન્ય થયેલો હોવાથી હૃદયને ખાલી કરવા નિમિત્તે હું મોટે સ્વરે રૂદન કરવા લાગ્યો. એ રૂદનને સાંભળીને આપ ત્યાં સમીપમાં પધાર્યા અને આપનું કલ્યાણ કરનાર દર્શન થવાથી તત્કાળ મેં રૂદન બંધ કર્યું.

આપે એ સમયે મારા પ્રતિ કૃપા કરીને આપના શ્રીગુરૂના સંબંધવાળા પક્ષિયોની મારા હિતની વાર્તા મને કહી સંભળાવી, તે સાંભળીને હું આ મહા ક્લેશવાળી અવસ્થામાં સુખી થયો હતો. મારા દુર્ભાગ્યથી તે સમયે આપના પરમપૂજ્ય શ્રીસદ્ગુરૂનાં દર્શન મને થયાં ન હતાં. દર્શનની આશા છતાં આપે મને અસંભવ જણાવ્યો તેથી હું આગળ ચાલી સત્વર સુખ મેળવવા તત્કાળ આપને નમન કરી વહેતો થયો. આ આપનું સ્થાન મને નિર્ભયપણે નિવાસ કરવાયોગ્ય હતું તથા હું શ્રમિત પણ હતો છતાં મારા પુણ્યસંસ્કારના અનુદયથી મને તે ક્ષણે પ્રહર બે પ્રહર પણ આ પુણ્યભૂમિમાં રહેવાનું ભાન થયું નહિ. આપનાં અભય આપનાર વરવચનને શ્રવણ કરી આ સ્થળથી ઉત્તર દિશામાં હું ચાલતો થયો. થોડું ચાલ્યા પછી મને ભાન આવ્યું કે હવે મારે કોઈ સ્થળે પણ વિરામ લેવાની અગત્ય છે. એટલામાં એક ઉત્તમ સ્થળ મારી દૃષ્ટિએ પડ્યું. એ સ્થળ તે એક નાનીસરખી પાંથશાળા જેવું જણાયું. મેં સમીપ જતાં જાણ્યું કે આ ઉજડ હશે પણ જ્યારે તે મઢીનાં દ્વાર શોધી જોયાં ત્યારે તેને અંદરથી કોઇએ બંધ કરેલાં હોય એવું ભાસ્યું. મેં વિચાર કર્યો કે આપણા સુખમાટે બીજાને કષ્ટ આપવું એ કાંઈ ઉચિત નથી. જો હું વધારે ગડબડાટ કરીશ તો આ મઢીનાં દ્વાર બંધ કરી બિસ્તરમાં નિર્ભયપણે સુતેલું મનુષ્ય જાગરી

અને તેને ભય કે સંતાપ થશે, માટે મારે તો આ ઓટલાઉપર જ રાત્રિનો અવશિષ્ટ રહેલો પ્રહર વ્યતીત કરવો."

આ પ્રમાણે વિચાર કરીને હું ઓટલાની એક બાજુએ સુતો. સમીપમાં મનુષ્યની વસતિ છે એ જાણવાથી મારા મનમાં ઘણો સંતોષ થયો. સુતો પણ તત્ક્ષણ નિદ્રા ન આવવાથી મારા મનમાં આ પ્રકારનાં વિચાર ચાલતા જણાયા, "અહો! આ સંસારમાં જીવોને સુખની આશા જ સંપૂર્ણ દુઃખને આણનાર કારણરૂપ છે. જો સુખ માત્રની આશાનો પરિત્યાગ થાય તો પછી આ નાના પ્રકારનાં દુઃખને કોણ આણે ? કોઈ જ નહિ. પણ સર્વ પ્રકારે સુખની આશાથી રહિત થવું એ અત્યંત કઠિન કામ છે. આ જગતમાં ઘણા ત્યાગીઓ સરખા થઇને ફરે છે, પણ તે ખરા ત્યાગી નથી. કારણ કે ખરો ત્યાગ તો આશામાત્રના ત્યાગથી સિદ્ધ થયો ગણાય છે. ઉપરથી ધારણ કરેલો ત્યાગીનો વેષ માત્ર જ સુખનો સાધક હોત તો સઉ કોઈ તેમ કરત, પણ તેમ નથી. અંતરમાં રહેલો દૃઢ વૈરાગ્ય જ ત્યાગરૂપ હોવાથી સુખનો સાધક છે અને તેથી તે સર્વ સુખેચ્છુકે સેવવા યોગ્ય છે. ઘણાં મનુષ્યો તો પોતાના અંતરથી પોતે ઠગાય છે. પોતાના અંતઃકરણનું સ્પષ્ટ સ્વરૂપ જેઓ જાણતાં નથી તેઓ ઘણે કાળે પણ ધાર્યું સુખ સંપાદન કરી શકતાં નથી. કોઈ મનુષ્ય તો પોતે દોષરૂપ છતાં પોતાને નિર્દોષ માની ભૂલે છે. કોઈ તો પોતાને મિથ્યા કૃતકૃત્ય માની આશાના પાશમાં પિલાતા વિવિધ વિહિત અવિહિત ક્રિયાઓ આગ્રહથી કર્યો જાય છે. આ પ્રકારે અનેક મનુષ્યો અનેક પ્રકારના ભ્રાન્ત નિશ્ચયથી પોતાને મિથ્યા જ દુઃખમાં ઉતારી લેછે. આ હું કે જે અનેક ક્લેશનાં કારણોથી ગુંચાયેલો છું તે હું મને પોતાને વૃથા મોટો બુદ્ધિમાન્ સમજું છું. મને વિવિધ પ્રકારની સુખ મેળવવાની આશા છે તોપણ હું મારા મનથી મને નિસ્પૃહી માનું છું. હું અંતરમાં ભયને પામું છું પણ બહારથી ભયરહિત છું એવું માનું છું તથા અન્યને તેવું ડોળ દેખાડું છું મારા મનના સ્વરૂપને, તેમાં રહેલ સંસ્કારને તથા ભૂતભાવિમાં થનાર તે મનની સ્થિતિને હું સ્પષ્ટ જાણતો નથી તોપણ હું મને મોટો ચૈતન્ય સમજું છું. આ પ્રત્યેક ક્રિયા કોણ કયી સત્તાથી તથા કયા નિમિત્તે કરે છે તે અસ્પષ્ટ છતાં હું મને પોતાને તે સર્વ ક્રિયાનો કર્તા માનું છું. હું આ શરીરદ્વારા સુખભોગ અનુભવવાની આશા રાખું છું પણ આ શરીરની અવધિના સમયને તથા ભોગની નિવૃત્તિના સમયને હું આ ક્ષણપર્યન્ત યથાર્થ જાણતો નથી. અહો! આ મારા સરખા અનેક જીવો પોતાની અજ્ઞાનતાને ન જાણીને મોહવશ થયા પોતાની મોટાઇને માનીને અનેક પ્રકારના ક્લેશને અનુભવતા હશે. આ સઘળો ન કળી શકાય એવી માયાનો મહિમા છે એમ પૂર્વ કાળથી કહેવાતું આવ્યું છે તેમ આ ક્ષણે મારે પણ સ્વીકારવું ઘટે છે. આપ્રમાણે વિચાર કરતાં એકદમ આ પ્રકારનાં વચનો મારા મુખમાંથી ઉંચે સ્વરે નિકળ્યાં.

**સાખી.**

રેરે, આ સંસારમાં, સઘળે તિમિર જણાય;
ત્રોડી તિમિરે રહે સુખે, તો પુરૂષત્વ ગણાય.

પરવશ પડીને ડુલવું, ધિક્ ધિક્ એ ગર્વ;
દીનપણે વહી દુઃખથી, છુટવું એ જ સુપર્વ.
છે જગમાં સાચા ઘણા, સુખના જાણનહાર;
પણ તે નજરે ના પડ્યા, દુર્બલ મુજ-સંસ્કાર.
હું સરખા અજ્ઞાનીએ, સ્મરવા સદાય ઈશ;
જેથી તે કરુણા કરી, જ્ઞાન દિયે બક્ષિસ.
દીનતણા પોકારને, દાતા શુણી હરખાય;
કૃપણુ દરિદ્રી ગૃહવિષે, દીન સુખે જ છુપાય.
હે જગદીશ! દયાનિધે! દાતા સાચા આપ;
જ્યારે ત્યારે પ્રકટ થઇ, હરજો સઉ સંતાપ.

આ પ્રકારનાં વચનો મોટેથી બોલું છું એટલામાં તે મઠીનાં દ્વાર ઉઘડ્યાં અને પાદુકાના ખડકારા સંભળાયા. કોઇ પુરૂષ પાદુકા પહેરીને બહાર આવ્યા અને મને પૂછ્યું કે અરે પ્રવાસી! તું કોણ છે?

(અપૂર્ણ.)

---

# परमेश्वरमां अभिन्न थयाविना आ मन कदी वास्तव सुखानुभव करतुं नथी.

પદ.

હરિમાં ભળ્યાવિણ આ મન તો મુંઝાતું જી, એને કોઈ વાતે સુખ નથી થાતું રે હાં;
તાપ લહે છે એ જ્યાં જ્યાં જાતું જી, એથી ક્ષણુ પણ સ્થિર ન થવાતું રે હાં, હરિ૦
ઘડી ઘડી વિવિધ વિષયમાં પ્રવેશે જી, સત્વર વળતું નથી ગુરૂઉપદેશે રે હાં,
મોહ ધરે છે એ ભિન્ન ભિન્ન વેષે જી, ન જાણું એ સુખ ક્યારે લેશે રે હાં, હરિ૦
બહિરમુખ રહીને પ્રભુપદ શોધે જી, થાવા અંતર્મુખ એને કો પ્રબોધે રે હાં,
શિખ ન માને જો હું દઉં કદી ક્રોધે જી, સમજી પ્રાણુ ઇંદ્રિયને ન રોધે રે હાં, હરિ૦
ઇષ્ટમાં અનિષ્ટ ભાવ સત્વર કરતું જી, અનિષ્ટમાં ઇષ્ટ ગણી ઠરતું રે હાં,
દુઃખ દુઃખ દેખીને ત્રાસથી ફરતું જી, થાકી વળી ધ્યાન હરિનું ધરતું રે હાં, હરિ૦
ધારે પણ વૃત્તિમાં ન હરિ તો ધરાતા જી, શૂન્યમાં ન સુખ કાંઈ ભાળે રે હાં,
વિકલ થઈને વળતાં વિષયે ભરાતું જી, વિણ પ્રભુ પીડ આ કો ટાળે રે હાં, હરિ૦
કરી કરુણા જવ હરિ સંમુખ થાશે જી, તવ આ મનનો દોષ જાશે રે હાં,
નૃસિંહ પ્રભુપદે તવ એ વિલાશે જી, પછી નિશદિન હરિગુણ ગાશે રે હાં, હરિ૦

---




रूप (पुस्तक) ४-चैत्र कृष्ण १४ सं० १९४८ दर्शन (अंक) ६.

॥ ॐ श्री ॥

# विपत्ति आदिमां अडग रही कर्त्तव्यमां सुस्थिर रहेवा साधकने सुबोध.

પદ. વેળાવળ.

સાધક ધૈર્ય ધરી હૃદે, હિંમત ના હારે;
અજરામર નિજ સ્વરૂપને, યુક્તિ સાધી વિચારે, સાધક૦ ૧
વ્યાધિસ્વરૂપ આ દેહને, વ્યાધિ કેમ વિસારે;
એ જાણી વીરપણું ગ્રહી, પરમાર્થ જ સારે; સાધક૦ ૨
વ્યવહાર સજે ન વિકળ થઈ, બળકળથી સુધારે;
તનમનની શક્તિ લહી, નિસ્પૃહતા વધારે, સાધક૦ ૩
મન વૃત્તિને ઓળખી, સહુનું કારણ ધારે;
બળ તોડે એક એકનું, યોગ્ય યુક્તિપ્રહારે. સાધક૦ ૪
શોકાગ્નિથી શેકાય ના, રહી દુઃખરૂપ ક્યારે;
મોહિત થાય ન મોહથી, વિષયસુખ ખારે, સાધક૦ ૫
અવર રિપુભય ટાળીને, મૃત્યુભયને જ મારે,
ચંચળતા દહી ચિત્તની, નિજ બુદ્ધિ જ ઠારે. સાધક૦ ૬
બુદ્ધિ શાંત કરી કેળે, સર્વ ક્લેશ વિદારે;
વિષયપ્રપંચઉપાધિને, નિર્મૂલ નિવારે. સાધક૦ ૭
આ સુખની કળ સાધવા, વસતું ગુરુદ્વારે;
નૃસિંહ સદ્ગુરુ સેવતાં, જીવ જીવને તારે. સાધક૦ ૮

---

॥ ॐ श्रीं ॥

## तोटक.

(અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ટ ૧૦૪ થી).

**भगवन्नुदधौमृतिजन्मजलेसुखदुःखझषेपतितंव्यथितम्।**
**कृपयाशरणागतमुद्धरमामनुशाध्युपसन्नमनन्यगतिम् ॥४॥**

**शब्दार्थः**—હે ભગવન્! જન્મમરણરૂપ જળવાળા, સુખદુઃખરૂપ મત્સ્યયુક્ત, આ સંસારસમુદ્રને વિષે પડેલા, દુઃખી, આપશિવાય-અન્ય જેને ગતિ નથી એવા, શરણ આવેલા, તથા વિધિવત્ આપનો આશ્રય ગ્રહણ કરનાર મને કૃપા કરીને બોધ આપો અને સંસારસમુદ્રમાંથી તારો.

**टीका**—શ્રીસદ્‌ગુરૂનો આશ્રય ગ્રહણ કરી મુમુક્ષુ હવે પોતાની તીવ્ર ઇચ્છાને વિનયપૂર્વક દર્શાવેછે. વેદાન્ત શાસ્ત્રમાં આ જગત્‌પ્રવાહને સમુદ્રની ઉપમા વારંવાર આપવામાં આવેછે. ઉપમેય તથા ઉપમાનના યથાર્થ સાધર્મ્યશિવાય ઉપમા ખીલી આવતી નથી. અત્ર ઉપમેય સંસાર છે તથા ઉપમાન સમુદ્ર છે. જેમ સમુદ્ર જળથી ભરેલો છે, તેમ સંસાર જન્મમરણરૂપ જળથી ભરેલો છે. સમુદ્રનું ગંભીરત્વ તથા અપારત્વ જેમ સુપ્રસિદ્ધ છે, તેમ સંસારરૂપ પ્રપંચ પણ ઘણો ગૂઢ અને નિરવધિ—અનાદિ—છે. સાગરની અંદર જેમ મત્સ્યાદિ પ્રાણીઓ હોયછે તેમ સંસારને વિષે પણ સુખદુઃખરૂપ ગ્રાહ રહેછે. સમુદ્રમાં ડુબતા પામર જનને ઘણો ગભરાટ થાયછે, પરંતુ જેમ અનુભવી નાવિકની મદદથી સમુદ્રમાંથી નીકળી તે સુખશાંતિથી પોતાના સ્વદેશને પ્રાપ્ત કરેછે, તેમ યોગતત્વવિદ્ બ્રહ્મનિષ્ઠ સદ્‌ગુરૂના કૃપાકટાક્ષથી સંસૃતિસાગરમાં ડુબતો મનુષ્ય સહેલાઈથી તેને તરી જઇ સ્વરૂપાનંદને પ્રાપ્ત કરેછે.

**विनिवर्त्यरतिंविषयेविषमांपरिमुच्यशरीरनिबद्धमतिम्।**
**परमात्मपदे भवनित्यरतो जहि मोहमयं भ्रममात्ममतेः ॥५॥**

**शब्दार्थः**—ઇચ્યનીચ સ્થાનને પ્રાપ્ત કરાવતી વિષયગત પ્રીતિને કાઢી મૂકીને તથા દેહને વિષે આત્મબુદ્ધિનો ત્યાગ કરીને પરમાત્મતત્વમાં નિત્ય પ્રીતિવાળો થા; અને માયાવડે પ્રતીત થતી ભ્રાંતિને આત્મજ્ઞાનથી ત્યજી દે.

**टीका**—શિષ્યના પ્રશ્ન પછી શ્રીસદ્‌ગુરૂ તેનું સંક્ષેપમાં ઉત્તર આપેછે. સર્વ દુઃખોનું મૂળ કારણ અંતઃકરણ છે એમ અનુભવી મહાત્માઓએ નિશ્ચય કર્યો છે. અંતઃકરણના વિષયાકાર પરિણામથી સુખદુઃખનો આભાસ થાયછે. પરંતુ વિષયથી ઉત્પન્ન થતાં સુખો અનિત્ય હોવાથી મુમુક્ષુને હેય છે; અને નિત્યાનંદને પ્રાપ્ત કરાવનાર ઉપાયો ઉપાદેય છે. કર્મ

કરીને બહિર્મુખ વૃત્તિને અંતર્મુખ કરવી જેથી સ્વરૂપાનંદનો અનુભવ થાય. વિચારથી જોતાં વિષયાકાર વૃત્તિને સ્વરૂપાકાર કરવામાં અન્ય પણ કારણ છે. કોઇ પણ વસ્તુનું પૃથક્કરણ કરવાં તેમાંથી પાંચ ભાગનો ઉદય થતો માલમ પડે છે. ૧ સત્, ૨ ચિત્, ૩ આનંદ, ૪ નામ, અને ૫ રૂપ. તેમાં પ્રથમના ત્રણ અંશ આત્માના હોવાથી ચેતનયુક્ત વસ્તુમાં ઝટ જણાઇ આવેછે. છેલ્લા બે તો માયાકૃત છે અને તેથી વ્યભિચારી છે. જડની અંદર પણ —અસ્તિ, ભાતિ, પ્રિય,—નથી એમ નહિ, પણ જડવસ્તુ તમોગુણવિશિષ્ટ હોવાથી તેમાં આત્માના ત્રણ અંશ સ્ફુટ પ્રતીત થતા નથી.

હવે વસ્તુનું પ્રત્યક્ષ વેદાન્ત શાસ્ત્રની રીતિએ તપાસીએ. અંતઃકરણની ચેતનના આભાસયુક્ત વૃત્તિ જ્ઞાનેન્દ્રિયોદ્વારા બહાર જાયછે, અને વસ્તુનો સંબંધ કરે છે, અને આખરે તેના આકારમાં પરિણામ પામેછે. તેમાં વૃત્તિનો જડ અંશ વસ્તુગત અજ્ઞાનને નષ્ટ કરેછે, અને ચિદાભાસઅંશ તેને પ્રકાશ પમાડે છે. હવે જેટલો વખત અંતઃકરણની વૃત્તિ વિષયાકારનો પરિણામ ધારણ કરી રહેછે ત્યાં સુધી આત્મપ્રતિબિંબ સ્થિર રહેછે, અને તેથી કરીને સચ્ચિદાનંદનો આભાસ થાય છે. સારાંશ વિષય પોતે આનંદનો હેતુ નથી કારણ કે જો તેમ હોય તો એક જ વસ્તુ એકને સુખનો હેતુ અને અન્યને દુઃખનો હેતુ થાય છે તેમ સંભવે નહિ. આનંદનું પરમસ્થાન તો આત્મા છે જેનાથી બાહ્ય જગતમાં આનંદનો અંશ પ્રવર્તે છે. તેથી વૃત્તિને આત્માકાર પરિણામ પમાડવી એ જ કર્તવ્ય છે. અહીં પ્રમાણભૂત આપ્તવચનો નીચે પ્રમાણે છે.

निरस्तेऽविद्याकृते विषय विषयि विभागे विद्यया स्वाभाविकःपरिपूर्णैकानन्दोऽद्वैते भवति ॥ तथाच लौकिकोप्यानन्दो ब्रह्मानन्दस्यैवमात्रा ॥ आत्मप्रीति साधनत्वाद्गौणी अन्यत्रप्रीतिः ॥ इत्यादि-

અવિદ્યાથી ઉત્પન્ન થતા વિષય અને વિષયી એ બન્ને વિભાગો વિદ્યાથી જ્યારે નાશ પામે છે ત્યારે અદ્વૈત વસ્તુતત્વમાં એક પરિપૂર્ણ સ્વભાવસિદ્ધ આનંદ થાયછે. વળી વ્યાવહારિક આનંદ બ્રહ્માનંદની જ માત્રા છે. આત્મવ્યતિરિક્ત વસ્તુને વિષેની પ્રીતિ આત્મપ્રીતિથી સિદ્ધ થવાથી ગૌણછે—ઇત્યાદિ.

વિશેષમાં "વૃત્તિઓ અંતર્મુખ ક્યારે થાય" એ નામનો વિષય ગયા વર્ષના મહાકાળમાં જોવો.

વિષયાકાર વૃત્તિને વિષમ કહી તેનું કારણ એ જ કે તેવી વૃત્તિને લીધે દેવલોક, મનુષ્યલોક, અધોલોક, ઇત્યાદિ સ્થાનોમાં જીવોનું સંક્રમણ થાય છે.

विसृजान्नमयादिषुपंचसुतामहमस्मिममेतिमतिंसततम् ।
दृशिरूपमनंतमृतंविगुणंहृदयस्थमवेहिसदाहमिति ॥६॥

**શબ્દાર્થઃ**—અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય એમ પાંચ કોશોને વિષે "હું છું (કોશરૂપ મારૂં સ્વરૂપ છે) તથા મારા છે" એ પ્રકારની મતિને સદાકાળને વાસ્તે ત્યજી દે; જ્ઞાનસ્વરૂપ, દેશ તથા કાળથી અનવચ્છિન્ન, અબાધ્ય, સત્વ, રજસ્ તથા તમસ્

એ ત્રણે ગુણુથીપર, અને હૃદયને વિષે સ્થિત એવું આત્મતત્વ તે હું છું એવો અનુભવ કર.

ટીકા—ગયા શ્લોકમાં દેહાદિને વિષેથી આત્મસ્વરૂપના અધ્યાસને તજી દેવાનું શિષ્યને કહ્યું. તે જ વાત વિસ્તારથી આ શ્લોકમાં નિરૂપણ કરેછે.

તત્વવિદ્ પુરૂષોએ, મહાકારણ, કારણ, સૂક્ષ્મ, અને સ્થૂલ એમ ચાર દેહ પ્રત્યેક વ્યક્તિની અંદર છે એવો નિશ્ચય કર્યોછે. તેમાં મહાકારણ દેહ તો કેવલ જ્ઞાનમય હોવાથી ઉપાધિથી રહિત છે.

હવે સ્થૂલ દેહ, જે પંચીકૃત મહાભૂતનું કાર્ય છે, તેને અન્નમય કોશ કહેવામાં આવે છે. આત્મસ્વરૂપને આચ્છાદન કરનાર હોવાથી કોશ સંજ્ઞાને પ્રાપ્ત થયો છે અને અન્નવડે એની સ્થિતિ છે માટે અન્નમય એમ કહેવાયછે. જન્મ અને મરણ જે સ્થૂલ શરીરના ધર્મો છે તેને અજ્ઞાની પુરૂષ પોતાને વિષે કલ્પી પીડા પામેછે. "હું મનુષ્ય છું, બ્રાહ્મણ છું" એવો અહંપ્રત્યય સ્થૂલને લાગવાથી મૂઢને સ્થૂલ શરીર એ જ આત્મા એમ ભાસેછે. પણ એ કલ્પના મિથ્યા છે. કારણ કે એમ ધારીએ તો સ્થૂલનો નાશ થાય એટલે આત્માનો પણ નાશ થાય; તેથી કરીને આત્મા અજર, અમર, નિત્ય છે, ઈત્યાદિ શ્રુતિનાં બોધક વચનો મિથ્યા ઠરે.

સૂક્ષ્મ અથવા લિંગદેહની અંદર ત્રણ કોશો છે—પ્રાણમય, મનોમય અને વિજ્ઞાનમય. સૂક્ષ્મ શરીરનું સ્વરૂપ ભગવાન્ શંકરાચાર્ય વિવેકચૂડામણિ નામના પ્રકરણમાં આ પ્રમાણે આપે છે—

वागादि पंच श्रवणादि पंचप्राणादि पंचाभ्रमुखानि पंच।
बुद्ध्याद्यविद्यापिच काम कर्मणी पुर्यष्टकं सूक्ष्म शरीरमाहुः ॥

"વાક્, પાદ, પાણિ, પાયુ, ઉપસ્થ એ પાંચ કર્મેન્દ્રિયો; ચક્ષુસ્, શ્રોત્ર, ત્વક્, જીહ્વા અને ઘ્રાણ એ પાંચ જ્ઞાનેન્દ્રિયો; પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન, અને સમાન એ પાંચ વાયુ; આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથ્વી એમ પાંચ અપંચીકૃત મહાભૂત; મન, બુદ્ધિ, ચિત્ત અને અહંકાર એમ અંતઃકરણચતુષ્ટય; અવિદ્યા; કામ; અને કર્મ એવા આઠ પુરીવાળા દેહને વિદ્વાનો સૂક્ષ્મ શરીર કહે છે."

પ્રાણાદિ પંચ વાયુ અને કર્મેન્દ્રિયો મળી પ્રાણમય કોશ થાય છે. "મને ભુખ તથા તરસ લાગેછે" એવા અનુભવ વાક્ય ઉપરથી પ્રાણમય કોશ એ જ આત્મા છે એવો અજ્ઞાનીને અધ્યાસ થાય છે. ક્ષુધા અને પિપાસા એ પ્રાણના ધર્મોને આત્મામાં આરોપે છે. વળી મનુષ્ય મરી જાય છે ત્યારે પ્રાણવાયુ બંધ થાય છે તે ઉપરથી પણ ક્ષુદ્રજન અનુમાન બાંધે છે કે પ્રાણ એ જ આત્મા.

વિવેકીને પ્રાણમય કોશ આત્મા નથી એવો નિશ્ચય થાય છે. સુષુપ્તિની અંદર પ્રાણાદિનો અનુભવ થતો નથી, તથા વાયુતત્વ આકાશમાંથી ઉત્પન્ન થએલું હોવાથી કાર્ય છે અને તેથી અનિત્ય છે. આત્મતત્વ તેવું નથી.

કર્મેન્દ્રિયો અને મન મળી મનોમય કોશ બને છે. તેમાં પણ "હું સંકલ્પવિકલ્પ કરૂં છું" એ અનુભવવાક્યઉપરથી સંકલ્પવિકલ્પ જે મનના ધર્મ છે, તેનો આત્માને વિષે

આરોપ કરવામાં આવે છે. મનોમય કોશ આત્મા છે એમ કહેવું વાસ્તવિક નથી. કારણ કે સુષુપ્તિમાં તથા સમાધિમાં મનનો લય થાય છે. લય થયા પછી કંઈક અવશેષ રહે છે જે આનંદનો અનુભવ કરે છે. "એકાગ્ર કરેલું મારૂં મન વિચલિત થયું" આ પ્રકારની પ્રતીતિ મનથી વ્યતિરિક્ત વસ્તુને થવી સંભવે છે. તેથી મનોમય કોશ આત્મા નથી.

કર્મેન્દ્રિયો તો આત્મા નથી એ તો સ્ફુટ છે, કેમકે તેમ કલ્પના કરીએ તો ઇન્દ્રિઓનો નાશ થવાથી આત્મતત્વનો નાશ સંભવે; અને તેમ થવાથી કૃતનાશ, અકૃત અભ્યાગમ એ દોષોની ઉત્પત્તિ થાય જે ગ્રાહ્ય નથી. એટલે આ જન્મમાં કર્મ કર્યા તે ફલવગર નષ્ટ થશે (કૃતનાશ), તથા આ દેહમાં જે સુખદુઃખાદિ ભોગવીએ છીએ તે કારણવગર ઉત્પન્ન થયાં (અકૃત અભ્યાગમ) એમ સ્વીકાર કરવું પડશે, જે કાર્યકારણમહાનિયમનું ઉલ્લંઘન કરવાથી ગ્રહણ કરવા યોગ્ય નથી.

જ્ઞાનેન્દ્રિયો અને બુદ્ધિ મળીને વિજ્ઞાનમય કોશ ગણવામાં આવ્યો છે. "હું નિશ્ચય કરૂંછું, હું કર્તા ભોક્તાછું" એ અનુભવવચનઉપરથી બુદ્ધિના ધર્મનો આરોપ આત્મામાં કરવામાં આવે છે, એ પણ અયોગ્ય છે. ગાઢ નિદ્રામાં બુદ્ધિનો વ્યાપાર શમી જાય છે. વળી આકાશાદિના સાત્વિકાંશમાંથી બુદ્ધિ ઉત્પન્ન થાયછે એટલે કાર્ય હોવાથી અનિત્ય છે.

આ પ્રમાણે સૂક્ષ્મ શરીર જે ત્રણ કોશવિશિષ્ટ છે તે આત્મા નથી. તેમ જ કારણ શરીર જેની અંદર આનંદમય કોશ છે તે પણ આત્મા નથી. કારણ શરીરની અવસ્થા સુષુપ્તિ છે તેમાં સુખદુઃખાદિનું ભાન નહિ થવાથી તેમ આનંદના વિશેષપણાથી વ્યષ્ટિ-અજ્ઞાન આનંદમય કોશ એમ કહેવાય છે. આત્મસ્વરૂપ આનંદમય હોવાથી આનંદમય કોશ આત્મા છે એમ ભ્રાંતિ થાય તે ઉચિત નથી, કારણ કે સુષુપ્તિનો આનંદ તો સર્વ ઉપાધિનો અજ્ઞાનમાં લય થવાથી થોડો કાળ પ્રતીત થાયછે; પણ ચેતન જેને આશ્રિત અજ્ઞાન છે તે તો સર્વ કાળ આનંદમય છે એમ પૂર્વે નિરૂપણ કર્યું છે. જાગ્રત્ અવસ્થામાં સુષુપ્તિના આનંદનો ભંગ થાયછે. પરંતુ જીવન્મુક્ત વિદ્વાનને તો સદાકાળ જાગ્રત્ સુષુપ્તિ છે એમ કહીએ તો ચાલે.

આ રીતે પંચ કોશોથી વ્યતિરિક્ત, શુદ્ધ, અબાધ્ય, દૃક્સ્વરૂપ એટલે પાંચ કોશોને વિષે અનુગત સાક્ષીરૂપે રહેનાર તત્વ, એ જ તારૂં સ્વરૂપ છે એમ શિષ્યને અપરોક્ષ અનુભવ કરાવે છે.

અત્ર નીચે પ્રમાણે શ્રુતિવાક્યો પ્રમાણભૂત છે.—

सयएवंवित्। अस्माल्लोकात्प्रेत्य। एतमन्नमयमात्मानमुपसंक्रम्य। एतंप्राणमयमात्मानमुपसंक्रम्य। एतंमनोमयमात्मानमुपसंक्रम्य। एतंविज्ञानमयमात्मानमुपसंक्रम्य। एतमानन्दमयमात्मानमुपसंक्रम्य। इमाँल्लोकान्कामान्नीकामरूप्यनुसंचरन् एतत्सामगायन्नास्ते ॥ इत्यादि ॥ (तैत्तिरीयोपनिषद्).

"જે પુરૂષ એમ જાણે છે (આદિત્યગત ચેતન અને મારે વિષે જે ચેતન છે તે એક જ છે એમ અનુભવ કરેછે) તે આ લોકમાંથી જઇ, અન્નમય આત્માનું ઉપસંક્રમણ કરી

પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય આત્માથી પર જઇ, આ લોકોમાં સ્વેચ્છાથી આહાર કરતો તથા રૂપ ધારણ કરતો આ પ્રમાણે અદ્વૈત તત્વનું ગાન કરતો ફરેછે.'

अयमात्माब्रह्म, सत्यंज्ञानमनन्तंब्रह्म, साक्षीचेताकेवलोनिर्गुणश्च-इत्यादि

जलभेदकृतावहुतेवरवेर्घटिकादिकृतानभसोऽपियथा ।
मतिभेदकृतातुतथावहुतातवबुद्धिदृशोऽविकृतस्यसदा ॥७॥

**शब्दार्थ**—જેમ (વિવિધ ઠેકાણે રહેલા) જળની ભિન્નતાને લીધે સૂર્ય અનેક છે એમ ભાસે છે; જેમ ઘટ વિગેરે નાના ઉપાધિને લીધે આકાશ પણ નાના છે એમ ભાસે છે; તેમ તું કે જે બુદ્ધિસાક્ષી છું તથા સદા વિકારરહિત છું તેની અનેકતા બુદ્ધિની ભિન્નતાથી પ્રતીત થાય છે.

**टीका**—ગયા શ્લોકના બીજા પાદની અંદર બ્રહ્મતત્વનું અનંતત્વ નિરૂપણ કર્યું તે વાસ્તવિક નથી, કારણ કે "अहंब्रह्मास्मि" એ અનુભવવાક્યઉપરથી પ્રત્યગાત્મા અને બ્રહ્મતત્વમાં કંઇ ભિન્નતા નથી એમ સિદ્ધ થાય છે; અને પ્રત્યેક શરીરની અંદર જીવાત્મા છે તથા "હું" "તું" આ પ્રકારની ભિન્નતા લોકમાં પ્રસિદ્ધ છે, એટલે જીવાત્માની અનેકતાથી બ્રહ્મતત્વની અનેકતાની સિદ્ધિ થાયછે. જ્યારે તે અનેક છે ત્યારે તે અનંત એટલે દેશ તથા કાળથી અનવચ્છિન્ન છે એમ માનવું તે યુક્તિવિરૂદ્ધ છે—આ પ્રમાણે પૂર્વપક્ષીના અનુમાનની આશંકા લેઈ પ્રસ્તુત શ્લોકમાં સિદ્ધાંતી તેનું પ્રત્યુત્તર આપે છે.

ભિન્ન ભિન્ન પાત્રોની અંદર જળ ભરેલું હોય તેની અંદર સૂર્યનાં પ્રતિબિંબ અનેક પડેછે. પરંતુ વસ્તુતઃ બિંબરૂપ સૂર્ય તો એક જ છે; વળી આકાશતત્વ જે વ્યવહારની અંદર વિભુ છે એમ મનાયલું છે તે ઘટ, મઠ ઇત્યાદિ વસ્તુઓની ઉપાધિથી ઘટાકાશ, મઠાકાશ વિગેરે સંજ્ઞાને ધારણ કરેછે. પરંતુ પરમાર્થતઃ ઘટાકાશ, મઠાકાશ વિગેરે મહદાકાશથી ભિન્ન નથી.

તેમ જ દાર્ષ્ટાંતિકમાં પણ આત્મતત્વની અનેકતા જે પ્રતીત થાયછે તે માત્ર પ્રત્યેક શરીરની અંદર બુદ્ધિની ભિન્નતાને લીધે છે. ગ્રંથકૃતનો અભિપ્રાય આ પ્રમાણે છે. વેદાન્ત શાસ્ત્રમાં ત્રણ પ્રકારની સત્તા માન્ય કરવામાં આવી છે. ૧ પારમાર્થિક સત્તા, ૨ વ્યાવહારિક સત્તા, ૩ પ્રાતિભાસિક સત્તા. તેમાં પારમાર્થિકસત્ તો માત્ર બ્રહ્મતત્વ છે. પરંતુ મુમુક્ષુથી તે એકદમ ગ્રહણ થાય નહિ તેથી, તેમ જ જ્યાંસુધી જીવનું જીવત્વ જ્ઞાનદ્વારા નાશ પામ્યું નથી ત્યાં સુધી વ્યવહારની જરૂર છે. માટે જીવ, ઈશ્વર, ગુરૂ, શિષ્ય, સ્વર્ગ, નરક વિગેરે વ્યાવહારિક સત્તામાં પડેછે. સારાંશ જીવન્મુક્ત વિદ્વાનની દૃષ્ટિએ તે મિથ્યા છે એમ ભાસેછે. સ્વપ્ન, મૃગતૃષ્ણા આદિ વસ્તુઓ જેનું મિથ્યાત્વ વ્યવહારમાં પણ અંગીકાર થએલું છે, તે પ્રાતિભાસિક સત્તામાં આવેછે.

હવે જ્યારે જીવને પોતાનું જીવત્વ અંતઃકરણની ઉપાધિથી થયું છે, તથા સુખદુઃખાદિ દ્વંદ્વો પોતાના સ્વરૂપને વિષે નથી પરંતુ ઔપાધિક છે આ પ્રકારનું યથાર્થ જ્ઞાન શ્રીસદ્-

ગુરૂની કૃપાથી થાય, ત્યારે પોતે સર્વદા નિર્વિકાર તથા બુદ્ધિનો પણ સાક્ષીરૂપ છે એવો અપરોક્ષ અનુભવ તે કરે. તાત્પર્ય કે અનંત જન્મોનાં કર્મોથી ગાઢ થએલી હૃદયગ્રંથિ શ્રીસદ્ગુરૂથી મેળવેલી યુક્તિવડે જ્યારે છુટે ત્યારે જીવોની અનેકતા ને તેથી કરીને ઉત્પન્ન થતાં ત્રિવિધ દુઃખો પણ તે મુક્ત જનની નજરે શમી જાય.

આત્માની ભિન્નતા પરમાર્થતઃ નથી પરંતુ માત્ર કલ્પિત છે એ સિદ્ધાન્ત ગાઢ છે તેના પ્રમાણમાં નીચે પ્રમાણે શ્રુતિ વિગેરેનાં વાક્યો છે.

एकोदेवःसर्वभूतेषुगूढःसर्वव्यापीसर्वभूतान्तरात्मा
कर्माध्यक्षःसर्वभूताधिवासःसाक्षीचेताकेवलोनिर्गुणश्च॥(श्वताश्वतरोपनिषद्)
मृत्योःसमृत्युमाप्नोतियइहनानेवपश्यति (काठकोपनिषद्)
सर्वंखल्विदंब्रह्म। एकमेवाद्वितीयम् (छान्दोग्योपनिषद्)
एकं सन्तं यं बहुधाहुर्मति भेदात् (हरिस्तुतिः)

સર્વ ભૂતોના હૃદયગુહાની અંદર રહેલા, સર્વવ્યાપી, સર્વ ભૂત પ્રાણિના અંતરાત્મા, સર્વકર્મફલપ્રદાતા, સર્વભૂતની અંદર વાસ કરી રહેલા, સાક્ષીરૂપ, ચિત્સ્વરૂપ, અદ્વિતીય, અને નિર્ગુણ પરમાત્મા દેવ એક જ છે.

આ જગતની અંદર જે કોઇ ભિન્નતા જુએ છે તે અનંતવાર (જન્મ) મરણ પામ્યાં કરેછે. આ સર્વ પ્રપંચ બ્રહ્મ જ છે; એક જ અદ્વિતીય બ્રહ્મતત્વ વ્યાપી રહેલું છે. એક સદ્રૂપ પરમાત્માને મતિની ભિન્નતાથી અનેક છે એમ સામાન્ય જીવો કહેછે.

**दिनकृत्प्रभयासहशोनसदाजनचित्तरतंसकलंस्वचिता ।**
**विदितंभवताऽविकृतेनसदायतएवमतोऽसितएवसदा ॥८॥**

**शब्दार्थः**—સૂર્યનારાયણ જેમ પોતાની પ્રભાવડે સર્વ ચક્ષુને યુગપત્ પ્રકાશ પમાડે છે; તેમ અવિકારી તું (પ્રત્યક્ચૈતન) પ્રાણીઓના સઘળા બુદ્ધિચરિતને યુગપત્ સ્વપ્રકાશવડે પ્રકાશી કહેછું; આમ હોવાથી કાલત્રયમાં પણ અસંસારી જ તારૂં સ્વરૂપ છે.

**टीका**—ગયા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે આત્માનું નાનાત્વ તથા વિકારિત્વ બુદ્ધિના ભેદથી પ્રતીત થાયછે, વાસ્તવિકરીતે તે મિથ્યા છે. "આત્મા સંસારી હોવાથી સંસારના દોષોથી લિપ્ત છે એટલે અવિકારી નથી; અને જ્યારે અવિકારી નથી ત્યારે નિત્ય પણ નથી"—એવી શિષ્યના મનમાં શંકા ઉત્પન્ન થશે એમ ધારી દયાળુ મહાત્મા તે શંકાનું સમાધાન આપેછે.

ભગવાન્ દિવાકર પોતાના તેજવડે અનેક ચક્ષુઓ સમકાલે પ્રકાશયુક્ત કરે છે; પરંતુ નેત્રની વિવિધ સ્થિતિપ્રમાણે પ્રાણીઓ વસ્તુ પ્રત્યક્ષ કરી શકે છે; નેત્રના દોષો એક જ વસ્તુની ભિન્ન ભિન્ન પ્રતીતિમાં કારણ ભૂતછે. એટલે તે દોષો નેત્રના હોવાથી સૂર્ય જે તટસ્થ રહેછે તેમને કશો બાધ કરી શકતા નથી. તેવી જ રીતે એક જ આત્મસ્વરૂપ વિવિધ બુદ્ધિઓ અને તેની વૃત્તિઓને યુગપત્ પ્રકાશ પમાડે છે. બુદ્ધિનું જેવું સ્વરૂપ તે પ્રમાણે તેની નિશ્ચય કરવાની શક્તિ. બુદ્ધિના દોષોથી આત્મસ્વરૂપ વિકારી છે એ અનુમાન અયથાર્થ છે.

આવી જ રીતે સ્વરૂપનું અબાધ્યત્વ શ્રીમદ્હસ્તામલક પણ દર્શાવે છેઃ—

यथानेकचक्षुःप्रकाशोरविर्न
क्रमेणप्रकाशीकरोतिप्रकाश्यम् ।
अनेकाधियोयस्तथैकप्रबोधः
सनित्योपलब्धिस्वरूपोऽहमात्मा ॥

"જેમ અનેક ચક્ષુઓને પ્રકાશ કરનાર સવિતા પ્રકાશ્યને સમકાલે પ્રકાશ પમાડેછે; તેમ જે અદ્વિતીય જ્ઞાનપ્રવાહ અનેક બુદ્ધિઓને યુગપત્ પ્રકાશી કરે છે તે નિત્ય સંવિદ્રૂપ આત્મા હું છું."

उपरागमपेक्ष्यमतिर्विषयैर्विषयावधृतिंकुरुतेतुयतः ।
ततएवमतेर्विदिताविदिताविषयास्तुततःपरिणामवती ॥९॥
मतिवृत्तयआत्मचिताविदिताःसततंहियतोऽविकृतस्तुततः ।
यदिचात्मचितिःपरिणामवतीमतयोविदिताविदितास्युरिमाः ॥१०॥
चरितंतुधियःसकलंसततंविदितंभवतापरिशुद्धचिता ॥
मतिभेदकृतोनहितेऽस्तिततोयतएवमतोऽसदृशस्तुधिया ॥११॥

**शब्दार्थः**-વિષયાકાર પરિણામની અપેક્ષા કરીને બુદ્ધિ વિષય નિશ્ચય કરે છે, તેથીજ કેટલાક વિષયોનું ભાન થાય છે અને કેટલાકનું નથી થતું; માટે બુદ્ધિ પરિણામી છે (એમ સિદ્ધ થાય છે.)

આત્મચૈતન્યવડે બુદ્ધિવૃત્તિઓ સર્વદા પ્રકાશ પામે છે, તેથી આત્મા અવિકારી છે; જો આત્મચૈતન્ય પરિણામી હોય તો આ બુદ્ધિવૃત્તિઓમાંની કેટલીકની પ્રતીતિ થાય અને કેટલીકની ન થાય.

પરંતુ બુદ્ધિનું સઘળું ચરિત સર્વદા પરમશુદ્ધ ચિત્સ્વરૂપ પ્રત્યગાત્માથી પ્રકાશિત થાય છે; તેથી બુદ્ધિવૃત્તિઓનો પરિણામરૂપ ગુણ તારા સ્વરૂપનો નથી; અને જ્યારે પરિણામ આત્માનો ગુણ નથી ત્યારે બુદ્ધિથી વિલક્ષણ આત્મસ્વરૂપ છે (એમ સિદ્ધ થાય છે.)

**ટીકા**—પૂર્વના બે શ્લોકમાં આત્માનું એકત્વ અને અવિકારિત્વ નિરૂપણ કર્યું. પ્રસ્તુત ત્રણ શ્લોકમાં તેનું અપરિણામિત્વ સિદ્ધ કરે છે.

દૃગ્દૃશ્ય વિવેકથી આત્મા અપરિણામી છે. ઘટાદિ વિષયો દૃશ્યછે અને ચક્ષુરાદિ ઇંદ્રિયો તે વિષયોની અપેક્ષાએ દૃષ્ટા છે. ઇંદ્રિયો પણ દૃશ્ય છે અને તેની અપેક્ષાએ અંતઃકરણ દૃષ્ટા છે. જાગ્રદવસ્થામાં અંતઃકરણના વિવિધ વ્યાપારને જાણનાર તત્વ સ્વપ્નાવસ્થાના સૂક્ષ્મ ભોગોને સાક્ષી રૂપે જુએછે; સુષુપ્તિમાંથી ઉત્થિત પુરૂષ "હું સુખે ઊંઘ્યો" ઇત્યાદિ સ્મૃતિરૂપ વાક્યોનું ઉચ્ચારણ કરેછે અને સ્મૃતિ અનુભવ શિવાય ઉત્પન્ન થતી નથી, એટલે

ॐ

# ॥ શ્રી ત્રિભુવનવિજયીખડ્ગ ॥

(અનુસંધાન પૃષ્ટ ૧૨૦થી)

હું તત્કાલ ઉઠીને ઉભો થયો. સવિનય મેં તેમને નમન કરયું અને આ પ્રમાણે બોલ્યો:— હે ભગવન્! દીનત્વને પામેલો હું આશાપાશમાં બંધાયેલો પ્રવાસી છું. દિશાઓમાં ભ્રમણ કરતો આજે આપનાં દુઃખહર ચરણમાં આવી પડયોછું. હે સર્વાતીત સરખા પ્રતીત થતા છતાં સર્વ ઐશ્વર્યસંપન્ન! આપ અભયના દાતાછો તો મને અનાથજેવા થયેલાને આ ક્ષણે અભય વરદાન આપો અને મારા મનોરથ પૂર્ણ કરો.' આ પ્રકારનાં મારાં વચન શ્રવણ કરીને તે મહાત્મા ગંભીર વાણીવડે આ પ્રકારનાં પ્રિય વચન મને કહેવા લાગ્યા.

'હે પ્રવાસિન્! આ સંસારમાં સંપૂર્ણ જીવ દીનતાને પામેલાછે તથા આશાના પાશમાં બંધાયેલાછે. જીવને જીવદશામાં સ્થાપનાર તથા દીનત્વને આપનાર આ વિવિધ પ્રકારની આશાઓ જ છે. એક પ્રકારની બંધાયેલી આશા પણ આ અભિમાનીને રાત્રિદિવસ દુઃખ આપેછે તો અનેક આશાઓને વશ વર્તનાર જીવને તે આશાઓ અધિક દુઃખ આપે એમાં શું આશ્ચર્ય છે? આ પ્રકારે આશાને વશ વર્તનાર રાજાથી તે રંકપર્યન્તના સંપૂર્ણ પ્રાણી સુખનાં સાધનોથી યુક્ત છતાં પણ દુઃખને જ ભોગવેછે. હે ભાઇ! બલવાન્ મનુષ્ય આશાવડે દુર્બલ થાયછે.ધનવાન્ નિર્ધન થાયછે, નીરોગી રોગી થાયછે, અને એ જ પ્રમાણે સુખી–આશાવાન્–દુઃખી થાયછે. આ જગત્માં ઘણા જીવો તો ખરા કારણ વિના જ આશામાં બંધાઇને દુઃખ વ્હોરી લેછે. પોતાના તથા પોતાની વિદ્યમાન્ પ્રજાના સુખભોગનાં સાધનોની પ્રાપ્તિ છતાં પણ અધિક આશાથી દુઃખ ભોગવેછે. અપ્રાપ્તની ઇચ્છાથી પ્રાપ્ત સાધનોવડે પણ સુખાનુભવ કરતા નથી. આ જીવો અલ્પજ્ઞ હોવાથી સુખભોગના સાધનરૂપ વિષયોની પ્રાપ્તિ કરાવનાર કારણોને જાણતા નથી તેથી તે જીવોને તે તે સુખભોગ પ્રાપ્ત થવાનો અદૃષ્ટ કારણથી અસંભવ હોય તોપણ અજ્ઞાનતાથી મિથ્યા આશા ધારી વ્યર્થ યત્ન કરેછે. વળી તે વિષયપ્રાપ્તિના અસંભવને ઉપજાવનાર વિરોધી અદૃષ્ટને પ્રતિબંધ કરનાર પ્રતિબંધક હેતુનું પણ તે જીવોને અભાન હોયછે તેથી તે અનેક વાર નિષ્ફલ યત્ન કરેછે. આ સઘળો વિચિત્ર સ્વભાવવાળી માયાનો પ્રભાવછે એમ ન જાણનાર જીવો મોહવશ થાયછે અને ભય–દુઃખને ભોગવેછે.

હે સુજ્ઞ! આ સંપૂર્ણ વિષયલાલસાવાળા પ્રાણી અભયને પ્રાપ્ત રહે એ ન સંભવે એવી વાર્તા છે. કારણ કે વિષયાસક્તિ અને અભય એ બને પરસ્પરનાં વિરોધી છે. જ્યાં વિષયાસક્તિ હોય ત્યાં અભય સદા હોતું નથી કેમકે વિષયમાત્ર ભયથી યુક્તછે. આમછે માટે હે ભાઈ! જો વિષયાસક્તિમાં નિમગ્ન હોય અને તેથી મુક્ત થયા વિના, સદાકાળ માટે અભયને ઇચ્છતો હોય તો એ પૂર્ણ ન થઇ શકે એવો મનોરથ છે.'

આટલું બોલીને મૌન રહેલા તે મહાપુરૂષને મેં નીચે પ્રમાણે કહ્યું. 'હે ભગવન્! આપ સર્વજ્ઞ છો તો મારા અંતઃકરણના સ્વરૂપને રૂડી રીતે જાણોછો. હું વિષયમાં બંધાયેલોછું. તત્કાલ વિષયના અભાવવાળો છતાં વિષયની અસ્પૃહારૂપ દૃઢ વૈરાગ્યવાળો નથી. તેમ જ વિષયસ્પૃહાના ત્યાગની ઇચ્છાને મારાં અંતરમાં આ ક્ષણપર્યન્ત મેં યોગ્ય પ્રકારે ઉદય થયેલી અનુભવી નથી. જેથી આપના કહેવા પ્રમાણે સદાકાળ માટે અભય પ્રાપ્ત કરવાને હું અધિકારી નથી. આ ક્ષણે તો મારો ઇચ્છિતાર્થ જે આ મારા પ્રયાણનો પ્રધાન હેતુ છે તે યથાકાળે પ્રાપ્ત થવામાં જે વિઘ્નભય હોય તે વિઘ્નભયની નિવૃત્તિ થાય અને સત્વર મારી ઇચ્છા પૂર્ણ થાય એ જ હું માગુંછું. આટલાં મારાં વચન સાંભળીને તે બોલ્યા 'હે ભાઈ! શાન્ત થા. આ પ્રકારનાં તારાં વિસ્તૃત વચન શ્રવણ કરવા અવકાશ નથી માટે અધિક બોલવાથી નિવૃત્ત રહે. અલ્પ કાળમાં તારી ધારણા પાર પડશે. તું યથાશક્તિ ધારેલી દિશામાં પ્રયાણ કરતો જા.' આટલાં વચન બોલીને તત્ક્ષણ તેમણે પુનઃમઢીમાં પ્રવેશ કર્યો અને દ્વાર બંધ કર્યાં. હું મનમાં પ્રસન્ન થયો. હૃદયમાં ધૈર્ય આવ્યું જણાયું. અંગમાં શક્તિ પ્રતીત થઈ. પછી નિશ્ચિન્ત થઈને સુતો. નિદ્રા સારી આવી. એક પ્રહર દિવસ ચઢી ગયો. મારા શરીરઉપર સૂર્યનાં કિરણ પ્રસરેલાં હોવાથી મને તાપનું ભાન થયું અને તત્કાળ હું જાગ્યો. મઢીનાં દ્વાર જેમનાં તેમ ઢાંકેલાં જોયાં. હું પણ ત્યાંથી ઉઠીને ચાલતો થયો. મેં ચાલવાના સમયે તે મહાત્માને બોલાવવા વિચાર કર્યો નહિ. કારણ કે પ્રસંગે એમના મુખમાંથી કેવાં વચન નીકળે અને તેનું શું ફલ થાય એ આગળથી કળી શકાય નહિ. મેં જેમ જેમ આગળ ચાલવા માંડ્યું તેમ તેમ મને સહજ સ્વભાવથી જ સુખનું ભાન થતું ગયું. હવે હું મારૂં વૃત્તાન્ત સ્વલ્પમાં કહેતો જાઉંછું. કારણ કે આપને આ મારૂં વિસ્તૃત વર્ણન વિનાકારણ અને નિષ્ફલ શ્રમ આપનાર છે. આ વિવેકવિચાર મને તે મઢીવાળા મહાત્માનું વચન સ્મરણમાં આવવાથી આવ્યો છે. પછી ત્યાંથી હું આગળ ચાલ્યો. ત્યાં માર્ગમાં સુગમતાથી મને અન્નજલ મળતું તથા રાત્રે વિશ્રામસ્થળ પણ મળતું તેથી સુખરૂપતાથી માર્ગ કાપતો ચાલ્યો. કોઈ કોઈ સમયે મને પૂર્વપ્રસંગનું તથા સંબંધીઓનું સ્મરણ થતું ત્યારે દુઃખનું ભાન થતું પણ સુવિચારથી હું તે દુઃખનું વિસ્મરણ કરી આગળ ચાલતો. એમ ઘણા દિવસ વ્યતીત થયા ત્યારે એક પાંથશાળામાં રાત્રે હું જઇને સુતો. સૂર્યોદય થયા પૂર્વે હું જાગ્રત થવાની સંધિ ઉપર હઈશ તે સમયે આ પ્રકારનું સ્વપ્ન થયું. જાણે કોઇ દિવ્ય દેહવાળો પુરુષ મારી પાસે આવીને બોલ્યો કે 'હે રાજપુત્ર! તું જાગ. હવે તારા ભાગ્યોદયનો સમય આવ્યો છે. તારા દુઃખના દિવસો પૂરા થયા છે'. આટલા શબ્દ સાંભળતાં જ હું જાગી ઉઠ્યો. આસપાસ જોયું તો સુતેલા પ્રવાસીઓ શિવાય અન્ય કોઈ જણાયું નહિ. સૂર્યનાં કિરણ નિકળતાં અજવાળું થયું. મેં આસપાસ દૃષ્ટિ કરી જોયું તો એક પ્રવાસી સુતેલો છે અને તેની પાસે મારૂં મેલું ખોવાયેલું પાત્ર પડ્યું છે. તત્કાળ હું હર્ષથી ઉઠ્યો અને સમીપ જઈ જોયું તો તે પાત્ર મારૂં જ હતું. તે મેં હાથમાં લીધું. સુતેલા પ્રવાસીનું મુખ જોતાં પણ મેં તેને ઓળખ્યો કે મારી પાસેથી લઇ જનાર તે જ હતો. હું સમીપ ઉભો છું એટલામાં

તે જાગ્યો અને મારા સંમુખ તેણે જોયું. હાથમાં પાત્રસહિત તેણે મને જોયો અને તે ભયભીત થઈ ઉઠયો. મારા ચરણમાં મસ્તક મુકી નેત્રમાં જળ લાવી હાથ જોડી બોલ્યો 'હું તમારો અપરાધી ચોર છું, હવે મને મારો કે ઉગારો'. મને દયા આવી તેથી કહ્યું જા, આજ તને ક્ષમા આપુંછું. હવે પછી કોઇ દિવસ આવું કર્મ કરીશ નહિ. એટલું બોલી પાત્ર લઇને પ્રસન્ન થતો ભાગ્યની સ્તુતિ કરતો તથા અંતમાં ઇષ્ટનું સ્મરણ કરતો માર્ગે ચાલતો થયો. માર્ગે ચાલતાં આ પ્રકારના વિચાર આવવા લાગ્યા કે "અહોહો! કાળબલને કે ભાવિને ન જાણનાર જીવો શા આધારે સંતોષથી દિવસો કાઢે? માનસાગ્નિ રાત્રદિવસ બાળે અને તેથી જીવો સંતપ્ત થઈ ગમે તેમ વર્તે અને ક્લેશને અનુભવે એમાં તેમનો શો દોષ? દૈવની ગતિ વિલક્ષણ છે. ફલમાત્રની પ્રવર્તક સત્તા પોતાના નિયમમાં કેવી સાવધાન છે તેને આ અલ્પજ્ઞ જીવો શું જાણે? અનિષ્ટ ફલથી ત્રાસેલા પ્રાણીઓ પોતાના પાપરૂપ અદૃષ્ટને ન જાણીને ઈશ્વરને દોષ આપે એમાં પણ તેમનો શો દોષ છે? અનંત અંધકારવાળી ગુહાસમ આ વિશ્વમાં પ્રવેશીને જીવો ચકળાય એમાં શી નવાઇ? કંઇજ નહિ. લોકમાં કહેવાય છે કે 'પુરૂષનું પ્રારબ્ધ પાંદડા તળે ઢંકાયુ છે. તે પાંદડું ખસે તો નિમેષમાં ઉઘડે.' એ વાત પણ સાચી જેવી છે. હું દુઃખમાં સુતેલો અને સુખમાં જાગ્યો. એ જગદીશ્વરની વિચિત્ર કળાને પામર જીવ શું કળી શકે? જ્યારે દુઃખ આવેછે ત્યારે એમ ભાસે છે કે જાણે આ દુઃખ ઘણે કાળે પણ ટળનાર નથી. પણ જ્યારે સુખ આવનાર થાય છે ત્યારે જણાતું પણ નથી કે એ દુઃખ કેવે પ્રકારે અને ક્યાં જતું રહ્યું. આ પ્રકારે દુઃખસુખને અનુભવ કરનાર જાણે છે. આ જીવને જીવદશામાં ભાસતાં સુખદુઃખ સ્થિર નથી. હું પ્રથમની સ્થિતિમાં મને રાજ્યાભિષેક સંસ્કાર નથી થયો તો પણ રાજા જાણતો હતો. પ્રવાસમાં નીકળ્યા પછી પણ મને હું રાજા જ ગણતો હતો. પણ જ્યારથી આ પાત્ર ખોવાયું હતું ત્યારથી હું મને રંક ભિક્ષુકસમ ગણતો. હવે આજથી પાછો હું રાજા ને રાજા જ થયો છું. મારા ભાગ્યોદયનું સુચિહ્ન આ પાત્ર પાછું મળ્યું એ જ છે. આ લોકમાં જેની આશા મુકી હોય છે તે પદાર્થ પુનઃ પ્રાપ્ત થાય છે તો દિવ્સજલફ્ર્લાનું અર્થાત્ ભાગ્યોદયનું ચિહ્ન ગણાય છે." આ વિગેરે વિચાર કરતો અન્નજલની ચિન્તાથી રહિત થયેલો હું ઇચ્છાનુકૂલ સમયે અન્નજલને ગ્રહણ કરતો માર્ગ કાપતો ચાલ્યો. ઘણા દિવસ વ્યતીત થયા. ગ્રામ, નગરો, પુરીઓ આવે ત્યાં ઘટિત તપાસ કરૂં, પણ મારી આશાનો વિષય પ્રાપ્ત થવાનાં કંઇ ચિહ્ન ભાસ્યાં નહિ. ત્યારે મને મનમાં નાના પ્રકારના વિચાર આવી કંઇ ક્લેશનું ભાન થયું. તે દિવસે વિચારના અંતમાં એવો નિશ્ચય થયો કે હવે થોડા કાળમાં મારે અવશ્ય પાછા વળવું જોઇએ, કારણ કે ધારેલો કાળ પૂરો થવા આવશે. આ નિશ્ચય કરીને આગળ ચાલતાં મને શુભ શકુન થવા લાગ્યા. ત્યારે વળી મનમાં આગળ ચાલવા ઉત્સાહ જણાયો. આખો દિવસ વ્યતીત થતાં ચોથા પ્રહરના અંતના સમયમાં થોડે અંતરે મોટું શોભિતું નગર જણાવા લાગ્યું. જેમ જેમ સમીપ જવા લાગ્યો તેમ તેમ ઉંચાં, જાણે અભ્રને સંબંધ કરી રહ્યાં હોય એવાં દિવ્ય ભવનો જણાવા લાગ્યાં. સમીપ જતાં નગરનો કોટ તથા કોટમાં ગોળે

ગાળે બાંધેલાં શત્રુ પરાભવ કરવાને સૈન્ય રાખવાનાં યોગ્ય સ્થળો જણાયાં. જેમ જેમ સમીપ ગયોતેમ તેમ રમણીય સ્થળો દૃષ્ટિએ પડવા લાગ્યાં. ઉભય પાસે ઉત્તમ વૃક્ષોની પંક્તિઓથી શોભતા માર્ગ મનને આનંદનું ભાન કરાવે એવા હતા. વિશાલ અને વિવિધ પ્રકારથી શોભાવેલાં ઉપવનો આજુબાજુ પ્રતીત થતાં હતાં.નગરમાં જતાં આવતાં મનુષ્યોનાં વર્ણ તથા સુખની શોભા ઉંચા પ્રકારનાં હતાં. સહજ સ્નેહ કરવા વૃત્તિ થાય એવા તેમના રૂચિકર હાવભાવ હતા. ઘણે કાલે આવી રમણીય ભૂમિ તથા સુંદરતાવાળી પ્રજા જોઇને મોટો હર્ષ હૃદયમાં પ્રતીત થયો. શ્રમથી શિથિલ થયેલા ગાત્રવાળો હું કોઇ નિવૃત્તિવાળા વિશ્રામસ્થલને ઇચ્છતો હતો, અને ઇંદ્રિયોદ્વારા વિષયસાથે સંબંધ કરી વિષયાનંદને અનુભવનારી વૃત્તિ નગરમાં પ્રવેશવાનો ભાવ ઉપજાવતી હતી. આગળ ચાલતાં વૈભવી સ્ત્રીપુરૂષોને પગે ચાલતાં તથા વાહનોમાં બેશી જતાં આવતાં જોયાં, ત્યારે મને મારા એ સમયના વેષનો તિરસ્કાર થતો અંતરમાં ભાસ્યો. મારી પૂર્વ અવસ્થા, ઉત્તમ વસ્ત્ર, વાહન, અલંકારો તથા સેવકોનું સ્મરણ થઇ આવ્યું. મને મનમાં મારો વેષ જોઇને ગ્લાનિ થવાલાગી, તેથી તત્કાલ તે રાજમાર્ગનો ત્યાગ કરી અન્ય માર્ગે વળ્યો. એ માર્ગે મનુષ્યની આવજાવ ક્વચિત્ જણાતી. આગળ જતાં એક સુંદર વાટિકા દૃષ્ટિએ પડી તેના સમીપમાં વૃક્ષની ઘટાવાળું એક સુંદર સ્થલ જણાયું. એ સ્થલ મનુષ્યને ખાસ જવા આવવાના માર્ગમાં ન હોવાથી મને વિશ્રામ કરવાયોગ્ય જણાયું તેથી ત્યાં જઇને તે વૃક્ષતળે હું શ્રમમુક્ત થવા બેઠો. ત્યાં બેઠા પછી મને મનમાં આ પ્રકારના વિચાર થતા જણાયા. 'અહોહો! આ પ્રાણિઓને વિલક્ષણ વિલક્ષણ સ્થિતિઓમાં સ્થાપનાર આ ભાગ્યશબ્દથી ઓળખાતી સત્તા પણ આશ્ચર્યરૂપ છે! રાજાને રંક અને રંકને રાજા ક્ષણમાં કરી મુકનાર એ જ સત્તા બલવતી છે. જેમ આ વિશ્વપ્રપંચના કારણરૂપ પ્રકૃતિને આ પ્રાકૃત જીવો જોઇ શકતા નથી પણ તેનાં કાર્યને જોવાથી તેને જાણેછે, તેમ એ ભાગ્યરૂપ સત્તાને પણ કોઇ જોતું નથી પણ એનાં કાર્યને જોવાથી સર્વ એને જાણેછે; અને જેમ કોઇ તત્વવિત્ પુરૂષ તત્વદૃષ્ટિથી પ્રકૃતિને જોઇ જાણી શકેછે, તેમ આ ભાગ્યસત્તાને પણ કોઇ વિલક્ષણ સામર્થ્યવાળા પુરૂષો યથાવત્ જોઇ જાણી શકતા હશે. આ હું પણ એ ભાગ્યસત્તાને અધીન વર્તતો આજે આ ક્ષણે અનેક સુખદુઃખને અનુભવતો અત્ર આવ્યોછું એમ માનવાને કોઇ વિરોધ નથી. કારણ કે આપણા લોકમાં જીવોને વિવિધ ક્રિયામાં જોડનાર તથા વિવિધ ફલપ્રાપ્તિ કરાવનાર કોઈ અદૃષ્ટ હેતુને ભાગ્ય શબ્દથી ઓળખાવાયછે.

'હું સુખની સ્થિતિ છોડીને અત્ર આવ્યો છું, અને આ ક્ષણપર્યંત હું ઇચ્છિત સુખને પ્રાપ્ત કરી શક્યો નથી અને ક્યારે તે ઇચ્છિતાર્થને પામીશ એ વિષે યથાર્થ નિશ્ચય કરી શકતો નથી તેથી આ મને પ્રવાસમાં કાઢનાર હેતુરૂપ તે ભાગ્ય સુભાગ્યરૂપ છે કે દુર્ભાગ્યરૂપ છે તે હજી હું જાણી શક્યો નથી. ખરૂં જોતાં મેં સુખદુઃખ બંનેને ભોગવ્યાં છે, તોપણ પ્રધાનપણે તો પ્રવાસમાં દુઃખ જ અનુભવ્યુંછે.

દુઃખનો સમય જેને આવે તેને તે પ્રિય ન હોવાથી તે દુઃખના સમયની તત્કાલ અવધિ આવે તો ઠીક એવી તે દુઃખીની ઇચ્છા હોવી ઘટેછે તેમ મને પણ થાયછે, તથાપિ

દુઃખનાં કારણુનો અંત આવ્યા વિના દુઃખનો અંત આવતો નથી, જેથી હવે મારે આકળા થવાનું પ્રયોજન નથી. વિપત્તિમાં પડેલા મનુષ્યે ધૈર્ય જ સેવ્યછે એ હું જાણું છું. જેથી ધૈર્યનો ત્યાગ મને ઘટતો નથી.

આ પ્રકારનાં અનેક વિચારને કરતો હું સ્વસ્થ થઈને ઇષ્ટસ્મરણ કરતો સુતો, પણ નિદ્રા આવે નહિ. કામના પ્રબલ વેગવડે સંતપ્ત હૃદયવાળાને સ્વસ્થ નિદ્રા આવવી સંભવતી નથી એ જાણનાર મને ત્યાં નિદ્રા ન આવવાથી કાંઈ વિકલતા થઈ નહિ.

સુતાં સુતાં નિદ્રા ન આવવાથી વિવિધ તરંગને ઉપજાવતા મનને હું લક્ષથી જોતો હતો એટલામાં એક પુરૂષને મેં મારાપ્રતિ આવતો જોયો. હું સ્પૃહારહિત થઈને સુઈ રહ્યો તોપણ તે પુરૂષ મારા સમીપ આવીને ઉભો અને મને પૂછવા લાગ્યો કે તમે કોણ છો અને ક્યાંથી આવ્યા છો? મેં ઉત્તર વાળ્યું કે હું પ્રવાસી છું, અને દક્ષિણદિશાથી હાલમાં આવું છું. મેં તેને આવકાર દેઈ બેસવાનું ન કહ્યું તેમ છતાં પણ તે મારા સમીપ બેઠો. બેઠા પછી તેણે મારૂં વિશેષ વૃત્તાન્ત જાણવા નિમિત્તે મને પૂછ્યું કે તમે કયા કુળમાં જન્મ્યા છો અને શા નિમિત્તે પ્રદેશ સેવો છો? મેં ઉત્તર વાળ્યું કે ખાસ પ્રયોજન વિના પોતાના કુળને તથા પ્રવાસના નિમિત્તને કોઈના સમીપ પ્રકટ ન કરવું એ મારો નિયમ છે. તે પુરૂષ બોલ્યો, કોઈ પણ પ્રકારની ઇચ્છાવાળાએ પોતાની ઇચ્છા સર્વ સ્થલે ગુપ્ત રાખવી એ યોગ્ય નથી. આપણી ઇચ્છા પ્રકટ થવાથી જ કોઇ દ્વારથી તે પૂર્ણ થાય છે, અને અંતર્માં ને અંતર્માં રહેલી તે ઇચ્છા નિરંતર માનસાગ્નિને પ્રજ્વલિત કરતી પુરૂષના સત્વબલને દગ્ધ કરે છે. માટે બુદ્ધિમાન્ પુરૂષે ઇચ્છા પ્રકટ કરવામાં મોટો વિરોધ નથી. આમ છતાં પણ કેટલીએક ઇચ્છા આપણને કે અન્યને પ્રકટ થવાથી હાનિ કરનાર નિવડે છે તેવી ઇચ્છાને પ્રસંગવિના પ્રકટ ન કરવાનો નિયમ શ્રેષ્ઠ છે. હે ભાઈ! વિવેકી પુરૂષો જાણે છે કે આ જગત્માં મેળવવાના પદાર્થો વિદ્યા, કલા, સ્ત્રી, ધન તથા કીર્તિ છે. એ શિવાયના સઘળા મનાતા લૌકિક પદાર્થનો ઘણું કરીને એમાં સમાવેશ થઇ જાય છે. અને એ શિવાય મેળવવાયોગ્ય બીજો તો મોક્ષ છે. પરંતુ તે પણ સદ્વિદ્યાદ્વારા પ્રાપ્ત થાય છે, જેથી તેનો પણ વિદ્યામાં સમાવેશ થાય છે. હવે જો તમને અડચણ ન જણાય તો તમારી પ્રવાસ કરાવનારી ઇચ્છાને પ્રકટ કરો. મેં એ પુરૂષને બુદ્ધિમાન્ તથા સરલ જાણીને કહ્યું, હે સજ્જન! તમારે મારે આજ પ્રથમ સમાગમ છે તેથી આપણા પરસ્પરના નિર્દોષ પ્રેમનો ઉદય હજી થયો નથી. માટે અંતર ખોલીને ઇચ્છા જણાવવા સંકોચ પ્રતીત થાય છે. અને કુળ કહ્યાથી પણ શું? અજાણ્યા આગળ ખરાખોટાનું પ્રમાણ રહેતું નથી. અસત્ય બોલનાર પોતાનું ઉચ્ચ કુળ કહે તોપણ સામાને તેના સત્યાસત્ય કથનનો નિશ્ચય કરવો કઠિણ થઇ રહે છે. વળી અસંત નિકટ સંબંધ બાંધવાના સમયે જ કુળને જાણવાની અગત્ય રહે છે. તેવું હાલ કંઈ કારણ પ્રતીત થતું નથી તેથી કુળ કહેવા પણ મન સંકુચિત રહે છે. આ તમારા પ્રશ્નનાં ઉત્તર યોગ્ય પ્રકારે હું આપતો નથી તોપણ સહજ સ્વભાવથી એ જ પ્રશ્ન કરવાને અંતરથી વૃત્તિનો ઉદય થતો મને ભાસે છે,

પરંતુ સ્પષ્ટ કરી પૂછાતું નથી. જો અડચણ ન હોય તો કહો.

તે પુરૂષ બોલ્યો, હે ભાઈ! હું ક્ષત્રિયના કુળમાં પ્રકટયો છું. મને આ રાજ્યતરફથી સારી સત્તા મળેલી છે. અન્નવસ્ત્રની કાળજી કરવાસરખું નથી. રાજ્યસેવા હું યથાઘટિત કરૂં છું. મને એક વ્યસન છે તેથી હું નગરના આસપાસ નિત્ય ભમું છું. તે વ્યસન એ છે કે પ્રવાસી પુરૂષોને મળવું તથા દેશપ્રદેશની વાર્તા સાંભળવી. અનેક પ્રવાસીઓના મુખથી વિવિધ કથન શ્રવણ કરવાથી હું ઘણો પ્રસન્ન થાઉંછું. વળી ઘણા પ્રવાસીઓ ગૃહના ક્લેશથી નિકળી આવે છે તેમને યથાઘટિત સમાધાન આપી, થોડો કાલ અત્ર રાખી, પછી તેમને હરેક પ્રકારે શાંત કરી પાછા તેના કુટુંબમાં મેળવુંછું. ઘણા પ્રવાસીઓ સ્ત્રી, ધર્મ, વિદ્યા આદિની પ્રાપ્તિઅર્થે ભ્રમણ કરતા આવે છે તેમને યથાશક્તિ સાહાય્ય આપી વિદાય કરૂં છું. કોઇ કોઇ પ્રવાસી પુરૂષ વિરાગવાળા ચિત્તના આવે છે, તેમનાથી વિરાગના હેતુઓને શ્રવણ કરીને હું આ સંસારના મોહથી મુક્ત રહેવા યત્ન રાખું છું કેટલાએકની સુખદુઃખની વાર્તાને શ્રવણ કરીને હું ગર્વરહિત રહું છું. આ વિગેરે અનેક પ્રકારના લાભ આ પ્રવાસીઓને મળવાના વ્યસનથી હું મેળવું છું. આજે તમને પ્રવાસીસરખા જાણીને હું તમારી પાસે આવ્યો છું, અને તમારા પ્રવાસના નિમિત્તને તથા તમારી સઘળી વ્યતીત વાર્તાને જાણવાની ઇચ્છા રાખુંછું. જો યોગ્ય લાગે તો તમે મને કહો. એટલું તો મને તમારી સ્થિતિ જોતાં સમજાયું છે કે તમે વિરાગના ચિહ્નવાળા છો પણ ખરા વિરાગવાળા નથી. તમે કાંઈ કાંઇ પણ આશામાં બંધાયલા પ્રવાસ કરોછો. તમે કોઇ પણ ઉંચા કુળના અને ભાગ્યશાળી છો. વિદ્યાકલાના સંસ્કારવાળા છો. શૌર્યાદિ સદ્‌ગુણના ભંડારરૂપ છો, તોપણ કોઇ પ્રકારના સંતાપથી તપ્ત રહો છો, તેથી તેજસ્વી છતાં પણ નિસ્તેજ થતા જાઓ છો. તમે કાર્ય સાધવાની આશાથી દીન સરખા ભાસોછો પણ માંહેથી સ્વાભિમાનવાળા અને સગર્વ છો. હે ભાઈ! આ વિગેરે અનેક પ્રકારનાં તમારા વિષે મેં અનુમાન કર્યાં છે, તેમાં તમારા આગળ કહેલામાંથી જો કોઇ અનુમાન તમને અયોગ્ય ભાસતાં હોય તો મને તે અયોગ્ય કથન માટે ક્ષમા આપજો, અને મારા ઉપર રોષ આણશો નહિ. હું તો સજ્જન પુરૂષોનો દાસ છું. હું મને પોતાને બહુ બુદ્ધિમાન્ સમજતો નથી તો પણ મારા રાજસસ્વભાવથી હું મારી મતિને જ્યાં ત્યાં માર્ગ આપુંછું, અને નિર્ભયપણે નિશ્ચય કરૂંછું. આ મારૂં કહેવાયોગ્ય કહ્યું. હવે જો તમને અનુકૂળ ભાસે તો તમારી ખરી કથા કહીને મને પ્રસન્ન કરો.

આ પ્રકારનાં તે પુરૂષનાં વચન સાંભળીને તત્કાલ હું આસનથી ઉઠ્યો અને તેમને પ્રેમથી ભેટયો તથા તેમના હાથ ઝાલીને મારા સમીપ બેસાડી બેઠો, અને આ પ્રમાણે બોલ્યો. હે સુપાત્ર! મેં તમને પ્રથમથી જેવા છો તેવા જાણ્યા નહિ તેથી થયેલા અવિવેકની ક્ષમા આપજો. આ જગતમાં અનેક પ્રકારના મનુષ્યો હોવાથી સર્વ સાથે અંતર ખોલીને વાર્તા કરવાને મન માનતું નથી. સ્નેહ કરવાયોગ્ય પુરૂષોનો જ્યાં ત્યાં સુકાળ હોતો નથી. મલિન સ્વભાવનાં મનુષ્ય, ઉપરથી દેખાતાં ભલાં અને અંતરથી

ઘણાં છળ રમનાર હોયછે. જેમાં તેમનું કે કોઇનું હિત થતું નથી, એવા પ્રયોગોમાં પણ તે સજ્જનોનાં કાર્યને હાનિ કરતાં સંકોચને પામતાં નથી. આ વિશ્વમાં એવા પ્રાણિઓ ઘણા હોવાથી, અને સજ્જનોને ઓળખાવનાર કોઇ પ્રસિદ્ધ ચિહ્ન તેમનાં શરીરઉપર ન હોવાથી દરેક મનુષ્ય મળે તેનાથી નિઃશંકપણે વ્યવહાર કરી શકાતો નથી. તમે કે જે સજ્જન છો તેમના જેવાં પણ શિખીને આચરણો કરનાર દુર્જનો ઘણાં ભોળાં મનુષ્યોને ઠગેછે, જેથી બોલવા માત્રથી કે તાત્કાલિક આચરણ દેખવામાત્રથી જ મનુષ્યની પરીક્ષા કરી શકાતી નથી. આ સઘળું છતાં પણ તમે સજ્જન જ છો એવું મને અંતઃકરણમાં ભાસે છે તેથી હું મારૂં જણાવવાયોગ્ય વૃત્તાન્ત જણાવુંછું એમ કહીને મેં ઘટિત વાર્તા કહી સંભળાવી, તેમાં અમુક દેશનો અમુક રાજાનો હું પાટવી પુત્ર છું અને દેશદેશની રીતભાત જોવાનિમિત્તે તથા યોગ્ય કન્યા મળે તો વિવાહ કરવા નિમિત્તે આ મારો પ્રવાસ છે, એ તથા માર્ગમાં વ્યતીત થયેલી સઘળી વાર્તા કહી. માત્ર પાત્રસંબંધી તથા સ્રીના ચિત્રસંબંધી વાર્તા મેં તે પુરૂષને કહી નહિ. મારી સઘળી વાર્તા શ્રવણ કરીને તે પુરૂષ ક્ષણવાર સ્તબ્ધ થઇ રહ્યો. પછી બોલ્યો, હે રાજપુત્ર ! તમે મારે ઘેર ચાલો. તમે આ સ્થળે નિવાસ કરવાયોગ્ય નથી. હું રંક છું તથાપિ તમને પરોણાતેડવાયોગ્ય છું, એમ બોલીઉઠયો, અને મારો હાથ ઝાલી મને ઉઠાડયો. મેં ઘણી આનાકાની કરી પણ તેના સાચા પ્રેમનો એવો આગ્રહ થયો કે મારાથી ના ભણી શકાયું નહિ. મારૂં પાત્ર મેં હાથમાં લીધું ત્યારે તે પુરૂષે તે પાત્ર મૃત્તિકાનું જાણીને તેનો ત્યાગ કરવાનું મને ઘણું કહ્યું, પણ મેં તેને આગ્રહ જણાવી કહ્યું કે એ પાત્ર મને પ્રાણથી પ્રિય છે, અને એનો મારા ઉપર ઘણો ઉપકાર છે; માટે હું એને ત્યજીને તમારે ત્યાં આવી શકીશ નહિ. ત્યારે તેણે તે પાત્રસહિત મને સાથે લીધો, અને નગરમાં પ્રવેશ કરયો. નગરની શોભા તથા સ્રીપુરૂષોની સુંદરતા જોઇને મને ચિત્તમાં અધિક પ્રસન્નતા ભાસી. નગરમાં માર્ગ કાપતાં તે પુરૂષના ગૃહસમીપ આવ્યા. જ્યારે મેં પ્રથમ આ પુરૂષને જોયો ત્યારથી તે એના ઘરસમીપ આવતાપર્યંત મેં જેવા પ્રકારનું એના ગૃહવિષે અનુમાન કરેલું તે સઘળું તેનું ઘર જોતાં ખોટું પડ્યું. એ પુરૂષના દ્વારઉપર શોભિતા શસ્રધારી ઉભા તથા દ્વારપાલ બેઠા હતા. અમને જોઈને સઘળાએ પોતપોતાનાં સ્થાને ઉભા રહી સવિનય નમન કર્યું. તે સ્વીકારી ગૃહમાં પ્રવેશતાં તે ગૃહ મધ્યમ પ્રકારના રાજાના ગૃહજેવું જણાયું. નાના પ્રકારના મોહકપદાર્થોથી તેને શોભાવ્યું હતું. આ ગૃહ જોયાપછી એ પુરૂષમાટે મેં પ્રથમ બાંધેલા વિચાર છોડીને તેથી ઉંચા પ્રકારના વિચાર બાંધ્યા. તે પુરૂષે મને તે વિશાલ ભવનના એક સ્વતંત્ર ભાગમાં તેડી જઈ કહ્યું, તમે કોઈ પ્રકારની પણ શંકા રાખ્યાવિના આ સ્થલમાં બેસો, સુઓ અને ઇચ્છાનુકૂલ વર્તો. એક સેવકને બોલાવી મને સોંપ્યો, અને તેને આજ્ઞા આપી કે આમની આજ્ઞામાં રહી એમને સઘળી અનુકૂળતા કરી આપવી. મને કહ્યું કે આ સેવકે પાસે સર્વ પ્રકારની સેવા લેવી. એટલું કહી તે પોતાના વિભાગમાં વસ્ત્ર મુકવા ગયા. તે સેવકે સઘળી ગોઠવણ કરીને પછી સ્નાનના સમયે મને સુગંધયુક્ત તૈલાદિના મર્દનપૂર્વક સ્વચ્છ ઉષ્ણોદકથી સ્નાન કરાવ્યું. પછી મને રાજાને શોભે એવાં સુંદર વસ્ત્ર તેના ધણીની

આજ્ઞાથી પહેરવાને આણીઆપ્યાં. મેં અદૃષ્ટને અધીન થઈ સંકોચવિના તે પહેર્યાં, અને પછી હું મારા ઉતારામાં જઈને ઇષ્ટસ્મરણ કરતો બેઠો. પશ્ચાત્ તે પુરુષ ઉત્તમ પ્રકારના અલંકારો મને ધારણ કરાવવા નિમિત લઈને મારા સમીપ આવ્યા, અને મને ધારણ કરવા કહ્યું. મેં ઘણી ના કહી, પરંતુ તેણે કહ્યું, અમારા દેશમાં ગૃહાગત પુરુષનું આ પ્રકારે આતિથ્ય કરવાનો ચાલ છે. તમારે જ્યારે પ્રયાણની ઇચ્છા થાય ત્યારે એ સઘળા પદાર્થ પાછા આપજો, અને દૈવયોગથી તે સમયપર્યંતમાં એમાંથી કોઇ પદાર્થ ખોવાય તો તેની કાંઇ ચિંતા નથી. અતિ આગ્રહથી તે અલંકારો મેં પહેર્યા. આ સમયે મને મારી પૂર્વસ્થિતિ સાંભરી અને હૃદય ભીનું થયું. ત્યાર પછી રાજાઓની રીત પ્રમાણે વિધિથી ઉત્તમ ષડ્રસયુક્ત પદાર્થોનું ભોજન કર્યું અને પછી રૂડી રીતે હું નિદ્રાવશ થયો. નિદ્રામાંથી જાગ્યા પછી, મુખ ધોઇને સાવધાન થયો. મેં સ્નાન કર્યા પૂર્વે મારાં વસ્ત્રમાં પેલું પાત્ર તથા ચિત્ર સંભાળથી બાંધીને મુક્યાં હતાં તે કોઈ ન જાણે એમ તપાસીજોયાં.

(અપૂર્ણ.)

## ॥ श्री पंचवरद वृत्तान्त ॥

(અનુસંધાન વર્તમાનરૂપના પૃષ્ટ ૮૯ થી)

૧ અશ્રધ્ધાવાન્ અધમ સંસ્કારવાળા મનુષ્યો તો એમ માનતા તથા અન્યને મનાવવા યત્ન કરતા કે આ આપણા શ્રીગુરૂ છે ખરા, અને આપણે એમને શ્રીગુરૂરૂપે માન આપીએ છીએ ખરા, પણ જેવા શાસ્ત્રમાં લખ્યા છે તેવા એ શ્રીગુરૂ નથી. શાસ્ત્રમાં ખરા ગુરૂને તો નિ:સંગ ને નિર્લેપ કહ્યા છે, અને આ ગુરૂ તો આપણો સર્વે મનુષ્યોનો સંગ રાખે છે, અને આપણાં સુખ દુ:ખોને શ્રવણ કરીને તે તે દુ:ખની નિવૃત્તિ અને સુખની પ્રાપ્તિ માટે ઉપાયની યોજના કરીઆપવાની કાળજીવાળા છે; તેથી લિપ્તમાં ગણાય એવા છે. વળી ખરા ગુરૂ તો, સ્ત્રી, પુત્ર, ગૃહ, ક્ષેત્ર, તથા ધનાદિ પદાર્થનો ત્યાગ કરીને કૌપિન માત્રને ધારણ કરીને નિરંતર વિચરતા રહે તે છે, તેમનાથી પૂરી એક રાત્ર પણ એક જગાએ રહેવાય નહિ, અને આ ગુરૂ તો આપણીપેઠે સ્ત્રી, પુત્ર, ગૃહ, ક્ષેત્ર, તથા ધનાદિ પદાર્થના સંગ્રહવાળા છે, ઘણો કાળ એક જ સ્થાનમાં રહેનાર છે, તથા સારાં વસ્ત્રોને ધારણ કરેછે, માટે એ કાંઇ ખરા ગુરૂ ગણાય નહિ. વળી શાસ્ત્રમાં તો કામ, ક્રોધ, લોભ, મોહ તથા ભય આદિ દોષોથી રહિતને ગુરૂ કહ્યા છે, અને આ ગુરૂમાં તો તે સઘળા દોષો હશે એમ અનુમાન કરવાને કારણ છે. કેમકે શાસ્ત્રમાં કહ્યું છે કે "संगात् सजायते कामः कामात् क्रोधो भिजायते । क्रोधाद्भवति संमोहः संमोहात् स्मृतिविभ्रमः ॥ स्मृतिभ्रंशात् बुद्धिनाशोबुद्धि नाशात् विनश्यति ॥ ભાવઃ—આ પ્રાણીપદાર્થના સંગથી કામ ઉપજે છે. કામથી ક્રોધ પણ ઉપજે છે, ક્રોધથી મોહ પણ થાય છે, સંમોહથી આ કરવાયોગ્ય છે અને આ કરવાયોગ્ય નથી, એ પ્રકારની જે સ્મૃતિ, તે લોપપામેછે, અને સ્મૃતિ લોપ થવાથી બુદ્ધિમાં બગાડ થાયછે, અર્થાત્ યોગ્યાયોગ્ય

નિશ્ચય કરવાનું સામર્થ્ય ઘટી જાય છે, અને તેમ થવાથી અયોગ્ય આચરણનો સંભવ આવેછે અને તેથી જ્ઞાનસુખનો વિનાશ થાયછે. આ પ્રમાણે શાસ્ત્રવચનપ્રમાણથી સ્પષ્ટ જ છે કે આ ગુરુને આપણું આદિ પ્રાણીઓનો સંગછે, તેથી એમનામાં સંગથી પ્રાપ્ત થતી દોષોની પરંપરા સઘળી જ આવવી જોઇએ, અને તે દોષસમૂહ આવે એટલે ગુરૂપણું ગણાય નહિ. વળી શાસ્ત્રમાં તો ગુરુને નિરૂપાધિવાળા કહ્યા છે, અને આ ગુરુ તો ઉપાધિવાળા છે, કારણ કે દંડ, છત્ર, ચામરાદિ સંપૂર્ણ દેવરૂપના સમીપ રહેનાર ચિહ્નોને પોતાના સમીપ રાખેછે, અને તેના અંગે વાહનાદિ ઉપાધિ પણ એમની પાછળ છે. વળી શાસ્ત્રમાં તો નિરન્તર જ્ઞાનમાં તલ્લીન રહેનારા ગુરુ કહ્યાછે, અને વ્યવહારના સંબંધવાળી વાર્તામાત્રને ન બોલનાર તથા ન સાંભળનાર એવાને ગુરુ કહ્યાછે, અને આ તો આપણને બોધ આપવાને જાગૃત્ત રહેછે, એટલે જ્ઞાનમાં તલ્લીન તો નથી જ રહેતા. અને બોધ આપેછે ત્યારે વ્યવહારને લગતાં દૃષ્ટાન્તોને વારંવાર કહીને સૌને સમજાવેછે, એટલે વ્યવહારકથન કરવારૂપ દોષ પણ એમનામાં છે, એટલે શાસ્ત્રસિદ્ધ ગુરુમાં આ ગુરુની ગણના કરવી ઘટિત નથી.

શાસ્ત્રમાં બાલવત્ કે ઉન્મત્ત પિશાચવત્ વિચરનારને ગુરુ કહ્યા છે, અને આ ગુરુ તો બાલક કે ઉન્મત્ત પિશાચની પેઠે વિચરતા જણાતા નથી. આ તો આપણી પેઠે સાધારણ મનુષ્યવત્ વિચરેછે. તેથી પણ એમની ગુરુમાં ગણના કરવી ઉચિત નથી. વળી શાસ્ત્રમાંતો દિગંબર રહેનાર તથા પોતાના શરીરનું પણ ભાન જેમને હોતું નથી તેવાને ગુરુ કહ્યા છે, અને આ તો પાંચે વસ્ત્ર આપણી પેઠે ધારણ કરનાર છે, અને પોતાનાં તથા સબંધીઓનાં તેમ જ ઇતર સર્વનાં શરીરના ભાનવાળા છે. સર્વના રક્ષણના ઉપાયને પણ કથન કરેછે, માટે ગુરુપણું સંભવતું નથી. શાસ્ત્રમાં તો સર્વાર્થ સધાવનાર, મૌનને ધારણ કરનાર તથા શરીરના રક્ષણમાટે પોતાને હાથે નહિ જમનારને મહાત્મા કહ્યા છે, અને આ તો બોલેછે તથા પોતાને હાથે જમેછે. વળી શાસ્ત્રમાં તો શત્રુમિત્રભાવથી રહિત રહેનાર ગુરુ કહ્યા છે, અને આમને તો સગાં સબંધી તથા આપણે શિષ્યો છીએ, એટલે આપણા ઉપર એમને મિત્રબુદ્ધિ હશે અને જેઓ એમને નહિ માનનાર હશે તેમના ઉપર તો એમની શત્રુબુદ્ધિ હશે. જેથી ગુરુપણાનો વાંધો સમજવો. આ વિગરે અનેક પ્રકારના વિચારને વશ થતા તે અશ્રદ્ધાવાન્ મનુષ્યો પોતાની અશ્રદ્ધાને દૃઢ રાખતા હતા, તથા અન્યમાં અશ્રદ્ધા દૃઢાવવાને એવા અનેક તર્કવિતર્ક કરીને સંભળાવતા તથા સમજાવતા હતા.

હવે શ્રદ્ધાવાન્ મનુષ્યના વિચારોને શ્રવણ કરો.

તે શ્રદ્ધાવાન ઉત્તમ સંસ્કારવાળા અધિકારીઓ પોતાના મનમાં વિચાર કરતા કે "અહો! આપણે કેવા સુભાગ્યવાન્ છીએ કે આપણે જેવા જોઇએ તેવા તથા જેવા શાસ્ત્રમાં કહ્યા છે તેવા શ્રીસદ્ગુરુ પ્રાપ્ત થયા છે. આ આપણા શ્રીગુરુ પરમદયાળુ છે. શરણાગત જનોને અધોગતિથી ઉગારવાને નિરન્તર પ્રયત્નવાળા છે. એમને કોઇ પ્રકારનો પણ સ્વાર્થ સાધવનો હોય એમ પ્રતીત થતું નથી. કેવળ પરોપકારાર્થ અવશેષ આયુષ્ ગાળેછે. એ સંગી છતાં પણ નિઃસંગી તથા નિર્લેપ છે. કારણકે ઇતર પ્રાણીઓને સંગદ્વારા

જે કામક્રોધાદિ દોષ ઉપજે છે તે દોષોનો અંશ માત્ર પણ એમનામાં પ્રતીત થતો નથી. આ જગતમાં અન્ય લોકોના નિશ્ચયથી તથા શાસ્ત્રથી પણ એમ સિદ્ધ થાયછે કે જે સંગી છતાં નિ:સંગી તથા નિર્લેપ છે, તે પુરુષોત્તમ છે. એમનું હૃદયબળ પણ અવર્ણનીય શક્તિવાળુ હોવું ઘટેછે. કારણકે ઘણા ક્ષુદ્રહૃદયબળવાળા મનુષ્યો માયાના કાર્યપ્રપંચથી તથા પ્રપંચના સંબંધથી ઉપજતા દોષોના ભયથી ત્રાસ પામીને ત્યાગી થઇ જ્યાં ત્યાં ભાગતા ફરેછે. તોપણ તે ત્યાગીઓ તે પ્રપચથી કે દોષોથી બચી શકતા નથી. શત્રુના ભયથી ભાગતા ફરનારને આ લોકમાં પણ કોઈ શુરવીર કે ધીરપુરુષ કહેતા નથી, તથા તેમના પરાક્રમની સ્તુતિ ગવાતી નથી. પણ જે પુરુષ અલૌકિક હૃદયબળવાળા હોઇને શત્રુનો વિનાશપર્યન્ત રણભૂમિમાં શત્રુના સંમુખ રહીને યુદ્ધ કરેછે તથા અવિકળપણે રહેતાં અન્ને શત્રુનો પરાભવ કરેછે તેમને વિજયી તથા શુરવીર ધીર બુદ્ધિમાન્ પુરુષ કહેછે તથા તેમના ગંભીર હૃદયબળની સ્તુતિ સર્વત્ર ચિરકાલપર્યન્ત ગવાય છે. જેથી અકાળે સંગના ભયથી ત્યાગ કરી નીકળેલા કાયર પુરુષ આપણા શ્રીગુરૂ નથી પણ અપ્રમાદયુક્ત ધૈર્યવાળા તથા શૌર્યાદિ સંપૂર્ણ દૈવીસંપત્તિવાળા છે. જેથી સંપૂર્ણ સેવ્યરૂપ શ્રીગુરૂઓની પંક્તિમાં શ્રેષ્ઠ છે. વળી કેવળ બાહ્ય ત્યાગવાળા શાસ્ત્રમાં પણ ગુરૂપદને યોગ્ય કહ્યા નથી. કારણ કે તેમની એક સ્થળમાં અધિક કાળપર્યન્ત સ્થિતિ હોતી નથી. જેથી તેઓ સાધકોને યોગ્ય સમયે યોગ્ય ઉપાયો લેવામાટે ઉપયોગી થઇપડતા નથી. અને પ્રતિદિવસ નવા નવા ત્યાગીઓનો થોડો થોડો સમાગમ કોઇએક પ્રકારના દૃઢ નિશ્ચયમાં સ્થાપવાને સમર્થ થતો નથી પણ ઉલટો પ્રસંગપરત્વે તેવા અનેક પુરુષદ્વારા અનેક પ્રકારનું શ્રવણ કરવાથી સાધકની મતિમાં ભ્રમ થવાનો સંભવ આવેછે, અને પ્રત્યેક નિશ્ચયથી સદા ભ્રષ્ટ રહેવાયછે. આમ હોવાથી એક સ્થળમાં અધિક નિવાસ કરનાર મહાત્મા સાધકોને માટે શ્રેષ્ઠ કહ્યાછે. કારણ જ્યારે ત્યારે તે એક પોષકથી જ તેમના નિશ્ચયો પોષાય છે. વળી ત્યાગીઓમાં પણ અનેક પ્રકારના નિમિત્તોથી ત્યાગાવસ્થાને પ્રાપ્ત થયા હોયછે, તેમાંથી સ્વલ્પ સહવાસથી યોગ્ય પુરૂષ કોણ છે તેનો નિર્ણય કરી તથા તેમને યોગ્ય જાણ્યા પછી તેમના વચનમાં વિશ્વાસ કરવા અનુકૂળતા ભાગ્યે જ આવેછે. જેથી વિચરતા ત્યાગીથી પણ સાધકને સંતોષ થવો કઠિન છે, અને મઠ બાંધીને ગામમાં કે નગરોમાં રહેલા ત્યાગીઓમાં તો ત્યાગીના ધર્મના અભાવે ત્યાગીપણાનો અસંભવ હોય છે. જેથી તેવા ઉભયભ્રષ્ટ પુરૂષનો સંગ પણ અવશ્ય ભાગ્યે જ નીવડે છે, જેથી સઘળા પ્રકારથી વિચાર કરી જોતાં સુખ દુઃખ, લાભ અલાભ, જય અજય, આદિ સંપૂર્ણ દ્વંદ્વધર્મની પ્રતીતિએ જેમનું અંતઃકરણ સદા નિર્વિકાર રહેછે એવા આપણા આ શ્રીસદ્ગુરૂ જ શ્રેષ્ઠ છે.

ઘણા ઓછી મતિવાળા મનુષ્યો ગૃહીસરખા પ્રતીત થતા પુરૂષને અયોગી જ જાણે છે, પણ યોગીશ્વર યાજ્ઞવલ્ક્યાદિને પૂર્વકાળથી જ યોગીશ્વર સંજ્ઞા ગૃહી હોવા છતાંઅર્પાયલી છે. વળી શ્રીકૃષ્ણાદિ લીલાનુધારીઓને પણ યોગીશ્વર સંજ્ઞા ગૃહી છતાં પ્રસિદ્ધ છે, તો આપણા શ્રીગુરૂને યોગીશ્વરરૂપે જાણવામાં આપણે કિંચિત્ પણ અયુક્તતું કરીએ છીએ એમ નથી. વળી કોઈ એમ કહે કે વૈભવી પદાર્થોથી રહિત ત્યાગી, ગુરૂપદે ગણવાયોગ્ય છે. તો, તે પણ સર્વત્ર સંભવતું નથી. શ્રી શુકદેવજીજેવા ગર્ભયોગી તથા ત્યાગીને પણ વૈભવી

ગૃહી જનકપાસે શાંતિનિમિત્ત જવું પડયું હતું એમ પૂર્વ ગ્રંથથી સ્પષ્ટ છે. વળી કોઈ એમ માને છે કે સંપૂર્ણ વ્યવહારથી રહિત થયેલા તથા જ્ઞાનમાં ગર્ક થઇ ગયેલા ગુરૂ ગણવાયોગ્ય છે, પરંતુ આ કહેવું અનનુભવનું છે. કારણ કે સંપૂર્ણ વ્યવહારથી રહિત અને જ્ઞાનમાં જ ગર્ક થઈ ગએલા તો સપ્તમી ભૂમિકામાં સ્થિત પુરૂષ હોય છે, તેમનું સ્વતઃ કે પરતઃ ઉત્થાન થતું જ નથી, તો તેવા પુરૂષ સાધકને શી રીતે બોધ કરી શકે? અને બોધ ન કરી શકે તો નિઃસંદેહ થવાની ઇચ્છાવાળાને તેમનો શો ઉપયોગ ! એવા મહાત્મા તો દર્શનમાત્રને અર્થે જ છે. પ્રસિદ્ધ રીતે લોકમાં કહેવાયછે કે કોઈ ગુરૂ તો પાંદડાજેવા છે, અર્થાત્ પત્ર જેમ જળમાં તરે છે, પણ તે પત્રઉપર કોઇ પદાર્થ મુકીએ તો તેને તે તારી શકતું નથી તેથી તે બુડે છે, તેમ જે પુરૂષ પોતે તરે છે પણ શરણાગતને ન તારતાં ડુબાવે છે તે ગુરૂ શ્રેષ્ઠ નથી. વળી એક ગુરૂ પાષાણજેવા છે તે પોતે બુડે છે અને શરણાગતને પણ બુડાડે છે. અને એક ગુરૂ તો શુદ્ધ નૌકાજેવા છે કે જે પોતે તરે છે ને શરણાગતને તારે છે. આ નૌકાજેવા ગુરૂ સર્વોત્તમ છે; અને આપણા શ્રીગુરૂ તે સર્વોત્તમ પંક્તિના છે, કેમકે પોતે મહામુક્તાવસ્થાને ભોગવતાં છતાં અન્ય સર્વને તારે છે. કોઇ કોઈ પુરૂષો તો બાલ કે ઉન્મત્ત પિશાચવત્ વર્તનારા હોય છે. તે બાલાદિવત્ વિચરનારાઓ પૂર્ણાવસ્થાને પામેલા હોતા નથી, તેથી ઉપાધિરહિત રહી પૂર્ણ થવાને તેમ રહે છે; અર્થાત તેઓ સાધક છે; અને સાધક હોવાથી તેઓ પોતાના મનના અવિશ્વાસવાળા હોય છે તેથી પણ તે નિઃસંગ રહે છે. વળી તેમના નિરૂપાધિ પ્રારબ્ધના બળથી પણ તેમને તે સ્થિતિમાં રહેવાની કદાચિત્ ઇચ્છા ન હોય તો પણ તે પ્રારબ્ધબળવડે તેમાં રહેવું પડેછે. આ વિગેરે પ્રકારથી તે બાલાદિવત્ વિચરનારા અપૂર્ણ છે અને તેથી જ તેઓ સંગથી ભયભીત રહે છે. તેથી તેવા પુરૂષો શ્રીસદ્ગુરૂરૂપે સાધકોએ સેવવા યોગ્ય નથી. આમ હોવાથી સમ્યક્ સ્થિતિવાળા આપણા શ્રીસદ્ગુરૂ જ સર્વ પ્રકારથી શ્રેષ્ઠ છે અને સાધકોએ સેવવાયોગ્ય છે. વળી જેઓને શરીર તથા વસ્ત્રાદિનું ભાન નથી એવા પુરૂષો પણ શાંત ચિત્તથી અને સાવધાનપણે વારંવાર સાધકના ચિત્તનું સમાધાન કરવા પ્રવૃત્ત થાય એમ સંભવતું નથી, તેથી તે પણ ગુરૂપદને યોગ્ય નથી. જેથી સદાકાળ દયાળુ સ્વભાવથી ચિત્તની સમ અવસ્થા પ્રતીત કરાવતા આપણા શ્રીગુરૂ જ એ પદે યોગ્ય છે. કોઈ કોઈ મનુષ્ય તો શમદમાદિ સાધનસંપત્તિને સાધવા તથા અસ્વાધીન મન તથા ઇંદ્રિયોને ક્રમેથી નિરોધ કરવાને મૌનાદિ વ્રતને સેવનાર મૌનધારીને જ ગુરૂપદને યોગ્ય માને છે, પણ તે સાધક હોવાથી સદ્ગુરૂપદને યોગ્ય નથી. વળી તે મૌનધારી વિગેરે વ્રતને આચરનારામાં કોઇ કોઇ સરળ અને કોઈ તો દંભી હોય છે, તેમની પરીક્ષા પણ તત્કાલ થવી કઠિન છે. તેમ જ તે મૌનવાળા પુરૂષને પ્રશ્ન થવાથી તત્કાલ સમાધાનની આશા ઓછી છે. કદાચિત્ તેવા સરળ પુરૂષ લખીને સમાધાન આપે તોપણ તે અધિક લખવાના ભયથી સ્વલ્પમાં ઉત્તર આપવા જાય છે તેથી સાધકને સમાધાન થવું પણ કઠિન છે. માટે તેવા પુરૂષો સાધકને શ્રીગુરૂરૂપે ઉપયોગી નથી. આ વિગેરે અનેક પ્રકારથી જોતાં રાગદ્વેષાદિ દોષોથી રહિત, શત્રુ મિત્ર તથા ઉદાસિન પુરૂષોપ્રતિ સમબુદ્ધિથી વર્તતા પ્રતીત થતા આપણા શ્રીગુરૂ જ શ્રેષ્ઠ છે. ઘણા સામાન્ય વિચારના મનુષ્યો એમ માની બેસે છે કે વનમાં વાસ કરનારા જ

મોટા પુરૂષ છે. પરંતુ ખરૂં જોતાં તેમ નથી. પૂર્વકાળથી અનેક વિચાર કરતાં એ નિશ્ચય સિદ્ધ થઈ ચુક્યો છે કે જે સમર્થપુરૂષ પોતાના અંતરમાં રહેલા છ રિપુને વશ વર્તાવનાર થયો નથી તે વનમાં વસ્યો તો તેથી પણ શું લાભ ? કાંઇ જ નહિ, અને જે પુરૂષ અંતરમાં રહેનાર ષડ્રિપુને વશ વર્તાવનાર થયો છે તે પુરૂષ ઘરમાં રહેલ હોય તો તેથી પણ શું હાનિ ? કાંઇ જ નહિ.

વળી જે પુરૂષની વિષયોપ્રતિની પ્રવર્તતી સ્પૃહા છૂટી નથી તથા જેમને વસતિમાં કે વસતિસમીપ ગૃહરૂપ મઠમાં રહેવાની વૃત્તિ છૂટી નથી તથા જેમને સ્ત્રીપુરૂષાદિના સહવાસની સ્પૃહા નિર્મૂળ થઇ નથી, તથા જેમને પ્રાપ્ત પદાર્થોના રક્ષણની તથા અપ્રાપ્ત પદાર્થ પ્રાપ્ત કરવા નિમિત્તના ઉદ્યોગની આશા છૂટી નથી તેવા પુરૂષ કદાચિત્ ત્યાગના વેષવાળા હોય તો તેથી પણ શું ? અને પ્રાપ્ત અપ્રાપ્ત તથા વિનાશના સમયમાં પદાર્થના નિમિત્તથી જેમના ચિત્તમાં હૃદ્બલને ક્ષીણ કરનાર ક્ષોભ થતો નથી અને સમાધાન વૃત્તિ વર્તતી હોય તો તેવા ગૃહીને ગૃહમાં કરેલા નિવાસથી પણ શું હાનિ ?

જ્યાંપર્યંત એક સ્થિતિનો ત્રાસથી ત્યાગ કરવાની ઇચ્છા અને અન્ય સ્થિતિને સુખની લાલસાથી ગ્રહણ કરવાની ઇચ્છા અંતરમાં સ્ફુરતી હોય છે ત્યાંપર્યંત રાગદ્વેષનાં મૂળ દૃઢ હોય છે. જેથી તેવા પુરૂષને વિષે સર્વત્ર પૂર્ણપણું સંભવતું નથી. પણ જેમને પ્રાપ્ત સ્થિતિમાં જ નિર્દોષપણે સ્થાપી રાખનાર સામાન્ય વૃત્તિ અવશેષ રહી હોય છે તેવા પુરૂષ જ ઉપદેષ્ટા તથા સદ્ગુરૂપદને યોગ્ય છે.

કોઈ તો મહાત્માના સરખા વેષને તથા મહાત્માસરખી બાહ્ય સ્થિતિને જોઇને તથા મહાત્માસરખા વિદ્વાન્ છેએમ જાણીને સદ્ગુરૂ પદની યોગ્યતાવાળા ગણેછે. પણ તે યોગ્ય નથી. કારણ કે ઘણા વેષધારીઓ સ્વાર્થ સાધવા વેષ ધરેછે. અને ઘણા બહારથી મહાત્માપણાનું ડોળ દેખાડનાર પ્રસિદ્ધ રીતે પોતાની ઉત્તમ સ્થિતિ હોય એવું કોઇ કાળે ભાન કરાવે છે પણ અંતરમાં ભારે છળવાળા હોવાથી અન્ય સમયે ગુપ્તપણે અન્ય સ્થિતિને સેવેછે. તેમ જ ઘણા વિદ્વાનો હોયછે પણ પોતાના કોઇ પણ નિશ્ચયમાં દૃઢ હોતા નથી. એક કાળે એક નિશ્ચય કરે અને અન્ય સમયે તેને દોષવાળો સમજીને તેને ત્યજવા આદરે. એવા અદૃઢ ચિત્તવાળા વિદ્વાનો તથા પ્રથમ કહેલા મિથ્યા વેષધારી તથા છળથી સ્થિતિ દેખાડનારા પણ શ્રીગુરૂપદને યોગ્ય નથી. પણ આ આપણા શ્રીસદ્ગુરૂ કે જેઓ મિથ્યા વેષવાળા નથી તથા બાહ્ય સ્થિતિમાં પણ કાળે કાળે ભેદને પામનારા નથી તથા અદૃઢ નિશ્ચયવાળા નથી, અર્થાત્ સદા નિરૂપાધિ વેષવાળા, અચલ સ્થિતિવાળા તથા દૃઢ નિશ્ચયવાળાછે જેથી સર્વપ્રકારથી એ જ આપણે તો સેવ્યછે. આ વિગેરે અનેક પ્રકારના વિચારોવતે કરીને તે શ્રદ્ધાવાન્ પુરૂષો પોતાના નિશ્ચયમાં દૃઢ રહેતા હતા.

હવે ત્રીજા પ્રકારનાં જે મધ્યમ સંસ્કારથી પ્રવર્તતાં મધ્યમ સ્વભાવનાં મનુષ્યો હતાં તે તો શ્રદ્ધાવાનના તથા અશ્રદ્ધાવાનના વિચારોને શ્રવણ કરીને ક્ષણે શ્રદ્ધાવાન્ અને ક્ષણે અશ્રદ્ધાવાન્ રહેતાં હતાં, અને તે બે પક્ષના વિચારોને તોડવા કે બળવાન્ કરવા પોતાની વિચારસૌ-

ક્તિને વધારે ક્રમે લગાડે એવા ન હતા. જેથી તેઓ પોતાની મેળે જ પોતાનું હિત કે અહિત કરતા ન હતા. પણ અમુક મનુષ્ય કહેછે તે ઠીક જ કહેતા હશે અને અમુક કરેછે તે સમજીને જ કરતા હશે એવા અનુમાનથી જેવા જેવા મનુષ્યસાથે જ્યારે જ્યારે સંબંધ થાય ત્યારે ત્યારે તેવા તેવા ભાવને પોતામાં ઉપજાવી લેતા હતા આમ હોવાથી તે મધ્યમ પ્રકૃતિનાં મનુષ્યોના વિચારો હવે સ્પષ્ટ કરીને અત્ર જણાવવા અવશેષ રહેતા નથી.

આ વિધ અશ્રદ્ધાવાન્ શ્રદ્ધાવાન્ તથા અર્ધ અશ્રદ્ધાવાન્ એમ ત્રણે પ્રકારનાં મારા સમીપ આવનાર મનુષ્યો પોતપોતાનાં આંતર બળના પ્રમાણમાં નિશ્ચયો બાંધી વર્ત્તતા.

એ શિવાયનાં પણ ઘણાં મનુષ્યો આવતાં પણ તે નિરંતર આવતાં નહોતાં. કોઇ કોઇ દિવસ આવતાં તથા તે પૂર્વોક્ત ત્રણ પ્રકારનાં મનુષ્યની પેઠે ગુરૂબુદ્ધિ સ્થાપીને જ આવતાં નહોતાં પણ પ્રસંગે કાંઇ પૂછવા કે ચર્ચા જોવા સાંભળવા કે કરવાને આવતાં. તેમાં પણ ઘણા પ્રકારના નિશ્ચયવાળા આવતા હતા. હવે તે પૂછવા આવનારના ભેદ સમજાય માટે અત્ર તેમનાં સામાન્ય સ્વરૂપને કહુંછું. જે સ્વરૂપ સાધકોને પ્રસંગવશાત્ ઘણાં ઉપયોગનાં છે. તે પૂછવા આવનારામાંથી કોઈ સરળ અંતઃકરણવાળા પુરૂષો તો પોતે એક વાર કે અનેક વાર શ્રવણથી કે ગ્રંથાવલોકનથી પોતાના મનમાં કરેલા નિશ્ચયો તે યથાર્થ છે કે અયથાર્થ એ જાણવા અર્થે પ્રશ્ન કરતા હતા, તથા પોતાનો નિશ્ચય અયથાર્થ ઠરે તો યથાર્થ નિશ્ચય કરવાની ઇચ્છાવાળા હતા. તેમની પ્રશ્ન પૂછવાની શૈલી આ પ્રકારની હતી.—

"હે ભગવન્! અમે અમુક સ્થળથી અથવા અમુક ગ્રંથમાંથી અમુક વાતો અમુક પ્રકારના રૂપમાં જાણી છે. તથા તે અમુક અમુક કારણોથી ખરી છે, એવો અમારો નિશ્ચય આજ પર્યન્ત બંધાયો છે. તો એ નિશ્ચય સાચો છે કે એમાં કોઇ દોષ છે, તે આપ કૃપા કરીને કહો. અને કદાચિત્ એ નિશ્ચય અયથાર્થ જ હોય તો એ સંબંધમાં યથાર્થ નિશ્ચય શું કરવો તે પણ કહેવા આપ દયા લાવશો." આ પ્રકારના પ્રશ્ન કરનારા વિશેષે કરીને શુદ્ધ મનના હોય છે, અને તેથી તે યોગ્ય ઉત્તર પામવાની યોગ્યતાવાળા હોય છે. જેથી તેવા પ્રશ્નકારો આવતા તે ઉપાધિ કરનાર જણાતા નહોતા. કારણકે તેમને સકારણ સમાધાન આપતાં તેઓ તત્કાળ સ્વીકારતા અને દુરાગ્રહ કરતા નહોતા.

અન્ય કેટલાક તો એવા આવતા હતા કે તેમને જે વિષય નવીન જ જાણવાનો હોય તથા જે વિષે તેમણે કાંઈ પણ નિશ્ચય બાંધ્યો નહોય તે જ પૂછતા. તેમની પૂછવાની શૈલી આ પ્રકારની હતીઃ—

"હે દયાસાગર! અમે અમુક વિષય જાણવાની ઇચ્છાવાળા છીએ. એ સંબંધમાં અમે આજપર્યન્ત કોઈદ્વારા કશું જાણ્યું નથી, તથા તે સંબંધમાં અમે પોતે પોતાની મેળે પણ વિચાર કરીને કાંઈ નિશ્ચય બાંધ્યો નથી. તેમ જ અમે અમારા વિચારથી કદાચિત્ અયથાર્થ નિશ્ચય બાંધી લઇએ, અને પછી તેમાં અમને દુરાગ્રહ થાય તો અનર્થ થાય, જેથી અમે અમારા વિચારથી હવે પછી નિશ્ચય કરવા ઇચ્છતા નથી. માટે આપ કૃપા કરીને એ સંબંધમાં જે કાંઇ જણાવવા યોગ્ય હોય તે અમારા પ્રતિ કહો."

આ પ્રકારના પ્રશ્ન કરનાર પણ શુદ્ધ મનના ગણાય છે. જેથી તેમને ઉત્તર આપવામાં પણ કષ્ટ નથી. એવાઓને હું ઉત્તર આપતો તથા તે ઉત્તરને પ્રમાણયુક્ત જાણીને તેઓ સ્વીકારતા. જેથી તેમનાવ્વડે પણ કાંઇ ઉપાધિનો સંભવ રહેતો નહોતો. આ બે પ્રકારના પ્રશ્ન કરનારમાં પણ કોઈ કોઇ પુરૂષ ખળ હોય છે. પણ પ્રાપ્તવિવેક કુશળ પુરૂષ તેવાં મનુષ્યોની તેમની સાથે સંબંધ થવાથી તત્ક્ષણ પરીક્ષા કરી લેછે, અને પછી તેમની સાથે ઘટિત વ્યવહાર કરેછે જેથી વિશેષ કષ્ટનો સંભવ આવતો નથી. હું પણ તેવા મનુષ્યોને જાણી તેમનાથી ઘટિત પ્રવૃત્તિ કરતો હતો.

કેટલાએક પ્રશ્ન કરનારા એવા હોય છે કે પોતે યથાર્થ કે અયથાર્થ ગમે તેવો નિશ્ચય કોઈ પણ વિષયમાં કર્યો હોય અને તે નિશ્ચય સપ્રમાણ ખોટો ઠરે તો કદાચિત્ પણ તે છોડવો નથી એવો દૃઢ આગ્રહ રાખે છે. તેવાં મનુષ્યો પોતાના નિશ્ચયપ્રમાણે આ પુરૂષ જાણે છે કે નહિ એ જાણવા અર્થે પ્રશ્ન કરે છે. અને જો તે ઉત્તર આપનાર પુરૂષ તેના જાણવાપ્રમાણે અનુકૂળ ઉત્તર આપે તો તે પૂછનાર તેને ઠીક ગણે છે. અને જો તે ઉત્તર આપનાર અન્ય પ્રકારથી ઉત્તર આપે તો તે પૂછનાર તેને અજ્ઞાન સમજે છે. આ શિવાય બીજા કોઈ પ્રકારનું પણ ફળ તે પ્રશ્ન કરનાર પ્રશ્ન પૂછીને મેળવતા નથી. એવા પ્રશ્ન કરનારા અયોગ્ય અને અધમ ગણાય છે. કારણ કે યોગ્ય વિચારશૂન્ય તે પ્રશ્નકાર પોતાને લાભ કરતા નથી, અને અન્યને હાનિ કરેછે. એવા પ્રશ્ન કરનાર પણ મારા સમીપ ઘણા આવતા હતા. તેમની, વાતચીતમાં આગળથી પરીક્ષા કરીને હું સ્વધર્માનુસાર યોગ્ય ઉત્તર આપતો હતો.

કેટલાએક મનુષ્યો તો નવીન જાણવાની ઇચ્છાવાળા હોતા નથી. તેમ જ જાણેલું હોય તે નક્કી કરવાની ઇચ્છાવાળા પણ હોતા નથી. અને પરીક્ષા કરનાર આ ત્રીજા પ્રકારના પણ નથી હોતા. માત્ર ગમત સમજીને અથવા કાલવ્યય કરવા નિમિત્તે અથવા મિથ્યા અન્યને ઉપદ્રવ કરવા નિમિત્ત તેવે સ્થળે જાય છે, અને પછી પ્રસંગ કે સંબંધ વિનાના ગમે તેવા પ્રશ્ન કરેછે. અને અન્તમાં હાસ્ય કે ક્રોધ કરેછે.

એવા પ્રશ્ન કરનારા અધમમાં અધમ ગણાય છે. કારણ કે તે પોતે હાનિ ખમેછે અને અન્યને પણ હાનિ પહોંચાડે છે. એવાં મનુષ્યને અને ઉપર કહેલા ત્રીજા પ્રકારના મનુષ્યને વસ્તુતઃ ઉત્તર આપવાની અગત્ય નથી તોપણ હું પોતાના સ્વીકારેલા ધર્મને અનુસરીને સમીપ આવેલાને યથાઘટિત ઉત્તર આપતો હતો. આ ઇત્યાદિ વિવિધ પ્રકારના પ્રશ્ન કરનાર મનુષ્યો મારા વિષે ગુરુ બુદ્ધિ નહિ છતાં પણ આવતા. એ આવનારમાંથી પણ ઘણા મનુષ્યો થોડે કાળે અને ઘણાં તો ઘણે કાળે પણ પોતાનું હિત કરી લેતા હતા. કેટલાક તો માત્ર વાર્તા કરવાની શૈલી તથા યુક્તિઓને જ શિખી જતા, અને પછી ઉદરનિમિત્ત વક્તા થઇને બેસતા હતા.

આ પ્રકારે અનેક ભાતિના લોકો આવવાથી રાત્રદિવસ મારા આશ્રમનો માર્ગ જનાર આવનારની ભીડવાળો પ્રતીત થતો. સ્ત્રીપુરૂષ તથા બાલકરૂપ પ્રજા તથા તે

પ્રજાદ્વારા નાના મોટા રાજ્યકર્તાઓની મારા પ્રતિ પ્રવૃત્તિ થઈ. સ્થળે સ્થળે સજ્જનોના મુખથી મારી સ્તુતિ ગવાવા લાગી. આમ થવાથી ઘણા લોકોનો મારા પ્રતિ અકારણ દ્વેષ થઇને ક્રમથી વધવા લાગ્યો. જે જે મનુષ્યો મારા સમીપ આવતા તેમના અનેક વ્યવહારનિમિત્તથી થયેલા શત્રુઓ તે સર્વ પોતાના શત્રુનો સંગી મને ગણીને મારા વિષે પણ વિનાકારણ શત્રુબુદ્ધિ રાખવા લાગ્યા, અને તે લોકો જ્યાં પોતાના શત્રુની નિંદા કરે ત્યાં મારી પણ અનેક દોષના આરોપપૂર્વક નિંદા કરે. બીજા કેટલાએક જે ધર્મોપદેશ કરીને પોતાનો નિર્વાહ કરતા તથા ધનાદિ પદાર્થ સંપાદન કરતા તેઓ પણ મારા ઉપર શત્રુભાવ રાખવા લાગ્યા. કારણ કે તેમના સમીપ જનાર મનુષ્યો તેમને ત્યજીને મારા સમીપ આવતા લાગ્યા, અને તેથી તેમની આવક કમી થવાથી તેમની આજીવિકા ચાલવા સંબંધી તેમને ભય થવા લાગ્યું. આ કારણથી તે સઘળા જ્ઞાનવૈરાગ્ય વિનાના તથા ધર્મમાં અવિશ્વાસવાળા ધર્મોપદેશકો પણ શત્રુભાવથી જ્યાં ત્યાં મારી નિંદા કરવા લાગ્યા, અને મને પ્રાણાન્ત કષ્ટ આપવાની ઇચ્છાથી નાના પ્રકારના છળ તથા યુક્તિઓ રચવા લાગ્યા. તે શિવાયના કેટલાએક યશકીર્તિના ભૂખ્યા જે પોતાનાં યશકીર્તિને દિશાઓમતિ સ્થાપવાની દુરાશાવાળા હતા તેઓ પણ મારાં યશકીર્તિને જ્યાં ત્યાં શ્રવણ કરીને તેમના પોતામાં રહેલા અસૂયા આદિ દોષોથી શત્રુ થયા હતા. તેથી તે યશકીર્તિના લોભીઓ પણ જનજનપ્રતિ સ્થળે સ્થળે મારી નિંદા કરવાનો ઉદ્યોગ રાત્રદિવસ લઈ બેઠા હતા વળી ચોથા કેટલાએક દુર્જનો તો પરસ્પર ક્લેશ કરાવવાના વ્યાપારવાળા હોવાથી દેખાદેખી જાણ્યા વિના તથા સાક્ષાત્ સંબંધ વિના પણ સાંભળી સાંભળીને જ્યાં ત્યાં નિંદા કરતા. શત્રુના પક્ષમાં બેસે ત્યારે તેમને અનુકૂળ બોધી, આ પક્ષની નિંદા કરે; અને તેમને દ્વેષ વધે એમ મિથ્યા યુક્તિ રચીને ઉશ્કેરણી કરે. અને આ પક્ષમાં બેસે ત્યારે તે શત્રુઓના દોષ પ્રતિપાદન કરી વૈર વધરાવવા જેવી વાર્તા કરી સીસક ચડાવતા.

આ વિગેરે અનેક મનુષ્યો જેવા કે શાસ્ત્રવેત્તા પંડિતો, પુરાણપાઠકો, અને સામાન્ય કથાવાર્તા કરનારાઓ હતા. તેમાંથી જેમનાં અન્તઃકરણ અધિક દોષવાળાં હતાં તેઓ પણ પોતાની આજીવિકામાં કે પોતાની પ્રતિષ્ઠામાં હાનિ થવાના અનુમાનથી શત્રુતા રાખતા હતા. અને જ્યાં ત્યાં પોતાના બેસવા ઉઠવાનાં સ્થળોમાં પ્રસંગ લાવીને અનેક દોષોના આરોપપૂર્વક મારી નિંદા કરતા હતા.

આ પ્રકારે સ્થળે સ્થળે જેમ દુર્જનોના મુખથી મારી નિંદા થતી હતી તેમ સજ્જનોનાં મુખથી સ્તુતિ પણ સ્થળે સ્થળે થતી હતી. એ સ્તુતિ તથા નિંદાના પ્રભાવથી મને સમજણમાં આવેલાં બાળકો, યુવાવસ્થાવાળાં, તથા વૃદ્ધ એમ સર્વ જાણવા લાગ્યાં, જેથી ભાવકભાવથી પણ આવનારજનાર સ્ત્રીપુરૂષાદિની સંખ્યા વધતી ચાલી. અને તેમ તેમ શત્રુઓનાં અન્તઃકરણ અધિક અધિક પ્રજળવા લાગ્યાં. પશ્ચાત્ મારા સમીપ આવનાર સજ્જનોની પ્રાર્થનાથી મેં વિવિધ ઉપયોગી ગ્રંથ લખવાનો આરંભ કર્યો. એ ગ્રંથોમાં વ્યવહારોપયોગી તથા પરમાર્થસિદ્ધિમાં ઉપયોગી સંપૂર્ણ વાર્તાને પ્રતિપાદન કરી હતી.

એ ગ્રંથો એવા સરસ અને સુબોધ આપનાર નિવડ્યા કે તે અત્યંત પ્રીતિવડે સ્થળે સ્થળે વંચાવા લાગ્યા. લેખકોવડે તેની અનેક પ્રતિઓ થઇ, અને તે દેશાન્તરમાં પ્રસરી. આ પ્રકારે જ્યારે મારા વડે રચાએલા ગ્રંથો સ્થળે સ્થળે પ્રસર્યા અને તેમાં લોકોની અભિરૂચિ થઈ એટલે તે ગ્રંથ રચનારરૂપે પણ મારી સ્તુતિ થવા લાગી. અને તેથી જેટલા ગ્રંથ રચનારાઓ એ સમયમાં ગ્રંથ રચીને પોતાની આજીવિકા ચલાવવા ઇચ્છતા તથા તે પોતાના ગ્રંથોવડે પોતાની અમર કીર્તિ રાખવાની ઇચ્છાવાળા હતા તે સર્વ મારા પ્રતિ તથા મારા ગ્રંથોપ્રતિ દ્વેષ કરતા થયા તથા નિંદા કરવા લાગ્યા. તેઓ નિંદા કરતાં છતાં મારા ઉત્તમ પ્રકારના રચાએલા ગ્રંથોને ગુપ્ત રીતે વાંચતા તથા તેમાંની યુક્તિ તથા રીતિને પોતાના ગ્રંથમાં પ્રવેશાવતા. તેમ છતાં પણ તેમના ગ્રંથપ્રતિ સજ્જનોની અભિરૂચિ ન જોઇને તેઓ અન્તરમાં અધિક અધિક તપ્ત રહેતા. આ પ્રકારની રાજાપ્રજામાં મારી કીર્તિ જાણીને તથા તેમની મારા પ્રતિ પ્રેમભાવનાયુક્ત પ્રવૃત્તિ જોઇને મને સત્વર કોઈ પ્રકારે પણ હાનિ થાય તો ઠીક એવી ઇચ્છાથી તે સર્વ દુર્જનો ઉદ્યોગ કરવા લાગ્યા. મુખ્ય મુખ્ય રાજ્યસેવકોમાંના તથા ગૌણ ગૌણ રાજ્યસેવકોમાંના જેઓ પોતે દુરાચરણી તથા દુર્જનોના સંસર્ગી હતા તેમના સમીપ પણ તે નિંદક દુર્જનો નિંદા કરવા લાગ્યા તથા તેમનાં અંતરમાં પણ મારા પ્રતિ દ્વેષ પ્રકટે એવા ભાવનાં વચનો નિરન્તર સંભળાવવા લાગ્યા. પરંતુ જે જે મુખ્ય તથા ગૌણ રાજ્યસેવકો સદ્ગુણી તથા સજ્જન હતા અને જેઓ મને રૂડે પ્રકારે જાણતા હતા તેમના સમીપ તે જનોનું કાંઈ ન ચાલવાથી તેઓ પોતાની ધારણાપ્રમાણે મને કાંઈ હાનિ કરી શક્યા નહિ. પરંતુ આજુબાજુથી અનેક ભયનાં કારણોને ઉપજાવવા લાગ્યા. તથાપિ અનુકૂળ ઇષ્ટબળથી કોઈ પ્રકારની પણ સાક્ષાત્ હાનિનો સંભવ આવ્યો નહિ. મારા સમીપ આવનાર સજ્જનોને પણ તે દુર્જન નિંદકો અનેક પ્રકારથી હાનિ પહોંચાડવા યત્ન કરતા પરંતુ તેમના ઇષ્ટ અદૃષ્ટ બળના યોગથી તેમને કોઇને તે હાનિ કરી શક્યા નહોતા.

હે નૃપેશ ! આ સઘળી વાર્તા આ સર્વ શ્રોતાઓને અત્યંત ઉપયોગની નથી. તો પણ આપે પ્રથમ પ્રશ્નમાં જ એમ ઇચ્છા જણાવી છે કે "ચરિત્રમાં મોક્ષનિમિત્ત કરાયલી સંપૂર્ણ પ્રવૃત્તિ, તથા પ્રાપ્ત થયેલ સંપૂર્ણ વિઘ્નઅવશ્ય પ્રતિપાદન થવાં જોઇએ વિગેરે." આથી આ મારી પ્રવૃત્તિ તથા વિઘ્નનાં સ્વરૂપને વર્ણવું છું. આમાંથી પણ સાર ગ્રહણ કરનાર સાધકને ઘણું સમજવાનું તથા લક્ષમાં રાખવાનું છે, માટે કહ્યુંછે. આ મારા મુખથી મારા ચરિત્રનું કથન થાયછે તેથી એમાં આત્મસ્તુતિરૂપ દોષ છે. પણ તેને દોષરૂપે શ્રોતા જોશે નહિ, એવી તમારી નિશ્ચયવૃત્તિ પ્રથમથી જ તમે સ્પષ્ટ કરીછે. જેથી એ સંબંધમાં હવે પુનઃ પુનઃ શ્રોતાનું ધ્યાન લાવવાની અગત્ય નથી. હવે મૂળ પ્રસંગપ્રતિ સર્વ લક્ષ આપો. પ્રથમ કહ્યા પ્રમાણે તે અનેક સજ્જનો મારી સ્તુતિ કરતા, અને અનેક દુર્જનો મારી નિંદા કરતા. ત્યાં મારી સ્તુતિ તો પ્રસંગે મારા સમીપ આવનાર, સજ્જન સાક્ષાત્ પણ કરતા. તેથી તે મારા શ્રવણમાં આવતાં સ્તુતિ વચનોને હું જાણતો.

(અપૂર્ણ.)




रूप (पुस्तक) ४-वैशाख कृष्ण १४ सं० १९४८ दर्शन (अंक) ७.

॥ ॐ ॥

## ॥ हरि तथा गुरुनी भक्तिनी आवश्यकता छे ॥

પદ. સૌરાષ્ટ્રની એક દેશી.

હરિગુરૂવિણ મારો કર કોણ ધારે જી.
આ દુઃખથી કોણ ઉગારે રે હાં,
ધર્માર્થ કામ ને મોક્ષ સધાવી જી,
આ ભવસાગરપાર ઉતારે રે હાં, હરિ૦ ૧
અભય વચન તો અવર કોણ આપે જી,
આ રિપુકેરૂ બલ કોણ કાપે રે હાં;
જરા ને મરણ એ તો શિરપર ટાપે જી,
એ જાણી મન અહોનિશ કાંપે રે હાં. હરિ૦ ૨
આ ભ્રાન્તિ ને ભય કોણ સઘ સહારે જી,
આ આશાતૃષ્ણાને કોણ મારે રે હાં,
આ મોહમમત્વને કોણ વિદારે જી,
કોણ શિર કર ધારીને ઠારે રે હાં, હરિ૦ ૩
નાડી રે ઝાલીને કોણ રોગ વિચારે જી,
આધિ વ્યાધિ ઓળખી નિવારે રે હાં,
નૃસિંહ પ્રભુ સત્ય વસ્તુમા સ્થાપે જી,
ગતિ આપે જે બહારમદારે રે હાં, હરિ૦ ૪

---

## ॥ गृहसुख ॥

( અનુસંધાન પ્રથમરૂપના પૃષ્ટ.૮૮ થી )

જેથી બાહ્ય અર્થાત્ વ્યાવહારિક ગૃહોમાં જીવના અધિક સુખનું સાધન શ્રેષ્ઠ ચક્રવ૦, ર્તિનો મહાલય છે, અને શરીરરૂપ ગૃહોમાં માત્ર મનુષ્યશરીર જ જીવાત્માના અધિક સુખનું કારણ છે એમ નિર્વિવાદ સિદ્ધ થયુ.

આમ છતાં પણ પ્રતિકૂલતાના સદ્ભાવે અધિક સુખનાં સાધનો પણ પ્રસંગે અધિક દુઃખનાં સાધનરૂપ થઈ પડેછે. અધિક બલવાન્ શત્રુના ઉદ્ભવથી ચક્રવર્તીનો મહાલય પણ સંતાપ આપનાર થાયછે. અનુકૂલ વર્તનાર તથા શુદ્ધ પ્રેમવાળી સ્ત્રીવિના તથા સદ્વિદ્યાવાન્ અને સદ્ગુણી પુત્રવિના પણ તે મહાલય દુઃખદ પ્રતીત થાયછે. આપણા પ્રતિદ્વેષવાળા તથા આજ્ઞા ન પાળનારા અને સમયઉપર ન ઘટે એવાં સામાં ઉત્તર આપનારા ભૃત્ય હોય તો પણ તે ચક્રવર્તીનું ગૃહ ક્લેશના કારણરૂપ જ હોયછે; અને અન્ય સામાન્ય ગૃહ અનુકૂળ સ્ત્રી પુત્ર, તથા ભૃત્યવાળું હોય અને અન્ય પદાર્થોની ન્યૂનતાવાળું હોય તો તેમ છતાં પણ તે અધિક સુખપ્રદ મનાય છે. તેમ જ આ મનુષ્યશરીર પણ અધિક રોગથી સદા પીડિત હોય, કુરૂપ અથવા ન્યૂનાધિક અંગોથી ખોડવાળું હોય તથા દુર્બલ અંતઃકરણવાળું અર્થાત્ અધિક પાપસંસ્કારવાળું હોય, વિદ્યા, વિવેક, વિનય આદિ દૈવી સંપત્તિથી રહિત હોય, ઉન્મત્ત વૃત્તિવાળું તથા દુર્ગુણના ભંડારરૂપ હોય તો એ શરીર અધિક દુઃખ આપનાર હોય છે. અને એ મનુષ્યશરીર જો સઘળી અનુકૂલતાવાળું અર્થાત સદૃઢ, સુરૂપવાન્, અને રોગરહિત હોય, તથા પુણ્યસંસ્કારયુક્ત અંતઃકરણવાળું તથા યોગ્ય હૃદ્બલવાળું હોય—જેથી સદ્વિદ્યા સદ્ગુણાદિથી શોભતું હોય—તો તે શરીર અધિક સુખપ્રદ હોયછે.

અધિક વિચાર કરતાં સ્પષ્ટ થાયછે કે ઘર અથવા પદાર્થો જ સુખ આપનાર છે એમ નથી, પણ અનુકૂલ મનાયેલું ગૃહ તથા અનુકૂલ ગણાયેલા પદાર્થો જ સુખનું ભાન કરાવનાર થાયછે, તેમ જ સ્ત્રી, પુત્ર કે ભૃત્ય જ સુખ આપનાર છે એમ નથી, પણ અત્યંત અનુકૂલ વર્તનાર સ્ત્રી, પુત્ર કે ભૃત્ય જ સુખની પ્રતીતિ કરાવનાર હોયછે. આમ હોવાથી અનુકૂલતા તથા પ્રતિકૂલતા ઉપર જ સુખદુઃખનો આધાર રહ્યો છે, માત્ર પદાર્થ કે પ્રાણિઉપર નહિ. કારણ કે ઘણા પુરુષો સ્ત્રી, પુત્ર, ધન, ક્ષેત્ર, વાહનાદિયુક્ત છતાં તે સ્ત્રીપુત્રાદિમાં અનુકૂલતાનું ભાન ન થવાથી પોતાને દુઃખી જ ગણેછે; અને જે તે પ્રકારે અનુકૂલતા સ્વીકારનાર ઘણા પુરુષો તે તે સંપૂર્ણ સુખનાં સાધનો વિનાના છતાં પણ સુખાનુભવ કરતા પ્રતીત થાય છે.

આમ જોતાં જ્યારે અનુકૂલતાપ્રતિકૂલતામાં જ સુખદુઃખ રહ્યું છે ત્યારે સુખ મેળવવાની ઇચ્છાવાળાએ તથા દુઃખથી બચવાની ઇચ્છાવાળાએ તે અનુકૂલપ્રતિકૂલ શું છે તેનો વિચાર કરવો ઘટેછે.

ત્યાં જે સમયે જે પ્રાણિપદાર્થની સમીપતાથી અથવા જેના જ્ઞાનસ્મરણચિંતનથી ચિત્તની પ્રસન્નતા પ્રતીત થાય તે સમયે તે પ્રાણિપદાર્થ વિગેરે અનુકૂલ ગણાયછે. અને જે સમયે જે પ્રાણિપદાર્થાદિની સમીપતાથી અથવા જેના જ્ઞાનથી, સ્મરણથી કે ચિંતનથી ચિત્તમાં અપ્રસન્નતા પ્રતીત થાય તે પ્રાણિપદાર્થાદિ તે સમયે પ્રતિકૂલ ગણાયછે. આથી અનુકૂલપ્રતિકૂલનું એ લક્ષણ બંધાયછે કે ચિત્તમાં પ્રસન્નતા પ્રતીત કરાવનાર જે સમયે જે હેતુ હોય તે સમયે તે હેતુ અનુકૂલ અને, ચિત્તમાં અપ્રસન્નતા પ્રતીત કરાવનાર જે સમયે જે હેતુ હોય તે સમયે તે હેતુ પ્રતિકૂલ છે. આ લક્ષણથી અમુક પ્રાણિપદાર્થાદિ

અનુકૂલ અને અમુક પ્રાણિપદાર્થાદિ પ્રતિકૂલ એમ નિકળતું નથી. જેથી કયે સમયે શેમાં અનુકૂલપણું અને કયે સમયે શેમાં પ્રતિકૂલપણું રહેછે તે અનિશ્ચિત હોવાથી અમુક પદાર્થ અનુકૂલ તથા અમુક પદાર્થ પ્રતિકૂલ છે એવો કોઈ સામાન્ય નિયમ બંધાતો નથી. આ જગતમાં અનુભવથી પણ એમ જ ભાસેછે કે એક પદાર્થ વા પ્રાણી, પ્રત્યેક સમયમાં અનુકૂલ કે પ્રતિકૂલ હોતાં નથી. એક જ પદાર્થ અથવા એક જ પ્રાણી એક સમયે અનુકૂલરૂપે ભાસે છે અને અન્ય કોઈ સમયે તે જ પુનઃ પ્રતિકૂલરૂપે પ્રતીત થાય છે, જેથી અનુકૂલપ્રતિકૂલનું ઉપર પ્રમાણે બાંધેલું લક્ષણ જ અધિક યોગ્ય છે.

આ પ્રમાણે જોતાં પ્રત્યેક પુરૂષના સમીપ રહેનાર વિગેરેમાં માતા, પિતા, સ્ત્રી, પુત્ર, ભ્રાતા, ભગિની તથા ભ્રાતૃવધૂ વિગેરે સંબંધીઓ તથા મિત્ર ભૃત્ય વિગેરે સ્વજનો છે; તથા અશ્વ, વૃષભ, ગો, મહિષી, આદિ પ્રાણિઓ તથા ગૃહ અને ગૃહમાં ઉપયોગી ધનધાન્યાદિ પદાર્થો, તથા ક્ષેત્રસંબંધી ઉપયોગી પદાર્થોમાં શકટ, હળ વિગેરે હોયછે. આ પ્રકારનાં અનેક મનુષ્ય તથા અનેક પ્રાણિપદાર્થમાંથી અમુક મનુષ્ય તથા અમુક પ્રાણિપદાર્થ સદા પ્રતિકૂલ અથવા નિરંતર અનુકૂલ હોય છે એમ નિશ્ચય કરી શકાતું નથી. કારણ કે વસ્તુતઃ કોઈ પ્રાણિપદાર્થમાં સર્વને સર્વ કાલ અનુકૂલપણું કે પ્રતિકૂલપણું હોતું નથી. શાથી જે અનુકૂલપણું કે પ્રતિકૂલપણું કોઈ પ્રાણિપદાર્થમાં તેના સ્વધર્મરૂપે રહેલું હોતું નથી. એ તો આગંતુક પ્રાપ્ત થાય છે.

ખરૂં જોતાં અનુકૂલપ્રતિકૂલપણું અંતઃકરણમાંથી ઉદય થતી વૃત્તિના ભાવ છે. તે સંપૂર્ણ વૃત્તિ એકસરખા સ્વરૂપપરિણામવાળી સર્વમાં હોતી નથી. તેથી સર્વને સર્વમાં એકસરખું અનુકૂલપણું કે પ્રતિકૂલપણું પ્રતીત થતું નથી. એક અંતઃકરણમાં પણ અનેક પ્રકારની વૃત્તિ સ્ફુરે છે, જેથી એક અંતઃકરણમાં પણ અમુક પદાર્થવિષયક અનુકૂલ કે પ્રતિકૂલભાવ સદા ઉદ્ભૂત રહેતો નથી. સુક્ષ્મમાં એ જ કે પ્રત્યેક અંતઃકરણમાં વૃત્તિના પ્રવર્તક સંસ્કાર તથા વૃત્તિ અને વૃત્તિના ભાવ સદા અચલ નથી, તેથી અનુકૂલપ્રતિકૂલપણું પણ પ્રાણિપદાર્થમાં અચલ નથી.

હવે આ વિષય ગૃહસુખનો છે એટલે વૃત્તિના ભેદને તથા તેનાં સ્વરૂપ વિગેરેને અત્ર સ્પષ્ટ કરીને લખવા અવકાશ નથી, જેથી હવે પુનઃ મૂલ વિષયઉપર જઇએ છીએ.

સઘળા પ્રકારથી વૃત્તિમાં સદા અનુકૂલ ભાવની સ્થિરતા એ સુખનું જનક હોવાથી સુખ ગણાય છે અને, સઘળા પ્રકારથી વૃત્તિમાં નિરંતર પ્રતિકૂલ ભાવની સ્થિરતા એ દુઃખનું જનક હોવાથી દુઃખ ગણાય છે. પ્રાણિ માત્રની પ્રીતિનો વિષય સુખ અને સર્વની અપ્રીતિનો વિષય દુઃખ છે, જેથી સર્વને જગતમાં પ્રાપ્ત કરવા યોગ્ય સુખ છે, અને ન પ્રાપ્ત કરવા યોગ્ય અથવા ટાળવા યોગ્ય દુઃખ છે. આમ હોવાથી દુઃખની નિત્યનિવૃત્તિ અને સુખની નિત્યઅભિવ્યક્તિ અર્થાત્ પ્રતીતિરૂપ પ્રાપ્તિ એ જ માત્ર સર્વ કર્તાને ક્રિયા કરવાનું પરમ પ્રયોજન છે, અથવા અંતિમ ઇચ્છિત ફલ છે.

ઘણાં મનુષ્યો સુખને ઇચ્છે છે અને તદર્થ પ્રયત્ન કરેછે પણ મળતું નથી, અર્થાત્ ઇચ્છાનુકૂલ પ્રતીત થતું નથી. અને સર્વ મનુષ્યો દુઃખની ઇચ્છા કરતાં નથી, છતાં મળેછે,

અને તેને ટાળવાના અનેક ઉપાયો કરે છે પણ પ્રેચ્છાનુકૂલ ટળતું નથી. અને એમ થવાથી સર્વ પ્રધાનપણે દુઃખને જ ભોગવે છે.

મનુષ્યને પ્રધાનપણે સુખ ભોગવવાની ઇચ્છા છે એટલું જ નહિ, પણ કેવલ સુખ અર્થાત્ દુઃખના લેશ વિનાનું સુખ ભોગવવાની ઇચ્છા છે, તો તે ઇચ્છા સિદ્ધ થવી શક્ય છે કે કેમ? અને શક્ય છે તો કેવે પ્રકારે અને શું કરવાથી અથવા કેમ થવાથી તે કેવલ સુખ પ્રતીત થવાનો સંભવ છે એ વિચારવાનું રહ્યું.

ત્યાં ભોગભોક્તાસંબંધથી જ્યાંપર્યંત મનુષ્ય અર્થાત્ બહિર્મુખ જીવ સંસારદશામાં રહેછે ત્યાંપર્યંત આ જીવને કેવલ સુખ અર્થાત્ દુઃખના લેશ વિનાનું સુખ મળવું અશક્ય છે.

ગૃહી અથવા શરીરીને દુઃખના લેશવાળું સુખ અર્થાત્ પ્રધાનપણે સુખ મળવું એ શક્ય છે. એ પ્રકારની અર્થાત્ પ્રધાનપણે સુખ મળવાની શક્યતા ક્યારે અથવા કેવે પ્રકારેછે એ વિચાર હવે કરવો રહ્યો. ત્યાં સુખની પ્રતીતિ થવા પછી તે સ્થિર રહેવામાં બે હેતુ છે: ૧ ગૃહી અથવા શરીરીને નિરંતર અનુકૂલ પ્રાણિપદાર્થનો સંબંધ, અને ૨ ગૃહી અથવા શરીરીને પ્રત્યેક સંબંધમાં આવતા પ્રાણિપદાર્થોપ્રતિ અનુકૂલ ભાવની અંતર્વૃત્તિમાં સદા સ્થિરતા.

આ બંને હેતુ જીવે સાધવા એ ઘણું કઠિન કામ છે. કારણ કે અનેક પ્રકારથી સંબંધમાં આવતા પ્રાણિઓ તથા પદાર્થો જે પ્રધાનપણે પ્રકૃતિભેદવાળા તથા વિષયાવસ્થાવાળા અને કોઇ અદૃષ્ટ સત્તાને વશ વર્તતા હોવાથી પરતંત્ર છે તે જ્યારે જ્યારે પ્રત્યેક મનુષ્યના સંબંધમાં આવે ત્યારે ત્યારે તે પ્રત્યેકની અનુકૂલતાવાળા થઇને જ આવે એ અશક્ય જેવું છે. અને એ જ પ્રમાણે અનેક વિલક્ષણ વિલક્ષણ સંસ્કારને વશ વર્તતી હોવાથી વારંવાર અનુકૂલપ્રતિકૂલ ભાવનાને પ્રાપ્ત થતી વૃત્તિ સદા સંબંધમાં આવનાર અનુકૂલપ્રતિકૂલ પ્રાણિપદાર્થોને એકસરખી રીતે અચલ અનુકૂલ ભાવથી શી રીતે અનુભવે? અર્થાત્ એ પણ અશક્યવત્ છે.

આ પ્રમાણે ભોગભોક્તાસંબંધથી વર્તનાર ગૃહી અથવા શરીરીએ ઉપરના બંને હેતુ સાધવા કઠિન છે. તેમ છતાં પણ તેમાંના કોઈએક હેતુને કદાચિત્ કષ્ટવડે સાધે તો તેથી માનસદુઃખ જે આધિ તે સ્પર્શ કરે નહિ. પરંતુ શારીરક દુઃખ જે વ્યાધિ તે તો પ્રસંગવશાત્ આવી પ્રાપ્ત થવાનું, જેથી દુઃખના લેશ વિનાનું સુખ સંભવશે નહિ. કદાચિત્ જીવ તે પ્રતિકૂલ દુઃખમાં પણ અનુકૂલ ભાવ સ્થાપે તો પછી તે વ્યાધિદુઃખ પણ દુઃખરૂપે પ્રતીત થાય નહિ. તથાપિ તે જ્ઞાતા શરીરી-જાગ્રદવસ્થાયુક્ત તથા બહિર્મુખ હોય તો તેને દુઃખના લેશની પ્રતીતિ થયા વિના રહે નહિ. જેથી ઉપરના બેમાંથી કોઈએક હેતુને તે શરીરી સાધે તો પ્રધાનપણે સુખાનુભવ કરનાર થાય.

આટલું કહીને એક એ નિશ્ચય જણાવ્યો કે કેવલ સુખનો અનુભવ કરવો હોય તો શરીરીએ શરીરના તાદાત્મ્ય અધ્યાસથી રહિત થઇને અંતર્મુખ રહેવું; અર્થાત્ અનુકૂલ પ્રતિકૂલ ભાવથી રહિત રહેતાં કેવલ સાક્ષી કે દૃષ્ટા થઇ સ્થિર થવું. અથવા મતિનો એક પરિણામ સ્વચલ રહે એવી સમાધિસ્થિતિમાં સ્થિર થવું. આ સ્થિતિ ગૃહીને સદા સેવવી અનુચિત હોવાથી એ અત્રે સેવ્યરૂપે વર્ણવવી ઘટિત નથી. તોપણ સર્વોત્કૃષ્ટ ગૃહસુખ અર્થાત્ શરીરરૂપ ગૃહમાં સ્થિત થનારે દુઃખના લેશવિનાનું સુખ તો એ જ સ્થિતિમાં અ-

નુભવાય છે. પણ તે સંસારદશામાં રહીને તૈલધારાવત્ અખંડ અનુભવનું સંભવતું નથી. જેથી ગૃહી શરીરી, એના ગૌણ અધિકારી છે, મુખ્ય અધિકારી નથી.

બીજો નિશ્ચય એ જણાવ્યો કે આ દુઃખપ્રધાન સંસારદશામાં રહેનાર ગૃહી અથવા શરીરીએ જો પ્રધાનપણે સુખાનુભવ કરવો હોય તો કાં તો નિરંતર અનુકૂલ પ્રાણિપદાર્થનો સંબંધ સેવવો અને કાં તો સંબંધમાં આવતા સંપૂર્ણ પ્રાણિપદાર્થમાં અચલ અનુકૂલ ભાવ સ્થાપવો.

ત્યાં સંપૂર્ણ અનુકૂલ પ્રાણિપદાર્થનો સંબંધ જ સદા થાય એ અસંભવિત છે એમ પ્રથમ સૂચવ્યું છે. છતાં કોઈ ઓછા વ્યવહારને સેવનાર પુરુષ કદાચિત્ સંભાળથી પ્રથમ અનુકૂલ જાણીને જ તે તે પ્રાણિપદાર્થસાથે સંબંધ રાખે અને અન્યથી અળગો રહે તો તેમ થવાનો ઘણે અંશે સંભવ હોયછે, પરંતુ તેમાં જે સાવધાનપણાની અગત્ય છે તે સર્વમાં સ્વભાવથી ભાગ્યે જ હોયછે. જેથી તેને અર્થે પ્રાણિપદાર્થની પ્રકૃતિના પરીક્ષક તત્વજ્ઞ પુરુષનું સાહાય્ય લેવાની અપેક્ષા રહેછે, અને અનુકૂલપ્રતિકૂલનું યથાવત્ જ્ઞાન થવા અર્થે નાના પ્રકારના અભ્યાસની અપેક્ષા છે, જેથી તે પ્રકારે પ્રધાનપણે સુખાનુભવ કરવાની ઇચ્છાવાળાને પણ ગુરુની અવશ્ય અગત્ય છે.

એ જ પ્રમાણે જેને સંબંધમાં આવતા સંપૂર્ણ પ્રાણિપદાર્થમાં અનુકૂલ ભાવ સ્થાપીને પ્રધાનપણે સુખાનુભવ કરનાર થવું છે તેને પણ પોતાના અંતઃકરણને નિર્દોષ કરવું પડેછે, તથા વૃત્તિનો અને ઇંદ્રિયનો જય કરવો પડેછે. જેથી શમદમાદિ સાધનોને સિદ્ધ કરવાનો અભ્યાસ તેને પણ અવશ્ય કર્તવ્ય છે. એ અભ્યાસ કેવે પ્રકારે કરવો તથા તેમાં વિઘ્ન આવે તો કેવા વિઘ્નને કયા કયા પ્રતિબંધક ઉપાયથી નિવારણ કરવાં વિગેરે વાર્તાને જાણવાઅર્થે તત્વજ્ઞ મહાત્માને સેવવાની અગત્ય છે.

આમ હોવાથી કોઇ પણ ગૃહી અથવા શરીરીએ પૂર્વોક્ત ઉભય પ્રકારથી પ્રધાનપણે સુખાનુભવ કરવો હોય તો તેને નાના પ્રકારના અભ્યાસની અગત્ય છે; અને એ અભ્યાસમાં સ્વભાવથી જ વૈરાગ્યનો આવિર્ભાવ થવાનો સંભવ છે. કારણ કે પ્રિયસરખા પ્રતીત થતા પદાર્થમાં પ્રતિકૂલપણું જણાય તો તત્કાલ તેની અસ્પૃહા ધરવી પડે છે, અને વિષયમાં અસ્પૃહા થવી તથા ટકવી એ જ વૈરાગ્યનું સ્વરૂપ છે.

આથી એમ સિદ્ધ થાયછે કે પ્રધાનપણે સુખાનુભવ કરવાની ઇચ્છાવાળાને સહુથી પ્રથમ અભ્યાસ તથા વિરાગની જરૂર રહેછે. કારણ કે વૃત્તિ સાધ્ય થયા વિના સુખ નથી, અને અભ્યાસ વિરાગ વિના વૃત્તિ સાધ્ય થતી નથી. ચિત્તવૃત્તિનિરોધરૂપ યોગના પ્રતિપાદક શાસ્ત્રમાં પણ વૃત્તિના જયને અર્થે અભ્યાસ તથા વૈરાગ્યની અપેક્ષા જણાવતાં કહ્યું છે કે अभ्यास वैराग्याभ्यां तन्निरोधः ॥ અર્થ—અભ્યાસ તથા વૈરાગ્યવડે તેનો નિરોધ થાયછે. સાંખ્યશાસ્ત્રમાં પણ એ સંબંધમાં સૂત્ર જ છે કેઃ—

वैराग्यादभ्यासाच्च।

તેમજ ગીતામાં પણ એ સંબંધમાં એમ જ કહ્યુંછે કેઃ—

अभ्यासेन तु कौंतेय वैराग्येणच गृह्यते

( હે અર્જુન ! અભ્યાસ અને વૈરાગ્યવડે એ મન વશ થાય છે. )

આ પ્રમાણે અભ્યાસવૈરાગ્યની આવશ્યકતા છે. તેમાં અભ્યાસ કેવે પ્રકારે કરવો તથા વૈરાગ્યને કેવે ક્રમે સિદ્ધ કરવો એ અર્થે તત્વજ્ઞ મહાત્માને સેવ્યા વિના અન્ય ઉપાય નથી એમ છતાં પણ એ અભ્યાસ તથા વિરાગના સ્વરૂપને સ્વલ્પમાં અત્ર લખીએ છીએ.

૧ તત્વવિચાર વિવિધ યુક્તિથી પુનઃપુનઃ કરવો, ૨ વિવિધપ્રકારની ધારણા પુનઃ પુનઃ કરવી, ૩ વિવિધ પ્રકારનું ધ્યાન વારંવાર કરવું, અને ૪ નમસ્કારાત્મક વિગેરે પ્રકારના ગુરૂઉપદિષ્ટ મંત્રનો વારંવાર વિવિધ પ્રકારથી જપ કરવો—આ ચાર પ્રકારનો અભ્યાસ ગણાય છે. યોગસૂત્રમાં અભ્યાસનું સ્વરૂપ આ પ્રકારે પણ કહ્યું છે:—

**तत्रस्थितौ यत्नोऽभ्यासः !**

**ભાવાર્થ**—સચ્ચિદાનંદસ્વરૂપ શુદ્ધાત્માવિષે સર્વ વૃત્તિયોથી રહિત ચિત્તની જે પ્રશાંતવાહિતારૂપ અચલ સ્થિતિ છે તે સ્થિતિને અર્થે આ બહિર્મુખ ચંચલ ચિત્તનો હું અવશ્ય નિરોધ કરીશ, એવા નિશ્ચયપૂર્વક જે ચિત્તવૃત્તિનિરોધનિમિત્ત કરવાયોગ્ય યત્ન છે તે યત્નની વારંવાર આવૃત્તિ કરવી તે અભ્યાસ. એ અભ્યાસ દીર્ઘકાલ કરવા સંબંધમાં પણ ત્યાં કહ્યું છે:—

**सतु दीर्घकालनैरन्तर्यसत्कारसेवितो दृढभूमिः !**

**ભાવાર્થ**—અત્યંત શ્રદ્ધારૂપ સત્કારવડે અને વ્યવધાનરહિતપણારૂપ જે નિરન્તરતા તેવડે દીર્ઘકાલપર્યંત અભ્યાસ સેવવાથી દૃઢ ભૂમિ થાયછે. આ રીતે સત્કારપૂર્વક નિરન્તર દીર્ઘ કાલપર્યંત અભ્યાસની અગત્ય જણાવી છે.

વળી અધ્યાત્મવિદ્યાની પ્રાપ્તિથી પણ વૃત્તિ શાંત થાયછે. તેથી તેની પ્રાપ્તિનિમિત્ત જે અભ્યાસ તે પણ અભ્યાસ છે. તેમ જ સત્પુરૂષનો સંગ વારંવાર કરવારૂપ અભ્યાસ પણ કહ્યો છે. કદાચિત્ કોઈ પુરૂષ વિદ્યામદાદિક દુર્વાસનાવડે પીડિત હોય અને તેથી સત્પુરૂષનો સંગ નહિ કરતો હોય તો તેણે વિવેકવડે વાસનાના ત્યાગવિષે અભ્યાસ રાખવો, અને યોગ્ય પ્રકારે વાસનાત્યાગ તત્વવિવેકદ્વારા ન કરી શકે તેણે આ પ્રાણસ્પંદનિરોધ કરવાનો અભ્યાસ કરવો. એ પ્રાણસ્પંદનિરોધનો ઉપાય પણ શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે.

**प्राणायाम दृढाभ्यासैर्युक्त्याच गुरुदत्तया**
**आसनाशनयोगेन प्राणस्पंदो निरुद्धते**

**ભાવાર્થ**—પ્રાણાયામના દૃઢ અભ્યાસથી તથા ગુરૂની આપેલીયુક્તિથી અને આસનભોજનાદિકના નિયમથી પ્રાણસ્પંદનિરોધ કરી શકાય છે.

આ વિગેરે અનેક પ્રકારના શ્રીસદ્‌ગુરૂએ આપેલા ઉપાયના અભ્યાસથી ઇચ્છિતાર્થ સધાય છે, અર્થાત્ વૃત્તિ સ્વાધીન થાય છે.

હવે વૈરાગ્યના સ્વરૂપને પણ સ્વલ્પમાં કહીએ છીએ. વૈરાગ્યના મુખ્ય બે ભેદ છે. ૧ અપર વૈરાગ્ય, ૨ પર વૈરાગ્ય. તેમાં પ્રથમ અપર વૈરાગ્યના ચાર ભેદ છે: ૧ યતમાન, ૨ વ્યતિરેક, ૩ એકેન્દ્રિય, અને ૪ વશીકાર. ત્યાં આ સંસારમાં અમુક વસ્તુ સાર છે અને અમુક વસ્તુ અસાર છે, એ પ્રકારના સાર અસારના વિવેકને જાણવા નિમિત્તનો પ્રીતિથી

ઉદ્યોગ કરવો એ યતમાન વૈરાગ્યનું સ્વરૂપ છે. ૨ ચિત્તમાં રહેલા જે રાગદ્વેષાદિક દોષો છે તે દોષોમાંથી અમુક અમુક દોષ નિવૃત્ત થયા અને અમુક અમુક દોષ અવશેષ રહ્યા છે, એમ જાણીને તે વિદ્યમાન દોષોની નિવૃત્તિઅર્થે જે પ્રયત્ન છે એ વ્યતિરેક વૈરાગ્યનું સ્વરૂપ છે. ૩ મનમાં વિષયોની ઇચ્છા વિદ્યમાન હોય તોપણ તે ઇચ્છાના અથવા ઇંદ્રિયોના નિરોધને અર્થે પ્રયત્ન કરવો એ એકેન્દ્રિય વૈરાગ્યનું સ્વરૂપ છે. અને ૪ આ લોક તથા પરલોકના વિષયને નાશવાન્ જાણીને તેના ત્યાગની ઇચ્છાનો જે ઉદય તે વશીકાર વૈરાગ્યનું સ્વરૂપ છે. આ વશીકાર વૈરાગ્યના પણ ત્રણ ભેદ ગણ્યા છેઃ— મંદ, ૨ તીવ્ર, ૩ તીવ્રતર. આ સ્થલે જ્યારે પુત્ર, સ્ત્રી, ધનાદિ પ્રિય પદાર્થોનો વિયોગ થાય ત્યારે તે વિયોગજન્ય દુઃખના અનુભવથી 'આ દુઃખદ સંસારને ધિક્કાર છે', 'બળ્યો આ સંસાર, એવા નિશ્ચયથી જે વિષયનો ત્યાગ કરવાની ઇચ્છા થાય તે મંદ વશીકાર વૈરાગ્ય; અને જેને પ્રથમથી જ એમ થાય કે આ સ્ત્રી, પુત્ર, ધનાદિ પદાર્થ મને આ જન્મમાં ન પ્રાપ્ત થાય એ જ શ્રેષ્ઠ છે, એવા દૃઢ નિશ્ચયથી જે તે વિષયોના ત્યાગની ઇચ્છા છે તે તીવ્ર વશીકાર વૈરાગ્ય. અને બ્રહ્મલોકપર્યંતના જે પુનરાવૃત્તિવાળા લોક છે તે સંપૂર્ણ લોકની મને પ્રાપ્તિ ન જ થાય એ જ શ્રેષ્ઠ છે એવા દૃઢ નિશ્ચયથી જે તે સંપૂર્ણ લૌકિક વિષયસુખના પરિત્યાગની ઇચ્છા તે તીવ્રતર વશીકાર વૈરાગ્ય છે. આ અપર વૈરાગ્યનું સ્વરૂપ કહ્યું.

૨ **પરવૈરાગ્ય**—ત્યાં પ્રત્યક્ આત્માનાં જ્ઞાનથી સત્ત્વ, રજ, અને તમ એ ત્રણે ગુણોના પરિણામરૂપ સર્વ ઉપાધિવ્યવહારમાં તૃષ્ણાથી રહિતપણું થવું એ પર વૈરાગ્ય છે. આ પરવૈરાગ્યને નિર્વિકલ્પકનામા અસંપ્રજ્ઞાત સમાધિનું અંતરંગ સાધન કહ્યું છે.

આ પ્રકારે અભ્યાસ તથા વૈરાગ્યનાં સ્વરૂપ પૂર્વ પુરૂષોએ અનેક વિધિએ પ્રતિપાદન કરવાં છે. તેમાં પ્રસ્તુત વિષય ગૃહસુખનો હોવાથી જેમને ગૃહસુખ શબ્દવડે આ સંસારના ગૃહનું સુખ ઇષ્ટ છે એવા ગૃહી સંસારીએ પૂર્વોક્ત અભ્યાસ તથા વૈરાગ્યમાંનાં ઘટિત સ્વરૂપને સેવવાં યોગ્ય છે, અને ગૃહસુખ શબ્દથી જેને આ શરીર ધારીને પામવાયોગ્ય ઉત્તમોત્તમ સુખ ઇષ્ટ હોય તેણે પૂર્વોક્ત અભ્યાસવૈરાગ્યને સમજીને સ્વાનુકૂલ પ્રકારે સેવવા યોગ્ય છે.

હવે આ વિષયના અંતમાં જણાવવાયોગ્ય તાત્પર્ય સ્વલ્પમાં એ છે કે આ લોકમાં ગૃહસુખની જેને ઇચ્છા હોય તેમણે પ્રથમ સદ્વિદ્યા તથા સદ્ગુણને સંપાદન કરવા, તથા તે દ્વારા ઉદ્યોગવડે ધનાદિ પદાર્થો પ્રાપ્ત કરવા, તે ન્યાયમાર્ગે પ્રાપ્ત કરેલા ધનાદિ પદાર્થથી અનુકૂલતાથી વાસ કરાય એવાં સુંદર ગૃહ કરવાં તથા કુલીનની સુગુણવતી સુરૂપવતી કન્યા પ્રાપ્ત કરવી. માતાપિતાદિ સંપૂર્ણ જ્યેષ્ઠકનિષ્ઠ કુટુંબનાં મનુષ્યોપ્રતિ આપણા ધર્મથી વર્તવું, તેમને સુખ આપવું, તથા તેમના દ્વારા મળતું સુખ લેવું, પુત્રપૌત્રાદિક પ્રજા પ્રાપ્ત થયે તેને સ્વધર્મપરાયણ કરી સદ્વિદ્યાસદ્ગુણાદિથી શોભાવવી. આપણા વડિલોની અનુકૂલતા જાણીને આપણે તેમને સુખ આપતા વર્તવું, અને આપણા કનિષ્ઠ સ્વજન સંબંધીઓને આપણા અનુકૂલ વર્તાવવાં; અને જ્યાં જ્યાં અનુકૂલપ્રતિકૂલપણાથી વિરોધસંબંધે દુઃખાનુભવનો પ્રસંગ આવે ત્યાં તો પૂર્વોક્ત પ્રકારે ઘટિત અભ્યાસ તથા વિરાગવડે અધીન

કરેલી વૃત્તિદ્વારા વિરોધના શમનપૂર્વક સુખાનુભવ કરવો. અને ઉત્તરાવસ્થામાં વાસ્તવ ગૃહસુખની ઇચ્છાવાળાએ પૂર્વોક્ત અભ્યાસ તથા વિરાગદ્વારા અધીન કરેલી વૃત્તિના નિરોધપૂર્વક મનોજય, તત્ત્વજ્ઞાન, તથા વાસના ક્ષયદ્વારા જીવન્મુક્તાવસ્થામાં સ્થિર થવું તથા અખંડ સુખાનુભવ કરતાં અભેદ થઈ રહેવું. ઇતિ.

---

## ॥ श्री पंचवरदवृत्तान्त ॥

( અનુસંધાન પૃષ્ટ ૧૪૪ થી )

તથા મારા પરોક્ષ કાલમાં અન્ય સ્થલે કરાતી સ્તુતિને અન્યના મુખથી મારે શ્રવણ કરવાનો પ્રસંગ આવતો. અને નિંદા તો મારા સમીપ આવીને દુર્જનો ભાગ્યે જ કરતા. જેથી તે દુર્જનોના મુખથી નિંદા શ્રવણ કરવાનો પ્રસંગ મને ક્વચિત્ જ મળતો. મારા સમીપ આવનાર સુજ્ઞ જનોમાં જે શ્રદ્ધાવાન્ અધિકારીઓ હતા તે તો દુર્જનના સંસર્ગરહિત રહેનાર હોવાથી તેમને નિંદા શ્રવણ કરવાનો પ્રસંગ ભાગ્યે જ આવતો. અને તે કદાચિત્ શ્રવણ કરેલાં નિંદાવચનને, તે નીતિજ્ઞ હોવાથી પોતાને મુખે મારા સમીપ બોલીને મને શ્રવણ કરાવતા નહોતા. વ્યવહારમાં પણ વિવેકી મનુષ્યો કોઈની નિંદા તેમનાં શત્રુનાં મુખથી પરોક્ષ કાલમાં શ્રવણ કરીને તેને મુખે કહેતા નથી. કારણ કે દુર્જન શત્રુ પણ જ્યારે પરોક્ષ કાલમાં નિંદા કહે છે તો સજ્જન મિત્રે તેના સંમુખ તેની નિંદાનાં વચનો કેમ જ કહેવાય ? ન જ કહેવાય. એ સંબંધમાં દૃષ્ટાન્ત છે કે—"કોઈ क નામના પુરૂષે ख નામના પુરૂષની નિંદા ग નામના પુરૂષ આગળ કરી. તે ग, ख નો મિત્ર હતો. તે ग મિત્રે પોતાના ख મિત્ર આગળ જઇને કહ્યું કે 'ભાઇ क એ તમારી ઘણી નિંદા મારા સમીપ કરી. તે નિંદામાં આ પ્રકારનાં વચનો બોલ્યો હતો.' આ સાંભળીને ख બોલ્યો, 'ભાઈ તે क મારો શત્રુ છતાં તેણે પાછળ નિંદા કરી જેથી તેનું દુઃખ મને થયું નહોતું. પણ તે નિંદા તમે મિત્ર થઈને મારા સંમુખ કરી એથી મને ઘણું દુઃખ થયું. અર્થાત્ તમે જ આ ક્ષણે શત્રુનું કામ કર્યું.' આ સાંભળી गને ઘણું ખોટું લાગ્યું અને તે દિવસથી તેણે શિખામણ લીધી કે કોઇએ કોઇને અપ્રિય વચન કહ્યાં હોય તે આપણે કદાચિત્ પણ તેને મુખે કહેવાં નહિ" આ પ્રકારના નીતિના નિયમને અનુસરીને તે શ્રદ્ધાવાન્ વિવેકી સજ્જનો તો મારે મુખે કથન કરતા નહિ. પણ પોતે મનમાં જ તેનું સમાધાન લઈ વિસ્મરણ કરતા, અને જે અર્ધ શ્રદ્ધાવાન્ તથા અશ્રદ્ધાવાન્ હતા તે તો નીતિનિયમની અજ્ઞાનતાથી તથા અવિવેકથી યુક્ત હોવાને લીધે તે બહાર શ્રવણ કરેલાં નિંદાવચનોને તે જ શબ્દોમાં મારા સમીપ કથન કરતા. તે સાંભળીને હું મંદમંદ હસતાં તેમને સમાધાન આપતો કે—"ભાઇ! દુર્જનનો સ્વભાવ એવો જ હોય છે એમાં કાંઈ આશ્ચર્ય પામવાનું નથી. કદાચિત્ એ નિંદાવચન ખરાં હોય તો તે બોલનારને ગુરૂરૂપ ગણીને આપણે સુધરવું જોઈએ અને જો તે ખોટાં હોય તો આપણે

તેનું ખેદ રહિતપણે વિસ્મરણ કરવું જોઈએ. અને દુર્જનના એવા સ્વભાવને જાણીને તેથી આપણે બચવું જોઇએ આ વચનો સાંભળીને પ્રસંગે તે કહેનારા સમાધાન માનતા અને પ્રસંગે સમાધાન નહોતા પણ માનતા. ઘણા મનુષ્યના સંસર્ગને લીધે પછી તો મારે ઘણો કાળ એવાં અનુકૂળપ્રતિકૂળ વચનો સાંભળવામાં તથા તેનાં સમાધાન આપવામાં જતો. લોકોમાં ચર્ચાતી ખરી અને ખોટી વાર્તાઓ મારા સમીપ લાવતા પણ તેનું પોતાના અન્તરમાં તોલન કરીને તે મધ્યમ તથા મંદબુદ્ધિવાળાં મનુષ્યો સમાધાન લેતાં નહોતાં. હવે તે મારા સમીપ જે જે લોકવાર્તા લાવતા, તેમાંથી સમજવા અર્થે થોડી અત્ર કહુંછું.

૧ પુરૂષ કહેતો "હે ભગવન્! લોકો અમને એમ કહે છે કે તમારા શ્રીસદ્‌ગુરૂ તો તમને કેવળ કર્મનો જ બોધ આપે છે, જે કર્મ આ જીવને બંધન આપનાર છે. માટે જો મોક્ષની કે ખરા સુખની ઇચ્છા હોય તો કોઇ જ્ઞાન આપે એવા ગુરૂને સેવો. કારણ, કે જ્ઞાનથી જ મોક્ષ થાય છે, કર્મથી મોક્ષ થતો નથી, એવાં ઘણાં શ્રુતિવચનો છે. વળી જેમ અંધારાને ને અંજવાળાને વિરોધ છે તેમ કર્મને અને જ્ઞાનને વિરોધ છે. માટે સત્વર કર્મથી છુટીને જ્ઞાન પામવાનો ઉપાય કરો. તો આ વાર્તા સાચી કે જુઠી"?

૨ પુરૂષ કહેતો "હે ગુરો! હે ત્રાતા! અમને કોઈ ડાહ્યા પુરૂષો એમ કહે છે કે તમારા ગુરૂ તો ઉપાસના બતાવીને તમને ઉલટા ભ્રમણચક્રમાં નાંખે છે. આ દ્વૈતમાં તો તમે કંઇ કાળથી પડ્યા પડ્યા સડોછો તોપણ હજી તમને તમારા ગુરૂ દ્વૈતમાં ને દ્વૈતમાં જ ડબકાં ખવરાવે છે. ઉપાસનામાં ઉપાસ્ય ને ઉપાસકનો ભેદ રહે છે, એટલે દ્વૈત થાય છે, અને શ્રુતિમાં તો દ્વૈતથી ભય જ મળવાનું કહ્યું છે. "द्वैताद्वैभयं भवति" માટે જો ભયરહિત થવું હોય તો એ ઉપાસના પડતી મુકો અને એ ગુરૂને બદલીને બીજા કોઇ બ્રહ્મવેત્તાને ગુરૂ કરો. તો આ વાર્તા અમારે માનવી કે કેમ"?

૩ પુરૂષ.—"હે દયાના સમુદ્રજેવા ગુરો! અમને કોઇ કોઈ વિદ્વાનો એમ કહે છે કે 'આ તમારા ગુરૂ તો બ્રહ્મજ્ઞાનીછે. એ તો જગતને જીવને ઈશ્વરને માનતા નથી. અને બ્રહ્મ છે બ્રહ્મ છે એમ કહે છે, ને કર્મની ને ભક્તિની નિંદા કરે છે. પણ જોજો કર્મ ને ભક્તિવિના તરવાનો ઉપાય નથી. આ બ્રહ્મજ્ઞાન તો શિલાજેવું છે. તેથી જો એ જ્ઞાનશિલાને કોટે બાંધશો તો બુડશો. માટે એ ગુરૂને અને જ્ઞાનને પડતું મુકો. અને કોઈ મહાત્માને શરણ જઇને ભગવાન્‌ની ભક્તિ કરો. અને જો એક બ્રહ્મ જ છે અને બીજું કાંઇ નથી એવું માનોતો તો આ ખાવાપીવાનું બધું છોડીને જડજેવા થઈને બેસો, નહિ તો મિથ્યા જ્ઞાનથી નરકમાં ગતિ થશે, અને દુઃખી થશો.' તો એ વચનમાં અમારે વિશ્વાસ કરવો કે નહિ"?

૪ પુરૂષ—"હે યોગીશ્વર! અમને ઘણા લોકો એમ કહે છે કે તમારા ગુરૂ તો એકલો યોગમાર્ગ જાણે છે, અને તે માર્ગે તમને સૌને ચડાવે છે. પણ શાસ્ત્રમાં યોગમાર્ગનું તો મોટા પુરૂષોએ ખંડન કરી નાંખ્યું છે. ને વળી યોગનો માર્ગ તો દ્વૈતવાદિનો છે. તેથી યોગીને મોક્ષ મળવાના વાંધા છે. યોગ તો લોકો સિદ્ધિ મેળવવાને સાધે છે. પણ સિદ્ધિઓ તો ઉલટી બંધન કરનારી છે, માટે ભાઇ! લગાર વિચાર કરો, અને એવા યોગના માર્ગમાં મિથ્યા શ્રમ કરવા પડશો નહિ. અને વળી યોગ તો ત્યાગીને

તેથી એવા ગુરૂને પડતા મુકીને કોઇ સત્પુરૂષનાં ચરણ પકડો, કે કાંઇક કરતાં આ સંસાર પાર ઉતરાય! તો એ વાર્તા સાચી હશે કે કેમ"?

૫ પુરૂષ—"હે મહાત્મન્! અમને ઘણા લોકો એમ કહે છે કે તમારા ગુરૂને કાંઇ તત્ત્વજ્ઞાન થયું નથી, અને યોગી પણ નથી. પણ એ તો કાંઇક ઉપાસનાવાળા છે, ને કાંઇક મંત્રશાસ્ત્રના પ્રયોગ કર્યા હશે તેથી તમને સૌને મોહ પમાડીને વશ કરી લે છે. કાંઈ એમની પાસે મોક્ષનો કે કલ્યાણનો માર્ગ નથી. માટે મિથ્યા એમનામાં વિશ્વાસ કરવાથી શું ફળ છે? જો મોક્ષની ઇચ્છા હોય તો અન્ય સ્થળે કોઈ તત્ત્વજ્ઞ મહાત્માની શોધ કરો. તો આ વાત સાચી હશે કે ખોટી?"

૬ પુરૂષ—"હે દયાળુ ગુરો! અમને ઘણા લોકો એમ કહે છે કે તમારા ગુરૂ તો કેવળ વિદ્વાન્ છે. એમને કાંઈ તત્ત્વાનુભવ થયો નથી. અને એકલા વિદ્વાનને કાંઈ ગુરૂ કરવા કહ્યા નથી. કારણ કે કેવળ વેદશાસ્ત્રપુરાણ વિગેરે ગ્રંથો ભણવાથી મોક્ષ મળતો નથી. મોક્ષ તો સ્વસ્વરૂપાનુભવથી જ મળે છે. માટે એવા વિદ્વાનની પાછળ ભ્રમવાથી શું ફળ? જો મોક્ષની ઇચ્છા હોય તો કોઇ અનુભવી પુરૂષની શોધ કરો, અને તેમને શરણ થાઓ. એમના પાસે તમે કદાચિત્ ગ્રંથો ભણશો તો તેથી તમારાં મુખ તથા હૃદયનું શોષણ થશે. પરંતુ મોક્ષ મળવાનો નથી માટે કાંઈ સમજીને ચાલો. તો એ તેમનું બોલવું લક્ષમાં લેવા યોગ્ય છે કે નહિ?"

૭ પુરૂષ—"મહારાજ! લોકો અમને એમ કહે છે કે તમારા ગુરૂ તો ગ્રંથોમાં લખેલી કર્મઉપાસનાની ને જ્ઞાનની વાતો કરે છે. પણ એમ વાતો કરવા સાંભળવાથી કાંઇ સિદ્ધિ નથી. એવા વાર્ત્તા કરનારની શી ખાત્રી? માટે એમને પડતા મુકીને કોઈ યોગી મહાત્માને સેવો કે જેને ત્રણ કાળ સુઝે છે. ભૂત, ભવિષ્ય ને વર્ત્તમાનને જાણનારા હોય અને જેને અષ્ટ સિદ્ધિઓ આધીન હોય એવાને ગુરૂ કરો, કે તેથી કાંઈ કલ્યાણનો રસ્તો આવે. તો આ વાર્તા ખરી કે ખોટી?"

૮ પુરૂષ કહેતો, હે ગુરો! હે દેવ! લોકો તો એમ કહે છે કે તમારા ગુરૂ તો પદાર્થના લોભવાળા છે, કેમકે એમના આશ્રમમાં પદાર્થોનો સંગ્રહ છે, ને વળી પદાર્થો લે છે. એમને તૃષ્ણા પણ છે, કારણ કે પદાર્થોના રક્ષણમાં બહુ કાળજી રાખે છે. ઉત્તમોત્તમ વિભવના પદાર્થોમાં એમને મોહ પણ છે, કારણ કે તેવા પદાર્થો આવે છે તેનો ઉપભોગ કરે છે અને સદા સાથે રાખવા ઇચ્છે છે. એમને ક્રોધ, ભય ને કામ પણ છે. કારણ કે પ્રસંગે મોટે શબ્દે બોલતા, બીજાથી ડરતા અને વિવિધ ઇચ્છા કરતા જણાય છે. વળી લોકલજ્જા પણ રાખે છે કારણ કે આમ કરવાથી લોકમાં ખોટું અને આમ કરવાથી લોકમાં સારૂં કહેવાય એમ પ્રસંગે બોલે છે. આગળ આગળ સુખ થવાની આશાઓ પણ બાંધે છે, કારણ કે અમુક વસ્તુનું રક્ષણ કે સંચય કર્યો હોય તો આગળ અમુક પ્રસંગે કામ આવે એવું સહુને ઘણીવાર સમજાવે છે. આ વિગેરે દોષો એમની રીતી રીતભાતઉપરથી ને બોલવાથી એમનામાં સિદ્ધ થાય છે; તો એવા દોષવાળા ગુરૂને તમે શામાટે સેવો છો? દોષવાળા ગુરૂને સેવનારા અધોગતિએ જાય છે એમ શાસ્ત્રમાં કહ્યું છે. માટે તમે જો કલ્યાણની ઇચ્છા રાખતા હો તો કોઇ દોષવિનાના દેખાય એવા ગુરૂને

સેવે. તો હે દાતા ! આપનામાં એ દોષો છે કે નથી એ વિષે અમને સમાધાન આપો."

૯ પુરૂષ કહેગો, હે દેવાધિદેવ ! કોઇ લોકો તો કહે છે કે, તમારા ગુરૂ તો ઘણુ અભિમાની અને મોટાઇવાળા છે. કારણ કે સહુપાસે પોતાને દંડવત્ પ્રણામ કરાવે છે. વળી પોતાનું પૂજન કરાવે છે તથા આરતી ઉતરાવે છે.

૧૦ પુરૂષ કહેતો કોઇ લોકો તો કહે છે કે તમારા ગુરૂ તો દંભી છે. કારણ કે લોકમાં ખ્યાતિ થવા નાના ગ્રંથો રચે છે. વળી અસૂયા દોષવાળા પણ છે કારણ કે બીજાની નિંદા કરે છે અને પોતાને વખાણે છે.

હે નૃપેશ ! આ વિગેરે અનેક મનુષ્યો અનેક પ્રકારની લોકવાર્તા મારા સમીપ આવીને કહેતા પણ નિત્ય મારા સમીપ આવતાં છતાં અને મારા સમીપ અધિક કાલ રહેવા છતાં, અને પ્રમાણગ્રંથોને શ્રવણ કરેલા હોવા છતાં, તેમ જ મારી પ્રત્યેક પ્રવૃત્તિને જોનાર જાણનાર છતાં તે પ્રબલ મતિવિનાના પોતાની મેળે તે લોકવાર્તાના વિરોધ શમાવીને તે શંકાનું સમાધાન ન લેતાં મને જ સાક્ષાત્ પૂછતા હતા. હું તે સર્વની વાર્તાને પ્રસંગે શ્રવણ કરીને મંદ મંદ હસતાં મૌન રહેતો અને પ્રસંગે ઘટિત ઉત્તર આપતો.

અનેક દુષ્ટ સ્વભાવના મનુષ્ય આ વિગેરે અનેક પ્રકારે મારા સમીપ આવનાર મનુષ્યોને વિરોધી વચનો સંભળાવીને આવતા રોકવાને યત્ન કરતા. પણ કોઇ વિલક્ષણ દેહપ્રારબ્ધના કે ઇષ્ટસંકેતના યોગથી ક્રમે કરીને અધિક લોકોની પ્રવૃત્તિ શ્રદ્ધાભક્તિપૂર્વક મારા આશ્રમપ્રતિ થવા લાગી. એ જોઈ જાણીને તે વિરોધી, વિદ્વાનપણાના ડોળવાળા, અભિમાની પંડિતો અધિક અધિક પ્રજળવા લાગ્યા.

અંતર્ સંતાપને શાંત કરવાનિમિત્તે તથા લોકને ભ્રમ ઉપજાવવા અર્થે પશ્ચાત્ તેઓ લોકમાં એવી વાર્તા ચલાવવા લાગ્યા કે એ તો આપણા પરંપરાથી ચાલતા આવેલા શ્રુતિસ્મૃતિઉક્ત ધર્મકરતાં કાંઇ વિલક્ષણ બોધ આપીને એક નૂતન ધર્મ ચલાવવા લાગ્યા છે, અને તેમ કરીને પોતાનો સ્વાર્થ સાધવા ઇચ્છે છે. જેથી એ નૂતન ધર્મ ચલાવવાસંબંધી એમનો પ્રયત્ન અમને અત્યંત અરૂચિકર થઇ પડયો છે. કારણ કે નૂતન ધર્મ ચલાવવાથી લોકમાં પરસ્પર વિરોધ વધીને સામાજિક અહિત થવાનો સંભવ છે. લોકમાં એવા પ્રકારના મતભેદ વૃદ્ધિને પામવાથી કુસંપ વધશે અને તેથી અંતે દેશની સમૃદ્ધિનો સમૂળગો નાશ થઇ જશે. આ વિગેરે અનેક યુક્તિવચનોને વદતા, તથા અન્યદ્વારાએ લોકોમાં પ્રસિદ્ધ કરતા પોતાની ધારણા પાર પાડવા ઇચ્છતા, તથાપિ તે પ્રકારના તેમના યત્ન સઘળા નિષ્ફળ જવા લાગ્યા.

આમ કરતાં જ્યારે તેઓ કોઇ પ્રકારે પણ મારી સ્થલે સ્થલે પ્રસરેલી સુકીર્તિને ન્યૂનતા પમાડી શકયા નહિ અને અધિક અધિક પ્રસરતી અનુભવવા લાગ્યા ત્યારે મોટા સંતાપથી નિઃશ્વાસ નાંખતા પોતાના મનમાં આ પ્રકારના વિચારો કરવા લાગ્યા, તથા અન્ય નૂતન યુક્તિઓને રચવા લાગ્યા.

ષોનો આપણે એમનામાં આરોપ કરીને લોકમાં તે મિથ્યા વાર્તાને સ્થલે સ્થલે પ્રસરાવી. એ દોષોમાંનો એક દોષ પણ જેનામાં જણાય તેનો કોઈ સંગ કરે નહિ, અને આં તો તેવા સઘળા દોષના કોશરૂપે જ આપણે એમને સર્વત્ર પ્રસિદ્ધ કર્યા છે, તોપણ લોકો એમને ત્યજતા નથી, પણ ઉલટા અધિકાધિક પ્રવેશતા જાય છે. અરેરે! હવે તે અન્ય એવો શો ઉપાય કરીએ કે જેથી આ પુરૂષની કીર્ત્તિ ઝાંખી થાય અને આપણી કીર્ત્તિ પ્રસરે. એ પોતાની ખ્યાતિ વધારવાને ખરૂં જોતાં યત્ન પણ કરતા નથી તેમ છતાં વધે છે અને આપણે રાત્રદિવસ યશકીર્ત્તિ મેળવવા મરી મથીએ છીએ અર્થાત્ અત્યંત યત્ન કરીએ છીએ તોપણ લગારે વધતી નથી. આથી એમ ભાસે છે કે એ કાં તો ઉગ્ર પુણ્યવાન્ હોય અથવા તો કોઈ અંશાવતાર હોય. આ લોકમાં પ્રસિદ્ધ છે કે સાક્ષર ઉલટા થાય તો રાક્ષસ સમ થાય છે. આ પ્રકારે આપણે એની કીર્ત્તિનો નાશ કરવા રાક્ષસજેવા થઇને મથ્યા, પણ મહા રાક્ષસીજેવી એની પ્રચંડ કીર્ત્તિ તે આપણને ગળી ગઈ અને પોતે ઉલટી વિસ્તારને પામી. આપણે શું ખોટું નથી કરી ચુક્યા? આપણે એમની ખોટી નિંદા કરી અને પાપ વહોર્યું. એમના ગુણમાં દોષબુદ્ધિ કરવા કરાવવારૂપ અસાધુપણું પણ સેવ્યું. એમનું અહિત કરવાને આપણે અસત્ય બોલ્યા, અનેક પ્રકારથી છલ કર્યું પણ તે સર્વ વ્યર્થ ગયું, અને આપણું અનિષ્ટ કાલાંતરે પણ કરવાને તે દુષ્કર્મરૂપે ઉભું રહ્યું. પૂર્વે થયેલી વાર્તા આપણે જાણીછે કે દમયંતીના સ્વયંવરમાં લાલસાવડે દેવતાઓ નળનાં રૂપ લઈને આવી બેઠા હતા, તે દમયંતીને નળના કંઠમાં વરમાલા આરોપતી જાણીને આગળ આગળ માથાં કાઢતા હતા, અને ખરો નળ તો પ્રયત્નરહિત થઈને બેઠી રહ્યો હતો. પણ અંતે તે ખરા *નળને જ દમયંતી વરી*, અને પેલા આગળ આગળ માથાં કાઢનારા ખોટા નળોએ પરસ્પર શાપવડે પોતાનાં મુખની કાંતિ શ્વાનગર્દભાદિકજેવી કરી લીધી હતી. તેમ આપણે એ પુરૂષને વરી ચુકેલી જેવી આ એની સુકીર્ત્તિને આ ટાણે વરવાની આશાથી આગળ માથાં કાઢવા લાગ્યા પણ અંતે આપણે વિરૂપ થયા, અને એ દેવને દુર્લભ એવી દમયંતીરૂપ કીર્ત્તિ તો એને જ વરી રહી. આપ્રમાણે આપણો સઘળો શ્રમ વ્યર્થ ગયો ત્યારે હવે શું આપણે મૌન ધરીને બેશી રહેવું? ના ના એમ તો નહિ જ. કહ્યું છે કેઃ—

आरभ्यते न खलु विघ्नभयेन नीचैः
प्रारभ्य विघ्नविहता विरमन्ति मध्याः ।
विघ्नैः पुनः पुनरपि प्रतिहन्यमानाः
प्रारब्धमुत्तमजना न परित्यजन्ति ॥

અર્થ— કનિષ્ટ બલવાળા મનુષ્યો તો વિઘ્નના ભયથી કાર્યોનો આરંભ જ કરતા નથી, મધ્યમ બલવાળા કાર્યનો આરંભ કરીને પણ વિઘ્ન નડવાથી પાછા હઠી જાયછે; માત્ર ઉત્તમ પુરૂષો જ ગમે તેટલાં વિઘ્ન આવે તો પણ એક વાર આરંભેલું કાર્ય (અપૂર્ણ) છોડી દેતા નથી. આમ છે, માટે હવે તો આપણે અનેક વિઘ્નભયથી પણ પાછા ન હઠતાં ધારણાની સિદ્ધિપર્યંત યત્ન જ કરવો. ત્યાં જેમ એમણે ધર્મના પ્રતિપાદક ગ્રંથો લખ્યાછે, તેમ આ-

પણે પણ લખી ચુક્યા છીએ. પણ એથી તો આપણને કાંઈ ધારેલો લાભ થયો નથી. હવે તો માત્ર એક જ ઉપાય અવશેષ રહ્યોછે તે કરવો. તે એ છે કે હવે આપણે કોઈક નૂતન પ્રક્રિયાવાળી ધર્મની શાખા કાઢવી અને તેમાં એવી કોઇ યુક્તિ રચવી કે આ તમામ લોકો એમનો પરિત્યાગ કરીને આપણા પ્રતિ વળે. આપણે એમને નૂતન ધર્મ કાઢવાનો આરોપ મુકી નિંદતા હતા તેથી કદાચિત્ સુજ્ઞ લોકો આપણને કહેશે કે તમે આમ કહેતા હતા ને આ શું ? તો આપણે યુક્તિથી તેમનું સમાધાન કરી કહીશું કે આમાં નૂતનપણું કાંઇ નથી. આ વિગેરે વિચારને કરીને પછી તેમણે ધીરે ધીરે એકબીજાદ્વારે લોકમાં વાર્તા ચર્ચાવવા માંડી. પણ તેમની કોઇએ કાંઈ ગણના કરી નહિ. ત્યારે તેમણે પુનઃ નાના યુક્તિ મતિ-અનુસાર સાધીને તેને નવીન ગ્રંથોમાં સ્થાપીને તેની અમુક પ્રતિયો કરાવી, સ્થળે સ્થળે તે ગ્રંથને પ્રવર્ત્તાવ્યા.

તેમાં લોકોને અભિમુખ કરવા અર્થે સ્થાપેલી પ્રધાન યુક્તિ એ હતી કે "અમે કામ-રૂદેશની ચમત્કારી વિદ્યા લાવ્યા છીએ. તે વિદ્યાથી ધર્મ અર્થ કામ અને મોક્ષ મળે છે. કામાક્ષી દેવી પ્રસન્ન થાયછે અને તેનાથી જીવ ઇચ્છામાં આવે એવા ચમત્કારો કરી શકેછે. આ વિદ્યા આપણા દેશમાં અમે જ લાવ્યા છીએ; અન્ય કોઈ યથાવત્ જાણતું નથી. માટે જેમને એ વિદ્યા જાણવાની ઇચ્છા હોય તેમણે અમારા સમીપ આવવું." આ વિગેરે અ-નેક વચનો એવા ભાવમાં વદતા કે જેથી આશાના પાશમાં બંધાયલા જીવોને સદ્યઃ મોહ થાય અને એમના પ્રતિ વળે.

હે નરેશ! આપણા લોકમાં એવો સ્વભાવ પ્રતીત થાયછે કે એક વ્યાપારમાં કોઇને લાભ પ્રાપ્ત થયો જાણેછે કે અન્ય તેવા જ વ્યાપારમાં પ્રવેશ કરેછે. પણ એમ જાણતા નથી કે લાભહાનિનાં નિમિત્તઉપાદાન કારણ કોને શું શું હોય છે; અને આપણને આ ઉદ્યો-ગમાં લાભ છે કે હાનિ એ પણ ન જાણનાર તે, દેખાદેખી અવિચારપણે કાર્યમાં પ્રવેશ કરેછે. આ નિયમને અનુસરનારા તેઓ પૂર્વોક્ત પ્રકારે નવી વિદ્યાના ઉપદેષ્ટા થઇને કીર્ત્તિ મેળવવા મચ્યા. જેમ એકનું દેખીને અન્ય કાંઈ કરેછે તેમ તેમનું દેખીને બીજા પણ કે-ટલાએક તેપ્રમાણે જ "ધર્મ, અર્થ, કામ અને મોક્ષને આપનારી તથા કોઇ ન જાણે એવી સરલ અને સુગમ યુક્તિવડે પ્રાપ્ત થતી ચમત્કારી વિદ્યા દ્વીપાંતરમાંથી અમે લાવ્યા છીએ; તેનાથી મનુષ્યને ત્રણ કાળનું જ્ઞાન થાયછે અને આ લોકમાં જ દેવપણું પ્રાપ્ત થાયછે" ઇત્યાદિ વચનો લોકમાં પ્રસરાવતા ઉપદેષ્ટા થઇને બેઠા. આમ થવાથી મંદબુદ્ધિવાળાં ઘણાં મનુષ્યોને વ્યામોહ થવા લાગ્યો કે આમાં શું ખરૂં હશે, અને કોને શરણ જવું તથા પ્રથમ કયી વિદ્યા લેવી. આ વ્યામોહને વશ થયેલા યોગ્ય નિશ્ચય કરવામાં અસમર્થ એવા તે મંદમતિજનો જ્યાં ત્યાં પ્રવેશ કરવા લાગ્યા. વળી કોઇ તો અધિક લોકની પોતાના પ્રતિ પ્રવૃત્તિ કરાવવા અર્થે આ પ્રકારના નિયમો બાંધી લોકને જણાવવા લાગ્યા. "આ સ્થાનમાં અર્થાત્ અમારા માર્ગમાં કોઈને પણ નિરાશ કરવામાં આવશે નહિ. ભલે કોઈ સ્વદેશી હો વા પરદેશી હો. આગળથી ચાલતા આવતા વર્ણના તથા આશ્રમના ભેદને અમે પાળીશું પળાવશું નહિ. સ્ત્રીપુરૂષનો, નીચઉંચનો, ગુરૂશિષ્યનો તથા પંડિતઅપંડિતનો આ માર્ગમાં અભેદભાવે

સ્વીકાર કરીશું. સમાન હકથી સર્વને વર્ત્તાવીશું. ધર્મસંબંધી વિચાર અને તત્ત્વનો નિર્ણય કરવો, એ આ માર્ગનો શ્રેષ્ઠ સિદ્ધાન્ત છે. કોઈ ઈશ્વર નથી. કોઇ જીવ નથી અને મોક્ષ નથી. જે છે તે સઘળું અભેદ છે. તો પણ જે કંઇ પામવાથી મેળવવાથી સર્વનું ઉત્તમ હિત થાયછે તે જ મેળવવું એ આ માર્ગનો સિદ્ધાન્ત છે. આ વિગેરે કેટલીએક ગુપ્ત વાર્તા છે, તે અમારી સાથે સંબંધ થવાથી સૌ સૌના અધિકારપ્રમાણે સમજાવવામાં આવશે. "

હે રાજન્! આ વિગેરે અનેક વચનો, જેમાં પરસ્પર વિરોધ ઘણે અંશે આવે એવા નિયમરૂપે લોકને જણાવીને પછી ઇચ્છાનુકૂલ ધર્મની ચર્ચા કરવા લાગ્યા.

આ મનુષ્યોમાં જેમ પોતપોતાની શક્તિઅનુસાર ઉત્કૃષ્ટ મધ્યમ, અને નિકૃષ્ટ જાતિના વિષયપદાર્થોમાં ઉત્તમપણાનું ભાન કરીને તે દ્વારા સુખ માની દિવસ નિર્ગમન કરેછે, તેમ તે સમયનાં મનુષ્યો યોગ્યાયોગ્ય નિશ્ચય કરવાની પોતાની શક્તિઅનુસાર નિશ્ચય કરીને જે તે સ્થળે ભ્રમવા લાગ્યા. કોઈ નિશ્ચય બાંધવામાં અસમર્થ મનુષ્યો તો સઘળે સ્થળે થોડો થોડો કાળ જવા લાગ્યા અને કોઇ પુછે તો બુદ્ધિમાનના મુખથી સાંભળેલું વચન કહે કે 'અમે તો ભ્રમરની પેઠે દરેક માર્ગમાંથી મધુની પેઠે સત્વાંશરૂપ સાર સમજી લઈએ છીએ. અને પછી એક બે સ્થળે યોગ્ય નિશ્ચય થયેથી બેશી જઇશું.' કોઇ તો કહે કે 'જાણવું સૌનું પણ કરવું આપણી મરજીપ્રમાણે.' આ વિગેરે અનેક પ્રકારનાં ઉત્તર આપતાં તે પ્રાણીઓ જ્યાં ત્યાં ભટકતા પણ સાર કશો કાઢી શકતા નહિ. આપ્રમાણે ચર્ચા ચાલવાથી ધીરે ધીરે એવા ઘણા મનુષ્યો ઉપદેશ થઇને બેસવા લાગ્યા. ત્યાં કોઈ તો 'નિર્ગુણ પરમેશ્વર જ ખરા છે અને તે નિરાકાર જ છે' એમ કહેતા. અને કોઇ તો કહેતા કે 'પરમેશ્વર તો સગુણ અને સાકાર જ છે.' અને કોઇ જાડી મતિવાળા કે જે પરમેશ્વરના અનિર્દુર્વિજ્ઞેય સ્વરૂપને અનુભવવામાં અસમર્થ હતા તે તો બિચારા 'એક નન્નો સો રોગને હણે' એ કહેવતઅનુસાર નાસ્તિક થઇને જ બેસવા લાગ્યા. કોઇ કહે કે 'એકલા વેદ સાચા.' કોઈ કહે કે 'વેદ શાસ્ત્ર પુરાણ બધું સાચું.' અને કોઈ તો કહે કે 'વેદ શાસ્ત્ર પુરાણ બધું જ ખોટું.' આ વિગેરે અનેક પ્રકારના નિશ્ચયો બાંધતા અનેક પ્રવર્ત્તકો થઈ બેઠા અને તેઓ પછી તો પરસ્પરમાં ભારે દ્વેષ ધરનારા થયા અને લોકોને મહા અનર્થ કરનાર નીવડ્યા. દિવસો જતાં તે પરસ્પરના દ્વેષ વધતા ગયા જેથી એક બીજાની નિંદા કરવા લાગ્યા. તેમાંથી પરિણામમાં એમ થવા માંડયું કે પોતાનો સિદ્ધાન્ત ગમે તે હોય પણ સામાવાળા જે વસ્તુ માને તેને પેલા નિંદે અને ન માને આથી પશ્ચાત્ તેઓ પોતપોતાના સિદ્ધાન્તથી પણ ભ્રષ્ટ થતા ચાલ્યા. જે વાતની એક જણ હા કહે તેની બીજા પક્ષવાળાએ ના કહેવી એ જ તેમનો સિદ્ધાન્ત પરિણામે થઇ રહ્યો.

હે રાજન્! આ પ્રકારે અનાચારનું બીજ રોપાયું પણ તેથી કાંઈ મારા પ્રતિ વિરોધ ધરનારાઓની ધારણા પાર પડી નહિ. કારણ કે જે જે શ્રદ્ધાવાન્ આદિ ગુણ મારા સમીપ આવતા તેઓ તો મારા સમીપ આવતા જ હતા, પણ જે લોકો તેમને ત્યાં જતા તે પણ ત્યાં મારી નિન્દા શ્રવણ કરીને, તથા તેમનું વર્તન અદ્દ અને ન સેવવા યોગ્ય જાણીને પુનઃ મારા પ્રતિ આવતા તથા તેમની સઘળી ગુહ્ય વાર્તાને મારા સમીપ લાવતા. તથાપિ

કોઇની એવી વિરોધી વાર્તાને શ્રવણ કરવામાં અધિકરૂચિવિનાનો હું તેમાં વારંવાર લક્ષ આપતો નહિ. પણ પ્રસંગે હું તેમને કહેતો કે 'ભાઇઓ! એકની અપ્રતિષ્ઠા વધારનારી વાર્તા હોય તેને ખાસ પ્રયોજન વિના અન્યના સમીપ કથન કરવી એ પણ દોષ છે. માટે તમે એ વ્યવહારથી બચીને તમારૂં જેમાં શ્રેયસ્ છે એવી નીતિને ધારણ કરો, અને આ દોષો કે જે નિરંતર દુઃખનાજ દાતા છે તેમને નિર્મૂલ કરવાને યત્ન કરો. આ વિગેરે વચનોથી તેઓ ક્રમે કરી સુધરતા અને અન્યને ઉપાધિ કરવાની ઇચ્છાથી અળગા રહેતા.

આ વિધ વિવિધ મતસ્થાપક થયા તેમ જ તેમની મતિ તથા વૃત્તિઅનુકૂલ મનુષ્યો તેમના અનુયાયીઓ પણ થયા. અને તેથી જેમ તે મૂલ પુરુષો એકબીજાનો દ્વેષ કરતા અને નિંદા કરતા તેમ જ 'યથા રાજા તથા પ્રજા' એ ન્યાયે તે સૌ સૌના અનુયાયીઓ પણ એકબીજાપ્રતિ દ્વેષ કરતા તથા એકબીજાની નિંદા કરતા, અને એકબીજાનું અહિત કરવામાં પ્રસન્નતાથી પગ ધરતા. એકબીજામાં વિરોધ વધવાથી એકબીજાના મતનું ખંડન કરવા તથા એકબીજાને ગૌણ પાડવા પરસ્પરમાં વિરોધી ગ્રંથો સર્વેએ લખવા માંડ્યા. આમ થવાથી બુદ્ધિમાન્ ઉદાસીન પુરુષોના લક્ષમાં આવ્યું કે આ મંદમતિ મનુષ્યોનાં કૃત્ય આગળ ઉપર અધિક અનર્થ કરનાર થઈ પડશે પણ એ મદાંધ મનુષ્યોને કોણ કહે. કોઇનું વચન માને એવી એમની સરલ મતિ ન હતી.

આ પ્રકારે જાણતા છતાં પણ તેવા પરોપકારી સજ્જનોએ તેમને પ્રસંગવશાત્ કહ્યું કે 'હે ભાઇઓ! તમે પોતાને નખથી શિખાપર્યંત શાણપણવાળા સમજો છો પણ એ તમને મિથ્યાભ્રમ થયો છે એમ જાણજો. તમે રાગદ્વેષાદિ દોષોને દોષરૂપ જાણતા છતાં સેવો છો અને અનીતિના સ્વરૂપને જાણોછો છતાં અનીતિએ વર્તોછો તો તમારી તે વર્તણુક જોઇ જાણીને બીજાઓ પણ તેપ્રમાણે ચાલશે, અને આ તમારા અનર્થકર ગ્રંથોમાં પ્રતિપાદન કરેલા અયોગ્ય સિદ્ધાન્તોને બીજાઓ પણ સ્વીકારશે. અને એનો પરિણામ અનર્થકર જ નીવડશે માટે કંઇક સમજીને વિરામ પામો. જુઓ, ભાઇ! આ સૃષ્ટિનો કદાચિત્ આરંભ. ક્રી. નો. ને. આરંભથી. ને. અંતાપર્યંત. જે આ. વિરામ. મધ્યમ-ગંદ. આદિનો. ભેદ છે તે નિર્મૂળ થવાનો નથી. આ તમે ભેદભાવનાની નિવૃત્તિની ઇચ્છાવાળા છતાં ભેદભાવની વૃદ્ધિના ઉપાયોને શા માટે સાધો છો? તમારામાં પણ ક્રમે કરીને આવા ઉપાયોને સાધતાં ભેદભાવ અત્યંત દૃઢ થતો જાયછે અને થશે અને એમ થવાથી ઉત્તરમાં જવાની ઇચ્છાવાળા તમે તમારાં કૃત્યથી દક્ષિણમાં તણાયા જશો; માટે ભાઈ! વિચાર કરો અને સરલ થાઓ. તમે પૂર્વે કહેતા હતા કે 'નવીન મતો થવાથી લોકમાં કુસંપાદિ વધીને સાર્વજનિક હિતનો નાશ થાય છે. અને તેથી તેમ થાય એ અમને રૂચતું નથી' અને હવે આ તેવું જ કૃત્ય તમને કેમ રૂચ્યું? હવે તમે પોતાનાં નેત્ર ઉઘાડીને જુઓ કે આ તમારા સંગીઓનાં અંતઃકરણમાં રાગદ્વેષાદિ દોષો વધ્યા છે કે ઘટ્યા છે? આ અનેક નવા મતો સ્થપાતા જવાથી કુસંપ વધીને પરસ્પરમાં વૈર વધ્યું છે કે ઘટ્યું છે? માટે હે સજ્જનો! શુદ્ધ વિચારથી સમાધાનમાં પ્રવેશ કરો અને આ અનીતિનો ત્યાગ કરો.

આ વિગેરે અનેક વચનો તે સજ્જનો ઉદાસીન પરોપકારીઓ તેમને કહેતા પણ તેઓના

હૃદયમાં પડેલા વળ કંઈ છુટયા નહિ અને ઉત્તરોત્તર પોતાની ધારણા પાર પાડવાની આશાથી મચ્યા રહ્યા.

હે મહાપુરૂષ! એમ ને એમ કેટલોએક કાળ વ્યતીત થયાં પછી દૈવગતિથી તેમનાં કૃત્યનાં અનિષ્ટ પરિણામ થવા લાગ્યાં, અને તેથી તે પ્રવર્તકોને મહા પશ્ચાત્તાપ કરવાનો સમય સમીપ આવ્યો. ત્યાં કામરૂદેશથી આણેલી વિદ્યાના તથા દ્વીપાંતરમાંથી આણેલી વિદ્યાના દેનારાઓના તથા ગુપ્તવાર્તાના કહેનારા વિગેરે મતપ્રવર્ત્તકોના અનુયાયીઓએ તેમની આજ્ઞાનુસાર તથા તેમના ગ્રંથાનુસાર વિવિધ પ્રયોગોને સિદ્ધ કરી પોતે સર્વશક્તિમાન્ થવાની ઇચ્છા રાખી હતી. પણ જ્યારે તે પ્રયોગોને તેઓએ સાધવા અર્થે યત્ન આરંભ્યો ત્યારે ક્રમે કરીને તેઓ સર્વ પ્રકારે શક્તિહીન થવા લાગ્યા. અને ધારેલી ચમત્કારી વિદ્યા કંઈ સાધ્ય થઇ નહિ. વળી તેમાંના ઘણા તો અનાચારમાં પ્રવેશી અનર્થને પામવા લાગ્યા અને એમ થવાથી તે અનુયાયીઓ તથા અન્ય તેતે અનુયાયીના જાણનારાઓ તે મતપ્રવર્ત્તકોને અપયશ આપવા લાગ્યા તથા નિંદવા લાગ્યા અને પોતાને પણ તે અનુયાયીઓ ધિક્કારવા લાગ્યા.

આ પ્રકારે જ્યારે વિપરીત પરિણામ તે મતપ્રવર્ત્તકોના લક્ષમાં આવ્યો ત્યારે તેઓ પોતાના મનમાં આ પ્રકારે ખેદયુક્ત બેશીને વિચાર કરવા લાગ્યા કે અરેરે! આપણી ધારણા પાર પડી નહિ પણ ઉલટો આપણને જ અપયશ મળ્યો. આપણને અનુયાયીઓ સારા મળ્યા નહિ. આપણે પણ આગળ પાછળનો કશો વિચાર કર્યો નહિ. પુણ્યને બદલે અધિક પાપ વ્હોર્યું. હવે પણ જો આપણે સત્વર ચેતીશું નહિ તો વળી આગળ ઘણું સહન કરવું પડશે. આપણે સજ્જનોની શિક્ષા માની નહિ ને હવે અનુકૂળ પરિણામ ન થયાથી તેઓ સર્વ હસશે, અને આપણે પણ તે સહન કરવું પડશે. આમ છતાં પણ આગળઉપર મોટી અપકીર્તિમાંથી ઉગરવા અર્થે સત્વર કોઇ ઉપાય યોજવા જોઈએ.

આ વિગેરે અનેક પ્રકારથી ખેદ તથા વિચાર કરીને પછી તે પશ્ચિમબુદ્ધિ મતપ્રવર્ત્તકો પોતાના દોષોનું આચ્છાદન કરતા પોતાના અનુયાયીઓને આ પ્રકારનાં વચનો પ્રસિદ્ધ રીતે કહેવા લાગ્યા.

હે અનુયાયીઓ! તમે સારા નીવડ્યા નહિ. તમે ઘણા અસાવધ અને ઓછા ધૈર્યવાળા છો. તમે અમારા કહેવાના રહસ્યને સમજવાને અશક્તિમાન્ છો. આ અમારી આપેલી ચમત્કારી વિદ્યાના તમે પાત્ર નથી. તમે અમારા ભાવને ન સમજીને ઉલટી રીતે વર્ત્યા તેથી તમને પ્રતિકૂલ ફલ મળ્યું છે. માટે હવે અમે પ્રસિદ્ધ રીતે કહીએ છીએ કે એ વિદ્યાને સાધ્ય કરવાની આશા અને યત્ન તમે તજી દો. એ અમારી આપેલી વિદ્યાને હવે તમે વિષવલ્લીરૂપ જાણીને કદાચિત્ પણ સેવશો નહિ. આ ડિંડિમ વગાડીને કહીએ છીએ કે જો હવે તમે એ વિદ્યાપાછળ મચ્યા રહેશો તો કામાક્ષીદેવીઆદિ જે ફલ આપનાર છે તે તમને પ્રતિકૂલ ફલ આપશે, અને તે પ્રતિકૂલ ફલ એવું આપશે કે તમે તેનાંથી પછી મુક્ત થઇ શકશો નહિ. માટે હવે આજથી તમે એ ચમત્કારી વિદ્યાનાં ઉત્તમ ફલની આશાને તજીને બેસજો અને અન્ય કલ્યાણને માર્ગે પ્રવેશ કરજો.

આ પ્રકારનાં અનેક વચનો સાંભળીને નિરાશ થવાથી નિસ્તેજ તથા દુર્બલ થઇ

ગયલા તેમાંના કેટલાક વિચારવાળા અનુયાયીઓ પોતાના મનમાં આ પ્રકારના વિચાર કરવા લાગ્યા. 'અરેરે ! આ અશાશ્વત ચિત્તવાળા પ્રવર્તકોને કહ્યે ચાલ્યા એ આપણે ઘણું ખોટું કર્યું છે. આપણને ધિક્કાર છે. શુભ ફલ મેળવવાની આશાવાળા આપણે અશુભ ફલ મેળવીને બેઠા છીએ. આટલા દિવસનો કરેલો શ્રમ પાણીમાં ગયો. કદાચિત્ પણ આપણને પાછું નહિ મળે એવું અમૂલ્ય આયુષ્ આપણે વ્યર્થ ખોઈ નાંખ્યું છે. જો આટલા દિવસ નિષ્કામપણે ઈશ્વરોપાસના કરી હોત તો અંતઃકરણની શુદ્ધિરૂપ શુભફલ પ્રાપ્ત થાત, પણ અવિદ્યાને વશ રહેલા અને આશાના પાશમાં બંધાયલા આપણે વિત્ત ખોઇને વિનાશ લીધાં જેવું કર્યું છે. અરેરે ! આપણે આવા અયોગ્ય પ્રવર્તકોની મતિએ ચાલીને વિનાકારણે સાધુપુરૂષોની તથા ઈશ્વરની પણ અવજ્ઞા કરી છે. હશે આજ પર્યંત તો જે થયું એ થયું પરંતુ આજ પછી જો ચેતીને ચાલીશું નહિ, તો આગળ આપણે મોટા અનર્થને પામીશું.

આ વિગેરે વિચાર કરીને તેમણે તે પ્રવર્તકોને ત્યજી દેવાનો નિશ્ચય કર્યો અને શ્રેયસ્ સાધવા અન્ય યોગ્ય પુરૂષને શરણ થવા નિશ્ચય કર્યો. આ પ્રમાણે વિચાર કરી કરીને જ્યારે ઘણાં લોકો તેમનાથી વેગળા થવા લાગ્યા ત્યારે સંતાપવડે તે દ્વેષી પ્રવર્તકો આપ્રમાણે બડબડવા લાગ્યા.

'અરે ! આ મૂર્ખ લોકોને સારાસારનો વિચાર નથી. પોતાના કલ્યાણની તેમને ગરજ નથી. અમે ગાંઠનું ગોપીચંદન કરીને એમનું ભલું કરવા યત્ન આરંભ્યો તો તેનો લાભ લેવાનું પણ એમનામાં સામર્થ્ય નથી. એમના દુર્દૈવથી એમને અવળી મતિ સુઝે છે તેમાં અમે નિરૂપાય છીએ.' આ વિગેરે અનેક વચનો શેષ રહેલા અનુયાયીઓને સંભળાવતા પણ તેથી કાંઇ લાભ થયો નહિ.

આટલું છતાં પણ જેમ હાર પામેલા જુગારી જીતવાની આશાથી દ્વિગુણ રમે છે તેમ તેઓ મારા પ્રતિનો દ્વેષ તથા કીર્તિની આશા ત્યજીને ન બેસતાં ઉલટા દ્વિગુણ ધરવા લાગ્યા. જેમ જેમ પાપ વધે છે તેમ તેમ મતિ પણ ભ્રષ્ટ થતી જાય છે, તેથી તેમજ પૂર્વના કોઈ પ્રબળ દોષથી તત્કાલ તો તેમની મતિમાં અધિક દોષ પ્રતીત થવા લાગ્યો પ્રથમ તો મારો દ્વેષ માત્ર કરતા; પણ પછી મોટા સંત મહાત્મા તથા સમર્થ આચાર્ય જેમના શરણથી અનેક જીવો ઉદ્ધરી ગયલા એવા વિદ્યમાન તથા અવિદ્યમાન મહાપુરૂષોને પણ નિંદવા લાગ્યા. સ્થળે સ્થળે પોતાની સ્તુતિ યુક્તિથી કરતા તેમના અવગુણ બોલવા લાગ્યા. અને એમ કરીને લોકમાં ભારે ભ્રમ પ્રવર્તાવવા લાગ્યા. એમનાં આવાં કૃત્યને જોઇ જાણીને કેટલાએક સજ્જનોએ ભ્રમમાં ભુલતા લોકોને ચેતાવવા અર્થે આપ્રમાણે સ્થળે સ્થળે પ્રસંગવશાત્ બોધ આપવા માંડ્યો. (અપૂર્ણ).

## ॥ तोटक ॥

( અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૧૨૮ થી. )

સુષુપ્તિના આનંદનો સાક્ષી સુષુપ્તિમાં પણ રહેછે. સિદ્ધ એમ થયું કે ત્રણેની ત્રણ અવસ્થામાં અનુગત જ્ઞાનતત્ત્વ દ્રષ્ટા છે અને અંતઃકરણાદિ દૃશ્ય છે. જ્ઞાનસ્વરૂપ જ આત્મા-

**विज्ञानमानन्दंब्रह्म** તેનાં પણ અન્ય જ્ઞાનરૂપ દ્રષ્ટા માનને

વથી વિરૂદ્ધ છે. नान्योऽतोऽस्तिद्रष्टा नान्योऽतोऽस्तिमंता ઇત્યાદિ શ્રુતિવાક્યો આત્મસ્વરૂપથી વ્યતિરિક્ત દ્રષ્ટા નથી એમ સ્વીકારેછે. અન્ય દ્રષ્ટા અંગીકાર કરવામાં અન્યોન્યાશ્રય,અનવસ્થા વિગેરે દોષોની ઉત્પત્તિ થાયછે; તેથી યુક્તિ પણ તેમ કરવા ના કહે છે, સર્વપ્રમાણશિરોમણિ વિદ્વાનનો અનુભવ અદ્વિતીય ચિત્સ્વરૂપ આત્માછે એમ દૃઢ કરેછે. જ્યાં શ્રુતિ, યુક્તિ, અને અનુભવ ત્રણની સંમતિ થાય તે સિદ્ધાંતરૂપ છે, એટલે આત્મતત્ત્વ એક અને અવિકારી છે અને તેથી તે પરિણામી પણ નથી એમ સિદ્ધ થયું. આત્માનું અપરિણામિત્વ સિદ્ધ કરવાનો આ એક પ્રકાર છે.

અન્ય પ્રકાર ગ્રંથકારના અનુમાનને અનુસરી પ્રવર્તે છે.

જ્યારે આત્મા આઠમા શ્લોકમાં બતાવ્યા પ્રમાણે અવિકારી સિદ્ધ થાય છે, ત્યારે તે પરિણામી હોવો ન જોઈએ. પરંતુ ઘડીમાં સુખી, ઘડીમાં દુઃખી, ક્ષણમાં રાગી, ક્ષણમાં વિરાગી, પળમાં પ્રેમી, પળમાં દ્વેષી વિગેરે સ્થિત્યંતર પામનાર દેહીની અંદર વસ્તુ છે, તે આત્મા છે કે અન્ય કંઈ?—આ પ્રશ્નનું સમાધાન પ્રસ્તુત શ્લોકોમાં આપેછે. આમ પૂર્વાપર સંબંધ ઉપજાવવો.

એક પદાર્થની અન્ય પદાર્થરૂપે સ્થિતિ થાય તેને "ઉપરાગ" એમ પારિભાષિક સંજ્ઞા મળીછે. ઉપરાગ એ પરિણામનું અપર નામ કહીએ તો ચાલે; હવે તે કાં તો જ્ઞેયનો જ્ઞેયાન્તરવડે થાય જેમ જપાં પુષ્પની સંનિધિથી સ્ફટિકમાં રક્ત પુષ્પનું ભાન; સાક્ષીનો સાક્ષ્ય વડે થાય, જેમ આત્માનું, બુદ્ધિના સાંનિધ્યથી, બુદ્ધિરૂપે જ્ઞાન; અથવા તો બુદ્ધિનો બોદ્ધવ્યાર્થવડે થાય, જેમ વૃત્તિનું વિષયરૂપે જ્ઞાન, વસ્તુનું યથાર્થ પ્રત્યક્ષ પાંચમા શ્લોકની ટીકામાં બતાવ્યા પ્રમાણે અંતઃકરણનો વસ્ત્વાકાર પરિણામ થયા પછી થાય છે. એટલે વસ્તુપ્રત્યક્ષમાં અંતઃકરણનો ( વિષય નિશ્ચય કરવાનું કામ બુદ્ધિનું હોવાથી અંતઃકરણને સ્થળે ગ્રંથકારે બુદ્ધિ શબ્દ વાપર્યો છે ) વિષયાકારણ પરિણામ કારણરૂપ છે. શબ્દ સ્પર્શાદિમાંના જે જે વિષયસાથે અંતઃકરણની વૃત્તિ તદાકાર થાય છે, તે તે વિષયનું ભાન થાય છે. આમ હોવાથી પાસે રહેલા વિષયોમાંના કેટલાકનું ભાન થાય છે અને કેટલાકનું નથી થતું.

અંતઃકરણની વૃત્તિથી સમકાલે સાન્નિધ્યમાં રહેલા સર્વ વિષયોની પ્રતીતિ નથી થતી, તેથી અંતઃકરણ પરિણામીછે. આ સિદ્ધાન્તીના અનુમાનનો લાભ લેઈ પૂર્વવાદી એમ કહે કે આત્મા, જે અંતઃકરણના વ્યાપારનો દ્રષ્ટા છે, તે પણ પરિણામી છે એમ અંગીકાર કરો. પરંતુ દશમા તથા અગીયારમા શ્લોકમાં તેનું ઉત્તર આપેછે. સંક્ષેપમાં વ્યતિરેકી અનુમાનપ્રયોગ નીચે પ્રમાણે છે.

આત્મતત્ત્વ અપરિણામી છે; તેના વડે સર્વ બુદ્ધિ વૃત્તિઓ સર્વદા પ્રકાશિત રહેવાથી જે જે અપરિણામી નથી તેના સર્વ વિષયો સર્વદા પ્રકાશિત હોતા નથી; જેમ બુદ્ધિવૃત્તિઓ: આત્માના વિષયો (બુદ્ધિવૃત્તિઓ ) સર્વદા પ્રકાશિત નથી એમ નહિ.

તેથી આત્મા અપરિણામી છે.

विदितत्वमविप्रतिपन्नतया मतिबुद्धगतंविषयेषुयथा।
यतएवमतःपरसंविदिता विदितत्वतएवयथाविषयाः॥१२॥

**શબ્દાર્થ**—જેમ (ઘટાદિ) વિષયોની અંદર દૃશ્યત્વરૂપ ધર્મ સુપ્રસિદ્ધ છે તેમ (પરસ્પરના મતમાં) અવિરોધી હોવાથી દૃશ્યત્વરૂપ ધર્મ બુદ્ધિવૃત્તિઓને વિષે સ્ફુટ છે; તેમ હોવાથી બુદ્ધિવૃત્તિઓ દૃશ્યત્વરૂપ હેતુથી પોતાથી વ્યતિરિક્ત કોઈ તત્વવડે પ્રકાશિત છે, ઉદાહરણ તરીકે વિષયો.

**ટીકા**—આત્મા અપરિણામી છે એ સિદ્ધાન્ત નિરૂપણ કર્યો; પરંતુ 'પૂર્વપક્ષીનો વિરોધ મનમાં લાવી પુન: તેને આક્ષિપ્ત કરેછે.—બુદ્ધિવિલક્ષણ આત્મા અગ્રાહ્ય છે, કારણકે બુદ્ધિવિષે સાક્ષ્યસાક્ષી બંનેના ધર્મો અંગીકાર કરવામાં કોઈ બાધ નથી, એટલે બુદ્ધિ એ જ આત્મા, તેનાથી પર જવામાં ગૌરવ છે—આ પ્રમાણે પૂર્વવાદીની તકરારનું સંક્ષેપમાં સ્વરૂપછે.

ગૌતમબુદ્ધના નિર્વાણ પછી તેમણે સ્થાપેલા બૌધધર્મમાં મુખ્ય પ્રવર્તકના અભાવને લીધે વિચારોની છિન્નભિન્નતા થઈ. બુદ્ધના પોતાના દર્શાવ્યાપ્રમાણે બૌદ્ધ ધર્મના યથાર્થ સ્વરૂપનો સમાવેશ આ ચાર સિદ્ધાન્તોમાં થાયછે. ૧ દુ:ખં દુ:ખં—એટલે સર્વ વસ્તુ દુ:ખ મયજ છે, સુખનો અવકાશ છે નહિ. ૨ સ્વલક્ષણં સ્વલક્ષણં—દુ:ખ તે દુ:ખસરખું છે, અન્યની સાથે તેની સરખામણી થઇ શકે તેમ નથી. ૩ ક્ષણિકં ક્ષણિકં—રૂપ, વેદના, વિજ્ઞાન, સંજ્ઞા, સંસ્કાર એ પાંચ સ્કંધ ક્ષણક્ષણમાં બદલાયાં કરેછે. ત્યાં રૂપ એટલે સ્થૂલ શરીર વિગરે. વેદના એટલે ઇન્દ્રિયોથી ઉત્પન્ન થતુ જ્ઞાન; વિજ્ઞાન એટલે બુદ્ધિરૂપ જ્ઞાનપ્રવાહ; સંજ્ઞા એટલે વસ્તુના અસ્તિત્વનું જ્ઞાન; સંસ્કાર એટલે મનોવૃત્તિરૂપ વાસના. પ્રત્યેક વ્યક્તિ આ પંચ સ્કન્ધની બનેલીછે એટલે એ સ્કન્ધશિવાય દેહીની અંદર અન્ય કોઇ વસ્તુ રહેતી નથી; આત્મા કહો તો તે પણ એ જ. ૪ શૂન્યં શૂન્યં—ઉપર બતાવેલા સ્કન્ધનો નાશ; ત્યાર પછી અવશિષ્ટ વસ્તુ રહેતી નથી; સર્વ શૂન્યમય છે. એવી સ્થિતિ તે નિર્વાણ (ઓલવાઇ જવું)—મોક્ષ. સારાંશ આનંદનો અવકાશ બુદ્ધના મોક્ષમાં નથી, કારણકે કોઇ વસ્તુ રહેતી નથી એટલે આનંદનો અસંભવ છે.

ઉપર પ્રમાણે મૂળ પુરૂષના સિદ્ધાન્તોમાં કાળે કરી ફેરફાર થયો અને બુદ્ધ ધર્મની ચાર શાખાઓ પડી, જે સૌત્રાન્તિક, વૈભાષિક, યોગાચાર, માધ્યમિક એ નામથી પ્રસિદ્ધ છે. એમના મતભેદનું સ્વરૂપ દર્શાવવું એ અપ્રસ્તુત છે. પ્રસ્તુત વિવાદની અંદર પૂર્વપક્ષી સૌત્રાન્તિક છે.

તેના મતનુ સંક્ષેપમાં સ્વરૂપ આપ્રમાણે છે. સર્વ પદાર્થ વિજ્ઞાનને અધીન છે. વિજ્ઞાનના વિવિધ આકાર છે. વિજ્ઞાન પોતે સ્વયંપ્રકાશ છે. તે ક્ષણે ક્ષણે બદલાયાં કરેછે. જે ક્ષણે પ્રથમ વિજ્ઞાનનો નાશ તે જ ક્ષણે આગામિ વિજ્ઞાનની ઉત્પત્તિ અને એ રીતે પરંપરા છે. આને ક્ષણિકવિજ્ઞાનવાદ કહે છે. વિજ્ઞાનપ્રવાહ અટકતો નથી. એ પ્રવાહના બે પ્રકારછે: ૧ આલયવિજ્ઞાનધારા. ૨ પ્રવૃત્તિવિજ્ઞાનધારા.

આલયવિજ્ઞાનધારા અહંવૃત્તિરૂપ છે જેને બુદ્ધિ કહેછે. "આ ઘટ છે, પટ છે" ઈત્યાદિ, વિષયગત વિજ્ઞાનને પ્રવૃત્તિવિજ્ઞાનધારાનું નામ આપવામાં આવ્યુંછે પ્રવૃત્તિવિજ્ઞાનધારા એ મનનું સ્વરૂપ છે. દ્વિતીય ધારા પ્રથમ ધારાનુ કાર્યછે એટલે બુદ્ધિનું કાર્ય મન છે. એ

ર્થનું અસ્તિત્વ સ્વીકારવામાં આવેછે, પરંતુ તે બાહ્ય પદાર્થ સ્વતઃગોચર નથી, પણ ક્ષણે ક્ષણે બદલાતા વિજ્ઞાનવડે તેના અસ્તિત્વનું અનુમાન થાયછે. આને બાહ્યાર્થાનુમાનત્વ એવી સંજ્ઞા મળીછે. સૌત્રાન્તિક મતમાંનો આ અંશ બીજા ત્રણ સંપ્રદાયથી ભેદક છે.

હવે સિદ્ધાન્તી તેના પક્ષને ખંડન કરવાની યુક્તિ આપેછે. ઉભયવાદી બુદ્ધિગ્રાહ્ય છે એમ અંગીકાર કરેછે એટલે બુદ્ધિનું દૃશ્યત્વ ઉભયવાદિસંપ્રતિપન્ન છે. એ દૃશ્યત્વને અનુમાનમાં હેતુ (middle term) બનાવેછે; પરપ્રકાશત્વ એ સાધ્ય (major term) છે; બુદ્ધિવૃત્તિપક્ષ (minor term) છે; અને વિષયો ઉદાહરણ છે. ન્યાયશાસ્ત્રની રીતિએ પંચાવયવ અનુમાન નીચે પ્રમાણે પ્રવર્તે છે.

(प्रतिज्ञा) બુદ્ધિવૃત્તિઓ પોતાથી વ્યતિરિક્ત સાક્ષીવડે પ્રકાશિત થાયછે; (हेतु) દૃશ્યત્વધર્મ ધારણ કરવાથી. (उदाहरण) જે જે દૃશ્યત્વધર્મ ધારણ કરેછે તે તે પોતાથી વ્યતિરિક્ત સાક્ષીવડે પ્રકાશિત થાયછે; જેમ ઘટાદિ વિષયો. (उपनय) પરપ્રકાશત્વ (પોતાથી વ્યતિરિક્ત સાક્ષીવડે પ્રકાશ પામવાનો ધર્મ) વ્યાપ્ય દૃશ્યત્વરૂપ ધર્મયુક્ત બુદ્ધિવૃત્તિઓ છે. (निगमन) તેથી બુદ્ધિવૃત્તિઓ પોતાથી વ્યતિરિક્ત સાક્ષીવડે પ્રકાશિત છે.

**परसंविदिताःसततंहियतोनविदुःस्वममीविषयास्तुततः।**
**मतयोऽपितथापरसंविदितामविदुःस्वममूर्विषयास्तुतथा ॥१३॥**

शब्दार्थ—જેમ ઘટાદિ પ્રત્યક્ષ વિષયો પોતાથી વ્યતિરિક્ત વસ્તુ (બુદ્ધિવૃત્તિ) વડે સર્વદા પ્રકાશિત થાયછે, તેથી તેઓ પોતાના સ્વરૂપને જાણતા નથી; તેમ બુદ્ધિવૃત્તિઓ પણ સ્વવ્યતિરિક્ત વસ્તુથી પ્રકાશિત થવાથી પોતાના સ્વરૂપને જાણતી નથી; ઉદાહરણ તરીકે ઘટાદિ વિષયો.

टीका—પૂર્વ શ્લોકમાં એ સિદ્ધાન્તઉપર આવ્યા કે બુદ્ધિવૃત્તિઓ સ્વવ્યતિરિક્ત સાક્ષીવડે પ્રકાશિત થાય છે. હવે પૂર્વવાદી એમ કહે કે અવિરોધ હોવાથી બુદ્ધિવૃત્તિઓ સ્વપ્રકાશ્ય છે તેમ જ પરપ્રકાશ્ય છે એમ અંગીકાર કરો. સિદ્ધાન્તી તેમ કરવામાં બાધ બતાવી આત્મા બુદ્ધિસાક્ષી છે એવી સિદ્ધિ કરેછે.

### અનુમાનપ્રયોગ.

મતિવૃત્તિઓ સ્વસ્વરૂપને પ્રકાશ કરતી નથી; પરપ્રકાશ્ય હોવાથી. જે જે પરપ્રકાશ્ય હોય તે તે સ્વરૂપને પ્રકાશ કરતા નથી, જેમકે વિષયોસ્વસ્વરૂપ પ્રકાશ નહિ કરવા રૂપ ધર્મથી વ્યાપ્ત પરપ્રકાશ્યત્વ ધર્મવિશિષ્ટ મતિવૃત્તિઓછે. તેથી મતિવૃત્તિઓ સ્વસ્વરૂપને પ્રકાશ કરતી નથી.

મતિવૃત્તિઓ પૂર્વ શ્લોકમાં બતાવ્યા પ્રમાણે પરપ્રકાશ્ય છે; અને આ શ્લોકમાં પણ સ્વપ્રકાશ્ય નથી એમ સિદ્ધ કર્યું. એટલે "આત્મા દૃશિરૂપ છે, અનંત છે" વિગેરે છઠ્ઠા શ્લોકમાં કરેલી પ્રતિજ્ઞા યથાર્થ છે એમ સિદ્ધ થયું.

**विषयाकृतिसंस्थितिरेकविधामनसस्तुसदाव्यवहारविधौ।**
**अहमित्यपितद्विषयात्वपरामतिवृत्तिरवज्वलितात्मचिता ॥१४॥**

શબ્દાર્થ—વ્યવહારઅવસ્થામાં સર્વકાળ બુદ્ધિની બે પ્રકારની વૃત્તિ થાયછે; એક તો વિષયાકાર પરિણામવાળી (દૃશ્યાકારા); "મેં ઘટ જોયો" ત્યાં "અહં" ને વિષય કરનારી (દૃષ્ટ્રાકારા) દ્વિતીય, જે આત્મચૈતન્યથી પ્રકાશિત થાયછે.

ટીકા—આત્મા અપરિણામીછે તથા બુદ્ધિ સાક્ષીછે એમ સિદ્ધ થઇ ચુક્યું; હવે છઠ્ઠા શ્લોકના ચતુર્થ પાદમાં આત્મસ્વરૂપ વિગુણછે એમ પ્રતિજ્ઞા કરી છે તે વાસ્તવિક નથી, કારણ કે અહંકાર આત્માનો ગુણછે—આ પ્રમાણે પૂર્વવાદીની શંકાના ઉત્તર તરીકે આવતા શ્લોકો પ્રયોજેલા છે.

જાગ્રદવસ્થામાં વસ્તુપ્રત્યક્ષ થતી વખત બુદ્ધિની દ્વિવિધા વૃત્તિ થાય છે. એક તો ઘટાદિ વિષયોના આકારમાં પરિણામ પામનારી, જેને દૃશ્યાકારા મતિવૃત્તિ કહેછે; અને "વિષયનિશ્ચય મેં કર્યો" આ પ્રકારની દ્વિતીય વૃત્તિ દૃષ્ટ્રાકારા મતિવૃત્તિ કહેવાયછે. એજ અહંવૃત્તિ અથવા અહંકાર સાક્ષીચૈતન્યની સંનિધિથી પ્રકાશિત થઇ દર્શનરૂપ કર્મનો કર્તા હું છું, આ પ્રકારના અહંકારને ધારણ કરેછે. આમ વસ્તુસ્થિતિ જોતાં અહંકાર આત્માનો ગુણ નથી. પરંતુ બુદ્ધિવૃત્તિની દ્વિતીય શાખા છે.

पुरुषस्यतुधर्मवदुद्भवतिस्वरसेनमतेःस्वगुणोऽपियतः ।
अतआत्मगुणंप्रतियन्तिजनामतिवृत्तिमिमामहमित्यबुधाः ॥१५॥

શબ્દાર્થ—તોપણ અહંકાર, બુદ્ધિનો પોતાનો ગુણ છતાં, આત્માના ગુણ તરીકે સ્વભાવતઃ ઉદ્ભવને પામેછે; તેથી આ અહંવૃત્તિને અજ્ઞાની મનુષ્ય આત્મગુણ છે એમ જાણેછે.

ટીકા—અહંવૃત્તિ બુદ્ધિનો ધર્મછે એમ અંગીકાર કરીએ, ત્યારે આત્માના ગુણ તરીકે એનું ભાન કેમ થાયછે? "હું જ્ઞાતા છું" "હું વિદ્વાન્ છું" ઇત્યાદિ વાક્યોમાં અહં પ્રત્યય આત્મગોચર છે. શંકાના સમાધાનમાં સિદ્ધાન્તી કહેછે કે એ પ્રકારની પ્રતીતિ અધ્યાસથી ઉત્પન્ન થાયછે.

જેમ જપાપુષ્પની સંનિધિમાં પડેલા સ્ફટિકવિષે રક્ત પુષ્પની ભ્રાંતિ થાય તેમ સાક્ષી ચેતનના સાન્નિધ્યથી અહંકાર આત્માના ગુણ તરીકે દેખાય. વિવેકથી તે બુદ્ધિનો ગુણ છે એમ સ્ફુટ થશે. અજ્ઞાની પુરૂષ સ્વરૂપને યથાર્થ નહિ જાણનાર હોવાથી આત્મગુણ તરીકે અહંવૃત્તિને માને છે અને તેથી શોકમોહનો ભોગ થઇ પડે છે.

यदिसानभवेज्जनमोहकरी व्यवहारमिमंनजनोनुभवेत् ।
विफलश्चतदाविषयानुभवो ज्ञगुणोनहिसेतिमुदाविदिता ॥१६॥

શબ્દાર્થ—જો તે અહંવૃત્તિ સર્વ જનને મોહ પમાડનારી ન હોય તો મનુષ્ય વ્યવહારનો અનુભવ કરે નહિ; તેથી જો (અધ્યાસદ્વારા) તેને આત્માના ગુણ તરીકે જાણીએ નહિ, તો વિષયોનો અનુભવ વૃથા જાય.

ટીકા—અહંવૃત્તિ વાસ્તવિક રીતે જોતાં આત્માનો ધર્મ નથી. ત્યારે તેનો અપલાપ (ગણત્રીમાંથી કાઢી મૂકવી) કરવો ઉચિત ગણાય. પરંતુ તેમ કરવામાં લાભ વિશેષ નથી

વ્યામોહ પમાડનારી તે અહંવૃત્તિનો અંગીકાર ન કરીએ તો સર્વ લૈકિક વ્યવહાર બંધ થાય. "હું કરૂંછું; હું જાણુંછું" ઇત્યાદિ વ્યવહારમાં અહંપ્રત્યય જીવ પોતાને લાગેછે એમ માને છે, અને પ્રવૃત્તિ કરે છે. ફલિત એ થયું કે વ્યવહારદશાની અંદર અહંકાર અધ્યાસદ્વારા આત્માનો ગુણ થાય છે, કારણ કે તેના શિવાય જીવ અમુક વિષયોનો ઉપભોગ કરે છે, એવી લૈકિક સ્થિતિ બને નહિ પરમાર્થતઃ તે આત્માનો ગુણ નથી.

**उपलभ्यघटादिनिभैवभवेन्मनसोयदिसंस्थितिरेकविधा ।**
**पुरुषस्यचितिश्चनविक्रियतेमतिवृत्तिमपेक्ष्यघटादिनिभाम् ॥१७॥**
**अवगंत्रवगम्याचिदात्मधियोरहमित्यभिमानविहीनतया ।**
**स्थितयोरभिमानपुरःसरकं व्यवहारपथंनजनोऽवतरेत् ॥१८॥**

**शब्दार्थ**—જો મનની એક જ પ્રકારની સ્થિતિ હોય–ઘટાદિ વિષયાકાર પરિણામવાળી એક પ્રકારની મતિવૃત્તિની સાથે આત્મચેતનનો અધ્યાસદ્વારા દ્રષ્ટ્રાકાર પરિણામ અંગીકાર ન કરીએ–તો દૃશ્યઘટાદિવિષયાકારા જ (દૃશ્યાકારા) મતિવૃત્તિ રહેવી જોઇએ. દૃશ્ય સંબંધમાં રહેલાં આત્મચેતન અને બુદ્ધિ "અહં" એ પ્રકારના અભિમાનશિવાય સ્થિતિ કરે, તો અભિમાન જેમાં પ્રથમ પ્રવર્તે છે એવા વ્યાવહારિક માર્ગમાં મનુષ્ય ઉતરે નહિ.

**टीका**—અભિમાનનો અપલાપ કરવામાં મુખ્ય બે દોષો ઉત્પન્ન થાય છે. તે આ બે શ્લોકમાં ગ્રંથકાર દર્શાવેછે.

ઘટાદિ વિષયોના પ્રત્યક્ષ વખત જો મનની એકલી વિષયાકાર પરિણામવાળી સ્થિતિ થતી હોય, તો વસ્તુપ્રત્યક્ષ થયા પછી તે એક જ પ્રકારની સ્થિતિ રહેવી જોઇએ. પરંતુ તેમ બનતુ નથી, કારણ કે વસ્તુપ્રત્યક્ષનું અભિમાન ધારણ કરનાર કોઇ વસ્તુ દેહીની અંદર પ્રતીત થાય છે; આ પ્રકારની પ્રતીતિ જો કે વાસ્તવિક નથી, તો પણ વ્યવહાર એને અનુસરી ચાલેછે તેથી આત્માના આધ્યાસિક ગુણ તરીકે અહંકારને ગણવામાં કોઈ બાધ નથી.

વળી આત્મચેતન અને બુદ્ધિ દૃષ્ટાદૃશ્યસંબંધમાં રહે છે. તે બંનેને વિષે અહંવૃત્તિ માનીએ નહિ, તો લોકવ્યવહારમાં મનુષ્યની પ્રવૃત્તિ થાય નહિ. કારણ કે "હું અમુક વસ્તુ કરૂં" એ પ્રકારના અહંકારને ધારણ કરી મનુષ્ય કાર્યમાં પ્રવેશે છે. અહંકારનો અપલાપ કરતાં તેવો પ્રવેશ ઘટે નહિ આથી કરીને પણ અહંવૃત્તિની સ્થિતિ સ્વીકારવી પડશે.

ચૌદમા શ્લોકથી આરંભી અષ્ટાદશ શ્લોકપર્યંત ગ્રંથકારનું તાત્પર્ય નીચે પ્રમાણેછે.

બુદ્ધિવૃત્તિ બે પ્રકારની છે. નેત્રાદિ ઈન્દ્રિયોદ્વારા બુદ્ધિનો ઘટાદિ વિષયસાથે સંબંધ થયા પછી તદાકાર સ્થિતિ થાય છે, તેને દૃશ્યાકારા મતિવૃત્તિ કહેછે. વળી આત્મચેતનનું પ્રતિબિંબ બુદ્ધિને વિષે પડવાથી બુદ્ધિ ચિદાકારપરિણામને પામે છે, જે દ્રષ્ટાકારા મતિવૃત્તિ ગણાય છે. આમ થયા પછી બુદ્ધિના સાક્ષીરૂપે રહેલા શુદ્ધચેતનવડે બુદ્ધિને વિષે પ્રતિફલિત આત્માની અંદર દ્રષ્ટાકાર પરિણામનો અધ્યાસ થવાથી આત્મા પણ દ્રષ્ટાકાર જેવો લાગેછે. તેથી "હું કરૂંછું; હું જાણુંછું" ઈત્યાદિ વ્યવહાર આત્માવિષે હોય તેમ ભાસેછે. નિરાકાર શુદ્ધ ચેતનનો સ્વાભાવિક વ્યવહાર પરમાર્થતઃ નથી.

अहमीक्षइतिप्रथमंहिधियासुविचिन्त्यततोविषयाभिमुखम् ।
नयनंप्रहिणोतितथान्यदपिश्रवणादिविभत्प्रमुखस्यगुणे ॥१९॥
अपहायनकश्चिदहंकरणंव्यवहारमुपैतिकदाचिदपि ।
उपपन्नतराहिमतेस्तुततोव्यवहारपथंप્રतिकारणता ॥२०॥

शब्दार्थ—"હું જોઉં" એમ પ્રથમ બુદ્ધિવડે સારી રીતે વિચાર કરી મનુષ્ય પોતાના ચક્ષુને તેના વિષય-રૂપ-પ્રતિ પ્રેરેછે; તેવી જ રીતે શ્રોત્ર વિગેરે ઈન્દ્રિયોને આકાશાદિના ગુણ—શબ્દાદિ-તરફ પ્રેરે છે.

કોઈ પણ મનુષ્ય અહંકારશિવાય કદાપિ વ્યવહાર કરતો નથી; તેથી વ્યાવહારિક માર્ગના સંબંધમાં અહંવૃત્તિની કારણતા સર્વ પ્રકારે યોગ્ય છે.

ટીકા—અઢારમા શ્લોકમાં એમ કહ્યું કે અહંકાર પ્રથમ પ્રવર્તે છે, ત્યારપછી વ્યવહાર બનેછે, તે સવિસ્તર અત્ર દર્શાવેછે. વિષયપ્રત્યક્ષ પૂર્વે અંતઃકરણનું અહંવૃત્તિરૂપે સ્ફુરણ ઘણી વખત સૂક્ષ્મતમ હોયછે તેથી કદાચ પ્રતીત થતું નથી. અર્થ સ્ફુટ છે એટલે તેના સંબંધમાં ટીકાની જરૂર નથી. ચૌદમા શ્લોકમાં અહંવૃત્તિના પ્રકરણનો ઉપક્રમ કર્યો હતો તેનો ઉપસંહાર વિશમા શ્લોકમાં કર્યો. ત્યારે વસ્તુસ્થિતિ આપ્રમાણે થઈ. વાસ્તવિક રીતે અહંવૃત્તિ બુદ્ધિનો ધર્મ છે; પરંતુ વ્યવહારમાં આત્માના ગુણ તરીકે ગણાય છે. તેવા આધ્યાસિક ગુણ તરીકે ગણવામાં કોઇ બાધ નથી, કારણકે સર્વ વ્યવહાર તેને અધીનછે. હવે યુક્તિદ્વારા આ જ અર્થનું નિરૂપણ કરેછે.

चितिशक्तिगुणःकिमहंकरणंकिमुबुद्धिगुणोऽथभवेदुभयोः ।
इतिचिन्त्यमिदंमनसानलसैरुपपत्तिभिरात्महितंयतिभिः ॥२१॥

शब्दार्थ—અહંકાર શું ચિદ્રૂપ આત્માનો ગુણ છે, કે બુદ્ધિનો ગુણછે, કે આત્મા અને બુદ્ધિ એ બન્નેનો ગુણછે?—આ વાત આલસ્યરહિત અને યત્નશીલ મુમુક્ષુઓએ પોતાના મનવડે આત્માના હિતાર્થે યુક્તિદ્વારા વિચારવી જોઇએ.

ટીકા—વ્યવહાર ચલાવવા સારૂ અહંકાર આત્માનો ધર્મ છે એમ સ્વીકાર્યું વસ્તુતઃ તે કોનો ધર્મ છે તે યુક્તિપ્રયુક્તિવડે વિચારવું જોઇએ. કારણ કે જ્યાંસુધી સંશય રહે ત્યાં સુધી મનની સ્થિતિ થાય નહિ; અને જ્યારે મન અસ્થિર હોય ત્યારે તેને સ્વરૂપાકાર કરવામાં વાંધો આવે. સંશય વિપર્યયથી રહિત થવા સારૂ શ્રવણ અને મનન એ બે સાધનો મુમુક્ષુને વાસ્તે કહેલાં છે.

उपलभ्यमहंकरणंनभवेत्पुरुषस्यगुणोयदितर्हिभवेत् ।
गुणिरूपमथावयवंगुणिनोनविहायगुणःपृथगस्तियतः ॥२२॥

शब्दार्थ—જો અહંકાર આત્માનો ગુણ હોય તો તે આત્માનો વિષય થાય નહિ;

**ટીકા**—ગ્રંથકાર સિદ્ધ એમ કરવા માગેછે કે અહંકાર આત્માનો ગુણ નથી. વ્યતિરેકવડે આત્માના ગુણતરીકે અંગીકાર કરીએ તો શું પરિણામ આવેછે તે તપાસેછે. આત્માનો ગુણ હોય તો આત્માવડે તે પ્રકાશિત થાય નહિ કેમકે સામાન્ય નિયમ એવો છે કે કોઇ પણ ગુણ તેના ગુણીને અથવા ગુણીના અવયવોને મુકી કદાપિ પૃથક્ સ્થિતિ કરતો નથી. જેમ પટનો શ્વેતત્વગુણ પટને અગર પટના અવયવ તંતુને મુકી જુદો રહેતો નથી તેમ જ આત્માનો ગુણ અહંકાર હોય તો આત્માથી જુદો રહે નહિ અને જ્યારે જુદો ન રહે ત્યારે તે આત્માનો દૃશ્ય પદાર્થ થાય નહિ પણ આત્મા અહંકારને જાણેછે એટલે અહંકાર આત્માનો દૃશ્ય પદાર્થછે તેથી તે આત્માનો ગુણ નથી.

**नगुणोगुणिनिस्थितवान्गुणिनाविपर्याक्रियतेनचतस्यगुणैः ।**
**नहिदेशकृतानचवस्तुकृतागुणिनोऽस्तिगुणस्वभिदातुयतः ॥२३॥**

**शब्दार्थ**—ગુણીને વિષે રહેનાર (એક) ગુણ, તે ગુણીવડે અગર તે ગુણીના (અન્ય) ગુણોવડે પ્રકાશિત થતો નથી (એટલે–તે ગુણી તથા અન્ય ગુણો પેલા ગુણને જાણી શક્તા નથી); કારણ કે ગુણીથી ગુણનો દેશથી તથા વસ્તુથી ઉત્પન્ન થતો ભેદ નથી.

**ટીકા**—અહંકારને આત્મધર્મ ગણવામાં પૂર્વ શ્લોકમાં બાધ એ બતાવ્યો કે અહંકાર આત્માનો જ્ઞાનવિષય થાય નહિ; કારણ કે ગુણ ગુણીથી પૃથક્ રહી શકતો નથી. અહીં પૂર્વપક્ષી એમ શંકા લાવે કે—"ગુણી પોતે તથા તેના ગુણાન્તર અમુક ગુણને જાણી શકે." આ સામાન્ય ન્યાયને અનુસરી આત્મા પોતાના અહંકારગુણને પોતે વિષય કરે; અગર જ્ઞાનરૂપ ગુણાન્તર અહંકારને વિષય કરે.

સિદ્ધાન્તી તેનો સામાન્ય નિયમ ભૂલ ભરેલો છે એમ દર્શાવે છે, અને તેથી તેનો વિશેષ ઉદાહરણની અંદર પ્રયોગ કરવો તે પણ અનુચિત છે.

જેનો દૈશિક તથા વાસ્તવિક ભેદ અન્ય વસ્તુથી હોય તે તે વસ્તુને વિષય કરી શકે; જેમ કે ચક્ષુ પોતાના ઘટાદિ વિષયથી દૈશિક તથા વાસ્તવિક ભેદને ધારણ કરે છે. આવો ભેદ જો ગુણગુણીવિષે હોય, તો પૂર્વપક્ષીનું અનુમાન સ્થિત રહે. પરંતુ ઘટથી પટના જેવો, તથા ચક્ષુથી ઘટના જેવો ગુણગુણીનો આત્યન્તિક ભેદ નથી; કારણ કે ભેદ પોતાના ધર્મીના પ્રતિયોગીની અપેક્ષા ઉપરસ્થાપિત ભેદવાળી વસ્તુને વિષે રાખે છે. એ અપેક્ષા જ્યાં નથી ત્યાં આત્યન્તિક ભેદ હોય નહિ. આ નિયમનું સ્પષ્ટીકરણ હવે કરીએ.—"ઘટથી પટનો ભેદ છે" એ ઉદાહરણમાં ભેદ પટનો ધર્મ છે તેથી પટ ધર્મી છે; ઉપરસ્થાપિત ભેદવાળી વસ્તુ ઘટ છે; ધર્મી–પટ–નો અભાવ ધર્મીનો પ્રતિયોગી છે, એટલે કે પટાભાવ પટનો પ્રતિયોગી છે. એ પટાભાવ ઉપરસ્થાપિત ભેદવાળી વસ્તુ—ઘટ—ને વિષે છે. આ પ્રકારનો જ્યાં સંબંધ હોય ત્યાં આત્યન્તિક ભેદ ઘટે. ગુણગુણીનો આવો ભેદ નથી; જેમ વહ્નિને વિષે દાહાભાવ—ધર્મીપ્રતિયોગી—નથી.

સિદ્ધ એમ થયું કે આત્મા અને અહંકારને ગુણગુણીના સંબંધમાં લેવાથી અહંકાર આત્માનો વિષય થાય નહિ; પણ અહંકાર આત્માનો વિષય છે કારણ કે અહંકારને સાક્ષીરૂપે આત્મા જાણે છે. તેથી આત્મા અને અહંકાર ગુણગુણીના સંબંધમાં નથી.

અપૂર્ણ.




रूप (पुस्तक) ४-ज्येष्ठ कृष्ण १४ सं० १९४८ दर्शन (अंक) ८.

## ॥ ॐ श्री ॥

## ॥ अनीतिनो संग त्यजवा विषे ॥

પદ મ્હાડ.

અનીતિકેરા સંગ, સુજનો સજો રે સજો,
એરી સદા સત્સંગ, શ્રીપતિ ભજો રે ભજો. ટેક.
જાવું છે નિશ્ચય જગ છાડી, એમાં નથી સંદેહ,
તદપિ ધારી મમત્વ મદા શું, પ્રતિદિન પાળો સ્નેહ, સુજનો૦ ૧
અન્યાયે ધન જોડીએ રે, પણ નવ આવે સાથ,
ભોક્તા ટળે કા ધન ટળે ઘસી રહેવું અંતે હાથ, સુજનો૦ ૨
ધન સુત ધામ ધરણી ગૃહિણી કે અન્ય સકલ પરિવાર,
ભગી કો નવ પાપના રે, મરી ભોગવે કરનાર, સુજનો૦ ૩
પરદારાપરધનપ્રતિ દૃષ્ટિ, દૂષિત કદી ન કરાય,
તો સુખ ઉચ્ચ ભોગવી ભવ આ, યશ પામી જ તરાય, સુજનો૦ ૪
વસુધા આ સત્ત્વળીમાં વર્તે, એકે કાળે આણ,
પણ નવ નીતિ ત્યાગીએ રે, છો છુટી જાતા પ્રાણ, સુજનો૦ ૫
રાવણસહસ્રાર્જુનસમ બળિયા, પડીયા અનીતિપાશ,
વૈભવ સહુ ક્ષણમાંહી વળાવી, વેગે પામ્યા વિનાશ, સુજનો૦ ૬
હરિશ્ચંદ્ર બલિ સુધન્વજ ને કર્ણાદિ જે રાય,
નીતિટેકવડે અજરામર,-વત્ આ જગે ગવાય, સુજનો૦ ૭
ફરતુ દીસે સર્વતણે શિર, કાલચક્ર વિકરાલ,
વિણ પ્રભુ કોણ ઉગારતા છે ત્રાડી કુકર્મની જાલ, સુજનો૦ ૮
મનના છલ નથી જાણતા રે, છલ સકલ અજ્ઞાન,
પણ પળપળની જાણનારા, ઈશ સદા સાવધાન, સુજનો૦ ૯

લોક તથા જગપતિકેરૂં ભય રાખી ધરીએ પાય,
નચિંહ તો જ ત્રિલોકમાં રે, અશુભ ન કોથી થાય, સુજતો૦ ૧૦

## ॥ ॐ श्री ॥
## ॥ साभिमान प्रवृत्ति ॥

આ સૃષ્ટિમાં સમગ્ર પ્રાણિઓ ભિન્નભિન્ન હેતુઓને વશ થઈ નાનાવિધ ક્રિયાઓ માં પ્રયુક્ત થયેલા ભાસેછે. પછી તે ક્રિયા કાં ઉદરાર્થ, સ્વાર્થ, વા પરાર્થે હોય, અથવા વિવિધ પ્રકારની આશાતૃષ્ણાના સાફલ્યાર્થ હોય, કે સર્વમાં મનાતા સાંસારિક વા પારમાર્થિક ઉચ્ચ પદની પ્રાપ્ત્યર્થે હોય. પરંતુ એવા પ્રકારની અસંખ્ય ક્રિયાઓમાં પ્રાણીમાત્ર રાત્રદિવસ ગુંથાયલા નજરે પડેછે. કોઈ પણ ક્ષણ આ જીવોની એવી નહિ જતી હોય કે જે ક્ષણે કોઈ પણ ક્રિયા—શારીરક વા માનસિક—માં તેઓ પ્રવૃત્ત ન થયેલા હોય.

પ્રવૃત્તિ તો જાણે જીવોનું જીવન જ હોય એમ પ્રતીત થાયછે. પ્રાપ્ત શરીરના નિર્વાહના હેતુનું અજ્ઞાન છતાં અમુક પુરૂષોનો નિર્વાહ હું કરૂંછું અથવા મારે કરવો અવશ્ય છે એમ ધારી તદર્થ અમુક અમુક પ્રવૃત્તિનો મારે આશ્રય કરવો અગત્યનો છે એમ દુનિયાદાહ્યા પુરૂષો સમજેછે. જે પ્રારબ્ધ કર્મોદ્વારા આ શરીરનો ઉદય થયોછે તેનાં કારણ અને ફલના અનુભવ વિના અર્થાત્ એ પ્રારબ્ધના અન્તના સમયના યથાવત્ ભાન વિના, ઉત્તર કાળે અમુક મારા સુખનું વા યશનું સાધન થઈ પડશે એવી ઇચ્છાથી દીર્ઘદૃષ્ટિવાળા પુરૂષો તદનુકૂળ પ્રવૃત્તિ કરેછે. નીતિમાન્ અને અનીતિમાન્ કાંઇ એક જ પ્રકારની પ્રવૃત્તિ કરતાં નથી, પરંતુ સ્વલ્પમાં સર્વ પ્રાણિઓ પોતાનાં અજ્ઞાન અને પરતંત્રતાના અભાન અને કવચિત્ ભાનપૂર્વક પણ જૂદી જૂદી પ્રવૃત્તિ કર્યા જ કરેછે. ક્ષણે ક્ષણે એ પ્રવૃત્તિ તેમને સુખનું અને દુઃખનું ભાન કરાવેછે. ક્ષણે ક્ષણે તેમને તે સહ્ય અને અસહ્ય દુઃખોથી તેવી પ્રવૃત્તિમાં વિરાગરૂપ અસ્પૃહા થાયછે. પણ તે થોડો કાળ રહી પાછી વિલય જાયછે. અને ઘણા પ્રાણિઓ જેમ કોઇ પણ સુખદ વા દુઃખદ સ્થિતિમાં પોતાના પ્રાણ પરિસજર્વા ઇચ્છતા જણાતા નથી તેમ આ પ્રવૃત્તિનો પણ પરિત્યાગ કરવા અર્થાત્ ક્રિયા માત્રથી ઉપરામ થઇ નિષ્ક્રીય થવા ઇચ્છતા જણાતા નથી. શ્રેયઃને સાધનારા અધિકારીઓનો આમાં સમાવેશ ગણવો ઘટિત નથી. આપ્રમાણે પ્રાણી માત્રને પ્રવૃત્તિના ભક્ત થઇ ગયેલા જોઇએ છીએ ત્યારે આપણને નક્કી થાયછે કે આ જીવોનું જીવન જ પ્રવૃત્તિ છે.

પ્રવૃત્તિ એટલે શું ? વ્યવહાર એ જ પ્રવૃત્તિનું સ્વરૂપ છે એમ ઘણે સ્થળે સાંભળીએ છીએ. નિવૃત્તિ એટલે મોક્ષ પ્રાપ્ત કરવાને મુમુક્ષુ પુરૂષોનો પરમાર્થસંબંધિ આદર. આમ પ્રવૃત્તિ અને નિવૃત્તિ શબ્દો સામાન્યતઃ વપરાય છે. વાસ્તવિક રીત્યા કોઇ પણ ક્રિયામાં જોડાવું એ તે પ્રકારની પ્રવૃત્તિ એમ કહેવામાં કંઈ બાધ જણાતો નથી. પછી ક્રિયાઓ

ગમે તે હેતુથી વા ફલની આશાથી કરવામાં આવે. અર્થાત્ વ્યવહાર અથવા પરમાર્થ કોઇ પણ સંબંધમાં કોઇ પણ પ્રકારની ક્રિયામાં જોડાવું એ તત્ક્રિયાવિશિષ્ટ પ્રવૃત્તિ જ થઇ. આ પ્રમાણે ક્રિયા માત્ર પ્રવૃત્તિનું સ્વરૂપ જ ગણાય અને એમ વિચારીએ તો મોક્ષસુખની ઇચ્છાથી કરવામાં આવતાં સાધન જે નિવૃત્તિ સંજ્ઞાથી ઓળખાય છે એ પણ પ્રવૃત્તિનો એક ભેદ જ ગણાય. આ સ્થળે પ્રવૃત્તિ શબ્દને અત્ર દર્શાવેલા વિસ્તૃત અર્થમાં જ વાપર્યોછે; એ પ્રમાણે યૌગિક અર્થ અનુસરવામાં કંઈ પણ બાધ ગણ્યો નથી.

પ્રવૃત્તિના સારી અને નઠારી, અથવા શુદ્ધ અને દૂષિત, વિહિત અને અવિહિત, સુખદ અને દુઃખદ, યોગ્ય અને અયોગ્ય, એ પ્રકારના વિરોધી ધર્મનું આશ્રયણ કરનારા દ્વિધા ભેદો પુષ્કળ પાડી શકાય. એવા સામાન્ય ભેદો પારખવાને પણ જો કે બુદ્ધિનો વ્યય કરવો પડે એમ છે. પરંતુ અસંખ્ય પ્રકારમાંની દરેક પ્રવૃત્તિને લઇ એકેક ભેદમાં નાંખવી એ કાર્ય તો દુર્ઘટ છે. સામાન્ય નિયમો બાંધી શકાય કે જેથી અમુક પ્રવૃત્તિ કયા પ્રકારની છે તે સહેલથી સમજાય. પરંતુ પ્રસ્તુત વિષય ગૌણ થઇ જવાના ભયથી એ નિયમો અત્ર બાંધી દર્શાવવા અવશ્ય લાગતા નથી. વળી અન્યપક્ષે વિચારીએ તો પ્રવૃત્તિના અસંખ્ય ભેદ પડે. એક જ પ્રાશસ્ત્યમાટે પણ ભિન્નભિન્ન પુરૂષોની પ્રવૃત્તિ ભિન્નભિન્ન હોય છે. વળી વસ્તુતઃ એક જ પરંતુ નામ, રૂપ વા ઇતર ગુણોના સંબંધથી પૃથક્ એવા અસંખ્ય વિષયો પ્રાશસ્ત્યરૂપે મનાય છે. કોઈ યશ, કોઈ ધન, કોઇ સ્વદેશાભિમાની તરીકે પ્રસિદ્ધિ, અને કોઇ વૃત્તિનું સ્વરૂપાવસ્થાન એમ અસંખ્ય પ્રકારનાં પ્રાશસ્ત્ય જગત્માં અંગીકાર કરે છે. એ સર્વેનો એક સુખૈષણામાં અંતર્ભાવ થઈ જાય છે.

પ્રવૃત્તિસંબંધે નિશ્ચય કરવામાં પુરૂષો એકમત થતા હોય એમ જણાતું નથી. ફલના અનુમાનમાં ભેદ પડવાથી અથવા હેતુઓના અનિશ્ચિતપણાથી એક જ પ્રકારની પ્રવૃત્તિ જે એક પુરૂષ સારી સમજે છે તેને જ બીજો નિંદ્ય ગણેછે. એક પ્રસંગે પોતે પણ તે પ્રવૃત્તિને દૂષિત ગણેછે, કે જે પ્રવૃત્તિ પૂર્વ કાળે યોગ્ય ગણી હોય. એટલે સમયપરત્વ પ્રવૃત્તિના સારાસારપણાનો નિશ્ચય એકમત થતો નથી એટલું જ નહિ પણ દેશપરત્વ પણ પ્રવૃત્તિના—આચરણના— નિયમોનો ફેર પડે છે. એક દેશમાં ઉપાદેય ગણાતી પ્રવૃત્તિ અન્ય દેશમાં હેય ઠરેછે. દાખલા તરીકે પાશ્ચિમાત્ય પ્રદેશોમાં કરવામાં આવતું સ્ત્રીઓનું ક્ષુદ્ર[1]

---

૧. ક્ષુદ્ર દાસત્વ—એટલે સેવા અથવા પરિચર્યા— જેને આર્ય શાસ્ત્રકારોએ સ્ત્રીપુરૂષના સંબંધે પુરૂષોમાટે વર્જ્ય ગણેલી છે તે. સ્ત્રીઓનો તો એ ધર્મ જ સ્વીકાર્યો છે. પરંતુ સ્ત્રી પુરૂષના સમાન હક માનનારા આપણા પાશ્ચિમાત્ય નીતિજ્ઞો તો એ પરિચર્યા કરવામાં જ સમાન હકની પૂર્ણતા સમજેછે. અને એમના આ અમૂલ્ય (કિંમત વિનાના) બોધનું રહસ્ય ન સમજનારા આર્યોની મતિઉપર, સ્ત્રીઓને નીચ અથવા માત્ર પ્રજોત્પાદક પ્રાણી ગણવાનો આક્ષેપ કરેછે. આર્યોના પુરાતન સમયના તથા હાલ પણ કોઇક સ્થળે ઋષિમુનિઓના આશ્રમમાં ઋષિપત્નીઓનું માન ઓછું ગણવામાં આવતું નથી. અને સર્વ પુરૂષોના ધર્માચરણમાં તો સ્ત્રી વિના ચાલે એમ નથી પરંતુ, સામાજિક ક્રિયા સંબંધે તેમની સલાહનું અને સમયે

દાસત્વ આ દેશમાં નિષિદ્ધ જ ગણાયછે. પ્રવૃત્તિના સંબંધમાં નિશ્ચય કરતાં ભિન્નભિન્ન તત્ત્વો[2] નું અનુવર્તન કરવામાં આવેછે.

જગતના જીવનરૂપ આ પ્રવૃત્તિના સ્વરૂપનું વિશેષ કથન કરવું અથવા તેના પ્રત્યેક રૂપરૂપાંતરોનું સ્પષ્ટિકરણ કરવું એ તો અસંભવ છે. અત્ર તો એટલું જ કરવું ધાર્યું છે કે આ કોઈ પણ પ્રકારની પ્રવૃત્તિના આરંભે, મધ્યે અને અંતમાં પ્રાણિઓની મનોવૃત્તિનું કેવા પ્રકારનું અવસ્થાન હોયછે અને પ્રત્યેક ક્રિયાઓસાથે શા પ્રકારનો સંબંધ ધરાવેછે, તથા તેથી કેવા ફલની ઉત્પત્તિ થઇ લાભહાનિ થવાનો પ્રસંગ આવેછે, એવિગેરે પર વિચાર કરવો.

સામાન્યત: વિચારતાં જણાય છે કે કોઇ પણ ક્રિયા અનુસરવામાં અથવા તત્ક્રિયાવિશિષ્ટ પ્રવૃત્તિ કરવામાં સૌથી પ્રથમ કર્તાની અપેક્ષા રહેછે. કોઇ પણ ક્રિયા કર્તા વિના થવી સંભવતી નથી. પ્રત્યેક ક્રિયાનો અભિમાની હોય જ છે. ક્ષુદ્ર ક્રિયાઓ પણ કર્તા વિના થવી સંભવતી નથી તો મોટા મોટા સૃષ્ટિમાં પ્રતીત થતા વ્યતિકરોમાં કર્તાનો અભાવ માનવો એ કેવળ વિપરીત તર્ક છે. કર્તા દૃષ્ટ હોય અથવા અદૃષ્ટ હોય, એટલે કોઈ સ્વરૂપમાં પ્રતીત થાય વા ન થાય તે પરથી કંઈ કર્તાનું અનસ્તિત્વ અંગીકાર કરાય નહિ. જેમ કોઈ રાજા પોતાનાં દાનધર્મખાતાંદ્વારા પ્રતિદિન ગૌપ્રદાન આપતો હોય,એટલે નિયમથી તેટલું દાન હમેશ થતું હોય, તો દાન લેનાર બ્રાહ્મણને દાન આપનાર અભિમાની જે રાજા, તે સાક્ષાત્ ન જણાયો માટે ન હોવો જોઇએ એ કંઈ માન્ય ગણાય નહિ. તેમ પ્રત્યેક વ્યતિકરોને પોતપોતાના નિયમથી ચલાવનાર અભિમાની દેવતાઓ પોતાના વિશેષ સ્વરૂપમાં હોય અને વ્યતિકરો સ્થાપિત નિયમપ્રમાણે તેમની આજ્ઞાનુસાર થયા કરતા હોય તો અમારા સ્વભાવશક્તિઓને માનનારા જડવાદીઓના સ્વભાવનિયમો (Laws of Nature)ને કોઈ જાતનો વિરોધ આવતો નથી.[3] ક્રિયા એ એક પ્રકારનો ધર્મ છે અને ધર્મીના આશ્રયવિના ધર્મ ક્યાં રહી શકે ? એથી એ તો નિર્વિવાદ જ છે કે ક્રિયાઓ કર્તાવિના હોવાનો સંભવ જ નથી.

---

તેમના વિચારનું પણ અનુકરણ કરવામાં આવેછે. રાજ્યકીય અને દ્રવ્યોત્પાદક વ્યવહાર સંબંધમાં કેટલી સ્વતંત્રતા સ્ત્રીઓને આપી શકાય એ વાર્તાનો તો હજી અમારા પાશ્ચિમાત્ય વિદ્વાનો નિર્ણય કરી શક્યા નથી. પુરૂષોનાં મંડળમાં સ્ત્રીઓને સ્વતંત્રતાથી ફરવા દેવાના આગ્રહથી સ્ત્રીઓના સ્ત્રીત્વનો ભંગ થાયછે, અને સ્ત્રીઓની જ ઇચ્છાનુસાર પ્રવૃત્તિ કરવાથી પુરૂષોનું પુરૂષત્વ નાશ પામેછે, એ વિચારવાન્ મનુષ્યોને માન્ય ઠરશે.

૨. *Principle.*

૩. Nature અર્થાત્ સ્વભાવનિયમને જ માનનારા પુરૂષો તે નિયમથી વ્યતિરિક્ત કોઇ વિશેષ અદૃષ્ટ અંગીકાર કરતા નથી, તેનું કારણ માત્ર–અભિમાની તો સ્વતંત્રતાથી જ પ્રવૃત્તિ કરે, નિયમને અનુસરે નહિ અને નિયમ સ્થાપી તેને અનુસરે ત્યારે એના અસ્તિત્વનં પ્રયોજન શું ?—એ પ્રકારનો બંધાઇ ગયેલો વિચાર છે. ઉત્તર એટલું જ છે કે

આપ્રમાણે નાનીથી તે મોટી સઘળી ક્રિયાઓ પરતંત્ર છે અને કર્તાને આશ્રયે જ રહે છે. હવે કોઇ પણ પ્રકારની પ્રવૃત્તિ કરતાં પૂર્વે અર્થાત્ ક્રિયામાં જોડાતાં પહેલાં પ્રત્યેક માણસ તે ક્રિયાની પોતાને કરવાની આવશ્યકતા છે કે કેમ તેનો તપાસ કરે છે. તથા તેમ કરવામાં પોતાનો અમુક હેતુ છે એમ સમજે છે. ત્યાર પછી તે હેતુ સફલ થાય એ આશાથી અમુક ક્રિયા કરવા સંકલ્પ કરે છે કે અમુક ફલની પ્રાપ્ત્યર્થ અમુક સમયે હું અમુક ક્રિયા કરીશ. અને પછી તે ક્રિયા કરે છે તથા જે સમયે તે ક્રિયા વા પ્રવૃત્તિના આદિ મધ્ય કે અંતમાં હોય છે ત્યારે તેને એક પ્રકારનું ભાન રહે છે કે હું અમુક ક્રિયા કરૂં છું. અને પશ્ચાત્ ફલ મળ્યે જાણેછે કે હેતુ જે ધાર્યો હતો તે પૂર્ણતઃ વા અંશે સફલ થયો. તથા અંતમાં ફલમાં તાદાત્મ્યતા હોવાથી સુખદુઃખરૂપે વિજાતીય વૃત્તિનો અનુભવ કરેછે. આ પ્રકારે આ પ્રવૃત્તિનાં ૭ અંગ પાડી શકાય. તેમાં પ્રથમ તો હેતુનિશ્ચય અર્થાત્ અમુક ફલની ઇચ્છા અથવા અમુક ફલ મળે તો સારૂં અને તે ફલમાટે આપણે પ્રવૃત્તિ કરીએ એ પ્રકારનું મનમાં થતું સ્ફુરણું. ૨ ક્રિયાનિશ્ચય કે અમુક અમુક પ્રકારની ક્રિયા જ આ ધારેલા હેતુને સફલ કરશે, એ પ્રકારનો પોતાની બુદ્ધિઅનુસાર ઠેરવેલો પ્રવૃત્તિસંબંધિ નિશ્ચય. જેમકે મારે સુરત જવું છે એ હેતુ હોય તો અહિંથી સ્ટેશનપર જઈ ટીકીટ લઈ ટ્રેનમાં બેસવું અને સુરત આવે ઉતરવું એ પ્રકારની અને એના અંતરમાં આવતી સઘળી ક્રિયાઓ કરવી પડશે એમ સમજવું અથવા જાણવું. અમુક હેતુ સંપાદન કરવાને તો અમુક જ પ્રકારની ક્રિયા કરવી પડશે અમુક પ્રકારની નહિ એ પ્રમાણે ધારવું તે. ૩ આવશ્યકતાનિશ્ચય કે એ હેતુને માટે એ ક્રિયા મારે કરવી અવશ્યની છે કે, ન કરૂં તો ચાલે, એમ છે કે હાલ ન કરતાં પછી કરવામાં હરકત છે કે કેમ અથવા તો એવા ફલને માટે એવી મોટી ક્રિયાનો આરંભ કરવામાં ફલકરતાં મહેનત વિશેષ છે કે કેમ એ સમગ્ર વાર્તાનો પૂર્વાપર વિરોધ દૂર કરી સાર કાઢવો કે અવશ્ય કરવા યોગ્ય જ ક્રિયા છે, અથવા નથી તો તો પછી આગળ પ્રવૃત્ત થવાનું કંઇ પણ પ્રયોજન જ રહે નહિ એટલે ત્યાંથી વિરમે. પરંતુ આવશ્યકતા જણાયે આગળ ચાલે એટલે ૪ સંકલ્પ કરે કે અમુક પ્રકારની પ્રવૃત્તિ જે અમુક ફળમાટે યોગ્ય ગણી છે તે મારે હાલ વા અમુક કાળે કરવી જ છે, જો અન્ય કોઈ પ્રસંગે કરવા ઠરે તો તે સમયે પણ આ ઉપરનાં ત્રણ અંગો સંબંધે એને ફરીથી નિશ્ચય કરવા બેસવું પડતું નથી; પરંતુ સંકલ્પ તો શરીરીને શરીરસહિત ક્રિયામાં જોડનાર છે, કારણ કે સંકલ્પવૃત્તિને અથવા કહો કે મ-

---

નિયમ ભંગ કરવાની અને સ્વેચ્છાનુસાર ચાલવાની સામાન્ય પ્રતીત થતી પરતંત્ર જીવોની ઇચ્છા અદૃષ્ટવિશેષ શરીરોમાં ઉપજવી જ જોઇએ એમ માનવામાં કારણ શું ? અને પોતાની મર્યાદામાં પોતાના સ્થાપિત નિયમપ્રમાણે ચાલવું એ ઇચ્છાનુસાર પ્રવૃત્તિ કેમ ન કહેવાય કે ? પોતાના નિયમથી પ્રવૃત્તિ થાય છે એમ માનવામાં ક્યાં આર્ય શાસ્ત્રો વિરોધ ધરેછે ? નિયમનું યથાવત્ પાલન કરવું એ જ પુરૂષોમાં ઉત્તમ પદવિને પ્રાપ્ત કરનાર તત્વવિત્ મહાત્માનું પણ છે. ચમત્કારના અખતરા કરવાનું કામ તો પૂર્વ કાળથી જ જાદુગરોને સોંપેલું છે.

ગજમાં જ્ઞાનતંતુઓને, (કારણ કે એ પણ વૃત્તિની પ્રાકૃતિક[1] પ્રતીતિનું દ્વાર છે.) જ્યારે પ્રેરે છે ત્યારે જ કર્તા ક્રિયામાં જોડાય છે માટે એક સમયે કરેલો સંકલ્પ[2] અન્ય સમયે ઉદ્‌ભૂત થઇને ક્રિયા કરાવે છે. અર્થાત્ જેમ પહેલાં ત્રણ અંગની પુનરૂક્તિ કરવી પડતી નથી તેમ આ સંકલ્પને માટે નથી. એ તો પ્રત્યેક ક્રિયાની શરૂઆતમાં ખડો થઈ વૃત્તિને વેગ આપે ત્યારે જ અભિમાની ક્રિયા કરી શકે. દાખલા તરીકે એક માણસને ચાર માણસે એકઠા મળી માર્યો. એકલા હોવાથી આજે તો તેણે જે માર માર્યો તે ખાઇ રહ્યો. પરંતુ હેતુ ક્રિયા આવશ્યકતા અને સંકલ્પ એ ચાર અંગોમાં એનું તરત જવું થાય છે. તે આ પ્રમાણે કે મને મારી ગયા છે માટે મારે અમુકના ઉપર વેર લેવું છે એ હેતુ; તેમને લાકડી વા મુટ્ઠીથી મારવા એ ક્રિયાનિશ્ચય, અને આપણને માર્યા માટે મારવા જ જોઈએ, કોઇ રીતે, વેર શું કરવા ન વાળવું? એ પ્રકારનો આવશ્યકતાનિશ્ચય કરી સંકલ્પ કરે કે અમુક સમયે લાગ સારો મળશે માટે તે વખતે મારીશ. એ પ્રકારનો સંકલ્પ કરી બેસી રહે પછી લાગ આવ્યે આ સંકલ્પ પાછો સ્ફુરે એટલે તુરત પોતાની ધારેલી ક્રિયા કરે. સંકલ્પનાં પૂર્વનાં અંગોનું હાલ કંઈ પ્રયોજન પડયું નહિ, પરંતુ સંકલ્પ તો સ્ફુર્યો ત્યારે જ એ ક્રિયા એણે કરી. સંકલ્પ થયો અને જાણે ધારો કે તરતની કોઇ ક્રિયાને માટે સંકલ્પ કર્યો. એટલે આ સંકલ્પથી વૃત્તિને વેગ મળે કે તરત તે પુરૂષ ક્રિયામાં જોડાવા નો અર્થાત્ આ પાંચમું અંગ પ્રવૃત્તિ તેની સાથે સંકલ્પનો કેવો તાદાત્મ્ય સંબંધ છે તે સહજ લક્ષમાં આવશે. એ પ્રવૃત્તિ કરી રહ્યા પછી જે ફળ મળે તેમાં તાદાત્મ્યતા એ છઠ્ઠું અંગ છે. એ ફળ ધાર્યા પ્રમાણે થયું ન થયું એ વિચાર અને તેથી સુખદુઃખાનુભવ એ દષ્ટફળ અને તે પ્રવૃત્તિથી બંધાતા અમુક પ્રકારના અદૃષ્ટ સંસ્કાર અને તેથી મળતું અદષ્ટ ફળ, એને પણ ગણીયે તો સાત અંગ થાય છે.

ઉપર આપણે બાંધ્યું એ સામાન્ય થતી ક્રિયામાં પ્રવૃત્તિનું સ્વરૂપ છે. સમયપરત્વે કર્તાની યોગ્યતા તથા તેના માનસબળપરત્વ એનાં સ્વરૂપમાં ફેરફાર હોવો ઘટેછે. ફેરફાર હોવાથી અને ઉપર પાડેલાં અંગોની ન્યૂનતા અને આશયની ભિન્નતાથી રૂપાંતર થવાથી સામાન્ય કોટિના પુરૂષોની પ્રવૃત્તિનું સ્વરૂપ સર્વત્ર લગાડવાનું નથી સ્થૂલ દૃષ્ટિથી જોનાર મંદમતિ મનુષ્યો મહાત્માઓનાં અથવા ઉચ્ચ સ્થિતિને પામેલા વા પામતા અધિકારી સાધકોનાં તો શું પરંતુ સાક્ષાત્ ઇશ્વરાવતારરૂપે પ્રસિદ્ધ થયેલા અને થતા લીલાતનુઓનાં ચરિત્ર પણ આ પ્રકારની જ પ્રવૃત્તિમાં સમાવી સ્વરૂપે સરખાં જ ગણેછે. કેટલાક વિચારવાન્ પુરૂષો કર્તાની યોગ્યતા અંગીકાર કરે છે તોપણ જે અંતર ઉપર કહેલા પુરૂષોની પ્રવૃત્તિમાં અને સામાન્ય જીવોની પ્રવૃત્તિમાં રહેલુંછે, તે યથાવત્ તેઓ સમજી શકતા નથી. એવા પુરૂષોને મહાત્માઓના વાસ્તવસ્વરૂપનું અજ્ઞાન જ પ્રતિબંધનું કારણ હોયછે.

મહાત્માઓની પ્રવૃત્તિ અને ઉપર વર્ણવેલી સામાન્ય પ્રવૃત્તિમાં શો ફેરછે તે જણાવતાં

૧. Physical પદાર્થગત. ૨ Intention ૩ આ પ્રવૃત્તિ શબ્દ ક્રિયા કરવી અથવા ક્રિયામાં જોડાવું એવા સંકુચિત અર્થમાં વાપર્યો છે.

પહેલાં એક વિશેષ વાત જણાવવાની છે તે એ છે કે ઉપર જે સાત અંગવાળી પ્રવૃત્તિ કહી એ સાભિમાન પ્રવૃત્તિનું યથાર્થ સ્વરૂપ છે. આદિથી અંતમાં એ સાત ભાગ સાભિમાન પ્રવૃત્તિમાં સ્ફુટ હોય છે. આ પ્રકારની પ્રવૃત્તિને સાભિમાનપ્રવૃત્તિ એ સંજ્ઞા આપવાનું કારણ જણાવીએ. અભિમાની એટલે પ્રત્યેક શરીરમાં 'હું છું' અથવા પદાર્થગત જગતમાંથી 'હું કંઇક વિલક્ષણ અને વ્યતિરિક્ત છું એવું ભાન શરીરમાં જે સ્થળે જે પદાર્થમાં થતું હોય તે સ્થળ અને તેના આધારભૂત પદાર્થ- જો તેને પદાર્થ એ સંજ્ઞા આપવા વિરોધ હોય તો જે તે કહી શકાય તે- અભિમાની છે. કારણ કે પોતાની સંપૂર્ણ પ્રાણીપદાર્થથી જૂદી પ્રતીતિ તે અનુભવેછે, માનેછે, સમજે છે અને સત્ય ગણેછે. એ સમજણ અભિમાનીની યોગ્ય વા અયોગ્ય હો તેનું વિવેચન કરવા અત્ર તત્ત્વવિચારના ઉંડા તર્કોમાં ઉતરવું નથી. માત્ર એટલું જ કહેવું બસ છે કે વિચારવાન્ પુરૂષનો ઉપર બાંધેલી અભિમાનીની વ્યાખ્યાથી સમજશે કે આર્યશાસ્ત્રકારો જેને જીવ-અનંતશક્તિયુક્ત ચૈતન્ય પ્રકૃતિ દ્રવ્યના સંબંધથી કર્મજન્ય અને સ્વભાવકૃત અજ્ઞાન અને આવરણથી વેષ્ટિત થયેલું કંઇક સ્વરૂપ-રૂપે વર્ણવેછે તેનું બોધન કરેછે. માત્ર જડપદાર્થયુક્ત જ શરીર છે એમ જેઓ માનેછે અને સમજાવેછે તેમને તો એટલો જ સવાલ પૂછીશું કે જ્ઞાનગુણ એ પ્રાણી વિના બીજા કોઇ જડપદાર્થમાં તમે જુઓછો વા ઉપજાવવા સમર્થ થયા છો? અને જ્યારે તેમ થયા નથી ત્યારે મગજ (Braein) જ્ઞાન ઉત્પન્ન કરેછે એમ માનવું દુર્ઘટ નથી શું?? અને જ્ઞાન અથવા (Conscionsness) જેને તમે કહોછો એ શું છે? એને જ્યારે તમે શક્તિ માનો છો ત્યારે પછી બાકી રહેછે જ શું? શક્તિના સ્થાનને તમે છેક જડ જ માનો અને શક્તિની અભિવ્યક્તિ થઇ એટલે શક્તિ એ તો માત્ર જડપદાર્થમાંથી એક કાર્ય-જેના નિયમને જડપદાર્થના નિયમસાથે વાસ્તવિક કશો સંબંધ હોતો નથી. આ તો માત્ર અનુમાન અને તર્કની જ સંબંધ વિનાની રચના છે. બાકી કશું વધારે જાણ્યું નથી. કશો વાસ્તવિક ભેદ નહિ છતાં માત્ર સમજમાં જ ફેર છે એટલે નિરૂપાય!

આપણે મૂળવિષયઉપર પાછા આવીએ. એ અભિમાની અર્થાત્ જીવ અથવા કહો કે અમુક વ્યક્તિનું મગજ જે 'હું પૃથક્ છું અથવા કંઇક છું' એવું સમજેછે, એ સમજને અભિમાન સંજ્ઞા અપાયછે. આ પ્રકારના અભિમાનયુક્ત કરવામાં આવતી પ્રવૃત્તિ, એ સાભિમાનપ્રવૃત્તિછે. અભિમાન એટલે અહંકાર અથવા દર્પ એ અર્થમાં એ શબ્દ ન સમજી જવાય માટે ઉપર એ શબ્દનો અર્થ વિશેષ સ્પષ્ટ કરવો યોગ્ય ધાર્યોછે. આપણે ઉપર દર્શાવ્યાંછે એ સાત અંગમાં પ્રવૃત્તિનું સ્વરૂપ અભિમાની જ બાંધેછે. અને જો કે કેટલાંક અંગોમાં અભિમાનીની સત્તા ગૌણ સરખી અથવા નહિવત્ જ છે ત્યારે સંકલ્પ, પ્રવૃત્તિ અને ફલમાં તાદાત્મ્યતા એ ત્રણ દૃષ્ટ અંગોમાં અભિમાની પોતાના માનેલા સ્વરૂપે જ રહેછે, અને પ્રધાનપણે ભાગ લેછે. એથી જ એ પ્રવૃત્તિને સાભિમાનપ્રવૃત્તિ કહીછે.

મહાત્માઓ તથા જીવન્મુક્તપુરૂષોને પ્રથમ તો કંઇ પ્રાબલ્ય જ હોતું નથી એટલે એમની પ્રવૃત્તિમાં બલવાન્ હેતુઓ હોવાનો સંભવ નથી.' સામાન્ય ક્રિયાઓમાં કહેશો કે એક દૂર દેશમાં જવું એ હેતુ અને તેમાટે વાહનમાં બેસવું એ ક્રિયા, તો તેમાં બાધ

ગણવાને કારણ નથી. કારણ કે સામાન્ય હેતુ અને ક્રિયાનિશ્ચય તો સ્થાપિત નીતિના નિયમોથી થાયછે એમાં કંઇ અભિમાનીને આસક્ત થવાને કારણ હોતું નથી. એટલે એ એ અંગો સામાન્ય ક્રિયાઓના સંબંધમાં આ પ્રકારના મનુષ્યોને બાધ કરતાં નથી. એવા પુરૂષો અમુક તો અવસ્યછે, એમ માનીને સંકલ્પ કરે, એ પણ યોગ્ય જણાતું નથી. કારણકે કોઇ પણ પ્રકારની આવસ્યકતા સમજવાને તેમને ઉલટ કારણ નથી, અને મારે અમુક જ કરવું છે અને અમુક નથી કરવું એવો નીતિયુક્ત ક્રિયાઓમાં વિધિનિષેધ હોવો સંભવતો નથી. એટલે જેમ દડાને પ્રથમનો વેગ આપનારે ટકોરો માર્યો એટલે બસ, તેમ માત્ર ક્રિયામાં જોડાવાને શરીરમાં અવયવોને એક પ્રાથમિક વેગ આપવારૂપ વિચાર-જેને સંકલ્પસંજ્ઞા ઘટતી નથી,-તે જ કરેછે. વળી પ્રવૃત્તિમાં હું કરૂંછું એવું અભિમાન હોવાને કારણ નથી કારણ કે સર્વજ્ઞ પુરૂષ પોતે વસ્તુથી પૃથક્ છે એમ કંઈ માને જ નહિ અને ફલમાં તાદાત્મ્યતા, એ તો અજ્ઞાનનો જ ધર્મ છે, તે ત્યાં બીલકુલ ઘટતો નથી. એનો જે ભાગ્યવાન્ પુરૂષોને મહાત્માઓનો સહવાસ થયો હશે તેમને થોડે ઘણે દરજ્જે લાગ્યાવિના રહ્યું નહિ હોય. આપ્રમાણે ઉપર કહેલી સામાન્ય પુરુષોની પ્રવૃત્તિમાં અને આ મહાત્માઓની પ્રવૃત્તિમાં કેટલું બધું અંતર છે તે સહજ જણાયછે. અંતર તો શું? પરંતુ બાહ્યદૃષ્ટિથી એકરૂપ લાગતી ક્રિયાઓની આધારભૂત પ્રવર્તક સત્તા જ ભિન્નછે. સાભિમાનપ્રવૃત્તિમાં જ્યાં કર્તા-જીવવ્યક્તિ—સંકલ્પપૂર્વક પ્રવૃત્તિ કરેછે ત્યારે અત્ર સંકલ્પ તો છે જ નહિ. અને પ્રવૃત્તિમાં કર્તાપણાનું પૃથક્ અભિમાન પણ રખાતું નથી તથા અંતમાં જે વિરોધ,-એ બે પ્રકારની પ્રવૃત્તિમાં-હોવાનું મુખ્ય કારણ-ફલમાંઆસક્તિ-છે તે તો હોતું જ નથી. અર્થાત્ આ પ્રકારની પ્રવૃત્તિ આપણી સાભિમાન પ્રવૃત્તિથી કેવળ પ્રતિકૂલ નામને જ યોગ્ય છે. આપણે એ પ્રવૃત્તિને નિરભિમાન અથવા ગલિતાભિમાનવાળી પ્રવૃત્તિ કહીશું. કારણકે ઉપર કહ્યું એ પ્રમાણે આ પ્રવૃત્તિમાં અભિમાની-જીવદશામાંથી અતિક્રમણ કર્યું હોય માટે જીવ નહિ - પરંતુ જીવનમુક્ત પુરૂષ-ને ખાસ ક્રિયામાં જોડાવાપણું હોતું નથી. અર્થાત્ દૃષ્ટાસ્વરૂપે, થઈ રહેલા મહાત્માની સ્થિતિનું જ એ વર્ણન છે. કારણકે એવી પ્રવૃત્તિ સદા કાળ તો તેઓ જ ટકાવી રાખેછે-તેમને જ સ્વભાવસિદ્ધ હોયછે. સાધકો ઉત્તમ અધિકારને પામતાં અભ્યાસે કરીને પ્રસંગે એ પ્રકારના અભિમાનના વ્યવધાન વિના સાહજિકી પ્રવૃત્તિ કરી શકેછે. અને કાળે કરીને તેમને એ સ્થિતિ સહજ સાધ્ય થાયછે, અર્થાત્ પછી પોતે પણ વસ્તુસ્વરૂપ થઈ રહેછે.

આ પ્રકારે સાભિમાન અને નિરભિમાન ક્રિયાઓનું સ્વરૂપ સામાન્યતઃ કહેવાયું. હવે પ્રથમની પ્રવૃત્તિને અદૃષ્ટફલસાથે શો સંબંધ છે તે તપાસીએ. પ્રત્યેક પ્રકારની સંકલ્પ અને ફલાસક્તિયુક્ત કરેલી પ્રવૃત્તિ પોતાના અંતમાં કર્તાસાથે એક પ્રકારનો સંબંધ રાખી છુટે છે. અને એ સંબંધને સંસ્કાર કહેવામાં કંઇ બાધ નથી. ત્યાં કોઈ પણ ક્રિયાનું દૃષ્ટફલ મળે એટલે એટલું જ ફલ છે એમ માનવું કંઈ અત્યંત યોગ્ય નથી અને તેથી તથા ઘણે પ્રસંગે દૃષ્ટફળ જણાતું નથી ત્યારે-કોઇપણ ક્રિયા વા કારણ ફલની ઉત્પત્તિ કર્યા વિના રહે જ નહિ,-એ ન્યાયે કંઇ અદૃષ્ટફલ તો અંગીકાર કરવું જ જોઇએ. અને

આ ક્રિયાઓ પોતાના અંતમાં અભિમાનીના અંતઃકરણકોશમાં સંસ્કારબીજરૂપ રહી ઉત્તર કાલે યોગ્ય સમયે પરિપક્વ થઇ ફલ આપવા ઉદ્યુક્ત થવાની એ જ ફલ. જડપદાર્થવાદી કહેશે કે અંતઃકરણકોશમાં અથવા સંચિત કર્મના સંસ્કારના કોશરૂપ કુંડલિની શક્તિમાં નહિં, પરંતુ મગજમાં સંસ્કાર[1] રહેવાના, તો હાલ ખાસ વિરોધ વધારવાની જરૂર નથી. કારણ કે ઉત્તરકાલે એને મતે જ એ સંસ્કારો સ્મૃતિના વા અન્ય જ્ઞાન ઉપાર્જન કરવાના ઉત્તેજક થવાના. તો તે પણ એક પ્રકારનું અદૃષ્ટફલ[2] જ છે, અથવા તો તેમ થવાથી તે સ્મૃતિથી વા જ્ઞાનથી જે ક્રિયાઓ પોપાય તે ક્રિયાઓ વા તેથી પ્રતીત થતા સુખદુઃખાદિ ભાવો પણ પૂર્વ કાલે કરેલી ક્રિયાઓનાં અને તજ્જન્ય સંસ્કારોનાં ફલ જ ઠરે છે કે બીજું કંઈ ? વસ્તુમાં કંઇ વિરોધ નથી, જો કંઇ પણ વિરોધ હોય તો તે માત્ર સમજમાં અથવા મતિમાં છે.

આ સાભિમાન ક્રિયામાં ફલાસક્તિ અને સકામ પ્રવૃત્તિ હોવાથી અભિમાની તાદાત્મ્ય થાય છે, તેથી જ સંસ્કારો બળવાન્ રૂપમાં પડે છે. આ પ્રમાણે એ સાભિમાન પ્રવૃત્તિ ઉત્તરકાળે ફળ આપનાર સંસ્કારોને રચે છે અને તેથી બંધનનો હેતુ થાય છે.

પરંતુ અભિમાનની ગલિતાવસ્થાએ કરવામાં આવતી પ્રવૃત્તિ માત્ર તત્કાર્ય સાથે જ વિરામ પામે છે. આદિએ જ્યાં અભિમાનીનો ઇચ્છાજન્ય સંકલ્પ હોતો નથી, ક્રિયાકાળે જ્યાં પૃથક્ અભિમાનપૂર્વક પ્રવૃત્તિ થતી નથી અને તેના અંતમાં ફલાસક્તિનો અભાવ તો શું પણ ફલમાં ઉપેક્ષા હોય છે ત્યાં સંસ્કારગ્રાહક કોશ કે જે અભિમાનીનો સાક્ષાત્ સંબંધી છે તેમાં સૂક્ષ્મ સંસ્કાર મૂકવા એ ક્રિયાઓ બલવતી હોતી નથી. આ નિયમ સ્વમતિઅનુસાર રચી દીધાછે એવું કાંઇ નથી અને આપણે આગળપર બતાવીશું કે આ વિશ્વવ્યવસ્થાના નિયમો આપણા સામાન્ય રાજકીય અને લૌકિક નિયમોમાં કેટલે બધે અંશે સચવાય છે.

સંશય માત્ર એટલો જ છે કે સ્થૂલ દૃષ્ટિથી જોનારા પુરૂષોને બન્ને પ્રકારની ક્રિયા એકસરખી દેખાય છે ત્યારે કોઇ મંદમતિ કહેશે કે હું નિરભિમાન અંતઃકરણવાળો છું, એટલે મારી પ્રવૃત્તિ બંધનનો હેતુ નથી તો તે માનવું કે કેમ? સૂક્ષ્મ દૃષ્ટિથી જોનાર વિચારવાન્ પુરૂષોને અથવા તો મહાત્માના સહવાસવાળા પુરૂષોને તો એવા મંદમતિનું અજ્ઞાન સહજ સ્પષ્ટ થાય એમ છે. અને અન્ય જનોને માટે તો એટલું જ કહીશું કે જે યથાર્થ પુરૂષો છે એ તો પોતાનું ઐશ્વર્ય ગુપ્ત રાખવામાં જેટલી મહત્તા સમજે છે તેટલી 'બોર લો રે બોર' કરી વેચનારા વાઘરીઓની પેઠે ઠેર ઠેર પોતાનો માલ વેચવા ફરનારા પુરૂષો સમજતા નથી. વળી અભિમાની પોતે દૃષ્ટાસ્વરૂપ અથવા નિઃસંગ અને નિ-

---

૧ Impression કોઇ પણ માનસિક ક્રિયા એટલે વિચાર અને શારીરક ક્રિયા કરવામાં વપરાતું માનસબળ, એ મગજમાં સંસ્કાર (Impression) મૂકે છે એમ જડપદાર્થવાદીઓનું માનવું છે. ૨ કારણ કે ફલાણો સંસ્કાર આ રહ્યો એમ મગજના પદાર્થમાં બતાવી શકાય એમ હાલ તો લાગતું નથી.

ષ્ક્રિયરૂપ જ્યાંસુધી થતો નથી, અર્થાત્ અંતઃકરણાદિ સર્વ શરીરગત્ સૂક્ષ્મ કારણોનો અભિમાનીસાથેનો ગાઢ સંબંધ શિથિલ અથવા નહિવત્ જ્યાંસુધી કરી શકતો નથી ત્યાંસુધી તદ્વ્યક્તિની કરેલી સર્વ ક્રિયાઓ નિરભિમાન ક્રિયાઓ છે એમ ઉપર બાંધેલા લક્ષણને અવિરોધીપણે આપણે કહી શકીશું નહિ. મુમુક્ષુને પણ મહા યત્ને મળનારી આ ઉચ્ચ સ્થિતિ પ્રથમના ત્રણ પ્રકારના મનુષ્યોને તો મળે જ શાની ! અને એવી પ્રવૃત્તિ કરવા સામર્થ્ય પણ ક્યાંથી લાવે ? અને જ્યારે આમ છે ત્યારે મહાત્માઓના અવ્યભિચરિત ગૌરવને નહિ જાણનારા અને માત્ર તેમનામાં દોષદર્શન કરી નિંદાથી જ પોતાના આયુષ્યનો ક્ષય કરનારા દુરાચારી મનુષ્યો આવી પ્રવૃત્તિ કરવા સમર્થ થઈ શકે એ તો કેવળ અસંભવ જ છે. સાક્ષાત્ જીવન્મુક્ત મહાત્માઓ જેઓ આદિ કારણોને હસ્તામલકવત્ અનુભવતા સાત્ત્વિક આનંદમાં રમણ કરતા કાલ નિર્ગમતા હતા તથા વર્તમાનકાલે નિર્ગમે છે તેઓની પ્રવૃત્તિ એ પ્રકારની હોય શકે. અન્ય સમર્થ સાધકો સાધનના અવધિએ જીવન્મુક્તસરખા થાય છે ત્યારે તેમની પ્રવૃત્તિ પણ તદ્રૂપ થાય છે. આપ્રમાણે શિથિલ થયેલા અંતઃકરણમાં અભિમાનીની નિઃસંગ અવસ્થા હોવાથી ક્રિયા પોતાના અંતમાં બળવાન્ સંસ્કાર મૂકી શકતી નથી અને તેથી જ નિરભિમાન પ્રવૃત્તિ ઉત્તરકાળે બંધનનો હેતુ થતી નથી.

આપણા ન્યાયના નિયમો પણ આ જ ધોરણનું ગ્રહણ કરે છે. ત્યાંપણ સાભિમાન ક્રિયા જ બંધનનો હેતુ છે. જુઓ કોઈપણ ગુન્હામાં સૌથી પ્રથમ સંકલ્પ[૧] શું હતો એ સવાલ કરવામાં આવે છે અને શિક્ષા પણ કાર્યના પ્રમાણમાં કરવા કરતાં સંકલ્પના પ્રમાણમાં કરવાનું ધોરણ રાખવામાં આવેછે. અને આપણી સાભિમાન ક્રિયા તે તો સંકલ્પજન્ય જ ક્રિયા છે. અણધારી ક્રિયાઓ જો કે આપણા કરેલા નિરભિમાનના ભાગમાં તો મૂકીશકાય નહિ પરંતુ એ સાભિમાન ક્રિયાના વિશેષ પ્રકાર તરીકે ગણાય. એવી અણધારી ક્રિયાઓમાં સાભિમાન–સંકલ્પ અને ફ્લાસક્તિપૂર્વક–પ્રવૃત્તિ કરી હોતી નથી તેથી તેની શિક્ષાપાત્રતા ગણાતી નથી. વળી એક પ્રકારનો સંકલ્પ ધારી કરેલી ક્રિયાનું ફ્લ એકદમ વિલક્ષણ આવે તોપણ તે ફ્લ અને તે ફ્લઅનુકૂળ સંકલ્પ નહોતો કર્યો માટે શિક્ષાપાત્રતા ગણવામાં પણ મોટો વિચાર રહેછે. જ્યારે આપ્રમાણે સાભિમાન ક્રિયાઓના વિશેષ ભાગોમાં સંકલ્પ અને ફ્લાસક્તિના રૂપાંતરને આટલી બધી છુટ આપવામાં આવે છે અને તે પણ વળી ગુન્હાના સંબંધમાં તો સામાન્ય ક્રિયાઓમાં જ્યાં સંકલ્પ અથવા ફ્લાસક્તિનો બિલકુલ જ અભાવ હોય ત્યાં તો આપણા ન્યાયના નિયમોને પાત્રતો તો જોવાની રહી જ ક્યાં !! એટલે એ કર્મો આપણા ન્યાયના ધારાના ધોરણે પણ બંધનકર્તા ગણાય નહિ. સૂક્ષ્મ દૃષ્ટિથી જોનાર વિચારવાન્ પુરૂષને તરત સમજાય એમ છે કે ઈશ્વરી નિયમોમાં કંઇ એવું વિજાતીયપણું કે પક્ષપાત છે જ નહિ, અને આપણે તે ક્યાં ઈશ્વરી નિયમની મર્યાદાબહાર છીએ જે આપણા નિયમોમાં કંઇ વિલક્ષણપણું હોય ! અને ઈશ્વરી નિયમથી જે પ્રતિકૂળતા આપણામાં જોવામાં આવે ત્યાં ભૂલ કોની હશે એ કહેવું પડે એમ નથી.

૧. Intention.

સાભિમાનપ્રવૃત્તિ કરનાર પુરૂષે ક્રમે કરી બીજા પ્રકારની પ્રવૃત્તિમાં પ્રવેશ કરવો એ જ આ વિષયનું તાત્પર્ય છે. બંધનમાંથી છુટવા માટે બંધન પમાડનારી પ્રવૃત્તિનો ત્યાગ અને નિરભિમાન પ્રવૃત્તિનું ગ્રહણ કરવું એ જ કર્તવ્ય છે. અર્થાત્ ક્રિયાઓમાં હેતુ અને ફલમાં આસક્તિ છોડી દક્ષ યોગ્ય નીતિએ ક્રિયાઓનો નિશ્ચય કરી, પ્રવૃત્તિમાં યોજાતી વખતે નિરભિમાનવૃત્તિ—એટલે 'હું કરૂંછું' એ પ્રકારનો ભાવ ન રાખવો તે—રાખી ક્રિયા કર્યા કરે તો અભ્યાસથી ક્રમે કરી એ પ્રકારની પ્રવૃત્તિ સહજ સાધ્ય થાય. પરંતુ અભિમાનનો પરિત્યાગ કરવામાં અને ફલમાં આસક્તિ છોડી નિષ્કામપણું પ્રાપ્ત કરવામાં જ ખરૂં જોતાં સર્વ કર્તવ્યનો અવધિ આવી જાય છે. અને તેથી એ સ્થિતિપર્યંત પહોંચવા સાધનના વિધાનમાં સૂક્ષ્મ યુક્તિઓનું ગ્રહણ કરવું પડેછે. એવી યુક્તિઓ યોગ્ય સમયે અનુભવી તત્ત્વવિત્ મહાત્માપાસેથી તેમનામાં પૂજ્ય બુદ્ધિ કરનારને સહજ મળે છે; અને પછી તેવા પુરૂષોને પોતાની મેળે પ્રયત્ન કરી તદનુકૂળ આચરણ કરવાનું છે, પણ જેઓને તેવો કોઇ આશ્રય પ્રાપ્ત ન થયો હોય તેઓએ એવા ઉપયોગી અને લાભકારક માર્ગને છોડી, ગમે તે અયોગ્ય માર્ગે વહેવું એ શ્રેયસ્કર નથી.

॥ ॐ श्री ॥

॥ श्रीसद्गुरवे परमात्मने नमः ॥

# ॥ वर्णविचार. ॥

॥ श्री सद्गुरुस्तवनम् ॥

सकलोपाधिभिः शून्यंज्ञानदृष्ट्यात्रगोचरम् ।
महेश्वरस्वरूपं तं श्रीनृसिंहं गुरुं भजे ॥ १ ॥
यस्यकृपाप्रभावेण यात्यन्तं क्लेशपंचकम् ।
पादामृतरसैर्यस्य क्षालयन्ते मलिना जनाः ॥ २ ॥
शान्तिदैर्विमलैस्तेजोराशिभिर्यो [illegible] ।
सततंज्ञानदृष्टिं च वर्षन्तमपि [illegible] ॥ ३ ॥
अशक्तोऽयंजनःस्वामिन्! [illegible] ।
इदमर्घ्यंदयासिंधो! [illegible] ॥ ४ ॥

શાન્તિ આપનારા, અને નિર્મલ, પ્રકાશના સમૂહથી જે હૃદયનો મલ ધોઈ નાંખે છે, અને નિરંતર જ્ઞાનની વૃષ્ટિ વર્ષાવતા છતાં જે નૂતન જ રહે છે. ૩

હે સ્વામિન્ ! આપની યોગ્ય પરિચર્યા કરવામાં હું અસમર્થ છું માટે હે દયાસિંધો ! આ વિષયરૂપ અર્ઘ્યનું કૃપા કરી હસ્તકમલથી ગ્રહણ કરો. ૪

સુવર્ણાદિ ધાતુઓની આસપાસ એક પ્રકારનો પ્રકાશ જોવામાં આવે છે. તે પ્રકાશની નિર્મલતાથી તથા ન્યૂનાધિકતાથી ધાતુઓની યથાર્થ પરીક્ષા થઈ શકે છે. ખાણમાંથી સદ્ય નિકળેલી મૃત્તિકાવેષ્ટિત ધાતુઓનો પ્રકાશ ઘણો જ ઝાંખો હોય છે. હીરકાદિ મૂલ્યવાન્ પાષાણોમાં પણ તે પ્રકાશનું અસ્તિત્વ પ્રતીત થાય છે. એ પ્રકાશ માત્ર ધાતુપાષાણમાં હોય છે એટલું જ નહિ પરંતુ અખિલ વિશ્વ પ્રકાશમય છે એમ કહેવામાં હાનિનો ઘણો સંભવ નથી. કાષ્ઠમાં પણ એ પ્રકાશની સત્તા વિદ્યમાન જ છે, નહિ તો કાષ્ઠનું અસ્તિત્વ કલ્પનામાં પણ આવી શકે નહિ. આપણાથી માત્ર એટલું કહી શકાય કે કાષ્ઠમાં પ્રકાશની વિજ્ઞાવના[1] (Recognition) થતી નથી. એ પ્રકાશની પ્રૌઢ કલા આપણા નેત્રથી પ્રત્યક્ષ જોવાય છે. પણ ઘણા ગુપ્ત પ્રકાશનું અસ્તિત્વ તો કેવલ યોગિની જ્ઞાનચક્ષુથી જ સિદ્ધ થઈ શકેછે. એ પ્રકાશના આશ્રયભેદથી ત્રણ વિભાગ પડી શકે (૧) કેવલ જડ, (૨) કેવલ ચેતન, (૩) જડચેતન. પરમાત્મસ્વરૂપ યોગિઓમાં કેવલ ચેતન પ્રકાશ હોય છે. જડચેતનત્વવિશિષ્ટ પ્રાણિઓમાં જડચેતન પ્રકાશ હોય છે. તથા કેવલ જડ પદાર્થમાં કેવલ જડ પ્રકાશ હોય છે. જડ અને પ્રકાશ એ બે શબ્દો વિરુદ્ધ ભાસે છે કેમકે પ્રકાશ ચેતન વસ્તુનો જ ધર્મ હોઈ શકે અને જડ અને ચેતન એ બે ધર્મો પરસ્પર વ્યાવૃત્ત છે. પણ આ સ્થલે 'જડ'નો અર્થ સામાન્ય ચૈતન્ય થાય છે અર્થાત્ એનું ચૈતન્ય કે જે અદ્યાપિ પોતાની અભિવ્યક્તિની અન્યને પ્રતીતિ કરાવનાર અવસ્થામાં આવ્યું નથી. વળી જેમ સદ્ય ખાણમાંથી કહાડેલી ધાતુઓનો પ્રકાશ મૃત્તિકાથી દટાઇ ગયો હોય છે તેમ અવિદ્યાવશ જીવોનો પ્રકાશ પણ પ્રથમ રજતમથી આવૃત્ત હોય છે. વળી યોગ્ય સાધનથી જેમ મૃત્તિકા દૂર થવાથી ધાતુઓનો પ્રકાશ યથાર્થ રીતે અભિવ્યક્ત થાય છે તેમ ઉપાસનાજ્ઞાનાદિ વિહિત સાધનથી તે રજતમનો લય થવાથી કેવલ સત્ત્વપ્રકાશ અવશિષ્ટ રહે છે. યોગિઓમાં રજતમરૂપ મલની નિવૃત્તિપૂર્વક શુદ્ધસત્ત્વદ્રવ્યની પ્રધાનતા હોવાથી તેમનો પ્રકાશ કેવલ શુદ્ધ હોવો ઘટે છે અંતઃકરણની નિર્મલતાની અભિવૃદ્ધિથી એ પ્રકાશ અધિક નિર્મલ તથા પ્રૌઢ થાય છે. રજતમના પટનો યોગ્ય સાધનથી ભેદ થવાથી એ પ્રકાશની મર્યાદામાં પણ વૃદ્ધિ થાય છે અને બ્રહ્મસ્વરૂપ મહાત્માઓમાં જ્યારે એ પ્રકાશ પોતાના અનંત, અપાર, શુદ્ધ, બુદ્ધ સ્વરૂપને પામે છે, ત્યારે એ પ્રકાશ દિક્કાલથી પણ અવચ્છિન્ન થતો નથી. તે અવસ્થામાં એ પ્રકાશનો પ્રતિબંધ કરવા કોઇ પણ વસ્તુ સમર્થ નથી. કાષ્ઠપાષાણાદિમાં એ પ્રકાશ નિર્વિઘ્ન પ્રવેશ કરી શકે છે અને તન્મય થઈ જાય છે. સમુદ્રાદિમાં પણ પ્રવેશીને

[1] પ્રતીતિ.

તદ્રૂપ થઈ રમણ કરવામાં એને કોઈ પણ પ્રતિબંધ અટકાવી શકતો નથી. સૂર્યચંદ્રાદિ તેજસમૂહનો પણ ભેદ કરીને એ પ્રકાશ પોતાનો ઇચ્છિતાર્થ સાધે છે. વાયુ પણ એ પ્રકાશને કેવલ અધીન વર્તે છે અને આકાશરૂપ પ્રજા પણ એ પ્રકાશરૂપ રાજાધિરાજને પ્રસન્નતાથી માર્ગ આપે છે. कोटिसूर्यसमप्रभ [૧]એ વિશેષણના પ્રમાણથી એ પ્રકાશની આગળ સૂર્ય તથા ચંદ્રનો પ્રકાશ તો માત્ર તુચ્છ જ કહેવાય. ગાઢ અધકારવાળી રાત્રિમાં યોગિને અન્ય બાહ્ય પ્રકાશની અપેક્ષા હોતી નથી. એ પ્રકાશની ભિન્નભિન્ન કલાઓ પ્રાકૃત જીવમાં પણ વિદ્યમાન હોય છે અને તેનું યોગ્ય સ્વાભાવિક દ્વાર નયન છે. પણ જીવના પ્રાકૃત પ્રકાશને સૂર્યના પ્રકાશની અપેક્ષા હોય છે તેથી તેનાથી સ્વતંત્ર વ્યવહાર હોઈ શકતો નથી. બાહ્ય પ્રકાશને અધીન હોયાવિના સ્વપ્રકાશથી જ વ્યાપાર કરવો એ યોગિનું એક લક્ષણ છે. કૃપાળુ ઈશ્વરે કેટલાક પ્રાણિઓને પોતાના પ્રકાશથી જ વ્યવહાર કરવાની શક્તિ સમર્પી છે. ઉલુકબિડાલાદિ પ્રાણિઓ રાત્રિમાં પણ સ્વતંત્ર પ્રકાશથી વ્યાપારને સાધે છે. ઉલૂક તથા સુગ્રીવાદિ નિશાચર પ્રાણિઓ સૂર્યપ્રકાશને અધીન વર્તતાં નથી અર્થાત્ ઉલટું તેઓ દિવસે જોઈ શકતાં નથી. કોઇ પણ વ્યાપારની સિદ્ધયર્થે સ્વપ્રકાશ અવશ્ય હોવો જોઇએ. અંધ પુરૂષ કેવલ સૂર્યપ્રકાશથી જોઇ શકતો નથી. એ પ્રકાશની સામાન્ય કલા આખા શરીરમાં વ્યાપી રહેલી હોય છે પણ માત્ર તેની વ્યવહાર સાધવા યોગ્ય વિશેષ કલારૂપ અભિવ્યક્તિનું દ્વાર ચક્ષુ છે. માટે કોઈ અદૃષ્ટ કારણથી કોઇ પણ પુરૂષને બાહ્યવિષયદર્શનમાં પ્રતિબંધ આવે અર્થાત્ દૈવયોગથી કોઇ પણ પુરૂષ અંધ થાય તો તે પ્રકાશનું અસ્તિત્વ નથી એમ કહેવું અયોગ્ય છે. પરંતુ એ ચાક્ષુષ વૃત્તિનો સદ્‌ભાવ હોવાથી ધારણાદિ યોગ્ય પ્રક્રિયાથી એ પ્રકાશનું સામાન્ય સ્વરૂપ શરીરના અન્ય કોઇ પણ દેશના આશ્રયથી વિશેષ કલામાં અભિવ્યક્ત થઈ શકે. અર્થાત્ તે પુરૂષ યોગ્ય ઉપાયના સેવનથી અંગુષ્ઠ વા નાભિદ્વારા અથવા તાલુપ્રદેશમાં ચાક્ષુષવૃત્તિ દિવ્યઅદિવ્ય રૂપવિષયનો ભોગ કરે એવી અદ્‌ભુત સિદ્ધિ મેળવી શકે બાહ્ય ધારણાથી એ પ્રકાશનું સ્વરૂપ બાહ્ય પ્રદેશમાં અભિવ્યક્ત થાય છે અને અંતર્ધારણાથી એ પ્રકાશનો કોઇ પણ શરીરભાગમાં અનુભવ થાય છે. એ પ્રકાશની યથાર્થ પરીક્ષાથી તે પ્રકાશના આશ્રયભૂત પુરૂષનું અંતર્બલ કહી આપી શકાય છે. માટે યથાર્થ વર્ણ વા યથાર્થ રૂપ એ વસ્તુતઃ એ પ્રકાશથી કેવલ અભિન્ન છે. એ યથાર્થ વર્ણની પરીક્ષા કરવાનું માત્ર યોગિચક્ષુમાં સામર્થ્ય હોય છે, પણ અત્રમાં તેના અસદ્‌ભાવથી જીવની પ્રાકૃત દૃષ્ટિથી પ્રતીત થતા વર્ણવિષે નીચે પ્રમાણે અલ્પ વિચાર કરીએ. એ વિષયમાં પ્રતીત થતા દોષોનો પ્રાકૃત જીવની અલ્પજ્ઞતાથી પરિહાર કરવો ઘટે છે.

આપણા તત્ત્વવિત્ પૂર્વજોએ મૂલ ત્રણ વર્ણનો અંગીકાર કર્યો છે. મૂલ રૂપ એટલે જે રૂપનું પૃથક્કરણ કરતાં અન્ય રૂપની ઉત્પત્તિ અથવા આવિર્ભાવ થતો નથી તે રૂપ સમજવું. અન્ય રૂપો મૂલરૂપ હોતાં નથી અર્થાત્ તેઓ વિકૃત હોય છે એટલે મૂલ રૂપમાંથી

૧ કોટિ સૂર્યના સમાન પ્રકાશવાળા.

સ્રજાયલાં હોય છે. એ ત્રણ રૂપનાં નામ તેઓએ શુક્લ, રક્ત, અને કૃષ્ણ એપ્રમાણે આપ્યાં છે. એ ત્રણ રૂપ (અથવા વર્ણ)ને અનુસરતા શ્રીમહામાયાશક્તિના અનાદિસિદ્ધ તથા અનંત ત્રણ ગુણ છે. શુક્લવર્ણ સત્ત્વના આશ્રયે રહ્યો છે, રક્ત અથવા લોહિત વર્ણ રજો-ગુણની મૂર્ત્તિ છે તથા કૃષ્ણ રૂપ તમોગુણનું લક્ષણ છે. એ ત્રણ રૂપ તથા ગુણસંબંધી અનેક ચમત્કારો આપણે પ્રતિદિન અનુભવીએ છીએં પણ અત્યંત પ્રસિદ્ધિ એ હૃદયમાં આશ્ચર્ય વા ચમત્કૃતિના ઉદયનો પ્રતિબંધ ગણાય છે એ ન્યાયાનુસાર આપણે અનેક જન્મ થયાં એ ચમત્કારોથી અભ્યસ્ત છીએ તદપિ તેઓ અતિપ્રસિદ્ધ હોવાથી આપણા હૃદયમાં એમની ચમત્કૃતિનો અનુભવ થતો નથી.

પ્રથમ તો શુક્લ વર્ણ તથા તેને અનુસરતા સત્ત્વગુણ વિષે વિચાર કરીએ. ત્યાં,

मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्तासात्त्विकउच्यते ॥ २६ ॥-भगवद्गीता अ० १८

એ પ્રમાણથી આસક્તિનો અભાવ, અનહંકાર, ધૃતિ, સત્ય વસ્તુની પ્રાપ્તિઅર્થે ઉત્સાહ, કાર્યસિદ્ધિમાં હર્ષ ન થવો તથા કાર્યહાનિમાં શોક ન થવો એ સર્વ સત્ત્વગુણનાં ચિહ્નો છે. એ ઉપરાંત શુદ્ધિ, આનંદ, સૌંદર્ય મનોહારિત્વ વિગેરે અનેક ગુણો સત્ત્વનાં લક્ષણ છે. એ સત્ત્વ ગુણના આકર્ષણને આપણે સર્વ સ્વતઃ અધીન વર્તીએ છીએ. કૃષ્ણ વર્ણનું એક બાલક તથા તેવું જ અન્ય શુક્લ વર્ણનું બાલક એ બેમાંથી આપણી પ્રીતિ સ્વભાવથી જ શુક્લ વર્ણવિશિષ્ટ બાલકના તનુઉપર જઇ ઠરે છે. કૃષ્ણ વર્ણના બાલકઉપર ઉલટી આપણને અપ્રીતિ થાય છે. એ ન્યાયથી જ દરેક સુજ્ઞ પ્રજા ગૌર વર્ણને સૌંદર્યનું લક્ષણ સ્વીકારે છે. અને એ જ નિયમાનુસાર ગૌરવર્ણવાળા પુરૂષના દર્શનથી આપણા અંતઃકરણમાં એક પ્રકારનું સૂક્ષ્મ આકર્ષણ થાય છે. આથી સર્વ ગૌરવર્ણવાળા પ્રાણિઓમાં સત્ત્વ ગુણ રહ્યો હોય છે એમ કહેવાનો ઉદ્દેશ નથી. એમ હોય તો નિખિલ આંગ્લપ્રજાનો સત્ત્વવિશિષ્ટ પ્રાણિમાં અંતર્ભાવ થઇ જાય* આ દોષના પરિહારાર્થે સુજ્ઞ વાંચનારે ધ્યાનમાં રાખવું કે આપણે તો અસંસ્કૃત ચર્મચક્ષુથી ગમ્ય નિકૃષ્ટ રૂપના અનુભવથી અંતર્વર્તમાન સત્ત્વાદિ ગુણોની પરીક્ષા કરીએ છીએ પરંતુ યથાર્થ તુલના અર્થે માત્ર યોગિગમ્ય પ્રકાશની અપેક્ષા છે. ગૌર વર્ણના પુરૂષોનો પ્રકાશપરિવેષ પણ શુક્લ હોય છે એવો નિયમ નથી તેમ જ અન્ય વર્ણમાટે સમજવું. કોઈ પણ શુક્લ વર્ણના પુરૂષને જોવાથી "આ પુરૂષનો એવો વર્ણ છે કે જેની જાતિનો સત્ત્વગુણસાથે સંબંધ હોય છે અર્થાત્ જેની જાતિ સત્ત્વસૂચક છે". એમ કહેવાથી કોઇ પ્રકારનો દોષ સંભવતો નથી.

*આ સ્થલે એટલું વિશેષ સૂચવવું અવસ્યનું છે કે પાશ્ચાત્ય મૌન (આંગ્લ) પ્રજા, યદ્યપિ White people ("ગોરા લોક) તરીકે સર્વત્ર સ્વીકારવામાં આવે છે, તથાપિ તેમનો વર્ણ ઉક્ત સત્ત્વગુણસાથે સંબંધ રાખનાર ગૌર વર્ણ નથી. આપણાં શાસ્ત્રોમાં એ વર્ણને તામ્રવર્ણ કહ્યો છે, અને 'તામ્રમુખ' વિશેષણ એ પ્રજાના સંબંધમાં તે સ્થલે યોજાયેલું દૃષ્ટિએ પડે છે. એ તામ્રવર્ણ વક્ષ્યમાણ રજસ્ ગુણસાથે અધિક સંબંધ ધરાવે છે. અને એ જ કારણથી પ્રવૃત્તિના શિખરે ભ્રમણ કરતી એ પ્રજાના યથાર્થ લક્ષણને એ વર્ણ સૂચવે છે.

સમગ્ર તારામંડલમાં શુક્રનો પ્રકાશ ઘણો શુક્લ તથા પ્રાઢ હોય છે અને કેટલેક સ્થલે બ્રહ્મજ્યોતિનું નિરૂપણ કરતાં તે જ્યોતિને શુક્રપ્રકાશસમ કહેવામાં આવ્યું છે. ઉદાહરણઃ—

तदेवशुक्रंतद्ब्रह्मतदेवामृतमुच्यते ।। पंचमी वल्ली· काठक

( તે જ બ્રહ્મ શુભ્ર અને નિત્ય કહેવાય છે. )

આ સ્થલે "શુક્ર"નો અર્થ શુભ્ર ( શુક્રગ્રહસમ ) થાય છે. શ્રી સુરેશચરિત્રમાં પણ સુરેશ તથા જ્યોતિર્વેત્તાના સંવાદમાં નીચેનાં વચનામૃત શ્રવણ કરવામાં આવે છેઃ—

"હે મહારાજ ! પ્રથમ કહ્યા પ્રમાણે આહારવ્યવહારના પદાર્થ, રૂપ તથા ગુણે કરી ત્રિવિધ છે અને તે તે ઉપર સજાતીય ગ્રહોની સત્તા છે, એમ નિશ્ચય થયો છે તેથી આહારાદિકથી ઉત્પન્ન થતા શરીરના અવયવસમુદાયરૂપ ધાતુઆદિ પદાર્થોમાં પોતાની સત્તારૂપ દ્વારથી સંબંધવાળા ગ્રહ હાનિ અથવા વૃદ્ધિ કરવા સમર્થ થાય છે. જેમ આ પ્રાણીના શરીરમાં રક્તનો અધિપતિ તો પૃથ્વીનો પુત્ર મંગલ છે........વીર્ય જે શુક્ર તેનો અધિપતિ શુક્ર છે.........અને સર્વ કોટિમાં જીવનો અધિપતિ જીવ નામ બૃહસ્પતિ છે.........તેમાં રક્તનો અધિપતિ મંગલ કોઇ પ્રાણિને જન્મસાથે કાંઈ નિમિત્તથી દુર્બલ થયો હોય તો તેનું રૂધિર તે ગ્રહને ફલ આપવાના સમયસુધી અથવા તો મરણસુધી બગડેલું જ રહે. અને એ જ પ્રમાણે અવયવરૂપ પદાર્થના અધિપતિ બગડવાથી તે અવયવ બગડે છે અને સુધરવાથી તે તે અવયવ સુધરે છે. આ વિષય ઉચ્ચ હોવાથી સર્વને અલક્ષ્ય છે તેથી સત્ય નિર્ણય કરવાને પોતાની બુદ્ધિ અસમર્થ હોવાથી મંદબુદ્ધિવાળા મનુષ્યો અવિચારથી વસ્તુનું અસત્ય અંગીકાર કરી લે છે." પૃષ્ઠ ૭૦-૧. આમાં દરેક ગ્રહ સજાતીયરૂપવિશિષ્ટ શરીરના પદાર્થોનું આકર્ષણ કરેછે અને તે તે પદાર્થના અધિપતિરૂપ છે એમ પ્રતિપાદન કર્યું છે. શુક્લવર્ણવિશિષ્ટ શુક્રનામા ગ્રહ સમગ્ર તનુમાં વર્તમાન, સમસ્ત સત્વમય તથા સવર્ણ વીર્યનો અધિપતિ છે. અને તે પદાર્થનું ( શુક્રનું ) અને તેના અધિપતિ ગ્રહનું (શુક્રનું ) એક જ નામ આપ્યું છે એ વિશેષ ચમત્કૃતિ છે. પીત વર્ણ પણ સત્ત્વસૂચક ગણાયછે અને તેથી કરીને સંપૂર્ણ બહિર્વર્તનને સાત્ત્વિક પ્રતીત કરાવનાર શ્રીકૃષ્ણ ભગવાનના પીત વસ્ત્રના પરિધાનમાં પણ કાંઈક એવો જ હેતુ સ્ફુટ થાય છે. પીત વર્ણના અધિપતિ બૃહસ્પતિ છે.અને તે જ ગ્રહ શરીરસ્થ ચૈતન્યનું સામ્રાજ્ય ધરાવે છે. વળી ગુરૂ અને શુક્ર એ બે ગ્રહો બ્રાહ્મણ છે. તેથી જ તેઓ સત્ત્વપ્રધાનપ્રકૃતિવિશિષ્ટ બ્રાહ્મણોના અધિપતિ ગણાયા છે. અને એ જ ન્યાયે જો બ્રાહ્મણના જન્મસમયે ગુરૂ તથા શુક્ર ઘણા બલવાળા હોયછે તો તે બ્રાહ્મણ પોતાના ધર્મનું યથાવત્ પાલન કરી શકે છે. વીર્યનો અધિપતિ હોવાથી શુક્ર (Venus) પ્રેમનો અધિપતિ ( God of Love ) કહેવાય છે અને ધવલપટવાળી ( ચાદરવાળી ) શય્યાનો રક્ષક ગણાય છે. તે જ પ્રમાણે ગુરૂ પણ પીત વર્ણનો અધિપતિ હોવાથી સુવર્ણનું સ્વામિત્વ ધરાવે છે. ધર્મશાસ્ત્રમાં પણ શુક્લવસ્ત્ર ધારણ કરવાની બ્રાહ્મણને આજ્ઞા કરી છે કેમકે શુક્લવર્ણ બ્રાહ્મણહૃદયમાં પ્રધાનપણે રહેનારા સત્વગુણનો સૂચક છે. પ્રત્યેક ગ્રહની મુદ્રામાં પણ શુક્રની મુદ્રા હીરકની થાયછે અને ગુરૂમુદ્રાનો વર્ણ

પીત જ હોય છે. વળી

यच्छुक्लं तदपाम् (श्वेताश्वतर)

અર્થાત્ શુક્લ રૂપ જલનું કહેવાય છે. જલનો અધિપતિ ચંદ્ર ગણાય છે. અને એ બન્ને, (ચંદ્ર અને જલ) શુક્લ વર્ણવિશિષ્ટ જ છે એ ચમત્કૃતિ છે. વળી સજાતીયવર્ણવિશિષ્ટ રજતનો અધિપતિ ચંદ્ર ગણાય છે. ચંદ્રની સંતુષ્ટિથી રજતની પણ વૃદ્ધિ થાય છે. અને દ્વિતીયાના ચંદ્રદર્શનકાલે રૌપ્ય મુદ્રા જોવાના પ્રસિદ્ધ પ્રચારની ઉત્પત્તિ એ નિયમથી હોવી ઘટે છે.

હવે રક્ત વર્ણ તથા તેના આશ્રય રજોગુણવિષે સ્વલ્પમાં વિચાર કરીએ. ત્યાં,

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः।
हर्षशोकान्वितःकर्ता राजसः परिकीर्तितः ॥२७॥भगवद्गीता अध्याय १८

અર્થાત્ રાગ, કર્મફલની આકાંક્ષા, લુબ્ધત્વ, હિંસા, અશૌચ, હર્ષ તથા શોક એ રજોગુણનાં લક્ષણ છે. વળી શૌર્ય, પરાક્રમ, તેજ, ધૃતિ, ચાતુર્ય અને સંસારપ્રવૃત્તિ એ સર્વ ગુણોનો પણ રજોગુણમાં અંતર્ભાવ થઈ જાય છે. રજોગુણનું મૂલ પ્રવર્તક કારણ રૂધિર ગણાય છે. નવીન રૂધિરની વૃદ્ધિ થયે રજોગુણ પણ શનૈઃ શનૈઃ પ્રફુલ્લ થતો જાય છે. બ્રાહ્મણોમાં સત્વના પ્રાધાન્યને લીધે એ રજોગુણ પોતાનો સામ્રાજ્યવિલાસની પ્રતીતિ કરાવવા સમર્થ થતો નથી પણ ક્ષત્રિયજાતિમાં તે ગુણની અભિવૃદ્ધિસાધક સંસ્કારના સદ્ભાવને લીધે, એ રજોગુણ યથેષ્ટ રમણ કરી પોતાનું સામર્થ્ય પ્રદર્શાવે છે. સુકુમાર વયમાં પણ ક્ષત્રિયવંશમાં રૂધિરપૂર્ણ હોવાથી શૌર્યપરાક્રમાદિ રજોવિલાસની અદ્ભુત પ્રતીતિ કરાવે છે. ક્ષત્રિયઉરમાં નિરંતર પ્રજ્વલતો રૂધિરાગ્નિ, સંગ્રામમાં સૂર્યકિરણથી ઝકઝકતા ખડ્ગારણ્યના મધ્યમાં નિર્ભય પ્રવેશ કરીને પરપક્ષના વીરના શિરચ્છેદથી ધારામાં વહેતા રૂધિરરૂપ જલથી જ શાન્તિને પામે છે. એક વર્ણના આશ્રય રૂધિર અને રજોગુણમાં કેટલો નિકટ સંબંધ! "ત્યાં રૂધિરનો અધિપતિ તો પૃથ્વીનો પુત્ર મંગલ છે" એ વચનામૃત આ સ્થલે પણ ઉપયોગી છે. પાશ્ચિમાત્ય પુરાણમાં પણ મંગલ (Mars) રણાધિપતિ (God of War) ગણાયો છે. મંગલનો વર્ણ પણ લોહિત અર્થાત્ રક્ત છે, તેથી જ તેને "લોહિતાંગ" આદિ સંજ્ઞાઓ અપાઈ છે. ક્ષત્રિયત્વ શૌર્યના આધારે રહ્યું છે, શૌર્ય રૂધિરના આશ્રયે પ્રવર્તે છે અને રૂધિરનો અધિપતિ મંગલ છે એ ન્યાયશ્રેણિથી (Sorites) રજઃપ્રધાન ક્ષત્રિયતનુનો અધિપતિ રજોગુણાધિપતિ મંગલ છે એમ નિર્વિવાદ રીતે સિદ્ધ થાય છે. ક્ષત્રિયની જન્મકુંડલીમાં મંગલને પ્રાધાન્ય આપવામાં આવે છે અર્થાત્ જો કોઈ પણ નિમિત્તે મંગલ દુષ્ટ થયો હોય છે તો રૂધિરદોષદ્વારા તે ક્ષત્રિય સ્વધર્મભ્રષ્ટ થવાથી કુલચ્યુતિ અવશ્ય અનુભવે છે.

વળી રૂધિરને સ્વધર્મ (રક્તતા) વશાત્ રક્તની પણ સંજ્ઞા અપાઈ છે. મંગલ અને અગ્નિ એક ધર્મના (રક્તત્વના) આશ્રય હોવાથી તેઓનો પરસ્પર ગાઢ સંબંધ જોવામાં આવે છે. "લોહિતાંગ" મંગલની સંજ્ઞા છે એમ ઉપર કહી ગયા. વળી શ્રુતિવચનથી

"यदग्रे रोहितं रूपं तेजसस्तद्रूपम्" (પ્રથમ જે રક્તરૂપ છે તેનો આશ્રય વહ્નિ છે) અગ્નિનું રોહિતરૂપ સિદ્ધ થાય છે. પ્રત્યેક ગ્રહના વસ્ત્રનું વર્ણન કરતાં श्रीबृहज्जातकમાં દ્વિતીય અધ્યાયના બારમા શ્લોકમાં મંગલનું વસ્ત્ર અગ્નિહત છે અર્થાત્ મંગલના વસ્ત્રનો એક દેશ અગ્નિદગ્ધ છે એવું વચન શ્રવણ કરાય છે. મંગલના પ્રાધાન્યસમયે પુરૂષનું શરીર ઇશિત્ તપ્ત રહે છે અને પરાક્રમમાં વૃદ્ધિ થાય છે. રજોગુણ સંસૃતિપ્રવૃત્તિ કરાવનાર હોવાથી સંસારપ્રવૃત્તિસૂચક ઘણા પ્રસંગમાં તદાશ્રિત રક્ત વર્ણનો ઘણો ઉપયોગ જોવામાં આવે છે. ગૃહસ્થાશ્રમમાં સમગ્ર કુટુંબથી અભીષ્ટ યોગ્ય પદાર્થોની યથાશક્તિ પ્રાપ્તિ કરવી એ તે આશ્રમને સેવનારા સમસ્ત પુરૂષોનો ધર્મ હોવાથી ગૃહસ્થાશ્રમમાં રજોગુણનું પ્રાધાન્ય સ્પષ્ટીકૃત થાય છે. ગૃહસ્થાશ્રમમાં પણ ઘણા રક્ત પદાર્થોનો ઉપયોગ શાસ્ત્રથી વિહિત કરવામાં આવે છે. લલાટે કુંકુમચાંદલાવિનાની તથા તાંબુલરાગવિનાના અધરવાળી સ્ત્રીઉપર શાસ્ત્ર ધિક્કારવચનો લખે છે. ગૃહસ્થાશ્રમને સેવનારા પુરૂષો પ્રાયશઃ રક્ત પાઘડીનું જ ધારણ કરે છે. કુંકુમ, કસુંબો, તથા (રક્તવર્ણની) કંચુકીઉપર સ્ત્રીજાતિનો સ્વાભાવિક પ્રેમ હોય છે. શ્રીજગદંબાશક્તિની કિશોરાવસ્થાનું વર્ણન કરતાં ભગવાન્ શંકર પણ ललाटिकाकश्मीरं (લલાટમાં કુંકુમની આડ) એ વિશેષણનો શાસ્ત્રીય પ્રયોગ કરે છે. વિવાહવિધિમાં પણ નાડાછડી તથા મદનફલ (મીંઢળ) વિગેરે રક્ત પદાર્થનું વિધાન કર્યું છે. વિશ્વમોહક યુવાવસ્થાના અધિપતિ કામદેવનાં પંચબાણમાં અશોક, અરવિંદ તથા નવમલ્લિકા એ ત્રણ બાણો રક્ત જ હોય છે. કામશાસ્ત્રમાં પણ તાંબૂલ, મદિરા, કુંકુમ, વિગેરે અનેક રક્ત પદાર્થનો ઉપયોગ સૂચવ્યો છે. સુંદર સ્ત્રીના અધરને રક્તબિંબફલની ઉપમા કવિઓ આપે છે. (ઉદાહરણ तन्वी श्यामा शिखरिदशना पक्वबिंबाधरौष्ठी। મેઘદૂત) તેમ જ રક્ત પાટલ (ગુલાબ) ને પણ પ્રત્યેક પ્રજા કામોદ્દીપક માને છે. રક્ત વર્ણ આકર્ષક હોવાથી મંત્રશાસ્ત્રમાં પણ વશીકરણના પ્રયોગોમાં મંજિષ્ઠરુધિરાદિ રક્ત પદાર્થોનું વિધાન કર્યું છે. રજોગુણી પુરૂષનાં નેત્ર પ્રાયશઃ વિશેષ રક્ત રહેછે. અને જે પુરૂષના ઓષ્ઠ ઘણું ખરું રક્ત રહે છે તે પુરૂષઉપર શાસ્ત્ર વ્યાભિચારિત્વદોષ મુકે છે.

આંગ્લપ્રજાના સંબંધથી આધુનિક કાલમાં ઘણાં દૂષિત પદાર્થનો પ્રચાર જોવામાં આવે છે. તેમાં 'બ્રેંડી' ( Brandy ) 'પોર્ટ' ( Port ) 'શેમ્પેન' (Champagne,) 'ક્લેરેટ' ( Claret ) વિગેરે અનેક પ્રકારનાં રક્ત મદ્ય, તથા ચાહ ( Tea ) કુંફ ( Coffee ) વિગેરે ઘણા ઉદ્દીપક પદાર્થોનો પ્રચાર રજોગુણની વૃદ્ધિ કરીને અનેક ભાતિ હાનિ કરે એમાં આશ્ચર્ય નથી. માટે Tea, Coffee વિગેરેનો નિષ્પ્રયોજન ઉપયોગ સાધકને દૂષિત કરેછે.

રક્ત પદાર્થોનો માંગલિક પ્રસંગમાં ઉપયોગ શાસ્ત્રવિહિત છે તે આપણે ઉપર કહી ગયા. શુક્રની પેઠે "મંગલ" શબ્દ ગ્રહસૂચક છે તથા શુભવાચક પણ છે એટલો એમાં વિશેષ ચમત્કાર જણાય છે.

રક્ત પદાર્થ વારંવાર ભયનું કારણ થઇ પડે છે. કોઇ પણ પુરૂષનાં ક્રોધાગ્નિપૂર્ણ નેત્રના દર્શનથી સ્વાભાવિક ભીતિની ઉત્પત્તિ થાય છે. માનુષરુધિરના સ્વાદવિનાનો વ્યાઘ્ર

ઘણો ઉન્મત્ત હોતો નથી. વળી ઘણાં પ્રાણિઓ માત્ર રૂધિરના દર્શનથી અતિ ઉન્માદાવસ્થાને પામે છે. અને સિંહાદિ વિકરાલ પ્રાણિઓમાં રૂધિરનો ઘણો જુસ્સો હોવાથી તેઓનામાં રજોગુણની શ્રેષ્ઠ કક્ષા જોવામાં આવે છે. હર્ષથી પુરૂષનું મુખ પ્રફુલ્લ તથા રક્ત રહે છે તેમ શોકાગ્નિથી પણ પુરૂષના મુખઉપર રક્તિમાનાં ચિહ્ન જોવામાં આવે છે. "રજસ્વલા" એ શબ્દવાચ્ય અર્થ પણ પ્રકૃત વિષયનું ઉદાહરણ છે.

હરિત (લીલો) વર્ણ પણ રજઃસૂચક ગણાય છે. એનો અધિપતિ "शुकतनुनिभ" (પોપટના જેવા હરિત વર્ણવાળો) બુધ ગણાયો છે. વૈશ્યમાં રજોગુણનું પ્રાધાન્ય હોય છે તથા તમોગુણની ગૌણતા હોય છે. વૈશ્યપ્રજાનો અધિપતિ બુધ મનાય છે. વૈશ્યપ્રજાનો વૈખરીવ્યાપાર અતિ પ્રસિદ્ધ છે અર્થાત્ વૈશ્યપ્રજામાં વાક્પટુતાની પ્રતીતિ સર્વને જ્ઞાત છે. તેમનો અધિપતિ પણ વાણીમાં ઘણો કુશલ ગણાય છે. श्रीभामिनीभूषण માં સુપ્રસિદ્ધ, વૈશ્યજાતિમાં ઘણે અંશે પ્રસરેલી "બાલમુકુંદદાસ" ની વાણી તથા તેમના અધિપતિ ચંદ્રપુત્ર (બુધ) ની સ્ખલન્તી (બોબડી) વાણીમાં કશો ભેદ નથી.

હવે અંતિમ અર્થાત્ કૃષ્ણ વર્ણવિષે નીચે પ્રમાણે સશાસ્ત્ર વિચાર કરીએ. યથાઃ

अयुक्तः प्राकृतः स्तब्धःशठो नैष्कृतिकोऽलसः ।
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥२८॥ भग०गी०१८अ०

અર્થાત્ ગાફલપણું, અવિવેક, અનમ્રતા, શઠત્વ, પરાપમાન, આલસ્ય, ખેદ, તથા દીર્ઘસૂત્રિપણું એ ધર્મો તમોગુણસૂચક છે. શૂદ્રમાં તમોગુણનું પ્રાધાન્ય હોય છે અને તેમનો વર્ણ પણ કૃષ્ણ હોય છે. બૃહજ્જાતકમાં प्रेष्यःसहस्रांशुजः (અર્થઃ—શનિ પ્રેષ્ય અથવા નોકર છે) તથા भास्करिः कृष्णदेहः (અર્થઃ—ભાસ્કરિ અર્થાત્ સૂર્યનો પુત્ર શનિનો વર્ણ કૃષ્ણ છે) એ વચનદ્વયથી કૃષ્ણવર્ણ તથા તમોગુણનો ગાઢ સંબંધ જણાઈ આવે છે. વળી શનિપ્રધાન જન્મકુંડલીવાળા પુરૂષનો વર્ણ પણ શનિવત્ કૃષ્ણ હોય છે. તમોગુણ સર્વથી કનિષ્ઠ હોવાથી સર્વથી અધમ ધાતુ. લોહ, તેનું સ્વામિત્વ શનિને અર્પાયું છે. અપ્રીતિ, સંકોચ[1], ભીતિ, સંમોહ, શોક, વિગેરે અનેક વૃત્તિનો તમોગુણથી આવિર્ભાવ થાય છે. અતિ કૃષ્ણવર્ણવાળા મનુષ્યના દર્શનથી અપ્રીતિનો ઉદ્ભવ સ્વાભાવિક થાય છે એ વિષે પ્રથમ લખ્યું છે. શ્રીવિષ્ણુ ભગવાનના અંશાવતાર શ્રીકૃષ્ણરામાદિનાં તનુ યદ્યપિ ઘનશ્યામ વર્ણનાં હતાં તદપિ તેઓ પ્રેક્ષકોનાં હૃદયમાં અપ્રીતિનાં અંકુરનો ઉદય ન કરતાં ઉલટાં અપ્રતિમ સ્નેહોદ્ભવ કરે એવાં ત્રિભુવનમોહક હતાં એ વિરોધદર્શનથી કોઈને પ્રકૃત કૃષ્ણ વર્ણના વિચારમાં શંકા થાય તો તેનો પરિહાર નીચેનાં સંક્ષિપ્ત વચનોથી થવો ઘટે છે. પ્રકૃતિ શુદ્ધસત્વા અને મલિનસત્વા એમ ઉભય પ્રકારની છે. અને એ નિયમથી પ્રકૃતિના ગુણત્રયના દ્વિધા ભેદ પાડવા ઘટે છે. પ્રાકૃત જીવોનું ઉપાદાન કારણ મલિનસત્વા પ્રકૃતિ છે પરંતુ શ્રીવિષ્ણુ આદિ ઈશકોટિ તથા દેવકોટિનો આવિર્ભાવ શુદ્ધસત્વા પ્રકૃ

૧ દૂર થવાની ઇચ્છા, દ્વેષ.

તિમાંથી થાય છે. ત્યાં મલિનસત્ત્વા પ્રકૃતિનો તમોગુણ સર્વનિકૃષ્ટ છે. તેથી મલિનસત્ત્વા પ્રકૃતિનો રજોગુણ શુદ્ધતર એ એથિથી શુદ્ધસત્ત્વા પ્રકૃતિનું સાત્ત્વિક દ્રવ્ય સર્વોત્કૃષ્ટ છે એમ નિશ્ચય થાય છે. એથી મલિનસત્ત્વાના સાત્ત્વિક દ્રવ્યકરતાં શુદ્ધ સત્ત્વાનું તામસ દ્રવ્ય અધિક શુદ્ધ છે માટે પૂર્વોક્ત દ્રવ્યમાંથી ઉદય પામેલાં જીવતનુઓથી ઉત્તરોક્ત શુદ્ધ દ્રવ્યમાંથી આવિર્ભાવ પામેલાં તનુઓ કૃષ્ણ વર્ણનાં હોવા છતાં શ્રેષ્ઠ હોય એમાં આશ્ચર્ય નથી, અને શ્રીવિષ્ણુ ભગવાનનાં લીલાતનુઓ તો શુદ્ધસત્ત્વાનાં તામસ દ્રવ્યમાંથી પણ શુદ્ધ તામસનાં, તથા મલિનસત્ત્વાના શુદ્ધસત્ત્વનાં અંતર્બહિરરચિત હોવાથી જગન્મનોહર હોય એ સંભવિત છે.

અતિ કૃષ્ણવર્ણવાળા પદાર્થોના દર્શનથી ઘણી વાર ભીતિ ઉત્પન્ન થાય છે. ગાઢ અંધકારવાળી રાત્રિમાં ઘણા વીરપુરૂષ પણ ભયથી ધ્રુજે છે. આ સ્થલે પુનઃ 'તમસ્' શબ્દના અર્થદ્વય [(૧) અજ્ઞાન અર્થાત્ તામસ દ્રવ્ય (૨) અંધકાર] ની વચ્ચેનો દુર્લંઘ સંબંધ આપણા તત્ત્વવિદ્ પૂર્વજોના યોગ્ય તથા સંબંધસંજ્ઞા આપવામાં ચાતુર્યને સૂચવે છે. વળી ભૂતપિશાચાદિનાં તનુઓ જે કૃષ્ણ વર્ણની પરાકાષ્ઠા છે તેના દર્શનથી અથવા તો વર્ણનથી કેટલા બધા સશક્ત પુરૂષો થરથરે છે! કૃષ્ણ વર્ણ વળી શોકસૂચક પણ ગણાય છે. નિકટ સંબંધિના મરણપ્રસંગે શિરોવસ્ત્ર (પાઘડી) કૃષ્ણ વર્ણનું ધારણ કરવામાં આવે છે. શોકસમયે ગાઢ અજ્ઞાનવાળું તામસ દ્રવ્ય જ સ્ફુરે છે. દરેક પ્રજા શોકસમયે કૃષ્ણવર્ણનાં વસ્ત્રને સ્વભાવથી સંમાન આપે છે. આંગ્લપ્રજા પણ કેટલાંક કૃષ્ણ વર્ણનાં વૃક્ષને 'શોકપિશુન'[1] ગણે છે. Cypress (સાયપ્રેસ) નામનું વૃક્ષ મરણસૂચક છે તથા Willow (વીલો) નામનું વૃક્ષ વિષાદસૂચક છે ઈત્યાદિ અનેક કલ્પનાઓ આંગ્લકવિમાં જોવામાં આવે છે. ગુર્જર ભાષામાં પણ એ પ્રકારનાં અનેક અર્થગર્ભ વચનો આપણે પ્રતિદિન શ્રવણ કરીએ છીએ. "આનું કાળું મેં થયું" "કપાળમાં કાળી ટીલી" એ વિગેરે ઘણાં તત્ત્વસૂચક વચનોથી આપણે અભ્યસ્ત છીએ. "અમુક પુરૂષ કાળો બાલક છે" એ વાક્યના શ્રવણથી જ તે પુરૂષના અંતર્ગત વિષે આપણને નીચ અભિપ્રાય આવે છે.

કૃષ્ણ વર્ણ આસપાસનાં દ્રવ્યોના સંસ્કાર પ્રતિગ્રહણ કરવામાં તેમ જ સ્વસંસ્કાર બાહ્ય દ્રવ્યને આપવામાં અસમર્થ છે. એક શુક્લ વર્ણનો ગોળો તથા અન્ય કૃષ્ણ વર્ણનો ગોળો એ ગોલકદ્વય વચ્ચે જો કોઈ ઉષ્ણ પદાર્થ મુકીએ તો શુક્લ ગોલકમાં કૃષ્ણ ગોલકકરતાં અધિક ઉષ્ણતા પ્રતીત થશે. (Black colour is a bad absorber and therefore a bad radiator). કૃષ્ણ વર્ણના ચાંડાલાદિ પ્રાણિઓને દૃષ્ટિદોષથી હાનિ થવાનો ઘણો અલ્પ સંભવ છે. એ જ નિયમથી બાલકને કંઠે કૃષ્ણ વર્ણનું સૂત્ર તથા બાજરબટ્ટુ વિગેરે કૃષ્ણ પદાર્થો બાંધવામાં આવે છે. નેત્રમાં કજ્જલનો ઉપયોગ પણ દૃષ્ટિદોષનિવારણને અર્થે છે. તેમ જ કોઈ નિમિત્તથી કૃષ્ણ વર્ણના પદાર્થમાં અન્ય સંસ્કાર પ્રવેશ કરે તો તે સંસ્કારની ઝટ નિવૃત્તિ થઈ શકતી નથી કેમકે ઉપર કહ્યા પ્રમાણે કૃષ્ણ પદાર્થો સ્વસંસ્કાર બાહ્ય

૧ શોકસૂચક.

પદાર્થને આપવામાં અસમર્થ છે. હવે પુરૂષના શરીરમાં સહુથી કૃષ્ણ પદાર્થ કેશલોમ હોવાથી એ પદાર્થમાં જો કોઈ દુષ્ટ સંસ્કારને પ્રવેશ થયો હોય તો તે સંસ્કાર યોગ્ય સાધનના સેવનપર્યન્ત તે પુરૂષને પીડ્યાં કરેછે. માટે તે દુષ્ટ સંસ્કારની નિવૃત્તિઅર્થે શાસ્ત્રકારોએ કેશક્ષોરનું વિધાન કર્યું છે. વળી ઘણા નિકટ સંબંધિના મરણસમયે પંચકેશનું મુંડન શોકસંસ્કારને નિવૃત્ત કરેછે

કૃષ્ણ વર્ણ અશુભસૂચક હોવાથી ગૃહાદિ પદાર્થોને રંગવામાં તેનો ઉપયોગ આવતો નથી, કૃષ્ણ વર્ણવાળા કાકવિગેરે પક્ષિનો ગૃહપ્રવેશ અનિષ્ટસૂચક મનાય છે.

અંતમાં ઉપર કહેલા ત્રણ વર્ણનું છિન્નભિન્ન વિવેચન અનુચિત લાગશે નહિ એવી આશા છે. સાં,

(૧) સૂર્યચંદ્રાદિ ગ્રહોને જો સવર્ણ પુષ્પના અર્પણથી સંતુષ્ટ કરવામાં આવે તો તે અધિક ફલ આપે છે.

(૨) પ્રત્યેક ગ્રહની મુદ્રા સ્વવર્ણને અનુસરે છે તેમાં ગુરૂની પીતવર્ણના પાષાણની, મંગલની માણિક્યની, બુધની નીલમણિની (લીલમની), શુક્રની હીરકની, શનિની કૃષ્ણ વર્ણની, રવિની તામ્રવર્ણની અને ચંદ્રની ગૌર વર્ણની એપ્રમાણે સવર્ણ મુદ્રાનું શાસ્ત્ર વિધાન કરે છે.

(૩) યુવાવસ્થામાં રક્ત વસ્ત્ર ( પાઘડી વિગેરે ) ધારણ કરવાની આજ્ઞા છે તથા ઈશ્વરાનુસંધાનને યોગ્ય વાર્ધક્યાવસ્થામાં સત્ત્વસૂચક ગૌર વર્ણનાં વસ્ત્રનું ધારણ કરવું એ આજ્ઞા છે.

(૪) સત્ત્વાધિપતિ શ્રીરૂદ્ર ભગવાનનું તનુ ગૌર વર્ણનું, રાજસાધિપતિ શ્રીબ્રહ્માનું તનુ રક્તવર્ણનું તથા તામસાધિપતિ શ્રીવિષ્ણુ ભગવાનનું તનુ કૃષ્ણ વર્ણનું યોગિઓ અનુભવે છે. આ વિષયસંબંધી વિશેષ જ્ઞાનની ઇચ્છાવાળા વાંચનારે श्रीसुरेशचरित्रમાં અંતિમ સ્ત્રીનું આખ્યાન વાંચવું.

(૫) ગ્રહના દુષ્ટત્વપ્રસંગે સવર્ણ પદાર્થની હાનિ થાય છે અને અનુકૂલત્વપ્રસંગે સવર્ણ પદાર્થની પ્રાપ્તિ થાય છે. ( સૂર્યની અનુકૂલતાએ તામ્રની, ગુરૂની અનુકૂલતાએ સુવર્ણની એ પ્રમાણે. )

(૬) "यत्कृष्णं तदन्नस्य" અર્થાત્ કૃષ્ણરૂપ તે અન્નનું અર્થાત્ પૃથ્વીદ્રવ્યનું છે એ શ્રૌત વચનથી પૃથ્વીનું કૃષ્ણત્વ નિશ્ચિત થાય છે. કૃષ્ણત્વ તામસગુણનું લક્ષણ છે તેથી પૃથ્વીમાં તામસ સંસ્કાર વિશેષ કરીને રહેછે એમ સિદ્ધ થાયછે. એ પૃથ્વીદ્રવ્ય પ્રત્યેક પુરૂષના પાદથી તે જાનુસુધી રહે છે. માટે "પાંઉ બડા સો અકર્મા" એ કહેવત સિદ્ધ થાય છે, કેમકે દીર્ઘ પાદવાળા મનુષ્યમાં ( Longshanks ) પૃથ્વીદ્રવ્યનો અર્થાત્ તામસ દ્રવ્યનો વિશેષ હોય છે. મૂર્દ્ધપ્રદેશ અતિ સૂક્ષ્મ આકાશનું સ્થાન છે અને આકાશદ્રવ્યની અભિવૃદ્ધિ અત્યંત ઇષ્ટ છે માટે "શિર બડા સો સકર્મા" એ પ્રસિદ્ધ કહેવત પણ સ્પષ્ટ થાય છે. કારણ કે મોટા શીર્ષવાળા મનુષ્યમાં પ્રાયશઃ આકાશદ્રવ્યનું આધિક્ય સંભવે છે.

(૭) આ શુક્લરક્તાદિ વર્ણ વાતપિત્ત અને કફ એ ત્રિદોષના હીન, મિથ્યા અને અતિમાત્ર યોગયોગે, તે તે દોષોની રોગનિરૂપણ સમજાવવા કરવામાં તથા તે તે દોષો-

ની વિષમતા ન થવા દેવામાં સાહાય્યક છે એ વૈદકશાસ્ત્રે વસ્ત્રધારણમાં વિધાન કરેલા નિયમોથી સ્પષ્ટ થાયછે. ત્યાં રક્ત વર્ણનાં વસ્ત્ર વાયુ તથા કફને હરનાર હોવાથી ૧શીતકાલમાં, કાષાય વસ્ત્ર પિત્તને હણનાર હોવાથી ×ઉષ્ણકાલમાં અને શુભ્રવસ્ત્ર શીતઆતપનાં નિવારક તથા સમશીતોષ્ણ હોવાથી †વર્ષાઋતુમાં પરિધાન કરવાં એ હિતકર ગણાયું છે. વળી નિર્મલ અને નવીન વસ્ત્ર કીર્તિપ્રદ, કામોદીપક, આયુર્વર્ધક, સૌંદર્ય તથા આનંદને વધારનારાં, ત્વચાને હિતકર, સર્વને વશ કરનાર, અને રુચિજનકછે* એમ, વર્ણના તત્ત્વને જાણનાર વિદ્વાનો વર્ણવી ગયા છે.

અત્રત્યની તત્ત્વવિત્ પુરૂષો જેમ વર્ણનો વિધિપૂર્વક કરેલો ઉપયોગ વ્યાધિની નિવૃત્તિમાં તથા રોગોની સમઅવસ્થા રક્ષવામાં હેતુભૂત ગણેછે તેમ પાશ્ચિમાત્ય તત્ત્વશોધકોએ પણ વ્યાધિનિવૃત્તિમાં વર્ણના વિવિધ પ્રયોગ કરી તેના ગુણાવગુણનો અનુભવ કર્યો છે. અને વૈદ્યવિધાની તે ભૂમિમાં આજપર્યંત પ્રચલિત વિવિધ +પદ્ધતિઓમાં, વર્ણથી વ્યાધિ નિવૃત્ત કરવાની પદ્ધતિને Chromopathy નામ આપીને તેના વિવિધ નિયમો સ્થાપ્યા છે.

(૮) 'વર્ણ' શબ્દથી વાણીસ્થાનથી થતા વિવિધ ભાવસૂચક ઉચ્ચાર અર્થાત્ 'વૈખરી'

---

१ कौशेयौर्णिक वस्त्रं च रक्तवस्त्रन्तथैव च
वातश्लेष्म हरन्तत्तु शीतकाले विधारयेत् ॥१॥

× मेध्यं सुशीतम्पित्तघ्नं कषायं वस्त्र मुच्यते
तद्धारये दुष्णकाले तत्रापि लघुशस्यते ॥२॥

† शुक्लन्तु शुभदं वस्त्रं शीतातप निवारणम्
न चोष्णन्न च वा शीतन्तत्तु वर्षासु धारयेत् ॥३॥

* यशस्यङ्काम्य मायुष्यं श्रीमदानन्दवर्द्धनम्
त्वच्यं वशीकरं रुच्यं नवनिर्मल मम्बरम् ॥४॥

અર્થ—રેશમી વસ્ત્ર, ઉનનાં વસ્ત્ર, અને રક્તવર્ણનાં વસ્ત્ર, વાયુ તથા કફને હરનાર છે, માટે શીતકાલમાં એવાં વસ્ત્ર ધારણ કરવાં જોઇએ. ૧

કાષાયવસ્ત્ર પવિત્ર છે, ટાઢાં છે અને પિત્તઘ્ન છે, તેથી કરીને ઉષ્ણકાલમાં એવાં વસ્ત્ર ધારણ કરવાં. તેમાં પણ ઝીણાં અને હલકાં વસ્ત્ર શ્રેષ્ઠ છે. ૨

શુક્લ વસ્ત્ર શુભદાતા છે. શીત તથા આ તપનું નિવારણ કરનારાં છે, અને ઉષ્ણ નથી તેમ શીત, પણ નથી માટે વર્ષાઋતુમાં એવાં વસ્ત્ર પરિધાન કરવાં. ૩

નિર્મલ અને નવાં વસ્ત્ર યશ આપે છે, કામને પ્રદીપ્ત કરે છે, આયુષ્યને વધારે છે, શોભાયુક્ત હોય છે, આનંદ વધારેછે, ત્વચાને હિતકારી છે, મનુષ્યોને વશ કરનાર છે અને રુચિ ઉપજાવનાર છે. ૪

+જેવી કે Allopathy, Homœopathy, Electro-homœopathy, Terra pathy, Curapathy વિગેરે.

એ અર્થનું વહન થાય છે, અને એ અર્થનો તથા વર્ણશબ્દના સામાન્ય અર્થનો નીચે પ્રમાણે સરહસ્ય સંબંધ છે. ત્યાં સ્થૂલ દૃષ્ટિથી જણાતાં પૃથ્વીઅપાદિ સ્થૂલ ભૂતો આકાશાદિ સૂક્ષ્મ ભૂતનાં કાર્ય હોવાથી પૃથ્વીઆદિમાં રહેલા સ્થૂલ રંગો સૂક્ષ્મ રૂપે આકાશાદિ કારણમાં હોવા સંભવે છે, અને તત્ત્વની સ્થૂલ રૂપે તથા સૂક્ષ્મ રૂપે ધારણા કરનાર સાધકો આ સૂક્ષ્મ તત્ત્વોના સૂક્ષ્મ વર્ણો પોતાને પ્રાપ્ત થયેલી બલવત્તર સૂક્ષ્મ દૃષ્ટિથી કરામલકવત્ અનુભવેછે. આમ હોવાથી 'શબ્દ' સૂક્ષ્મ વર્ણાત્મક અર્થાત્ રંગયુક્ત હોય એમાં કાંઈ આશ્ચર્ય નથી. નેત્રના અમુક પ્રકારના તીવ્ર સામર્થ્યવાળા પુરૂષો, મનુષ્યોના વદનમાંથી નિકળતા આ શબ્દસમૂહને વિવિધ વર્ણોથી વેષ્ટિત થયેલા પ્રત્યક્ષ જુએ છે. સત્ત્વપ્રધાન અંતઃકરણની સ્થિતિસમયે મનુષ્યમુખમાંથી નિકળતા આ શબ્દો મનોહારી, શુભ્ર અને દિવ્ય વર્ણવાળા હોય છે, રજપ્રધાન સ્થિતિસમયે વદનમાંથી વહેતા એ શબ્દો ચિત્રવિચિત્ર વર્ણવાળા હોય છે, અને તમસપ્રધાન દશાકાલે મુખમાંથી નિસરતા એ શબ્દો કૃષ્ણવર્ણવાળા, ભયને ઉપજાવતા અને કોઇ કોઇ પ્રસંગે બીભત્સ આકૃતિવાળા હોય છે. અંતરમાં કપટભાવવાળા તથા બહારથી મૃદુ વચન વદનારા મનુષ્યોનાં અંતઃકરણમાં દ્વિધા વ્યાપાર વર્તતો હોવાથી તેમના વડે ઉચ્ચરાએલા શબ્દો ઉભય વર્ણવાળા અર્થાત્ અર્ધશુભ્ર અને અર્ધકૃષ્ણ હોય છે અને તેથી કરીને પૂર્વોક્ત વિલક્ષણ શક્તિવાળા પુરૂષો વક્તાના અંતઃકરણની તેની વાણીમાત્રથી યથાર્થ પરિક્ષા કરી શકે છે.

॥ ॐ शुभंभवतु ॥

---

## ॥ तोटक ॥

( અનુસંધાન પૃષ્ટ ૧૧૮ થી )

नपरस्परमग्निगुणोऽग्निगतोविषयत्वमुपैतिकदाचिदपि ।
नहिवह्निरपिस्वगुणांस्वगतंविषयीकुरुतेस्वगुणेनभुवि ॥२४॥

**शब्दार्थ**—અગ્નિવિષે રહેનાર તેના ગુણો કદાપિ પરસ્પરને વિષય કરતા નથી તેમ જ આ લોકમાં વહ્નિ પોતે પોતાના એક ગુણવડે પોતાને વિષે રહેનાર અન્ય ગુણને વિષય કરતો નથી.

**टीका**—ગયા શ્લોકમાં જે ન્યાય બતાવ્યો તેને પ્રતિષ્ઠિત કરવા સારૂ પ્રયત્ન ઉદાહરણ આપેછે. અગ્નિવિષે મુખ્ય બે ગુણ છે, એક ઉષ્ણતારૂપ ગુણ તથા બીજો પ્રકાશરૂપ ગુણ. એ બંને ગુણો અન્યોન્યને વિષય કરતા નથી એટલે એકબીજાને જાણી શકતા નથી. વળી અગ્નિ પોતે પ્રકાશરૂપ ગુણવડે ઉષ્ણ ગુણને પ્રકાશિત કરતો નથી. તેથી ગુણી ગુણનો જ્ઞાનવિષય નથી અને ગુણ ગુણીનો વેદ્ય નથી. દાર્ષ્ટાન્તિકમાં પણ તેમ જ હોવું ઘટે એટલે આત્મા અહંકારને ન જાણે અને અહંકાર આત્માને ન જાણે. પરંતુ પ્રત્યક્ષ પ્રમાણથી એ વાત સાબિત છે. તેથી અહંકાર આત્માનો ગુણ નથી.

कणभुग्यमचीक्लृपदात्मगुणं गुणपूगमनित्यमनात्मगुणम् ।
अनयैवदिशासनिराक्रियतां नहिनित्यमनित्यगुणेन गुणि ॥२५॥

**शब्दार्थः**—અનાત્મ બુદ્ધિના જે અનિત્ય ગુણસમૂહને કણાદ મુનિએ આત્માના ગુણતરીકે કલ્પ્યા, તે ઉપર બતાવી તે જ રીતિએ નિરાકરણ થવા દો. વિશેષમાં અનિત્ય ગુણવડે નિત્ય વસ્તુ ગુણિ થતી નથી.

**टीका**—અહંકારને આત્માનો ગુણ ન ગણવો, કેમકે તેમ થવાથી અહંકાર આત્માનો જ્ઞાનવિષય થાય નહિ. "હવે આ પ્રસંગમાં આવી પડેલા ભેદવાદીના મતનું ખંડન ગ્રંથકાર કરે છે. "સિદ્ધાન્તીએ આત્માનું વાસ્તવિક નિર્ગુણત્વ સ્થાપવાનો ઉપક્રમ કર્યો છે તે યોગ્ય નથી, કારણ કે વૈશેષિકશાસ્ત્રપ્રણેતા કણાદ મુનિ આત્માને ગુણી ધારે છે"—આ પ્રકારની આશંકા ઉત્પન્ન કરી તેનું પ્રત્યુત્તર પ્રસ્તુત શ્લોકમાં આપેછે.

ષડ્દર્શનોમાં વૈશેષિક દર્શન પ્રથમ ગણાય છે. તે દર્શનના સૂત્રના પ્રણેતા કણાદ મુનિ થઇ ગયા છે. કણાદમુનિ સપ્ત પદાર્થથી જગતની સ્થિતિ કલ્પેછે. તે દ્રવ્ય, ગુણ, કર્મ, સામાન્ય, વિશેષ, સમવાય અને અભાવ છે. તેમાં ગુણની સંખ્યા ૨૪ છે. જો કે સૂત્રકાર (વૈ૦ સૂ૦ ૧–૧–૬) તો સોળ ગુણ બતાવે છે, તો પણ વૈશેષિક મતાનુસારીઓ બીજા આઠ ગુણ ઉમેરેછે. મૂળ શાસ્ત્રકાર—બુદ્ધિ, ઇચ્છા દ્વેષ, પ્રયત્ન, ધર્મ અને અધર્મ એટલાને આત્માના વિશેષ ગુણ તરીકે માનેછે. ન્યાયશાસ્ત્ર પણ આ પક્ષનો અંગીકાર કરેછે. ન્યાયવૈશેષિક દર્શનોમાં બુદ્ધિ એ જ્ઞાનનો અપર પર્યાય છે. સિદ્ધાન્તમાં તો એ અંતઃકરણની વૃત્તિરૂપે ગણાયછે. તેથી અનાત્મા છે. જ્ઞાન–બુદ્ધિ–આત્માનો ગુણ છે; અને તેને અનુસારે નિત્ય જ્ઞાનવાન્ ઈશ્વર છે, તથા અનિત્ય જ્ઞાનવાન્ જીવાત્મા છે, એવી કલ્પના ન્યાયવાળાઓએ કરી છે. સિદ્ધાન્તપક્ષમાં તો જ્ઞાન આત્માનું સ્વરૂપ છે. જેમ ઉષ્ણતા અગ્નિનું સ્વરૂપ છે તેમ—विज्ञानमानन्दंब्रह्म.

આ પ્રમાણે પ્રસ્તુત વિષયમાં ઉપયોગી પૂર્વ પક્ષીનું મત છે. તે વાસ્તવિક નથી. કારણ કે આત્માને બુદ્ધિ ઇચ્છા વિગેરે ગુણોથી ગુણી ગણીએ તો અહંકારપ્રકરણમાં જે દોષ આવ્યો તે દોષ ઉત્પન્ન થાય. એટલે બુદ્ધિ વિગેરે આત્માના દશ્ય થાય નહિ, જે વાત પ્રત્યક્ષ પ્રમાણથી બાધિત છે. અન્ય હેતુથી પણ આત્માનું સગુણ સ્વરૂપ નથી. તે હવે સિદ્ધ કરે છે. અનુમાનપ્રયોગ નીચે પ્રમાણે પ્રવર્તે છેઃ—

આત્મા નિર્ગુણ છે; નિત્ય વસ્તુ અનિત્ય ગુણથી ગુણિ થતી નથી.
જે જે નિર્ગુણ નથી તે તે અનિત્ય ગુણથી ગુણિ થાય છે; જેમ ઘટ વિગેરે.
આત્મા તેવો નથી.
તેથી તે નિર્ગુણ છે.

અત્ર અનિત્ય ગુણ એટલે કેવો તેનો વિચાર કરવો જોઈએ. જ્યાં સુધી દ્રવ્ય રહે ત્યાં સુધી તદ્ગત ગુણ પણ રહે. જેમ પટગત શુક્લત્વ આશ્રયના નાશથી નાશને પામેછે, એટલે શુક્લત્વ એ અનિત્ય ગુણછે. ન્યાયવાદી એમ કહે કે આત્મા નિત્યછે તેથી તદ્ગત બુદ્ધિ આદિ ગુણ પણ નિત્ય છે, એટલે "નિત્ય વસ્તુ અનિત્ય ગુણથી ગુણિ થતી

નથી" એવો હેતુ ધરે નહિ. પરંતુ આ તકરાર વિચારપુરઃસર નથી, કેમકે ઉભય વાદી આત્માનો મોક્ષ સ્વીકારેછે. તેથી મોક્ષકાળે આત્માના ઇચ્છાદિ ગુણો નષ્ટ થવા જ જોઇએ, એટલે તે અનિત્ય જ ઠરે. નિત્ય ગણવામાં અનિર્મોક્ષ પ્રસંગ આવી પડે, જે ઉભય પક્ષને ગ્રાહ્ય નથી. બીજી વાત લક્ષમાં એ લેવાની કે આત્માનો વાસ્તવિક બંધ મોક્ષ થતા પહેલાં હોયછે એમ ન્યાયવાદીઓ માનેછે. સિદ્ધાન્તમાં તો તે આધ્યાસિકછે એટલે મોક્ષ વસ્તુતઃ સર્વથા સિદ્ધ જ છે. પૂર્વ પક્ષે મોક્ષમાં અનિત્ય દોષ ધરે, સિદ્ધાન્તમાં તેમ બને નહિં.

હવે પૂર્વપક્ષી સિદ્ધાન્તીના હેતુને ખોટો ઠરાવવા એમ પ્રતિપક્ષ હેતુ લાવે કે અનિત્ય ગુણથી નિત્ય વસ્તુ ગુણી થાયછે, જેમ આકાશ. આ હેતુ શ્રુતિપ્રમાણથી ઢ્રાધિતછે એટલે ગ્રંથકારનો પૂર્વ હેતુ અબાધિત છે અને તેથી અનુમાન પણ યથાર્થછે— આ અર્થ પ્રતિપાદન કરવા સાર આવતો શ્લોક પ્રવર્તેછે.

वियतःप्रभवंभवदांति यतः श्रुतयोबहुशः खमनित्यमतः ।
उपमान मनित्यगुणं वियतो नहिनित्य मिहास्तिकणादकृते ॥२६॥

शब्दार्थ—શ્રુતિઓ વારંવાર આકાશની ઉત્પત્તિ કહેછે, તેથી આકાશ અનિત્યછે. અત્ર કણાદ મુનિના સિદ્ધાન્તમાં આકાશ શિવાય અન્ય અનિત્ય ગુણવાળી નિત્ય વસ્તુ ઉદાહરણ તરીકે રહે તેમ નથી.

टीका—નિત્ય વસ્તુ અનિત્ય ગુણવડે ગુણી યતી નથી— આ સિદ્ધાન્તનો હેતુ જે ગયા શ્લોકમાં યોજેલો છે તે અયોગ્યછે. કારણ કે શબ્દરૂપ અનિત્ય ગુણવડે આકાશરૂપ નિત્ય વસ્તુ ગુણી છે એમ વૈશેષિકમતાનુસારીઓ માનેછે. કણાદ મુનિના સિદ્ધાન્તમાં નવ દ્રવ્ય કલ્પ્યાંછે.— ૧ પૃથ્વી, ૨ જલ, ૩ તેજસ્, ૪ વાયુ, ૫ આકાશ, ૬ કાલ, ૭ દિક્ ૮ આત્મા, અને ૯ મનસ્. તેમાં પ્રથમના ચારનાં પરમાણુઓ અને બાકીનાં પાંચ દ્રવ્યો નિત્ય દ્રવ્ય તરીકે ગણાયછે.

પ્રતિવાદીના પ્રતિપક્ષ હેતુની અયોગ્યતા હવે ગ્રંથકાર દર્શાવેછે. આકાશ તત્ત્વને ન્યાય વૈશેષિકવાળા નિત્ય ગણેછે તે શ્રુતિથી કેવળ વિરુદ્ધ છે; કારણકે જો તે નિત્ય હોય તો તેની ઉત્પત્તિ દિર્તિપિણી શ્રુતિ પ્રબોધે નહિ, અને એ તો સર્વમાન્ય સિદ્ધાન્ત છે કે જેનો આદિ- ઉત્પત્તિ-છે તેનો અંત- નાશ-પણ હોય જ. એટલે આકાશ પ્રથમતો અનિત્ય ઠર્યું અને તેથી પ્રતિવાદીનો હેતુ પણ અયોગ્ય ઠર્યો. આકાશાદિ ઉત્પત્તિમાં પ્રમાણભૂત વેદવાક્ય આ પ્રકારનાં છે.

तस्माद्वा एतस्मादात्मन आकाशःसंभूतः । आकाशाद्वायुः । वायोरग्निः अग्नेरापः । अद्भ्यःपृथिवी. (तैत्तिरीयोपनिषद्—ब्रह्मानन्दवल्लि.)

"તે જ આત્મતત્વમાંથી આકાશ ઉત્પન્ન થયું, આકાશથી વાયુ, વાયુથી તેજ, તેજથી જલ, જલથી પૃથિવી."

(અપૂર્ણ.)




रूप (पुस्तक) ४-आपाढ कृष्ण १४ सं० १९४८ दर्शन (अंक) ९.

॥ ॐ श्रीं ॥

# जगत्‌नी अनित्यताना निश्चयपूर्वक जीवोना कर्तव्यविषे.

પદ. મારૂ.

સુજન જગ છોડીને જાવું રે, વૃથા શીદ મનમા મુઝાવું. ટેક.
જે જન્મ્યું તે જણાતું જાવું, દુ:ખ કહો કોનું ગાવું, સુજન૦ ૧
કાલની ચોટ સદા શિર વાગે, ગમે કેમ પીવું ને ખાવું, સુજન૦ ૨
પ્રતિક્ષણમા મૃત્યુની અપેક્ષા, ગણના ક્યા ધાવું, વૃથા૦ ૩
જ્યાં ત્યાં જન્મમરણ સાભળવું, નથી ત્રીજું કાંઇ થાવું, વૃથા૦ ૪
આયુષ્ માગી નથી મેળવવું, નથી મૃત્યુ કદી ન્હાવું, વૃથા૦ ૫
ષડ્રિપુ તાપ દીએ ભીતર, ગુરૂ,—જ્ઞાને હૃદય છાવું, સુજન૦ ૬
વસ્તુવિવેકવિચારથી વીરો, ભયથી મુકાવું, વૃથા૦ ૭
અવર બળે દુ:ખથી નથી છુટવું, છે ધર્મથી છુટાવું, સુજન૦ ૮
દશ દિશ કાળની આણ જ વર્તે, જઇ ક્યા સંતાવું, વૃથા૦ ૯
આતર જલે ચિત્ત શુદ્ધ ન થાવું, જ્ઞાનજલે નહાવું, વૃથા૦ ૧૦
ઉત્તમ જન્મ મળ્યો તો તૃષિતને, હરિજલ પી પાવું, વૃથા૦ ૧૧
સુહજ વિચારથી મુક્ત થવું, શીદ—મિથ્યા રીબાવું, વૃથા૦ ૧૨
જે જે મળે તે જરૂર જવાનું, કહો શામાં લોભાવું, સુજન૦ ૧૩
સારરહિત આ ભવસાગરમાં, છે જ્ઞાન જ કમાવું, સુજન૦ ૧૪
કો કોનું સંગી નથી અંતે, કાં પ્રેમમાં પૂરાવું, સુજન૦ ૧૫
આશાપાશ ધરી જગમાં શીદ,—મિથ્યા ગુંચાવું, સુજન૦ ૧૬
પરવશ દુ:ખમાં વમી હાવાં શું, અર્થે જ ફુલાવું, સુજન૦ ૧૭

સુખઆશા ધરી ત્રિવિધિ તાપથી, ક્યાં લગી તવાવું, સુજન૦ ૧૮
નૃસિંહ પ્રભુપદ કોટિ વિચારથી, યોગ્ય ગણ્યું રહાવું, તૃથા૦ ૧૯

---

## ॥ वेदान्तसार ॥

(અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ટ ૯૮ થી.)

નિશ્ચય થાય છે. આપણે જોઇએ છીએ કે જે જે પદાર્થો સ્થૂલ હોય છે તે સર્વે કાર્યરૂપ હોય છે. ઘટપટાદિ પદાર્થો સર્વ સ્થૂલ છે અને કાર્યરૂપ પણ છે, તેથી જ્યાં અનિત્યત્વ આપણને નિઃસંશય સિદ્ધ છે ત્યાં સર્વ સ્થળે સ્થૂલત્વ એ તે પદાર્થોનું કાર્યત્વ સૂચન કરનાર લિંગ છે, એ આપણને જણાય છે. તો એ નિયમથી જ્યાં જ્યાં સ્થૂલત્વ હોય ત્યાં ત્યાં કાર્યત્વ હોય એમ માનવું ઘટે છે. એ નિયમથી જોતાં સૂર્ય, ચંદ્ર, પૃથ્વી વિગેરે સર્વે પદાર્થો સ્થૂલ હોવાથી કાર્યરૂપ જ હોવા ઘટેછે અને કાર્યરૂપ હોય તો પછી અનિત્ય છે એ તો સુસિદ્ધ છે. તેથી એ રીતે સૂર્ય, ચંદ્રાદિ પદાર્થો પણ અનિત્ય છે એ સહજ જાણી શકાય છે. એ જ નિયમથી પૃથ્વી, જલ, તેજ, વાયુ અને આકાશના અણુઓ જેમને મંદાધિકારીમાટે મુખ્યત્વે કરી લખાયેલા ન્યાયશાસ્ત્રમાં આપેક્ષિક અણુ હોવાથી પરમાણુ કહ્યા છે છતાં જેમાં પંચતન્માત્રા, પ્રકૃતિ અને બ્રહ્મ અનુગત થયેલાં હોવાથી જે વાસ્તવે સ્થૂલ છે તે પણ કાર્યરૂપ છે એ સહજ સિદ્ધ થાય છે. તેમ જ અન્ય રીતે જોઇએ તો જે જે પદાર્થો પરિચ્છિન્ન પરિમાણવાળા હોય છે તે સર્વે કાર્યરૂપ હોય છે એ આપણને ઘટપટાદિ અસંખ્ય પદાર્થોથી સિદ્ધ થાય છે. એ નિયમથી જોતાં સૂર્ય, ચંદ્ર, પૃથ્વી, પંચવિધ પરમાણુઓ, તન્માત્રા, બ્રહ્માવિગેરે ત્રિવિધ અહંકાર, ક્ષોભ પામેલી પ્રકૃતિરૂપ મહત્તત્ત્વ, અને સામ્યાવસ્થાવાળી પ્રકૃતિરૂપ પ્રધાન એ સર્વ પદાર્થો પરિચ્છિન્ન પરિમાણવાળા હોવાથી અનિત્ય ઠરેછે. અન્ય રીતે જોઇએ તો જે જે પદાર્થ પરિણામી ઉપાદાનકારણ હોય છે જેમકે મૃત્તિકા વિગેરે–અથવા તો જે પદાર્થ એ પરિણામી ઉપાદાન કારણના કાર્યરૂપ હોય છે તે સર્વ કાર્યરૂપ છે અને તેથી અનિત્ય છે. આ નિયમ મૃત્તિકા, તંતુ વિગેરે કારણોથી તથા ઘટ, પટ વિગેરે કાર્યથી સિદ્ધ થાય છે. એ નિયમથી જોતાં સૂર્ય, ચંદ્રાદિ પદાર્થો, અર્થાત્ પ્રધાનસહિત સર્વ પદાર્થો કાર્યરૂપ છે અને તેથી અનિત્ય છે એ સિદ્ધ થાય છે. આ વિગેરે અનેક હેતુથી તપાસતાં આખો વિશ્વપ્રપંચ અનિત્ય છે એ જ સિદ્ધ થાય છે અને કાર્યત્વનાં લિંગરૂપ સ્થૂલત્વ, મર્યાદાવાળું પરિમાણ, તથા પરિણામી ઉપાદાનપણું હોવાથી જે પદાર્થમાં એ લિંગો નહિ હોય તે જ માત્ર નિત્ય ઠરે, અર્થાત્ જે પદાર્થ સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે, જે અમર્યાદ પરમતત્ત્વ છે, તથા જે કોઈનું પણ પરિણામી ઉપાદાન નથી તે જ નિત્ય છે. એ પ્રકારનું તત્ત્વ જ બ્રહ્મ કહેવાય છે. શ્રુતિ

इन्द्रियेभ्यः परा ह्यर्था अर्थेभ्यश्च परं मनः । मनसस्तु परा बुद्धि र्बुद्धे रात्मा महान्परः॥महतः परमव्यक्त मव्यक्तात्पुरुषः परः। पुरुषान्न परं किंचित् सा

**काष्ठा सा परा गतिः ॥** ઇન્દ્રિયોકરતાં પંચભૂતનું ઉપાદાન કારણ હોવાથી શબ્દાદિ તન્માત્રારૂપ અર્થ સૂક્ષ્મ છે, એ તન્માત્રાકરતાં પણ અંતઃકરણ વા મન અધિક સૂક્ષ્મ છે, અંતઃકરણકરતાં તેના કારણરૂપ ત્રિવિધ અહંકારના અણુઓ અધિક સૂક્ષ્મ છે, એ અહંકારકરતાં પણ ક્ષોભ પામેલી માયા અધિક સૂક્ષ્મ છે, તેના કરતાં પણ સામ્યાવસ્થાવાળી માયા અધિક સૂક્ષ્મ છે. અને એ સામ્યાવસ્થાવાળી માયાકરતાં પણ પુરુષરૂપ બ્રહ્મતત્ત્વ અધિક સૂક્ષ્મ છે. એ તત્ત્વકરતાં કોઇ પદાર્થ અધિક સૂક્ષ્મ નથી પણ એ જ સર્વથી અધિક સૂક્ષ્મ છે-ઈત્યાદિ વચનથી બ્રહ્મતત્ત્વને જ નિરતિશય સૂક્ષ્મ કહે છે. તેમ જ પૂર્વે ઉદાહૃત કરેલી શ્રુતિથી બ્રહ્મ સર્વગત છે વિભુ છે ઇત્યાદિથી એ જ અમર્યાદ પરમતત્ત્વ છે એ પણ સિદ્ધ થાય છે. અને **जन्माद्यस्ययतः** દશ્યમાન જગતનાં જન્મ, સ્થિતિ અને નાશ જેનાથી અને જેમાં થાય છે એ શ્રી બાદરાયણ સૂત્ર તથા

**यतो वा इमानि भूतानि जायन्ते येन जातानि जीवन्ति यं प्रयन्त्यभिसंविशन्ति तद्विजिज्ञासस्व तद्ब्रह्म ।**

જેમાંથી આ સર્વ વિશ્વપ્રપંચ ખડો થાય છે, તથા જેમાં એ સ્થિતિને પામે છે તથા અંતે જેમાં પુનઃ લયને પામે છે ઇત્યાદિ શ્રુતિવાક્ય, તથા આ સર્વ જગત્ જેનું ઉપાદાન કારણ હું છું. તે સર્વ મારામાં નથી અને હું એમાં પણ નથી ઇત્યાદિ અર્થનાં બોધક શ્રી ગીતાવાક્યો બ્રહ્મતત્ત્વને જ આ વિશ્વપ્રપંચનું વિવર્તઉપાદાન કહી વર્ણ્યું છે. તેથી બ્રહ્મતત્ત્વ નિરતિશય સૂક્ષ્મ છે, અમર્યાદ છે, અને કોઇનું પણ પરિણામી ઉપાદાન નથી માટે નિત્ય છે એ સિદ્ધ થાય છે.

આપ્રમાણે સર્વજ્ઞ બુદ્ધિથી તથા અલ્પજ્ઞ બુદ્ધિથી નિત્ય વસ્તુ બ્રહ્મ છે અને સર્વ જગત્ અનિત્ય પદાર્થ છે એ સિદ્ધ થાય છે. એ પદાર્થોને જેમ છે તેમ જાણવા અર્થાત્ એ બન્નેનું યથાર્થ ભેદજ્ઞાન નિત્યાનિત્યવસ્તુવિવેક છે. એ નિત્યાનિત્યવસ્તુવિવેકને કાર્યકારણવિવેક, દૃષ્ટાદૃશ્યવિવેક, સદસત્ વિવેક વિગેરે વિવિધ નામોથી શાસ્ત્રમાં વર્ણન કર્યો છે. કાર્યકારણવિવેક પણ આ જ વિવેકનું નામ છે કારણ કે કાર્ય શબ્દથી પ્રકૃતિસહ સંપૂર્ણ વિશ્વપ્રપંચનું ગ્રહણ કરાય છે અને કારણ શબ્દથી સમગ્ર કાર્યનું જે વિવર્ત ઉપાદાન કારણ બ્રહ્મતત્ત્વ તેનું ગ્રહણ થાય છે. એ બેનો વિવેક તે કાર્યકારણનો વિવેક છે અને તે જ નિત્યાનિત્યવસ્તુવિવેક છે. તેમજ દૃષ્ટા એટલે જ્ઞાનસ્વરૂપ જે નિર્વિશેષ દ્રવ્યરૂપ બ્રહ્મતત્ત્વ જે બુદ્ધિવૃત્તિના દૃષ્ટારૂપે અજ્ઞાનદશામાં મનાયું છે તે તથા તેનાથી જણાતું પ્રધાનથી માંડીને તે અંત્યાવયવી દ્રવ્યપર્યન્તનું સમગ્ર જગત્ તે દૃશ્ય છે. એ બેના ભેદનું જ્ઞાન તે દૃષ્ટાદૃશ્યવિવેક છે. તેમ જ સંપૂર્ણ જગત્ તેના પરિણામી ઉપાદાનરૂપ પ્રકૃતિસહિત વાસ્તવે અત્યંત અલીક છે તેથી અસત્ શબ્દથી ગ્રહણ કરાય છે અને ચિન્માત્ર નિર્ગુણ બ્રહ્મ સદા સર્વદા એક રૂપમાં જ રહેનાર હોવાથી, સત્પદથી ગ્રહણ કરાય છે. એ બેનો વિવેક તે સદ્અસદ્ વિવેક છે. તેથી એ સર્વ વિવેક પણ નિત્યાનિત્ય વસ્તુવિવેકનાં જ નામ છે, એ સ્પષ્ટ દેખાય છે.

આ રીતે 'આ વાક્યથી વિરાગના સાધનરૂપ નિત્યાનિત્યવસ્તુવિવેકનું સ્વરૂપ પ્રતિપાદન કર્યું. તેમાં એ શંકા થાય છે કે અમુક વસ્તુ નિત્ય છે અને અમુક વસ્તુ અનિત્ય છે એ જ્ઞાનથી વિરાગ કેવી રીતે થાય? અર્થાત્ અમુક વસ્તુ અનિત્ય છે એટલાથી તે વસ્તુપ્રતિ વિરાગ કેવી રીતે થાય? એટલું જ નહિ પણ કદાચ એમ માનીએ કે અમુક વસ્તુ અનિત્ય છે' એ પ્રકારના જ્ઞાનથી વિરાગ થાય તોપણ તે અનુભવથી બાહ્ય છે. જો અનિત્યતાના જ્ઞાનથી વિરાગ થતો હોય તો ગ્રંથો વાંચનાર અસંખ્ય પુરુષોને વાંચનારાઓને વિરાગ થવો જોઇએ. પણ તેમ તો છે નહિ. અનેક વર્ષપર્યન્ત શાસ્ત્રના અધ્યયનમાં જ મચી રહેલા અસંખ્ય પુરુષો આરૂઢ રાગવાળા દૃષ્ટિગોચર થાય છે. અને ત્રીજું તો એ કે એ પ્રકારનો વિવેક કર્તવ્ય જ નથી. કારણ કે અનિત્યતાના જ્ઞાનથી વિરાગ થાય તો શ્રી કૃષ્ણ, રામ વિગેરે લીલાવતારોનાં ભૌતિક તનુઓ જેને ખરું જોતાં ઇષ્ટ માનવાં ઘટે છે તેમના પ્રતિ પણ વિરાગ થવાનો અને એ પરિણામ તો સાધકને અનિષ્ટ છે. તેથી કાં તો વિરાગ થનો જ નથી અને કદાચ થતો હોય તોપણ તે અનિષ્ટ થઇ પડવો સંભવે છે. તેથી વિવેકને સાધનરૂપે ગણવો અયોગ્ય છે.

આ ત્રણ શંકાનાં ઉત્તર નીચે પ્રમાણે:—પ્રથમ જે કહ્યું કે અમુક પદાર્થ અનિત્ય છે એ જ્ઞાનથી વિરાગ થવો સંભવનો નથી તે યોગ્ય નથી, કારણ કે પ્રથમ તો અનિત્યત્વ એ પદાર્થગત દોષ માત્રનું ઉપલક્ષક છે. એટલે સાધકે કેવલ અનિત્યતાનું જ્ઞાન જ મેળવવાનું નથી પણ અનિત્યતાની સાથે દૃશ્ય સંપૂર્ણ પદાર્થના અન્ય દોષોનું જ્ઞાન પણ મેળવવાનું છે. તેમાં પ્રધાનપણે એ પદાર્થોની દુઃખરૂપતા જાણવી જોઇએ. ત્યાં વિવેકીને જગત્ દુઃખરૂપ છે એમ સ્પષ્ટ રીતે જણાય છે. ત્યાં सर्वं परवशं दुःखं सर्वं मात्मवशं सुखं। एतद्विद्यात् समासेन लक्षणं सुखदुःखयोः। જે જે પરાધીન છે તે સર્વ દુઃખ છે તથા જે જે સ્વાધીન છે તે સર્વ સુખ છે, એ સંક્ષેપે કરીને સુખદુઃખનાં લક્ષણ છે એ શ્રી મનુ ભગવાનના લક્ષણપ્રમાણે તો વિષયસુખ પણ વિષયાદિને અધીન હોવાથી અર્થાત્ ભોક્તાથી અન્ય જે ભોગ્ય તેને અધીન હોવાથી પરાધીન છે અને તેથી દુઃખના લક્ષણથી આક્રાન્ત હોવાથી દુઃખરૂપ જ છે. અને દુઃખ તો સ્પષ્ટ રીતે દુઃખરૂપ જ છે. તેથી એ લક્ષણપ્રમાણે તો સંપૂર્ણ જગત્ દુઃખરૂપ જ છે. તો પણ અનુકૂલ વેદનીય હોય તે સુખ એ લક્ષણ લઈએ ત્યારે પણ જગત્ દુઃખરૂપ જ ઠરે છે. અનુકૂલવેદનીય હોય તે સુખ એ લક્ષણ લઇએ ત્યારે જગતમાં સુખમાત્રનો અભાવ છે એમ તો છે જ નહિ તો પણ જેમ સુવર્ણમાં તૈજસ અંશ અધિક હોવાથી સુવર્ણ તૈજસ પદાર્થ મનાય છે તથા પંચીકૃત પંચભૂતોનાં સર્વ કાર્યમાં પાંચે ભૂતો છે તથાપિ પાર્થિવ અણુ વિગેરેના આધિક્યથી અમુક પાર્થિવ પદાર્થ છે, અમુક આપ્ય છે એમ કહેવાય છે તેમ જગતમાં દુઃખબાહુલ્ય હોય તો જગત્ દુઃખરૂપ કહેવાય, અને તેમ તો છે જ. તેમ જ જે જીવને સુખનાં અસંખ્ય સાધનોરૂપ વિષયો પ્રાપ્ત હોય છે તેને પણ લગાર દુઃખ આવવાથી તે સર્વ વિષયો સુખ આપી શકતા નથી. અર્થાત્ સુખની અભિલાષાકરતાં દુઃખપ્રતિનો દ્વેષ બલવાન્ હોવાથી તથા દુઃખનાં કારણો અસં-

ખ્ય હોવાથી કોઈ કોઈ પણ સદા જીવને પ્રાપ્ત જ હોય છે. આથી પણ જગત્ દુઃખરૂપ જ છે. સાંખ્ય સૂત્રમાં પણ यथा दुःखाद् द्वेषः पुरुषस्य न तथा सुखादभिलाषः એ સૂત્રથી એ જ કહ્યું છે કે પુરૂષને દુઃખપ્રતિ જેટલો દ્વેષ છે તેટલી સુખપ્રતિ અભિલાષા નથી તેથી સ્વર્ગાદિમાં યદ્યપિ સ્વલ્પ દુઃખ છે તથાપિ તે બલવાન્ દ્વેષનો વિષય હોવાથી સ્વર્ગાદિ પણ દુઃખરૂપજ છે. આ કારણથી પણ જગત દુઃખરૂપ છે. તેમ જ ઉપર કહ્યા પ્રમાણે જગત્માં દુઃખબાહુલ્ય છે તેથી પણ દુઃખરૂપ છે. જગત્માં દુઃખબાહુલ્ય છે એ વાત શ્રી વિષ્ણુ પુરાણમાં,

कलत्रमित्रपुत्रार्थगृहक्षेत्रधनादिकैः ।
क्रियते न तथा भूरि सुखं पुंसां यथाऽसुखम् ॥

સ્ત્રી, પુત્ર, મિત્ર, ગૃહ, ક્ષેત્ર, ધન વિગેરે પદાર્થોથી જેટલું દુઃખ લોકોને થાય છે તેટલું સુખ થતું નથી ઇત્યાદિ વચનથી પ્રતિપાદન કરી છે, એ વાતની ઉપપત્તિ આ રીતે થાય છે. પ્રથમ તો સંસારમાં ત્રણ પ્રકારનાં દુઃખ દેખાય છે (૧) પરિણામદુઃખ (૨) તાપદુઃખ અને (૩) સંસ્કારદુઃખ, અર્થાત્ જગત્ના સંપૂર્ણ પદાર્થો આ ત્રિવિધ દુઃખના હેતુરૂપ છે,

ત્યાં પરિણામદુઃખ એટલે પરિણામે થતાં દુઃખ અથવા તો અન્યથાભાવથી થતું દુઃખ. આ પ્રકારની પરિણામદુઃખતા વિષયસુખથી થાય છે. કારણ કે પ્રાયશઃ સર્વ જીવોને જે જે વિષયસુખનો અનુભવ થાય છે તે સુખના અનુભવકાળે તે તે સુખમાં રાગ ઉત્પન્ન થાય છે અને તે રાગથી આ સુખ સદા સ્થિર રહો, પરમેશ્વર એનો નાશ ન કરો ઇત્યાદિ સંકલ્પરૂપ માનસ કર્માશય બંધાય છે. તેમ જ એ સુખાનુભવથી દ્વેષ તથા મોહથી થતો કર્માશય પણ બંધાય છે. કારણ કે સુખાનુભવસમયે જેમ તે સુખમાં પ્રધાનપણે રાગ થાય છે તેમ તે જ સમયે એ સુખનો નાશ કરનાર વિષયોઉપર દ્વેષ પણ ગૌણપણે થાય છે. એ દ્વેષથી પણ આ સુખનો ભ્રંશ નહિ થાઓ, એ સુખનાં વિઘાતક નાશ પામો ઇત્યાદિ સંકલ્પરૂપ માનસ કર્માશય થાય છે. તેમ જ તે દુઃખનાં સાધનોને પરિહાર કરવા જો તે જીવ અસમર્થ હોય છે તો તે જીવમાં એ અશક્તિપ્રયુક્ત મોહ થાય છે તેથી પણ માનસ કર્માશય બંધાય છે. આપ્રમાણે વિષયસુખસમયે રાગ, દ્વેષ તથા મોહથી માનસ કર્માશય બંધાય છે. એ સર્વ કર્માશયથી જન્મ, મરણ વિગેરે અનેક મહાદુઃખો જીવને સહન કરવાં પડે છે. જેમ આ પ્રકારનો વિષયસુખભોગથી માનસ કર્માશય બંધાય છે તેમ જ રાગાદિથી તે જીવની તે તે સુખને સ્થિર રાખવા તથા તેના વિરોધી દુઃખસાધનોનો પરિહાર કરવા પ્રવૃત્તિ થાય છે. એ પ્રવૃત્તિથી પરોપકાર હિંસા વિગેરે નાના કર્મ કરાયછે તેથી શરીર કર્માશયપણ બંધાય છે. તેમ જ સુખના સાધનઉપર આશીર્વાદ અને દુઃખોત્પાદકપર શાપ આપવા વિગેરે વાણીની પ્રવૃત્તિ પણ વિષયસુખના ભોગથી થાયછે અને તેથી વાચનિક કર્માશય પણ બંધાય છે. એ શારીર તથા વાચનિક કર્માશય પણ પરિણામે જન્મમરણ વિગેરે અનેક દુઃખોને અવશ્ય આપે છે. એ સર્વ દુઃખો થવાનું કારણ વિષયસુખનો ભોગ જ છે. તેથી વિષયસુખભોગ, સુખના કરતાં અતિગુણ દુઃખને પરિણામે આપનાર છે. તેથી પરિણામદુઃખથી સંભિન્ન છે.

બીજી રીતે જોઈએ તો જેમ વ્યભિચાર, માંસભક્ષણ, હિંસા વિગેરે સર્વ તેમાં પ્રવૃત્તિ કરનારને આરંભમાં સુખનું ભાન કરાવે છે તથાપિ અધિક સુખના વિરોધી હોવાથી એ સર્વ દુઃખરૂપ જ મનાયાં છે અને તેથી વિવેકી પુરૂષોથી સુખેચ્છાવાન્માટે નિષિદ્ધ કરાયાં છે. અથવા તો જેમ વિષમિશ્રિત સ્વાદુ અન્ન આરંભમાં આસ્વાદન કરનારને સુખજનક ભાસેછે તથાપિ જીવનસુખરૂપ અંતિમબલવાન્ સુખનું વિરોધી હોવાથી દુઃખરૂપ જ છે તેમ પારમાર્થિક સુખનું વિઘાતક હોવાથી પણ વિષયસુખ દુઃખરૂપ જ છે. પારમાર્થિક સુખ એટલે કામનાની અથવા તૃષ્ણાની નિવૃત્તિથી જે સુખ થાય છે તે. એ સુખ અપાર છે કારણ કે કામનાની નિવૃત્તિથી અપાર સુખની પ્રાપ્તિ અનેકશઃશાસ્ત્રમાં કહીછે. શ્રી બૃહદારણ્યકોપનિષદમાં આનંદમીમાંસામાં **सएको ब्रह्मण आनंदः श्रोत्रियस्य चाकामहतस्य ।** આવા સો આનંદ મળીને એક બ્રહ્માનો આનંદ થાય છે તથા તેવો આનંદ અકામ પુરૂષનો પણ છે ઇત્યાદિ શ્રુતિ કામનાની નિવૃત્તિથી બ્રહ્માનંદસમ સુખની પ્રાપ્તિ કથન કરેછે. એ પારમાર્થિક સુખરૂપ અપાર સુખની પ્રાપ્તિનું સાધન કામનાની નિવૃત્તિ છે એ તો સ્પષ્ટ છે. એ સુખનો વિરોધી વિષયસુખભોગ છે કારણ કે વિષયસુખના અનુભવથી તે જ કાળે **सुखानुशयीरागः** એ શ્રી યોગસૂત્રમાં પ્રતિપાદન કર્યા પ્રમાણે તે સુખવિષે રાગ થાય છે અર્થાત્ કામના વિરૂદ્ધ થાય છે. કોઇ એમ માને કે વિષયસુખના ભોગથી તે વિષયની ઇચ્છા શાન્ત થાય પણ કામનાની વૃદ્ધિ નહિ થાય તો તે યોગ્ય નથી કેમકે વિષયની કામનાથી વિષયની પ્રાપ્તિ પર્યન્ત જે ચિત્તની અશાન્તિથી વિકલતા થાય છે તે જ માત્ર વિષયપ્રાપ્તિક્ષણે મટે છે તથા ચિત્તની તે ક્ષણે સ્થિરતા થઈ સુખનું ભાન કરાવે છે. પણ તે વિષયની કામના તો તે વિષયનું પુનઃ પુનઃ મનન કરવાથી બલવાન્ જ થતી જાય છે. વિષય પ્રાપ્તિસમયે તે કામના શાંત થયેલી પ્રતીત થાય છે તથાપિ નિવૃત્ત થતી નથી. પણ બલવાન્ થઈ સંસ્કારરૂપે રહેછે. કેમકે એમ નહિ હોય તો પુનઃ તે વિષયની પ્રાપ્તિ થવા ઇચ્છા નહિ થવી જોઈએ. તેથી જેમ મનુષ્યનું રૂધિર વ્યાઘ્રે ચાખ્યું નથી હોતું ત્યાં સુધી વ્યાઘ્રને તેની ઇચ્છા થતી નથી તેમ જ્યાંસુધી વિષયભોગ નથી કરયો ત્યાંસુધી જ કામના ઉત્પન્ન થતી નથી. પણ જ્યાંથી વિષયસેવનનો આરંભ થયો ત્યાંથી તે કામના ઉત્પન્ન થઈ વિરૂદ્ધ જ થાય છે એ સર્વના અનુભવથી સિદ્ધ જ છે. શ્રી કપિલ ભગવાને પણ **न भोगा द्रागशान्तिर्मुनिवत्** વિષયભોગથી સૌભરિ મુનિ માફક કામનાની નિવૃત્તિ થતી નથી ઇત્યાદિ સૂત્રવચનથી તથા શ્રી મનુસ્મૃતિમાં **न जातु कामः कामानामुपभोगेन शाम्यति। हविषा कृष्णवर्त्मेव भूय एवा भिवर्धते ।** વિષયનાં ભોગથી કામનાની નિવૃત્તિ થતી નથી પણ જેમ અગ્નિમાં ઘૃતાદિનો હોમ કરવાથી તે અગ્નિ પ્રદીપ્ત થાય છે તેમ વિષયભોગથી પણ કામનાની વૃદ્ધિ જ થાય છે, ઇત્યાદિ વચનથી એ જ અર્થ દૃઢ કર્યો છે. તેથી સર્વ રીતે એ જ સિદ્ધાંત છે કે વિષયભોગથી કામનાની વૃદ્ધિ થાય છે. અને કામનાની વૃદ્ધિ પારમાર્થિક સુખનો નાશ કરનાર છે. તેથી વિષયસુખરૂપ ક્ષણિક ક્ષુદ્રસુખ

પરિણામે પારમાર્થિક સુખરૂપ અપાર સુખનું વિરોધી હોવાથી પણ પરિણામદુઃખથી ગ્રસ્ત છે.

આ જ પ્રમાણે તાપરૂપ દુઃખથી પણ રાગ, દ્વેષ, તથા મોહ ઉપજી માનસ, શારીર અને વાચનિક કર્માશય બધાય છે. તેથી જગતનું દુઃખ સ્વાનુભવકાળે તો દુઃખરૂપ જ છે અને પરિણામે પણ દુઃખરૂપ છે. તેથી જગતના પદાર્થોમાં તાપદુઃખતા પણ છે. અને એ જ રીતે વિષયસુખ તથા દુઃખ પોતાના સંસ્કારને ચિત્તમાં પાડેછે જેને વાસના કહે છે. એ વાસના પણ જન્મમરણાદિ દુઃખનો હેતુ હોવાથી દુઃખોત્પાદક જ છે. તેથી જગતમાં સંસ્કારદુઃખતા પણ છે.

આ સર્વથી એ સિદ્ધ થયું કે જગતમાં આ ત્રિવિધ દુઃખ સ્થાને સ્થાને છે.

અન્ય રીતે વિચારીએ તો વિષય માત્ર સુખ કે દુઃખ આપવા સમર્થ નથી પણ જે વિષયની કામના હોય તે જ્યારે પ્રાપ્ત થાય ત્યારે જ જીવને સુખ થાય છે. તો એ નિયમથી કામનાની શાંતિમાં જ સુખ છે એટલે જ્યારે કામનાના વિષયો સર્વ પ્રાપ્ત થાય ત્યારે સુખ અને અપ્રાપ્ત રહે ત્યારે દુઃખ. તો એપ્રમાણે દરેકને સહજ વિચારથી જણાશે કે પ્રાપ્ત વિષયની સંખ્યાકરતાં કામનાની સંખ્યા દરેક અવિવેકી જીવને અધિક જ હોય છે. તેથી સુખનો હમેશાં જ તોટો હોય છે. ખરું જોતાં આ વિષયમાં અધિક ચર્ચાની પણ જરૂર નથી કારણ કે દરેક વિચારવાન્ માણસની જ્યાંથી પ્રવૃત્તિ થાય છે ત્યાંથી જ તેને દુઃખ તો છે અથવા સુખ પ્રાપ્ત થયું નથી એ સિદ્ધ છે. જે પદાર્થની પ્રાપ્તિ થઇ હોય છે તેને માટે કોઈ પણ જીવની પ્રવૃત્તિ થતી નથી. એ નિયમથી જો વિષયાભિમુખ જીવને સુખની પ્રાપ્તિ થતી હોય તો પછી તેની સુખને માટે પ્રવૃત્તિ થવી ઘટતી નથી; તેમ જ જો દુઃખ દૂર થયું હોય તો દુઃખને દૂર કરવા પ્રવૃત્તિ થવી ઘટતી નથી. હવે પ્રવૃત્તિ માત્ર આ બે માંથી કોઇ પણ આશય લેઈને જ થાય છે. તેથી જ્યાંથી પ્રવૃત્તિ જોવામાં આવે છે ત્યાંથી જ સુખનો અભાવ અથવા દુઃખનો સદ્ભાવ અનુમાનથી સિદ્ધ છે. પ્રવૃત્તિ તો સંપૂર્ણ જીવોની દૃષ્ટિગોચર થાય છે. તેથી વિષયી જીવોને સુખનો અભાવ અથવા દુઃખનો સદ્ભાવ હમેશાં જ હોય છે એ સહજ સિદ્ધ થાય છે.

અન્ય રીતે વિચારીએ તો જગતમાં દુઃખરહિત સુખ અસંભવ છે. કારણ કે સુખ અને દુઃખ એ બંને ચિત્તની વૃત્તિઓ છે અર્થાત્ ચિત્તના પરિણામરૂપ છે. ત્યાં ચિત્ત સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ દ્રવ્યોનું બનેલું છે અને તેથી યોગબલ પ્રાપ્ત કરી રજસ્ તમસ્નો અત્યંત અભિભવ ન કરવામાં આવે ત્યાંસુધી ચિત્તનો પ્રત્યેક પરિણામ અર્થાત્ વૃત્તિ સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણેના પરિણામરૂપ હોવાની. હવે સત્ત્વનો ધર્મ સુખ છે અને રજનો દુઃખ છે. તેથી પ્રત્યેક સુખાત્મક વૃત્તિ પણ દુઃખાંશથી મિશ્રિત જ હોય છે. આથી પણ જગતમાં દુઃખરહિત સુખનો અભાવ છે એ સિદ્ધ થાય છે.

આ વિગેરે અનેક વિચારથી સંપૂર્ણ જગતની દુઃખરૂપતા જણાય છે. એ દુઃખરૂપતાનાં અનેક કારણો છે. તેમાં પ્રધાનપણે પદાર્થોની અનિત્યતા છે. જો ઇચ્છિત પદાર્થોની પ્રાપ્તિ થયા પછી એ પદાર્થો સદાકાળ ટકતા હોત તો જીવને અચલ સુખ થાત. પણ તેમ તો છે નહિ. જગતનો પ્રત્યેક પદાર્થ પ્રતિક્ષણે પરિણામને પામેછે તથા 'પ્રવાહોદ્દેશ'માં પ્રતિપાદન કરવા પ્રમાણે અંતે ક્ષયને પામેછે. આમ હોવાથી આ નશ્વર જગતમાં અવિચલ સુખ સદા રહેતું નથી. એટલું જ નહિ પણ એ સુખના હેતુરૂપ મનાતા પદાર્થો પોતાની પ્રા-

સિના પ્રયત્નરૂપ કષ્ટવડે, પોતાના રક્ષણમાં થતી વિવિધ ચિંતાઓવડે તથા અંતે પોતાના નાશ વા વિયોગવડે જીવને અપાર દુઃખ ભોગવાવે છે. તેથી દુઃખરૂપતાનું મુખ્ય કારણ અનિત્યતા છે. એ અનિત્યતાના જ્ઞાનથી એ પદાર્થોમાં એક પ્રકારનું દોષજ્ઞાન થાય છે, અને દોષજ્ઞાનથી એ પદાર્થોપ્રતિનો વૃત્તિનો અનુકૂલ પ્રવાહ અર્થાત્ રાગ મટે છે અને એ પદાર્થોપ્રતિ અસ્પૃહા થાય છે તેથી અનિત્યતાના જ્ઞાનથી વિરાગ થાય એ સર્વાંશે યુક્ત છે.

હવે બીજી શંકા લઇએ. એ શંકા પણ યથાર્થ વિચારથી અયોગ્ય જ ઠરે છે. એ શંકામાં એ કહ્યું કે જો અનિત્યતાના જ્ઞાનથી વિરાગ થવો સંભવે એમ સિદ્ધ થાય તો પણ તે અનુભવથી બાહ્ય છે. કારણ કે શાસ્ત્રી, પંડિતો વિગેરેને તેમ તત્કાળ થતું દેખાતું નથી. આ શંકાનું ઉત્તર આ પ્રમાણે—અનિત્યતાનું જ્ઞાન એ કંઇ રાગનું સાક્ષાત્ વિરોધી નથી પણ માત્ર નિત્યતાના જ્ઞાનનું વિરોધી છે. તેથી અમુક વસ્તુ અનિત્ય છે એ જ્ઞાન થયું એટલે તરત જ એ વસ્તુ નિત્ય છે એ પ્રકારનું મિથ્યાજ્ઞાન સ્થૂલરૂપે જતું રહે છે. તથાપિ એ વસ્તુ નિત્ય છે એ મિથ્યા જ્ઞાનના સંસ્કારો ક્ષીણ થતા નથી. મિથ્યાજ્ઞાનના સંસ્કારોનો ક્ષય વા બાધ કરવા એકદા ઉત્પન્ન થએલું તત્વજ્ઞાન સમર્થ નથી પણ એ તત્ત્વજ્ઞાનના સંસ્કારો જ માત્ર સમર્થ છે. તત્ત્વજ્ઞાનના ઉદયથી તો માત્ર મિથ્યાજ્ઞાનનો બાધ થાય છે. શ્રી પતંજલિ ભગવાને પણ **तच्छिद्रेषु प्रत्ययान्तराणि संस्कारेभ्यः।** એ શ્રી યોગ સૂત્રથી એ જ કહ્યું છે કે વિવેકસાક્ષાત્કારની મધ્યે મધ્યે વ્યુત્થાનના સંસ્કારોથી વ્યુત્થાન વૃત્તિઓ સ્ફુરે છે અર્થાત્ તત્ત્વજ્ઞાનનો ઉદય થયા પછી પણ અવિદ્યામૂલક વ્યુત્થાન છે જેમાં વ્યુત્થાન સંસ્કારો વિદ્યમાન રહેછે અને તેથી યોગીને વ્યુત્થાનપ્રત્યયો થાય છે. આ પ્રમાણે હોવાથી સંપૂર્ણ સંસાર અનિત્ય છે એ જ્ઞાન થવાથી તે ક્ષણે એ સંસારની નિત્યતાનું મિથ્યા જ્ઞાન બાધિત થાય છે તેમ જ આ સંસાર દુઃખરૂપ છે એ જ્ઞાનથી તે ક્ષણે એ સંસારની સુખરૂપતાનું મિથ્યાજ્ઞાન બાધિત થાય છે. તથાપિ એટલા માત્રથી સંસારની સુખરૂપતાના સંસ્કારો બાધ વા અભિભવને પામતા નથી. અને જ્યાં સુધી એ સંસ્કારોનો બાધ વા અભિભવ નહિ થવાનો ત્યાં સુધી એ સંસ્કારો અભિવ્યંજકની પ્રાપ્તિ થયે પોતે અભિવ્યક્ત થવાના અને તેથી પોતાના કાર્યરૂપ સંસારસુખરૂપતાબુદ્ધિને ઉત્પન્ન કરવાના અને એ બુદ્ધિ થઇ એટલે એ બુદ્ધિમૂલક રાગ પણ થવાનો. આમ હોવાથી જે શાસ્ત્રી, પંડિતોને રાગ જોવામાં આવે છે તે સ્વાભાવિક જ છે. પણ એટલા ઉપરથી નિત્યાનિત્યવિવેક, વૈરાગ્યનું સાધન નથી એમ નહિ કહેવાય. એ તો ખરૂં જ કે એ વિવેક જ્ઞાનરૂપ હોવાથી અજ્ઞાનની સ્થૂલ વૃત્તિ માત્રનો વિરોધી છે અને તદ્દ્વારા રાગનો વિરોધી છે તેથી એ વિરાગનું સાક્ષાત્ કારણ નહિ કહ્યું તો પણ ચાલે.

આથી એ થયું કે એકદા ઉત્પન્ન થયેલો એ વિવેક વૈરાગ્યને ઉત્પન્ન કરતો નથી કેમકે એ વિવેકથી વૈરાગ્યના હેતુરૂપ અવિદ્યાસંસ્કારો અભિભવને પામતા નથી. ત્યારે એ વૈરાગ્ય ક્યારે ઉત્પન્ન થાય છે એ વિચારવું પ્રાપ્ત થાય છે. ત્યાં વૈરાગ્ય નહિ થવામાં અવિદ્યાસંસ્કારોનો અનભિભવ એ જ કારણ છે. તેથી એ તો સિદ્ધ છે કે જ્યારે એ સંસ્કારોનો અભિભવ થાય ત્યારે જ યથાર્થ વૈરાગ્ય થવાનો. એ સંસ્કારોનો અભિભવ ક્યારે

કેમ કે જ્યારે એ સંસ્કારો વિરોધી બળવાન્ સંસ્કારથી ગ્રસ્ત થાય ત્યારે. તેથી એને માટે બળવાન્ વિરોધી સંસ્કારો ચિત્તમાં પાડવા જોઇએ. તેમાં નિત્યાનિત્યવિવેક સંસારસુખબુદ્ધિ તથા બ્રહ્મમાં અનિત્યતાદિ બુદ્ધિનો વિરોધી હોવાથી એના સંસ્કાર પણ બીજાના સંસ્કારના વિરોધી છે. તેથી એ જ માત્ર અવશેષ રહ્યું કે એ વિવેકસંસ્કારને બળવાન્ કરવા જોઇએ. એ કાર્ય અભ્યાસે કરીને થાય છે. એક વાર નિત્યાનિત્યવિવેકનો ઉદય થયો એટલે જ્ઞાનના સ્વભાવનિયમાનુસાર એનો એક સંસ્કાર ચિત્તમાં પડ્યો. વળી જ્યારે બીજીવખત એનો ઉદય થયો ત્યારે એ પ્રથમ પડેલો સંસ્કાર જરા બળ પામ્યો. એમ તૃતીય, ચતુર્થાદિ પ્રસંગે એ સંસ્કાર બળ પામતો ચાલ્યો જવાનો તથા અંતે એ અતિબળવાન્ થવાનો. તેથી વૈરાગ્યમાટે વિવેકનો પુનઃપુનઃ અભ્યાસ કરવો એ ગ્રંથકારે સાક્ષાત્ કહ્યું નથી, છતાં વિવેકને વૈરાગ્યના સાધનરૂપ કહ્યો છે તેથી અર્થાત્ સિદ્ધ થાય છે. એ અભ્યાસ ક્યાં સુધી કરવો કે જેથી એના સંસ્કારો બળવાન્ થયેલા ગણાય એનું ઉત્તર એ કે જેમ વ્રીહિમાટે તંદુલ ખાંડનાર માણસને એ અવઘાત ક્રિયા વ્રીહિની પ્રાપ્તિ થાય ત્યાં સુધી કરવાની છે તેમ જ્યાંસુધી વૈરાગ્યની, યથાર્થ પ્રાપ્તિ થાય ત્યાં સુધી એ વિવેકનો અભ્યાસ કરવો અર્થાત્ જ્યારે યથાર્થ વૈરાગ્યની પ્રાપ્તિ થાય ત્યારે એ વિવેકસંસ્કારો બળવાન્ થયા કહેવાય. તાત્પર્ય એ કે જ્યારે નિત્યાનિત્યવિવેકના અભ્યાસથી વિષયગત દોષોનો સાક્ષાત્કાર થાય ત્યારે જ સાધકે એ નિત્યાનિત્યવિવેક પોતાને સિદ્ધ થયેલો સમજવો, પણ હાલના કેટલાક મૂર્ખ વેદાન્તી જેમ શાસ્ત્ર વાંચી તેમાંથી સંસાર અનિત્યછે અને બ્રહ્મ નિત્ય છે એ એકદા ઉત્પન્ન થયેલા વા અદૃઢ જ્ઞાનથી એ વિવેક પોતાને સિદ્ધ થયેલો સમજેછે તેમ નહિ સમજવું. અહિં એ કહેવું આવશ્યક છે કે એ નિત્યાનિત્યવિવેક માત્ર સંસાર અનિત્ય છે, બ્રહ્મ નિત્યછે, એ વાક્યને ગોખ્યા કરવાથી અથવા શાસ્ત્રમાં કહેલાં એ અર્થનાં વચનોના નિત્ય પાઠ કરવાથી સિદ્ધ થતો નથી. ખરું જોતાં તો એ વાક્યોઉપરથી એ વિવેકનું યથાર્થ સ્વરૂપ જ બંધાતું નથી પણ માત્ર સામાન્ય સ્વરૂપ જ બંધાયછે. એ વિવેકની સિદ્ધિ તો શ્રી સદ્ગુરુદ્વારા પ્રાપ્ત કરેલી યુક્તિઓથી તથા તે યુક્તિઓ પ્રત્યેક પ્રસંગમાં કેવી રીતે લગાડાયછે એ શ્રીસદ્ગુરુસમીપ રહી પ્રત્યક્ષ અનુભવેલા નિયમોથી જ થાય છે. એનું પ્રતિપાદન શાસ્ત્રશક્તિની બહાર હોવાથી કોઇ પણ શાસ્ત્રમાં કોઈને જડે એમ નથી. પ્રસંગપરત્વે કહેવું યોગ્ય જણાય છે કે જે માણસને શ્રીસદ્ગુરુ પ્રાપ્ત નથી તેને આ રીતે વિવેકની સિદ્ધિ પણ હોતી નથી તો પછી એ વિવેકથી ઉત્તરોત્તર થતા દૃઢ અપરોક્ષ તત્ત્વજ્ઞાનની સિદ્ધિ તો નહિ જ હોય એમાં શું કહેવું હતું ? કંઈ જ નહિ. એ તો સર્વ વિવેકીને સ્પષ્ટ જ છે. આ પ્રમાણે શાસ્ત્રશક્તિથી બહાર હોવાથી એ યુક્તિઓ તથા નિયમોનું પ્રતિપાદન અત્ર કરવાનો પ્રયાસ ન કરતાં હવે તૃતીય શંકાપ્રતિ જોઈએ.

તૃતીય શંકા એ કરી હતી કે એ વિવેક કર્તવ્ય જ નથી કેમકે એથી વિરાગ થતો હોવાથી શ્રી રામ, કૃષ્ણાદિ ઇષ્ટનાં ભૌતિક તનુઓઉપરે પણ વિરાગ થવાનો, અર્થાત્ એ વિવેક અનિષ્ટ ફલને ઉત્પન્ન કરવાનો. આ શંકા પણ અજ્ઞાનમૂલક જ છે, અર્થાત્ અયોગ્ય છે. એમ કહેનાર માણસને પૂછવું જોઇએ કે એ રામ, કૃષ્ણાદિનાં શરીરોને પ્રાકૃત (પ્રકૃતિના)

દ્રવ્યથી રચાયેલાં માને છે કે અપ્રાકૃત માને છે ? ત્યાં જો એ શરીરોને પ્રાકૃત માનતો હોય તો એ દ્રવ્યનો સ્વભાવ જ હોવાથી એ દ્રવ્યો પોતાને કાળે અન્ય રૂપે પરિણામ પામી જવાનં અર્થાત્ એ સ્વભાવથી જ અનિત્ય છે અને અનિત્યને નિત્યરૂપે માનવાથી અર્થાત્ એ મિથ્યાજ્ઞાનથી તો કદાપિ લાભ સંભવે જ નહિ. કેમકે જો તત્ત્વજ્ઞાનકરતાં મિથ્યાજ્ઞાનથી લાભ થતો હોય તો પછી એ માણુસનો એ શરીરોને ઇષ્ટ માની પરિણામે સાધવા યોગ્ય કોઇ પુરુષાર્થ જ રહેતો નથી. જો એ શરીરને નિત્ય માનેછે તો એ શરીરોનું હાલ અસ્તિત્વ ( પોતાના સ્વરૂપે નથી એ તો તે માણુસને પણ અનુપલબ્ધિ પ્રમાણથી સિદ્ધ છે, તેથી મનમાં ગમે તેમ માને તથાપિ એ મિથ્યાજ્ઞાનરૂપ હોવાથી કદાપિ નિઃસંશયરૂપે હૃદયમાં સ્થિત જ થવાનું નહિ તેમ જ જો કોઇ વર્તમાન શરીરને એ માણુસ ઇષ્ટ માની નિત્ય માનતો હોય તો જે સમયે એ શરીરનો સ્વભાવ હોવાથી એ પડવાનું તે સમયે એ માણુસને માર ઇષ્ટનો નાશ થયો એ પ્રકારનું ભાન અનિચ્છા છતાં પણ પ્રામાણ્યના સ્વભાવથી જ થવાનું અને તેથી પછી અપાર હાનિ ઉત્તરોત્તર થવાની. તેમ જ જો એ માણુસ એ શરીરોને અપ્રાકૃત માનતો હોય તો તો અહિં કહેલો પ્રકૃતિદ્રવ્યમાટેનો નિયમ એને લાગુ જ પડવાનો નહિ અને તેથી આ વિવેક એના મતપ્રમાણે પણ દૂષિત ઠરતો નથી. તેથી સર્વથા આ નિત્યાનિત્યવિવેક અવશ્ય કરવો ઘટે છે.

ખરૂં જોતાં તો સાધકે શ્રી રામ, કૃષ્ણાદિનાં શરીરો માત્ર વિષે ઇષ્ટબુદ્ધિ કરવાની છે પણ એ શરીરદ્વારા જે આંતર પદાર્થ પોતાનું માહાત્મ્ય જતાવે છે, જે સ્વરૂપે નિત્ય સિદ્ધ પદાર્થ છે તે જ શ્રીશિવસ્વરૂપ ઈશ્વરવિષે જ ઇષ્ટબુદ્ધિ કરવાની છે. આથી એમ નથી સમજવાનું કે જ્યારે ઇષ્ટ અંતર્ રહી એ શરીરને પ્રવર્ત્તાવનાર તત્ત્વ છે ત્યારે પૂજનઅર્ચન વ્યવહાર પણ થઇ શકે તો તેના જ કરવા અને નહિ તો નહિ કરવા. કેમકે અગરજો પૂજન અર્ચનાદિ વ્યવહારદ્વારા ફલ આપનાર અભિમાની દેવતા છે છતાં જે સર્વબિંબ આપણને પ્રતીત થાય છે તેના જ પૂજનઅર્ચનવ્યવહાર થાય છે. અને તે યોગ્ય પણ છે. જેમ શ્રી સમષ્ટિ ભગવાનના પૂજનઅર્ચનવ્યવહાર યોગ્ય રીતે તન્નિમિત્ત પ્રસ્થાપિત મૂર્તિ વિગેરેમાં જ થાય છે, અહિં પણ જેમ કોઇ રાજા વિગેરે માણુસતરફથી કંઇ ઇચ્છિત ફલ પ્રાપ્ત કરવું હોય છે તો તે રાજાના શરીરની જ પ્રધાનપણે સેવા કરાયછે તે જ પ્રમાણે પૂજન અર્ચનાદિ વ્યવહાર તો અવશ્ય તે તે સ્થૂલ ભવ્ય તનુનો વા તન્નિમત્ત પ્રસ્થાપિત કરેલી પ્રતિમાના જ કરાયછે અને તેમ થવાથી જ ફલની પ્રાપ્તિ થાય છે. તેથી એ દોષ પણ નથી આવતો.

વળી અધિક વિચારીએ તો સાધકને નિત્યાનિત્યવિવેકદ્વારા જે વિરાગ થાય છે તે એકદમ બધાંપ્રતિ થતો નથી. પણ જેમ જેમ સાધક એ વિવેકની શ્રીસદ્‌ગુરુથી પ્રાપ્ત કરેલી યુક્તિ તથા નિયમોપ્રમાણે સિદ્ધિ કરતો જાય છે તેમ તેમ પ્રથમ દૂરના પદાર્થો પ્રતિનો રાગ શિથિલ થાય છે, તેથી પ્રથમ ધન, યશસ્, બાહ્ય પદાર્થો વિગેરે પ્રતિની પ્રીતિ છૂટે છે. એ થયા પછી સ્ત્રીપુત્રાદિશરીરસંબંધી પ્રીતિ અને અંતે પોતાના શરીરની રાગરૂપ પ્રીતિ છૂટે છે. આ થાય છે ત્યારપછી પોતાના શરીરથી પણ અધિક પ્રિય માનેલા

શ્રી ઇષ્ટના શરીરપર વિવેક સિદ્ધ થાય છે અર્થાત્ એ શરીરની અંદર રહી વ્યવહાર કરનાર સૂક્ષ્મ તત્ત્વનું તે સાધક અનુસંધાન કરે છે. તેથી ખરૂં જોતાં તો શ્રીઇષ્ટશરીરપ્રતિ એને ખાસ બંધનના હેતુભૂત રાગ મૂળથી જ હોતો નથી, અને જે વિવેકદ્વારા એ શરીરનું અનુસંધાન છોડી વૃત્તિ અંતરતમ સૂક્ષ્મ તત્ત્વમાં અર્થાત્ વાસ્તવ ઇષ્ટમાં લાગે છે તે તો ઇષ્ટ સાક્ષાત્કાર અર્થાત્ તત્ત્વજ્ઞાનનો સાક્ષાત્ ઉપાયરૂપ હોવાથી સર્વ વિવેકીને ઇષ્ટ જ છે. તેથી સર્વથા આ વિવેક અનુપમ ફલને આપનાર છે અને તેથી અવશ્ય કર્તવ્ય છે એ સિદ્ધ થાય છે.

---

આપ્રમાણે આ વાક્યથી સાધન ચતુષ્ટયમાંથી પ્રથમ સાધનનું પ્રતિપાદન કર્યું. હવે એ વિવેકની સિદ્ધિ થયાથી જ જે ઉદય થાય છે એવા દ્વિતીય સાધનરૂપ વૈરાગ્યનું પ્રતિપાદન કરે છે.

**ऐहिकानां स्रक्चन्दनविषयभोगानां कर्मजन्यतयाऽनित्यत्ववदामुष्मिकाणामप्यमृतादिविषयभोगानामनित्यतया तेभ्यो नितरां विरतिरिहामुत्रफलभोगविरागः ॥ १७ ॥**

વાક્યાર્થઃ—હાર, ચંદન વિગેરે આ લોકના વિષયભોગ જેમ કૃષિવિગેરે કર્મથી સંપાદન કરાયેલા હોવાથી અનિત્ય છે તેમ સ્વર્ગાદિ લોકના અમૃત વિગેરે વિષયભોગો પણ યાગાદિ કર્મથી સંપાદન કરાતા હોવાથી અનિત્ય છે એ પ્રકારે વિષયભોગ માત્ર ઉપર જે અનિત્યતા વિગેરે દોષોના સાક્ષાત્કારરૂપ નિત્યાનિત્યવિવેકથી અત્યંત અસ્પૃહા વા વિરતિ થાય છે તેને સાધનચતુષ્ટયમાંના દ્વિતીય સાધનરૂપ ઇહામુત્રફલભોગવિરાગ કહે છે.

(અપૂર્ણ.)

## ॥ श्री त्रिभुवनविजयीखड्ग ॥

(અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૧૩૬ થી)

ત્યાર પછી જલપાન કરીને હું પર્યંકઉપર બેઠો. મને ઉઠેલો જાણીને તે ગૃહસ્થે મારે માટે સુંદર રાજવંશી પોશાક બહાર ફરવા જતી વખત પહેરવાજેવો મોકલ્યો, અને તે લાવનારસાથે કહાવ્યું કે 'આપને અર્થે અશ્વ તૈયાર છે; તથા સાથે આવનાર અત્રના ભોમિયા સ્વાર પણ તૈયાર છે. માટે આ વસ્ત્ર ધારણ કરીને અશ્વારૂઢ થઇને આ નગરનાં જોવાલાયક સ્થલો જોવાને આપ ઇચ્છાનુકૂલપણે પધારો.'

તે મનુષ્યનાં આ વચનો સાંભળીને પ્રીતિવડે મેં તે વસ્ત્ર ધારણ કર્યાં, અને શસ્ત્રો પણ સાથે મોકલ્યાં હતાં તે યથાયોગ્ય સ્થલે ધારણ કરી લીધાં. મને તૈયાર થયેલો જાણીને પછી તે ગૃહસ્થ મારા સમીપ આવ્યા. મને વસ્ત્રશસ્ત્ર ધારણ કરેલો જોઇને તે ઘણા પ્રસન્ન થયા, અને હવે તેમની પૂર્ણ ખાતરી થઈ કે આ પણ કોઈ શૂરવીર ક્ષત્રિય રા-

જકુમાર છે, એમાં કિંચિત્ પણ સદેહ કરવા સરખું નથી. વસ્ત્ર તથા શસ્ત્રથી શોભનો મને જોઇને તેમણે કહ્યું, હે રાજકુમાર ! તમે પ્રસન્ન રહેજો. પરમેશ્વર કરશે તો તમારી સર્વ કામના આ નગરમાં પૂર્ણ થશે. તમારૂં મોહક સ્વરૂપ જોઇને મને આ સમયે અધિક આનંદ થયો છે. મેં અત્રના સારા જાણિતા ક્ષત્રિય સ્વારોને તમારી સાથે આવવા તૈયાર રાખ્યા છે, તે તમને યોગ્ય સ્થલોએ નિર્વિઘ્ન ફેરવી લાવશે. આ વચનો સાંભળીને મેં મારી પ્રસન્નતા જણાવી અને કાંઈ પણ બોલ્યા વિના હું તેમને જવાનો ભાવ સૂચવી પેલા મનુષ્યને આગળ કરી જ્યાં અશ્વ તૈયાર હતો ત્યાં આવ્યો. અશ્વારૂઢ થયો કે તરત મારી આગળ તથા પાછળ બબ્બે સ્વાર થયા. તે ગૃહપતિના દ્વારપાલોએ મને ઘણા માનપૂર્વક નમન કર્યું તે સ્વીકારી પર્યટન કરીને હું નગરની શોભા અર્થાત્ માર્ગની ગૃહોની તથા મનુષ્યોની શોભા જોતો જોતો આગળ ચાલવા લાગ્યો. નગરના લોકો પણ મારા વેષ તથા મુખથી મને પરદેશી જાણીને મારા સંમુખ જોતા તથા ઘણા તો મને સવિનય નમન કરતા. આપ્રમાણે ચાલતાં માર્ગમાં ડિંડિમ ફેરવનારનો પોકાર સાંભળીને તેમાં શું કહે છે એ મને સમજ ન પડવાથી મેં મારી સાથેના ક્ષત્રિય સ્વારને પૂછ્યું કે આ શેનો પોકાર છે ? ત્યારે તેણે કહ્યું કે એ રાજકુંવરીની આજ્ઞાનો પોકાર છે. એવો પોકાર ઘણા દિવસથી આ નગરમાં પ્રતિદિવસ પડે છે. તેની મતલબ એવી છે કે કોઈ પણ બ્રાહ્મણ અથવા ક્ષત્રિય પ્રવાસીએ આ નગરમાં કે નગરબહાર આવી ઉતર્યા પછી રાજકુંવરીના સ્થાનમાં સંભળાવ્યાવિના જવું નહિ. મેં પૂછ્યું કે એ ઢંઢેરો પીટવાનું કારણ શું ? તેણે કહ્યું કે રાજકુંવરીનું વય થઈ ગયું છે, છતાં હજી યોગ્ય પતિની શોધમાં ને શોધમાં લગ્ન કર્યું નથી. એમણે પોતાના મનથી કોઈ વર નિશ્ચય કર્યો છે એમ કહેવાય છે પણ તે હાલ ક્યાં છે એ જાણવામાં નથી. તેની શોધ થાય છે પણ તે હજી હાથ ચઢતો નથી. તેથી પ્રવાસી ક્ષત્રિયની શોધ રાખે છે; અને પ્રવાસી બ્રાહ્મણને દાન આપે છે માટે તેમની પ્રતિદિવસ શોધ રાખે છે. આ તે સ્વારનાં વચન સાંભળીને પછી હું કાંઈ બોલ્યો નહિ પણ મનમાં મને વિચાર આવવા લાગ્યા, કે આહા ! ઈશ્વરની શી લીલા છે ! આજ દિનપર્યંત હું એમ સમજતો હતો મારા સરખું આગ્રહવાળું કોઈ નહિ હોય પણ જગત્માં સ્વાભિમાનવાળાં તથા પોતાના નિશ્ચયપ્રમાણે જ વર્તનારાં આવાં ઘણાં હશે. અરે ! મેં ચિત્ર મુક્યું છે ત્યાં જ રહ્યું. મારી સાથે લેવાનું વિસ્મરણ થયું હશે, એ સ્થલેથી જવાનું ભય નથી, એટલે ઠીક છે.' આ પ્રકારના વિચાર કરતો હું અશ્વને આગળ ચલાવતો આસપાસ જોતો, પણ આ વાર્તા સાંભળવાથી મારા મનનું અનવસ્થાન હોવાથી હું જાણે કાંઈ જ જોતો નથી એવું ક્ષણે ક્ષણે ભાસતું. એ રાજકુંવરી કેવી હશે, અને એનો ધારેલો પુરૂષ કોણ હશે ? તે પુરૂષને જોઇને આ રાજકન્યાએ તેને પતિ કરવા નિશ્ચય કર્યો હશે કે મારી પેઠે માત્ર ચિત્રથી જ નિશ્ચય કર્યો હશે ? આ વિગેરે ઉઠતી મારા મનની શંકાનું પૂર્ણ સમાધાન હવે કોણ કરે? આ પ્રકારના અનેક વિચારમાં ને વિચારમાં ચાલતાં નગરથી બહાર નિકળવાનું મોટું દ્વાર આવ્યું. ત્યાંથી બહાર નિકળતાં અને સારા શકુન થવા લાગ્યા. મારૂં દક્ષિણ અંગ સ્ફુરવા લાગ્યું. સૌભાગ્યવન્તી સ્ત્રિયો જલ ભરી

સંમુખ આવી. કદિ કે પુત્રવાળી સૌભાગ્યવન્તી સ્ત્રિયો જમણી બાજુએથી જવા લાગી. એવા ને એવા ઉત્તરોત્તર સારા શકુન જોઈને મારા મનમાં હર્ષ થવા લાગ્યો. આગળ ચાલતાં જોવાયોગ્ય સ્થલો આવવાથી સ્વારોએ મને કહ્યું અને હું ઉતરીને તે તે રમણીય સ્થલ જોવા લાગ્યો. એક સ્થલ જોઈ રહું કે બીજું એમ ઉત્તરોત્તર સ્થલો જોતો ચાલ્યો. વળી અન્ય જોવાયોગ્ય સ્થલ અંતરે હોય ત્યારે હું પાછો અશ્વારૂઢ થતો અને તે સ્થલ આવે ત્યારે ઉતરતો. આપ્રમાણે જોતાં આગળ ચાલતાં, મધ્યે સર્વથી અધિક શોભાવાળું એક સ્થાન દૃષ્ટિએ પડ્યું. તે જોઈને મેં પૂછ્યું કે આ સ્થલમાં કોનો નિવાસ છે? સ્વારે કહ્યું એ સ્થાન રાજકુંવરીના નિવાસનું છે. મેં પૂછ્યું, એ સ્થાનમાં પ્રવેશી પુરૂષો જોઈ શકે કે નહિ? સ્વારે કહ્યું, એ સ્થાનમાં બે મર્યાદા રાખી છે. ત્યાં બહારના ભાગમાં સાર્વજનિક જેવું છે, તેથી ત્યાં સર્વને પ્રવેશવાની આજ્ઞા છે, અને બીજો અંતરનો વિભાગ કર્યો છે, ત્યાં કોઈ પુરૂષનો પ્રવેશ થાય એમ નથી. તે મર્યાદાની બહાર પુરૂષોની ચોકી છે, અને અંતરની મર્યાદાઆગળ સ્ત્રિયોની ચોકી છે. મને બહારની મર્યાદાનું સ્થાન જોવાની વૃત્તિ થઈ અને તેથી મેં તેને કહ્યું કે જ્યાં પર્યંત જઈ શકાય એવું હોય ત્યાં પર્યંત તમે આગળ ચાલો અને એ સ્થલ મારી દૃષ્ટિએ નાંખો. આ વચન સાંભળીને પ્રથમ તેમાંનો એક સ્વાર જઈને રક્ષપાલની આજ્ઞા મેળવી આવ્યો, અને પછી અમારો તેમાં પ્રવેશ થયો. ઘણા મોહક પદાર્થોવડે અને શોભિતા લતામંડપોવડે એ સ્થાનને અત્યંત શોભાવ્યું હતું. એ વિશાલ સ્થલમાં ફરતાં ફરતાં એક અધિક શોભિતા પદાર્થોથી શણગારેલું, જાણે કોઈ ઇષ્ટદેવનું મંદિર હોય એવું સ્થાન દૃષ્ટિએ પડ્યું, અને ત્યાં સાવધાન શસ્ત્રધારીઓને આસપાસ ફરતા જોયા. એ જોઈને મેં સ્વારને પૂછ્યું કે આ સ્થાનમાં શું છે? તેને તેનું જાણપણું ન હોવાથી પેલા શસ્ત્રધારી રક્ષકને જઈને પૂછી આવ્યો અને પછી મને કહ્યું કે એમાં કોઈ પુરૂષનું ચિત્ર મુક્યું છે, અને તેને માટે એમ કહેવાય છે કે જેનું તે ચિત્ર છે તે પુરૂષને પતિ કરવા રાજકુંવરીએ નિશ્ચય કર્યો છે, અને તેથી કોઈ પણ પ્રવાસી ક્ષત્રિય પુરૂષ આવે છે તેને રાજકુંવરીની આજ્ઞા લેઈને આ દ્વારપાલ જોવા દે છે. આ સાંભળીને મેં કહ્યું કે હું ક્ષત્રિય પ્રવાસી છું. મેં આ નગરમાં પ્રવેશ કર્યો છે. માર્ગમાં આપણે ડિંડિમ સાંભળ્યું છે. અને મારે આ નગર છોડીને સત્વર જવાનું છે તો પછી આ યોગ પુનઃ આવવો કઠિન છે. માટે તમે એ રક્ષકને કહો અને એ ચિત્ર જોવાની આજ્ઞા મંગાવો. આ મારાં વચન સાંભળીને તે સ્વારે સર્વ વૃત્તાન્ત તે રક્ષકને કહ્યું. રક્ષકે જઈને મુખ્ય ઓરક્ષકને કહ્યું. તેણે ક્રમથી જઈને રાજકુંવરીને કહ્યું, અને ત્યાંથી આજ્ઞા મેળવીને પાછા આવી તે દ્વારપાલે દ્વાર ઉઘાડી મને તે મંદિરમાં પ્રવેશવા સવિનય કહ્યું. મેં પણ અંતરમાં અત્યંત પ્રસન્નતાને અનુભવતાં તે મંદિરમાં પ્રવેશ કર્યો. અંદરની શોભા અવર્ણનીય હતી. દેવમંદિરસમ શોભા કરીને દેવના સ્થાનાંતે ચિત્ર મુકેલું જણાયું. લગાર સમીપ જઈને જોતાં તો મને એમ ભાસ્યું કે આ ચિત્ર તો મારું જ છે. જે સમયે મારા પિતાએ કન્યાની શોધમાટે ચિત્રકારોને મારાં ચિત્રો કરાવીને દેશ દેશપ્રતિ મોકલ્યાં હતાં તે સમયના ચિત્રમાંનું આ ચિત્ર છે એમાં કાંઈ સંદેહ નથી એમ મને જણાયું. આ ચિત્ર મારું જ છે

એવો નિશ્ચય થતાં જ મારું હૃદય હર્ષથી ભરી ફુલતું હોય એવું ભાસ્યું. મારા અંગમાં જાણે વિજળીના ચમકારાજેવો એકદમ ચમકારો થઇ ગયો. અનિર્વચનીય પ્રસન્નતા જણાવા લાગી, અને જેમ ઘણા કાલથી તપ કરનાર તપસ્વીને નિરાશાના સમયમાં પોતાના ઉપાસ્યનો સાક્ષાત્કાર થાય અને તેથી તેને જેવો હર્ષ થાય તેવો હર્ષ આ ક્ષણે મને થયો. હું ભાગ્યની, ઈશ્વરની તથા મારા પ્રયત્નની એકકાલે સ્તુતિ કરતો હોઉં એવો મને પોતાને પોતામાં ભાસ થયો. યથાર્થ દૃષ્ટિ નાંખીને મેં પુનઃ પુનઃ નિશ્ચય કર્યો કે નિસંશય આ ચિત્ર મારૂં છે. પછી તત્કાલ હું મારા મનને નિયમમાં રાખીને બહાર નિકળ્યો. અને સ્વારસહિત અશ્વારૂઢ થઇને મારે ઉતારાઉપર આવ્યો.

ઉતારાપ્રતિ જતાં માર્ગમાં તથા ઉતારાના સ્થલમાં ગયા પછી જે જે વિચારોના પ્રવાહ વૃત્તિમાં વહ્યા હતા તે તે સર્વેનું સ્વરૂપ આજ મને યથાવત્ કહેવાયોગ્ય સ્મરણ નથી. કારણ કે તે પ્રવાહ એટલી ત્વરાથી ચાલેલો અને તેમાં એક વિચારમાં અનેક વિચાર એવા પ્રકારથી સંકલિત થઈ વહ્યા હતા કે તેને પૃથક્ કરી, તે વિચાર થઇ રહ્યા હતા તે જ ક્ષણે જો કોઇને કહેવા હોત તો તે પણ કહેવા કઠિન થઈ પડત તો, આજે કહેવામાં કઠિનતા હોય એમાં શું આશ્ચર્ય ?

ઉતારાપર આવીને મેં પુનઃ પ્રથમનાં વસ્ત્રો ધારણ કર્યાં, અને પેલાં વસ્ત્રો ઉતારી મુક્યાં. પશ્ચાત્ સ્વસ્થ થઈ મેં મારૂં મુકેલું મિત્ર તથા ચિત્રનું પોટલું જોયું. અને નિરાંતથી પર્યંકઉપર બેઠો. આ સમયે પણ મારું અંતઃકરણ વ્યાપારની શિથિલતાવાળું ન હતું. મારા બહાર જઇ આવ્યાના સમાચાર જાણીને તે ગૃહપતિ ગૃહસ્થ મારા સમીપ આવ્યા. મેં અભ્યુત્થાનવડે તેમને સંમાન આપીને બેસાડ્યા. બેઠા પછી તેમણે તે નગરનાં જોવાલાયક સ્થલોસંબધી મારા વિચાર પૂછ્યા. તથા એથી ઉત્તમમધ્યમકનિષ્ઠ વૈભવ ક્યાં ક્યાં જોયાછે એ પણ પૂછ્યું. મને નિરૂપાયથી એમના પ્રશ્નના ઉત્તરમાં બોલવાની જરૂર પડી, પણ તે મને રૂચિકર થઈ પડ્યું નહિ; કારણ કે હું મારા વિચારમાં જ વારંવાર પ્રવેશવા ઇચ્છતો હતો. આમ છતાં પણ મેં એ સ્થલોની સ્તુતિ કરી સ્વલ્પમાં કહ્યું કે મેં માર્ગમાં ઘણાં રાજ્યો જોયાં, પણ આ સ્થલ સર્વ પ્રકારથી સર્વેકરતાં શ્રેષ્ટ છે એમ કહેવામાં મને કિંચિત્ પણ સંકોચ પ્રતીત થતો નથી. તે પુરુષે આડાઅવળી ઘણી વાર્તા કરી, તે હું શ્રવણ કરતો હતો, છતાં જેમ કોઈ સુષુપ્તિમાં પ્રવેશવાના સંધિમાં સાંભળતો છતાં સાંભળતો નથી અને પ્રસંગે ઉત્તર આપવાના સમયમાં ઉત્તર આપી શકતો નથી તેમ હું પણ ક્ષણમાં મારા વિચારમાં લીન થઇ જતો તેથી તેને યોગ્ય સમયે ઉત્તર આપવામાં અસાવધ થતો હતો. આ પ્રકારની મારી સ્થિતિ થોડી વાર જોયા પછી તે વિચક્ષણ બુદ્ધિવાળા પુરૂષે મને કહ્યું કે તમે મારી સાથે વાર્તા કરતાં છતાં કોઈ અન્ય વિચારમાં નિમગ્ન થઇ જાઓ છો અને તેથી મારા બોલવામાં તમારી વૃત્તિ ઉત્તમ પ્રકારે પ્રવેશતી જણાતી નથી, તો એવું શું વિચારનું પ્રયોજન છે? તે જો અડચણ નહિ હોય તો કહો. અને સાક્ષાત્ કહેવામાં કાંઇ પ્રતિબંધ હશે અને તમારા વિચારો અગત્યના હશે તો હાલ અને

તેમ સૂચવો તો હું તમને તમારા વિચારમાં વિઘ્ન ન કરતાં અન્ય કાર્યમાં પ્રવેશ કરૂં. આ પ્રકારનાં તેનાં વચન સાંભળીને સાવધાન થઇ હું બોલ્યો કે ના, એમ કરવાની કાંઈ અગત્ય નથી. હું અકારણ વિચારમાં પડી જાઉંછું, અને તેથી આપની સાથે અસાવધપણાથી વર્તાયું કે બોલાયું હશે તો ક્ષમા કરશો. એ વિચારો નિર્જીવસરખા છે એટલે પ્રકટ કરવા વૃત્તિ થતી નથી; હવે આપને જે કાંઈ કહેવાનું હોય તે કહો. તેણે કહ્યું કે આજે તમે જે જે જોઇ આવ્યા તેમાં જે સ્થલમાં તમારી વૃત્તિ અધિક પ્રસન્ન થઇ હોય તે તે સ્થલસંબંધી મને તમારા વિચારો જણાવો. આ સાંભળીને મેં જોયેલા અન્ય ભાગોનું સારૂં વર્ણન કર્યું. પછી રાજકુંવરીના સ્થાનનું વર્ણન કરવા જતાં કિંચિત્ સંકોચાયો, અને તે સ્થલ ઘણું રમણીય છે એમ કહી સમાધાન કર્યું. પણ તેને કંઇક એ સંબંધમાં ભાન થવાથી મને પૂછ્યું કે ત્યાં રાજકુંવરીએ એક પોતાના મનથી સ્વીકારેલા પતિનું મંદિર કર્યું છે તે તમે જોયું કે નહિ? મેં હાવભાવથી કહ્યું કે હા તે પણ જોયું ખરૂં. ત્યારે તેણે પૂછ્યું કે એમાં જે પુરૂષનું ચિત્ર છે તે જોયું? મેં લગાર મનમાં સંકોચાતાં કહ્યું કે હા તે પણ જોયું. તેણે પૂછ્યું કે તમે આટલાં સ્થલોમાં વિચરતા આવ્યાઓ તો તેમાં કોઈ સ્થલે એ ચિત્રસમ પુરૂષ જોયો હોય એવું સ્મરણ આવે છે? આ સાંભળીને ઉત્તર ન આપતાં હું સ્વલ્પ કાલ વિચારમાં પડી મૌન રહ્યો; પણ પછી ઉત્તર આપ્યું કે એવો કોઈ બીજો પુરૂષ તો મારા જોવામાં આવ્યો હોય એમ સ્મરણમાં આવતું નથી. તેણે કહ્યું, ભલે એમ હોય તો કાંઈ ચિંતા નથી. આટલું બોલવા પછી એ સંબંધમાં એમનું તથા મારૂં કાંઇ બોલવું થયું નહિ. થોડી વાર આડી અવળી વાતો કર્યા પછી અમે વાળુ કરવાને ઉઠયા, અને ત્યાર પછી પોતપોતાના શયનગૃહમાં ગયા. શયનગૃહમાં જ્યારે હું સેવકના સુવા ગયા પછી સુતો ત્યારે પ્રથમ જે હર્ષ ઉભરાયો હતો તે સહજ સ્વભાવથી ગૌણ પડતો ગયો, અને તેથી અંતઃકરણમાં નિયમિતપણું પાછું આવ્યું જણાયું. પશ્ચાત્ સુતાં સુતાં મનમાં આ પ્રકારના વિચાર ચાલ્યા.

'ખરે આ રાજકુંવરીના મંદિરમાં ચિત્ર છે એ તો મારૂં જ છે; પણ આ મારી પાસે જે ચિત્ર છે અને જેને અર્થે મારો આ પ્રવાસ છે તે ચિત્ર એ રાજકુંવરીનું જ છે કે વળી અન્યનું એનો નિર્ણય થઇ શકતો નથી. કદાચિત્ એ ચિત્ર એનું નહિ હોય તો હજી મારા પ્રવાસનો અવધિ આવ્યો હોય એમ નથી. અને આ રાજકુંવરી જો એ ચિત્રથી અન્ય હોય તો આ સ્થલ પણ મને વિઘ્નરૂપ થઇ પડવાનો સંભવ છે, કારણ કે એણે ચિત્રથી જ મારા વિષે પતિબુદ્ધિ સ્થાપી છે, અને ઘણા કાલથી મને સાક્ષાત્ પતિપત્નીસંબંધ થયાં વિના પણ પતિભાવથી ચિત્રદ્વારા ભજેછે, અને મને પામવાનિમિત્તે એણે ઘણું કષ્ટ કર્યું હોય એમ ભાસેછે. મારી શોધ પણ કરાવતી સમજાય છે. આથી જો કદાચિત્ એ ચિત્રવાળો પુરૂષ હું જ છું એમ એને તથા એનાં માતાપિતાને નિશ્ચય થાય તો મને અહીંથી લગ્ન કર્યા વિના જવાની અનુકૂલતા આવવાનો સંભવ જણાતો નથી. અને મારી પાસેના ચિત્રવાળી એ ન ઠરે તો મારે આગળ પ્રયાણ કર્યા વિના ચાલે એમ નથી. અહો! આ મન એ પણ કોઇ અચિંત્ય શક્તિવાળો પદાર્થ છે. લોકમાં 'મનોમન સાક્ષી' કહેવાય છે તે આથી ખરૂં ઠરેછે. ક્યાં હું અને ક્યાં આ સ્થલ! ખરે મને આ સ્થલે ખેંચી લાવનાર આ

રાજકુંવરીના મનનો દૃઢ સંકલ્પ જ હોવો જોઇએ. આ પુરૂષનું અને મારૂં મળવું તથા આ પ્રકારનો સુયોગ આવવો એમાં ખરૂં જોતાં તો મારા તથા એ રાજકુંવરીના અને આ પુરૂષના એમ ત્રણેના સંસ્કાર કારણરૂપ હોવા ઘટે છે, પણ પ્રબલ સંસ્કાર એ રાજકુંવરીના જ ધરેશે, કારણ કે એ દૃઢ નિશ્ચયથી બેઠી છે. સુજ્ઞોનું કહેવું પણ એમ થાય છે કે પ્રાણિઓને તેમનો દૃઢ નિશ્ચયજ તદનુકૂલ ફલનો પ્રવર્તક થાય છે. હવે આ પુરૂષને મારે એમ કહેવું કે એ ચિત્ર મારૂં જ છે એ તો મને ઘટિત જણાતું નથી. તેમ જ તે ચિત્રને જોયા વિના એ પણ મને અને ચિત્રને સરખાવીને શી રીતે જાણી શકે કે એ પુરૂષ હું જ છું. કદાચિત્ હું અને એ કાંઇ પણ હવે પછી ન બોલીએ અને હું એમની આજ્ઞા માગી માર્ગે પડું તો પછી એ કુંવરીને પણ શી રીતે જાણવામાં આવશે કે મારો મનથી સેવેલો પતિ આવી ગયોછે.' મને પણ આટલું જાણ્યા પછી હવે અહીંથી એમને એમ જવું યોગ્ય જણાશે નહિ. કદાચિત્ હું અસાવધપણે પ્રમાદથી યોગ્ય વ્યવસ્થા કર્યા વિના ચાલી નિકળીશ તો પછી મને આગળ જઇને ઘણો પશ્ચાત્તાપ થવાનો સંભવ રહેશે. માટે એક તો એ જ નિશ્ચય કે ચોકસ નિર્ણય થયા પછી જ આગળ ચાલવાનો વિચાર કરવો. એક પક્ષથી વિચારતાં એમ પણ લાગે છે કે આ પુરૂષ અત્યંત બુદ્ધિમાન્ અને ચોકસી કરવાના સ્વભાવવાળો છે તેથી આ સંબંધમાં સઘળી વાર્તાનો જાણનાર પણ હશે. એવું એક વાક્ય મને સંશય આણનાર ભાસ્યું હતું. તે એ કે જ્યારે હું શસ્ત્ર તથા વસ્ત્રને ધારણ કરી આજે બહાર નિકળવાને તૈયાર થયો હતો તે ક્ષણે એણે મને જોઇને એવા ભાવનું વચન કહ્યું હતું કે તમારી સઘળી કામના ઈશ્વર કરશે તો અત્ર જ પૂરી પડશે. એમનું વાક્ય ઊંડા અર્થને સૂચવનાર ભાસેછે. વળી આ રાત્રે પણ જ્યારે મેં ઉત્તર આપ્યું કે બીજો તો કોઇ પુરૂષ એવો જોવામાં આવ્યો હોય એમ સ્મરણ નથી ત્યારે એમણે કહ્યું કે ભલે એમ હશે ત્યારે તો કંઈ ચિંતા નથી. આ એમના વચનથી પણ મને ભ્રાંતિ થાય છે કે કદાચિત્ એ પુરૂષે મને જોયો હશે અને પ્રથમથી ચિત્ર જોયેલું તેથી તે પુરૂષ હું જ છું એવું એને ભાન થયું હોય અને તેથી જ આવાં માર્મિક વચનો એ બોલ્યા હોય. જો આમ હશે ત્યારે તો કાલે જ આ વાર્તાનું નિરાકરણ થશે. અહો ! જો મારી ધારેલી એ અને એનો ધારેલો હું એમ જ ઠરશે તો પછી એને તથા મને આનંદની હેલી થશે અને તે આનંદ કેવો તે કંઇ કોઇ પૂછે તો મારાથી કે એનાથી બ્રહ્માનંદની પેઠે વાણીવડે વર્ણી શકાવાનો નથી. આ સ્થલ જ મારા પ્રવાસનો અવધિ આણનાર હશે તો મારા ધારવા પ્રમાણે સમયસર મારાથી પાછા ગૃહપ્રતિ જઇ શકાશે અને તેથી મારા નામઉપર જ વિશ્વાસ ધરીને બેઠેલી અને મને જ વરેલી પેલી ક્ષત્રિયની પુત્રીના પણ મનોરથ પૂર્ણ થશે.

આ વિગેરે અનેક વિચાર કરતાં મને નિદ્રા આવી નહિ ત્યારે પુનઃ મેં મનને સમાધાનમાં સ્થાપવા આ પ્રકારે વિચાર ચલાવ્યો. 'અરેરે! હું કેવો અસાવધ છું. આ સંસારના સ્વરૂપનો મેં ઉત્તમ પ્રકારે વિચાર ઘણી વાર કર્યો છે. મેં ઘણાં કષ્ટ આજ પર્યંત વેઠયાં છે, અને હજી પણ વેઠવાનો સંભવ છે. આ સંસાર દુઃખના મૂલરૂપ છે. તેથી જ્યાં પર્યંત સંસારી થઇને મારે ભમવું છે ત્યાં પર્યંત દુઃખની નિવૃત્તિની આશા ખોટી છે. આ જગતમાં પદાર્થ માત્ર મળવાથી જ પ્રસન્ન થવું એમ નથી કારણ કે સંપૂર્ણ

પદાર્થ ભયમાં હોવાથી કાલાંતરે પણ ભયને જ આપનાર છે. ભોગ અને ભોક્તાનો સંબંધ નિત્ય નથી, કારણ કે તે ઉભય પરિણામી હોવાથી વિકારી છે. આ શરીરો પણ સદા આધિવ્યાધિઆદિ વિરોધી કારણોથી ક્ષીણ થનાર છે અને તેથી આગળ સુખની આશાઓ બાંધી બેસવું એ કાંઇ સુજ્ઞનું કામ નથી. મારા અનુભવપ્રમાણે મને ભાસ્યું છે કે અવશ્ય પ્રાપ્ત થનાર પદાર્થ કોઇથી મિથ્યા થતો નથી અને અવશ્ય ન પ્રાપ્ત થનાર પદાર્થ કોઇથી મેળવી અપાતો નથી. કદાચિત્ સર્વ શક્તિમાનથી એમ થઇ શકે, પણ તેમને તેમ કરવાના પ્રયોજનના સંભવપર્યંત તો તેમ થતું નથી; અને તેમને કરવાનો સંભવ એ કંઇ સહુને સહજ પ્રાપ્ત થતો નથી. જેથી આ ક્ષણે હવે મારે વિશેષ વિકળ થવાની અગત્ય નથી. અવશ્યભાવી હશે તે થશે, એમ ધારી નિદ્રાવશ થવું જ યોગ્ય છે. આ વિગેરે વિચાર કરીને પછી હું ઇષ્ટનું સ્મરણ કરતો, મનને પરમેશ્વરના વ્યાપક નિરૂપાધિ સ્વરૂપમાં જોડતો ક્રમેકરીને નિદ્રાવસ્થાને પામ્યો. તત્કાલ તો નિદ્રા આવી. પણ અંતઃકરણમાં વિલક્ષણ ફેરફાર થયેલો હોવાથી સ્વપ્નમાં પ્રવેશ થઇને જાગી ઉઠ્યો. વળી વિચારમાં ચઢ્યો, વળી સમાધાન પામીને નિદ્રાવશ થયો. એપ્રમાણે વારંવાર જાગ્રત્, સ્વપ્ન તથા સુષુપ્તિને ભોગવતાં રાત્રિ વ્યતીત થવા આવી. બ્રાહ્મમુહૂર્તનો સંધિ થવા આવ્યો એટલામાં મેં જ્યાંત્યાં વાદ્યત્રના નાદ થતા સાંભળ્યા, અને ત્યાર પછી સહજ વારમાં લોકોની જાવ આવ માર્ગમાં થવા લાગી. મારા સમજવામાં એમ હતું કે આ નગરમાં નિત્ય આ પ્રકારના વાદિત્રના નાદ થતા હશે, પણ પાછળથી જણાયું કે રોજ થતા તે તો નિયમિત થતા પણ આજે તો કાંઇ ઉત્સવનિમિત્તના વિશેષ થયા હતા. આ તે સમયે મારા જાણવામાં આવવાનું કારણ એ જ હતું કે માર્ગમાં લોકો પરસ્પરને પૂછતા કે ભાઇ! આજે આટલાં બધાં વાજાં વાગવાનું શું કારણ છે? આજનો દિવસ કાંઈ જાણીતા ઉત્સવનો તો નથી. આપ્રમાણે એક બીજાને પૂછતા પણ ખરૂં કારણ ત્યાં પર્યંત કોઇના મુખમાંથી નિકળ્યું સાંભળવામાં આવ્યું નહિ. (અપૂર્ણ.)

---

# ॥ श्रीपंचवरदवृत्तान्त ॥

( અનુસંધાન પૃષ્ટ ૧૪૪ થી )

હે આશાવાન્ લોકો! તમે તમારી મતિને સાવધાન રાખો. મિથ્યા આશાથી માથા ઉપર દુઃખને વહોરતા અટકો. આશાના પાશમાં બંધાયલા ઘણા મનુષ્યો આ જગત્‌માં અનર્થને જ પામ્યા છે, તેમાં પણ આ તમારી તો દુરાશા છે. તમે અન્યને કહેવા લાગો છો પણ તમારા હિતાહિતનો વિચાર તમે કરતા નથી. તમે કષ્ટ વેઠ્યા છતાં પણ જ્યારે તમને તે કામરૂદેશની વિદ્યાનો લાભ થયો નહિ અને કામાક્ષી દેવીનાં કે છેવટ ભૂતપ્રેતનાં પણ તમને દર્શન થયાં નહિ અને માગ્યા વર મળ્યા નહિ ત્યારે હવે તમારે સમજવું જ જોઇએ કે એ પ્રવર્તકપાસે એ સાચી વિદ્યાનો લેશ પણ નથી. ભાઈઓ! તમે જાણો છો કે એ લોકોમાંથી કોઇ પણ કામરૂદેશમાં કે કુશ, પ્લક્ષ, શાલ્મલિ, ક્રૌંચ, શાક કે પુષ્કરદ્વીપમાં જઈ આવ્યા નથી, અને એમ છે ત્યારે તમે સમજતા નથી કે એ તો ભિ-

થ્યા ભ્રમવાના માર્ગ છે ? સમજણમાં આવેલું બાળક પણ જાણે છે કે ખરા ગુરૂવિના જ્ઞાન થતું નથી. અરે સમજુ માણસો ! તમે જાણતા નથી કે દેવદેવીને સાધ્ય કરવાનું કે અન્ય ઉપાયથી કોઈ પ્રકારની પણ મોટી શક્તિ મેળવવાનું કામ સહેલું નથી, અર્થાત ઘણું કઠિન છે? આજકાલ જ્યાંત્યાં ધર્મના યથાર્થ જ્ઞાતા અને પ્રવર્તક થઇને બેસતા જણાય છે અને મંદમતિ જીવોને વ્યામોહમાં નાંખે છે પણ તમે કે જેઓ મોટી મતિવાળા છો તેઓ પોતાની તે મતિનો ઉપયોગ કેમ કરતા નથી ? એક જણ સગુણ અને સાકાર ઈશ્વર જ મનાવે છે અને બીજો નિર્ગુણ અને નિરાકાર ઈશ્વરં મનાવવા મત તાણે છે તો તે બંને તો કાંઈ એક સમયે ખરા નહિ જ હોય ?, કાં તો બંને ખોટા, કાં તો બંને ખરા, અને કાં તો એક ખોટો અને એક ખરો એમ હોવું ઘટે છે; તો એ સંબંધમાં તમે બુદ્ધિમાન્ છતાં વિચાર કેમ કરતા નથી, અને પાછળથી પશ્ચાત્તાપ થવા સરખું કરોછો ? વળી હે ભાઇઓ ! જે સ્થિતિમાં ગુરૂશિષ્યનો કે સ્ત્રીપુરૂષનો કે ઉચ્ચનીચનો આદિ ભેદ પ્રતીત થાય નહિ એવી પરિણામી સ્થિતિમાં આવ્યા વિના જ ગુરૂશિષ્યાદિ ભેદભાવનારહિત થવાની ઇચ્છા કરોછો એથી તમારૂં હિત શી રીતે થશે ? તમે જાણોછો કે આ લોકમાં જ્યાં ત્યાં ક્ષુદ્ર વ્યવહારના જ્ઞાનમાં પણ ગુરૂબુદ્ધિની અગત્ય પડે છે. ખરૂં જોતાં જે શરીરમાં-અર્થાત્ અંતઃકરણમાં સત્ત્વ કે બુદ્ધિબલ અધિક છે તે ગુરૂપદ છે, અને જે અંતઃકરણમાં સત્ત્વ કે બુદ્ધિબલ ન્યૂન છે તે શિષ્યપદ છે. આ પ્રકારનો ગુરૂશિષ્યભાવ તો સમાન્ય રીતે સઘળે જ સંભવે છે. તમે જ વિચાર કરો કે સમાન બુદ્ધિવાળાનો સંબંધ થવાથી શું અધિક ફલ મળવાનો સંભવ છે ? કાંઇ જ નહિ. જો કદાચિત્ ન્યૂન બુદ્ધિબલવાળાને અધિક બુદ્ધિબલવાળાનો સંબંધ થાય તો તે ન્યૂનતાવાળાને અધિકપણું પ્રાપ્ત થવાનો સંભવ છે. સ્પષ્ટ સમજાય એવું છે કે જ્યાં કેવલ સ્ત્રિયોનો કિંવા કેવલ પુરૂષોનો કે કેવલ નપુંસકોનો સમુદાય વસતો હોય ત્યાં પ્રજાની વૃદ્ધિનો સંભવ હોતો નથી, પણ ભેદવાળી પ્રજાથી, તેમાં પણ પ્રજાવૃદ્ધિનાં સાધનવાળી સ્ત્રીપુરૂષરૂપ પ્રજાના સંબંધથી જ પ્રજાવૃદ્ધિનો સંભવ હોય છે. ત્યાં વંધ્યા સ્ત્રીને પુરૂષનો સંબંધ પણ વ્યર્થ છે તેમ જ પ્રજોત્પાદક બલરહિત વીર્યવાળા પુરૂષનો તથા સ્ત્રીનો સંબંધ પણ પ્રજાની વૃદ્ધિમાં હેતુ નથી. આપ્રમાણે કાંઇ ગમે તેનો સંબંધ ગમે તે ફલ આપે એમ થતું નથી. અને એજ પ્રમાણથી સમજાય છે કે બંને નપુંસકવત્ સમાન બુદ્ધિવાળાનો સંબંધ કાંઇ મતિનો વધારનાર નથી તેમ જ નીચી મતિવાળાનો સંબંધ ઉંચી મતિવાળાની મતિને વધારનાર નથી. અને કુટિલ મતિ બલવતી હોય તે પણ અનિષ્ટજનક છે. જેથી શુદ્ધ સાત્ત્વિક બલવાળી મતિના પુરૂષ તે જ ગુરૂમતિવાળા હોવાથી ગુરૂરૂપ છે, અને તેવા પુરૂષ જ જે સંપૂર્ણ ઓછી મતિવાળા હોવાથી શિષ્યરૂપ હોય તેમના વડે ગુરૂરૂપે સેવ્ય તથા સંબંધ કરવા યોગ્ય ગણાય છે. આપ્રમાણે ગુરૂ પણ અધિક ઉત્કૃષ્ટ મતિવાળા હોય છે તો મોક્ષપ્રદાયિની સર્વોત્તમ વિદ્યાના દાતા શ્રીસદ્ગુરૂ તો તેથી પણ અપાર મતિવાળા હોવા ઘટે. એમાં શું આશ્ચર્ય છે ? હે ભાઇઓ ! આપણા પૂર્વે થઇ ગયેલા મોટા પુરૂષો ભવિષ્યની વાર્તા લખી ગયા છે તેમાં લખ્યું છે કે આગળ કલિના પ્રવેશપછી ઘણા પાખંડવડે ઠગાવણ જનો

ધર્મને નામે ધતિંગ ચલાવશે, અર્થાત્ ધર્મમાં પાખંડ અને છલ વધારીને લોકોને યથાર્થ ધર્મથી ભ્રષ્ટ કરશે, તો તે પ્રાચીન લેખપ્રમાણે થતું આજ અમારા જોવા સાંભળવામાં આવે છે. અમે પણ ઘણે સ્થલે ફરીએ છીએ, જોઇએ છીએ, સાંભળીયે છીએ અને તેથી સમજીએ છીએ કે જ્યાં ત્યાં આજે પાખંડની વૃદ્ધિ થતી જણાય છે, અને સાધુઓકરતાં પાખંડીઓ અધિક પૂજ્ય ગણાવા પ્રયત્ન કરતા જણાય છે.

ખરૂં જોતાં આપણાં શાસ્ત્રોમાં સર્વ વાર્તા ધર્મના સંબંધમાં સ્પષ્ટ લખી ગયા છે, તેમ છતાં પણ લોકો તેને ન જોઇને તથા ન જાણીને ગમે તેમ ભ્રમે છે એમાં પૂર્વ પુરૂષોનો શો દોષ છે?

આજ કાલ જુદાં જુદાં સ્થલોમાં ધર્મનાં નિમિત્તથી નાનાં મોટાં અનેક મંડલો મળીને અનેક પ્રકારના વિચારો કરે છે. અને તે સર્વ મૂલ આપણા પૂર્વ પુરૂષોની ચર્ચેલી વાર્તાઓ જ કરે છે, છતાં જાણે અમે જ કાંઇ અલૌકિક શોધી લાવીને આ દીન પ્રજાનાં દુઃખ ટાળીએ છીએ એવું ડોળ કરે છે. આથી બુદ્ધિમાન પુરૂષોને ઘણું આશ્ચર્ય થય છે.

આ જોતાજોતામાં અનેક શાખાઓ નિકળી છે. કોઇ તો કહેછે કે જીવ અને ઈશ્વર જૂદા છે, અને તે પાછા એક થાય છે, અને તે જીવોને ઈશ્વરમાં એક થવાની યુક્તિ અમારી પાસે આવે તેને અમે આપીએ છીએ. એ યુક્તિ બીજાપાસે મળે એમ નથી.

કોઈ તો કહેછે કે જીવને ઈશ્વર જુદા છે તે સદા જુદા જ રહેવાના છે. કોઇ કાલે એક થવાના નથી; પણ આ જીવોને ઈશ્વરની પ્રાપ્તિ અથવા ઈશ્વરના સામીપ સ્થિતિ થવાથી અખંડ સુખ મળેછે, અને તેપ્રમાણે સુખ મેળવવાના ઉપાયો અમારી પાસે આવે તો અમે જીવને સહજમાં બતાવીએ છીયે. બીજાપાસે એ કળ નથી.

કોઇ તો કહે છે કે ઈશ્વર આ જીવોને પોતામાંથી પેદા કરે છે અને પાછા પોતામાં સમાવી દે છે, પણ કર્મબંધનથી તે ઈશ્વરના સ્વરૂપમાં જુદા જ રહેછે. તેમને તે બંધનથી છોડાવીને અમે ઈશ્વરમાં મેળવી આપીએ છીએ. આ સંકેત અમે જ જાણીએ છીએ, અન્ય કોઇ જાણતું નથી.

કોઇ તો કહે છે કે ઈશ્વર હોય તો ભલે, પણ ઈશ્વરને અને જીવને કાંઇ સંબંધ નથી. જીવો પોતાનાં કર્મથી બંધાય છે, અને પોતાનાં કર્મથી છુટે છે. તે જીવને છોડવનારાં જે કર્મ છે તે કર્મને અમે જ જાણીએ છીએ, અને અમારી પાસે આવે તેને તે કર્મની ગતિ ઓળખાવીએ છીએ.

કોઇ તો કહેછે કે ઈશ્વર જ નથી. આ જગત તો પોતાની મેળે જ થાય છે ને બળી જાય છે, એટલે એમાં જીવ એવું કાંઇ છેજ નહિ. તો પછી તેને છુટવાનો ઉપાય શું કરવા જોઇએ? ખાવું, પીવું, વિષયનાં સુખ લેવાં અને મોત આવે ત્યારે મરવું. ખાનપાનાદિક વિષયસુખ મેળવવાની યુક્તિ અમારી પાસે છે તે જેને જોઈએ તેણે અમારી પાસે આવવું.

કોઇ તો કહે છે કે વિવિધ શક્તિને આપનારી કામાક્ષી દેવીની ઉપાસના અમે જ કામરૂ દેશથી લાવ્યા છીએ; તે જે આવે તેને અમે આપીશું.

કોઇ તો કહે છે કે દ્વીપાંતરમાંથી દેવતાઓને વશ કરવાની વિદ્યા અમે લાવ્યા છીએ. તેનાથી દેવ વશ થાય છે, અને ધારેલા મનસુબા પાર પડાય છે. માટે એ વાત શિખવી હોય તેણે અમારી પાસે જ આવવું.

કોઇ તો કહે છે કે અમે સમાધિમાંથી જાગીને હવે આ લોકોને તે સમાધિજ્ઞાનનો બોધ આપવા પરોપકારબુદ્ધિથી બેઠા છીએ તે જે આવશે તેને સમાધિ શિખવશું અને સિદ્ધિઓ પણ મેળવી આપશું.

કોઇ તો કહે છે કે અમને ઈશ્વરનાં સાક્ષાત્ દર્શન થાય છે અને થયેલું થવાનું તથા થતું સર્વ વૃત્તાંત અમને સુઝે છે. ઇશ્વરની આજ્ઞાથી અમે જીવોને બોધ આપીએ છીએ. માટે જેને ઈશ્વરને મળવાની ઇચ્છા હોય તેણે અમને મળવું.

કોઇ તો કહે છે કે મોટા મોટા યોગીશ્વરો અમારે અધીન છે, અને તેઓ અમને જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે ત્યારે સઘળા પ્રકારનું સાહાય્ય આપેછે માટે જેમને યોગીશ્વરનાં દર્શન કરવાં હોય તથા ઈચ્છાપ્રમાણે અર્થ સારવા હોય તેણે અમારી પાસે આવવું.

હે ભાઇઓ! અમે તમને કેટલા ગણાવીએ? આવા ને આવા અનેક મનસ્ફી વાત કરનારા આજકાલ જ્યાં ત્યાં દૃષ્ટિએ પડે છે, અને આ જીવો આશાના પાશમાં બંધાયલા હોવા છતાં અધિક આશાના પાશમાં બંધાતા જ્યાં ત્યાં ભ્રમે છે, અને પોતાનું આશાબંધન ન છુટવાથી કે ન પરિપૂર્ણ થવાથી પછી પશ્ચાત્તાપ કરતા શોકથી રૂદન કરેછે.

આ પ્રકારના અનેક ભ્રમમાં નાંખનાર પુરૂષો દોષોથી ડરતા નથી; અને આ મંદમતિ જીવોને દોષ તથા ગુણનાં સ્વરૂપની ખબર નથી તેથી તેઓ અધિક દુઃખી થાય છે. પણ ભાઈઓ! તમે બુદ્ધિમાન્ છો તો વિચાર કરીને વર્તો અને તમારા પોતાના હિતને તથા અહિતને સમજો, અને નિર્ભય રાજમાર્ગે વહો. જાઓ કે જે આપણા મૂલ પુરૂષો સદ્દેહરહિતપણે લખી ગયા છે અને જે માર્ગે વહીને આપણા પૂર્વજો સુખાનુભવ કરી ગયા છે.

આજકાલ ઘણા પુરૂષો અન્યની નિંદા કરવાઅર્થે ગુરૂપદનો નિષેધ કરેછે, અને તે જ પાછા નિરૂપાયથી મનોરથ પૂર્ણ કરવા ગુરૂ થાય છે અને પાછા કહેછે કે ગુરૂની જરૂર નથી એમ નથી પણ આ અમારી પેઠે ખરેખરૂં જણાવનાર ગુરૂવિના બીજા ખોટા ગુરૂની જરૂર નથી એમ અમારૂં કહેવું હતું અને છે, સમજ્યા કેની?

હે સજ્જનો! આ પ્રકારે અનેક વિધિ પાખંડ ચાલે છે તો તે સર્વનાં મૂલ તપાસીને પછી તેમાં વિશ્વાસ કરવા યોગ્ય ગણજો. આપણો પૂર્વથી ચાલતો આવેલો શ્રુતિસ્મૃતિઆદિથી પ્રમાણરૂપ અને ભયરહિત જે યથાર્થ ધર્મ છે તેને જ અનુસરવું અને આપણા જે અંતરના દોષોને ઓળખાવીને તેને ટાળવાના યોગ્ય ઉપાયને પ્રતિપાદન કરે છે તથા આપણા અંતર્વર્તના કર્તવ્યને પ્રતિપાદન કરે છે તે સચ્છાસ્ત્રોને માન આપીને વર્તવું, અને એ જ પ્રમાણે આપણા પૂર્વ પુરૂષોએ જે જે પ્રકારના દોષોથી રહિત અને જે જે પ્રકારના ગુણોથી યુક્ત ગુરૂના સ્વરૂપને વર્ણ્યું છે તેવા ગુરૂને માન આપીને ચાલવું એ જ આપણા કલ્યાણનો માર્ગ છે.

હે ભાઈઓ! સ્થિતિના ભેદથી આપણા પૂર્વ પુરૂષોએ તત્ત્વદૃષ્ટિથી એવાં વચનો પણ કહ્યાં છે કે 'આ હું નથી, તું નથી અને જે પ્રતીત થાય છે તે આ લોક પણ નથી.

કોઇ ગુરૂ નથી; શિષ્ય નથી, સ્ત્રી પુરૂષ અને નપુંસક નથી, પશુ પક્ષી અને જડ કાંઈ નથી. પણ માત્ર સચ્ચિદાનંદસ્વરૂપ શિવતત્ત્વ જ છે.' આ વચનો જે સ્થિતિમાં વર્તીને તેઓ સ્થિર થયા છે તે સ્થિતિનો વિચાર ન કરીને આપણે હમણાં એ વચનો બોલીને એનો ઉપયોગ કરવા જઇએ તો તે સુખપ્રદ થાય એમ નથી જ. આ તમે કે જેઓ કુલીન છો, વર્ણાશ્રમની મર્યાદાના પાલનપૂર્વક પ્રાપ્તકર્તવ્યના નિશ્ચયને કરીને યોગ્ય ક્રમથી કૃતકૃત્ય થવાને પ્રયત્ન કરો છો તેમને અનેક પ્રકારનાં અનર્થજનક વચનોને શ્રવણ કરીને તેના તાત્પર્યને સમજ્યાવિના ગમે તેમ વર્તવું યોગ્ય નથી. આ અમે કે જે વિનાકારણ અર્થાત્ સ્વાર્થવિના જ તમને આ પ્રકારનાં વચન કહીએ છીએ તેનો વિચાર કરીને જો ઘટિત જણાય તો તે વચનોને ઉપયોગમાં લેજો અને ન ઘટિત જણાય તો તમારી ઇચ્છાપ્રમાણે જે યોગ્ય લાગે તેમ કરજો, કારણ કે આ જગતમાં એવી લોકપ્રસિદ્ધ કહેવત જ છે કે 'કહેનાર કહી છુટે અને વહેનાર વહી છુટે.' અમારાં વચનથી અમારા ઉપર રોષ ધરશો નહિ. જો તમને અણઘટતું બોલ્યા છીએ એમ સમજાય તો આ અમારા અપરાધની તમે અમને ક્ષમા આપજો.

હે પંચવરદ મહાત્મન્ ! આ વિગેરે અનેક પ્રકારનાં પ્રિય તથા અપ્રિય વચનોવડે અનેક સજ્જન પુરૂષોએ તે ભ્રમિત થતી પ્રજાને ચેતવણી આપવા અર્થે સ્થલે સ્થલે પ્રયત્ન આરંભ્યો, અને તેથી ઘણી વિચારશીલ પ્રજાએ તો તે નવીન બંધાતા સમુદાયોમાં પ્રવેશનું બંધ કર્યું. આમ થવાથી વિનાકારણ તે દ્વેષી પ્રવર્તક પુરૂષોને મારા પ્રતિ અધિક દ્વેષ ધરવાનું કારણ ઉત્પન્ન થયું કારણ કે તેમના પ્રતિ પ્રવેશતાં મનુષ્યોને મેં સજ્જનોદ્વારા સાવધાન કરાવ્યાં એવો તેમણે મારા ઉપર આરોપ રાખી દૃઢ કર્યો હતો.

મારા સમીપ આવનાર મંદ તથા મધ્યમ મતિવાળી પ્રજાદ્વારા જે પૂર્વે કહેલાં વચનો લોકોક્તિરૂપે તે દ્વેષી પુરૂષોએ તથા તેમના અનુયાયીઓએ મને શ્રવણ કરાવ્યાં હતાં તે વચનોનાં સ્પષ્ટ ઉત્તર નહિ મળશે તો તે મંદ તથા મધ્યમ મતિવાળી પ્રજાને વ્યામોહ થશે એવા અભિપ્રાયથી તેમના સમાધાનઅર્થે મારા સમીપ આવનાર ઉત્તમ અધિકારિઓએ પ્રસંગવશાત્ પ્રયત્ન કર્યો હતો. તે પ્રયત્ન આ પ્રકારનો હતો.

મારા પરોક્ષ કાલમાં તે ઉત્તમ અધિકારિઓએ તે મંદમધ્યમ અધિકારવાળાને એકઠા કરીને, તેમણે લોકોક્તિરૂપે કહેલાં વચનનું ક્રમવાર આ પ્રકારે પોતાની મતિઅનુસાર સમાધાન આપ્યું હતું.

હે ભાઈઓ ! તમારામાંના કોઇને લોક કહે છે કે તમારા ગુરૂ તો કેવળ કર્મનો જ બોધ કરે છે, તો તમે અન્ન ખાનાર છતાં તમને એ વાર્તા સાચીજુઠી કેમ સમજાતી નથી? આપણે સ્પષ્ટ જાણીએ છીએ કે આપણા ગુરૂ અધિકારપ્રમાણે બોધ કરે છે તથા યોગ્ય યુક્તિ ઉપાયો સર્વને આપે છે. જે માણસના અંતઃકરણમાં પાપકર્મરૂપ મલના અધિક અંશ હોય છે તેમને તો કર્મ પ્રધાનપણે અને ઉપાસના ગૌણપણે કરવા આપે છે. અને તમારામાંના કોઇને લોકો કહે છે કે તમારા ગુરૂ તો તમને ઉપાસના આપીને ભ્રમ-

સ્થલે સ્થલે પૂછનારને આપ્રમાણે ઉત્તર વાળતા જતા હતા કે ભાઈ! આપણી રાજકુંવરીને આજે મધ્ય રાત્રિપછી દેવે પ્રસન્ન થઇને કહ્યું કે 'હે પુત્રિ! તારો પતિ આ નગરમાં આવીને રહ્યો છે તે કાલે તને મળશે. આ વાર્તા કુંવરીએ જાણીને પોતાનાં માતાપિતાને જણાવી અને તેથી તે સમયથી રાજમંદિરોમાં સ્થલે સ્થલે ઉત્સવનો આરંભ થયો છે. દેવે આ વાર્તા પ્રસક્ષ થઈને કહી કે ગુપ્ત રહીને આકાશવાણીથી કહી કે સ્વપ્નમાં દર્શન દઇને કહી એ વાર્તા હજી યથાર્થ જાણવામાં આવી નથી. આ વાર્તા પરસ્પર ચાલે છે એટલામાં સ્થલે સ્થલે હલકારાઓ પોકાર પાડતા નિકળ્યા હશે તે ત્યાં પણ પોકાર કરતા આવ્યા કે કોઈને ઘેર પરદેશી પ્રવાસીનો ઉતારો હોય તેણે રાજદ્વારમાં જઇને તતકાલ સમાચાર કહી આવવા અને રાજાની આજ્ઞા વિના કોઇએ તે પ્રવાસીને જવા દેવા નહિ. આ સઘળું જાણીને મારા મનમાં આનંદનો અખંડ પ્રવાહ ચાલવા લાગ્યો. એટલામાં મને પોતાના ગૃહમાં રાખનાર પુરૂષ મારા સમીપ આવ્યા અને કહ્યું કે રાજાની આજ્ઞા થઈછે, માટે હું રાજદ્વારમાં સમાચાર આપવા જાઊં છું. માટે સસ બોલજે કે કાલે રાજકુંવરીના મંદિરમાં જે ચિત્ર જોઈ આવ્યા તે તમારૂં છે કે કોઇનું? મને ભાસે છે કે તે ચિત્રવાળો પુરૂષ તમે જ છો. એ ચિત્ર અત્ર લાવનાર ચિત્રકાર પુરૂષ એ ચિત્ર જેનું છે તેનું નામસ્થાન વિગેરે લખાવી ગયા છે તે જો આ તમે કહેલાં નામસ્થાનસાથે મળતું આવશે તો પછી ચિત્ર મેળવવાનો વિચાર થશે.

આ પ્રકારનાં તે ગૃહપતિનાં વચન શ્રવણ કરીને હું બોલ્યો કે આપ જ્યારે સસ જ પૂછો છો તો તે ચિત્ર મારૂં જ છે એમ કાલે જોવાથી મને નિશ્ચય થયો છે. પછી તો સર્વજ્ઞ ઇશ્વર જાણે એ ખરૂં. આ મારાં વચન સાંભળીને હર્ષથી વેગવડે તે ગૃહપતિ રાજદ્વારપ્રતિ જવા સાંથી ચાલતા થયા, અને મને તૈલાદિકના મર્દનપૂર્વક સ્નાન કરાવવાને સેવકને આજ્ઞા આપતા ગયા.

પાછળથી મારા જાણવામાં આવ્યું હતું કે નગરમાં ઘણા પ્રવાસી પૃથક્ પૃથક્ સ્થલે ઉતરેલા હતા, અને આ પોકારથી તેમાંના ઘણાને મારા સરખી આશા બંધાઈહતી, અને તેથી તેમાંના કોઇ કોઇ પ્રવાસી તથા કોઇ કોઇ આતિથ્ય કરનારા ગૃહપતિઓ પોતાને ત્યાં ઉતરેલા પ્રવાસીના સમાચાર કહેવાને ગયા હતા. અને તેના સમાચાર આપવા જનારની ભીડ પણ રાજદ્વારમાં થઈ હતી. એટલામાં આ પુરૂષ જેને ત્યાં હું ઉતરયો હતો તેણે જઇને રાજાને મારૂં નામસ્થાન વિગેરે કહી સંભળાવ્યું અને તે જ પ્રમાણે રાજાને ત્યાં પણ ઉતારી રાખેલું મળ્યું. આ સમાચાર સાંભળતાં જ રાજાને મોટો હર્ષ થયો. પ્રવાસીઆદિ આવેલા તેમને પોતપોતાને માર્ગે જવાની આજ્ઞા આપી. રાજદ્વારમાં સઘળે એ વાર્તા પ્રસરી ગઇ કે અમુક સરદાર કુંવરીના નિશ્ચય કરેલા પતિને શોધી લાવ્યા છે, અને તેમને પોતાનાં ગૃહમાં રાખ્યા છે. લોકોમાં પણ જેમણે મને આગલે દિવસે ફરતાં જતાં જોયેલો તેઓ પરસ્પર વાર્તા કરતા કે કાલે અશ્વારૂઢ થઇને અશ્વવારોસાથે નગરમાં ફરતો હતો એ પુરૂષ જ ભાગ્યવાન્ નિવડ્યો છે. રાજાએ આ સરદારને આજ્ઞા કરી કે તમારે ત્યાં પ્રથમ તો તમે જાઓ પશ્ચાત્ અમે આપણા પ્રધાનાદિ પાંચ સુજ્ઞ પુરૂષને તમારે ત્યાં મોકલીએ છીએ. અને તેઓ ખા-

તરી કરશે કે ચિત્રવાળો પુરૂષ આ જ છે, પછી ઘટતી સઘળી વ્યવસ્થા કરીશું. પછી એ સરદાર પુરૂષે ગૃહપતિ આવીને મને સર્વ વાર્તા કહી. મેં તેમના આવવા પૂર્વે સ્નાન કરેલું જ હતું તેથી પછી મને ઉત્તમ વસ્ત્રાલંકાર ધારણ કરવાને લાવી આપ્યા. આગલા દિવસકરતાં પણ આ વસ્ત્ર અધિક શોભાવાળાં હતાં. મેં યથાઘટિત તે વસ્ત્રાલંકાર ધારણ કરી લીધાં. તે ગૃહપતિએ પોતાના શોભિતા સ્થાનમાં, પ્રધાન વિગેરે આવે તેમને શોભા આપવા અર્થે સઘળી ગોઠવણ કરી રાખી. 'તેઓને આવકાર આપી બેસાડ્યા પછી જ્યારે હું બોલાવવા આવું ત્યારે આપ પધારજો; ત્યાં પર્યંત આ સ્થલમાં જ સુખપૂર્વક બેસજો,' એમ કહીને તે ગયા. પછી નિશ્ચય કરેલો સમય થતાંજ પ્રધાનાદિ પાંચ પુરૂષો આવ્યા, અને તેમને સંમાનપૂર્વક બેસાડીને તે ગૃહપતિ મારા સમીપ આવ્યા. મને જેમ કોઈ પોતાના રાજાને સરદાર કે પ્રધાન માનથી વર્તે તેમ વર્તતાં મારી આગળ મને પુંઠ ન દેખાડતાં ચાલ્યા અને હું પણ ચાલ્યો. સમીપ જતાં પ્રધાનાદિ આવેલા પુરૂષોએ મને અભ્યુત્થાનવડે સંમાન આપ્યું. મારે માટે રચી રાખેલા શોભિતા ઉચ્ચાસનપર મને બેસાડ્યો. મારા બેઠા પછી તત્ક્ષણ મેં તેમને બેસવાનો ભાવ સૂચવ્યો; તેથી તેઓ સર્વે પોતપોતાની યોગ્યતાપ્રમાણે નિયમિત સ્થલે બેઠા. પછી પ્રધાનાદિએ મને તથા મેં તેમને કુશલ પૂછ્યું. તેમણે મને જોતાં જ પૂર્વે જોયેલા મારા ચિત્રથી અનુમાન કરેલું, તો પણ તે ચિત્રના તથા આ સમયના વયમાં અંતર હોવાથી મુખમાં પણ કિંચિત્ વિલક્ષણતા પ્રતીત થવાનો સંભવ હતો. આ કારણથી પ્રધાને પોતાની સાથે આણેલા નિપુણ ચિત્રકારના સંમુખ જોયું. તે ચિત્રકારે પોતાની પાસેથી ચિત્ર કાઢીને મારા સંમુખ જોઇ નિશ્ચય કરી લીધો. એ સમયમાં મને અપમાનસરખું થવાનું ભાન ન થાય તેમાટે પ્રધાને મારા રાજ્યસંબંધી તથા પ્રવાસસંબંધી કાંઇક વાર્તા પૂછી અને મેં તેનાં ઘટિત ઉત્તર આપ્યાં. પછી તે ચિત્રકારે 'હા મળેછે' એવો ભાવ સૂચવતાં ચિત્ર જેમનું તેમ વસ્ત્રમાં ટાંકી પ્રધાનના સમીપ મુક્યું. પ્રધાને તે ચિત્રને તે સુંદર વસ્ત્રસહિત ઉઘાડીને મારા સમીપ મૂકયું અને કહ્યું કે આ આપનું માનવંતું ચિત્ર ઘણા કાળઉપર આ સ્થલને પવિત્ર કરવું આવ્યું હતું અને હવે તો આપનું સર્વને પાવન કરવાનિમિત્ત સાક્ષાત્ પધારવું થયું છે. એથી અમારા શ્રીમન્ મહારાજના મનમાં તથા સમગ્ર રાજકુલમાં તથા સંપૂર્ણ નગરનિવાસીઓમાં પ્રસન્નતા પ્રસરી છે, અને આજનો દિવસ આ નગરમાં ધન્ય મનાયો છે. આપને સ્વતંત્રપણે વિરાજવા અર્થે અત્ર ઉતારાની અનુકૂલતા કરવામાં આવી છે, માટે આપની આજ્ઞા થાય ત્યારે આપને તે નિવાસસ્થાનમાં પધરાવવાને વાહનાદિની વ્યવસ્થા કરાય. મેં ઉત્તર આપ્યું કે આ સ્થલ પણ આપના મહારાજના વિભવરૂપ જ છે તો પછી અન્ય સ્થલની તતકાલ વ્યવસ્થા કરવાનું શું પ્રયોજન છે? આ સ્થલમાં મારી અનુકૂલતા રૂડે પ્રકારે જળવાય છે. અને હું પ્રવાસથી એકાકી આવું છું, અને હજી પ્રવાસની ઊર્મિવાળો છું. તેથી મને પણ આ સ્થલ અધિક અનુકૂલ ભાસ્યું છે; માટે સાક્ષાત્ આજ્ઞા કરવા સરખું નથી. આ પ્રકારે વિવિધ વાણીથી મારે તથા પ્રધાનાદિને પરસ્પર બોલવું થયું અને અંતમાં તેમનો અધિક આગ્રહ થવાથી મેં જણાવ્યું કે તમારા મહારા-

જશ્રીને એમ જ યોગ્ય જણાશે તો પછી તેમની ઇચ્છાનુકૂલ કરવામાં મને કાંઇ વિરોધ નથી માટે સમયનો નિર્ણય વિચાર કરીને પછી સૂચવવા ઉપર રાખો. આ નિશ્ચય થયા પછી તે પ્રધાનાદિ ઉઠવા લાગ્યા. તેમને ગૃહપતિએ વિધિપૂર્વક વિદાય કર્યા. તે પ્રધાનાદિના ગયા પછી હું મારા નિવાસમાં ગયો, અને વસ્ત્રાલંકાર ઉતારવાના વિચારમાં હતો એટલામાં પાછળથી ગૃહપતિએ ત્યાં પ્રવેશ કર્યો. મેં ગૌરવવડે તેમને બેસાડ્યા. આ સમયે તેમણે મને કહ્યું કે હવે આપે અભ્યુત્થાનવડે મને શોભાવવાની અગત્ય નથી. મેં કહ્યું આપણો સંબંધ પ્રથમથી વિલક્ષણ છે, એટલે હવે પછી થનાર સંબંધથી તે ટળે કે વિસ્મરણ કરાય એમ નથી. માટે હવે પછી આપે એવિષે મનમાં ઓછું આણવું નહિ. આપ્રમાણે કહી તેમને બેસાડ્યા. પછી મેં પ્રથમ મનમાં વિચાર કરીને તેમને આપ્રમાણે કહ્યું, પ્રિય સજ્જન ! મેં તમને એક મારી ખાસ વાર્તા કહી નથી પણ હવે તે તમને કહ્યા વિના છુટકો નથી, માટે કહુંછું તે લક્ષમાં લઇને તેની ઘટતી વ્યવસ્થા કરો. તે વાર્તા એ છે કે મારા પિતાએ અનેક કન્યાનાં આવેલાં માગાંમાંથી એક સ્વીકારવાને મને કહ્યું પણ તે સમયમાં અમારા નગરમાં આવેલા કોઇ ચિત્રકારપાસેથી અનેક ચિત્રો મારી આસે જોવા માટે મંગાવ્યાં હતાં. તેમાં એક સુકન્યાનું ચિત્ર મને અનુકૂલ ભાસ્યું અને તે કન્યા જ પ્રાપ્ત થાય તો ઠીક એવો મારો નિશ્ચય થયો. દૈવયોગથી તે ચિત્રકારનો કાળ થયેલો તેથી તે સુકન્યા કોણ છે અને કયા દેશની છે તે મારા જાણવામાં આવ્યું નહિ. ત્યાર પછી મેં મારા પિતાને તે મારો વિચાર નિવેદન કર્યો કે આ કન્યા પ્રાપ્ત થાય તો અધિક યોગ્ય છે. એ વિચાર તેમને પણ ચિત્ર જોવાથી યોગ્ય જણાયો અને તેમણે શોધ કરાવી પરંતુ એ ચિત્રવાળી કન્યાના સંબંધમાં કોઈ શોધ લાગ્યું નહિ. થોડો કાળ વાટ જોઇને પછી હું મારો નિશ્ચય પાર પાડવાને આ પ્રવાસે પિતાની આજ્ઞા લેઇને નિકળ્યોછું. એ કન્યાની શોધ મેં આવતાં માર્ગમાં કરી પણ તેની ભાળ જડી નથી. મારા નિશ્ચયપ્રમાણે તે કન્યાની શોધમાં સમય ગાળીને પછી જો ન જડે તો તે ચિત્ર કલ્પિત હશે એવું અનુમાન બાંધીને પછા વળવાનો વિચાર છે. માર્ગમાં એક ધર્મસંકટ આવ્યું હતું અને તે લગ્ન થયું છે એ વાર્તા તો મેં આપને પ્રથમ કહેલી છે, પુનઃ આ ધર્મસંકટ આવ્યું છે તો હવે શું કરવું? જો આ કન્યાનું જ તે ચિત્ર હશે તો તો કાંઇ ચિંતા નથી પરંતુ તે ચિત્રવાળી જ જો આ કન્યા નહિ હશે તો મારે આગળ પ્રયાણની અગત્ય પડશે. મારો પ્રયાણમારેનો ધારેલો સમય હવે લગભગ પૂરો થવા આવ્યો છે, તો તે અવશેષ કાલમાં હું વિચરીને પુનઃ અત્ર આવીશ. આ સંબંધમાં આ તમારા રાજાને તથા રાજકન્યાને સમાચાર જણાવીને તેમની વૃત્તિ શી છે તે પ્રથમ જોવી જોઈએ. આ રાજકુંવરીએ મારા નિમિત્ત જે કષ્ટ વેઠ્યું છે અને મારા પ્રતિ જે નિર્દોષ પ્રેમથી ભક્તિ રાખીછે તે જોઈ જાણીને હું ઘણો પ્રસન્ન થયોછું, અને એને કોઈ પ્રકારે પણ ઈશ્વરેચ્છાથી સંબંધ થવાનો યોગ હશે તો અસંતોષ આપવાને હું ઇચ્છતો નથી. માટે એમને સંતોષ ઉપજે અને આ મારૂં વૃત્તાંત પણ એમના જાણવામાં આવે એવો શ્રમ આપે સત્વર લેવો ઘટેછે, અને ત્યાર પછી આ લગ્નવ્યવહારસંબંધનો આચાર કરવો એ મને ઉચિત જણાય છે. આ મારી વાર્તા સાંભળીને તે ગૃહપતિ બોલ્યા કે તે સુકન્યાનું ચિત્ર આપની પાસે છે? મેં કહ્યું, હા છે. પણ તે ચિત્ર માત્ર રાજારાણીને તથા એ રાજકન્યાને જ જોવામાં આવે

એમ થાય તો જ મને અનુકૂલ છે. અને જો તે કન્યા આ જ છે એમ નિશ્ચય થાય તો પછી આપે અથવા અન્ય, યોગ્ય મનુષ્યે જોવામાં વિરોધ નથી. આ સાંભળી તે બોલ્યા કે જો મારો વિશ્વાસ પડે તો મને સુંદર વસ્ત્રમાં મુકીને આપો. કારણ કે સઘળી વાર્તાના અંતમાં રાજાને તે ચિત્ર દેખાડવા મારી વૃત્તિ છે. આ તે ગૃહપતિની માગણી મેં સ્વીકારી અને એમણે આણી આપેલા એક સુંદર વસ્ત્રમાં તે ન જુએ એ પ્રકારે પેલું ચિત્ર બાંધી આપ્યું. એ ચિત્ર લઈને તે ત્યાં ગયા. ત્યાંથી પાછા આવીને તેમણે મને કહેલું તે ઉપરથી કહુંછું કે તેમણે રાજાને સઘળું મારૂં વ્યતીત વૃત્તાંત કહી સંભળાવ્યું. પછી પેલું વસ્ત્રસહિત ચિત્ર તેમના સમીપ મુક્યું. વાર્તા સાંભળીને તો રાજા ઘણો ખેદ પામતા હોય એવું જ-ણાતું હતું, પણ જ્યારે તેમણે તે વસ્ત્રમાંથી ચિત્ર છોડીને જોયું કે તત્કાલ અત્યંત હર્ષસાથે પોતાના ઇષ્ટનું સ્મરણ કરી બોલ્યા કે અહો! આ ચિત્ર તો મારી પુત્રીનું જ છે. આહા-હા! ઈશ્વરનો શો સંકેત છે કે એકબીજાનાં મનને કેવાં એકબીજામાં જોડે છે! આ મારી પુત્રીએ જેમ એમને માટે એક નિષ્ઠાથી કષ્ટ સહ્યું છે તેમ એમણે પણ સહ્યું છે. આમ બોલી હર્ષથી ઉભરાતા હૃદયવડે તે રાજા તે ચિત્ર લેઈને અંતઃપુરમાં ગયા, અને પોતાની સ્ત્રીને સઘળી વાર્તા જણાવીને પેલું ચિત્ર દેખાડયું. એ સાંભળીને તથા પોતાની પુત્રીનું જ તે ચિત્ર જાણીને તે અત્યંત પ્રસન્ન થયાં અને તત્ક્ષણ તે ચિત્ર લેઈને પોતાની પુત્રીપાસે ગયાં, અને સર્વ વાર્તા કહી સંભળાવીને તે ચિત્ર દેખાડ્યું. એ સર્વ જાણીને તે કુંવરીને જે આનંદ થયો તે અવર્ણનીય હતો. પછી રાજાએ તે ચિત્ર પાછું આપ્યું તે લઇને તે પુરૂષ પુનઃ મારાં સમીપ આવ્યા અને મને સોંપ્યું. મેં પૂછ્યું કે તમે આ ચિત્ર જોયું? એ રાજકન્યા તમારા જોવામાં છે? તેમણે ઉત્તર આપ્યું કે રાજકન્યા તો બાલપણમાં મારા જોવામાં છે. હાલ પાંચસાતેક વર્ષ થયાં જોવામાં નથી; અને આ ચિત્ર તો આપની આજ્ઞા વિના જોવાનો અધિકાર નથી. પણ રાજારાણીઆદિએ આ ચિત્ર જોયું અને એ પો-તાની પુત્રીનું ચિત્રછે એમ જ્યારે તેમણે જાણ્યું ત્યારે તે ઘણાં પ્રસન્ન થયાં. આ વિગેરે સર્વ રાજદ્વારમાં થયેલ વાર્તાને જણાવી. એથી હું ઘણો પ્રસન્ન થયો, અને તે ચિત્ર મેં તે ગૃહપતિને જોવા આપ્યું. ચિત્ર જોતાં જ તેમણે કહ્યું કે આ ચિત્ર રાજકન્યાનું જ છે, અને એ ચિત્રની બીજી પ્રતિ પણ અત્ર છે.

આ પ્રકારે જ્યારે નિઃસંદેહપણે તેમના દ્વારા મારા જાણવામાં આવ્યું કે જેને માટે મેં સર્વ સુખનો ત્યાગ કરયો છે તે સ્ત્રિયે પણ મારે માટે સર્વ સુખનો ત્યાગ કરયો છે ત્યારે મને ખરી લાગણી થઈ, અને હૃદય ઉભરાતાં મારા નેત્રમાં પાણી આવ્યું. તે લુછીને સાવધાન થયો, અને પછી મેં તે ગૃહપતિને કહ્યું અહો! કોઇ દિવસ પણ ન વળી શકે એવો આ તમારો ઉપકાર થયો છે.

આ વિગેરે વાર્તા કરીએ છીએ એટલામાં રાજદ્વારથી મંત્રીદ્વારા ઉત્તમોત્તમ વસ્ત્ર તથા સુંદર અલંકારો મોકલાવ્યાં, અને સમાચાર મળ્યા કે રાજદ્વારમાં સર્વને આપનાં દ-ર્શનની ઇચ્છા છે. તેમ જ શ્રીમન્મહારાજને પણ આપને મળવાની ઉત્કટ ઇચ્છા છે. માટે આપના અનુકૂલ સમયે હવે નિવાસમાં પધારવા આજ્ઞા આપો. અને આજનો શુભ દિવસ

છે. માટે રાજદ્વારમાં પણ આપના મુખાવલોકનાર્થે આપને પધરાવવાની સઘળી વ્યવસ્થા
થઇ ચુકી છે. આપના નિવાસસ્થાનમાં પણ સર્વ પ્રકારની અનુકૂલતા કરાવવામાં આવી છે.
આ પ્રકારનાં મંત્રીનાં વચન શ્રવણ કરીને મેં ઉત્તર આપ્યું કે હું વ્યવહારના યથાર્થ અનુ-
ભવવાળો નથી. માટે હવે તો મારી ઇચ્છા જોવાનું પ્રયોજન નથી. યોગ્ય સમયાદિનો વિ-
ચાર કરીને જે જે સમયે જે જે કરવાયોગ્ય હોય તે કરવાની મને સૂચના આપવી. આ
મારૂં ઉત્તર સાંભળીને મંત્રી પ્રસન્ન થઇ ગયા અને પછી સઘળા પ્રકારથી ઉત્સવનો રાજ-
દ્વારમાં આરંભ થયો. થોડો સમય વ્યતીત થતાં સેનાસહિત વાહન તથા નાના વાદિત્ર
લેઇને પ્રધાનાદિ મને મારે માટે નિર્ણય કરેલા નિવાસસ્થાનમાં તેડી જવાને આવ્યા. મેં તત્કાલ
વસ્ત્રાલંકાર ધારણ કરી લીધાં, તથા બહિર્ગમન સમયે જે જે શસ્ત્ર ક્ષત્રિય રાજાના અં-
ગઉપર રહેવાં ઘટે છે તે પણ ધારણ કરી લીધાં. ઉત્તમ પ્રકારે શોભાવેલા હસ્તીઉપર મને
બેસાડીને યોગ્ય પ્રકારની સ્વારીની રચના રચીને પછી નિયત સ્થલે જવા અર્થે ચાલવા
લાગ્યા. માર્ગમાં મને જણાયું કે આખા નગરમાં મોટો ઉત્સવ આરંભાયો હતો. સ્થલે
સ્થલે તોરણ બંધાતા હતાં, તથા ધ્વજ આરોપાતા હતા. હસ્તીઉપર અને અન્ય વાહનોમાં
તથા સેવકોનાં મસ્તકઉપરનાં પાત્રોમાં શર્કરા ભરીને સ્થલે સ્થલે રંક તથા શ્રીમાન્ આ-
દિ સંપૂર્ણ પ્રજામાં રાજસેવકો વહેંચતા હતા. મારે જવાના માર્ગની ઉભય બાજુએ મનુ-
ષ્યની મારે ઠઠ જોવા મળી હતી, અને શોભિતાં ગૃહોનાં વાતાયનમાંથી કુલવંતી સૌભાગ્ય-
વતી યુવતીઓ પ્રેમવડે જેમ ભગિની ભ્રાતૃને કે માતા પુત્રને વધાવે તેમ વધાવતી હતી.
બાલકથી તે વૃદ્ધપર્યંતની સંપૂર્ણ પ્રજા આનંદમાં ભાગ લેતી હોય એમ ભાસતું હતું. સઉનાં
મુખ ઉપર પ્રસન્નતા પ્રતીત થતી હતી. બ્રાહ્મણ પ્રજા પ્રેમવડે આશીર્વચન આપવા ઉત્સાહ
વાળી જણાતી હતી. ક્ષત્રીયવૈશ્યાદિ વિધિવત્ નમન કરતા હતા. હું પણ બ્રાહ્મણોને સવિનય
નમન કરતો તથા અન્યનાં નમનને પ્રસન્ન વદનથી સ્વીકારતો હતો. આ સમયે મારા ચિ-
ત્તની પ્રસન્નતાનું સ્વરૂપ અવર્ણનીય હતું. ક્રમે કરી માર્ગ કાપતાં શોભાયુક્ત ભુવન જે મારે
માટે શોધ્યાવ્યું હતું ત્યાં આવી પહોંચ્યા. મને વિધિથી પ્રધાનાદિ પુરૂષોએ સંમાનવડે
ધર્મસંકટ પ્રવેશ કરાવ્યો, અને ત્યાં રચી રાખેલા દિવ્યસરખા આસનઉપર મને બે-
ચિંતાનથી પત્ કાલ પછી સર્વને નિયમપ્રમાણે પ્રધાને વિદાય કરીને પછી તે મંદિરના
પડશે. મારો મને ફેરવીને સઘળી અનુકૂલતા દેખાડી. આ સ્થલમાં કરેલી શોભા અને એ
અવશેષ કાલમાં હું તેમને અલ્પ સમય એ બેનો વિચાર કરતાં મને સાનંદાશ્ચર્ય ભાસ્યું.
રાજકન્યાને સમાચાર મને મુકીને તથા સેવકોને મને ઓળખાવીને પ્રધાન આજ્ઞા માગી
વરીએ મારા નિમિત્ત જોર કરતો સુંદર પર્યંકઉપર બેઠો. આ સમયે મારા સમીપ પેલા
તે જોઈ જાણીને હું ઘણો ન હતું.
થવાનો યોગ હશે તો અસત્ય કષ્ટ વેઠયું હતું, તે સર્વ આ એક ક્ષણના આનંદમાં લીન
અને આ મારૂં વૃત્તાંત પણ એ આનંદમાં મને તેનું સ્મરણ પણ થતું ન હતું. પરંતુ હે
અને ત્યાર પછી આ લગ્નવ્યવહારીગુરૂ જેમનું દર્શન લેવાને હજી હું ભાગ્યવાન્ નિવડ્યો
આ મારી વાર્તા સાંભળીને તે ગૃહપામારૂં મન તો સમુદ્રના પ્રવાહમાં ઉછળતી તુંબિકાની પેઠે
ત્રું હતું, હા છે. પણ તે ચિત્ર માત્ર

વિવિધ તરંગમાં ઉછળતું હતું. લગાર પણ સ્થિરતાને પ્રાપ્ત થતું પ્રતીત થતું ન હતું. અને એ જ પ્રમાણે નગરમાં જ્યાં ત્યાં ચંચલતા જ પ્રસરી રહી હતી. આ સંસાર મિથ્યા છે, વિષય પદાર્થ માત્ર દુઃખરૂપછે, ભોગ તથા ભોક્તાનો સંબંધ નિત્ય નથી, આ વિગેરે જે વિચારો કંઈક દુઃખના સમયમાં અને સત્સંસ્કારના પ્રાદુર્ભાવથી ઉદયને પામવા સંભવે છે તે તો તે સમયમાં ગુપ્ત જ થઈ ગયા હતા. અને તે ક્ષણે તો આ જગત્, હું અને મને પ્રાપ્ત થયેલ તથા થનાર પદાર્થો જાણે સુખરૂપ હોય અને સદા ટકનાર હોય એવા ભાવથી આનંદ સ્ફુરતો હતો. એ આનંદને અનુભવતાં તથા તે રાજકન્યાની અંતરની સ્થિતિસંબંધી અનુમાન કરતાં હું ભોજનનો સમય થવાથી પેલા ગૃહપતિને સાથે લેઇને જમ્યો. આ ભોજનના સમયે મને પેલું પાત્ર સ્મરણમાં આવ્યું, અને તેથી મેં એ ગૃહપતિને કહ્યું કે હવે હું એક પ્રકારના બંધનમાં આવ્યો છું. માટે આપ કૃપા કરીને એક સેવકને સાથે રાખીને પેલું મારૂં પાત્ર તથા વસ્ત્ર મને લાવી આપવાને કૃપા કરો. આ તુચ્છ કાર્યમાં આપને શ્રમ આપવો ઉચિત નથી પણ એ પાત્રનું મારા પ્રાણથી પણ અધિક મૂલ્ય હું સમજુ છું. માટે આપને સાક્ષાત્ શ્રમ આપું છું. આ સાંભળીને તત્કાલ તે પરોપકારી પુરૂષ ગયા, અને તે લાવીને મને આપ્યું. મેં તેમને ઘણા સજ્જન જાણીને તે પાત્રનું માહાત્મ્ય કહી સંભળાવ્યું, ત્યારે તે ઘણું આશ્ચર્ય પામ્યા. પછી તેમની ઇચ્છા જાણીને મેં તે પાત્રથી અન્નજલ ઉપજાવી દેખાડયું ત્યારે તેમણે મને પ્રણામ કરયો, અને મારી એ શક્તિને દૈવી સંપત્તિ ગણીને મારી ઘણી સ્તુતિ કરવા માંડી. ત્યારે મેં તેમને સ્પષ્ટ કહ્યું કે એ માનને પાત્ર હું નથી, પણ અમુક રાજા જેમના સંબંધમાં મેં આપને સઘળું પ્રથમ કહ્યું છે તેમણે મારા ઉપર આપની પેઠે દયાભાવથી ઉપકાર કરીને મને એ પાત્ર આપ્યું છે, અને મારે વળતાં પાછું આ પાત્ર તેમને સોંપવાનો સંકલ્પ છે માટે એ પાત્રની મેં આટલી કાળજી રાખી છે. આ સર્વ જાણીને તે પુરૂષ ઘણું પ્રસન્ન થયા, અને પોતાને ગર્વ ન હતો તોપણ એ પાત્ર આપનાર રાજાની ઉદારતા સાંભળીને પોતે પોતાની દુર્બલતા મને જણાવી, અને એવી કાંઇ સેવા મારી એમનાથી થઇ નહિ તે નિમિત્તે ઘણો અસંતોષ દેખાડયો. મેં પછી તેમની મોટાઈનાં વખાણ કરયાં, તથા તે પાત્ર આપનારકરતાં પણ તેમની વડાઈ વર્ણી દેખાડી તેથી તે ઘણું પ્રસન્ન થયા. આ વિગેરે વાર્તાથી અમે આનંદાનુભવ કરતા હતા એટલામાં મને રાજગૃહમાં પ્રવેશ કરાવવા માટે સ્વારીની વ્યવસ્થા કરીને પ્રધાન મારા સમીપ આવ્યા અને મેં પણ ત્યાં જવાને સઘળી તૈયારી કરી, અને સમય થતાં ગજારૂઢ થયો. પછી જયજયકાર થતાં સ્વારી ચાલતી થઇ. આ સમયની સઘળા પ્રકારની શોભા તથા મારા મનનો હર્ષ એ અવર્ણનીય હતાં. નગરનિવાસીઓની સ્વારી જોવાને બને બાજુએ ભારે ભીડ થઈ હતી. મારે કહેવું પડતાં કોઇ કોઇ શબ્દથી સમજાતું હતું કે સ્વારીસાથે મારા રૂપની પણ સર્વ સ્તુતિ કરતાં હતાં, વાદ્યંત્રના નાદથી આખું નગર ગાજી રહ્યું હતું. માર્ગમાં ઓપુરૂષો બાલકોસહિત સ્વારી જોવાને દોડતાં પણ જણાતાં હતાં. ઉભેલા લોકો પણ એકબીજાઉપર પડાપડી કરીને ઉંચા થઇ થઇને જોવાને યત્ન કરતા હતા. હસ્તીઉપર મારી બેઠક એવા પ્રકારની ઉંચી હતી કે સર્વને ઘણું કરીને મારૂં મુખ જોવાને કષ્ટ પડે એમ

ન હતું. ક્રમે કરીને ફરતાં ફરતાં રાજદ્વારસમીપ આવ્યા, એટલે વિવિધ પ્રકારથી મને સંમાન અપાયું, અને પછી રાજદ્વારસમીપ જ્યાં તે શ્રીમહારાજ મને લેવાને સંમુખ આવી ઉભા હતા ત્યાં હસ્તી અટકાવી મને ઉતાર્યો, અને જેવો હું ઉતર્યો કે તત્કાલ તે રાજા આવીને મારા હસ્ત ગ્રહીને મને હૃદયસાથે લેઇ ભેટ્યા, અને પછી પ્રેમાશ્રુવડે ભીનેલાં નેત્રથી મારૂં મુખ જોયું અને મને કુશલ પૂછ્યું. પછી મારો હસ્ત ઝાલીને મને બેસાડવાને સજ્જ કરેલા રાજગૃહપ્રતિ તેડી ચાલ્યા. રાજમહાલયના વાતાયનમાંથી પટાંતરે રહીને રાજકુલની સ્ત્રિયો મને જોતી હતી, એમ મને તે સમયે તેપ્રતિ જોતાં ભાસ્યું હતું. અત્યંત શોભાવાળા રાજગૃહને જોઈને હું ઘણો પ્રસન્ન થયો. ત્યાંથી આગળ ચાલતાં મને બેસાડવાને શોભાવેલું ગૃહ આવ્યું તેમાં પ્રવેશ કર્યો, અને મારે માટે રચી રાખેલા દિવ્યસરખા આસનઉપર મને બેસાડી રાજા પોતાને આસને બેઠા. પછી પ્રધાનાદિ સર્વ મંડલ સવિનય નમીને બેઠું. મોટો સભામંડપ, તેમાં કરેલી શોભા તથા શૂરવીર ક્ષત્રિયોના તથા અન્ય પ્રમુખ રાજસેવકોના મંડલથી શોભતી સભા જોઈને મને ઘણો આનંદ થયો. રાજાઆદિ સર્વ એક પણ શબ્દ બોલ્યા વિના મારા સંમુખ જોયા કરતા હતા. પછી મારી બુદ્ધિઆદિની પરીક્ષાનિમિત્તે તે રાજાએ મારા પ્રવાસસંબંધમાં મને કેટલાએક પ્રશ્નો પૂછ્યા. મેં તેનાં યથાઘટિત ઉત્તર આપ્યાં, અને પ્રસંગ મળવાથી ક્ષત્રિય રાજાએ એક વાર પણ દીર્ઘ પ્રવાસ કરવાની અગત્ય છે તે સબંધમાં લગાર વિસ્તારથી કહી સંભળાવ્યું. તે સાંભળીને તે રાજાઆદિ સર્વને ઘણો સંતોષ થયો હોય એવો ભાવ તેમણે સૂચવ્યો. ત્યાર પછી રાજાએ મને કોઇ પ્રકારે સંકોચ ન વેઠતાં જે જે પદાર્થ જોઈએ તે મંગાવી લેવા વિષે વિવેકથી કહ્યું; અને મને કોઇ પ્રકારે હવે સંકોચનું કારણ નથી એવું મેં ઉત્તર આપ્યું. પશ્ચાત્ એમણે મારે માટે કરાવેલી શોધસંબંધમાં મારા પિતાસમીપ મોકલેલાં મનુષ્યનું વૃત્તાન્ત કહી સંભળાવ્યું. તથા મારા પિતાના તરફથી એમના પત્રનું અપાયલું ઉત્તર મને એમણે મંગાવીને દેખાડ્યું. તેમાં હાલ હું પ્રવાસે નિકળેલો છું અને પ્રવાસથી આવ્યા પછી ઘટિત ઉત્તર આપવાવિષે લખ્યું હતું. આ પછી મારા પિતાએ તથા એમણે મારી ઘણી શોધ કરાવેલી તે તથા મારા સમાચાર ન મળવાથી એમને થયેલો ખેદ વર્ણવ્યો, અને દૈવયોગથી આ સુયોગ આવવાથી થયેલા હર્ષની સ્તુતિ વર્ણી. પછી કહ્યું કે તમારા પિતા ઘણે દૂર છે તેથી તેમને અત્રે તેડાવવા અને પછી લગ્ન કરવું એમ ધારીએ તો તેમને ઘણું કષ્ટ છતાં દિવસો વધારે જાય એમ છે. માટે આપણા ક્ષત્રિયના નિયમપ્રમાણે કોઇ પ્રકારે વિરોધ ગણાતો નથી એમ જાણીને લગ્નનો શુભ દિવસ કાલનો જ નિર્ણિત રાખ્યો છે. આ સાંભળીને હું પ્રસન્ન થયો અને મેં મારી ઘટિત પ્રકારે અનુમતિ આપી. પછી જેમ સ્વારીસહ આવ્યા હતા તેમ પાછા મારે ઉતારે મને મુકી ગયા. આ ક્ષણથી જ પછી લગ્નસંબંધી સઘળા આચાર થવા માંડ્યાં. મારા પક્ષથી સઘળા કરવાયોગ્ય આચારને કરવાની વ્યવસ્થા જે પુરૂષે મને પોતાને ઘેર રાખ્યો હતો તે ગૃહપતિએ પોતાને શિર રાખ્યું હતું. તેમાં પુરૂષોવડે જે જે આચાર કરવા યોગ્ય હતા તે તો તેમણે તથા તેમનાં સગાં અને સ્નેહીઓએ કરવા રાખ્યા અને જે જે આચાર સ્ત્રિયોવડે કરવા યોગ્ય

હતા તે તે, તે ગૃહપતિના ઘરનાંએ તથા તેમનાં અન્ય સગાં તથાં મિત્રના સ્ત્રીવર્ગે કરવા સ્વીકાર્યા. આપ્રમાણે ઉભય પક્ષથી કરવાયોગ્ય આચારનો આરંભ થવાથી સઘળો લગ્નના આરંભનો ભાસ થયો, અને તેથી પ્રતિક્ષણે મને લગ્નનો સમય સમીપ આવવાના ભાનથી અધિક અધિક આનંદ પ્રતીત થવા લાગ્યો. હવે સ્વલ્પમાં કહું છું કે પછી બીજે દિવસે વિધિવત્ લગ્ન, શુભ લગ્નના નિશ્ચય કરેલા સમયે થયાં અને તે જ દિવસે વરકન્યાને વિદાય કરવાનું શુભ મુહૂર્ત હોવાથી રાત્રે મોટા સમારંભથી અમને વિદાય કર્યાં. ઉતારાના ગૃહમાં તે દિવસની શોભા પણ અવર્ણનીય હતી. જે સમયે હસ્ત મેળાપ થયો તે સમયે મને મારા પ્રવાસની સાર્થકતાનું ભાન થયું હતું. અને તે ક્ષણે જ આપનું તથા આ સ્થલનું પણ ભાન મને થયું હતું. આ ઉતારામાં અમને વિદાય કરીને સર્વ ગયા પછી તે રાજપુત્રીની સેવામાં રહેનાર દાસીઓ તથા મારી સેવામાં રહેનાર સેવકો વિના અન્ય કોઇ રહ્યું નહિ, ત્યાર પછી નિવૃત્તિએ બેશીને અમે પરસ્પરને માટે પરસ્પરે ભોગવેલાં સુખદુઃખની વાર્તા તથા એકબીજાને એકબીજાના ચિત્રની પ્રાપ્તિથી તે આજપર્યંતના એકબીજાના સંબંધમાં અંતરમાં સ્ફુરેલા પ્રેમભાવની વાર્તા એકબીજાએ વારાફરતી કહેવા માંડી. એ વાતોમાં ને વાર્તામાં પછી રાત્ર દિવસ વ્યતીત થવા લાગ્યાં. એ સર્વ વાર્તા તથા એ આનંદ આપના સમીપ નિષ્પ્રયોજન જાણી વર્ણવતો નથી. એ પ્રકારે અવર્ણનીય આનંદમાં નિમગ્ન કેટલાએક દિવસ વ્યતીત કર્યા પછી મેં શ્વશુરપાસે સઘળી મારી કથામાંથી અગત્ય પૂરતી જણાવીને ત્યાંથી નિકળવાની આજ્ઞા માગી. તે તેમણે સ્વીકારી અને અમને માર્ગમાં ઉપયોગ પડે એવી સઘળી વ્યવસ્થા તે ક્ષણથી તેમણે કરવા માંડી. થોડા દિવસમાં સઘળી તૈયારી થઈ રહ્યા પછી આં સાથે છે તે ગજ, અશ્વ, રથ, પાળા અને દાસદાસી વિગેરે મને સ્વાધીન કરીને તથા અન્ય મૂલ્યવાન્ પદાર્થો અર્પણ કરીને વિદાય કરવાનો શુભ દિવસ જેવડાવી નિશ્ચય કર્યો. તે દિવસે સભા ભરીને પેલા ગૃહપતિને મારે હાથે ઉત્તમ વસ્ત્રાલંકારાદિ બક્ષિસ અપાવ્યાં અને તેમની ઘણી સ્તુતિ સભામાં મેં તથા મારા શ્વશુરે કરી. ત્યાર પછી શુભ સમયમાં અમને વિદાય કર્યાં. એ વિદાય કરવાના સમયનો દેખાવ સર્વેના હૃદયને અત્યંત શોકરૂપ પ્રતીત થતો હતો અને સર્વ સ્વજનોનાં મુખ શોકગ્રસ્ત તથા નેત્ર સજલ જેઈને મને પણ નેત્રમાં જલ આવી ગયાં હતાં. ત્યાંથી પરસ્પરને નમન કરી, મળીને તથા અન્યના નમનને સ્વીકારી અમે માર્ગે ચાલતાં થયાં. જે માર્ગે હું ગયો હતો તે માર્ગે હું પાછો આવ્યો, પણ જતાંની સ્થિતિ અને આવતાની સ્થિતિ અંતઃકરણની વિલક્ષણ સ્થિતિથી વિલક્ષણ પ્રતીત થતી હતી. જતાં તો મારે સ્વતંત્ર જવાનું હતું, અને આવતાં તો નિયમિત સ્થલોએ મુકામ કરતા આવવાનું હતું. કારણ કે માર્ગમાં મનુષ્ય તથા પશુઆદિને જેઈતા પદાર્થની અડચણ ન પડે એ અર્થે આગળથી રાત્રે નિવાસ કરવાનાં સ્થલોનો નિયમ કરયો હતો, અને તે તે સ્થલના અધિપતિઓને રાજ્યસત્તાથી લખાયું હતું કે અમુક દિવસે અમુક સ્થલે અમારો નિવાસ છે માટે ત્યાં જેઈતા; અમુક અમુક પદાર્થની યોજના રાખવી. આ કારણથી કોઈ સ્થલે જવાઆવવાના માર્ગનો ભેદ પણ થતો હતો. જતાનું કષ્ટ અને આવતાનો આનંદ પ્રતિમારૂપે હૃદયમાં પ્રતીત થતો હતો. આપ્રમાણે સ્થલે

સ્થલે મુકામ કરતાં અમે માર્ગ કાપતાં ચાલ્યાં. જ્યારે મને એમ ભાન થયું કે હવે આ પણું સ્થલ એક મુકામને અંતરે છે ત્યારે મેં સર્વને આજ્ઞા આપી કે આપણે એક રાત્રનો મુકામ નિર્જન પ્રદેશમાં આવનાર છે. માટે આવતા મુકામથી તમારે એક રાત્રદિવસનાં સાહિત્યની યોજના સાથે કરી રાખવી. તેપ્રમાણે ગયા મુકામથી કરી હતી, અને આવતાં છેવટની વસતિમાંથી પણ ઘટતાં સાધનો રાખી લીધાં છે. આજે આપના આશીર્વાદથી નિર્વિઘ્ન મારી ધારણા પાર પાડીને આ સ્થલે આવ્યો છું. આપને મેં મારો નિશ્ચય જણાવ્યો હતો કે મારી ધારણા પાર પડતાસુધી મારે મારી સંપૂર્ણ દુઃખની વાર્તા કોઈઆગળ પણ કહેવી નથી, તે આજે ધારણા પાર પડવાથી આપને કહી છે. મારા આખા પ્રવાસમાં બેત્રણ સ્થલે મારે મારી કથા કહેવાનો પ્રસંગ આવ્યો છે, પણ તે અપૂર્ણ અને આપના સમીપથી નિશ્ચય જણાવી છુટ્યા પછી મારી કથા પેલા ગૃહપતિને જ કહેવાનો પ્રસંગ આવ્યો હતો, પણ તેમાં મેં શેષ રાખીને જ તેમને કહી હતી. મારી ધારણા પાર પડવાનું નક્કી થયા પછી તેને, આ સ્ત્રીને તથા આપને મારૂં સઘળું વ્યતીત વૃત્તાન્ત કહ્યું છે. હવે આપ કૃપા કરીને મને કંઇ એવી આજ્ઞા કરો કે જેથી હું આપના ઉપકારને કોઈ અંશથી પણ વાળવા સમર્થ થાઉં.

હે વીરવિજયચંદ્ર ! આ પ્રકારનાં તેનાં વચન સાંભળીને હું મંદમંદ હસીને બોલ્યો, હે ભાઈ ! અમે વિશ્વવ્યવસ્થાપક, સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ ઇશ્વરપ્રતિ પણ કોઈ પ્રકારની આશાથી વચન વદતા નથી તો તમે કે જે મર્યાદાવાળા સામર્થ્યના છો તેમની પાસે શું આશા ધારી આજ્ઞા કરવી ? ન ઘટતી છતાં પણ આ તમારૂં વ્યતીત વૃત્તાન્ત શ્રવણ કરવાની આગ્રહવિનાની ઇચ્છા મેં તમને પ્રતીત કરાવી અને તેથી તમે તમારી વાર્તા મને કહી સંભળાવી એ જ પૂર્ણ છે. તમે શ્રીગુરૂનાં દર્શનની આશા રાખી વ્યર્થ કાલ વ્યતીત કરશો નહિ, કારણ કે તેમનું દર્શન તમને થશે નહિ. જ્યારે જ્યારે આ પ્રકારની ઉપાધિનો સંભવ આવે છે ત્યારે પોતે આગળથી જ બહિર્ પધારે છે, અને તે ઉપાધિ ટળે છે ત્યારે પુનઃ સ્થાનઉપર આવે છે. માટે તમારે મારા નિમિત્તે પણ હવે વધારે વાર આ સ્થલે રોકાવાની અગત્ય નથી. કારણ કે તમારે લીધે શ્રીગુરૂ અત્ર પધારશે નહિ, અને તેથી મારા ઉપર આ દોષનો ભાર રહેશે. માટે જો અનુકૂલ ભાસે તો આ સ્થાનને તથા આ શ્રીગુરૂની પરમપવિત્ર ગુહાને નમસ્કાર કરીને હવે સત્વર આ સ્થલથી મુકામ ઉપાડવા ધારજો. હવે મારે પણ નિયમિત વ્યવહારમાં જોડાવાનું છે એમ બોલી હું ઉઠ્યો. તેણે મારા ચરણ ધરી મને નમન કર્યું, ત્યારે મેં 'હાં હાં' કહીને વારતાં તેના મસ્તકઉપર હાથ મુક્યો અને તત્કાલ ગુહામાં ઉતરી ગયો. ત્યારપછી તે ક્યારે પોતાનો મુકામ ઉપાડી ગયા એ મને લક્ષમાં નથી.

હે રાજપુત્ર ! હે શૂરવીર ! આ પ્રકારનું તે પદ્મસેન રાજાના પુત્ર ભદ્રસેનને પોતાની ક્ષુદ્ર ધારણા પાર પાડતાં કષ્ટ પડ્યું હતું. મેં તમને કહેવાને આરંભેલું તે ભદ્રસેનનું પૂર્વ વૃત્તાન્ત આ સ્થલે પૂર્ણ થયું. હવે મારી પ્રથમ તમારી આગળ કરેલી પ્રતિજ્ઞાપ્રમાણે તે ભદ્રસેનનું પરમાર્થમતિ પ્રવેશપર્યંતનું જે ઉત્તર વૃત્તાન્ત છે તે સંક્ષેપમાં કહી જણાવું. માટે તમારી ઇચ્છાપ્રમાણે પ્રશ્ન કરજો. ( અપૂર્ણ. )

# ॥ श्रीपंचवरदवृत्तान्त ॥

( અનુસંધાન વર્તમાન ૨૫ના પૃષ્ટ ૨૧૬ થી )

વળી વિપરીત શબ્દો જેમના મુખમાંથી નિકળતા નથી, કોઇ વાર દંતની પંક્તિ ઓષ્ઠઉપર દાબીને કે નેત્ર ને ભ્રૂ ચઢાવીને બોલતા જણાતા નથી કે નિકલપણે ગભરાટથી બોલતા નથી તો એમનામાં ક્રોધનું અનુમાન શી રીતે કરવું ? વળી જે પુરૂષ સદાચારના શિખવનાર છતાં વર્ણાશ્રમધર્મના પાલન કરનાર છે તથા મનના રાજ્યવાળા આપણને નીતિનિયમમાં સ્થાપવાના વ્યાપારને સ્વીકારનારા છે તે પુરૂષ આપણને ઓળખાવવામાટે નિંદ્યાનિંદ્ય વિષયનું પ્રતિપાદન કરે તથા નિંદ્ય વ્યવહાર કરવાનું સૂચવે તથા લોકવ્યવહારનીતિનું પાલન કરવા આપણને જણાવે તેથી તેમનામાં આપણે લોકલજ્જાવાળા છે એવો દોષારોપ કરવો એ કેટલું અણઘટતું છે? વળી પ્રિય પદાર્થના નાશથી યથાયોગ્ય શોક કે ક્લેશ એમનામાં પ્રતીત થતા નથી તો પછી એમનામાં મોહ છે એવું પણ આપણાથી કેમ કહેવાય ? આ વિગેરે અનેક પ્રકારના વિચારથી તથા આપણાં સહવાસના અનુભવથી આપણે એમને નિર્દોષ સમજીએ છીએ તેમ છતાં તમે લોકનાં દુષ્ટ મતિથી બોલેલાં વચનો શ્રવણ કરી તેને શંકાના કારણરૂપે હૃદયમાં રાખોછો એ તમને કેટલું અનિષ્ટ કરનાર છે તેનો વિચાર કરો.

વળી હે ભાઇઓ ! તમારી મતિની બુદ્ધિમાનોએ શી પ્રશંસા કરવી તે જણાતું નથી. કારણ કે શાસ્ત્રઆજ્ઞાથી તથા પૂર્વેકાલથી ચાલતી આવેલી નીતિથી આપણે આપણી મેળે વિધિવત્ શ્રીગુરૂનું પૂજન કરીએ છીએ, તથા અભિમાનનિવૃત્તિઅર્થે આપણી ઇચ્છાથી જ દંડવત્ પ્રણામ કરીએ છીએ. શ્રીગુરૂ પોતે તો આપણને ઉલટા અમુક કષ્ટ શામાટે કરો છો એમ કહે છે, તોપણ આપણે આપણા હિતમાટે કરવા જઇએ છીએ. આમ છતાં પણ તે નિમિત્તે ઉલટો તે ગુરૂઉપર દોષારોપ દુર્જનો કરે છે કે એ ગુરૂ તમારી પાસે પૂજન તથા દંડવત્ કરાવે છે અર્થાત્ આજ્ઞા કરી કરાવે છે, અને તેથી તે અભિમાની છે. તો એ પ્રકારનો મિથ્યા આરોપ જાણતાં છતાં આપણે તેને મનમાં દોષરૂપે લઇએ અને આ પ્રકારનાં લોકવચનો જેને તમે પોતે જ સમાધાન આપી નિવારણ કરી શકો એમ છે તેને માટે તમે જ ઉલટા ગુરૂને પૂછો છો કે લોકો આ પ્રકારના દોષ મુકે છે તે યથાર્થ છે કે અયથાર્થ, એ કેવું આશ્ચર્ય છે?

વળી તમારામાંના કોઈ એવી મિથ્યા લોકવાર્તા લાવે છે કે તમારા ગુરૂ તો ખ્યાતિની લાલસાથી ગ્રંથો લખે છે, માટે દંભી છે, અને અન્યની નિંદા કરે છે માટે અસૂયા દોષવાળા છે. તો વિચાર કરો કે આપણે આપણા અને અન્ય અનેકના કલ્યાણમાટે પ્રાર્થના કરીને જે પુરૂષને ગ્રંથ લખવાનો શ્રમ આપીએ છીએ અને તે દયાથી સ્વીકારે છે તો તેનો બદલો તે પુરૂષને દોષથી આપવો એ આપણને કેમ રૂચે ? ન જ રૂચે. અને વળી ગ્રંથમાં નિંદ્ય વ્યવહારને નિંદ્યરૂપે પ્રતિપાદન કરે એ શુદ્ધ વ્યવહાર છતાં તેને દોષરૂપ ગણવો એ કેમ ઘટે ? ન જ ઘટે.

આમ છે માટે હે ભાઇઓ ! તમે યોગ્ય વિચાર કરીને સમાધાનને પામો, અને મિથ્યા વચન બોલનારના સંગથી મુક્ત રહેવાનો અભ્યાસ રાખો, અને આપણને નિર્દોષ પ્રતીત થાય એવા પુરૂષને સેવી સુખાનુભવ કરો.

હે નરાધિપતિ ! આ વિગેરે અનેક પ્રકારનાં વચનોવડે તે સજ્જન મનુષ્યોએ તેમને સમાધાન આપ્યું, અને તેથી પછી તે લોકો તેવા વ્યવહારથી નિવૃત્ત રહીને સરલપણે પોતાનું હિત સાધવા લાગ્યા, અને ક્રમે કરીને પોતે નિર્દોષ થવાને યત્ન કરવા લાગ્યા. આ પ્રકારે જ્યારે ઘણા સજ્જનોએ ઘણા મનુષ્યોને જ્યાંત્યાં ભ્રમથી ભટકવાના અભ્યાસથી મુક્ત કરવા માંડ્યા ત્યારે તે યશોભિલાષી દ્વેષી નવીન ધર્મપ્રવર્તકોને પોતાની ઇચ્છા ન પૂર્ણ થવાના અનુમાનથી અધિકાધિક દ્વેષ થવા લાગ્યો. અને તે દ્વેષથી તેમણે મને તથા મારા સમીપ આવનારાઓને કોઈ પ્રકારે ક્લેશ થાય એવા ઉદ્યોગ પ્રયત્નપૂર્વક જારી રાખ્યા.

આ હું કે જે તે સમયે ક્લેશનાં કારણોથી પણ વૃત્તમાં ક્લેશના ભાવને કદાચિત્ પણ અનુભવતો ન હતો તેને તો તેમના યત્નથી કંઈ પણ વિપરીત ફલ થયું નહિ. મારા સમીપ જે સત્ત્વપ્રધાન અંતઃકરણવાળા અને ગુણોની સત્તાપ્રતિ જય મેળવનારા આવનારજનાર પુરૂષો હતા તેમને પણ તે દ્વેષીઓના યત્નથી કાંઈ અધિક હાનિનો સંભવ આવ્યો નહિ. જે શ્રદ્ધાવાન્ હતા પણ શુદ્ધરાજસપ્રધાન અંતઃકરણવાળા હતા અને રજતમ સ્વભાવનો અત્યંત કરીને જય કરનારા ન હતા તેમને તથા તેથી ઉતરતાઓને માત્ર તે દ્વેષીઓના પ્રયત્નથી કાંઈક ક્લેશની પ્રતીતિનો સંભવ આવ્યો અને જેમ તેમને ક્લેશની પ્રતીતિ તે દ્વેષીઓદ્વારા થતી તેમ તે પુરૂષોએ પણ તે દ્વેષીઓને નખથી શિખાપર્યંત જ્વાલા ઉઠે અને તેમનું સર્વાંગ દગ્ધ થાય એવાં વાગ્બાણ વિહિત માર્ગે મારવા માંડ્યાં. આમ થવાથી પશ્ચાત્ તેમના પરસ્પરના વાગ્યુદ્ધથી પ્રસંગે પરસ્પરને ક્લેશનાં કારણ થતાં. મારા સમીપ આવનારને ક્લેશનું કારણ આવવા છતાં પણ તેમને સત્સંગતિના યોગથી તથા પોતાના દોષોને ઓળખી તેનો જય કરવાના અભ્યાસથી અર્થાત્ ષટ્સંપત્તિના સામાન્ય અભ્યાસના બલથી ક્લેશની પ્રતીતિ ઓછા પ્રમાણમાં અને અલ્પ કાલ થતી. અને તે દ્વેષધારીઓને તો નિરંતર સંતાપ પ્રકટ રહેતો હતો. કારણ કે તેમને સાધનઅભ્યાસની ન્યૂનતા હતી અને દોષરૂપ કારણોથી તેઓ અસાવધાન થયા હતા.

હે બ્રહ્મવિદ્‌વર મહાત્મન્ ! આ પ્રકારે અનેક વિધિ અનર્થની પ્રવૃત્તિ લોકમાં થતી જાણીને મેં તે સમયે આ પ્રકારનો વિચાર કર્યો. " અહોહો ! આ વિચિત્ર સ્વભાવવાળી માયાનો કેવો મહિમા છે ! અવિદ્યા પોતાની સ્વતંત્ર સત્તાથી રહિત છતાં પણ પોતાના સ્વભાવથી કેવી બલવતી પ્રતીત થાય છે ! આ કાર્યરૂપ પ્રપંચમાં પ્રકૃતિસ્વભાવથી તથા કર્તૃત્વાભિમાનપૂર્વક કરાયેલાં શરીરીઓનાં કર્મબલથી કેટલો અનર્થ થાયછે એનું કાંઈ પ્રમાણ કાઢી શકાતું નથી. આ બે હેતુથી પ્રકટતા ગુણદોષ ધર્માધર્મને પ્રકટાવીને ક્લેશની પ્રતીતિ કરાવે છે. પ્રાપ્તવિવેક પુરૂષને પણ લેશરૂપ અવશેષ રહેલી હોવાથી એ અવિદ્યા ક્લેશની પ્રતીતિ કરાવે છે તો આ અવિવેકથી બદ્ધવત્ પ્રતીત થતા શરીરીઓને તે અવિદ્યા—અત્યંત ક્લેશ પ્રતીત કરાવે એમાં શું આશ્ચર્ય છે ?

નથી તેમ જ ક્રમથી પણ આંતર સ્થિતિનો ફેરફાર થવાનો સંભવ હોય છે, તો તે નિયમાનુસાર થયા પૂર્વે સર્વે પ્રકારની ઉપાધિનો સંબંધ ગૌણ થઇ જવો જોઇએ. ઘણા પૂર્વ પુરૂષોનો પણ એવો જ નિશ્ચય છે કે જે પુરૂષને આ ઇન્દ્રિયોવડે અર્થરૂપ વિષયના જ્ઞાનરૂપ જાગ્રદવસ્થાનો અભાવ હોય છે અને વળી જે પુરૂષને શુભાશુભ સંપૂર્ણ વાસનાઓથી રહિત થયે સ્વસ્વરૂપનો અખંડ એકરસ આનંદાનુભવ છે તે જીવન્મુક્ત છે. આ સ્થલે તાત્પર્ય એ છે કે આ ઇંદ્રિયોના લયપૂર્વક સુષુપ્તિ અવસ્થા જે સર્વ જીવોને હોય છે તેવી અજ્ઞાન સુષુપ્તિ નહિ છતાં પણ જેની જાગ્રદવસ્થા એવી હોય છે કે તે જાગ્રદવસ્થામાં પણ શ્રોત્રાદિ ઇંદ્રિયો શબ્દાદિ વિષયોનું ગ્રહણ કરી શકે નહિ. આથી તે જીવન્મુક્ત દશાવાળો પુરૂષ જાગ્રદવસ્થામાં છતાં પણ સુષુપ્તિમાં સ્થિત ગણાય છે. આમ હોવાથી હવે પછીની આ શરીરીને અર્થાત્ મને એવી સ્થિતિ પ્રાપ્ત થવાનો સંભવ છે કે જેમાં આ શ્રોત્રત્વક્ચક્ષુરાદિ ઇંદ્રિયોવાળો શરીરી અંતરમાં જાગતત્ત્વત્ છતાં પણ સુષુપ્તની પેઠે બાહ્ય વિદ્યમાન વિષયોનું ગ્રહણ કરી શકશે નહિ, જેથી ક્રમે કરીને સર્વે વ્યવહારથી રહિતપણું થશે. અને તેમ થયા પછી જ કર્તવ્યનો અવધિ આવશે. એ પ્રકારની ખરી કૃતકૃત્યતા પ્રાપ્ત થયા પછી કોઇ પણ પુરૂષ વ્યવહાર કરવાને સમર્થ થાય નહિ. તેથી આ સમીપ આવનાર મનુષ્યોને હવે કહેવા યોગ્ય કરી લેવું ઘટે છે, કેમકે પછી કહેવાસાંભળવાની આશાનો ઉચ્છેદ થશે. સર્વજ્ઞ પુરૂષોનો એ જ સિદ્ધાન્ત છે કે જ્યારે આ મનથી ઉઠતી સંપૂર્ણ ઇચ્છાઓનો અભાવ થાય છેત્યારે યોગ્ય અભ્યાસવડે જય કરાયેલું તે મન તૈલધારાવત્ અખંડ એકરસ આનંદસ્વરૂપ પ્રત્યગાત્માવિષે સ્વસ્વરૂપાનંદને અનુભવતાં સંતુષ્ટ રહે છે. વળી આ બ્રાહ્મણપણું જે જગતમાં સર્વોત્તમ છે તે જેને પ્રાપ્ત હોય છે તેને તો સ્વભાવથી જ આપ્તકામપણું હોય છે અને તેથી જ તેઓ અન્ય પ્રયત્ન વિના જ ક્રમથી જીવન્મુક્તિ સુખનો અનુભવ કરનાર થાય છે. જે બ્રાહ્મણપણું મૂલ પુરૂષોએ શ્રેષ્ઠ કહ્યું છે અને જેને દેવતા પણ અધીન વર્તે છે તે બ્રાહ્મણપણાનું સ્વરૂપ સર્વને એક કાલે પ્રાપ્ત થવું ઘણું કઠિન છે. કારણ કે તે ઈશ્વરસંકેતથી અથવા તો ઉગ્ર પુણ્યબલથી જ પ્રાપ્ત થવું સંભવે છે. આ વિગેરે અનેક ઘટિત વિચાર કરીને પછી જનસંગરૂપ ઉપાધિની નિવૃત્તિઅર્થે મારા સમીપ આવનાર તે ત્રિવિધ પ્રકૃતિના મનુષ્યસમુદાયને એક સમયે પ્રથમ તે અશ્રદ્ધાવાન્ મંદ સંસ્કારવાળા મનુષ્યોને ઉદ્દેશીને આ પ્રકારનાં વચન કહ્યાં.

હે સદ્વિદ્યાની ઇચ્છાવાળા સજ્જનો! તમે આ જગતમાં જન્મ ધરીને મનુષ્યોએ શું જાણવાનું છે, શું મેળવવાનું છે અને તે અર્થે શું કરવાનું છે એનો પ્રથમ તો યોગ્ય વિચાર કરો;અને તે વિચાર કરતાં જે કાંઈ નિશ્ચય થાય તે નિશ્ચયપ્રમાણે વર્તવાનો આગ્રહથી આરંભ કરો. કારણ કે જે આ શરીરવડે સર્વ સુખ સાધવાનું છે તે આ શરીર ક્ષણભંગુર છે. આ શરીર ક્ષણિક છે તેમ અનેક વિઘ્નને પ્રાપ્ત થનારૂં છે તેથી એની આશાએ દિવસો કાઢ્યા કરવા અનુચિત છે. આ શરીરનો નાશ થયા પૂર્વે તથા એમાંથી શક્તિ હણાઇ ગયા પૂર્વે જ પુરૂષાર્થ કરીને કૃતકૃત્ય થવું ઘટે છે. કાર્યના આરંભપછી પણ વ્યાધિ તથા આધિ વિગેરે વિઘ્નોથી આપણે સદા બચી શકતા નથી. તેથી તે વિઘ્નના પ્રવેશથી પણ ઘણો કાલ

વ્યર્થ જવાનો સંભવ છે, માટે સદા સાવધાનપણે વિચાર કરો અને અભ્યાસને આરંભો.

પ્રાપ્તવિવેક પુરુષોનો એવો નિશ્ચય છે કે અંતરમાં રહેલા દોષોને જ્યાંપર્યંત આપણે ટાળતા નથી ત્યાંપર્યંત આપણને કર્તવ્યનું યથાર્થ ભાન તથા નિર્વિઘ્ન તેમાં પ્રવૃત્તિ થવી એ બનતું નથી, તેથી સદા આપણા અંતરમાં સાવધાન રહીને દોષોનો જય કરો. આ જગતમાં ઘણા મનુષ્યો તો કેવલ અન્યના દોષો જ જુએ છે અને તેવડે તે અન્યની નિંદા કરે છે. અને કેટલાએક તો પોતાના તથા અન્યના દોષોને જોનારા છે પરંતુ તેઓ પોતાના દોષને ગુપ્ત રાખવામાં અને અન્યના દોષોને પ્રકટ કરવામાં જ સાવધાન હોય છે; વળી કોઈ કોઈ તો અન્યના તથા પોતાના દોષોને જાણે છે તથા તેઓ પોતાના તથા પરના દોષોને ટાળવા અર્થે વિચાર તથા ઉદ્યોગને કરે છે. અને કોઈ બુદ્ધિમાન્ પુરુષ તો અન્યના દોષનો અલક્ષ કરીને પોતે જ પ્રથમ નિર્દોષ થવાને પ્રયત્ન કરે છે. સાધક અવસ્થાવાળા આ બુદ્ધિમાન્ પુરુષો સઉમાં શ્રેષ્ઠ છે એમ જાણજો. કારણ કે પોતે નિર્દોષ થયાવિના પોતાનો કે અન્યનો અર્થ સારી શકાતો નથી. આમ છે માટે પ્રથમ પોતાનાં તથા પરના દોષોનાં સ્વરૂપને જાણીને પછી તે પારકા દોષો આપણામાં ન આવે અને આપણા હોય તે જાય એવો ઉદ્યોગ કરજો. તમે જે જે મનુષ્યને કોઈ પણ પ્રકારના સંબંધથી સેવો તેને દોષોની અધિકતાથી રહિત જાણીને સેવજો. જે જે પુરુષને તમે ગુરુબુદ્ધિથી સેવવા ઇચ્છો તે તે પુરુષને પ્રથમ નિર્દોષ છે કે નહિં એ પ્રકારે કસી લેજો, અને જો તે પુરુષને તમારી વૃત્તિ દોષરૂપ જાણે તો તમારે તેમાં ગુરુબુદ્ધિ સ્થાપવી નહિ. અને કદાચિત્ અસાવધપણે ગુરુબુદ્ધિ સ્થાપ્યાપછી તમને દોષ જણાય અને તમારી મતિ શ્રદ્ધાથી તે પુરુષને ન અનુસરે તો તત્કાલ તે ગુરુબુદ્ધિનો ત્યાગ કરીને તેમનાથી મુક્ત થઇ અન્ય સ્થલથી આપણા કલ્યાણને સાધવું. કારણ કે જેના વચનમાં આપણને વિશ્વાસ હોતો નથી તેમના દ્વારા આપણે આપણું હિત સાધી શકતા નથી. યદ્યપિ પૂર્વ પુરુષોએ ગુરુમાં દોષબુદ્ધિ કરવાથી હાનિ જણાવી છે તોપણ જો આપણી મતિ તેને દોષવાન્ જુએ અને તે દોષ ન સહન કરવાયોગ્ય અને વસ્તુતઃ હોય તો તેનો ત્યાગ કરવા વિલંબ કરવો નહિ. કારણ કે અશ્રદ્ધાવડે કરેલો શ્રમ યથાવત્ ફલ આપનાર થતો નથી. અન્ય કાંઇ યથાર્થ નિશ્ચય કરવા યોગ્ય મતિ આપણને પ્રાપ્ત ન હોય તો શાસ્ત્રે વિધાન કરેલી એવી વૃદ્ધપરંપરાથી ચાલતી આવેલી ધર્મનીતિને અનુસરીને ચાલવું, અને જ્યારે યોગ્ય મતિનો આપણામાં પ્રાદુર્ભાવ થાય ત્યારે આપણે યોગ્યાયોગ્ય વિચાર કરીને યોગ્ય વર્તન કરવું. તે પણ સચ્છાસ્ત્રથી અત્યંત વિરુદ્ધ ન હોવું જોઈએ. આ વિગેરે વચનો કહીને કહ્યું કે 'હે ભાઇઓ! જો તમને મારાં વચનમાં વિશ્વાસ હોય તો આમાંથી સાર ગ્રહણ કરીને તે પ્રમાણે વર્તજો અને ન હોય તો યથારુચિ વર્તજો.'

એ પછી મેં સમય જોઇને મારા સમીપ આવનાર અર્ધ શ્રદ્ધાવાન્ અધ્યમ અધિકારીને આ પ્રકારનાં વચનો કહ્યાં.

હે ભક્તિમાન્ સુજ્ઞ મનુષ્યો! તમે જાણો છો કે આ જગતમાં મતિ જેવા જેવા સહવાસને સેવે છે તેવા તેવા પ્રકારના બલને તથા વેગને ધારણ કરે છે માટે સહવાસ

**શબ્દાર્થ**—વેદાન્તમતમાં શ્રુતિના તાત્પર્યને જાણનારા એમ કહે છે કે નિગમાન્ત વાક્યોમાં સર્વ જગતરૂપ વિવર્તના અધિષ્ઠાનભૂત શુદ્ધબ્રહ્મસ્વરૂપ એકજ પરમાર્થતત્વ જ પારમાર્થિક સત્તામાં આવે છે. તે સિવાયની અન્ય કોઈ પણ વસ્તુ વાસ્તવિક રીતે અનિત્ય જ છે એમ સ્વીકારાએલું છે.

**ટીકા**—આમાં બુદ્ધિ વિગરે અનિત્ય ગુણથી ગુણી થાય છે એમ કહેનાર વૈશેષિક મતાનુસારીએ નિત્ય વસ્તુ અનિત્ય ગુણથી ગુણી થાય છે, એવો એક દૃષ્ટાન્ત આપવો જોઈએ, આકાશાદિ નિત્ય વસ્તુઓ અનિત્ય ગુણથી ગુણી છે એમ કહે તો પૂર્વે તેનું નિરાકરણ થઈ ચુક્યું છે. સંયોગાદિ અવ્યાપ્યવૃત્તિ ગુણો આત્માના નથી તે પણ પ્રકારે સિદ્ધ કર્યું. આખરે પૂર્વપક્ષીને સંક્ષેપમાં ઉત્તર આપે છે કે બ્રહ્મથી વ્યતિરિક્ત વસ્તુનું મિથ્યાત્વ માનનાર વેદાન્તીને નિત્ય વસ્તુ અનિત્ય ગુણથી ગુણી છે એ તમારા સામાન્ય નિયમનું તમારાથી વિશેષ દૃષ્ટાન્ત આપી શકાય તેમ નથી. તમે એમ કહેશો કે મિથ્યાત્વ અમે તો અંગીકાર કરતા નથી. ઉત્તર માત્ર એ જ કે તમે પણ શ્રુતિને પ્રમાણભૂત ગણો છો તેથી તેમ ન સ્વીકારવામાં તમારા જ સિદ્ધાન્તને બાધ આવે છે.

પ્રથમ શ્લોકની ટીકામાં રજ્જુસર્પનું ઉદાહરણ આપી જગતનું મિથ્યાત્વ નિરૂપણ કર્યું છે, તે પુનઃ જોવાની વિજ્ઞપ્તિ છે. પ્રમાણમાં શ્રુતિના શિરોભાગનાં વાક્ય આપ્રમાણે છે.

एकमेवाद्वितीयम् नित्यंविभुंसर्वगतं सुसूक्ष्मम् ब्रह्मैवेदंसर्वम् आत्मैवेदंसर्वम्। सर्वंखल्विदंब्रह्म। वाचारम्भणं विकारोनामधेयम् मृत्तिकेत्येवसत्यम् ॥ इत्यादि ॥

સન્માત્ર એક અદ્વિતીય આત્મતત્ત્વ છે ઇત્યાદિ. આપ્રમાણે વેદાન્તવાક્યનાતાત્પર્યનું શોધન કરનાર મહાત્મા પુરુષો જગતનું મિથ્યાત્વ અંગીકાર કરે છે, તેથી ઉદાહરણનો અવકાશ પૂર્વપક્ષમાં રહ્યો નથી. એથી ફલિત થયું—

अतएवनकिंचिदुदाहरणं ध्रुवमस्तिपरस्यविनाशिगुणम् ।
यतएवमतःस्थितमुक्तमदो नहिनित्यमनित्यगुणेनगुणि ॥२२॥
उपलभ्यमहंकरणंभवितुं क्षमतेदृशिरूपगुणोनयतः ।
विषयाकृतिरंजितधीगुणव द्विषयत्वमहंकरणस्यततः ॥ २३ ॥

શબ્દાર્થ—તેમ હોવાથી "અનિત્ય ગુણવાળી નિત્ય વસ્તુ છે" એવું પૂર્વપક્ષીપાસે કોઇ પણ ઉદાહરણ નથી. ઉદાહરણના અભાવથી "નિત્ય વસ્તુ અનિત્ય ગુણથી ગુણી થતો નથી" એમ પૂર્વે કહેલું તે યથાસ્થિત રહ્યું.

અહંકાર દૃશ્ય હોવો ઘટે છે. સાક્ષીભૂત આત્માનો ગુણ નથી તેથી વિષયાકાર પરિણામને પામેલી બુદ્ધિવૃત્તિ (દૃશ્યાકાર મતિવૃત્તિ) ની માફક અહંકાર (દૃશ્યકારમતિવૃત્તિ) પણ આત્માનો વિષય છે.

ટીકા—અઠ્ઠાવીશમા શ્લોકમાં યુક્તિઓથી અહંકારના સ્વરૂપનો નિશ્ચય કરવામાં પ્રકરણનો ઉપક્રમ કરેલો, તેનો અહીં ઉપસંહાર આવ્યો.

પૂર્વપક્ષીના દૃષ્ટાન્તાભાવથી સિદ્ધાન્તીનો—"નિત્ય વસ્તુ અનિત્ય ગુણથી ગુણી થતી નથી," એવો પચીશમા શ્લોકમાં યોજેલો હેતુ સુસ્થિત રહ્યો. તેથી ત્યાં અનુમિતિ જે આવી છે તે પણ યથાયોગ્ય છે. આત્મા નિર્ગુણ સિદ્ધ થયા પછી અહંકાર આત્મચેતનથી ભાસ પામે છે એમ પૂર્વે કહેલું તે અધ્યાસદ્વારા ફરીથી જણાવ્યું. પરિણામ એ આવ્યો કે આત્માનો ગુણ અહંકાર નથી, પરંતુ અંતઃકરણનો ધર્મ છે.

અત્ર એટલું લક્ષમાં રાખવાનું છે કે આપ્રમાણે વૈશેષિકાદિનું ખંડન કરી સર્વ દર્શનશિરોમણિ વેદાન્તદર્શનસાથે તે શાસ્ત્રોનો વિરોધ છે એમ જણાવવાનો ગ્રંથકારનો ઉદ્દેશ નથી. સર્વ શાસ્ત્રો યથાસ્થિત જાણવામાં આવ્યાં હોય તો પરંપરાએ મોક્ષનાં કારણ છે. વિરોધી માત્ર અવિવેકીને પ્રતીત થાય છે. દરેક શાસ્ત્ર પોતપોતાની કક્ષામાં અબાધિત છે. પરંતુ તત્તચ્છાસ્ત્રના દુરાગ્રહી પુરુષો અંતિમ સિદ્ધાન્તતરીકે તેમના શાસ્ત્રને સ્થાપવા જાય તે વાસ્તવિક નથી. અને તેવા દુરાગ્રહીને ઉદ્દેશી શારીરકસૂત્રના ભાષ્યમાં સર્વ મતોનું ખંડન ભગવાન્ શંકરાચાર્યે કરેલું છે. નાસ્તિક મતો તો સર્વ પ્રકારે અગ્રાહ્ય જ છે. આ ગ્રંથકાર પણ એમ જ દર્શાવવા ઇચ્છે છે. પૂર્વે અહંકારને વ્યવહારમાં આત્માનો ગુણ ગણ્યો તેમ ન ગણવામાં દોષ દર્શાવ્યો. તેવી જ રીતે સુખદુઃખાદિ ગુણો આત્મામાં અધ્યાસદ્વારા માનવામાં કોઈ દોષ નથી. વૈશેષિકશાસ્ત્રકાર આપ્રમાણે આત્માનું સગુણ સ્વરૂપ સ્થાપે તો તે સિદ્ધાન્તીને સર્વથા ગ્રાહ્ય છે. પરંતુ વાસ્તવિક સગુણ સ્વરૂપ સ્થાપે તો તે વિરોધી છે. એ જણાવવા તે દર્શનનું ખંડન કરેલું છે. આર્યશાસ્ત્રોના ઉપલક વિરોધને જોઇ

ઘણા અનાસ્થાવાળા થયા છે, થાય છે ને થશે. ખામી માત્ર એટલી જ કે તે પુરૂષોને તત્ત્વ-વિદ્ મહાત્મા દર્શકતરીકે મળ્યા નથી.

विषयप्रकृतिं प्रतिपन्नवतीं मतिवृत्तिमहंकरणंचमतेः ।
उभयंपरिपश्यति योऽविकृतःपरमात्म सदुक्तिरसौपुरुषः ॥३४॥

शब्दार्थः-વિષયાકારપરિણામને પામેલી મતિવૃત્તિ–દૃશ્યાકારા–, તથા અહંવૃત્તિરૂપ દૃષ્ટાકારા મતિવૃત્તિ એ બંનેને જે અવિકારી રહી જુએ છે, તે પ્રત્યગાત્મા પરમાત્મારૂપ સંજ્ઞાને ધારણ કરે છે.

टीका-અહંકાર પ્રકરણ નિરૂપણ કર્યા પછી જીવબ્રહ્મની એકતા સિદ્ધ કરવાનો ઉપક્રમ થાય છે. तत्त्वमस्यादि ચાર મહાવાક્યોમાં બતાવ્યાપ્રમાણે જીવાત્માપરમાત્માની અખંડૈકરસતા આગળ સારી રીતે ગ્રંથકાર નિરૂપણ કરશે. પૂર્વ પ્રકરણમાં त्वंपदार्थ નો શોધ થઈ ચુકયો છે; તે त्वंपदार्थ ની तत्पदार्थसाथे એકતા આ શ્લોકમાં સૂચવે છે.

બે પ્રકારની બુદ્ધિવૃત્તિઓને (દૃશ્યાકારા અને દૃષ્ટાકારા) જે અવિકારી તત્ત્વ સાક્ષીરૂપે જુએ છે, તે પ્રત્યગાત્મા त्वं પદનો લક્ષ્ય છે; પરમાત્મા तत् પદનો લક્ષ્ય છે. એ બન્નેનો સ્વરૂપે અભેદ છે.

ननुदेहमृद्रूप कथं भवताऽभिहितःपरमात्म सदुक्तिरिति ।
नविरुद्धमवादिष मेतमहं श्रुतिरप्यमुमर्थमुवाचयतः ॥ ३५ ॥

शब्दार्थ-(શંકા) આ દેહધારી જીવાત્માને તમે પરમાત્મા કેમ કહ્યો? (સમાધાન) હું વિરૂદ્ધ અર્થ બોલ્યો નથી, કારણ કે શ્રુતિ પણ આ જ અર્થનું બોધન કરે છે.

टीका—જીવાત્માને પરમાત્મા કહેવામાં પ્રત્યક્ષાદિ પ્રમાણોના વિરોધની શંકા લે છે. આ જીવાત્મા તો દેહધારી છે, અલ્પજ્ઞ છે, તથા પરતંત્ર છે; અને પરમાત્મા દેશકાળથી અનવચ્છિન્ન છે, સર્વજ્ઞ છે, તથા સ્વતંત્ર છે. આવી બે વિરૂદ્ધ વસ્તુઓનો અભેદ કદાપિ સંભવે નહિ, તેમ છતાં તમે એકાએક એ બંને એક છે એમ સિદ્ધાન્ત સ્થાપવા જાઓછો તે શા પ્રમાણઉપર ?

શંકાના સમાધાનમાં ગ્રંથકાર કહે છે કે હું જે કહુંછું તે વિરૂદ્ધ નથી, પ્રમાણભૂત મારી પાસે સર્વ વેદાન્ત છે. અલ્પજ્ઞ સર્વજ્ઞત્વાદિ વિરૂદ્ધ અંશો તમે બતાવ્યા તે માત્ર વાચ્યાર્થમાં છે. અને તે પણ માયા તથા અંતઃકરણ જે અજ્ઞાનનું કાર્યછે તેની ઉપાધિથી ઉત્પન્ન થએલા છે, એટલે ભાગત્યાગ લક્ષણાવડે જીવાત્માપરમાત્માની એકતામાં કોઈપણ વિરોધ નથી.

વાચ્યાર્થ એટલે શું, લક્ષ્યાર્થ એટલે શું, લક્ષણા એટલે શું, વિગેરે આ વિષયનું યથાર્થ સ્ફુટીકરણ ઓગણચાલીશમા શ્લોકમાં મહાવાક્યનું તાત્પર્ય દર્શાવતી વખત જણાવવામાં આવશે.

अमतं मन्त्रऽविज्ञातं विज्ञातृ। (अक्षर ब्राह्मण) આત્મતત્ત્વ મનબુદ્ધિવડે ચિંતન થાય એવું નથી, પણ મનબુદ્ધિનું ચિંતન કરેછે; પોતે અન્યથી જણાય તેવું નથી, પણ અન્યને તે જાણેછે. नमते मन्तारं मन्वीथः ( उषस्त ब्राह्मण ) મનોવૃત્તિના સાક્ષીને (પ્રત્યક્ષવડે) તારાથી જાણી શકાય તેમ નથી. अमतो मन्ता (अन्तर्यामि ब्राह्मण) પોતે મનન થાય તેવો નથી, પણ મનન કરનાર છે. तदेतद् ब्रह्मापूर्वमनपरमनन्तरमबाह्य मयमात्माब्रह्म (मधुब्राह्मण) તે આ બ્રહ્મ અપૂર્વ છે, અનપર છે, અખંડૈકરસ છે, દેશકાળથી અનવચ્છિન્ન છે. આ આત્મા તે બ્રહ્મછે.तत्त्वमसि (छान्दोग्य) તે (બ્રહ્મ) તું (જીવાત્મા) છું. इदंसर्वंयदयमात्मा (मैत्रेयीब्राह्मण) આ જે સર્વ પ્રપંચ છે તે આ આત્મા છે. यदेवेह तदमुत्र यदमुत्र तदन्विह मृत्योः समृत्युमाप्नोतियइहना

अमतंनमतेरमतस्तदिदं यदमुत्रतदेवतुकश्चिदिति ।
श्रुतिषुप्रतिपादितमस्यदृशोः परमात्मपदत्वममूपुमृशम् ॥ २६ ॥

शब्दार्थ—अमतं—, नमतेः—, अमतः—, तदेतद्—, तत्त्वमसि—, इदम्—, यदेवेहतदमुत्र—, तदेवब्रह्म—, कश्चिद्धीरः—, ઇત્યાદિ આ શ્રુતિઓમાં બુદ્ધિ અને તેની વૃત્તિઓના સાક્ષી આ પ્રત્યગાત્માનું પરમાત્મસ્વરૂપ સારી રીતે પ્રતિપાદન કરેલું છે.

टीका—ગયા શ્લોકમાં જીવબ્રહ્મની એકતા પ્રતિપાદન કરવામાં સકલ વેદાન્ત પ્રમાણરૂપ છે, એમ ગ્રંથકારે કહ્યું છે. તેમાં જીવને બ્રહ્મસ્વરૂપ દર્શાવતી કેટલીક શ્રુતિઓ આ શ્લોકમાં જણાવે છે.

नेवपश्याते (कठवल्ली) આ દેહને વિષે જે આત્મતત્ત્વ કાર્યકારણઉપાધિયુક્ત, તથા સંસારી અવિવેકીને લાગે છે, તે કેવળ જ્ઞાનસ્વરૂપ તથા સર્વ સંસારધર્મથી રહિત બ્રહ્મ છે; તેમ જ કારણોપાધિયુક્ત બ્રહ્મગત શુદ્ધચેતન તે જ કાર્યકારણોપાધિયુક્ત જીવગત શુદ્ધચેતન છે; જે અહીં ભેદભાવને જુએ છે તે એકપછી એક એમ જન્મમરણને પામ્યાં કરેછે.

यद्वाचाऽनभ्युदितंयेनवागभ्युद्यतेतदेवब्रह्मत्वंविद्धिनेदंयदिदमुपासते(तलवकार) જે વાણીવડે જણાવાય તેવું નથી, પણ જેનાવડે વાણી પોતાના વ્યાપારમાં પ્રવર્તે છે તેને તું બ્રહ્મ જાણ; જેની આ ઉપાસના થાય છે તે (પર) બ્રહ્મ નથી. कश्चिद्धीरःप्रत्यगात्मानमैक्षदावृत्त चक्षुरमृतत्वमिच्छन् (कठवल्ली) કોઈ વિરલ ધીર પુરૂષ અમૃતત્વની ઇચ્છા રાખતો સર્વ ઇન્દ્રિયોને અંતર્મુખ કરી પ્રત્યગાત્માને જુએ છે.

આ શિવાય અનેક શ્રુતિઓમાં પ્રત્યગાત્મા અને પરમાત્માનું સામાનાધિકરણ્ય કરી અભેદ સ્થાપ્યો છે. ગ્રંથકારે આપેલી શ્રુતિઓ શ્રદ્ધા દૃઢ કરવામાં પર્યાપ્ત છે, એટલે વિશેષ આપવી અનુચિત ધારી છે.

यदनभ्युदितंवदनेनसदा नयनेनचपश्यतियन्नसदा ।
श्रवणेनचयन्नश्रृणोतिसदामनसाऽपिचयन्मनुतेनसदा ॥३७॥
वदनंनयनंचतथाश्रवणंमनएवचयेनमतंसततम् ।
अवगच्छतदेवपदंपरमंत्वमितिश्रुतिरीक्षितुरुक्तवती ॥३८॥

शब्दार्थ:—જે (આત્મતત્ત્વ) સર્વદા વાણીવડે વર્ણી શકાતું નથી, નયનવડે જેને મનુષ્ય જોઈ શકતો નથી, શ્રવણેન્દ્રિયવડે સાંભળી શકતો નથી અને મનવડે જેનું મનન કરી શકતો નથી; (પણ) વાણી, નયન, શ્રોત્ર, મન તથા તેના પરિણામ જેનાવડે પ્રકાશિત થાય છે, તેજ પરમતત્ત્વ તું છું એમ અધિકારી પુરૂષને શ્રુતિ ઉપદેશ કરેછે.

ટીકા—જીવબ્રહ્મની એકતા જણાવવા ગયા શ્લોકમાં આમુખદ્વારા કેટલીક શ્રુતિઓ ગ્રંથકારે આપી. આ બે શ્લોકમાં સામવેદના केनोपनिषद्‌ની શ્રુતિઓને અર્થદ્વારા આપી પ્રસ્તુત વસ્તુનું સમર્થન કરે છે. ત્યાં મૂળ શ્રુતિઓ આ પ્રમાણે છે.

यद्वाचानभ्युदितंयेनवागभ्युद्यते तदेव ब्रह्मत्वंविद्धिनेदंयदिदमुपासते १
यच्चक्षुषानपश्यतियेनचक्षूंषिपश्यति तदेव० २
यच्छ्रोत्रेणनश्रृणोतियेनश्रोत्रमिदंश्रुतम् तदेव० ३
यत्प्राणेननप्राणितियेनप्राणःप्रणीयते तदेव० ४
यन्मनसानमनुतेयेनाहुर्मनो मतम् तदेव० ५

"જે વાણીવડે વદી શકાતું નથી, જેનાવડે વાણી વદવાના વ્યાપારમાં પ્રવર્ત્તે છે, જેને ચક્ષુવડે લોક જોતા નથી, જેનાવડે ચક્ષુર્વૃત્તિને લોક જાણી શકેછે; જે શ્રોત્રવડે સંભળાતું નથી, જેનાવડે શ્રોત્રવૃત્તિ સ્વવ્યાપારમાં પ્રવૃત્ત થાય છે; જેને પ્રાણવૃત્તિયુક્ત ઘ્રાણેન્દ્રિયવડે ગંધવત્ છે એમ અભિમાની જાણતો નથી, જેનાવડે પ્રાણવૃત્તિયુક્ત ઘ્રાણેન્દ્રિય ગંધ ગ્રહણ કરવાના વ્યાપારમાં સમર્થ થાય છે; જે મનવડે મનન કરાતું નથી. જેનાવડે મન મનનકર્મમાં યુક્ત થાયછે એમ વિદ્વજ્જનો કહેછે તે આત્મતત્ત્વને તું નિર્વિશેષ ભૂમાખ્ય બ્રહ્મ જાણ; પણ ઉપાધિભેદવિશિષ્ટ ઈશ્વરહિરણ્યગર્ભાદિ જેની ઉપાસના મુમુક્ષુ જનો કરેછે તે નિર્વિશેષ બ્રહ્મ નથી."

ચક્ષુરાદિ ઈન્દ્રિયો રૂપાદિગુણયુક્ત વસ્તુ જાણવામાં ઉપયોગી થઈ પડેછે, પરંતુ જે સાક્ષીસ્વરૂપ અરૂપ. અરસ, અગન્ધ, ઇત્યાદિ નિષેધ- વાક્યવડે વર્ણાય છે, તેને ચક્ષુરાદિ ઇન્દ્રિયોદ્વારા જાણવા સમર્થ થવું તે આકાશને ચર્મવત્ વાળવા સમર્થ થવા જેવું છે. આ ઉપરથી એમ ન સમજવું કે શ્રવણાદિ સાધનો વૃથા છે; કારણ કે તે સાધનોવડે અવિવેકથી આત્માને વિષે આરોપિત ધર્મોનો નિરાસ કર્યાથી આત્મતત્ત્વ શુદ્ધસ્ફટિકવત્ સ્વતઃપ્રકાશેછે.




रूप (पुस्तक) ४-भाद्रपद कृष्ण १४ सं० १९४८ दर्शन (अंक) ११.

## ॥ ॐ श्री ॥

## ॥ स्वरूपसुखेच्छक पथिकप्रति दिग्दर्शक आदेश ॥

પદ.

જન્મ ધરીને આવો રૂડા રે, જગમાં તો, એ લય.
ગગન ચઢીને કોઇ નાણો રે, તનુમાં તો,
બ્રહ્મસદનથી અધિક સુખ માણો રે જી. ટેક.
ષટચક્ર વેધીને બ્રહ્મરંધ્રદ્વારા રે, ગગનમાં જવા ઉર ધારો રે જી,
પણ ગ્રંથી ત્રય ભેદ્યા વિણ વીરો, ત્રિવેણી સ્નાનનો ઉધારો રે, તનુમાં તો બ્રહ્મ० ૧
વાસનામૂલને ત્રોડીને વીરો, અમન ભાવને સાધો રે જી,
આ સંગ તુટે ને અવિદ્યા વછૂટે જો તત્ત્વજ્ઞાનમાં વાધો રે. તનુમાં તો બ્રહ્મ० ૨
આ દૃશ્ય પ્રપંચ જ્યારે દૃષ્ટિમાં ના'વે ને આ,—સ્વરૂપમાં વૃત્તિઓ વિરામે રે જી;
પંચ ક્લેશ ત્યારે અનુભવે ના'વે જ્યારે,—દ્વૈત સકલ લય પામે રે. તનુમાં તો બ્રહ્મ० ૩
કેવલ વાર્તાથી સ્થિતિ નથી થાતી ઓ, અભ્યાસથી જ બલ આવે રે જી;
ફલ જેને બેસે તેને કષ્ટ ન જાણો, ફલવિણ બસે નવ ફાવે રે. તનુમાં તો બ્રહ્મ० ૪
કારણે કાર્યનો લય કરી વહેતાં જે, ચરમ દશામાં સ્થિર થાતો રે જી;
નૃસિંહ સફલ તેનો શ્રમ સૌ જાણો જે વસ્તુમાં સધ શમાતો રે, તનુમાં તો બ્રહ્મ० ૫

---

## ॥ तोटक. ॥

(અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૨૪૦થી)

આવું નિત્ય મુક્ત સ્વરૂપ નિતાન્ત નિર્મળ, તથા અક્ષોભ શાન્તવાળા અંતઃકરણમાં પ્રતીત થાય છે; અભિમાનીને ઇશ્વરસાક્ષાત્કાર પણ એવું અંતઃકરણ થયાં પછી થાય છે. તેથી અધિકાર પ્રાપ્ત કરવો એ જ ભગીરથ કામ છે.

"નદીઉપર હોડી છે." અહીં "નદી" અને "હોડી"ના સાંકેતિક મુખ્ય અર્થ જ લેવામાં આવ્યા છે. અને તેમ લેવાથી વાક્યાર્થ સ્ફુટ નીકળી આવેછે. પરંતુ કેટલેક સ્થળે રૂઢિ અથવા પ્રયોજનથી શબ્દનો મુખ્ય અર્થ લેવામાં આવતો નથી. ત્યાં લક્ષણાદ્વારા શબ્દનો અર્થ કાઢવો પડેછે. જ્યાં મુખ્યાર્થમાં બાધ આવતો હોય ત્યાં વક્તાના તાત્પર્યને જાળવવા આવો દ્વિતીય અર્થ ઉપજાવવો. લક્ષણાના ન્યાયશાસ્ત્રપ્રમાણે ત્રણ વિભાગ પડેછે. તેને પૂર્વ તથા ઉત્તરમીમાંસાવાળા સ્વીકારે છે. સાહિત્યશાસ્ત્રમાં લક્ષણાના ઘણા પ્રકાર આપ્યા છે. પરંતુ એ સર્વનો આ ત્રણમાં સમાવેશ થાયછે. ( જેમને એ સંબંધમાં વિશેષ જાણવાની અપેક્ષા હોય, તેમણે महाकाल ના પ્રથમ રૂપમાં शब्दशक्ति નામના વિષયનું યથાર્થ અવલોકન કરવું. ) તે ત્રણ વિભાગ આ છેઃ ૧ જહલ્લક્ષણા, ૨ અજહલ્લક્ષણા, ૩ જહજ્જહલ્ ( અથવા ભાગત્યાગ ) લક્ષણા.

જ્યાં શબ્દના મુખ્ય અર્થને સંપૂર્ણ રીતે તજી દેવામાં આવેછે અને તત્સંબંધી અન્ય અર્થનો બોધ થાય, ત્યાં જહલ્લક્ષણા થાયછે. જેમકે "ગંગાઉપર ગામ છે." અહિં ગંગા શબ્દનો મુખ્યાર્થ તો પ્રવાહરૂપા નદી છે. તેના ઉપર ગામની સ્થિતિ ઘટેછે નહિ. તેથી મુખ્યાર્થનો બાધ થયો; અને ગંગા શબ્દ પોતાના પ્રવાહરૂપ અર્થને સંપૂર્ણ રીતે તજી દેઇ તત્સંબંધી "તીર" એ અર્થનો બોધ કરેછે. આ અર્થ લેવાથી વાક્યાર્થ સ્ફુટ નીકળી આવેછે.

જ્યાં શબ્દનો મુખ્ય અર્થ ત્યજી દેવામાં આવતો નથી પરંતુ તે અર્થની સાથે વિશેષ અર્થનું બોધન થાયછે, ત્યાં અજહલ્લક્ષણા સમજવી. ઉદાહરણ, "લાલ દોડેછે" એ વાક્યમાં લાલ શબ્દનો મુખ્ય અર્થ તો રક્ત ગુણ થાયછે. પરંતુ ગુણ દોડવાની ક્રિયા કરે એ અસંભવિત છે તેથી મુખ્યાર્થનો બાધ થાયછે. વક્તાનું તાત્પર્ય તો રક્તગુણવિશિષ્ટ વ્યક્તિમાં રહેલું છે. તેથી અશ્વ ગાય વિગેરે શબ્દ પ્રસંગને અનુસરી ઉમેરવાનો છે. તેમ થાય ત્યારે વાક્યાર્થ યથાર્થ પ્રતીત થાય છે.

જ્યાં શબ્દનો મુખ્યાર્થમાંથી થોડો અંશ રાખવામાં આવે અને થોડો તજવામાં આવે ત્યાં તૃતીય પ્રકારની લક્ષણા પ્રવર્તે છે. ઉદાહરણ, "તે આ દેવદત્ત છે" એ વાક્યમાં "તે" અને "આ" એ બે પદ વાચ્યાર્થમાં વિરોધી છે, કારણ કે "તે" પદનો વાચ્યાર્થ પૂર્વકાલવિશિષ્ટ એમ થાય છે. અને "આ" પદનો મુખ્યાર્થ "વર્તમાનકાલવિશિષ્ટ" થાય છે. હવે આ અર્થને "તે" તથા "આ" એ બેને સ્થળે મુકીએ, તો વાક્યનો અર્થ આ પ્રમાણે નીકળે—પૂર્વકાલવિશિષ્ટ દેવદત્ત વર્તમાનકાલવિશિષ્ટ દેવદત્ત છે. આ અર્થમાં પૂર્વકાળ અને વર્તમાનકાળ એ બે અંશમાં પ્રત્યક્ષ વિરોધ છે. તેથી વિરોધાંશને મૂકી દેઈ બંને પદથી દ્યોતિત દેવદત્ત નામની વ્યક્તિની અખંડૈકતા વાક્યનો અર્થ છે. વક્તાનું તાત્પર્ય પણ આ જ અર્થમાં રહેલું છે. આ પ્રકારની લક્ષણાને ભાગત્યાગલક્ષણા પણ કહે છે.

तत्त्वमसि મહાવાક્યમાં પૂર્વે બે પ્રકારની લક્ષણા સંભવતી નથી, ભાગત્યાગલક્ષણાથી અર્થ ઉપજાવવાનો છે. કારણ કે સર્વજ્ઞત્વાદિ ધર્મયુક્ત ઈશ્વર અને અલ્પજ્ઞત્વાદિ ધર્મ-

યુક્ત જીવ એ બેની એકતા બનની અસંભવિત છે. તેથી "સર્વજ્ઞત્વાદિ યુક્ત" તત્પદનો વાચ્યાર્થ ત્યજી, તથા "અલ્પજ્ઞત્વાદિ યુક્ત" ત્વંપદનો વાચ્યાર્થ ત્યજી, એ બંને પદથી ઘોતિત અખંડૈકરસ નિર્વિશેષ ચેતનની એકતા વાક્ય પ્રતિપાદન કરે છે. શ્રુતિના પ્રકરણનો વિચાર કરતાં અભિમત તાત્પર્ય આપ્રમાણે નીકળી આવે છે. બાકીનાં ત્રણ મહાવાક્યોની પણ આપ્રમાણે અર્થયોજના કરવી. ઋગ્વેદનું મહાવાક્ય प्रज्ञानंब्रह्म છે, अहंब्रह्मास्मि એ યજુર્વેદનું મહાવાક્ય છે; અને अयमात्माब्रह्म એ અથર્વવેદનું મહાવાક્ય છે.

સોપાધિક સ્વરૂપમાં ઈશ્વરનો અનુગ્રહ પ્રાપ્ત કરી જીવ પોતાની અજ્ઞાન દશામાં પોતાનો પુરૂષાર્થ સાધે છે. માયાસત્તાનું ઉલ્લંઘન કર્યા પછી ગુરૂઈશ્વરની કૃપાદ્વારા મહાવાક્યનો અર્થ અધિકારીને અનુભવગોચર થાય છે. માટે મહાવાક્યસૂચિતાર્થનું અપરોક્ષજ્ઞાન ન થવામાં જીવનું અજ્ઞાન તથા અનધિકારીપણું કારણભૂત છે. સદ્ગુરૂશ્રીને શરણ આવેલા સાધકોએ તો જ્ઞાનની પર્યવસાન ભૂમિકાને જણાવતા મહાવાક્યનો પરોક્ષ અર્થ જાણી ઉત્તરોત્તર અધિકાર પ્રાપ્ત કરી, નિરૂપમ સુખની પ્રાપ્ત્યર્થ પોતાનો પુરૂષપ્રયત્ન જારી રાખવો. અનુકૂલ અંતઃકરણવાળાને જ્ઞાનના વાસ્તવિક અધિકારપૂર્વે પણ વેદાન્તનું શ્રવણ અધિકાર સિદ્ધ કરવામાં સાહાય્યક છે. મહાત્માના આશ્રયશિવાય શ્રવણાદિ ક્રિયાઓ કરવામાં લાભ નથી; ઉલટી હાનિ છે.

મહાવાક્યના અર્થને દઢીભૂત કરવા શંકાઓ ઉત્પન્ન કરી આવતા શ્લોકોમાં ગ્રંથકાર સમાધાન આપતા જાય છે.

**नभसोऽवयवोविकृतिश्चयथा घटिकादिनभोनभवेत्तुतथा ।**
**परमात्मन एषनचावयवो विकृतिश्चशरीरभृदित्यमृषा ॥ ४० ॥**

**शब्दार्थ**—જેમ ઘટાકાશ, મહાકાશ ઇત્યાદિ મહાકાશના અવયવ અને વિકાર નથી, તેમ આ જીવાત્માપરમાત્માનો અવયવ અને વિકાર નથી; આ વાર્તા યથાર્થ છે.

**टीका**—ઉપર પ્રમાણે જીવાત્મા અને પરમાત્મા સ્વરૂપે અભિન્ન છે, એમ શ્રુતિનું તાત્પર્ય નીકળ્યું. અત્ર શંકા એવી ઉપજે કે, અત્યંતાભેદ દર્શાવવાનો શ્રુતિનો ઉદ્દેશ નથી પણ એ બંને અંશાંશિ ભાવમાં અથવા પ્રકૃતિવિકૃતિભાવમાં રહેછે એમ મહાવાક્યનું તાત્પર્ય છે. શંકાના સમાધાનમાં ગ્રંથકાર કહે છે કે જેમ ઘટાકાશ મહાકાશનો અવયવ નથી, કારણકે આકાશ વ્યવહારમાં વિભુ છે તેથી તેનો અવયવ સંભવે નહિ; ઘટરૂપ ઉપાધિવડે જ તેનું ઘટાકાશ નામ ઉત્પન્ન થયું; તેવી જ રીતે જીવાત્મા પરમાત્માનો અંશ છે એમ શ્રુતિ કહેવા ઇચ્છતી નથી. વળી પ્રકૃતિવિકૃતિભાવ પણ સંભવતો નથી, કારણકે જીવનો ચૈતન્યાંશ વિકૃતિ કહીએ તો અનિત્ય ઠરે જેથી સિદ્ધાન્તમાં વિરોધ આવે.

**करकादिनिमित्तकसंयभवेत्करकांबरनामभवेद्वियतः ।**
**परमात्मदृशोरपिनामतथापुरहेतुकमेवतुजीवइति ॥ ४१ ॥**

शब्दार्थ—જેમ કરક (યતિનું જળપાત્ર) વિગેરે ઉપાધિને લીધે આકાશનું કરકાકાશ નામ પડે તેમ શરીરરૂપ હેતુવડે દહ્રસ્વરૂપ પરમાત્માનું પણ જીવ એવું નામ પડ્યું છે.

टीका—ઉપરના શ્લોકની ટીકામાં પ્રસ્તુત શ્લોકનો અર્થ સ્ફુટ થઈ ચુક્યો છે.

जनितंवियदंम्रणियेनजगत्परमात्मसदक्षरनामभृता ।
प्रविवेशसएवजगत्स्वकृतंखमिवेहघटंघटसृष्टिमनु ॥ ४२ ॥

शब्दार्थ—પરમાત્મા, સત્, અક્ષર ઇતિ નામ ધારણ કરતા જેણે આકાશાદિ જગત્ ઉત્પન્ન કર્યું, તે જ પરમાત્માએ પોતાના કરેલા જગત્માં, જેમ વ્યવહારમાં ઘટ ઉત્પન્ન થયા પછી આકાશ ઘટમાં પ્રવેશ કરે તેમ, પ્રવેશ કર્યો.

टीका—જીવબ્રહ્મનો સામાનાધિકરણ્યવડે કેટલીક શ્રુતિઓ અભેદ બતાવે છે. મહાવાક્યોવડે તે જ અર્થનું પ્રતિપાદન થાયછે. હવે કેટલીક શ્રુતિઓ માયોપાધિક બ્રહ્મવડે જગત્ની ઉત્પત્તિ થઈ એમ, તથા પરમાત્માએ તે સૃષ્ટિમાં પ્રવેશ કર્યો એમ જણાવે છે. આ શ્રુતિઓનું તાત્પર્ય પણ જીવબ્રહ્મની એકતા દર્શાવવામાં રહેલું છે, એમ પ્રસ્તુત તથા આગળના કેટલાક શ્લોકમાં ગ્રંથકાર સ્ફુટ કરેછે.

નિરંશ, સર્વગત પરમાત્માનો સ્વકૃત સૃષ્ટિમાં પ્રવેશ શી રીતે સંભવે? આ પ્રશ્નનો અવકાશ ન રહે તેટલા વાસ્તે આકાશના પ્રવેશનું ઉદાહરણ આપ્યું છે. ઘટ ઉત્પન્ન થયા પછી ઘટ-ઉપહિત આકાશ ઘટાકાશ કહેવાય છે, તેમ સ્થાવરજંગમ જગત્ માયાશક્તિવડે ઉત્પન્ન કર્યા પછી પરમાત્માએ વિવિધ ઉપાધિવશાત્ તન્નામ ધારણ કર્યાં. દેવદત્તાદિ વ્યક્તિનો જેમ ગૃહાદિ વિષે પ્રવેશ થાયછે, તેવો આકાશનો ઘટવિષે નથી, અને પરમાત્માનો દેહાદિવિષે નથી. ઐતરેય તથા અન્ય ઉપનિષદોમાં આત્માનો પ્રવેશ કહ્યો ત્યાં બુદ્ધયાદિ વિષે ચેતનની અભિવ્યક્તિ થઇ એ જ માત્ર સૂચિત અર્થ છે. શુદ્ધ સાત્ત્વિક દ્રવ્યોમાં ચેતનની પ્રતીતિ થાય છે એમ પૂર્વે નિરૂપણ થઇ ચુક્યું છે. આથી સિદ્ધ એ થયું કે પ્રવેશવાક્યોથી ભેદવાદ સિદ્ધ થતો નથી પ્રત્યુત (ઉલટો) જીવબ્રહ્મનો અભેદ જ તાત્પર્યદ્વારા નીકળી આવેછે.

उदपद्यतखप्रमुखंहिजगत्परमात्मनइत्यपियाःश्रुतयः ।
अवधार्यतआभिरभेदमतिःपरमात्मसतत्त्वसमर्पणतः ॥४३॥

शब्दार्थ—"પરમાત્મામાંથી આકાશાદિ જગત્ ઉત્પન્ન થયું" ઇત્યાદિ જે શ્રુતિઓ છે, તે વડે પરમાત્મતત્ત્વવિષે સર્વના લયદ્વારા, અભેદબુદ્ધિ પ્રકાશિત થાયછે.

टीका—છવીશમા શ્લોકમાં જગદુત્પત્તિની શ્રુતિઓ આપીછે. તેથી પ્રતીત એ થાય છે કે બ્રહ્મ જગત્નું ઉપાદાન કારણ છે. કાર્યનો કારણથી અભેદ સુપ્રસિદ્ધ છે. કાર્યથી કારણનો ભેદ માત્ર નામરૂપાત્મક છે, વાસ્તવિક નથી. તેથી લયચિંતનદ્વારા અખંડૈકરસ સન્માત્ર બ્રહ્મતત્ત્વ જ અવશેષ રહેછે. શ્રુતિઓ પ્રથમ માયાશક્તિવડે પ્રતીત થતો જગત્નો અધ્યારોપ બ્રહ્મવિષે દર્શાવે છે. પશ્ચાત્ અપવાદ કરી નિર્વિશેષ બ્રહ્મ રહેછે એમ જ-

ણાવે છે. આવી પ્રક્રિયા મુમુક્ષુને સરળ બોધ થાય તેટલા સારૂ ગ્રહણ કરેલી છે. જીવનો પણ પરમાત્માથી વાસ્તવિક અભેદ જ છે.

**यदि सृष्टिविधानपरं वचनं फलशून्यमनर्थकमेव भवेत् ।**
**जगदित्थमजायत धातुरिति श्रवणं पुरुषस्य फलाय न हि ॥४४॥**

**શબ્દાર્થ**—જો (ઉત્પત્તિ) વાક્યનું તાત્પર્ય જગદુત્પત્તિવિષેજ રહેલું હોય, તો તે વાક્ય ફલરહિત અને અનર્થક જ થાય; કારણ કે પરમેશ્વરથી આપ્રમાણે જગત્ ઉત્પન્ન થયું એવું શ્રવણ મુમુક્ષુને (ઇચ્છિત) ફલની પ્રાપ્તિ કરાવનાર નથી.

**ટીકા**—પૂર્વ શ્લોકમાં એમ કહ્યું કે ઉત્પત્તિવાક્યનું પર્યવસાન અભેદજ્ઞાનમાં જ થાયછે. ત્યાં શંકા ઉત્પન્ન થાય કે ઉત્પત્તિવાક્યનું તાત્પર્ય ઉત્પત્તિમાં જ ઘટે, અભેદમાં ઘટે નહિ; કેમકે એક જ વાક્યના વિવિધ અર્થ કરવા તે અનુચિત છે. સમાધાનમાં ગ્રંથકાર કહેછે કે ઉત્પત્તિવાક્ય જો ઉત્પત્તિપર હોય તો તેથી આત્યન્તિકી દુઃખનિવૃત્તિરૂપ અભિમત ફલ સંભવે નહિ. જગત્ અમુક પ્રકારે પરમેશ્વરમાંથી ઉત્પન્ન થયું, એટલું જ જાણવાથી મુમુક્ષુની કૃતકૃત્યતા થાય નહિ. જેમ "ગંગાઉપર ગામછે" એ વાક્યમાં ગંગા શબ્દનો અર્થ પ્રવાહરૂપા નદી નથી, પરંતુ તત્સંબંધી તીર થાયછે; અને તીર શબ્દ ન વાપરતાં ગંગાશબ્દ વાપરવામાં વક્તાનું પ્રયોજન પવિત્રતા, શીતલતા વિગેરે ગુણનું સૂચન કરવામાં રહેલું છે, તેમ સૃષ્ટિઉત્પત્તિવાક્યનું પ્રયોજન લયચિંતનદ્વારા અભેદમતિ સ્થિર કરવામાં રહેલું છે. ન્યાય પણ એમ કહેછે કે જ્યાં પ્રયોજનયુક્ત અર્થની સંનિધિ હોય ત્યાં પ્રયોજનરહિત અર્થ ન લેવો. અશેષ વેદાન્તનું પ્રયોજન ચરમ દુઃખધ્વંસ તથા નિરતિશય આનંદની પ્રાપ્તિમાં રહેલું છે. આ પ્રયોજન સ્પષ્ટ છતાં ઉત્પત્તિવાક્યનું ઉત્પત્તિમાંજ તાત્પર્ય ટોકન કરવું તે યુક્તિવિરુદ્ધ છે. તેથી તેવાં વાક્યો પણ મહાવાક્યના અર્થને પ્રકારાંતરે પ્રતિપાદન કરેછે.

**अनृतत्वमवादि सकृद्विकृतेर्निरधारि सदेव तु सत्यमिति ।**
**श्रुतिभिर्बहुधैतदतोऽवगतं जगतो न हि जन्म विधेयमिति ॥४५॥**

**શબ્દાર્થ**—શ્રુતિઓએ બહુ પ્રકારે કાર્યરૂપ જગત્‌નું મિથ્યાત્વ અનેકવાર કહ્યું છે, અને કારણરૂપ બ્રહ્મ જ સત્ય છે એમ નિશ્ચય કર્યો છે; તેથી જગતનો જન્મ વાસ્તવિક થયો નથી એમ જાણવામાં આવે છે.

**ટીકા**—સૃષ્ટિવાક્યનું અભેદમાં તાત્પર્ય છે એમ જણાવવા અન્ય હેતુ આપે છે. વાચારંભણન્યાયવડે સર્વ નામરૂપપ્રપંચ મિથ્યા છે, તથા અધિષ્ઠાનરૂપ સચ્ચિદાનંદ બ્રહ્મ સત્ય છે એમ વેદશ્રુતિઓ વારંવાર પ્રબોધે છે, તેથી ત્રણે કાળમાં જગદુત્પત્તિ વાસ્તવિક રીતે થતી નથી એમ શ્રુતિઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખનારનું તેમ જ અનુભવી વિદ્વાનનું માનવું છે. આ વેદનો અંતિમ સિદ્ધાન્ત છે. આને અદ્વૈતવાદ અથવા અજાતિવાદ શાસ્ત્રમાં કહેછે. તેનું સ્વરૂપ યોગ્ય સ્થળે આપવામાં આવશે.

नचतत्त्वमसीत्यसकृद्वचनंजगतोजनिमात्रविधौघटते ।
परमात्मपदानुमतिंतुयदाजनयेत्पुरुषस्यतदाघटते ॥४६॥

**शब्दार्थ—तत्त्वमसि**—એ ઘણી વાર ઉચ્ચારણ કરેલું મહાવાક્ય જગતની ઉત્પત્તિ માત્ર પ્રતિપાદન કરવામાં ઘટતું નથી, પણ જ્યારે જીવાત્માની અંદર બ્રહ્મબુદ્ધિ ઉપજા કરે. ત્યારે તેની ઘટના સંભવે છે.

**टीका**—સૃષ્ટિવાક્યો મહાવાક્યના શેષભૂત છે, એટલે મહાવાક્ય જે અર્થ પ્રતિપાદન કરેછે, તેનું જ પ્રકારાંતરે સમર્થન કરેછે, સ્વતંત્ર રહી ઉત્પત્તિમાત્ર અર્થનું બોધન કરતાં નથી, એમ નિરૂપણ કર્યું. ત્યારે શંકા એવી ઉઠે કે જ્યારે સૃષ્ટિવાક્યો મહાવાક્યનાં અંગભૂત છે એમ ગણો છો, ત્યારે મહાવાક્ય સૃષ્ટિવાક્યનું અંગભૂત છે એમ ગણવામાં શો દોષ છે? ઉત્તરમાં ગ્રંથકાર કહેછે—અભ્યાસ નામનું શ્રવણનું તાત્પર્યલિંગ વિવક્ષિત અર્થને દઢીભૂત કરવાસારૂ વાપરવામાં આવે છે, કંઇ અવિવક્ષિત અર્થ પ્રતિપાદન કરવામાં અભ્યાસ સંભવે નહિ. **तत्त्वमसि** વાક્ય છાન્દોગ્યમાં નવ વાર ઉચ્ચારણ કરવામાં આવ્યું છે. વળી ગ્રંથમાં લખેલાં અનંત વાક્યોનું એક વાક્યમાં પર્યવસાન થાય તેમ હોય તો વાક્યભેદ કરવાની જરૂર નથી; એવા એક વાક્યને મહાવાક્ય સંજ્ઞા ઘટે છે. તેથી સૃષ્ટિવાક્ય સ્વતંત્ર અર્થનું સ્થાપન કરતું નથી, પરંતુ મહાવાક્યના શેષરૂપે રહે છે. મહાવાક્યવડે જીવ-બ્રહ્મની એકતાનો અધિકારીને સાક્ષાત્કાર થાય ત્યારે અભીપ્સિત મોક્ષરૂપ ફળની પ્રાપ્તિ થાય. તેથી સૃષ્ટિવાક્ય મહાવાક્યનાં અંગીભૂત હોય તો જ તેની સ્થિતિ સંભવે, અન્યથા નહિ.

स्थिरजंगमदेहधियां चरितं परिपश्यतियोऽविकृतःपुरुषः।
परमात्मसदुक्तिरसाविति यत्फणितं तदधिष्ठियमित्थमहम्॥४७॥

**शब्दार्थ**—જે અવિકારી પ્રત્યક્ ચેતન સ્થાવરજંગમ જીવોના બુદ્ધિચરિતને જુએછે, તે પરમાત્મરૂપ સદ્વસ્તુ છે, એમ મેં પૂર્વે કહેલું તે આપ્રમાણે મેં પ્રતિષ્ઠાપિત કર્યું.

**टीका**—૩૪ મા શ્લોકમાં પ્રસ્તુત પ્રકરણનો આરંભ કર્યો છે. ત્યાં જીવબ્રહ્મનો વાસ્તવિક અભેદ પ્રતિજ્ઞારૂપે દર્શાવ્યો છે. તેને સાધકબાધક યુક્તિવડે આ શ્લોકપર્યંત અધિષ્ઠિત કર્યો. પ્રતિપાદિત અર્થ પ્રમાણાન્તરવડે બાધિત થતો નથી, તેમ જ પ્રતિપક્ષહેતુ રહિત છે તે જણાવવા નિગમનરૂપે પ્રતિજ્ઞાત અર્થ સ્થાપિત કર્યો. સામાનાધિકરણ્ય શ્રુતિઓ, કેનોપનિષદ્‌ની સ્વરૂપદર્શક શ્રુતિઓ, પ્રવેશશ્રુતિઓ, સૃષ્ટિવાક્યો, અને તેથી ઉપલક્ષિત સ્થિતિ, લય, નિયમ વિગેરે દર્શાવતી શ્રુતિઓનું મહાવાક્યપ્રતિપાદિત અભેદમાં તાત્પર્ય છે, એમ નિગમનવડે સૂચિત કર્યું.

पृथगेवयदाऽक्षरतोमतिविन्मकरोदकवन्न घटांबरवत् ।

**नविरोत्स्यतितत्त्वमसीतितद्वावचनंकथमेपत इत्यपिच ॥४८॥**

**शब्दार्थ**—જ્યારે બુદ્ધિસાક્ષી પ્રત્યગાત્મા અક્ષર બ્રહ્મથી, મગર જેમ જળથી ભિન્ન છે તેમ અત્યંત ભિન્ન હોય, અને ઘટાકાશની માફક ઉપાધિથી ભિન્ન ન હોય, ત્યારે **तत्त्वमसि** મહાવાક્યનો વિરોધ કેમ ઉત્પન્ન નહિ થાય ? તેમ જ **एपते** ઇત્યાદિ વાક્યો પણ વિરોધિ કેમ નહિ થાય?

**टीका**—ચાળીશમા શ્લોકમાં જણાવ્યું કે જીવબ્રહ્મનો અંશાંશિત્વરૂપ સંબંધ મહાવાક્ય પ્રતિપાદન કરતું નથી, ત્યારે જલ અને મગરના જેવો અત્યંત ભેદ પ્રતિપાદન કરે તે તો ઘણું જ અસંભવિત.

ભેદવાદીને વળી ગ્રંથકાર કહે છે કે જ્યારે તમે જીવબ્રહ્મનો ઔપાધિક ભેદ અંગીકાર નથી કરતા, પરંતુ વાસ્તવિક ભેદ સ્વીકારો છો, ત્યારે મહાવાક્ય તમારા મતનું વિરોધી છે. જ્યાં સુધી વેદવાક્યનો વિરોધ શમાવી તમારા મતનું સમર્થન કરો નહિ, ત્યાં સુધી આસ્તિક જનને તમારું મત અગ્રાહ્ય જ ઠરશે. મહાવાક્યનો વિરોધ છે એટલું જ નહિ પણ અંતર્યામી બ્રાહ્મણનાં પિણ્ડગતચેતન અને બ્રહ્માણ્ડગતચેતનનો અભેદ પ્રતિપાદન કરનારાં (**एपत आत्मान्तर्यामयमृतः**—આ તારો આત્મા સર્વના અંતઃકરણવિષે રહી અંકુશ રાખે છે તથા અમર છે.) વાક્યો તમારા મતનાં વિરોધી જ રહેશે.

**नतुवस्तुसतत्त्वविवोधनकृद्विनिवर्त्तयदप्रतिवोधमिदम् ।**
**सदुपासनकर्मविधानपरंयतएवमतोनविरोत्स्यतिमे ॥ ४९ ॥**

**शब्दार्थ**—આ મહાવાક્ય અજ્ઞાનનું નિવર્તન કરી વસ્તુસ્વરૂપનો બોધ કરતું નથી. પણ સદ્રૂપ બ્રહ્મની ઉપાસનારૂપ કર્મ કરવાનું વિધાન કરે છે. આમ છે તેથી, મારા મતનું તે વિરોધી નથી.

**टीका**—પૂર્વવાદી ચોપનમા શ્લોકપર્યંત ઉત્તર આપે છે. તમે મહાવાક્યનું તાત્પર્ય એમ ગ્રહણ કરો છો કે અજ્ઞાનગ્રસ્ત જીવને પોતાના વાસ્તવસ્વરૂપનું ભાન નથી; તેને અધિકાર પ્રાપ્ત થયા પછી ગુરુદ્વારા એ વાક્યનું શ્રવણ થાય એટલે જીવબ્રહ્મનો વાસ્તવિક અભેદ પ્રતીતિમાં આવે, અને કૃતકૃત્ય થઈ જીવન્મુક્તિના અનુપમ સુખને ભોગવે. હું આ પ્રમાણે એ વાક્યનું ગ્રહણ કરતો નથી, પરંતુ તે વાક્ય બ્રહ્મની ઉપાસનાનું વિધાન કરે છે. જેમ શાલિગ્રામને વિષે વિષ્ણુબુદ્ધિ સ્થાપી ઉપાસક વિષ્ણુની ઉપાસના કરે છે, તેમ જીવાત્માને વિષે નિત્ય, શુદ્ધ, બુદ્ધ, મુક્ત બ્રહ્મનું આરોપણ કરવામાં આવે છે. સારાંશ જીવબ્રહ્મનો વાસ્તવિક ભેદ છે, અને ઉપાસનાદ્વારા અભેદનું આરોપણ કરવામાં આવે છે, તેથી

मनआदिषुकारणदृष्टिविधिःप्रतिमासुचदेवधियांकरणम् ।
स्वमतिमनपोह्ययथातुतथात्वमसीहसदात्ममतिर्वचनात् ॥५०॥

શબ્દાર્થ—જેમ મનવિગેરેમાં કારણ બ્રહ્મની દૃષ્ટિ કરવામાં આવેછે, જેમ પ્રતિમાવિષે, અધિષ્ઠાનબુદ્ધિ સાજી રાખ્યા વગર, ઈશ્વરબુદ્ધિનું આરોપણ કરવામાં આવેછે; તેમ तत्त्वमसि વાક્યવડે त्वम् પદાર્થભૂત જીવાત્મામાં, જીવત્વ તજ્યા શિવાય, સદ્રૂપ બ્રહ્મબુદ્ધિનું વિધાન થાયછે.

टीका—પૂર્વવાદી દૃષ્ટાન્ત આપી પોતાના પક્ષનું પ્રતિપાદન કરેછે. मनोब्रह्मेत्युपासीत आदित्यो ब्रह्मेत्युपासीत મનની બ્રહ્મરૂપે ઉપાસના કરવી, આદિત્યની બ્રહ્મરૂપે ઉપાસના કરવી ઇત્યાદિ વેદવાક્યોમાં મનઆદિમાં કારણબ્રહ્મનું વિધાન કરવામાં આવેછે. ત્યાં મનઆદિ વસ્તુઓ સ્વરૂપે બ્રહ્મથી વ્યતિરિક્તછે. વળી મૂર્તિઓવિષે સર્વજ્ઞત્વાદિધર્મવિશિષ્ટ ઈશ્વરોપાસના કરવામાં આવેછે, ત્યાંપણ કાષ્ઠપાષાણ જે મૂર્તિનું અધિષ્ઠાન છે તેની બુદ્ધિનો અપોહ થતો નથી. તેવી જ રીતે મહાવાક્યગત त्वम् પદાર્થરૂપ જીવનું જીવત્વ સ્વરૂપે સ્થિત રાખી તેને વિષે નિત્ય શુદ્ધ મુક્ત સદ્રૂપ બ્રહ્મનો આરોપ કરી ઉપાસના કરવાનું મહાવાક્ય સૂચવે છે.

अथवात्वमितिध्वनिवाच्यमिदंसदसीतिवदेद्वचनंगुणतः ।
विभयंपुरुषंप्रवदन्तियथामृगराडयमीश्वरगुप्तइति ॥५१॥

शब्दार्थ—અથવા આ વાક્ય त्वम् પદના ધ્વનિભૂત જીવને "તું સદ્રૂપ છું" એમ ગુણવાદથી કહેછે.(ઉદાહરણ) જેમ નિર્ભય પુરૂષને "આ ઈશ્વરગુપ્ત સિંહ છે" એમ લોકો કહેછે.

टीका—પૂર્વ પક્ષની અન્ય કોટિ સ્થાપે છે. જેમ કોઇ શૂરવીર અને નિર્ભીક પુરૂષને તેના શૂરત્વાદિ ગુણોની પ્રશંસા કરવા સારૂ, લોકો એમ કહેછે "આ દેવદત્ત તો સિંહ છે", આવા રૂપકનું પ્રયોજન ગુણની સામાન્યતા (ઉપમાનઉપમેયવચ્ચે), તથા સ્તુતિ દર્શાવવામાં રહેલું હોયછે. તેમ પ્રસ્તુત મહાવાક્યમાં પણ જીવગત ચેતનત્વાદિગુણનું સ્થાપન કરવા "તું બ્રહ્મ છું" આવું જીવને ગુણવાદથી કહેવામાં આવે છે.

यदिवास्तुतयेसदसीतिवदेन्मघवानसिविष्णुरसीतियथा ।
त्वमितिश्रुतिवाच्यसतत्त्वकतामथवासतएववदेद्वचनम् ॥५२॥

शब्दार्थ—અથવા જેમ, (કોઇ દાનશીલને) તમે "ઇન્દ્રછો, વિષ્ણુ છો" ઇત્યાદિ સ્તુતિ (યાચક જનો) કરે, તેમ પ્રસ્તુત વાક્ય સ્તુતિઅર્થે જીવને બ્રહ્મ છું તેમ કહેછે; અથવા સદ્રૂપ બ્રહ્મનું જ શ્રુતિગત त्वम् પદાર્થભૂત જીવસ્વરૂપ સ્થાપે,

टीका—અન્ય પૂર્વપક્ષની બે કોટિનું સ્થાપન કરેછે. એક સ્તુતિપર તથા બીજી વિપરીત બોધક. પ્રથમમાં જીવની બ્રહ્મરૂપે સ્તુતિ કરવામાં આવેછે, બીજીમાં જીવનું બ્રહ્મસ્વરૂપ સ્થાપવાને બદલે બ્રહ્મનું જીવસ્વરૂપ સ્થાપવામાં આવેછે.

**यदितत्त्वमितिध्वनिनाभिहितःपरमात्मसतत्त्वकएवसदा।**

**किमितिस्वकमेपनरूपमवेत्प्रतिबोध्यतएवमतोवचनैः ॥५३॥**

शब्दार्थ—જો त्वम् પદધ્વનિવાચ્ય જીવ પરમાત્મસ્વરૂપ જ હોય, તો શું પોતે પોતાનું રૂપ નથી જાણતો, ( તું બ્રહ્મ છું, બ્રહ્મ છું એવો ) બોધ કરવામાં આવેછે ?

टीका—પૂર્વપક્ષી સિદ્ધાન્તીના એવા ઉત્તરની આશંકા લેછે કે આવી ક્લિષ્ટ કલ્પના કરવાથી શું ફળ છે ? અમે જીવનું બ્રહ્મત્વ પ્રતિપાદન કરીએ છીએ તે જ સુગમ છે. આ શંકાના પરિહારમાં પૂર્વપક્ષી પ્રસ્તુત શ્લોક યોજે છે. જીવ પોતાના બ્રહ્મસ્વરૂપને જાણતો નથી તેથી જીવનું બ્રહ્મસ્વરૂપ ત્રિકાળમાં છે જ નહિ.

**अतएवहिजीवसदात्मकतांनहितत्त्वमसीतिवदेद्वचनम्।**

**यदपीदृशमन्यदतोवचनंतदपिप्रथयेदनयैवदिशा ॥५४॥**

शब्दार्थ—તેથી तत्त्वमसि મહાવાક્ય જીવબ્રહ્મની એકતા બતાવતું નથી. આ વાક્યથી ઇતર આવું જ વાક્ય હોય તેનો પણ દર્શાવેલી રીતે નિશ્ચય કરવો.

टीका—ઓગણપંચાશમા શ્લોકથી આરંભ કરી પ્રસ્તુત શ્લોકના અન્તપર્યન્ત પૂર્વવાદીએ પોતાના પક્ષનું સ્વરૂપ પ્રતિપાદન કર્યું. અત્ર નિગમન વાક્યમાં પોતાના વિવક્ષિત *અર્થને જણાવ્યો. પૂર્વપક્ષની ચાર કોટિ સ્થપાઈ.* ૧ વાક્યનું ઉપાસનાપરત્વ, ૨ ગુણવાદપરત્વ, ૩ સ્તુતિપરત્વ, ૪ વિપરીત બોધકત્વ. આ ચારનો ક્રમે કરી પરિહાર ગ્રંથકાર હવે આપે છે.

( અપૂર્ણ. )

## ॥ श्री त्रिभुवनविजयीखड्ग ॥

( અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૨૨૭ થી. )

ઉપર કહ્યા પ્રમાણે મારા ગુફામાં પ્રવેશપછી તે ભદ્રસેન પોતાનાં મનુષ્યાદિ સહિત આ સ્થલને છોડી ગયો છે એ વાર્તા પુનઃ પ્રભાતમાં ગુહાથી બહાર નિકળ્યો ત્યારે મેં સ્થલ ખાલી જોવાથી જાણી હતી. ત્યાર પછી ઘણાં વર્ષ વ્યતીત થયાં, ત્યારે એક દિવસ હું આ વૃક્ષતલે આકાશમાં રહેલી સૃષ્ટિને જોતો પ્રતીત થનો તત્ત્વમાં નિમગ્ન વૃત્તિવડે બેઠો હતો. કેટલોક સમય બેઠા પછી જ્યારે વૃત્તિને જાગ્રત કરી હું ગુહામાં પ્રવેશવાની ઇચ્છાથી ઉઠતો હતો એવામાં મેં અવધૂતસરખા વેષવાળા કોઈ પુરુષને મારા પ્રતિ આવતો જોયો. તેને જોઇને હું ક્ષણવાર ઉભો રહ્યો. જેમ જેમ તે સમીપ આવતો ગયો તેમ

તેમ તે પુરુષ કોઈ દિવસ મારા જોવામાં આવેલો છે એવું ભાન મને થતું ગયું. વચમાં ઘણાં વર્ષ વ્યતીત થવાથી તથા સ્થિતિ વિલક્ષણ હોવાથી આ પુરુષ તે પેલો ભદ્રસેન જ છે એવું ભાન મને તત્ક્ષણ થયું નહિ તે ભાન ન થવામાં એ પણ એક હેતુ હતો કે મેં એ ભદ્રસેનને બે વાર જોયો હતો. તે બન્ને વખતે રાત્રિનો સમય જ હતો. આ કારણથી દિવસે આવેલા વિલક્ષણ અવધૂતવેષવાળા આ પુરુષને ભદ્રસેનરૂપે હું ઓળખી શક્યો નહિ. છેક સમીપ આવતાં પણ તે મારા સંમુખ જોઇ ઉભો રહ્યો પણ તેણે મને નમસ્કાર કર્યા નહિ તથા કાંઇ બોલ્યો પણ નહિ. સ્થાણુની પેઠે ઉભેલો અને નાસાગ્રમાં નેત્રને અચલ સ્થાપી ઉભા રહેલા તે પુરુષના આગમનના પ્રયોજનને જાણવાની વૃત્તિનો, સાક્ષાત્ પ્રયોજન વિના પણ મારા અંતઃકરણમાં ઉદય થયો. આથી મંદમંદ હસીને મેં તે પુરુષપ્રતિ આ પ્રકારનાં વચનો કહ્યાં.

હે અવધૂતવેષવાળા મહાપુરુષ! આપ કયી દિશાના અજ્ઞાનતમને નિવૃત્ત કરતા આ સ્થલે પધાર્યા છો, અને હવે કયી દિશામાં પાપીઓના પાપપુંજને દગ્ધ કરવાઅર્થે પધારવા ઇચ્છો છો? હે તેજઃપુંજરૂપ મહાત્મન્! આ આપનો દિવ્યસરખો દેહ તે આ લોકનો છે કે, કોઈ અન્ય લોકનો છે? આ સમુદ્ર જેમ પોતાની ગર્જનાથી પોતાના વિષે રહેલી સમૃદ્ધિનું અનુમાન બુદ્ધિમાનને કરાવે છે તેમ આપનું મૌન પણ આપના અલૌકિક અગાધ ઐશ્વર્યનું અનુમાન કરાવે છે તોપણ જેમ વસ્તુના અંતર્ સામર્થ્યને ન જાણનાર મંદમતિ ઉપરથી પ્રતીત થતા દોષને જાણીને તે વસ્તુને ત્યજે છે તેમ આપ કે જે ઉપરથી, કોઇ પ્રકારના સદુપયોગી ગુણનું ભાન કરાવતા નથી તેમને મંદમતિ મનુષ્યો સેવતાં નહિ હોય. આટલું બોલીને વળી હું ક્ષણવાર તેમના સંમુખ જોઈ રહ્યો, પણ સુમેરુના શિખરની પેઠે અચલ અંગઉપાંગવાળા તે પુરુષે કાંઈ પણ ચેષ્ટા કરી નહિ. ત્યારે મેં તેમની આરૂઢ સ્થિતિનું અનુમાન કરીને તેમનો હસ્ત ઝાલ્યો તથા તેમને ત્યાંથી આગળ ચલાવ્યા. આગળ ચાલતાં મેં તેમને વારંવાર સાવધાન થવાના ઉપાયને રચ્યા. ઉચ્ચ શબ્દવડે હું બોલ્યો ત્યારે જેમ નિદ્રામાંથી જાગ્રત થયેલ પુરુષ સમીપવર્તીના સંમુખ જુએ છે તેમ તેમણે મારા સંમુખ પુનઃ જોયું, ત્યારે મેં તેમની વૃત્તિને તત્કાલ તે સ્થિતિમાં કાયમ રહેવા પ્રેરી, અને તેમનો હસ્ત ઝાલી હું આ વૃક્ષના મૂલસમીપ તેમને બેસાડી બેઠો અને વળી આ પ્રકારનાં વચન બોલ્યો.

હે શરીરી છતાં પણ સર્વાતીત નરેશ! આપ સાવધાન રહીને આ વચનોને શ્રવણ કરો, અને યથાસ્થિત ઉત્તર આપો. આપ કે જે આપ્તકામ છો તેને આ વિશ્વમાં કોઈ પણ ક્રિયાનું પ્રયોજન નથી, અને તેથી પ્રવૃત્તિમાત્રથી રહિત રહો એમાં કાંઇ આશ્ચર્ય નથી; છતાં આ શરીરની સ્થિતિપર્યંત પ્રવૃત્તિના હેતુનું અનુમાન થાય છે. આપ કે જેને આગ્રહવડે પાલન કરવાયોગ્ય કોઇ વ્રત કે તપ નથી તથા આગ્રહ સદા સમનિર્વહન કરવાયોગ્ય કોઇ સ્થિતિ નથી તે, આ મૌન કે જે અન્ય ઇચ્છાવાનને ત્રાસજનક છે તેને આગ્રહથી શા નિમિત્તે સેવો છો એ જણાતું નથી. આ શરીર ગમનઆગમનરૂપ ક્રિયાને કરતું પ્રતીત થાયછે તથા આ નેત્ર નિમેષોન્મેષરહિત પ્રતીત થતાં છતાં વિશ્વાભિમાનીના

સ્થાનરૂપ વર્તતાં હોય એમ ભાસે છે તો પછી વાણીના સાગ્રહ નિરોધમાં શું પ્રયોજન છે તે સમજાતું નથી. આ પ્રતીત થતું આપનું સ્થૂલ કે જે પરાર્થસિદ્ધિમાટે જ શ્રમણાદિ ક્રિયાવાળું છે તેને કેવલ ઉપયોગરહિત પ્રતીત કરાવવામાં આપનો શો ઉદ્દેશ છે તે પણ સર્વને જણાવો જવો કઠિન છે. આટલું બોલીને પ્રથમ બોલેલાં પ્રશ્નરૂપ વાક્યો પણ મેં પુનઃ તેમને કહી સંભળાવ્યાં. આ સઘળું બોલતાં છતાં તેમને જાગ્રત થવા યોગ્ય યત્નને હું હરતથી પણ કરતો હતો, જેથી તેમણે મારાં આ વચનો સાંભળ્યાં હોય એમ પ્રતીત કરાવતાં મારા સંમુખ જોયું. મેં પુનઃ કહ્યું કે આ વિશ્વમાં બ્રહ્માનંદરૂપ અખંડ સુખની અભિવ્યક્તિ જેમ બ્રહ્મસાક્ષાત્કારથી તથા વૃત્તિના બ્રહ્માકાર પરિણામથી હોય છે તેમ આ શરીરીઓને પરસ્પરના શબ્દબ્રહ્મના શ્રવણસાક્ષાત્કારથી જ સુખાનુભવનો સંભવ હોય છે, માટે હવે નિઃશંકપણે વૃત્તિને વેગ આપો. નિર્હેતુક આભાસમાત્ર અવશિષ્ટ અહંભાવનાવડે થતી સમયાનુસાર વાણીની પ્રવૃત્તિ કોઈ પ્રકારે પણ બંધનના કારણરૂપ હોતી નથી. વાસ્તવ સુખને પ્રતિબંધ કરનાર પ્રવૃત્તિ જ માત્ર સદા હેયરૂપ છે.

આ વિગેરે મારાં વચનોને શ્રવણ કરીને પછી મંદમંદ હસતાં મુખની પ્રસન્નતાદ્વારા અંતર આનંદનું ભાન કરાવતા અતિ ગંભીર ધ્વનિવડે તે મહાપુરુષ આપ્રમાણે બોલ્યા.

'હે વનવાસિન્! દીર્ઘકાલ વનને સેવવા છતાં હજી શું પ્રાબલ્ય અવશેષ છે કે અન્યને બોલાવવાની ઇચ્છા પ્રકટે છે? આ દૃશ્ય પ્રપંચમાં હજી કયા પદાર્થમાં નિત્યબુદ્ધિ છે અને શામાં સુખાભિલાષા બંધાયલી છે કે જેથી વૃત્તિ બહિર્મુખતાં સેવે છે? આજ પર્યંત એવો કયો બાહ્ય સંગ સુખની અભિવ્યક્તિના હેતુરૂપ પ્રતીત થયો છે કે જેથી વૃત્તિ અદ્યાપિ સંગની સ્પૃહાવાળી છે? આ શરીરીને પ્રાપ્ત શરીરમાં એવા કયા પદાર્થની કે તત્ત્વની ન્યૂનતા છે કે જેની પૂર્ણતાનિમિત્તે અન્ય શરીરીઓના ઉદ્‌ગાર શ્રવણ કરવામાં આસક્તિ ઉઠે છે? આપે કયા એવા સંસ્કારનો અભિભવ કર્યો નથી કે જે યથાર્થ ઉપરતિમાં નિરંતર વિઘ્ન કરનારરૂપે વિદ્યમાન છે? હે યતિ! જે જલ નિરંતર પાન કરવા છતાં તૃપ્તિની તૃષાને નિવૃત્ત કરતું નથી પણ ઉલટું અધિક તૃષાનું જનક થઈને દાહ જ પ્રકટાવે છે તે જલનું પાન ક્યાં લગી અને શા હેતુવડે કરવું, તથા કયા બુદ્ધિમાને કરવું એ વિચાર કરો. ક્ષુધાનિવૃત્તિઅર્થે અનેક વાર ગ્રહણ કરેલા ભક્ષ્ય ભોજ્ય લેહ્ય ચોષ્ય પેય તથા ચર્વ્ય આહારરૂપ પદાર્થ જો નિત્યતૃપ્તિના આપનારા થતા નથી પણ ઉત્તરોત્તર ક્ષુધાને જ ઉપજાવનાર થાય છે તથા આધિવ્યાધિના પ્રવર્તક થાય છે તો તેને પુનઃ પુનઃ ગ્રહણ કરવામાં વૃત્તિને વેગ કોણ શા નિમિત્તે આપે? કારણ કે જે જેની નિવૃત્તિનો ઉપાય નથી તેને સેવ્યા પછી શું? જે માર્ગ નિત્યનિવૃત્તિવાળા ગંતવ્ય સ્થાનપ્રતિ સંધાએલો નથી છતાં જે ચક્રાકાર સ્થિત હુવો અંતવાન્ પ્રતીત થતો નથી તે માર્ગને નિત્યનિવૃત્તિનો માર્ગ ન જાણ્યા છતાં નિત્યનિવૃત્તિના સ્થાનપ્રતિ પ્રવેશવાની અભિલાષાવાળો કયો પથિક પુરુષ સેવે! અને તેમાં જ ગમનાગમનરૂપ આવૃત્તિને પામ્યા કરે? વાયુનું વારંવાર ગ્રહણ તથા ત્યાગ કરનારી લોકપ્રસિદ્ધ ચર્મની રચેલી, ભસ્ત્રારૂપ આ શ્વાસપ્રશ્વાસરૂપ વ્યાપારવાળી ભસ્ત્રા

જે એકકાલે એ ક્રિયા કરતાં કરતાં નિરૂપયોગી થનાર છે તેનો વિશ્વાસ રાખીને કયો સવિવેકી પુરૂષ તેના વડે કરી લેવાયોગ્ય કાર્યને પ્રમાદાદિ દોષવશ રહી સત્વર ન કરી લે ? જે તિલોનું યોગ્ય પ્રકારે પીડન કરીને તૈલ કાઢી લેવામાં આવ્યું હોય તે તિલોના નિઃસત્ત્વ શેષનું કયો વિચારવાન્ પુરૂષ સદાકાલ નિરર્થક પીડન કર્યા કરે ? ગુહામાં સ્થિત પુરૂષને સૂર્યના દર્શનની ઇચ્છા થાય અને તે એમ જાણે કે આ ગુહાનો પરિત્યાગ કરી બહાર નિકળવાથી જ આકાશમાં રહેલા સૂર્યનું દર્શન થાય એમ છે તેમ છતાં એ સૂર્યના સાક્ષાત્કારનિમિત્ત ગુહાની અંતરની ભૂમિનાં તલોનું જ ખનન કરતો કયો પુરૂષ ભૂમિતલમાં જ ઉંડો ઉતરતો જાય ? ક્ષીરસાગરમાં સ્થિત શેષશાયીસ્વરૂપનાં દર્શનની લાલસાવાળો કયો પુરૂષ તે ઈશની સમુદ્રમાં સ્થિતિ છે એમ જાણવા છતાં પણ હિમાદ્રિ વિંધ્યાદ્રિ કે સુમેરૂઆદિ પર્વતોનાં શૃંગોમાં ભ્રમણ કરતો ફરે ? આ સ્ત્રીપુત્રાદિ પ્રાણિઓ અને ધનાદિ પદાર્થો જે પોતેજ આપત્તિના આગારરૂપ છે તેને, સર્વ આપત્તિથી સદા રહિત રહેવાની ઇચ્છાવાળો કયો પુરૂષ પ્રીતિથી સેવે? આ દિશાઓ જે અનંત છે તેને અંતરહિત સમજ્યા પછી તેના અંતને જોવાની ઇચ્છાથી કયો પુરૂષ પુનઃ પુનઃ પ્રયાણનો આદર કરે ? આ દુગ્ધ જે દધિ, નવનીત, તથા અંતમાં આજ્યરૂપ પરિસ્થિતિને પામેલું હોય છે તે જ પુનઃ દુગ્ધ થતું નથી એમ જાણનાર કયો પુરૂષ તેને, દુગ્ધરૂપે કરવા પ્રયત્નને આરંભે ? હે વૃદ્ધ મહાપુરૂષ ! આ બીજકો જે ભૂમિતલના સંબંધથી વૃક્ષરૂપ પરિણામને પામીને પોતાના સદૃશ અન્ય અસંખ્ય બીજોને ઉપજાવવા સમર્થ છે તેને તેમ જાણવા છતાં અને તે અસંખ્ય બીજોની ઉત્પત્તિની અનિચ્છાવાળો છતાં કયો પુરૂષ તેને દગ્ધ ન કરતાં ભૂમિમાં સ્થાપીને તેના ઉપર વિધિવત્ જલસિંચન કરે ? આ લોકનિવાસી મનુષ્યાદિ તથા અન્ય લોકનિવાસી કે અંતરીક્ષનિવાસી દેવાદિક તુચ્છ સુખની આશાવડે સશક્ત છતાં પણ દીન હોય છે એમ જાણનારો તથા દીનતાનો તિરસ્કાર કરી આશાથી પાછો હઠેલો એવો કયો પુરૂષ આ તુચ્છ સુખ કે જેમાં વસ્તુતઃ સુખરૂપતા ઘટતી નથી તેની આશાથી આ જન્મમૃત્યુને પ્રાપ્ત થતો દીનતાનો દાસ થાય ? જેને કાંઇ પ્રાપ્તવ્ય જ્ઞાતવ્ય કે કર્તવ્ય અવશેષ નથી રહ્યું એવો કયો પુરૂષ તે સ્થિતિને શા માટે સેવે કે જે સ્થિતિ શેષ જ્ઞાતવ્યકર્તવ્યઆદિનું ભાન કરાવનાર છે ? જે ગૃહ નિરંતર ભયમાં છે અને તેથી જે ગૃહ ગૃહીને પણ સદા ભય આપનાર છે તે ગૃહમાંથી ભયદપણું નિવૃત્ત કર્યા વિના કયો સાવધાન ગૃહી પ્રમાદી થઇ રહે ? અને ગૃહજન્ય સુખની અપેક્ષાથી રહિત થયેલો કયો ગૃહી તે ગૃહને શા નિમિત્તથી યત્નપૂર્વક સેવે ?

સંપૂર્ણ દૃશ્ય પ્રપંચમાં જે વૃત્તિઓને અભિનિવેશનું લેશ માત્ર પણ પ્રયોજન નથી તે વૃત્તિઓ નિષ્પ્રયોજન તે દૃશ્ય પ્રપંચનું અનુસંધાન ક્યારે અને શામાટે કરે ?

જે અભિમાની વા શરીરી ક્લેશના કારણરૂપ વિક્ષિપ્તાવસ્થાનાં દ્વારરૂપ શરીર, ઇંદ્રિયો, મન તથા બુદ્ધિઆદિનો સંબંધ છોડીને તે સર્વથી પણ અંતરતમ દેશમાં વિશ્રાન્તિને પામતો હોય તે અભિમાની વા શરીરી કયા પ્રબલ હેતુવડે તે બુદ્ધિઆદિકના સંબંધને ક્રમથી કરતો પુનઃ પુનઃ સ્વતઃ તે વિક્ષિપ્તાવસ્થામાં અવસ્થાન કરવા ઇચ્છે ?

સ્વરૂપસુખથી ભ્રષ્ટ રાખવામાં તથા જન્મજન્માંતરમાં કારણરૂપ જે વાસના છે તે,

વાસનાના ક્ષયની તથા નિત્યસુખની નિત્યઅભિવ્યક્તિની ઇચ્છાવડે તેપ્રતિ જ આસક્ત થયેલો કયો પુરૂષ તે વાસનારૂપ વિરોધી બલની અભિવૃદ્ધિ કરનાર આ દૃશ્ય પ્રપંચનું અંતરમાં કે બાહિર સંબંધ રાખી સેવન કરે?

દુઃખવડે થતા ક્લેશને એકથી અધિક વાર અનુભવનાર તથા તેથીત્રાસ પામનાર કયો પુરૂષ તે દુઃખના ક્ષેમની કે પુનઃ પુનઃ પ્રાપ્તિની ઇચ્છા કરે ?

આ જગતમાં યથાર્થ દૃષ્ટિથી જે તુચ્છ, પણ જીવદૃષ્ટિથી જે મૂલ્યવાન્ ગણયલા પદાર્થો હોય છે તેનું જેમ જીવો અનેક યત્નથી રક્ષણ કરે છે તેમ યથાર્થ દૃષ્ટિથી જે મૂલ્યવાન્ હોય અને એક વાર ગયા પછી પુનઃ તે સમયમાં જ તે મળવા અસંભવ હોય એવું જાણ્યા પછી એવા પ્રાપ્ત વાસ્તવ મૂલ્યવાન્ પદાર્થનું અનેક યત્નથી પણ પ્રાપક પુરૂષ સંરક્ષણ કરે એમાં શું આશ્ચર્ય છે?

આ લોકપ્રસિદ્ધ સૂર્યના પ્રકાશતાં છતાં જે સૂર્યના પ્રકાશના અભાવે આ જીવોનાં અંતઃકરણમાં એક પ્રકારનો અંધકાર જ સદા સ્થિર હોય છે તે અંધકારનિવર્તક સૂર્યનો પ્રકાશ જેને અભિવ્યક્ત હોય છે તેને આ સંપૂર્ણ સ્થાનમાં ક્યાંય પણ તમતા અનુભવનો અવકાશ જ નથી, તો તમના નિવારણાર્થે યત્નના આરંભનો અવકાશ તો ક્યાંથી જ હોય?

આ લોકપ્રસિદ્ધ મેઘ જે બિંદુઓ અથવા ધારાઓવડે ભૂમિઉપર પ્રાપ્ત થઇતેમાત્ર ગ્રીષ્મઋતુજન્ય તાપને જ શાંત કરે છે, તો પણ તેની આશા તપ્ત પ્રાણિઓ કરે છે તો મેઘ બિંદુ અથવા ધારાવડે જીવોનાં અંતઃકરણમાં વૃષ્ટિદ્વારા સર્વ પ્રકારના તાપને શાંત કરીને અનુપમ તૃપ્તિને પ્રાપ્ત કરે છે એ મેઘની કોણ તપિત વિવેકી પુરૂષ આશા ન કરે?

જે ભૂમિ ઉપરનાં તલોની કોમલતાવડે ફલ આપવામાં સમર્થ ઉદાર હોય છે અને
આપવા યોગ્ય થાય છે, તે ભૂમિને આ લોકો વારંવાર
ની કે તત્ત્વની ન્યૂનતા છે કે
છે અને તેદ્વારા અનેક ક્લેશને પણ ઉભા કરે છે;
કરવામાં આસક્તિ ઉઠે છે ? અ
ફલ આપવામાં કઠોર હોય છે તેને ખણવાનો
જે યથાર્થ ઉપરતિમાં નિરંતર વિઘ્ન કર
ઉદ્યોગ કરે છે અને તેની આસક્તિદ્વારા
નિરંતર પાન કરવા છતાં તૃપ્તિની તૃષ્ણાને નિ
આ વિશ્વમાં ફલ આપવામાં ઉદાર ભૂમિ
જનક થઇને દાહ જ પ્રકટાવેછે તે જલનું પાન કય
ને કઠોર ભૂમિ ન્યૂનક્લેશના કારણરૂપ છે.
બુદ્ધિમાને કરવું એ વિચાર કરો. ક્ષુધાનિવૃત્તિઅર્થે ગ્ર
લીને તે અવધૂત પુનઃ મૌન રહ્યા ત્યારે
લેલ ચોષ્ય પેય તથા ચર્વ્ય આહારરૂપ પદાર્થ જો

ઉત્તરોત્તર ક્ષુધાને જ ઉપજાવનાર થાય છે તથા અ
પુનઃ ગ્રહણ કરવામાં વૃત્તિને વેગ કોણ શા નિમિત્તે
કોઇ ઉપાધિ તેના સ્વરૂપાવસ્થાનમાં પ્ર-
નથી તેને સેવ્યા પછી શું ? જે માર્ગ નિત્યનિવૃત્ત
તિ સેવ્ય છે અને અમુક પ્રકારની સ્થિતિ

છતાં જે ચક્રાકાર સ્થિત હુવો અંતવાન્ પ્રતીત
જાણ્યા છતાં નિત્યનિવૃત્તિના સ્થાનપ્રતિ પ્રવે
થાર્થ અનુભવ કરયો છે તેને પછી રાગથી પ્ર-
અને તેમાં જ ગમનાગમનરૂપ આવૃત્તિને
? કારણ કે અમુક મારા અનિષ્ટનો હેતુ છે
યતો નથી અને દ્વેષવિના તેનાથી નિવૃત્ત રહેવાનો
કરનારી લોકપ્રસિદ્ધ ચર્મની રચેલી
મારા ઇષ્ટનો હેતુ છે એવું ભાન થયા વિના રાગ

થતો નથી અને રાગ થયા વિના તે હેતુ સિદ્ધ કરવાને પ્રવૃત્ત થવાનો આગ્રહ ઉપજતો નથી. આમ હોવાથી પરમતત્ત્વાનુભવ થયા પછી રાગદ્વેષના અસંભવે આગ્રહથી અમુક કરવું અને અમુક ન કરવું એવું ભાન કરાવનાર હેતુ કોણ છે? અને તે નથી તો પછી આગ્રહથી વ્યવહાર કોણ કરે?

હે મહાત્મન્! આ દેહની જ્ઞાનોત્તરકાલે પણ ક્રિયાયુક્ત પ્રતીતિ કરાવનાર શેષ પ્રારબ્ધ જે તત્કાલ જ્ઞાનનું વિરોધી નથી તથા જે ઉત્તર જન્માદિના કારણરૂપ નથી, તથા મુક્તસુખનું જે વિરોધી નથી તેમ જ અનિષ્ટ કર્મ કરાવનાર બીજરૂપ નથી તો તેનો અભિભવ કરવાને આગ્રહ ધરવાનું પ્રયોજન શું છે?

જેમ કોઇ સર્પપાલક (વાદી) પુરૂષ પોતાના સર્પના મુખમાંથી વિષરૂપ હેતુને પ્રથમ નિવૃત્ત કરી નાંખે છે, પશ્ચાત્ તે સર્પપાલક પુરૂષ તે સર્પથી ભય પામતો નથી તેમ જે પુરૂષ પોતાનાં જન્મમરણના હેતુરૂપ વાસનાવિષને તેના ધારણ કરનાર તથા વધારનાર મનરૂપ સર્પના અંગમાંથી પ્રથમ કાઢી નાંખે, પશ્ચાત્ તે પુરૂષને તે મનરૂપ સર્પનો ભયનું શું પ્રયોજન છે?

જેમ મત્કુણાદિક જંતુઓના ઉપદ્રવવાળા ગૃહનો ત્યાગ કરવાની પ્રાજ્ઞ પુરુષો ઇચ્છા ધરતા નથી, પણ ઉપદ્રવ કરનાર મત્કુણાદિ જંતુઓ જે પ્રકારે વસવાથી ઉપદ્રવ કરી શકે નહિ અથવા જે પ્રકારની યુક્તિથી તે ઉપદ્રવ કરનાર જંતુઓ શાંત થઈ રહે એ પ્રકારની યુક્તિ સાધીને પછી તે પ્રાજ્ઞ પુરૂષો તે જ સ્થલમાં નિર્ભય થઈ વસે છે તેમ આ શરીર અથવા બ્રહ્માંડરૂપ ગૃહ કે જેમાં ઉપદ્રવ કરનાર જંતુરૂપ અનેક હેતુઓ છે તે સર્વ હેતુનું ભય ધરીને કંઠપાશાદિવડે આ શરીરરૂપ ગૃહનો કે અંડકટાહ ભેદી જવાની સિદ્ધિદ્વારા આ બ્રહ્માંડરૂપ ગૃહનો ત્યાગ કરી જવાનો નિશ્ચય પ્રજ્ઞાવાન્ પુરૂષો કરતા નથી, પણ આ ગૃહના અંતર્બહિર્ રહેલા ઉપદ્રવ કરનાર હેતુઓની શાંતિ અથવા તેમનો જય સદા સ્થિર રહે, જેથી તેઓ ઉપદ્રવ કરવા સમર્થ ન થાય એવો યત્ન કરીને આ સ્થલમાં જ યથાઅદૃષ્ટ વસી રહેછે. તો હે વીર મહાપુરૂષ! આ પ્રકારની આપની સ્વીકારેલી આરૂઢ અવસ્થામાં શું અધિક છે તે કહો.

હે સર્વાતીત! આ જગતમાં જે જે પ્રાણિઓપાસે ધનાદિ ભયના કારણરૂપ પદાર્થો નથી તેવાં અનેક મનુષ્યો ગૃહનાં દ્વારને સાગ્રહ બંધ કરીને દુર્બલ ધનિક પુરૂષની પેઠે ભય પામતા પોતાનાં ગૃહમાં ભરાઇ પેસતા નથી, પણ સ્વતંત્રવત્ નિર્ભયપણે ગૃહમાં કે અન્ય સ્થલમાં વસે છે. તો આ આપ કે જે સર્વ ભય આપનાર પદાર્થથી અતિરિક્ત થઇને સ્વસ્થ થયેલા છો તેમણે આ વાગાદિ ઇંદ્રિયરૂપ દ્વારને સાગ્રહ બંધ કરીને એ ગૃહમાં જ, ભયને પામે દુર્બલ ધનિકની પેઠે વસવામાં શું પ્રયોજન છે તે સહજ જાણ્યું જતું નથી.

હે સ્વતંત્ર! વળી આ લોકમાં જેમ શક્તિમાન વીર પુરૂષો જે અનેક શસ્ત્રના ધારણ કરનાર હોવાથી સર્વને ભય આપનાર હોય છે તે તો અનેક મૂલ્યવાન્ પદાર્થોસહ પોતાનાં ગૃહમાં મુક્તદ્વારથી જ વસતા પ્રતીત થાય છે; તો આપ કે જે વીરસરખા પ્રતીત થાઓ

છે તેમણે કોના ભયથી આ દ્વાર બંધ કરી વસવું ધાર્યું છે એ મનુષ્યદૃષ્ટિથી જણાય એમ નથી.

હે વિજયી મહાપુરુષ ! આ લોકમાં જે પુરુષ દિશાઓમાં રહેલ સમર્થ બલવાનોનો ઉગ્ર પરાક્રમથી જય કરે છે તથા જે પ્રાપ્ત સમરાંગણમાં બલવડે સર્વ શત્રુને હણીને નિર્જન પ્રદેશ કરી મુકે છે તે પુરુષને પછી કોના જયમાટે અથવા કોને હણવા અર્થે રાત્રદિવસ શસ્ત્રોને ધારણ કરીને જ ભ્રમવું ?

આ લોકમાં જે મહારાજા દિશાઓના અંતપર્યંત પોતાથી ભિન્ન કોઇ સત્તાધીશના અસ્તિત્વને જાણતો માનતો નથી તેણે કોના ભયથી સદા સાવધાન રહેવાનું છે? અને જે વસુધાપતિ આ વસુધાઉપર વર્તનાર સર્વ પ્રજાને પોતાની જ પ્રજા જાણે છે તે વસુધાપતિ કયી પ્રજાપ્રતિ શા કારણથી પ્રીતિ કે વૈરને ધરે ?

હે સર્વવિત્ ! આ લોકમાં જે સ્ત્રી વ્યભિચારધર્મમાં દુર્નિગ્રહ વેગવાળી છે તેને અનેક શસ્ત્રધારીઓની રક્ષામાં રાખી તો તેથી પણ શું છે ? અને જે સ્ત્રી પતિવ્રતાના ધર્મમાં સુદૃઢ છે અને જે પોતાના પતિવ્રતના બલથી વિઘ્ન કરનાર દુષ્ટને પ્રજાળી ભસ્મ કરી નાંખવાના સામર્થ્યવાળી છે તે ઉગ્ર તપવાળી સતીને આગ્રહથી અંતર્ પટમાં ન રાખી તો તેથી પણ શી હાનિ છે ?

હે તત્ત્વજ્ઞ ! જે પુત્ર કુલની મર્યાદા સર્જીને ચાલવાના અપ્રતિહત સ્વભાવવાળો છે અને જેને દોષનો સંસ્પર્શ અન્ય દુષ્ટની સંગતિ વિના જ થાય છે, તથા જે પિતાનું નિરંતર અહિત કરવામાં જ પ્રવૃત્ત છે તેવા પુત્રની નિરંતર ચિંતા રાખવાથી કે તેને સમીપમાં જ બેસાડી રાખવાથી શું છે ? કારણ કે તે તો પોતાના દુષ્ટ સ્વભાવમાં મગ્ન રહી જ્યારે લાગ મળે ત્યારે અવિહિત આચરણમાં જ પ્રવર્તે છે. તેમ જ જે પુત્ર સ્વભાવથી જ કુલની મર્યાદા લોપે એવો નથી અથવા જેને પ્રથમથી જ સત્સંગતિ તથા સદુપદેશવડે સન્માર્ગમાં જોડયો છે અને જે કદાચિત્ પણ ધર્મભ્રષ્ટ ન થવાના સંકલ્પવાળો તથા પોતાના સંકલ્પને નિર્વાહ કરવાના બલવાળો છે તેવા સુપુત્રને રાત્રદિવસ બંધમાં રાખવાથી શું હિત છે ? અને સ્વતંત્ર વિચરવા દેવામાં શી હાનિ છે ? કાંઇ જ નહિ.

હે શાંતાત્મન્! જે ઉપાસ્ય દેવ ઉપાસકને પ્રસન્ન થયા પછી કે અધીન વર્તવાનું વરવચન આપ્યા પછી પણ ગમે ત્યારે તેને અસાવધ કરીને અથવા સહજ સ્વભાવથી તે ઉપાસકમાં અસાવધાનતાના આવિર્ભાવનો સમય જોઈને તેનું અનિષ્ટ કરેછે અથવા તેને હણે છે તેવા ઉપાસ્ય દેવની અધિક કષ્ટવડે અધિક કાલપર્યંત ઉપાસના કરવાથી તથા તેને પ્રસન્ન કરવાથી પણ શું?

હે સાધો! જે પુત્ર, કે સ્ત્રી કે શિષ્ય અનેક પ્રિય વચનોવડે પ્રબોધવાથી તથા તેની પ્રસન્નતાપ્રમાણે વર્તવાની સ્વતંત્રતા આપવાથી પણ સંતોષને પ્રાપ્ત રહી વિદ્યા કે સદ્ગુણને ધારણ ન કરી શકે તેને પછી રાત્રદિવસ કઠોર વચનના ઘા મારીને અનેક અનેક પ્રકારનાં દબાણમાં રાખીને સદ્ગુણી તથા વિદ્યાપ્રાપ્ત કરવાની આશા રાખવી એ શા ઉપયોગની છે?

જે સિદ્ધ પુરુષ પોતાના ઐશ્વર્યથી જ્યાં અને જ્યારે જે ઇચ્છે તે ઉપજાવી શકે અથવા ધારે તે કરી શકે એમ હોય તે પાક કરવાનાં પાત્રોનાતથા આચ્છાદનાદિક નિમિત્ત કંથા કે અનેક વસ્ત્રોના ભારને મિથ્યા પોતાના સ્કંધે શે અર્થે વહન કરે?

આ લોકમાં જે ક્ષત્રિય પુરુષ કેવલ અસ્ત્રવડે સૃષ્ટિના સકલ યોદ્ધાઓનો પરાજય કરવા સમર્થ છે તે વિનાપ્રયોજન શસ્ત્રના ભારને શામાટે સહન કરે?

આ વિશ્વસંહારક અધિદેવતા સદાશિવ જે સમયે ઇચ્છે તે સમયે પોતાના એક નેત્રને ઉઘાડવા માત્રથી આખા વિશ્વપ્રપંચનો સંહાર કરી શકે છે તો પછી તે એ કાર્યમાટે અનેક સાધનોને એકઠાં કરી અંગઉપર શા માટે ધારણ કરી રાખે?

હે સર્વૈશ્વર્યસંપન્ન! જે પૃથિવી કે સમુદ્ર અનેક જાતિના અસંખ્ય રત્નાદિ પદાર્થો અનેક ઇચ્છાવંતને પૂરાં પાડવાને સમર્થ છે તે સમુદ્ર કે તે વસુધા પોતામાંથી કોઈ રત્નાદિ અમૂલ્ય પદાર્થ લઈ જશે વા લેવા આવશે એવા ભયથી મનુષ્યમાત્રની જ્યાં ગતિ ન થાય એવે સ્થલે જઈને ગુપ્ત થાય એ ન માનવાયોગ્ય વાર્તા છે.

(અપૂર્ણ.)

---

## ॥ ॐ श्री ॥

## ॥ श्रीनरहरिविज्ञापनशतक ॥

પદ.

સજ્જન સઉ શૃણુજો રે વચન વિવેકનાં, એ લય.
નરહરિને શિષ નામી માગું એટલું,
હું મોક્ષાર્થી[1]ની કરજો પૂરી આશ જો,
પ્રત્યુપસ્થાપિત નામ તથા રૂપ ને ક્રિયા–
જનનમરણના ત્રોડો સદ્ગુરૂ! પાશ જો. નરહરિને૦ ૧

---

૧ મોક્ષાર્થી=મોક્ષની ઇચ્છાવાળો. પ્રત્યુપસ્થાપિત=અવિદ્યાથી આરોપિત નામ, રૂપ, ક્રિયા, જન્મ, તથા મૃત્યુના પાશ ત્રોડો.

પીડાકરકારકઉપમર્દનસિદ્ધિથી,
(જ્યાં) અહંપ્રતીતિનો નિઃશેષ અભાવ જો;
અમૃતસ્યન્દિ વિષ્ણુપદને દાખવો,
(જ્યાં) થાય અજસ્ર સચ્ચિતઘનસુખસ્રાવ જો.[2] નરહરિને૦ ૨
સમીપ જ્ઞાનામૃતવર્ષાધારા છતાં,
મોહવિવરથી ચાતકવત્ ગળી જાય જો;
માટે સદ્‌ગુરુ ! યાચું યુક્તિ જેથકી,
બોધપીયૂષસંચય થઇ તૃપ્ત થવાય જો.[3] નરહરિને૦ ૩
ચાંચલ્યાત્માવૃશ્ચિકદંશન પીડે મને,
વિષપીડાહર આપ શરણ યોગીશ જો;
ભેષજમણિસદ્‌બોધસુધાસિંચનથકી,
અનન્યગતિનું ટાળો દુઃખ જગદીશ જો.[4] નરહરિને૦ ૪
સંસારદ્રુમમાં આ પક્ષી તરફડે,
કર્મ શુભાશુભ ફલનો કરી ઉપભોગ જો;
ઉદાસીન ફલસ્વાદવિના પણ સુખ જ્યાં,

૨ કોઇ પણ કાર્યસાધક વસ્તુને કારક સંજ્ઞા અપાય છે. એ કારક જ મોક્ષનો પ્રતિબંધક હેતુ છે અને એથી જ અવિદ્યાકાર્યજગત્‌માં પીડા અથવા દુઃખની પ્રતીતિ થાયછે; ઉપમર્દન=ઉચ્છેદ, નાશ. એ કારકના ઉચ્છેદરૂપ સિદ્ધિથી અર્થાત્ એ કારકના આત્યંતિક નાશથી કર્મ માત્રનો નાશ થઈ જાય છે અને સાધક નિષ્કર્મ થઈ રહેછે. જ્યાં અહંભાવનાનો આત્યંતિક અભાવ થઈ જાય છે અર્થાત્ જ્યાં अहमस्मि એ પ્રકારનું ચૈતન્યથી પૃથક્ જ્ઞાન થતું નથી; અમૃતસ્યંદિ=જ્યાં અમૃતનું સ્યન્દન-સ્રાવ થાયછે. વિષ્ણુપદ=મોક્ષ; વિષ્ણુ એટલે વિશ્વવ્યાપી પારમાર્થિક તત્ત્વ. "संयतैस्त्वध्वनःपारंतद्विष्णोःपरमंपदं। कठवल्ली।, અજસ્રં=નિરંતર; જ્યાં નિરંતર સચ્ચિદાનંદનો સ્રાવ થાય છે.

૩ આપના ઉપદેશરૂપ અમૃતની ધારા નિકટ છતાં આ ચાતકસમ સાધકના મોહરૂપ છિદ્રથી તે અમૃત અંતર્તૃપ્તિ ન કરતાં ગળી જાય છે. માટે હે સદ્‌ગુરુ ! એવી યુક્તિની હું યાચના કરું છું કે જેથી સદ્‌બોધઅમૃતનો હૃદયમાં સંચય થઈ હું પરમ તૃપ્તિને અનુભવું.

૪ ચિત્તચાંચલ્યરૂપ વૃશ્ચિકનું દશન (ડંખ) મને પીડે છે. વિષની પીડા હરવામાં અર્થાત્ વિષને ઉતારવામાં, હે યોગીશ ! આપનું કૌશલ્ય પ્રસિદ્ધ હોવાથી આપ જ શરણ છો; માટે ઔષધવર જે આપનું સદુપદેશામૃત તેના સિંચનથી હે જગદીશ ! આ સાધકનું વિષદુઃખ ટાળો, કેમકે હું અનન્યગતિ છું અર્થાત્ મારો આશ્રય માત્ર આપજ છો.

સાધો સદ્ગુરૂ ! અભીષ્ટ પરસંયોગ જે[૫]— નરહરિને૦ ૫
વૃત્તિયોષિત્ સંકલ્પિતવિટસાંનિધ્યમાં,
વ્યભિચારાચારધ્વાન્તે કરતી નાથ જે;
દુષ્ટાવરણોચ્છેદન થયે પ્રકાશથી,
એકાત્મતે આલિંગે પતિસાથ જે[૬]— નરહરિને૦ ૬
તરંગિણી જ્યમ નામ તથા રૂપત્યાગથી
સરિત્પતિલયપૂર્વક અભિન્ન થાય જે,
કરો કૃપા ત્યમ ગુરૂ ! શારીરથી જેયકી
આત્યંતિકઅપીતિસુખમગ્ન થવાય જે.[૭]— નરહરિને૦ ૭
ગાંધારક તસ્કરબંધનપીડાથકી
થયો અરણ્યે પરાનુકંપાસુક્ત જે,

૫. આ પક્ષી (જીવ) સંસારવૃક્ષમાં દુઃખથી તરફડે છે. કારણ કે તે શુભાશુભ કર્મના ફલનો ઉપભોગ કરી જન્મમૃત્યુચક્રમાં ભ્રમણ કરે છે. અને તે વૃક્ષસ્થિત જે અન્ય પક્ષી છે તે ઉદાસીન રહીને ફલના સ્વાદ વિના પણ આનંદનો અનુભવ કરે છે માટે હે ગુરૂ ! એ પરપક્ષી અર્થાત્ શ્રેષ્ઠ પક્ષીસાથે મારો અભીષ્ટ સંયોગ સાધો. પરમાત્માની તથા જીવાત્માની પક્ષીની કલ્પના નીચેની શ્રુતિમાં છેઃ—

द्वा सुपर्णा सयुजा सखाया समानं वृक्षं परिषस्वजाते ।
तयो रन्यःपिप्पलंस्वाद्वत्त्यनश्नन्योअभिचाकशीति ॥ मुण्डक ३-१-१

૬ આ વૃત્તિરૂપ સ્ત્રી (જે પરમાર્થતઃ પતિસ્વરૂપ જ છે) તે ધ્વાન્તથી અર્થાત્ અવિદ્યારૂપ અંધકારથી વેષ્ટિત હોવાથી પોતાના આત્મસ્વરૂપ પતિને જોઈ શકતી નથી તેથી પોતાની શક્તિથી વિષયરૂપ વિટ (જાર, ભુજંગ) ને કલ્પીને તેના સાંનિધ્યમાં વ્યભિચારનો આચાર કરે છે. માટે હે નાથ ! પારમાર્થિક પતિના દર્શનનો પ્રતિબંધ કરનાર દુષ્ટ અંધકારનો આપના બોધરૂપ પ્રકાશથી ઉચ્છેદ થાય અને તે વૃત્તિરૂપ સ્ત્રી પોતાના સત્યપતિસાથે ગાઢ આલિંગન કર્યાથી પતિસ્વરૂપ જ થઈ જાય એવું સાધન આપો.

૭ જેમ તરંગિણી (નદી) નામ તથા રૂપનો ત્યાગ કરીને સ્વપતિ સમુદ્રમાં લીન થઇને કેવલ અભિન્ન થાય છે તેમ આ શારીરાત્મા (શરીરોપાધિક જીવાત્મા) પણ આત્યંતિક અપીતિ (લય) ના સુખમાં નિમગ્ન થાય એવી કૃપા કરો. અપીતિ શબ્દ લયવાચક છે. આત્યંતિક અપીતિ એટલે પુનરુત્પત્તિરહિત લય અર્થાત્ મોક્ષ. જીવને નદીની તથા પરમાત્માને સમુદ્રની ઉપમા શ્રુતિમાં અપાય છેઃ—

यथानद्यःस्यंदमानाःसमुद्रेऽस्तंगच्छंतिनामरूपे विहाय ।
तथाविद्वान्नामरूपाद्विमुक्तःपरात्परंपुरुषमुपैतिदिव्यम् ॥ मुण्डक. ३-२-८

ભયલોભાદિતસ્કરબદ્ધાજ્ઞાનને
કરો જગચ્ચરને ગુરુ ! પરસંયુક્ત જો[८]— નરહરિને० ८

વિહંગ આ સ્વોત્થાપિત નીડાકાશમાં
નિજબંધનકૃત અનુભવંતો ક્લેશ જો,
નીડાકાશ વિલાઈ મહદાકાશમાં
સ્વાચ્છન્દે વિચરે ધરી ગુરુઉપદેશ જો.[९]— નરહરિને० ९

મૂઢ રથિક આ પીડિત છે રથમોહથી
સારથિને આપો બલ દીનસહાય ! જો,
તુરગનિવારણ જેથી પ્રગ્રહથી થયે
રથરાશિમાં રાગરહિત રથી થાય જો[१०]— નરહરિને० १०

આદર્શાન્તર્ વદનાભાસક ભાસતો
દર્પણધર્માર્પણ કરી ધર્મી થાય જો,
કરો વિવેક વિવિક્ત તે પ્રતિબિંબને,

---

૮ એવી કલ્પના છે કે એક ગંધારદેશવાસી પુરુષ અરણ્યે વિચરતો હતો ત્યાં તેને તસ્કર મળ્યા અને તેમણે તે ગંધારકનું દ્રવ્ય હરણ કરી લઇને તેનાં નેત્રે પટ (પાટો) બાંધ્યો. નિરાશ્રય હોવાથી તે ગાંધારક તો આક્રોશ કરવા લાગ્યો કે મારે અમુક સ્થલે જવાનું છે માટે આ દીન મનુષ્યઉપર કોઇ દયા કરો. તે ગાંધારકનો આક્રોશ શ્રવણ કરીને કોઇ સજ્જને અનુકંપાથી તેનો પટ છોડ્યો અને તેથી તે ગાંધારક પોતાને ઇચ્છિત સ્થલે ગયો: તે જ પ્રમાણે ભયલોભાદિ તસ્કરે જેને અજ્ઞાનનો પટ બાંધ્યો છે, અને જે આ જગદરણ્યમાં વિચરે છે એવો જે હું તેને હે ગુરુ ! પરસંયુક્ત અર્થાત્ મુક્ત કરો.

(छान्दोग्य-६-१४.)

૯ આ જીવરૂપ વિહંગ સ્વકલ્પિત નીડ (માળા) આકાશરૂપ ઉપાધિથી દુઃખને અનુભવે છે તેથી ગુરુઉપદેશનું ધારણ કરવાની એવી યુક્તિ આપ કૃપા કરી આપો કે જેથી તે નીડાકાશનો (જીવસ્થાનીયનો) મહાકાશમાં (બ્રહ્મસ્થાનીયમાં) લય થઇ જવાથી તે પક્ષી સ્વાચ્છંદ્ય (સચ્ચિદાનંદસ્થાનીય) થી રમણ કરે.

૧૦ રથિક=જીવ, રથ=શરીર, સારથિ=બુદ્ધિ, તુરગનિવારણ=ઇન્દ્રિયરૂપ અશ્વનો નિરોધ, પ્રગ્રહ=મનરૂપ લગામ, રથરાશિ=દેહચતુષ્ટય.

आत्मानं रथिनं विद्धि शरीरंरथमेवतु ।
बुद्धिं तु सारथिं विद्धि मनः प्रग्रहमेव च ॥
इन्द्रियाणि हयानाहु र्विषयां स्तेषुगोचरान् ॥ कठवल्ली.

મુકુરવિનાશે તત્ત્વાકાર થવાય જો.[૧૧]— નરહરિને૦ ૧૧

સ્તંભ તથા ભિત્તિવેષ્ટિત ગૃહમાં ગૃહી
વાતાયનથી કરે મૃગતૃષ્ણા ભાન જો,
અજ્ઞાનાવૃત પિપાસુ મિથ્યા વારિને
દીયો દયોદધિ દિવ્યામૃતનું દાન જો[૧૨]— નરહરિને૦ ૧૨
સંગ્રામે આ અસાધ્યશત્રુશસ્ત્રથી
દુર્ગ નિરંતર નિર્બલ થઈ પીડાય જો,
અનુપમ અસ્ત્ર તથા શસ્ત્રોને યાચતો
આહવવિપિને વિપક્ષમર્દન થાય જો[૧૩]— નરહરિને૦ ૧૩
શલભસમૂહ આ શરીર પરિવેષ્ટન કરી
મુહુર્મુહુઃ કરતો તંનુને સંમુગ્ધ જો,
કરૂં પતંગસમ પતંગનાશકયાચના

---

૧૧ બુદ્ધિરૂપ આદર્શમાં ચૈતન્યરૂપ વદનનો આભાસ પડે છે. પરમાર્થતઃ તો એ આભાસરૂપ વસ્તુ ચૈતન્યથી પૃથક્ નથી પણ તે આભાસ તે બુદ્ધિના ધર્મનો સ્વસ્વરૂપમાં અધ્યાસ કરે છે. અર્થાત્ તે દર્પણના ધર્મનું મિથ્યા આરોપણ કરી તે પોતે ધર્મી થાય છે. માટે હે ગુરૂ ! પ્રથમ તો વિવેકવિરાગદ્વારા આદર્શસ્થાનીય બુદ્ધિને સ્વચ્છ અર્થાત્ શુદ્ધ સાત્ત્વિકી કરો કે જેથી પ્રતિબિંબ (ચૈતન્યનું) તેમાં સ્પષ્ટ પડે અને પશ્ચાત્ તે મુકુરનો (આદર્શસ્થાનીય બુદ્ધિનો) કેવલ નાશ થયાથી તે આભાસરૂપ વસ્તુનું અસ્તિત્વ પણ નષ્ટ થાય.

मुखाभासकोदर्पणेदृश्यमानोमुखत्वात्पृथक्त्वेननैवास्तिवस्तु ।
चिदाभासकोधीषुजीवोऽपितद्वत्सनित्योपलब्धिस्वरूपोऽहमात्मा ॥

( हस्तामलकस्तोत्र ५ )

૧૨ સ્તંભ=હસ્ત તથા પાદ, ભિત્તિ=ત્વગિન્દ્રિય, ગૃહ=શરીર, ગૃહી=જીવાત્મા. ગૃહી (જીવ) વાતાયનથી (ઇન્દ્રિયદ્વારથી) મૃગતૃષ્ણાને (વિષયને) જુએછે. અને અજ્ઞાનાવૃત હોવાથી તે મૃગતૃષ્ણારૂપ વિષયનું પાન કરવાની ઇચ્છા રાખે છે. માટે હે દયાસાગર ગુરે! દિવ્ય ઔષધરત્નનું જ દાન આપો કે જેથી મૃગતૃષ્ણામાંથી વારિપાન કરવાની સ્પૃહાનો અંત આવે.

૧૩. આ દુર્ગ (શરીરરૂપ કિલ્લો) અનિવાર્ય શત્રુ, (જ્વરક્ષયાદિ વ્યાધિ)ના શસ્ત્રથી પીડિત થાય છે આહવવિપિને=રણારણ્યમાં, વિપક્ષમર્દન=શત્રુવિનાશ. અસ્ત્ર તથા શસ્ત્રો=ઔષધાયુધ.

થાય નિકર નિજપક્ષદહનથી દગ્ધ જો[૧૪].— નરહરિને૦ ૧૪
આશીવિષવિષપૂર્ણદશનદંશનથકી
થાય તનુ આ અસુહરગરલાવિષ્ટ જો,
દારૂણ અરૂણાનુજ, કરૂણાનિધિ! યાચતો
સર્પનિબર્હણથી થાઉં ઇષ્ટવિશિષ્ટ જો[૧૫]— નરહરિને૦ ૧૫

(અપૂર્ણ)

# ॥ श्रीपंचवरदवृत्तान्त ॥

(અનુસંધાન વર્તમાન ૨૫ પૃષ્ઠ ૨૩૩ થી.)

આ વિગેરે અનેક પ્રકારનાં વચનો તે અર્ધશ્રદ્ધાવંત મનુષ્યોને ઉદ્દેશીને બોલ્યાપછી મારા સહવાસને સેવનાર તથા વારંવાર સમીપ આવનાર શ્રદ્ધાવંત, ઉત્તમ સંસ્કારવાળા મનુષ્યોને ઉદ્દેશીને આ પ્રકારનાં વચનો શ્રવણ કરાવતો હવો.

"હે! પ્રાપ્તવિવેક સજ્જન પુરુષો! તમે આ સંસારપ્રવાહના સ્વરૂપને તથા તેના મૂલને રૂડેપ્રકારે વિવેકવિચારવડે જાણોછો, અને તે જ પ્રમાણે આ જગતમાં પ્રાપ્તવ્ય તથા જ્ઞાતવ્ય શું છે તેને પણ તમે જાણોછો; અને તે નિમિત્તે અધિકારીએ શું કર્ત્તવ્ય છે, એ પણ તમે યથાવત્ જાણો છો. આમ છતાં પણ સમય જાણીને કંઈક કહુંછું તે શ્રવણ કરજો.

જગતમાં મુખ્ય તથા અમુખ્ય એવા બે પ્રકારના અધિકારીઓ છે. તે મુખ્યઅમુખ્ય બંને જાતિના અધિકારીઓ વ્યુત્પન્ન તથા અવ્યુત્પન્ન એમ પુનઃ બે પ્રકારના છે; જેથી સમાસતઃ ચાર પ્રકારના અધિકારી થાય છે. ૧ વ્યુત્પન્ન મુખ્ય અધિકારી, ૨ અવ્યુત્પન્ન મુખ્ય અધિકારી, ૩ વ્યુત્પન્ન અમુખ્ય અધિકારી અને ૪ અવ્યુત્પન્ન અમુખ્ય અધિકારી. એ ચારેનાં યથાક્રમે સ્વરૂપ આ છે.

---

૧૪ પતંગનિકર (આધિરૂપ) આ મનનું પરિવેષ્ટન કરીને એને મોહમગ્ન કરે છે માટે હે ગુરો! સૂર્યસમ પ્રભાવાળા દીપરૂપ આપના બોધની યાચના કરૂંછું, જે દીપથી નિખિલ નિકર સ્વપક્ષ (પાંખ) ના દહનથી કેવલ દગ્ધ થઇ જાય; પતંગસમ=સૂર્યતુલ્ય; પતંગનાશક=દીપ.

૧૫ આ જીવ સર્પના (ઉપાધિના) વિષમય દંતના દશનથી (ડંખથી) પ્રાણ હરનાર વિષાવિષ્ટ થઇ જાય છે માટે હે ગુરો! કૃપાનિધિ! આપપ્રતિ ભયંકર ગરૂડ (બોધ) ની હું યાચના કરૂંછું કે જેથી સર્પનો નિઃશેષ વિનાશ થવાથી હું ઇષ્ટથી અભિન્ન થઇ રહું. આશીવિષ=સર્પ, વિષપૂર્ણ=વિષમય, દશન=દંત, દંશન=ડંખ, અસુહર=પ્રાણને હરનાર, ગરલાવિષ્ટ=વિષપૂર્ણ. અરૂણાનુજ=અરૂણના કનિષ્ઠ ભ્રાતા અર્થાત્ ગરૂડ (બોધરૂપ). નિબર્હણ=ઉપમર્દન, વિનાશ, જય. ઇષ્ટવિશિષ્ટ=પરબ્રહ્મસ્વરૂપ.

૧ શુદ્ધ અંતઃકરણવાળા જે પુરુષોને પદપદાર્થની શક્તિલક્ષણારૂપ સંગતિનું જ્ઞાન છે, અર્થાત્ શાસ્ત્રના અર્થતાત્પર્યને નિશ્ચય કરવામાં કુશલમતિવાળા છે, તથા જે અંતઃકરણની શુદ્ધિવાળા છે, તે વ્યુત્પન્ન મુખ્ય અધિકારી છે.

૨ જેઓ પદપદાર્થની શક્તિલક્ષણારૂપ સંગતિના જ્ઞાનપૂર્વક શાસ્ત્રના અર્થતાત્પર્યને સ્વતઃ નિશ્ચય કરવામાં અસમર્થ છતાં શુદ્ધ અંતઃકરણવાળા તથા અન્યદ્વારા શાસ્ત્રના અર્થતાત્પર્યને શ્રવણ કરી નિશ્ચય કરવામાં સમર્થમતિવાળા છે તે અવ્યુત્પન્ન મુખ્ય અધિકારી છે. આ વ્યુત્પન્ન તથા અવ્યુત્પન્ન મુખ્ય અધિકારીઓને આત્મજ્ઞાનની પ્રાપ્તિઅર્થે તે સકલ શાસ્ત્રનાં અધ્યયનની કે શ્રવણની કંઇ અપેક્ષા નથી. સ્વલ્પ તાત્પર્યશ્રવણમાત્રથી જ તેમને તો જ્ઞાન થવાનો સંભવ છે.

૩ જે પુરુષો પદપદાર્થની શક્તિલક્ષણારૂપ સંગતિના જ્ઞાનવાળા હોય અને તેથી શાસ્ત્રના અર્થતાત્પર્યને નિશ્ચય કરવા યોગ્ય મતિવાળા હોય પરંતુ અશુદ્ધ અંતઃકરણવાળા હોય, તથા વિષયપ્રાપ્તિની ઇચ્છાવાળા અને રાજસીતામસી વૃત્તિયોવડે અસમ્યક્ ચિત્તવાળા હોવાથી દુરાગ્રહી છતાં જે પંડિતમાં ગણાતા હોય, તે વ્યુત્પન્ન અમુખ્ય અધિકારી ગણાયછે.

૪ જે પુરુષો પદપદાર્થની સંગતિના જ્ઞાનથી રહિત હોય તથા મલિન અંતઃકરણવાળા હોય, તેમ છતાં પણ શાસ્ત્રના અર્થતાત્પર્યને જાણવાઅર્થે શાસ્ત્રશ્રવણ કરનારા હોય, અસંભાવનાવિપરીતભાવનાના આવિર્ભાવવાળા હોય, અને વિષયપ્રાપ્તિમાં પ્રીતિવાળા તથા રાજસીતામસી વૃત્તિવાળા હોવાથી સ્થૂલચિત્તવાળા હોય તે અવ્યુત્પન્ન અમુખ્ય અધિકારી છે.

આ પ્રકારના ચારમાં પ્રથમના બંને મુખ્ય અધિકારીને જ્ઞાન સુખસાધ્ય છે અને અન્ય બેને જ્ઞાન કષ્ટસાધ્ય છે. એશિવાયના જે મનુષ્યો શાસ્ત્રના અર્થતાત્પર્યને જાણવાની ઇચ્છાવિના, વેદશાસ્ત્રમાં અશ્રદ્ધાવાળા, મલિન અંતઃકરણવાળા, મોક્ષના હેતુરૂપ જ્ઞાનની અસ્પૃહાવાળા, પ્રબલ વિષયવાસનાવાળા વિગેરે દોષવાળા હોય તે સર્વે અનધિકારી ગણાયછે. એવાઓને તો તેવી સ્થિતિમાં જ્ઞાન અસાધ્યરૂપ જ હોય છે.

હે ભાઇઓ ! તમારામાંથી ઘણા કે જે ઉપાસનામાં પ્રવેશ કરી ચુકેલા છો પણ સગુણ બ્રહ્મના સાક્ષાત્કારપર્યંત ઉપાસના કરી ચુક્યા નથી તેમણે તે ઉપાસનામાં સદા દૃઢ રહેવું ઉચિત છે. કારણ કે સગુણબ્રહ્મના સાક્ષાત્કારપર્યંત ઉપાસના કરનાર પુરુષને આત્મસાક્ષાત્કાર થયાથી જીવન્મુક્તિને માટે અન્ય સાધનોની અપેક્ષા રહેતી નથી; અને જે પુરુષોએ પ્રથમ સગુણબ્રહ્મના સાક્ષાત્કારપર્યંત ઉપાસના કરી હોતી નથી પણ **तत्त्वमसि** આદિ મહાવાક્યના શ્રવણ માત્રથી જ **अहंब्रह्मास्मि** એ પ્રકારનું જ્ઞાન જેમને થયું હોય છે, તેમને તો જીવન્મુક્તત્વનિમિત્ત તે મહાવાક્યજન્ય જ્ઞાનનો અભ્યાસ કરવો પડેછે. એ અભ્યાસને પણ તત્ત્વાભ્યાસ કે તત્ત્વજ્ઞાનાભ્યાસ કહેછે. એ તત્ત્વજ્ઞાનમાં વાસનાક્ષય તથા મનોજયની અપેક્ષા હોવાથી જીવન્મુક્તત્વનિમિત્તે, તે તત્ત્વજ્ઞાન, વાસનાક્ષય તથા મનોજય વા મનોનાશ એ ત્રણેનો અભ્યાસ તે મહાવાક્યજન્યજ્ઞાનવાને એકે કાલે કરવાથી જ

જીવન્મુક્તત્વ સિદ્ધ થાય છે. કારણ કે વાસનાક્ષયમાં તત્ત્વજ્ઞાનનો અને તત્ત્વજ્ઞાનમાં વાસનાક્ષયનો અને મનોનાશમાં એ બંનેનો તથા એ ઉભયની સિદ્ધિમાં મનોજયનો ઉપયોગ હોય છે.

ત્યાં આ વિશ્વપ્રપંચ જે દૃશ્ય છે, તે સર્વ મિથ્યા છે; અને સચ્ચિદાનંદસ્વરૂપ અદ્વૈત આત્મા વસ્તુતઃ સત્ય છે, તેથી આત્મા જ સર્વરૂપ છે; આત્માથી ભિન્ન કોઇપણ વસ્તુ નથી, આ પ્રકારનું તત્ત્વજ્ઞાન જો દૃઢ હોય છે તો જ વિષય માત્રના અભાવના ભાનથી રાગદ્વેષાદિ વાસનાનો ક્ષય હોય છે, અને તે તત્ત્વજ્ઞાન દૃઢ ન હોય તો આ વિષયોમાં સત્યવત્ પ્રતીતિનો તથા સુખબુદ્ધિનો અભાવ થાય નહિ; અને તેથી રાગદ્વેષાદિરૂપ વાસના વિદ્યમાન રહે છે. આમ હોવાથી વાસનાક્ષયમાં તત્ત્વજ્ઞાનનો ઉપયોગ છે. અને એ જ પ્રમાણે જ્યારે નિત્યાનિત્યવસ્તુવિવેકદ્વારા વિષયમાત્રની અનિત્યતા નિશ્ચય કરાય તથા અનિત્યમાં દુઃખરૂપતા સિદ્ધ કરાય, અને તેથી તે દૃશ્ય અનિત્ય વિષય માત્રમાં દોષદર્શન કરાય તથા નિઃસંગતા સેવાય ત્યારે જ તે રાગદ્વેષરૂપ વાસનાનો ક્ષય થાય છે; અને ત્યારે જ આચાર્ય તથા શ્રુતિના પ્રસાદવડે તત્ત્વજ્ઞાન દૃઢ થાય છે. જો વાસનાક્ષય ન હોય તો રાગદ્વેષાદિથી મન દૂષિત હોય છે; અને દૂષિત મનવાળા પુરુષને શમદમાદિ સાધનસંપત્તિનો અભાવ હોવાથી, સત્શાસ્ત્રશ્રવણની યોગ્યતાનો અભાવ હોય છે, અને તેથી તેને મહાવાક્યજન્ય તત્ત્વજ્ઞાનનો આવિર્ભાવ થવો સંભવતો નથી. જેથી વાસનાક્ષયનો તત્ત્વજ્ઞાનમાં ઉપયોગ છે.

એ જ પ્રમાણે મનોનાશનો પણ તત્ત્વજ્ઞાનમાં ઉપયોગ છે, કારણ કે મનોનાશ થવાથી જ સર્વદ્વૈતપ્રપંચને વિષય કરનારી વૃત્તિ નિર્મૂલ થાય છે; અને સર્વ વૃત્તિરૂપ ઉપાધિથી રહિત પુરુષને જ પૂર્વપ્રાપ્ત શ્રુતિઆચાર્યના પ્રસાદથી બ્રહ્માત્મસાક્ષાત્કાર થાય છે. અને મનોનાશનો અભાવ હોય છે તો વિક્ષેપ વિદ્યમાન હોય છે, અને તેથી તે વિક્ષિપ્ત પુરુષને બ્રહ્મસાક્ષાત્કાર હોતો નથી. એ જ પ્રમાણે તત્ત્વજ્ઞાનનો પણ મનોનાશમાં ઉપયોગ છે. કારણ કે તત્ત્વજ્ઞાન થવાથી તે પુરુષને દૃશ્ય પ્રપંચના મિથ્યાપણાનો નિશ્ચય થાય છે, અને તેથી એ મન તે બાધિત પ્રપંચપ્રતિ પ્રવૃત્ત થતું નથી; અને સત્યરૂપ નિશ્ચય કરાયલું આત્મતત્ત્વ તે મનના વિષયરૂપ હોતું નથી, તેથી તે મનની તે આત્મસ્વરૂપપ્રતિ પણ પ્રવૃત્તિ થતી નથી. જેથી અંતર્બહિર્ પ્રવૃત્તિથી રહિત થયલું મન કાષ્ટરહિત અગ્નિની પેઠે પોતાની મેળે જ લયભાવને પામી રહે છે. અને જો એ તત્ત્વજ્ઞાન ન હોય તો આ દૃશ્ય પ્રપંચમાં સત્યપણારૂપ ભ્રાન્તિની નિવૃત્તિ થતી નથી; તેથી વિષયપદાર્થાકાર પરિણામવાળી વૃત્તિઓવડે મન વૃદ્ધિને પામતું ક્રમે કરીને સ્થૂલ થતું જાય છે; તે સ્થૂલ મનનો અન્ય ઉપાયથી પણ સહસા નાશ થતો નથી.

અપૂર્ણ.




रूप. (पुस्तक) ४-आश्विन कृष्ण १४ सं० १९४८ दर्शन (अंक) १२

## ॥ ॐ श्री ॥

## ॥ मननी शुद्धि एज सुखनो हेतु छे ॥

પદ. જિને આપકું જોયા નહિ, એ લય.

મનની ન શુદ્ધિ જો કરે, જીવ તે ન સુખમાં તો ઠરે. ટેક.
કષ્ટે પુરાણોને ભણી, સ્થલ સ્થલ કથાઓ કરી ઘણી,
વદી વાત વેદાગમતણી, નવ રાગદ્વેષ શમ્યા ઉરે, જીવ તે૦ ૧
ધરી વેષ વૈરાગી થયા, સંસારીને સંગે વળ્યા,
મડ બાંધી ગૃહિસમ થઈ રહ્યા, અનુચિત ક્રિયાથી નવ ડરે, જીવ તે૦ ૨
વાતો કરે અતિ યોગની, પીડા સહે ભવરોગની,
આશા ન ટાળે ભોગની, ઉર ધ્યાન વિષયોનું ધરે, જીવ તે૦ ૩
નર કાલની પતિને ફળે, ન્યારી યુક્તિને જનને છળે,
સુખ દેખી અન્યતણું બળે, મતિ એ ન હરિહરને વરે, જીવ તે૦ ૪
પરબ્રહ્મને વેધે નહિ, વેધે વિષય વૃત્તિ વહી,
વહી વમળમાં વિલપે સહી, નવ સ્વાર્થ એથી કો સરે, મનની૦ ૫
કરીને યથારુચિ કર્મને, સમજે નહિ શુભ મર્મને,
ધારે ન ધણી ક્રૃ ધર્મને, ભવસિંધુ આ, તે શું તરે, મનની૦ ૬
કાચું રસાયન ખાય છે, થાવા નિરામય ચ્હાય છે,
ત્યજી પથ્ય કુપથ્યે ધાય છે, કહો કેમ તે દુઃખને હરે, મનની૦ ૭
નરસિંહ પ્રભુગુણ ગાય છે, પ્રભુભાવથી મન છાય છે,
અંતે હરિમય થાય છે, તે મુક્ત થઈને વિચરે,
મનશુદ્ધિને પણ તે કરે, જીવ તે જ સુખ પામી ઠરે.

---

## ॥खेदनी निवृत्तिमां भक्ति तथा ज्ञाननी आवश्यकता छे॥

પદ. રાગ ધનાશ્રી.

એથી ન મટતો ખેદ, મનનો, એથી ન મટતો ખેદ. ટેક.
અષ્ટ વિકૃતિસહ ભણીએ પાઠે, સ્વરસહ સઘળા વેદ, મનનો૦ ૧[1]
શાસ્ત્ર સકલ જીહ્વાગ્રે કરીએ, કરી શ્રમ આણી સ્વેદ, મનનો૦ ૨[2]
રાગદ્વેષ ધરી અતિ અંતરમાં, વદીએ મુખથી અભેદ, મનનો૦ ૩
વિષય અસંખ્ય પ્રયત્ને સેવી, થાતું અબલ વધી મેદ, મનનો૦ ૪
નૃસિંહ પ્રભુપદ પ્રીતિ વધારે, ભ્રમનો કરી ઉચ્છેદ,
મનનો તેથી મટશે ખેદ. ૫
જ્ઞાને મટશે ખેદ, મનનો,જ્ઞાને મટશે ખેદ.

---

## ॥ श्रीपंचवरदवृत्तान्त ॥

( અનુસંધાન વર્તમાન ૩૫ના પૃષ્ટ ૨૬૪ થી. )

વળી પૂર્વોક્ત પ્રકારે વાસનાક્ષયમાં મનોનાશની અને મનોનાશમાં વાસનાક્ષયની પણ આ પ્રકારે જોતાં અપેક્ષા છે. આ મનનો નાશ, લય કે સમ્યક્ જય થયા પછી કોઈ પ્રકારની પણ વૃત્તિ પ્રકટતી નથી. તેથી વૃત્તિને પ્રકટ કરનારી વાસનાનો સહજ ક્ષય થાય છે. અને મનોનાશ નથી હોતો તો વિષયભોગમાં પ્રવૃત્ત મનદ્વારા અનેક વાસના સ્ફુરેછે કારણ કે અંતરમાં વિષયનું મનન તથા બહિર વિષયનો સંગ એ વાસનાને વધારનાર હેતુ છે, અને જો વાસના વિદ્યમાન હોય તો રાગદ્વેષાદિવડે વૃદ્ધિને પામેલું મન વિષયાભિમુખ રહેછે, તેથી તે વિવિધ વિષયાકાર પરિણામને પામે છે; અને તે વિષયમગ્ન થયેલ મનનો સહજ નાશ થતો નથી; પણ વાસના ક્ષય પામવાથી વૃત્તિયોનો ઉદય થતો નથી અને વૃત્તિના અભાવે મનનો નાશ સહજ થાય છે.

આ પ્રકારે મનોજય, વાસનાક્ષય, તથા તત્ત્વજ્ઞાનને એકબીજાની અપેક્ષા છે. માટે જ તે ત્રણેનો એક કાલે એટલે યુગપત્ અભ્યાસ કરવો પૂર્વપુરુષોએ ઉચિત ગણ્યો છે. મહામુનિ શ્રીવસિષ્ઠે શ્રીરામને બોધ કરતાં કહ્યું છે કેઃ—

वासनाक्षयविज्ञानमनोनाशा महामते
समकालं चिराभ्यस्ता भवन्ति फलदायिनः ॥

હે મોટી મતિવાળા! વાસનાક્ષય તત્ત્વજ્ઞાન અને મનોનાશ એ ત્રણે મિશ્ર પ્રકારે ઘણો કાલ અભ્યાસ કરવાથી ફલ આપનાર થાય છે.

---

૧—૨. અનુકૂલ મતિવડે કરાયલું વેદ તથા શાસ્ત્રનું અધ્યયન અંતઃકરણની શુદ્ધિમાં ઉપયોગી હોવાથી ખેદ અર્થાત્ ક્લેશની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિરૂપ મોક્ષનાં પરંપરા સાધનરૂપે ગણાવું ઉચિત છે. ક્લેશનિવૃત્તિપૂર્વક આનંદાવાપ્તિનું કે જે અપરોક્ષ જ્ઞાનનું સાક્ષાત્ સાધન તે અધ્યયન નથી. એ જ માત્ર આ બે કડીનો ભાવ છે.

હે સન્ત પુરુષો ! આપ્રમાણે જે પુરુષો અકૃતોપાસ્તિ છે, અર્થાત્ પ્રથમ સગુણ બ્રહ્મની ઉપાસનાદ્વારા સગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર જેમને થયો નથી, અને મહાવાક્યના શ્રવણ માત્રથી આત્મજ્ઞાનના સ્વરૂપને જાણનાર છે, તથા જે અધિક લૈકિકવૈદિક વ્યાપારના યોગે ચિત્તની વિશ્રાંતિથી રહિત છે, તેમણે તો જીવન્મુક્ત દશામાં પ્રતીત થતા દૃષ્ટ સુખની *અભિવ્યક્તિનિમિત્ત મનોનાશાદિ ત્રણનો પુનઃ પુનઃ આવૃત્તિરૂપ અભ્યાસ કરવો.* અને જે પુરુષો કૃતોપાસ્તિ છે, અર્થાત્ આત્મસાક્ષાત્કારથી પૂર્વે સગુણ બ્રહ્મના સાક્ષાત્કારપર્યંત ઉપાસના કરી છે અને જેમને ચિત્તવિશ્રાંતિ પ્રાપ્ત છે, એવા પુરુષોએ તે દૃષ્ટ સુખના હેતુરૂપ જીવન્મુક્તિનિમિત્ત અન્ય કાંઇ કર્તવ્યની અપેક્ષા નથી. કારણ કે તે કૃતોપાસ્તિ જ્ઞાનવાનને તો જીવન્મુક્તિ સહજ સાધ્ય હોય છે.

હવે પૂર્વે કહ્યા પ્રમાણે વાસનાક્ષય તથા મનોજય તત્ત્વજ્ઞાનમાં ઉપયોગી હોવાથી અવશ્ય કર્તવ્ય છે. વાસના જ બલવતી હોવાથી મનોજય તથા તત્ત્વજ્ઞાનને સ્થિર રહેવા દેતી નથી. તેથી તે વાસનાનો ક્ષય કરવા અધિક સાવધાન થવું ઘટે છે. એ વાસનાક્ષયનો અભ્યાસ કરનાર સાધકોને ઉપયોગી થઈ પડે એ અર્થે પૂર્વ પુરુષોએ પ્રતિપાદન કરેલું વાસનાનું સ્વરૂપ અત્ર સ્વલ્પમાં કહું છું.

વાસનાનું સામાન્ય સ્વરૂપ આ છે. મારી સ્ત્રી, મારા પુત્ર, મારૂં ગૃહ, મારૂં કુલ, મારી જ્ઞાતિ, મારો દેશ, મારી ભાષા, મારૂં રૂપ એ વિગેરે, આ વિશ્વમાં અપ્રતિમ વા અદ્વિતીય છે, એ પ્રકારની સ્વવિષયક ઉત્કૃષ્ટ ભાવના તથા અન્યવિષયક નિકૃષ્ટ ભાવના તે વાસના છે. મૂલ વાસનાના શુદ્ધ તથા મલિન એવા બે ભેદ છે. તેમાં મલિનવાસના જન્મમરણાદિ અનર્થની પ્રાપ્તિ કરનારી છે, અને શુદ્ધવાસના તે સર્વ અનર્થની નિવૃત્તિ કરનારી છે. ત્યાં પ્રથમ મલિનવાસના ત્રણ પ્રકારની કહેલી છે, ૧ લોકવાસના, ૨ શાસ્ત્રવાસના અને ૩ દેહવાસના. પ્રથમ લોકવાસનાનું સ્વરૂપ આ છે. "મારે એવી રીતે વર્તવું કે સકલ લોક મારી સ્તુતિ કરે અને કોઈ પણ મારી નિંદા કરે એવું આચરણ મારે કરવું નહિ." આ પ્રકારની જે ભાવના છે તે લોકવાસના છે. આ લોકવાસના પૂર્ણ થવી અસંભવ છે, કારણ કે આ વિચિત્ર સ્વભાવવાળા જગતમાં સર્વત્ર સર્વશક્તિમાન્ ઈશ્વરની તથા સમગ્ર ઐશ્વર્યયુક્ત લીલાતનુધારીની પણ નિંદા કરનાર મનુષ્યો હોય છે, તો અન્યની નિંદા કોઈ જ ન કરે એમ તો બને જ ક્યાંથી? આથી તે લોકવાસના દુષ્પ્રાપ્યવત્ છે. તેથી એને મલિન ગણી છે. એ મલિન લોકવાસના ન વધારતાં યોગ્ય ઇચ્છાવાળા રહી આપણા હિતને જ સાધવા વિચારવું. બુદ્ધિમાન્ પુરુષોનો એ તો નિશ્ચય જ છે કે સર્વ લોકો સ્તુતિ કરે એવો કોઈ પણ ઉપાય આજપર્યંત લોકમાં કે શાસ્ત્રમાં પ્રસિદ્ધ નથી. માટે લોકોવડે કરાતાં સ્તુતિનિંદાપ્રતિ લક્ષ ન કરતાં નિર્દોષ પ્રવૃત્તિદ્વારા હિતને જ સાધવું.

બીજી શાસ્ત્રવાસનાનું સામાન્ય સ્વરૂપ આ છે. શાસ્ત્રના તાત્પર્યનું ગ્રહણ ન કરતાં માત્ર શાસ્ત્રોનાં અધ્યયનસંબંધી ભાવરૂપ વાસના છે તે શાસ્ત્રવાસના છે. એ શાસ્ત્રવાસના પણ ૧ પાઠવાસના, ૨ અર્થવાસના, અને ૩ અનુષ્ઠાનવાસના એવા ભેદથી ત્રણ પ્રકારની મનાય છે. વેદશાસ્ત્રોનો પાઠ માત્ર જ અમારે કર્તવ્ય છે, એ શિવાય

શ્રેયસને માટે અમારે કંઈ પણ કર્તવ્ય નથી, એવા નિશ્ચયપૂર્વક જે પુરુષો આયુષ્યનાં અવધિપર્યંત પાઠ માત્રને આગ્રહથી કરે છે, અર્થતાત્પર્યપ્રતિ લક્ષ આપવાની આવશ્યકતા ગણતા નથી, તેવા પુરુષોનો તે પાઠને જ કર્તવ્યરૂપે સ્વીકાર કરાવનાર હેતુરૂપ જે નિશ્ચય છે તે પાઠવાસના છે; જે આજે વેદાદિના પઠન માત્ર કરનાર કોઇ કોઇ પુરુષોમાં પ્રતીત થાય છે.

વેદ શાસ્ત્રોના અર્થ માત્રને જ જાણવાથી અમે કૃતકૃત્ય થઇશું; અમારે કૃતાર્થતા નિમિત્તે અન્ય કોઇ પુરુષાર્થની અપેક્ષા નથી; એવા નિશ્ચયદ્વારા જેઓ તે વેદશાસ્ત્રાદિનાં તાત્પર્યને જાણવા પ્રતિ લક્ષ ન આપતાં મરણપર્યંત માત્ર અર્થ જાણવાનો પ્રયત્ન જ કરેછે, તેમનો તે પ્રયત્નમાં દૃઢ રાખનાર જે નિશ્ચય છે તે અર્થવાસના છે; જે આજે પણ કોઈ કોઇ પુરુષમાં જણાય છે, કે જેઓ વેદશાસ્ત્રોને અર્થસહિત ભણ્યા કરતા છતાં તાત્પર્યને જાણનારા હોતાં નથી, અને તાત્પર્યપ્રતિ તેમનું લક્ષ ગયેલું પણ જણાતું નથી. આ પાઠવાસના તથા અર્થવાસના પૂર્ણ થવી કઠિન છે; કારણ કે આયુષ્ય અલ્પ છે, અને સમગ્ર વેદશાસ્ત્રોનાં પઠન કરવામાં કે અર્થ જાણવામાં અધિક કાલની અપેક્ષા છે. આ કારણથી જ એ ઉભય વાસનાને દુઃસંપાદ્ય ગણીને તેને મલિનવાસના જ કહી છે. વેદશાસ્ત્રોના પાઠને કરે તથા તે સર્વને અર્થસહ જાણે પણ તેના દ્વારા નિત્યતૃપ્તિરૂપ ફલ જે તાત્પર્યને જાણનારને જ પ્રાપ્ત થાય છે તે ન મેળવે તો તેની મતિનું વેદાદિ સર્વશાસ્ત્રના પાઠમાં કે અર્થમાં ભ્રમવું તે નિષ્પ્રયોજન છે. જેમ આ કડછી (દર્વી) સર્વ પાકસાહિત્યમાં ભ્રમે છે પણ એને સ્વાદ કે તૃપ્તિ નથી તેમ. આમ છતાં પણ જેઓ શ્રદ્ધાભક્તિપૂર્વક વેદશાસ્ત્રના પ્રતિશબ્દને ઈશ્વરની સંજ્ઞાતુલ્ય ગણીને પાઠ વિગેરે કરે છે, તેમનો શ્રમ કાંઇ કેવલ નિષ્ફલ નથી, કારણ કે તેવી શ્રદ્ધાથી પાઠ કરવાથી તથા અર્થ જાણવાથી પણ અંતઃકરણની શુદ્ધિરૂપ ફલ થાય છે. શ્રુતિસ્મૃતિરૂપ શાસ્ત્રમાં વિધાન કરેલાં જે નાનાવિધ કર્મ છે, તે કર્મોનાં અનુષ્ઠાનમાં જ જેઓ પોતાનું સઘળું આયુષ્ય ગાળે છે તે અનુષ્ઠાનવાસના છે. આ અનુષ્ઠાનવાસના પણ નિત્યતૃપ્તિમાં પ્રતિબંધક છે.

આ કહેવાથી એમ સમજવાનું નથી કે વેદશાસ્ત્રનો પાઠ કરવા કે તેના અર્થ જાણવા, કે વિધાન કરેલાં કર્મોનું અનુષ્ઠાન કરવા યત્ન જ ન કરવો, પણ સર્વનો ઉપયોગ પૂરતો અભ્યાસ રાખવો, અને કર્તવ્યના અવધિનો નિશ્ચય કરીને પ્રાપ્તવ્યને પ્રાપ્ત થવા પ્રતિ લક્ષ રાખવું. આ વાસનાઓને શાસ્ત્રમાં અધ્યાત્મજ્ઞાન અથવા પરમશાંતિ અથવા નિત્યતૃપ્તિરૂપ ફલમાં પ્રતિબંધક ગણી છે, પણ તે ક્યારે કે જ્યારે એ વાસનાનો મરણપર્યંત પણ તે પુરુષ અંત જ આણતો નથી ત્યારે.

આ સર્વનો સારમાત્ર એ જ છે કે જાણવા જેટલું અધ્યયન તથા ઉપાસનામાં પ્રવેશ થવા પૂરતાં કર્મોનાં અનુષ્ઠાન કરવાં અને જેઓ આસક્તિવડે વ્યવહારને સેવનારા છે તેમણે તો કર્મનાં અનુષ્ઠાન તથા ઉપાસના આશ્રમના અવધિપર્યંત ઉપયોગ પૂરતાં સેવવાં અને ઉત્તરોત્તર અધિકારની પ્રાપ્તિ થવા પછી જ પૂર્વ પૂર્વ કર્તવ્યથી મુક્ત થવું.

હવે ત્રીજી દેહવાસનાનું સ્વરૂપ શ્રવણ કરોઃ. આ ભૌતિક સ્થૂલશરીરવિષયક જે

અભિનિવેશ છે તે દેહવાસના છે. એ વાસના બે પ્રકારની છે. ૧ દેહવિષયક અને ૨ દેહસંબંધી ગુણવિષયક. તેમાં 'હું બ્રાહ્મણ છું,' 'હું ક્ષત્રિય છું,' 'હું વૈશ્ય શૂદ્ર કે મનુષ્ય છું', એવું જે દૃઢ ભાન છે તે દેહવિષયક વાસના છે. દેહસંબંધી ગુણવિષયક વાસના બે ભેદવાળી છે. ૧ શાસ્ત્રીય તથા ૨ લૌકિક તેમાં પ્રથમ શાસ્ત્રીયવાસના પણ ૧ ગુણાધાનપ્રયુક્ત અને ૨ દોષનિવૃત્તિપ્રયુક્ત એ ભેદથી બે પ્રકારની છે.

આ સ્થલે શાસ્ત્રે વિધાન કરેલાં ગંગાસ્નાન વિગેરે વડે શરીરમાં સદ્‌ગુણો ધારણ કરવાની જે વાસના છે તે ગુણાધાનપ્રયુક્ત છે. અને શૌચ, આચમનાદિકોવડે દેહ તથા મુખાદિના દોષોની નિવૃત્તિની જે વાસના છે તે દોષનિવૃત્તિપ્રયુક્ત છે. એ જ પ્રમાણે લૌકિક વાસના પણ બે ભેદવાળી છે. તૈલમર્દનાદિવડે અથવા સુગંધી પદાર્થોવડે અથવા તાંબૂલાદિનાં ભક્ષણવડે દેહમાં સૌંદર્યાદિ ગુણોને ધારણ કરવાની જે ઇચ્છા છે તે ગુણાધાનપ્રયુક્ત લૌકિક વાસના છે, અને મલનિવર્તક ઔષધ તથા જલાદિવડે શરીરના મલોને નિવારણ કરવાની જે આશા છે તે દોષનિવૃત્તિપ્રયુક્ત લૌકિક વાસના છે.

આ દેહવાસના પણ જ્ઞાનમાં પ્રતિબંધક હોવાથી અમર્યાદપણે રહેલી મલિન વાસના જ ગણાય છે. આ પ્રકારની લૌકિક વાસના, શાસ્ત્રવાસના તથા દેહવાસનાશિવાય દંભ, દર્પ, અભિમાન, ક્રોધ વિગેરે આસુરી સંપત્તિની સંતતિરૂપ દોષસમુદાય છે તે, તથા સ્ત્રીપુત્રધનાદિની જે નિરંતર આસક્તિ છે તે પણ વાસનારૂપે સુખનાં વિરોધી છે. તેથી મલિન વાસનામાં જ ગણાય છે.

આ સર્વ પ્રકારની મલિનવાસના, સદ્વિવેક જે નિત્યઅનિત્ય વસ્તુના નિર્ણયદ્વારા અંતમાં વિષયોમાં દોષદર્શન કરાવે છે, તે વિવેકવડે તથા સત્પુરુષોના સંગવડે અનેક સદ્‌ગુણોના ધારણ કરવાથી તથા દોષમાત્રનું જ્ઞાન થવાથી, ક્રમે કરીને છૂટી જાય છે. માટે હે સજ્જનો! જે પ્રકારથી સર્વ વાસનાઓ નિર્મૂલ થાય એવા ઉપાયોને પ્રીતિવડે સદા સેવજો; કારણ કે વાસના જ જન્મમરણાદિ અનેક દુઃખનું કારણ છે. જે ઉત્તમ અભ્યાસવડે અંતઃકરણમાં મલિનવાસનાનો ઉદય જ ન થાય તે અભ્યાસ જ વાસનાક્ષયનો ઉપાયરૂપ હોવાથી સેવ્ય છે. વળી હે સુજ્ઞ પુરુષો! આ દૃશ્યપ્રપંચના સ્મરણનો પરિણામ તથા પોતાના શરીરના મરણનું જે સ્મરણ તે રાગાદિથી નિવૃત્ત કરનાર છે; કારણ મરણના અભિમુખ થયલા પુરુષને સર્વ પ્રિય વિષયો પણ અપ્રિયરૂપે ભાસેછે.

આ વિગેરે અનેક ઉપાયોવડે આ મલિન વાસનાનો વિધિવત્ અર્થાત્ આશ્રમાદિના નિયમવડે યથાધિકાર ત્યાગ કરવો. અને શુદ્ધવાસના જે પુનઃ પુનઃ જન્મમરણના કારણરૂપ મૂલને નાશ કરનારી છે તથા પુનઃ ન ઉગનાર એવાં દગ્ધબીજની પેઠે દેહની સ્થિતિ માત્ર માટે જ રહેનારી હોય છે તેને પ્રાપ્ત કરવી, જે અંતમાં પોતાનો ક્ષય પોતાની મેળે જ કરી રહે છે. હે ભાઇઓ! વ્યાધની જાલમાં પડેલાં પક્ષીઓ, પંજરમાં પડેલા સિંહવ્યાઘ્રાદિ વિકરાલ પશુઓ તથા કૃત્રિમ હસ્તિનીઓની વાસનાવડે ખાડામાં પડેલા મદોન્મત્ત હસ્તિ જેમ દીન થઇ જાય છે તેમ જેના અંતઃકરણમાં પૂર્વોક્ત મલિન વાસનાઓનો ઉદય થાય છે તે પુરુષો વાસનાના યોગથી મહાદીન થઇ જાય છે; જે દીનત્વ આ મનુષ્યને અનર્થકર હોય

છે. અને ધીરવીર પુરુષો જે સર્વ વિષયમાં આસક્તિવિનાની મતિવાળા અર્થાત્ વાસનાથી રહિત થયલા હોવાથી શુભ ફલની પ્રાપ્તિથી હર્ષને પામતા નથી અને અશુભ ફલની પ્રાપ્તિથી ખેદ કે શોકને પ્રાપ્ત થતા નથી તે મહાપુરુષો આ જગતમાં કદાચિત્ પણ દીનત્વને પ્રાપ્ત થતા નથી. કોઇ પુરુષ અસંત બલવાળો, વિદ્યાવાળો, કલાવાળો કે અનેક ગુણવાળો હોય પણ જેના અંતઃકરણમાં આ વાસનાગ્રંથિ બંધાયલી હોય છે તે તેના સર્વ પ્રકારના શ્રેષ્ઠપણાવાળો છતાં પણ ક્ષુદ્ર છે અને ગમે તે મનુષ્યને અધીન થઈ જાય છે. પણ આ દીનત્વને આણનારી વાસના જેના અંતઃકરણમાં પ્રકટ થઇ શકતી નથી તે યદ્યપિ ક્ષુદ્ર બલ વાળો હોય તથાપિ, ક્રમે કરીને મહાબલવાન્ થઇ બેસે છે. માટે વાસના જ સદા હેય છે. અંશતઃ રહેલી વાસના પણ અનર્થને આપનારી છે એમ જાણજો. જેમ ગર્ભમાં રહેલ રજો-વીર્યનું બિંદુ પણ વિદ્યમાન હોવાથી ક્રમે કરીને વૃદ્ધિને પામે છે, અને અવિદ્યમાન એવો કોઇ પણ પદાર્થ વૃદ્ધિને પામતો જણાયો નથી (मूलं नास्ति कुतःशाखाः એ ન્યાયે.) તેમ આ વાસના જો અંશમાત્ર પણ હોય છે અને તેને હણવાને આલસ્ય કે પ્રમાદ રહે છે તો પછી તે ક્રમે કરીને વૃદ્ધિને પામે છે. તેથી વાસનાક્ષયમાટે સર્વ પ્રાપ્તવિવેક પુરુષોએ સદા સાવધાન રહેવું ઘટે છે. હે સુમતિમાન્ પુરુષો ! શાસ્ત્ર, યુક્તિ, તથા અનુભવવડે જે પુરુષે આત્મતત્ત્વનો યથાર્થ દૃઢ નિશ્ચય કર્યો છે, તેમનામાં વાસના પ્રકટતી નથી, અને કદાચિત પૂર્વકાલની વાસના હોય તો તે દૃઢ નિશ્ચયથી છૂટી જાય છે.

વળી જે પુરુષ સર્વ ઉપાધિરહિત આત્મસ્વરૂપનું નિરંતર સ્મરણ કરે છે તથા આમિથ્યા અર્થાત્ સારરહિત પ્રપંચમાં રાગદ્વેષવડે બંધાવાથી કોઈ અવિનાશી ફલની પ્રાપ્તિ થનારી નથી' એવા નિશ્ચયને જે મનમાં આરૂઢ રાખે છે, તેની વાસના વૃદ્ધિને પ્રાપ્ત થતી નથી. આ શરીર અને એમાં 'અહમ્' પ્રતીતિના વિષયરૂપ 'હું' તથા આ સંપૂર્ણ દૃશ્ય વિષય ભોગ વસ્તુતઃ નથી પણ સર્વ સ્વરૂપ જ વ્યાપી રહ્યું છે એવો નિશ્ચય ક્રમથી જેના અંતઃકરણમાં બલવાન્ થઇ રહે છે, તેની સર્વ પ્રકારની પ્રવૃત્તિ ક્રમે કરીને ક્ષીણ થતાં આ વાસના ક્ષીણ થઈ જાય છે પણ વધવા પામતી નથી.

'હું, તું, તે, આ' ઇત્યાદિ શબ્દની જેમાં પ્રવૃત્તિ થાય છે એવી આ સંસારવિષયક ભેદભાવના જે શત્રુ મિત્ર તથા રાગદ્વેષને ઉપજાવનારી છે, તે ભેદભાવના જો શાંત થાય છે તો પછી વાસના વધતી નથી. તેમજ જ્યાં પર્યંત હેય અને ઉપાદેય બુદ્ધિ છે ત્યાં પર્યંત વાસનાની સ્થિતિ છે. તે શમવાથી પણ વાસના શમી જાય છે.

આ જગત્ જે અનેક વિચારથી કારાગૃહરૂપ નિશ્ચય થઇ ચુક્યું છે તેમાંથી મુક્ત થવા માટે તો પૂર્વોક્ત ત્રણ વાસનાઓ જે શૃંખલારૂપ છે તેને અવશ્ય ત્રોડવી ઘટે છે. કારણ કે વાસનારૂપ બંધન ત્રુટયાવિના મુક્ત થવાતું નથી.

હે ભાઇઓ ! આ ચિત્ત જ્યારે અધિક અધિક પ્રેમથી પ્રસગાત્માપ્રતિ વળે છે અને પ્રસગાત્માનું અનુસંધાન જ કરતું રહે છે, ત્યારે એ ચિત્ત વિવિધ વાસનાથી ક્રમવડે મુક્ત થતું જાયછે, અને એ પ્રમાણે કરતાં જ્યારે એ વિવિધ મલિનવાસનાઓ નિઃશેષ નિર્મલ થાય,

છે ત્યારે પ્રતિબંધકના અભાવથી સ્વરૂપનો અનુભવસાક્ષાત્કાર થાય છે. આ વૃત્તિયો અથવા મન સ્વરૂપાનુસંધાનમાં તત્પરતાવડે જ પોતામાં રહેલી વાસનાનો ઉચ્છેદ કરી શકે છે. રાજસી તથા સાત્વિકી વાસનાનો આશ્રય કરીને તામસી વાસનાનો જય કરવો. સાત્વિકી વાસનાવડે રાજસી વાસનાનો જય કરવો અને શુદ્ધ સાત્વિકીવડે સત્ત્વગુણની વાસનાનો જય કરવો; જેથી અંતમાં વાસનારહિત થવાથી સ્વરૂપાનંદમાં મગ્ન થવાય.

હે સુજ્ઞ પુરુષો! જ્યાં પર્યંત આ શરીરમાં અહંભાવનાનો ક્ષણિક પણ ઉદય થાય અર્થાત્ જ્યાં પર્યંત એ અહંભાવનાનો નિઃશેષ લય ન થાય ત્યાં પર્યંત અધ્યાસની નિવૃત્તિઅર્થે નિરંતર ગુરૂઉપદિષ્ટ માર્ગે સાવધાનપણે ઉજ્જ્વલ યત્નવડે અભ્યાસ કરતા રહેવું.

હે બુદ્ધિમાન્ પુરુષો! પૂર્વોક્ત વાસનાક્ષયનિમિત્તે જે પ્રકારનો અભ્યાસ પૂર્વે મહાત્મા પુરુષોએ કર્યો છે તથા અન્ય સર્વ ઉત્તમ અધિકારીને કરવા યોગ્ય કહ્યો છે તે અભ્યાસનું સ્વરૂપ પણ સ્વલ્પમાં કહું છું

વિઘ્નરૂપ અન્ય સર્વ વાસનાનો ક્ષય કરવા અર્થે સાધક પુરુષોએ તે અભ્યાસ કે જેને ચિન્માત્ર વાસના દૃઢ કરવાનો અભ્યાસ કહ્યો છે તે કરવો છે. આ ચિન્માત્ર વાસનાનું મુખ્ય સ્વરૂપ પ્રથમ શ્રવણ કરો. આ નામરૂપાત્મક સર્વ જગત્ ચૈતન્યરૂપે સત્તાસ્ફૂર્તિવડે પ્રતીત થતું હોવાથી પોતે પોતાની સત્તાથી જ પ્રતીત થતી વસ્તુરૂપ નથી. અનુભવથી પણ પ્રતીત થાય છે કે આ જગત્ સ્વતઃસત્તાસ્ફુરણથી રહિત છે. અને જ્યારે આ નામરૂપાત્મક જગત્ સ્વતઃસત્તાસ્ફુરણથી રહિત છે ત્યારે અધિષ્ઠાન ચૈતન્યના સત્તાસ્ફુરણપૂર્વક જ આ જગતનું સત્તાસ્ફુરણ હોય છે એમાં સંદેહ નથી. આ પ્રકારના નિશ્ચયદ્વારા જગત્ શબ્દવડે ગ્રહણ કરાતા નામરૂપ અંશનું મિથ્યાપણું નિશ્ચય કરીને તે નામરૂપ બે અંશરૂપ જગતની ઉપેક્ષા કરીને સર્વમાં પૂર્ણ અસ્તિભાતિપ્રિયરૂપ અધિષ્ઠાન ચૈતન્ય હું છું એ પ્રકારની ભાવના નિરંતર કરવી. આ ભાવનાને જ ચિન્માત્ર વાસના કહી છે. આ ચિન્માત્ર વાસનાના બે ભેદ છે. એક તો કર્તા કર્મ કરણ એ ત્રિપુટીના સ્મરણપૂર્વક કેવલ ચિન્માત્ર વાસના થાય છે અને બીજી તો કર્તાકર્મકરણરૂપ ત્રિપુટીના વિસ્મરણપૂર્વક કેવલ ચિન્માત્ર વાસના થાય છે. આ સ્થલે 'આ સર્વ જગતને હું આ મનવડે ચિન્માત્રરૂપ જાણું છું' એવા નિશ્ચયથી જે અધિષ્ઠાન ચૈતનની આત્મરૂપ ભાવના કરવી તે ભાવના તો ત્રિપુટીપૂર્વક ચિન્માત્ર વાસના છે. એ ભાવનાની દૃઢતાને જ સંપ્રજ્ઞાત સમાધિ કહે છે. 'કર્તાકર્મકરણ એ ત્રિપુટીના સ્મરણથી રહિત "હું ચિન્માત્ર છું" એવા નિશ્ચયથી જે અધિષ્ઠાન ચેતનની આત્મરૂપે ભાવના કરવી તે કેવલ ચિન્માત્ર વાસના છે. આ કેવલ ચિન્માત્ર વાસનાના અભ્યાસવડે દૃઢ થતી ભાવનાદ્વારા જે અંતે સ્થિતિ થાયછે તેને જ અસંપ્રજ્ઞાત સમાધિ કહે છે. આ દ્વિવિધ ચિન્માત્ર વાસનાનો દૃઢ અભ્યાસ કરવાથી પ્રથમ કહેલી સર્વ મલિન વાસના નિવૃત્ત થઇ જાય છે. હે સુજ્ઞ પુરુષો! આ વિગેરે અનેક પ્રકારના વાસનાક્ષયનિમિત્ત ઉપાયો છે, જેમાંના ઘણા મેં તમને પૂર્વે અનેકવાર કહ્યા છે. હવે આ વાસનાક્ષયમાં ઉપયોગી એવા મનોનાશના સ્વરૂપને સ્વલ્પમાં કહુંછું તે લક્ષમાં રાખજો.

આ શરીરમાં અંતઃકરણની શાખારૂપ હોવાથી જે અંતઃકરણ પણ કહેવાય છે અને જેનો સંકલ્પવિકલ્પરૂપ ધર્મ કહ્યો છે તે મન છે. એ મન સાવયવ છે તથા કામક્રોધાદિ પરિણામવાળું છે. વળી એ મન સત્ત્વ, રજ, તમ એ ત્રણ ગુણરૂપ છે, અને તેથી જ એ ત્રણ ગુણના યથાક્રમે ત્રણ વિકાર જે સુખ દુઃખ અને મોહ ગણાય છે તે આ મનમાં પ્રતીત થાય છે. આ પ્રકારે સત્વાદિ ત્રણ ગુણરૂપ આ મન છતાં પણ જ્યારે સંસ્કારાદિ અનેક અવાંતર કારણોથી રાજસતામસની અધિકતાવાળું હોય છે ત્યારે તે અત્યંત સ્થૂલ થયું પ્રતીત થાય છે. એ સ્થૂલતાવડે એ મન સૂક્ષ્માત્સૂક્ષ્મ આત્મસ્વરૂપના સાક્ષાત્કારની યોગ્યતાવાળું રહેતું નથી. જેમ સુવર્ણની સૂક્ષ્મ રજને સોનીઓ સમાણીવડે જ લઇ શકે છે, સર્પ પકડવાના મોટા સાણસાવડે લઇ શકતા નથી તેમ અતિ સૂક્ષ્મ આત્માનો સાક્ષાત્કાર તે વિરજસ્તમ સૂક્ષ્મ મનથી જ થઇ શકે છે, કાંઇ રજતમની અધિકતાવાળાં કેવલ વિષયાભિમુખ રહેનાર હોવાથી વિષયાકાર પરિણામને પામેલાં એવાં સ્થૂલ મનથી થઇ શકતો નથી. આ પ્રકારે હોવાથી આત્મસાક્ષાત્કારની ઇચ્છાવાળા બુદ્ધિમન્ત પુરુષોએ પોતાના મનની સૂક્ષ્મતા અવશ્ય કરવી ઘટે છે. રાજસતામસ વૃત્તિયોના નિરોધ વિના તે મનની સૂક્ષ્મતા થતી નથી. જેથી તે રાજસતામસ વૃત્તિયુક્ત સ્થૂલમનને તે વૃત્તિયોના નિરોધદ્વારા સૂક્ષ્મ કરવા અભ્યાસની આવશ્યકતા છે. અભ્યાસવડે આ મનની રજતમથી રહિતપણારૂપ જે સૂક્ષ્મતા થાય છે એને જ મનનો નાશ તમે આ સ્થલે સમજજો. વસ્તુતઃ મનોનાશ બે પ્રકારનો છે. ૧ સરૂપ નાશ અને ૨ અરૂપ નાશ. આ સ્થલે આ મન સ્વરૂપથી વિદ્યમાન રહે અને અનેક યુક્તિઉપાયવડે તે મનની વૃત્તિયોનો જે નાશ થાય તે સરૂપ નાશ છે અને મનનો પુનઃઉત્થાનથી રહિત જે સ્વરૂપથી જ નાશ છે તે અરૂપ નાશ છે. આ પ્રથમ કહેલો સરૂપ નાશ તો જીવન્મુક્તિના સાધક હેતુરૂપ છે અને બીજો અરૂપ નાશ તો વિદેહ મુક્તિના સાધક હેતુરૂપ છે. જેથી તમારે તો જીવન્મુક્તિના વિલક્ષણ આનંદને અર્થે આ પ્રથમ કહેલા મનના સરૂપ નાશને જ સેવવા યત્ન રાખવો.

હે ભાઇઓ ! આ મન રજતમથી યુક્ત હોવાથી પ્રવૃત્તિમાર્ગમાં જોડાઇને રાગદ્વારા જીવને જન્મમરણાદિથી પ્રતીત થતાં બંધનને પ્રાપ્ત કરે છે, અને એ મન જ રજતમથી રહિત થતાં નિવૃત્તિમાર્ગમાં જોડાતાં વૈરાગ્યવડે આ જીવને સર્વ બંધનથી મુક્ત કરે છે. રાગદ્વેષાદિ ક્લેશને ઉપજાવનાર કારણરૂપ હોવાથી આ મન જ અવિદ્યારૂપ છે અને એ અવિદ્યારૂપે મનનો નાશ થવાથી જ અવિદ્યાવડે પ્રકટતા સર્વ ક્લેશનો નાશ થાય છે, અર્થાત્ મનના નાશથી જ કાર્યસહિત અવિદ્યાનો નાશ થાય છે.

આ મન જે પોતાથી પ્રકટતી વૃત્તિયોદ્વારા કર્મેન્દ્રિય તથા જ્ઞાનેન્દ્રિયને વ્યાપારવાળી રાખે છે તે વિષયોનું તે વૃત્તિ તથા ઇન્દ્રિયરૂપ દ્વારથી ગ્રહણ કરેછે અને તે વિષયોના સંબંધવાળું એ મન ઉત્તરોત્તર અનેક પ્રકારના વિકારવાળું થાય છે. કોઈ પણ પુરુષ સાવધાનપણે જ્યારે એ મનના નાશનિમિત્ત નિશ્ચય કરાવવા અનેક ઉપાયોમાંના યોગ્ય ઉપાયને અર્થાત્ પોતાના અધિકારને અનુકૂલ ઉપાયને સાધે છે ત્યારે જ એ મન નિર્દોષ થઇ શાંત થાય છે.

મનના નાશમાં વૃત્તિનિરોધની અપેક્ષા છે. તેથી વૃત્તિનિરોધના ઉપાયદ્વારા વૃત્તિસહ મનનો નાશ કરવો ઉચિત છે. આ વૃત્તિનિરોધના અનેક ઊપાય પૂર્વકાલથી નિશ્ચય કરાયા છે જેથી મનનો સહજ જય કે નાશ થાય છે. એ અનેક ઉપાયમાંનો મુખ્ય ઉપાય એ જ છે કે સત્પુરુષનો સંગ કરવો. સત્પુરુષના સંગથી અન્ય સર્વ ઉપાયની પ્રાપ્તિ થાય છે. સત્પુરુષના વેષ માત્રને ધરનાર પુરુષ તે સત્પુરુષ નથી પણ શાસ્ત્રે વર્ણેલા અનેક શુભ લક્ષણવાળા જે સત્પુરુષ હોય તે જ સંગ કરવાયોગ્ય કહ્યા છે. તેવા સત્પુરુષના સંગથી આપણો અધિકાર તથા અનુકૂલ ઉપાય પ્રાપ્ત કરાય છે અને તે દ્વારા મનોનાશ થાય છે.

ઘણા મદાંધ મનુષ્યો સત્પુરુષના સમીપ જઇ શકતા નથી. તેમણે તો પ્રથમ સુવિચારદ્વારા મદનો નાશ કરવો ઉચિત છે. એ મદ વિશેષે કરીને આઠ પ્રકારનો હોય છે: ૧ કુલમદ, ૨ શીલમદ અથવા આચારમદ, ૩ ધનમદ, ૪ વિદ્યામદ, ૫ રૂપમદ, ૬ રાજ્યમદ, ૭ યૌવનમદ, ૮ તપોમદ.

૧ અમારા સમાને કોઇ કુલીન નથી, અર્થાત્ સર્વ કુલવંત પુરુષોમાં અમારૂં કુલ જ શ્રેષ્ઠ છે એ પ્રકારનું જે કુલાભિમાન છે એ જ કુલમદ છે

૨ આ સઘળા આચાર કે શીલને પાલન કરનાર મનુષ્યોમાં અમારો આચાર જ શ્રેષ્ઠ છે. અર્થાત્ જેવું શુદ્ધાચરણ અમે કરીએ છીએ એવું કોઈ કરતું નથી એવા વિચારથી જે પોતાને જ સર્વથી શ્રેષ્ઠ શુદ્ધાચરણરૂપ શીલવાળા ગણવા એ આચારમદ અથવા શીલમદ કહેવાય છે.

૩ આ અનેક ધનવંત પુરુષોમાં સર્વથી અધિક ધનવંત અમે જ છીએ, અર્થાત્ અમારાથી આ ધનવંત પુરુષોમાં કોઈ પણ શ્રેષ્ઠ ધનવાન્ નથી એવા નિશ્ચયથી જે પોતાને શ્રેષ્ઠ ધનવાન્ માનવાનું અભિમાન વધે છે એ અભિમાન જ ધનમદ છે.

૪ આ સમસ્ત વિદ્વાનોમાં અમે શ્રેષ્ઠ વિદ્વાન્ છીએ, અન્ય કોઈ વિદ્વાન્ અમારાથી શ્રેષ્ઠ નથી એવા નિશ્ચયથી બંધાએલું જે પોતાના શ્રેષ્ઠ વિદ્વાનપણાનું અભિમાન છે તે વિદ્યામદ છે.

૫ આ સઘળાં મનુષ્યોમાં સર્વથી શ્રેષ્ઠ રૂપવાન્ અમે જ છીએ, અમારાથી શ્રેષ્ઠ રૂપવાન્ કોઈ નથી એવું જે રૂપવિષયક અભિમાન છે તે રૂપમદ છે.

૬ આ અમારૂં રાજ્ય સર્વથી શ્રેષ્ઠ છે, સારી પ્રજા, કલા, વિદ્યા, કોશ, ફલદ્રુપ પૃથિવી, સેનાઆદિ અનેક નિમિત્તોથી સર્વ રાજ્યકરતાં અમારૂં રાજ્ય શ્રેષ્ઠ છે, અમારાથી શ્રેષ્ઠ અન્ય રાજ્ય નથી એવું જે અભિમાન છે તે જ રાજ્યમદ છે.

૭ આ સઘળા યુવાવસ્થાયુક્ત મનુષ્યમાં અમારૂં યૌવન જ શ્રેષ્ઠ છે, અમારા સમાન વયનાં અન્ય સર્વ મનુષ્યોમાં કોઈનું પણ યૌવન બલાદિ નિમિત્તથી અમારા કરતાં શ્રેષ્ઠ નથી એવું જે અભિમાન છે તે જ યૌવનમદ છે.

૮ સર્વ તપસ્વી પુરુષોમાં અમારૂં તપ શ્રેષ્ઠ છે. અમારા સમાન ઐશ્વર્ય આપનાર તપ કોઈનું નથી એવો જે પોતાના તપની અનેક નિમિત્તથી શ્રેષ્ઠતા જણાવનાર સાભિમાન નિશ્ચય છે એ જ તપોમદ છે.

આ અષ્ટવિધ મદ જે તે મદાંધના અંતઃકરણમાં નિશ્ચયરૂપે અથવા અભિમાનથી માત્ર કથન કરવા રૂપે રહે છે તો તો તે વિશેષતઃ તેને જ હાનિ કરે છે અને જો તે મદવડે અથવા મદના નિમિત્તવડે અન્યને પીડા કરે છે તો અન્યને પણ હાનિ કરનાર થાય છે, આ પ્રકારે સ્વપરને હાનિના કારણરૂપ મદ વિવેકવડે ત્યજવો ઉચિત છે.

આ સંસારમાં એકએકથી શ્રેષ્ઠ પદાર્થો હોય છે, તેથી કોઈએ પણ પોતાની શ્રેષ્ઠતાનું અભિમાન ધરવું એ વ્યર્થ છે. એકએકથી અધિક ધનવાન્, અધિક વિદ્વાન્ તથા અધિક બલવાન્ હોય છે, એ સર્વને સુપ્રસિદ્ધ છે; તેમ જ સર્વ અલ્પજ્ઞ અલ્પશક્તિવાળા જીવો સર્વથી શ્રેષ્ઠ ગણાતા જ નથી. સર્વ પ્રકારે સર્વથી શ્રેષ્ઠ તો એક સર્વજ્ઞ સર્વશક્તિમાન્ ઈશ્વર જ છે એવા નિશ્ચયથી સહુએ મદરહિત રહેવું યોગ્ય છે.

સદા એક સ્થિતિમાં નહિ રહેનાર સંસારમાં વ્યષ્ટીશરીરધારી જીવોએ કોઈ પણ ક્ષુદ્ર ક્ષણિક નિમિત્તથી મદ ધરવો ઉચિત નથી. કારણ કે મદનાં કારણો એક કાલે વિદ્યમાન હોવા છતાં પણ અન્ય સમયે તે સર્વ અળપાઇ જાયછે.

આ વિગેરે અનેક સદ્વિચારથી જે પ્રાણિઓ મદને તજી શકતા નથી તે મદાંધ પ્રાણિઓ પોતાના હિતને સમજી શકતા નથી અને તેથી તેવા મંદ સંસ્કારવાળા પ્રાણિઓ સત્પુરુષસમીપ જઈ શકતા નથી. એમ છતાં પણ ઘણાં મનુષ્યો પ્રબલ તથા સંસ્કારબલથી વિવેકવિચારવડે મદરહિત થાય છે, અને સત્પુરુષસમીપ પણ નિરભિમાનપણે જાય છે.

હે સજ્જનો! તમે કે જેઓ યોગ્ય માર્ગે સાધનસંપત્તિ પ્રાપ્ત કરતાં મનોજયની યોગ્યતા ઉપર આવ્યા છો તેમણે તો તે પોતાનાં પ્રાપ્ત સાધનના અભ્યાસવડે મનોજયદ્વારા ઇચ્છિતાર્થને પ્રાપ્ત થતાં અંતમાં કૃતકૃત્ય થવું. મારા સમીપ આવનારમાંથી જેમને મારાવડે સાધનાદિ જાણવામાં આવ્યું હોય અને તેમાં જેમને વિશ્વાસ દૃઢ થયો હોય તેમણે તો તે ક્રમઉપર માર્ગ કાપતા ચાલવું. જેમને સાધનાદિ જાણવાયોગ્ય મારાવડે જાણવામાં ન આવ્યું હોય, અને જાણવાની આતુરતા હોય તેમણે પ્રસંગવશાત્ પૂછી લેવું; અને જેમને જાણવામાં આવ્યા છતાં તેમાં વિશ્વાસ દૃઢ થતો ન હોય તેમણે તો મદના ત્યાગપૂર્વક અન્ય કોઈ પણ વિશ્વાસપાત્ર સત્પુરુષદ્વારા સાધનાદિને જાણવા યત્ન કરવો. કારણકે સત્પુરુષનો સંગ મનોજયમાં મુખ્ય ઉપાયરૂપ છે, અને સાધનાદિનું યોગ્ય જ્ઞાન તેમના દ્વારા જ પમાય છે. ઘણા મનુષ્યો એમ સમજે છે કે સત્પુરુષો મુખથી બોલી બોધ આપ્યા કરે અથવા શાસ્ત્રગ્રંથોનું શ્રવણ કરાવ્યા કરે તો જ તેમના સમીપ જવાથી આપણું હિત થાય છે. પણ વસ્તુતઃ એમ જ નથી. કારણ કે સત્પુરુષની પ્રત્યેક સ્થિતિ, અનુકૂલ મતિથી તેમના સમીપ રહેનારના હિતની સાધક છે. તેમનું સ્વાભાવિક બોલવું તથા વિવિધ સ્વાભાવિક ભાવમાં વર્તવું એ બોધરૂપ જ હોય છે. આમ છતાં તે સત્પુરુષો સમયાનુસાર બોધ આપે જ છે, જેથી સત્પુરુષના સમીપ જવું સદા હિતકર જ છે. વળી જ્યાં સત્પુરુષનો નિવાસ છે તે સ્થાન પણ પવિત્ર ગણાય છે, તેમ જ તેમની સ્વભાવસિદ્ધ સત્તામર્યાદામાં રહેવાથી આપણા યત્ન વિના પણ અનુકૂલ ફલ મળવાનો સંભવ હોય છે. જેથી સત્પુરુષના સમીપ સ્વલ્પ કાલ શ્રવણાદિ નિમિત્ત વિના પણ નિવાસ નિરર્થક ગણાય એમ નથી. (અપૂર્ણ.)

## ॥ ॐ श्री ॥

## ॥ श्रीसद्गुरवे परमात्मने नमः ॥

### ॥ वासरसप्तक ॥

પદ. સદ્ગુરુની સંગતિ રે શોધીઃ--એ લય.

રવિએ રવિને[1] પુંડરીકાંતર[2] ન્યાળવા
સજવાં શત્રુશાતન[3] અર્થે શસ્ત્ર જો,
વ્યાધિવ્યાધનિહિતહિતબંધિ બંધને[4]
સ્વપક્ષ[5]બલથી હણવા ધરવાં અસ્ત્ર જો–રવિએ-૧

ચંદ્રે ચંદ્રિકા[6]સમ શુદ્ધિ સાધીને
વિમલ જ થાવું વિમર્શી[7] સારાસાર જો,
સંસૃતિસાગરસરણિ સાધનસિદ્ધિથી
બલથી જાવું નિરોધી નીરધિપાર જો[8]–ચંદ્રે-૨

મંગલવારે મંગલમય[9]માં મ્હાલવું
થવું મલાદિમર્દન[10]થકી સમૃદ્ધ[11]જો,
મનોભ્રમરને હૃત્પદ્માંતર સ્થાપીને
થવું શુભ્રજ્યોતિર્દર્શનઉદ્બુદ્ધ[12]જો–મંગલવારે-૩

બુધવારે બુધબોધે[13] બોધી બુદ્ધિને
જોવું જ્યોતિર્મંડલ[14] ગુરૂપદિષ્ટ જો,
અનૃત છદ્મમંશ પ્રહણી સદ્ભક્તિથી[15]
અનુભવવું દૃશિ સાક્ષિપદ અવશિષ્ટ[16] જો–બુધવારે-૪

---

૧ આત્મપ્રકાશને. ૨ હૃદયકમલમાં. ૩ શત્રુઅભિભવમાટે. ૪ વ્યાધ=પારધી; નિહિત=મુકેલા, પ્રસારેલા; હિતબંધિ=શ્રેયસ્માં પ્રતિબંધરૂપ; બંધને=પાશને; વ્યાધિરૂપ પારધીએ પ્રસારેલા શ્રેયઃ પ્રતિબંધરૂપ પાશને હણવા અસ્ત્ર ધરવાં. ૫ પાંખ. ૬ ચંદ્રજ્યોત્સ્ના. ૭ વિવેકથી વિચારી. ૮ સંસૃતિ=સંસાર; સાગર=સમુદ્ર; સરણિ=માર્ગ, પ્રવાહ; નીરધિ=સમુદ્ર; અષ્ટ સાધનની સિદ્ધિથી સ્વબલે સંસારસમુદ્રના પ્રવાહનો નિરોધ કરી સમુદ્રપાર જવું. ૯ માંગલ્યસ્વરૂપ આત્મામાં. ૧૦ મલવિક્ષેપાદિ દોષોની નિવૃત્તિથી. ૧૧ સમૃદ્ધિવાળા, સંપત્તિવાળા. ૧૨ આત્મપ્રતિબિંબના શુભ્ર પ્રકાશના દર્શનાર્થે જાગ્રત્ થવું. ૧૩ સજ્જન અર્થાત્ પ્રાજ્ઞના બોધથી બુદ્ધિને અવિદ્યાનિદ્રાથી જગાડીને. ૧૪ અંગુષ્ઠપરિમાણ પુરુષના પ્રકાશબિંબને. ૧૫ બુદ્ધિનાવાચક અથવા ધીવાચક અહંગત અસત્ય છદ્મમંશનો સુપ્રમાણથી નાશ કરી. ૧૬ છદ્મમંશના નાશ પછી સર્વભાવાતીત સમગ્રપ્રપંચ દૃષ્ટા; સાક્ષિપદ અવશેષ રહેલું અનુભવવું. અનૃત=અસત્ય. પ્રહણી=નાશ કરી.

ગુરુએ ગુરુની ગુરુભક્તિસેવનથકી
થવું ગુરુત્વાદિસિદ્ધિસંપન્ન[1] જે,
ભ્રૂમધ્યે ભવભીતિનાશક[2] નાથના
ધ્યાનકૃશાનુકૃશીકૃતકૃતિથી[2] અભિન્ન જે—ગુરુએ-૫
ભૃગુએ ભૃગુનંદન[3] હૃન્મધ્યે* ધારતાં
નિહાળી નીહારાદિરૂપ[4] અપાર જે,
થવું શુક્રપ્રભપ્રભુપ્રતિબિંબવિરામથી[5]
ઊહાપોહે[6] અપોહહીનાકાર[7] જે—ભૃગુએ-૬
શનિએ શનૈઃ શનૈઃ શાંતિથી શોધવા
સકલજગત્સ્ફોરક[8] સાક્ષી સ્ફુટરૂપે જે,
જડત્વશોપત્વાદિ લિંગજ્ઞાનથી
બાધી અહં થવું તટસ્થ તરુ તીરસ્થ[9] જે—શનિએ-૭
અંતે અનુભવવી અંતિમ તુર્યાસ્થિતિ
અનાહતે[10] સૂણી અનાહત[11] ધ્વનિ નૃત્ય જે,
થવું સન્મય-ચિદ્દ્ઘન-સર્વગ-સુખવારિધિ-
નૃહરિશ્રુતિમતિનિદિધ્યાસનકૃતકૃત્ય[11] જે—અંતે-૮

---

૧ આ સદ્ગુરુની દૃઢ ભક્તિના અનુષ્ઠાનથી ગરિમાદિ અષ્ટસિદ્ધિસમેત થવું. ૨ ભવભીતિનાશક=સંસારભયનો વિચ્છેદ કરનાર; ધ્યાનકૃશાનુ=ધ્યાનાગ્નિ, ધ્યાનજન્ય જ્ઞાનાગ્નિ; કૃશીકૃત=નિઃસત્ત્વ થયલાં, દગ્ધ થયલાં; કૃતિ=કર્મ; અભિન્ન=ઇષ્ટસ્વરૂપ; સંસારભયનો નાશ કરનાર શ્રીસદ્ગુરુના ભ્રૂધ્યાનજન્ય અગ્નિથી ભસ્માવસ્થાને પ્રાપ્ત થયલાં કર્મેથી ધ્યેયસ્વરૂપ થઈ રહેવું. ૩ પરશુરામ, વિષ્ણુ. * હૃદયમાં. ૪ યોગાભ્યાસથી હૃદયમાં અભિવ્યક્ત થતાં નીહાર, ધૂમ, સૂર્યાદિ રૂપોઃ—नीहारधूमार्कानलानिलानां खद्योतविद्युत्स्फटिकशशिनाम् । एतानिरूपाणिपुरःसराणि ब्रह्मण्यभिव्यक्तिकराणियोगे ॥ श्वेताश्वतरोपनिषद् २-११ ॥ ૫ શુક્રપ્રભ=શુભ્રપ્રકાશવાળું; પ્રભુ=ચૈતન્ય; વિરામથી=સ્થિતિથી; યોગાભિવ્યક્ત વિવિધ રૂપોને અવાંતર જાણી અંતિમ રૂપ જે શુભ્ર ચિત્પ્રકાશ તેમાં સ્થિતિ કર્યાથી. ૬ ઊહાપોહે=વિધિનિષેધાત્મક સબલ તર્કથી. ૭ અપોહહીન=નિષેધવર્જિત અથવા બાધાતીત (આત્મસ્વરૂપ); આત્મપ્રાપ્તિને માટે नेतिनेति એ પ્રકારે સમગ્ર વિશ્વપ્રપંચનો અપોહ કરવો પડે છે, અને તે અપોહ કર્યા પછી જે સચ્ચિદાનંદ અવશિષ્ટ રહે છે, તે તો બાધવર્જિત છે, અર્થાત્ અપોહફલ છે. ૮ સમગ્ર પ્રપંચની સ્ફૂર્તિનું કારણ. ૯ અહંકાર ચિદાભાસ હોવાથી જડ છે તથા આત્મકર્તૃત્વભોક્તૃત્વાદિ વ્યવહારનો નિર્વાહક છે અર્થાત્ ચિદાત્માને વિષયભોગ આપવારૂપ સેવન કરે છે તેથી ચિદાત્માનો શેષભૂત છે. એ જડત્વ તથા શેષત્વાદિ લિંગથી (હેતુથી) અહંકારને હેય ગણી તત્પ્રકાશક ચૈતન્યનું ઉપાદાન (ગ્રહણ) કરવું. ૯ તટસ્થ=ઉદાસીન; તીરસ્થ=તીરઉપર આવેલા; તે ચૈતન્ય બુદ્ધિનૌકાના ગમનથી અભિન્ન હોવાથી તીરસ્થ ઉદાસીન વૃક્ષસ્થાનીય છે. ૧૦ અનાહતચક્રમાં. ૧૧ અપ્રતિહત, સંતત. ૧૨ સચ્ચિદાનંદ સર્વવ્યાપી શ્રીનૃહરિના શ્રવણ, મનન, તથા નિદિધ્યાસનથી તત્ત્વસ્વરૂપ થઈ રહેવું. સર્વગ=સર્વવ્યાપી; શ્રુતિ=શ્રવણ; મતિ=મનન.

# ॥ શ્રીત્રિભુવનવિજયી ખડ ॥

(અનુસંધાન વર્તમાન ૩૫ના પૃષ્ટ ૨૫૭ થી).

હે સિદ્ધ પુરુષ ! આ ગ્રહમંડલ કે નક્ષત્રમંડલ કે આ ભૂગોલાદિ અનંત ગોલો જે નિરસંકલ્પ વ્યવસ્થાપક ઈશ્વરની સ્થાપેલી વ્યવસ્થાપ્રમાણે નિયતકાલપર્યંત વહ્યા કરેછે તેમને તે સત્યસંકલ્પ ઇશ્વિરે જેમ નિયમમાં ચલાવવા અર્થે પ્રતિદિવસ ચિંતા રાખી સાવધાન રહેવાની આવશ્યકતા નથી તેમ આપ કે જે સર્વત્ર સમદર્શનદ્વારા સકલ ઐશ્વર્યને પ્રાપ્ત છો તેમણે પણ આ આપના અંતર રથને તથા તે રથના અશ્વસારથિઆદિને નિયત માર્ગમાં ચલાવવાને નિરંતર ચિંતા રાખી સાવધાન રહેવાની શી આવશ્યકતા છે? એક કાલે દૃઢ નિશ્ચયદ્વારા યોગ્ય માર્ગમાં સ્થપાયલાં તે સર્વે સ્વતંત્રપણે અવિહિત માર્ગમાં કેમ જ પ્રવેશ કરશે? નહિ જ કરે.

હે ધીર મહાપુરુષ! એવો કયો બલવાન્ શત્રુ હજી જિતવો અવશેષ રહ્યો છે કે જેના ભયથી ગુહામાં પ્રવેશી ગુપ્ત રહેવા આગ્રહથી ઇચ્છો છો?

હે રાજપુત્ર ! આ પ્રકારનાં મારાં વદેલાં વચનોને તે અવધૂત પૂર્ણ કરતાં સાવધાનપણે શ્રવણ કરતા હતા, તેમ છતાં જ્યારે તેમણે કાંઇ ઉત્તર વાળવાનું ચિહ્ન જણાવ્યું નહિ ત્યારે પુનઃ હું આ પ્રકારે બોલ્યો.

હે ઉદાર પુરુષ ! મારે તમારી પાસે કોઈ પદાર્થ કે અલૌકિક શક્તિ માગવી નથી. મારે તમારી સ્થિતિમાં વિઘ્ન નાંખવાનું કોઈ પ્રયોજન નથી. પરંતુ તમારી કયી સ્થિતિમાંથી શા નિમિત્તે અને કેવા પ્રકારના ક્રમથી આ સ્થિતિ થઈછે એ જ માત્ર જાણવાની વૃત્તિ છે. આ સ્થલમાં રહીને મારે હવે કરવા યોગ્ય કે મેળવવા યોગ્ય કાંઈ રહ્યું હોય એમ આ મનમાં ભાસતું નથી, તેથી શેષ આયુષ્યને હવે કોઈ પણ આવી પ્રાપ્ત થયેલા અવિરોધી પ્રસંગમાં આ મનને રમણ કરાવતાં અથવા તો સર્વે ઉપાધિશૂન્ય પરમતત્ત્વાનુસંધાનમાં આ મનના અમનભાવપૂર્વક સ્વરૂપસુખાનુભવ કરતાં વ્યતીત કરીશ. આ સમયે અનાયાસ આવી પ્રાપ્ત થયેલા આપના સાથે કંઇ પણ વ્યવહાર કરાવનાર શેષ પ્રારબ્ધ છે એવું મનમાં સ્ફુરવાથી હું ગુહામાં પ્રવેશ કરતો અટક્યો છું. આ ક્ષણે આપની આકૃતિ તથા આપના પ્રથમ બોલેલા શબ્દોના ધ્વનિપ્રતિ લક્ષ જતાં મને એવું ભાન થાયછે કે કોઇ સમયે આપનો તથા મારો સંભાષણસંબંધ થયો છે. મને એમ અનુમાન થાય છે કે પૂર્વે કોઈ પદ્મસેન નામના રાજાના પુત્ર ભદ્રસેન કોઈ સ્ત્રીના ચિત્રથી મોહવશ થઇ તેની શોધમાં નિકળેલા આ માર્ગે થઈને ગયા હતા. અને જ્યારે તે સ્ત્રી પ્રાપ્ત કરીને તે પોતાના ગૃહપ્રતિ જવા પાછા વળ્યા હતા ત્યારે આ માર્ગે થઈને જતાં તેમણે તે કાર્યમાં પોતાને પડેલાં કષ્ટની સઘળી કથા મારા સમીપ કરી હતી. તે પુરુષના ધ્વનિનું આજે આપનાં વચનશ્રવણથી મને સ્મરણ થયું છે. તેથી કાં તો તે જ આપ હો અથવા અન્ય, પણ આપણા પરસ્પરના સંબંધની સ્મૃતિ મને અંતરમાં સ્ફુરતી ભાસે છે. તેથી આપના પૂર્વ વૃત્તાંતને, મોટો પ્રતિબંધ ન હોય તો કથન કરશો. મુક્ત પુરુષોને ભૂતભાવિના સ્મરણ-

ચિંતનમાં વૃત્તિ જોડવાનું પ્રયોજન હોતું નથી, તોપણ પ્રસંગ આવવાથી વૃત્તિ તેમાં જોડાય તો તેથી કાંઈ પ્રકારની હાનિનો સંભવ અનુમાન કરાતો નથી. માટે આપ હવે જે કાંઇ ઉચિત ભાસે તે વદીને આ વૃત્તિને નિર્વ્યાપાર કરી ઇચ્છાનુકૂલ ગતિ કરો.

આ મારાં વચનોને લક્ષપૂર્વક શ્રવણ કરતાં તેના અંતરમાં લયભાવને પ્રાપ્ત થવા પોતાના કારણમાં સ્થિત થયેલી તેની સ્મૃતિવૃત્તિ આ મારામાં રહેલા ઉત્તેજક સંસ્કારના યોગથી જાગ્રત્ થઈ, અને તેથી જેમ નિદ્રામાંથી તત્કાલ ઉઠેલો મનુષ્ય સાવધાનપણે નેત્ર ઉઘાડીને પોતાના સમીપસ્થ સંબંધીને સસ્નેહ ચક્ષુવડે અવલોકે તેમ તે પુરુષે પોતાનાં નેત્રને સમ્યક્ સ્થિતિમાં લાવીને સ્નેહપૂર્વક મારા પ્રતિ જોયું, અને મંદમંદ હસતાં જાણે પૂર્વના સંબંધનું ભાન થયું હોય એવું પ્રતીત કરાવતાં આ પ્રમાણે ગંભીર વાણી બોલ્યા:

હે યોગી મહાત્મન્! આપને હવે યથાવત્ જાણ્યા. અહો! કેવું આશ્ચર્ય છે! ચોરની પેઠે પોતાના કારણરૂપ ગુહામાં પ્રવેશી રહેલી આ સ્મૃતિવૃત્તિ કેટલે દિવસે અનર્થના કારણરૂપે પ્રકટ થઇ છે! જેને ઘણા કાલથી અનાત્મશ્રવણ સ્મરણ કે ચિંતનથી રહિત રાખીને નાશપ્રાય થવા તેના કારણમાં રોધી હતી તે આ સ્મૃતિવૃત્તિ હજી નાશને કે યથાર્થ લયને પ્રાપ્ત થઇ નથી. પણ જેમ કોઇ ઘણા કાલસુધી સમાધિમાં રહેલો યોગી સૂક્ષ્મવાસનાસંસ્કારના બલથી એકાએક જાગી ઉઠે તેમ આ વૃત્તિ આ ક્ષણે જેવી ને તેવી એકાએક જ જાગ્રત્ થઇ આવી છે. ભૂતભાવિપ્રતિબંધથી રહિત રાખેલી અને વર્તમાન પ્રતિબંધથી પણ નિવૃત્ત રહે એમ રાખ્યા છતાં પણ આ વૃત્તિ આ ક્ષણપર્યંત પોતાના કારણમાં શમી નથી. આ લોકમાં જેમ દર્દુર ભૂમિતલમાં જલના આશ્રયને લેતાં ઉંડે ઉંડે ઉતરતાં પોતાના જીવનને વર્ષાકાલની વાટ જોતાં ટકાવી રાખે છે અને વર્ષાઋતુના આરંભે તત્ક્ષણ પૂર્વવત્ બલવડે ભૂમિઉપર આવી વિચરે છે તેમ આ વૃત્તિને પણ વિરાગદ્વારા વિષયસંબંધની આશાથી રહિત કરેલી હોવાથી એ વૃત્તિ કે જે પોતાના જીવનના હેતુભૂત વિષયસંબંધને બહિર્ ન પ્રાપ્ત થવાના સમયમાં (દર્દુરની પેઠે) પોતાના જીવનના આધારરૂપ સંસ્કારનો આશ્રય લેતાં ઉંડે ઉંડે ઉતરતાં મનમાં, મનથી મતિમાં, અને ત્યાંથી અષ્ટપુરીઓમાંની વાસના નામની પુરીમાં જઇને બહિર્ વિષયના સંબંધના સમયની વાટ જોતી બેશી રહી હતી તે આ સમયે જ્યારે બહિર્ વિષયસંબંધનો પ્રસંગ આવ્યો ત્યારે (દર્દુરવત્) પ્રથમ શનૈઃ શનૈઃ ગતિ કરતાં પશ્ચાત્ એકાએક ઉછળીને બહાર નીકળતી પ્રતીત થઇ છે. અરે! જે હૃદયગ્રંથિનું ભેદન થવાથી જ આપ્તકામ થવાય છે અને જે અકામપણાવડે જ પ્રવૃત્તિના હેતુ નિર્મૂલ થવાથી નિવૃત્તિને પ્રાપ્ત થવાય છે તે ગ્રંથિનું ભેદન તથા આપ્તકામપણું વિષયાસક્ત વિષયાભિમુખ રહેનાર અને વિષયચિંતન કરનાર પુરુષને ક્યાંથી જ હોય? આ વૃત્તિ મનસહિત જ્યાંસુધી વાસનાસંસ્કાર છે ત્યાંસુધી નિઃશેષ લયને પામતી નથી તેથી તે વાસનાસંસ્કારના લયદ્વારા એના લયનિમિત્ત એનો ઘણો કાલ નિરોધ જ કરવો ઉચિત છે. એ વૃત્તિને પુનઃ પુનઃ નિરોધદ્વારા કૃશ કરવી અને પુનઃ પુનઃ બાહ્ય સંગદ્વારા પુષ્ટ કરવી એ બુદ્ધિમનોએ યોગ્ય ગણ્યું નથી.

અલ્પ આયુષ્યવાળો કોઇ પુરુષ દિશામાં ... પ કરેલા પ્રદેશના અવધિને જોવાની

આશાથી પ્રયાણ કરે અને થોડો પંથ કાપ્યા પછી વળી પાછો વળે, વળી આગળ ચાલે અને વળી પાછો વળે, તો તે પથિક પુરુષ તેટલા જ પ્રદેશમાં આયુષ્યનો ક્ષય કરી નાંખેછે અને પ્રતિદિવસ આગળ આગળ ચાલનાર પુરુષ આગળ આગળના પ્રદેશને અનુભવે છે, અને ઇચ્છિત સ્થલે જાય છે, તેમ આ જીવ જો કૂટસ્થદ્વારા સમસર્વત્ર સ્વરૂપમાં અભેદ સ્થિત થવા પ્રયાણ કરે અને ત્યાં પર્યંત ઉત્તરોત્તર ગતિ કરતો ન જાય અને મધ્યે જ જા આવ કર્યા કરે, અર્થાત્ વિષયસંબંધ ત્યજીને વૃત્તિસહ મનમાં અને મનસહ બુદ્ધિમાં પ્રવેશે, વળી મનસહ મતિથી પૃથક્ થઇ અને મનથી વૃત્તિસહ પૃથક્ થઇ વિષયસંબંધ કરે એમ પુનઃ પુનઃ કરવાથી એટલામાં જ આયુષ્યનો ક્ષય કરી યોગભ્રષ્ટ થઈ મરણને શરણ થાય તો એને પુનઃ જન્મ અને સાધકાવસ્થા વિદ્યમાન રહેછે. માટે હે સંયમી પુરુષ! આ પ્રકારના ન કરવા યોગ્ય વ્યાપારને કરાવનાર નિમિત્તને આપ શા માટે બલ આપો છો? ન આપો. વિષયસંબંધી શ્રવણ અને કથન તે અનર્થ કરનાર જ છે.

હે રાજપુત્ર! આ પ્રકારનાં તેમનાં વચન શ્રવણ કરીને મેં કહ્યું, હે ધૈર્યવાન્ મહાપુરુષ! ભક્ષણ કરેલા વિષનો અપક્વ અંશ કાલાંતરે પણ હાનિ કરે છે માટે તેને પક્વ કરવો અથવા વમનવિરેચનાદિ ઉપાયથી કાઢી નાંખવો એ કુશલ વૈદ્યનો સિદ્ધાન્ત છે. તેમાં પણ જે વિષનો અંશ પક્વ થતો નથી અને કાલાંતરે પણ અનર્થ જ કરનાર છે તેને તો સત્વર વમનાદિવડે કાઢવો જ યોગ્ય ગણ્યો છે. માટે હવે જો નિત્યનિરામય થવાની જ અભિલાષા છે તો આ પોતાની મેળે જ ન પક્વ થાય એવા વિષના અંશરૂપ સંસ્કારને વમન કરી નાંખો અર્થાત્ એને ત્યજી કરી સ્વસ્થ થાઓ.

આપને અજ્ઞાત નથી કે આ હસ્તપાદાદિ સ્થલે માત્ર ત્વચામાં પ્રવેશેલા કંટકને પણ કાઢી નાંખ્યા વિના દેહાભિમાનવાળા બહિર્મુખ પુરુષને સ્વસ્થતા પ્રતીત થતી નથી, અને વિવેકી પુરુષોને પણ તેવી જ કંટકની પીડા પ્રતીત થાયછે, જેથી તેઓ તે કંટકને કાઢીને સ્વસ્થ થાય છે; તો આ આપના હૃદયમાં અર્થાત્ અંતઃકરણમાં, મતિમાં કે મનમાં રહેલો કંટકરૂપ સંસ્કાર જે આપને પુનઃ પુનઃ સ્થિતિથી ઉત્થાન કરાવનાર કારણરૂપ છે, તેને કાઢી નાંખ્યા વિના તે આપનું સ્વસ્થતાથી સ્વરૂપાવસ્થાન થવા દેશે નહિ, માટે એકવાર વિઘ્ન સહન કરીને નિરંતરના વિઘ્નરૂપ એ સંસ્કારરૂપ કંટકને આપ અંતઃકરણમાંથી નિવૃત્ત કરો.

આ લોકમાં કોઇ કોઇ મનુષ્યને ઉન્માદ થાય છે અને તે પ્રસંગવશાત્ શમી જાય છે; પણ જ્યાં સુધી તે ઉન્માદનું કારણ નિઃશેષ લયને પ્રાપ્ત થતું નથી ત્યાંસુધી કાલાંતરે પણ તે મનુષ્યને ઉન્માદનો વેગ પુનઃ પુનઃ આવે છે. માટે હે મહાપુરુષ! આ અંતઃકરણમાંથી, મતિ મન તથા વૃત્તિરૂપ કાર્યપરંપરાવડે સ્વરૂપાવસ્થાનથી પુનઃ પુનઃ ભ્રષ્ટ થવા રૂપ ઉન્માદનો અત્યંતાભાવ કરવો હોય તો એના કારણનો લય કરવા ધારો. વસ્તુતઃ વૃત્તિ તથા મનના લયપૂર્વક મતિનો જે અનુત્થાનરૂપ લય છે તે જ ઉન્માદરહિત અવસ્થા છે, અને પુનઃ પુનઃ મતિના ઉત્થાનદ્વારા મન તથા વૃત્તિનું સ્ફુટ થવું અને વિષયાભિમુખ રહેવું એ જ ઉન્માદ છે. આ પ્રકારના ઉન્માદનું કારણ શેષ બલવાન્ સંસ્કાર છે. તેમાં જેનો અન્ય ઉપાયથી અભિભવ ન થાય એવા સંસ્કારનો પ્રવૃત્તિવડે જ ઉચ્છેદ કરવો પડેછે.

માટે હવે સત્વર સ્વલ્પમાં આપનું શેષવૃત્તાન્ત વદીને સ્વસ્થપણે શુષ્ક પર્ણવત્ વિચરો.

આ પ્રકારનાં મારાં વચનો શ્રવણ કરીને પછી તે અવધૂત પુરુષ બોલ્યા કે હે યોગતત્ત્વવિત્ મહાત્મન્! આ જગત્‌માં કાર્યરૂપે પ્રતીત થયેલ સ્થાવરજંગમ સઘળા વિષમાં એવું કોઈ વિષ નથી કે જેના અંશનો અન્ય ઉપાયથી વિપાક થાય જ નહિ. વળી જે વિષ તત્કાલ ખાધેલું હોય અને જે જઠરમાં જઈ રસદ્વારા અન્ય ધાતુઆદિમાં પ્રવેશ્યું નહિ હોય ત્યાં પર્યંત જ તે વિષની નિવૃત્તિઅર્થે વમનવિરેચનાદિ ઉપાય ઇષ્ટ છે, પણ જે વિષ શરીરમાં છેક કારણપર્યંત વ્યાપી ગયું હોય અને જેનો પરિણામ થઈ ચુક્યો હોય તે વિષનું વમનવિરેચન થવું અત્યંત કઠિન છે. અત્ર વસ્તુતઃ જેમાં વિષ સંજ્ઞા ઘટાવવી છે તે તો ગુણમયી માયા છે કે જે વિષનો અત્યંતાભાવ સર્વત્ર થવો સંભવતો નથી. એક વ્યક્તિગત માયાવિષનો પણ અત્યંતાભાવ થતો નથી પણ તિરોધાન માત્ર થાય છે. એ માયાવિષનો અત્યંતાભાવ કરવો એ વસ્તુસુખેચ્છક પુરુષને અપેક્ષિત પણ નથી. અત્યંત વ્યાપેલા વિષની નિવૃત્તિનો વમનાદિ ઉપાય યોગ્ય નથી; તેને અર્થે તો તે વિષ જે જે સ્થલે વ્યાપ્યું હોય તે તે સ્થલે જ તેને દગ્ધ કરનાર ઉપાયની અપેક્ષા છે. મારા સંબંધમાં તો મૂલાવિદ્યા જે કારણરૂપ વિષ છે, અને કાર્યરૂપ વિષ જે આ અંતરબાહ્ય પ્રપંચ છે તેનો લય કરવો પ્રાપ્ત છે. ત્યાં કાર્યરૂપ વિષને શમાવતાં શમાવતાં કારણમાં લઇ જઇને સ્થાપ્યું છે. હવે એ અંતરતમ દેશમાંથી પુનઃ બહિર્ લાવીને વમનાદિથી નિવૃત્ત કરવું ઉચિત નથી. એનો તો અંતરમાં જ લયરૂપ વિપાક કરવો યોગ્ય છે, માટે આપ આગ્રહ તજો તો અધિક યોગ્ય છે.

વળી આપે કંટકના સંબંધમાં કહ્યું તે પણ ત્વચામાં અર્થાત્ બહિર્ પ્રદેશમાં પ્રવેશેલા અને બહારથી જ કાઢી શકાય એવા કંટકને માટે છે. કોઈ અંતરતમ દેશમાં ઉતરેલા કંટકને માટે નથી. માટે જેમ અંતરમાં પ્રાપ્ત કંટક અંતરગ્નિવડે દગ્ધ થતાં ભસ્મરૂપે નષ્ટ થવો સંભવે છે તેમ આ મારા અંતરમાં રહેલ વાસનાસંસ્કારરૂપ કંટક કે જે નિરોધાગ્નિવડે જ ભસ્મ થનાર છે તેને બહાર કઢાવવાનો મિથ્યા યત્ન આપ શામાટે કરાવોછો?

વળી ઉન્માદના કારણનો નિઃશેષ લય કરવાનિમિત્ત આપ અંતર્ કાર્યપ્રપંચને પુનઃ એકવાર સ્ફુટ કરવા કહોછો પરંતુ એ કાર્યપ્રપંચ એકવાર સ્ફુટ થવાથી ઉન્માદના કારણનો નિઃશેષ લય નહિ થતાં ઉલટો તેને અંશતઃ બલવાન્ કરશે. કારણ કે સ્ફુટ થયેલ કાર્યપ્રપંચ પુનઃ પ્રવેશતાં અન્ય દોષના અંશને અવશ્ય ગ્રહણ કરે છે. વસ્તુતઃ ઉન્માદના કારણને તો બલવાન્ ઔષધથી અંતરમાં જ નિઃશેષ દગ્ધ કરવું ઘટે છે. કારણ કે તે કારણ અંતરમાં જ રહેલ છે. જેમ ધાતુઓના અંતરમાં દોષોને અગ્નિના સાહાય્યથી જ ટાળવામાં આવે છે તેમ આ ઉન્માદના કારણરૂપ અંતઃસ્થિત સૂક્ષ્મ વાસનાનો પણ યોગાગ્નિવડે જ ક્ષય કરવો સંભવે છે, અને તે યોગાગ્નિ નિરુદ્ધાવસ્થાના અધિક કાલના નિર્વાહથી જ પ્રદીપ્ત થાયછે. જેથી આપનો ઉન્માદના કારણને બહાર કઢાવવા સંબંધનો આગ્રહ અધિક રુચિકર નથી.

હે પુરુષવર! આપનું કહેવું એક પ્રકારે યથાર્થ છે તે એ છે કે જે બલવાન્ સંસ્કા-

રને ફલ આપવાનો સમય સમીપ છે અને તેનો વિપાક કરનાર ઉપાય જેટલી મર્યાદામાં એ સંસ્કારનો ક્ષય કે લય કરવાને સમર્થ હોય તેટલી મર્યાદા પૂર્વે આરંભાયો ન હોય પણ તે સંસ્કારને ફલ આપવાના સમયથી સહજ પૂર્વ કાલમાં તેના ક્ષયનો કે નિરોધનો યત્ન આરંભાયો હોય તો તે યત્નબલકરતાં સંસ્કારબલ અધિક હોવાથી તે સંસ્કારનો અભિભવ કે તિરોધાન થતું નથી, પણ તેનું ફલ ભોગવીને તે નિવૃત્ત કરવો પડે છે. આ પ્રકાર કદાચિત્ મારા સંબંધમાં અનુકૂલ થઇ રહ્યો હોય તો આપના આગ્રહપ્રમાણે એ એક સંસ્કારનો ભોગથી ક્ષય કરવો ઉચિત છે. આમ છતાં પણ આ વૃત્તિ જે ભૂતભાવી પ્રતિબંધથી રહિત રહેવાના અભ્યાસવાળી છે તથા વ્યવહારકથનમાં જેને હવે કોઈ અંશથી પણ રસોત્પત્તિ થવાનો સંભવ નથી તે પૂર્વવત્ વૃત્તાન્ત કથન કરવા પ્રવૃત્ત થાય એમ નથી. આપના આગ્રહથી આપે અનુકૂલ ગણેલા માર્ગથી એક સંસ્કારના ક્ષયનિમિત્તે પૂર્વ વૃત્તાન્તને સ્વલ્પમાં કહું છું.

હે સર્વજ્ઞ! પૂર્વે આ માર્ગે ગયેલ ભદ્રસેન સંજ્ઞાથી ઓળખાયલો સંસારી તે આ હું છું. અને પક્ષિદ્વારા તથા આપના ગુરુદ્વારા જાણેલા સંદેશને શ્રવણ કરાવનાર તે આપ છો. વ્યવહારમાં પણ જે ઉપકાર કરનારનું વિસ્મરણ, પ્રાજ્ઞ પુરુષોએ અનુચિત ગણ્યું છે તે ઉપકાર કરનાર પુરુષમાં આપનો પણ સમાવેશ થાય છે. અન્ય પ્રાકૃત જીવ જે ઉપકાર ન કરી શકે એવો ઉપકાર આપે કર્યો હતો એમ છતાં આ વૃત્તિયો તે દિવસના સ્વરૂપથી વિલક્ષણ સ્વરૂપવાળી થઇ છે, જેથી આ ક્ષણે તે ઉપકારનું સ્વરૂપ તે ક્ષણજેટલું મહત્વવાળું અનુભવતી નથી.

હે સિદ્ધ મહાત્મન્! આપને સર્વ વૃત્તાન્ત નિવેદન કર્યા પછી તત્કાલ આપે જેમ ગુહામાં પ્રવેશ કર્યો તેમ મેં પણ ત્વરાથી સ્વારીને ચાલતી કરી હતી. જે માર્ગે આવ્યાનું મેં આપને કહ્યું હતું તે જ માર્ગે જવાના નિશ્ચયથી અમે પંથ કાપવા માંડયો. માર્ગમાં પાત્ર આપનાર રાજાનું પાત્ર ઉપકાર માનીને જેવું ને તેવું પાછું આપ્યું. તેમણે તે પાત્ર મને આપવાને આગ્રહ કર્યો પણ એવા ઉપયોગી પદાર્થનો સ્વાર્થબુદ્ધિથી મેં સ્વીકાર કર્યો નહિ. યોગ્ય પ્રકારે તેમણે આપેલા સંમાનથી સંતોષ પામીને પરસ્પર વિનયવચન બોલી ત્યાંથી વહેતા થયા. માર્ગમાં પ્રથમ પત્નીરૂપે સ્વીકારેલી સ્ત્રી કે જે ધ્યેય ઉપાસ્યની એકાગ્રવૃત્તિવડે ધ્યાતા કે ઉપાસક આકાંક્ષા રાખે તેમ એકચિત્તથી મારી ઉપાસનામાં જ લાગી રહેલી હતી તે પતિવ્રતમગ્ન કુસુમવતીને સસ્નેહ મળીને સાથે તેડી આગળ ચાલ્યો. મારા આગમનથી થયેલો તેનો આનંદ અવર્ણનીય હતો. એ સ્થલે પણ રાજાઆદિથી મળેલા સંમાનથી સંતુષ્ટ થઈને વ્યતીત વાર્તાને ઘટિત રીતે કહીને ક્રમે કરીને માર્ગ કાપતાં જન્મભૂમિમાં આવ્યાં. જ્યાં જવા પૂર્વે સમાચાર મોકલ્યા હતા એવી તે ભૂમિમાં અમારા આવવા નિમિત્તે મહોત્સવનો ઉત્તમ પ્રકારનો આરંભ થઇ રહ્યો હતો. આ સંસારમાં કુલીન માતાપિતા અને સ્ત્રીનો પ્રેમ અનુપમ હોય છે. તે વિયોગાગ્નિમાં દગ્ધ થતાં માતાપિતાને મારા આગમનના સમાચાર સાંભળતાં જે આનંદ પ્રતીત થયો હતો તે અકથ્ય હતો. મારા આ દેહસંબંધથી નિશ્ચય કરાયલાં જનક તથા જનની અનેક પ્રકારના વિભવને આગળ

કરી મોટી સ્વારીસાથે મારા સંમુખ આવ્યાં. તેમને સંમુખ આવતાં જાણીને આગળ ચાલીને હું તેમના સમીપ ગયો. સાષ્ટાંગ પ્રણામ કરીને માતાપિતાને ચરણે મસ્તક મુક્યું. તેમણે સજલ નેત્રથી મારે મસ્તકે હાથ મુક્યો અને પછી નિમેષરહિત દૃષ્ટિથી મને નિહાળીને મારૂં કુશલ પુછ્યું. મેં પણ સર્વેનું કુશલ પુછ્યું. અંતર્પટ ધરાવેલા માર્ગમાંથી આવીને તે બે સ્ત્રિયોએ માતાપિતાને પ્રણામ કર્યા. તેમણે આશીર્વચન વધ્યું. આ પ્રમાણે મળીને પોતપોતાનાં વાહનમાં આરૂઢ થઈને અવર્ણનીય શોભાથી નગરમાં પ્રવેશ કર્યો. સમગ્ર પ્રજા માર્ગમાં તથા વાતાયનમાં પુષ્પની વૃષ્ટિ કરતાં જય જય શબ્દનો ઘોષ કરતાં મને નિહાળતી હતી. આ સમયનો પ્રજાનો હર્ષ પણ અપૂર્વ હતો. મારે માટે તથા સ્ત્રિયોને માટે શોભાવેલાં દિવ્યસરખાં મંદિરમાં અમે પ્રવેશ કર્યો. આ આનંદનિમિત્તે બ્રાહ્મણોને અનેક પ્રકારનાં દાન વિધિવડે અર્પ્યાં તથા નગરની સઘળી પ્રજાને બીજે દિવસે ભોજન આપ્યું. નિવૃત્તિના સમયે માતાપિતાઆદિ સ્વજનોને યથાઘટિત વ્યતીત વૃત્તાન્ત કહી સંભળાવ્યું. મારા સંકટના અને સુખના પ્રસંગોનું શ્રવણ કરતાં તેમને શોક તથા હર્ષનું ભાન થયું. નગરમાંપણ સ્થલે સ્થલે મુખકર્ણદ્વારા પ્રસરતી તે વાર્તા વિવિધ અંશની વિલક્ષણતાવાળી થતી ચર્ચાઈ હતી. ક્રમે કરી દિવસો જતાં મારૂં આગમન સામાન્ય થઈ જવાથી પ્રજામાં એકાએક પ્રસરેલો આનંદનો પ્રવાહ મંદ પડ્યો. સ્વજનોમાં પણ દિવસ ગત થતાં હું નવોજુનો થઈ રહ્યો. મારો પ્રવાસ સફલ થયો હતો એથી માતપિતાને અધિક સંતોષ પ્રતીત થયો હતો. મારા વિયોગથી અને પ્રાપ્ત થયેલ વૃદ્ધાવસ્થાથી મારા પિતા યદ્યપિ ધીર વીર પુરુષ હતા તથાપિ તે સમયમાં દીનદુર્બલસરખા થઈ રહ્યા હતા. મારા આવવાથી થયેલા સંતોષવડે તેમનું અંતઃકરણ પ્રતિદિવસ અધિક સત્ત્વબલવાળું થતું ભાસતું હતું. પિતાના અંતરમાં મારા-વિયોગના નિમિત્તથી પ્રકટેલી અસ્વસ્થતાને લીધે થયેલા પ્રમાદથી તથા મારા વિદેશ વિચરવાથી કોઈ સાવધાન રક્ષકના ભય વિનાના અવાંતર રાજ્યોના અધિપતિયો ઉન્મત્ત થયા હતા. દુષ્ટજનોની પણ વૃદ્ધિ થવાથી રાજનગરથી અંતરની પ્રજાને તે દુષ્ટ દુર્જનો નાના પ્રકારના ઉપદ્રવ કરતા હતા. આ વિગેરે સર્વ વૃત્તાન્ત શનૈઃ શનૈઃ મારા જાણવામાં આવ્યું. આમ છતાં પણ વિષયાસક્ત વૃત્તિવાળો હું થોડા કાલપર્યંત અન્ય રાજ્યધર્મવ્યવહાર આદિમાં ચિત્તવૃત્તિને વાળી શકયો નહિ, જેમ બાલકો કાષ્ટમૃત્તિકાઆદિનાં રમકડાંવડે રચેલી રમતમાં તથા અન્ય વિવિધ તુચ્છ ગમતમાં નિમગ્ન થવાથી ખાનપાનાદિ આવશ્યક વ્યવહારનું પણ સ્મરણ કરતાં નથી તેમ હું પણ તે વસ્તુતઃ સુખના હેતુરૂપ નહિ એવી વિષયવિલાસની ચેષ્ટાઓમાં નિમગ્ન થયેલો હોવાથી મારા આવશ્યક ધર્મકર્મનું પણ વિસ્મરણ કરી રહ્યો હતો. ઇન્દ્રાદિક દેવોના વૈભવોને પણ તે મારા વિભવઆગળ તુચ્છવત્ લેખનો હું વિષયોન્મત્ત પ્રાણીની પેઠે તે વિષયસુખને અખંડ જાણીને ભોગવતો હતો. હે યોગીશ! એ સમયની સઘળી ક્રિયાઓનું અને તે સમયના અંતઃકરણના સ્વરૂપનું આજે સ્મરણ કરવાથી પણ ચિત્તમાં ગ્લાનિ થાય એમ છે. એ પ્રકારની અનેક ક્રિયાઓ રાત્રદિવસ કરતાં અનુપમ સુખાનુભવનું ભાન કરતાં તથા સ્વધર્મનું વિસ્મરણ

કરતાં કાલને વ્યતીત થતો અનુભવતો હતો. આપ્રમાણે સ્વર્ગથી અધિક આનંદ માનીને આયુષ્યનો ક્ષય કરતાં વ્યવહારદૃષ્ટિથી જેને ઉંચા પ્રકારનું સુખ માન્યું છે એવું તે પુત્રસુખ મને પ્રાપ્ત થયું અર્થાત્ તે બને સ્ત્રીયોને એક એક પુત્ર પ્રસવ થયો. બે પુત્રની પ્રાપ્તિથી રાજ્યકુટુંબમાં તેમ જ પ્રજામાં પણ આનંદ પ્રકટ્યો હતો. પૂર્વે સ્ત્રિયોમાં જ આસક્ત વૃત્તિવાળો પછી પુત્રમાં પણ આસક્તિ કરવા લાગ્યો. પ્રતિદિવસ વૃદ્ધિને પ્રાપ્ત થતી ચંદ્રની કલાની પેઠે તે પુત્ર વૃદ્ધિને પામવા લાગ્યા. તેમની સ્વચ્છંદ પ્રવૃત્તિ તથા મંદમંદ હસવું જોઇને જે આનંદ થતો હતો તે અપૂર્વ હતો.

હે સર્વાતીત મહાપુરુષ! બોધવૈરાગ્ય વિનાનો હું તે સ્ત્રીપુત્રના આનંદમાં નિમગ્ન થઇ રહેતાં કર્તવ્યના વિચારમાં પ્રવેશ કરી શક્યો નહિ. આ પ્રકારની મારી સ્થિતિ જોઇને પરમદયાલુ પિતા જેને હું જ સંસારના પદાર્થોમાં અતિપ્રિય હતો તેમણે મને સાવધાન કરવા નિમિત્ત એક દિવસ સમય જોઇને એકાંતમાં બેસાડીને આ પ્રકારનાં સમ્યક્ પ્રિય તથા હિતકર વચનો કહ્યાં.

"હે સુપુત્ર! આ સંસારમાં તમારા સમ પુત્રનો પિતા થયાથી હું પોતાને પૂર્વે તેમ જ આજે પણ ધન્ય સમજુંછું. તમે કે જેમણે સ્વપુરુષાર્થથી યશકીર્તિ તથા ઐશ્વર્યને સંપાદન કર્યાંછે તેમનાવડે હું પોતાને ભાગ્યશાલી માનુંછું. આ સંસાર કે જે સ્વભાવથી જ અસ્થિર છે તેમાં આપણાં આ સઘળાંનાં શરીરો સદા વિદ્યમાન રહેશે એવી આશા બાંધવી એ દુરાશા છે એમ મને ભાસે છે. કારણ કે સમજણ વિનાની બાલકાવસ્થાથી તે આ સર્વ અવયવોની યથાઘટિત શક્તિ વિનાની વૃદ્ધાવસ્થાને મે અનુભવી છે. ઉન્મત્ત યુવાવસ્થા કે જે અભ્રમાં થતા વિદ્યુતના ચમકારાની પેઠે અલ્પકાલમાં જ અળપાઇ ગઇ છે તેને તથા તે સમયની વિકારી સ્થિતિને પણ મેં અનુભવી છે. હે પુત્ર! હવે જ્યારે હું તે સમયનું સ્મરણ કરૂં છું ત્યારે તે સમયની અંતરબહિરૂની સ્થિતિ કેવે પ્રકારે અને ક્યાં ગઇ એ જોઇ જાણી શકતો નથી. પરંતુ આ અસ્થિર સંસારપ્રવાહના સ્વરૂપને હવે મેં ઉત્તમ પ્રકારે જાણ્યું છે. તેથી તે સંબંધમાં મને હર્ષશોક કે આશ્ચર્ય થતું નથી. મારી યુવાવસ્થામાં મેં જેમ સાવધાનપણે સર્વ વ્યવહાર સાચવ્યા હતા તેમ હવે આ અંતની અવસ્થામાં સાચવી શકાતાં નથી. જેમ મેં તે અવસ્થામાં વિષયપદાર્થદ્વારા સુખ ભોગવવામાં ન્યૂનતા રાખી ન હતી તેમ વ્યવહારધર્મ સંભાળવામાં પણ ન્યૂનતા રાખી ન હતી. રાજ્યના શત્રુઓને તથા પ્રજાના શત્રુ દુર્જન દુષ્ટોને મે સુખ તથા નિદ્રારહિત કરેલા હતા, અને તે શત્રુદુર્જનાદિ દુષ્ટોની સ્ત્રિયોનાં હૃદય અહોરાત્ર ભયકંપથી યુક્ત રાખ્યાં હતાં. પ્રજાને અભય આપ્યું હતું. ન્યાયવડે કોશની અભિવૃદ્ધિના નૂતન ઉપાયોને પ્રતિદિવસ વિચારતો તથા રચતો હતો. પ્રજાની સુખસંપત્તિને વધારવાના ઉપાયને પણ નિરંતર સાધતો હતો. રાજપ્રજાના સંબંધના કાર્યભારને વહન કરનાર પ્રધાનાદિ પુરુષોને તથા શત્રુને દુર્બળ રાખવાના કાર્યને કરનારો સેનાપતિઆદિને હું મારા સાવધાનપણાથી નિરંતર સાવધાન રાખતો હતો. રાજસેવકો રાજલક્ષ્મીને ગ્રહણ કરવા છતાં, અન્યાયથી પીડીને પ્રજાની લક્ષ્મીનું હરણ ન કરે એને માટે અનેક યુક્તિવડે તે રાજસેવકોને સદા સરલ રાખતો હતો. પ્રજાને કે રા-

અને ઉપદ્રવ કરી શકે એવા પ્રજાપ્રમુખ પુરુષોને ભયપ્રીતિનું ભાન કરાવનાં અનુકૂલ વર્તનમાં જોડતો હતો. પ્રજાને પીડનારા એવા અન્ય દુષ્ટ રાજાઓના દુષ્ટ વર્તનને જાણીને હું બલઐશ્વર્યવડે તેમની સત્તાને તેમનો યુદ્ધથી પરાજય કરીને હરતો હતો, અને પશ્ચાત્ તેમને મર્યાદામાં વર્તાવતાં તેમની પ્રજાને પ્રાપ્તસુખ કરતો હતો. આપણા સમાન કે અધિક બલઐશ્વર્યવાળાને પણ પોતાના બલઐશ્વર્યના પ્રભાવથી વશ વર્તાવતો હતો. તપસ્વી બ્રાહ્મણાદિને નિર્ભયપણે નિર્જન પ્રદેશમાં પણ રૂડી રીતે રક્ષતો હતો. હે ભાઇ! તમને સર્વ જાણનારને હું અધિક શું કહું? સ્વલ્પમાં એ જ કે સર્વ પ્રકારના ધર્મને સાચવતાં હું સર્વને સ્તુતિ કરવા યોગ્ય થયો હતો. આ વાતો આજે પણ તે સમયના વૃદ્ધો તમને કહેવાને વિદ્યમાન છે, અર્થાત્ એમાં હું મિથ્યા વચન કહેતો હઇશ એવી શંકાને અવકાશ મળે એમ નથી.

પૂર્વે આ પ્રકારના સામર્થ્યવાળો હતો છતાં આજે મારામાં એ સામર્થ્યને હું અનુભવતો નથી. એ મારો ઉત્સાહ પણ હવે શિથિલ થઇ ગયો છે. મારી આ ઉત્તર અવસ્થા જાણીને અને તમે સમીપ નથી એ જાણીને થોડા કાલપૂર્વથી કોઈ કોઈ મંદમતિ મર્યાદા મુકીને મનોદયપ્રમાણે વર્તવા લાગ્યા છે. તમારા પ્રવાસથી આવવા પૂર્વે તો મને એક પ્રકારથી અસંતોષ રહેતો તેથી મેં તેમને અધીન વર્તાવવા ઉદ્યોગ કર્યો નથી પણ હવે જો તમારી ઇચ્છા હોય તો હું સેનાસહિત શત્રુઓને હીનવીર્ય કરવા થોડો કાલ પ્રવાસને તથા રણને સેવું. યોગ્ય વિચારથી તો હવે મારે ઈશ્વિરપરાયણ મતિવડે આ શોકમોહના કારણરૂપ સંસારપ્રવાહના તટઉપર ઉદાસીનપણે સ્થિત થવું ઘટે છે. કારણ કે સંસારમાં અંત્યાવસ્થામાં સર્વ પ્રપંચનો સાક્ષીઆત્મામાં લય કરીને જીવન્મુક્ત થવું અને તે સાક્ષીઆત્માને સમસર્વત્ર પરમાત્માથી અભેદસ્વરૂપે અનુભવી પુનરાવૃત્તિ રહિત થઈ કૃતકૃત્ય થવું એ જ કર્તવ્ય મનાયું છે.

ધર્મવ્યવહારઆદિમાં નિપુણ તમસરખા પુત્રના પિતાએ વૃદ્ધાવસ્થામાં હવે શું કર્તવ્ય છે એ અન્યદ્વારા મારે કે તમારે જાણવું પડે એમ નથી, કારણ કે તે યથાવત્ આપણને જ્ઞાત છે. મારી ઇચ્છા જો તમને અનુકૂલ ભાસે તો આ રાજ્યવ્યવહારને હવે તમે સ્વાધીન કરો અને એમાં મારી સહાયતાની જેટલી આવશ્યકતા હોય તેટલી તમે લઇને મને એ વ્યવહારભારથી મુક્ત કરો. હે ભાઈ! જેમ આ લોકમાં સ્ત્રી, પુત્ર, ગૃહ, રાજ્ય, ક્ષેત્ર, દ્રવ્ય, એ સર્વ ધનરૂપ મનાય છે તેમ આ લોકને ત્યાગ કરવાના સંધિઉપર આવેલાને પ્રયાણસમયે સાથે રાખવા યોગ્ય ઉત્તમ ધન તો ધર્મ જ છે. મેં આજપર્યંત ધર્મ સંપાદન કર્યો છે છતાં હવે શેષ આયુષ્યમાં એના શેષ અંશને યથાશક્તિ સંપાદન કરવા મતિ દોરાય છે.

મારી મતિથી તથા પૂર્વ પુરુષોના નિશ્ચયથી મારા મનમાં એ દૃઢ થયું છે કે આ સંસારમાં જે વિષયો આ નેત્રથી જોવામાં આવે છે તે તથા શ્રવણ કરવામાં આવતા જે પરલોકના વિષયો છે તે જ વાસ્તવ સુખનાં સાધન કે સુખરૂપ નથી. પણ એ સમય વિષયોથી પ્રતીત થતા સુખદુઃખના અનુસંધાનથી રહિત જે મતિની સ્થિતિ છે તે સ્થિતિ જ

વાસ્તવ સુખરૂપ કે સુખના સાધનરૂપ છે.

હે પુત્ર! મેં પ્રથમાવસ્થાથી જ એ તો જાણ્યું હતું કે આ લોકમાં શત્રુત્વ રાખનાર મનુષ્યોને આપણે અધીન દીનવત્ વર્તાવવાં એ જ માત્ર બલવાનનું બલ નથી પણ અજિતજેવું મનાયલું અંતરમાં રહેલ આ મન જે મહાશત્રુરૂપ છે તેને જિતવાપણારૂપ જે સામર્થ્ય છે એ જ બલવાનનું બલ છે. જ્યાં સુધી અંતર તથા બહિરના સર્વ શત્રુઓનો જય કરીને આપણે શત્રુરહિત થયા નથી ત્યાંસુધી આપણને અજાતશત્રુપણું પ્રાપ્ત થતું નથી અને અંતર્ બહિર્ શત્રુના અભાવરૂપ અજાતશત્રુપણું પ્રાપ્ત કરવાવિના કૃતકૃત્ય થવાતું નથી.

આ લોકમાં ઘણાં મનુષ્યો તો ધન, ગૃહ, ક્ષેત્ર, સ્ત્રી તથા પુત્રની ઇચ્છાનુકૂલ પ્રાપ્તિ થાય તેને લાભ સમજેછે, વૃદ્ધાવસ્થાપર્યંત પણ પુત્રની આશા રાખે છે અને પુત્ર પ્રાપ્ત થવાથી મોટો લાભ માને છે. પરંતુ અનેક પ્રકારથી આ સંસારના સ્વરૂપનો વિચાર કરનાર મોટા પુરુષોએ તો પોતાના પરમેશ્વરસ્વરૂપનો દૃઢ અનુભવ કરવો એને જ ખરો લાભ માન્યો છે. માટે હે ભાઈ! હું કે જેને આ લોકદૃષ્ટિના લાભ તો સઘળા યથાવત્ થયા છે તેને માત્ર શેષ રહ્યો ગણાય તો એ જ છે કે આ અહંમમત્વના નિરાસપૂર્વક સ્વસ્વરૂપાવસ્થાન કરવું.

આટલા વર્ષના મારા અનુભવથી મને સમજાયું છે કે આ સંસારમાં વેદશાસ્ત્રના ભણનારા પંડિત વિદ્વાન્ પુરુષો ઘણા હોય છે પણ આ જીવના સ્વરૂપને, તેના બંધમોક્ષના સ્વરૂપને તથા બંધની નિવૃત્તિના અને મુક્તત્વની પ્રાપ્તિના યોગ્ય ઉપાયને જાણનાર અને તે યોગ્ય ઉપાયવડે જીવન્મુક્તત્વને પ્રાપ્ત કરનાર પંડિતો જે ખરા વિદ્વાન્ ગણવા ઘટે છે તે ઘણા થોડા હોય છે.

આ સંસારમાં મોહનું બલ એટલું છે કે તેમાંથી મનુષ્ય ભાગ્યે જ બચી શકે છે. મરણને સમીપ આવેલું અનુભવનાર મનુષ્ય પણ નિઃશંકપણે આ પ્રાપ્તિપદાર્થપ્રતિની આસક્તિથી રહિત થઇ શકતા નથી, તો ઇતરની શી કથા?

હે ભાઇ! આ મને આસક્તિ ત્યજવાનું સમજાયું છે તથા પદાર્થપ્રીતિની પ્રીતિ ગૌણ પડી છે તોપણ મારા આશ્રમ તથા વર્ણના ધર્મનો વિચાર કરતાં જ્યાંસુધી તમે આ મારા ભારને ગ્રહણ કરો નહિ ત્યાં સુધી મારાથી એ સંબંધમાં સ્વતંત્રપણે વર્તી શકાતું નથી. એકાએક મરણ આવે તો ત્યાં નિરુપાય હોવાથી નિર્દોષપણું ગણાય છે પરંતુ સાવધાનપણું છતાં તથા વર્ણાશ્રમયુક્ત રહ્યા છતાં સ્વધર્મનો ત્યાગ કરી યથેચ્છ વર્તવું એ દોષરૂપ હોવાથી સદા અનુચિત ગણાયું છે.

આ વર્ણાશ્રમમાં વર્તતી સઘળી પ્રજા જો પોતપોતાના ધર્મનું પાલન યથાવત્ કરે તો તે સર્વને કઠિન થઇ પડે એમ છે. તે દૃષ્ટિએ જોતાં આપણા ક્ષત્રિયના ધર્મનું યથાવત્ પાલન થવું એ અધિક કઠિન છે; અને ક્ષત્રિયમાં જે પુરુષ રાજ્યના ભારને વહન કરવાથી પ્રજાપતિ કે નરેશ ગણાય છે તે નરવર મનાતા રાજાએ યોગ્ય પ્રકારે સ્વધર્માનુષ્ઠાન કરવું એ તો અત્યંત કઠિન છે. કારણ કે અન્ય વર્ણાશ્રમીને તો પોતાના કે કુલના કે સંબંધમાં આવતા મનુષ્યના સંબંધમાં ધર્મવર્તન કરવા સાવધાન રહેવું પડે છે. પણ રાજાએ

તો પોતાની વિવિધ વર્ણાશ્રમવાળી સઘળી પ્રજાના તથા તે સર્વપ્રતિના પોતાના ધર્મનું પાલન કરવું પડે છે.

જે રાજા પોતાની પ્રજાની પીડાને પોતાની મેળે વિચાર કરીને, જાણતો નથી, પ્રજા જણાવવાને આતુર હોય તોપણુ તેને પ્રીતિવડે સાંભળતો નથી, પોતાના વર્તનથી પ્રજાને સદા અસંતોષમાં રાખે છે, પ્રજામાં પડતા દુર્ભિક્ષને સમજવા છતાં પણુ જે પ્રજાને સત્તાબલથી દીન કરીને તેમના પાસેથી ધનાદિનું ગ્રહણુ કરે છે, પ્રજાના હિતમાં પ્રાણુ આપવાપર્યંતની ઉદારતા ન રાખનાર છતાં તે પ્રજાના ધનાદિ પદાર્થને અનેક નિમિત્તથી હરીને તે ધનવડે સ્વાર્થમગ્ન થયો યથેચ્છાચરણુ કરે છે અને હિતવચન કહેનારને શત્રુતુલ્ય સમજે છે, અને અધર્માચરણુ કરવા છતાં પોતાને જ પંડિત કે સર્વવિત્ માને છે એવા રાજા તે રાજા નથી પણુ પ્રજારૂપ પ્રાણિનું હનન કરનાર વ્યાધરૂપ છે. એવા રાજા અધોગતિને જ પ્રાપ્ત થાય છે એમાં સંદેહ નથી.

( અપૂર્ણ. )

## ॥ ॐ श्री ॥

## ॥ वर्षसमाप्तिनिमित्त श्रीइष्टस्तुति ॥

॥ भुजंगप्रयातवृत्तम् ॥

नमो निर्विकाराय सर्वातिगाय नमो ज्ञानरूपाय निःशेषकर्त्रे ।
नमः शुद्धबुद्धाय भर्त्रे च हर्त्रे नृसिंहाय देवाय भूयो नमो ऽस्तु ॥ १ ॥
अहंकर्त्रतीताय शब्दातिगाय सदा साक्षिभूताय भूतेश्वराय ।
उपाधिप्रमुक्ताय मुक्ताश्रयाय नृसिंहाय देवाय भूयो नमो ऽस्तु ॥ २ ॥
महाशक्तिचूर्णाय दीर्णास्मिताय कृताज्ञानसंपूर्ण चूर्णाय नित्यम् ।
चितौ गीर्ण मोहांधकाराय तुभ्यम् नृसिंहाय देवाय भूयो नमोऽस्तु ॥ ३ ॥
सचक्राय षट्चक्रमध्यास्थिताय सपद्माय हृत्पद्ममध्योदिताय ।
सशंखाय शंकाविनाशाय नित्यम् नृसिंहाय देवाय भूयो नमोऽस्तु ॥ ४ ॥
वरेण्यः शरण्यः सरण्यो गुरो ! त्वम् प्रभो ! त्वं प्रभामंडले मंडितो ऽसि ।
सदा दीनदासान् दृशा पाहि हीनान् नृसिंहाय देवाय भूयो नमो ऽस्तु ॥५॥

॥ उपजातिवृत्तम् ॥

सहस्ररश्मिं हृदयांबुजस्य नेत्रोत्सवं पूर्णसुधांशुतुल्यम् ।
दिशाप्यमेयं समपानयीनम् शांतिप्रदं चेतनमात्रमूर्तिम् ॥ ६ ॥

शांता च सर्वेन्द्रियलौल्यनाशकम् अज्ञानहालाहलपूगशोषकम् ।
कुर्वन्तमात्मन्यनुसंधानतत्परम् दलाष्टके मोहवशाद्भ्रमन्मनः ॥ ७ ॥
सुश्लिष्टकर्मत्रयबंधछेदकम् ग्रंथित्रयस्याप्यनिशं प्रभेदकम् ।
कुवासनावृक्षविदारणक्षमम् मुमुक्षुलभ्यं सुकुठारमुत्तमम् ॥ ८ ॥
मनःस्थ संकल्पविकल्पहारिणम् अंभो विरागद्रुमपुष्टिदायकम् ।
बुभुक्षुजातस्य सुतुष्टिकारिणम् पीतं यथेष्टं पुनरप्यखंडितम् ॥ ९ ॥
ज्वरादिपीडाहननाय भेषजम् लोभादिसर्पक्षणनाय बर्हिणम् ।
विजृंभितोपाधिपतंगदीपकम ममत्वनिर्मुक्तमनस्विमंगलम् ॥ १० ॥
संभ्रान्तजीवाकरमोहमुद्गरम् क्रोधारिसंवारणदक्षमर्गलम् ।
पिपासुसंतापदपीनमम्बुदम् नृसिंहदेवंपरमं यजामहे ॥ ११ ॥
विघ्नभंशांतिदातारम् प्रणमामो मुहुर्मुहुः ।
पुनःपुनोऽपि योगीश ! यथेष्टानुग्रहंकुरु ॥ १२ ॥

અર્થઃ—

૧ નિર્વિકાર, સર્વાતીત, ચિન્મય, સમગ્રકાર્યપ્રપંચના ઉત્પત્તિહેતુ, શુદ્ધ, બુદ્ધ, પાલનકર્તા તથા સંહારકર્તા નૃસિંહદેવને પુનઃ પુનઃ નમસ્કાર.

૨ અહંકારાતીત, શબ્દથી અવર્ણનીય, સદા સર્વદા સાક્ષિસ્વરૂપ, પ્રાણિપદાર્થના ઈશ, ઉપાધિવર્જિત, મુક્ત પુરુષોના આશ્રય નૃસિંહદેવને પુનઃ પુનઃ નમસ્કાર.

૩ મહામાયાશક્તિથી વરાયલા, અસ્મિતાનું વિદારણ કરનારા, અજ્ઞાનનું નિત્ય સંપૂર્ણ ચૂર્ણ કરનારા, મોહરૂપ અંધકારનો ચિત્પ્રકાશમાં લય કરનારા નૃસિંહદેવને પુનઃ પુનઃ નમસ્કાર.

૪ ચક્રથી સુશોભિત, ષટ્ચક્રમાં રહેનારા, પદ્મથી વિરાજમાન, હૃત્પદ્મમાં હૃદયને પામતા, શંખથી વિભૂષિત, સદા શંકાના વિનાશને કરનારા, નૃસિંહ દેવને પુનઃ પુનઃ નમસ્કાર.

૫ હે સુરેશ ! આ સંસારપ્રવાહમાં સર્વોત્કૃષ્ટ શરણ આપ જ છો. પ્રકાશપરિવેષથી આપનું સ્વરૂપ શોભાયમાન છે. તેથી આપની કરુણામય દૃષ્ટિના કટાક્ષથી આ દીન તથા હીન દાસોનું સદા રક્ષણ કરો. નૃસિંહદેવને પુનઃ પુનઃ નમસ્કાર.

૬ હૃદયકમલને વિકસિત કરનાર સૂર્યસ્વરૂપ, નેત્રને ઉત્સવ આપનાર પૂર્ણિમાચંદ્ર સ્વરૂપ, દિશાથી અનવચ્છિન્ન, કાલને અનધીન, શાંતિને આપનારા, ચિન્માત્ર સ્વરૂપ,

૭ શાંતિથી સમગ્ર ઇંદ્રિયની ચંચલતાનો નાશ કરનારા, અજ્ઞાનરૂપ વિષના સમૂહનું શોષણ કરનારા, અષ્ટદલની આસપાસ મોહથી ભ્રમણ કરનાર મનને આત્મસ્વરૂપમાં અનુસંહિત કરનારા,

૮ ત્રિકર્મના ગાઢ બંધનો છેદ કરનારા, અવિનયનો સદા ભેદ કરનારા, વાસનારૂપ દુષ્ટ વૃક્ષને ફાડવામાં અતિ સમર્થ, મુમુક્ષુઉપાદેય ઉત્તમ કુઠારરૂપ,

૯ મનના સંકલ્પવિકલ્પને હરનારા, વિરાગરૂપ વૃક્ષને પુષ્ટિ આપનાર, તૃષાર્ત પુરુષના સમૂહને તુષ્ટિ આપનાર, પુનઃ પુનઃ પીધા છતાં પણ ક્ષયને ન પામનાર વારિરૂપ,

૧૦ જ્વરાદિવ્યાધિપીડાનો ક્ષય કરવામાં ઔષધરૂપ, લોભાદિ સર્પનો વિનાશ કરવામાં મયૂરરૂપ, વૃદ્ધિને પ્રાપ્ત થતા ઉપાધિરૂપ પતંગને દગ્ધ કરવામાં દીપકરૂપ, અભિમાનથી રહિત વિવેકી જનોનાં માંગલ્યરૂપ,

૧૧ જીવનિકરને વિહ્વલ કરનાર મોહનું ચૂર્ણ કરવામાં મુદ્ગરરૂપ, ક્રોધાદિ શત્રુનો નિરોધ કરવામાં સમર્થ અર્ગલરૂપ, જ્ઞાનપાનની ઇચ્છાવાળા પુરુષોને સંતોષ આપનાર જ્ઞાનથી પુષ્ટ મેઘરૂપ, પરમદેવ નૃસિંહને અમે ભજીએ છીએ.

૧૨ વિઘ્નની પ્રશાંતિ કરનાર આપને પુનઃ પુનઃ અમે પ્રણમીએ છીએ. હે યોગીશ ! ભવિષ્યમાં પણ અસ્મદિષ્ટ અનુગ્રહને ભૂયોભૂયઃ કરજો.



को तो जाण, उदर भरवा, आ सदा काढता रे,

॥ ॐ श्री ऐं ह्रीं क्लीं ॥



## पंचम रूप.

॥ श्लोकौ ॥

अज्ञातजन्मस्थितिसंयमायागुणायनिर्वाणसुखार्णवाय ।
अणोरणिम्नेऽपरिगण्यधाम्नेमहानुभावायनमोनमस्ते ॥ ६.
यादृग्यकर्थंयदिदंपुरुहूतरूपंतेनेशनिर्वृतिमवापुरलंदृशोनः ।
तस्मादिदंभगवतेनमइद्धिधेयायोऽनात्मनांदुरुदयोभगवान्प्रतीतः ॥

અર્થ—જેમના ઉત્પત્તિ સ્થિતિ તથા લય સ્વકાલથી જ અવિદ્યમાન છે. જે સત્વાદિ ત્રિગુણાતીત છે, જે મોક્ષાનુભૂયમાન પરમાનંદના સમુદ્ર છે, જે સૂક્ષ્માત્સૂક્ષ્મછે, જેમની પ્રભા સર્વશ્રેષ્ઠ છે, જેમનો પ્રભાવ ઘણો મોટો છે એવા આપને પુનઃ પુનઃ પ્રણતિયો.

હે મહારાજસૂ ઈશ્વર! જે આ રૂપ આપે પ્રકટાવ્યુ તેથી અમારા નયન યથેષ્ટ શાંતિને પામ્યાં, વિષયાદિ અનાત્મ પદાર્થોમાં આસક્ત અંતઃકરણમાં આપ કદી પણ પ્રકાશમાન થતા નથી તદપિ આ પ્રકારે આપ પ્રાદુર્ભૂત થયા છો તે ભગવાનને અમે નમસ્કાર અર્પીએ છીએ.

---

प्रतिष्ठा करनार

## उपाधिबाधकवर्ग.


## अमदावाद



'युनियन प्रिंटिंगप्रेस' मां मुद्रांकित कर्युं.

शक १८१४.मु०४०.इ०स०१८९३.

संवत् १९४९.

वार्षिक उपहार रु.२.




को आशाथे, अमर बनवे, शीख आ ताकतारे,

माने को तो, पदवि रळवा, वेप आ धारतारे,

૮ ત્રિવર્ગના ગાઢ બંધનો છેદ કરનારા, ગ્રંથિત્રયનો સદા ભેદ કરનારા, વાસનારૂપ દુષ્ટ વૃક્ષને ફાડવામાં અતિ સમર્થ, મુમુક્ષુઉપાદેય ઉત્તમ કુઠારરૂપ,

૯ મનના સંકલ્પવિકલ્પને હરનારા, વિરાગરૂપ વૃક્ષને પુષ્ટિ આપનાર, તૃષાર્ત પુરુષના સમૂહને તુષ્ટિ આપનાર, પુનઃ પુનઃ પીધા છતાં પણ ક્ષયને ન પામનાર વારિરૂપ,

૧૦ જરાદિવ્યાધિપીડાનો ક્ષય કરવામાં ઔષધરૂપ, લોભાદિ સર્પનો વિનાશ કરવામાં મયૂરરૂપ, વૃદ્ધિને પ્રાપ્ત થતા ઉપાધિરૂપ પતંગને દગ્ધ કરવામાં દીપકરૂપ, અભિમાનથી રહિત વિવેકી જનોના માંગલ્યરૂપ,

૧૧ જીવનિકરને વિહ્વલ કરનાર મોહનું ચૂર્ણ કરવામાં મુદ્ગરરૂપ, ક્રોધાદિ શત્રુનો નિરોધ કરવામાં સમર્થ અર્ગલરૂપ, જ્ઞાનપાનની ઇચ્છાવાળા પુરુષોને સંતોષ આપનાર જ્ઞાનથી પુષ્ટ મેઘરૂપ, પરમદેવ નૃસિંહને અમે ભજીએ છીએ.

૧૨ વિઘ્નની પ્રશાંતિ કરનાર આપને પુનઃ પુનઃ અમે પ્રણમીએ છીએ. હે યોગીશ ! ભવિષ્યમાં પણ અસ્મદિષ્ટ અનુગ્રહને ભૂયોભૂયઃ કરજો.



हो तो जाणे, उदर भरवा, आ मदा काळता रे,

॥ ॐ श्रीं ऐं ह्रीं क्लीं ॥



## पंचम रूप.

॥ श्लोकौ ॥

अजातजन्मस्थितिसंयमायागुणाय निर्वाणसुखार्णवाय ।
अणोरणिम्नेऽपरिगण्यधाम्ने महानुभावाय नमो नमस्ते ॥ १.
प्रादुश्चकर्थ यदिदं पुरुहूत रूपं तेनेश निर्वृतिमवापुरलं दृशो नः ।
तस्मा इदं भगवते नम इद्विधेम योऽनात्मनां दुरुदयो भगवान्प्रतीतः ॥

અર્થ—જેમના ઉત્પત્તિ સ્થિતિ તથા લય સ્વભાવથી જ અવિદ્યમાન છે, જે સત્વાદિ ગુણાતીત છે, જે મોક્ષાનુભવમાન પરમાનંદના સમુદ્ર છે, જે સૂક્ષ્માત્સૂક્ષ્મ છે, જેની પ્રભા સર્વોપરિ છે, જેનો પ્રભાવ ઘણો મોટો છે એવા આપને પુનઃ પુનઃ પ્રણતિયો.

હે મહારાજ સૂર્યદેવ ! જે આ રૂપ આપે પ્રકટાવ્યું તેથી અમારા નયન યથેષ્ટ શાંતિને પામ્યાં. વિષયાદિ અનાત્મ પદાર્થોમાં આસક્ત અંતઃકરણમાં આપ કદી પણ પ્રકાશમાન થતા નથી તદપિ આ પ્રકારે આપ પ્રાદુર્ભૂત થયા છો તે ભગવાનને અમે નમસ્કાર અર્પીએ છીએ.

---

मतिष्ठा करनार

### उपाधिवाधकवर्ग.

---

## अमदावाद





'युनियन प्रिंटिंगप्रेस'मां मुद्रांकित कर्युं.
शक १८१५.नृ०४०.इ०स०१८९३.
संवत् १९४९.
वार्षिक उपहार रु.२.



माने को तो, पदवि रळवा, वेप आ धारतारे,

कां आशाओ, अपर जनने, शोद्ध आ सोलतारे,

# पंचम रूपनी प्रभावलि.




रूप (पुस्तक) ५-कार्तिक कृष्ण १४ सं० १९४९ दर्शन (अंक) ३

## ॥ ॐ श्रीं ॥

# ॥अथ कालरात्रिनिमित्तकं रुद्रोक्तं श्री महाकालस्तोत्रम्॥

॥ श्लोकाः ॥

नमस्यं सर्वथा पूज्यम् । महेज्यं ध्यानिभिर्ध्येयम् ।
महेशं ज्ञानिभिर्ज्ञेयम् । महाकालं नमामस्त्वाम् ॥१॥
सदा नृत्यैस्तथा गीतैः । तथा वाद्यैः स्वयं विष्णुः ।
स्तुवीते यं परं स्तुत्यम् । महाकालं नमामस्त्वाम् ॥२॥
विधि र्यं वेदपाठैर्यैः । परब्रह्माख्यमाधारम् ।
स्तुवीते कालिकेशं तम् । महाकालं नमामस्त्वाम् ॥३॥
वयं रुद्रा स्त्वदीयाः स्मः । त्वदाज्ञाकारिणो भृत्याः ।
त्वदीयां प्रीतिमिच्छामः । महाकालं नमामस्त्वाम्॥४॥
असंख्यार्कद्युतिं चण्डम् । शिवं शान्तं महानन्दम् ।
महाकालीप्रियं पुण्यम् । महाकालं नमामस्त्वाम् ॥५॥
महावीर्यं च वीर्याणाम् । महावीजं च वीजानाम्
महामन्त्रं च मन्त्राणाम् । महाकालं नमामस्त्वाम् ॥६॥
महाभूतं च भूतानाम् । महातत्त्वं च तत्त्वानाम् ।
महासत्त्वं च सत्त्वानाम् । महाकालं नमामस्त्वाम् ॥७॥
महापक्षं च पक्षानाम् । महामार्गं च मार्गाणाम् ।
महादेवं च देवानाम् । महाकालं नमामस्त्वाम् ॥८॥

महाचण्डं प्रचण्डानाम्। महामृत्युं च मृत्यूणाम्।
महाकालं च कालानाम्। वयंरुद्रा नमामस्त्वाम् ॥९॥

શ્લોકાર્થ—નમસ્કાર કરવાયોગ્ય, સર્વથા પૂજ્ય, મહેજ્ય, ધ્યાનિના ધ્યેય, તથ જ્ઞાનિના જ્ઞેયરૂપ શ્રીમહેશ એવા આપ શ્રીમહાકાલભગવાન્‌ને અમે નમીએ છીએ. ૧

શ્રીવિષ્ણુ ભગવાન્ જાતે જે અતીવ સ્તુત્ય પરમાત્માનું નૃત્ય, ગીત તથા વાદ્યવડે નિરંતર સ્તવન કરે છે એવા આપ શ્રીમહાકાલભગવાનને અમે નમીએ છીએ. ૨

શ્રી બ્રહ્માભગવાન્ જે, પરબ્રહ્મ નામના આરોપથી ઓળખાતા સર્વના અધિષ્ઠાનરૂપ શ્રીમહામાયાના પતિને વેદસ્તોત્રોથી સ્તવે છે તે શ્રીમહાકાલભગવાનને અમે નમીએ છીએ. ૩

હે ભગવન્! અમે રુદ્રો આપના જ છીએ, આપની આજ્ઞાને અનુસરનાર ભૃત્ય છીએ, તથા આપની પ્રીતિને જ ઇચ્છીએ છીએ. આપ શ્રીમહાકાલભગવાન્‌ને અમે નમીએ છીએ. ૪

જે અસંખ્ય સૂર્યની દ્યુતિવાળા છે, ચણ્ડ છે તથા કલ્યાણસ્વરૂપ, શાન્ત અને મહા આનંદરૂપ છે તથા જે પરમપુણ્યરૂપ હોઈને શ્રીમહામાયાના પતિ છે એવા શ્રીમહાકાલ-સ્વરૂપ આપને અમે નમીએ છીએ. ૫

જેઓ વીર્યમાં મહાવીર્યરૂપ છે, બીજમાં મહાબીજરૂપ છે, મન્ત્રોમાં મહામંત્રરૂપ છે એવા શ્રીમહાકાલસ્વરૂપ આપને અમે નમીએ છીએ, ૬

જેઓ સર્વ ભૂતોમાં મહાભૂતરૂપ છે, સર્વ તત્ત્વોમાં મહાતત્ત્વરૂપ છે, સત્ત્વમાત્રમાં મહાસત્ત્વરૂપ છે એવા આપ શ્રીમહાકાલભગવાન્‌ને અમે નમીએ છીએ. ૭

જેઓ યજ્ઞમાત્રમાં મહાયજ્ઞરૂપ છે, મોક્ષોપયોગી માર્ગમાં મહામાર્ગરૂપ છે તથા દેવોમાં મહાદેવરૂપ છે એવા આપ શ્રીમહાકાલભગવાન્‌ને અમે નમીએ છીએ. ૮

પ્રચંડ પદાર્થોમાં જે મહાચંડ છે, મૃત્યુમાત્રમાં જે મહામૃત્યુરૂપ છે તથા કાલમાત્રમાં જે મહાકાલ છે એવા આપને અમે રુદ્રો નમીએ છીએ. ૯

## ॥ श्रीमहाकालमाहात्म्य ॥

આ શ્રીમહાકાલના આ પંચમ રૂપનો પ્રાદુર્ભાવ થયો છે. એમનું આ પ્રથમ દર્શન પુણ્યવન્ત ઉપાસકોને તેમના નિરતિશય સુખવિષયક ઇચ્છિતાર્થ પૂર્ણ કરવા પ્રાપ્ત થાય છે. આ પૂર્વે પણ વિવિધરૂપે ઉપાસકોને એમનાં પુનઃ પુનઃ દર્શન પ્રાપ્ત થયાં છે. આનંદજનક અને વિવિધ શોભાયુક્ત તે રૂપોવડે શુદ્ધ ઉપાસકોનાં અંતઃકરણમાં અધિક શાન્તિ પ્રાપ્ત થઈ પ્રતીત થાય છે. જેમ ઉપાસ્ય ઇષ્ટસ્વરૂપનો સાક્ષાત્કાર ઉપાસનાના વિપાકે ઉપાસકને જ થાય છે તેમ આ શ્રીમહાકાલનાં દર્શન પણ શ્રદ્ધાભક્તિસંપન્ન ઉપાસકને જ પ્રાપ્ત થાય છે. જેમ ઇષ્ટસ્વરૂપનો સાક્ષાત્કાર ઉપાસકના અંતરમલને ટાળીને ઉચ્ચ ગતિને પ્રાપ્ત કરતાં તેમને અનુપમ સુખના ભોક્તા કરે છે તેમ આ શ્રીમહાકાલ પણ એમના ઉપાસકોને નિર્દોષ અંતઃકરણવાળા કરીને ઉત્તરોત્તર ઉત્કૃષ્ટ ગતિને આપતાં નિર-

તિશયાનંદના ભોક્તા કરતાં અંતમાં આનંદસ્વરૂપ જ કરે છે. જેમ ધર્મને ગ્લાનિ પ્રાપ્ત થવાના સમયે, તથા અસુરજનની વૃદ્ધિએ ભક્તજનોને સંતાપ થવાના સમયે, ઈશ્વરનું અંશાવતાર કલાવતાર કે પૂર્ણાવતારરૂપે લૌકિક લીલાવિગ્રહદ્વારા પ્રાકટ્ય થાય છે અને તે ધર્મની ગ્લાનિને તથા ભક્તના સંતાપને હરે છે, તેમ આ શ્રીમહાકાલનું લૌકિકલીલાવિગ્રહથી પ્રાકટ્ય પણ નાસ્તિકતાના બલથી તથા શાસ્ત્રના રહસ્યને અયથાર્થ રીતે સમજવાથી પ્રાપ્ત થતી આસ્તિકતાની ગ્લાનિને તથા વિરોધી સિદ્ધાન્તાદિના અવલોકન કે શ્રવણદ્વારા થતા ઉપાસકોના અંતરના સંતાપને હરે છે. જેમ તે ગ્લાનિ તથા સંતાપના હરનાર ઈશ્વરના લીલાતનુનું દર્શન ભક્તજનોની અનુપમ પ્રીતિનું પાત્ર હોય છે તેમ આ શ્રીમહાકાલના લીલાતનુનું દર્શન પણ ઉપાસકોને અનુપમ પ્રીતિનું પાત્ર છે. જેમ તે નૃસિંહ, રામ, તથા કૃષ્ણાદિનાં રૂપ પ્રહ્લાદ, વિભીષણ તથા વસુદેવઅક્રુરઉદ્ધવાદિ ભક્તોને ઇષ્ટ અને હિરણ્યકશિપુ, રાવણ તથા કંસાદિ અભક્તને કાલરૂપે પ્રતીત થયાં હતાં તેમ આ શ્રીમહાકાલનાં વિવિધરૂપ પણ તેમના ઉપાસકોને શાંતિદાતા ઇષ્ટસમ અને વિરોધીને દ્વેષના પાત્રરૂપ કાલસમ પ્રતીત થાય એમાં આશ્ચર્ય નથી.

જેમ શ્રીશંકર સમગ્ર પ્રપંચનો એકે કાલે પોતાના એક નેત્રના ઉઘાડવાથી લય કરવાને સમર્થ છે તેમ આ શ્રીમહાકાલ પણ પોતાના સામર્થ્યથી ઉપાસકોનાં અંતરમાં જ્ઞાનરૂપ નેત્ર ઉઘાડવાવડે તે ઉપાસકનાં અંતરમાં રહેલ અવિદ્યાનો કાર્યપ્રપંચસહ લય કરવા સમર્થ છે.

જેમ શ્રીવિષ્ણુ આ વિશ્વની સ્થિતિરૂપ કાર્યને કરે છે તેમ આ શ્રીમહાકાલ પણ ઉપાસકની સ્વરૂપમાં સ્થિતિ થાય એવું સામર્થ્ય તે ઉપાસકના હૃદયમાં પ્રકટાવે છે.

જેમ શ્રીબ્રહ્મા આ નામરૂપ અંશવાળાજગતને પ્રવાહરૂપ વ્યવસ્થામાં સ્થાપે છે તેમ આ શ્રીમહાકાલ પણ પોતાના શ્રદ્ધાભક્તિરૂપ બે અંશવાળા ઉપાસકને પુનરાવૃત્તિરહિત સ્થાનમાં ગતિ થવારૂપ પ્રવાહમાં વ્યવસ્થાપૂર્વક સ્થાપે છે.

જેમ શ્રીસૂર્યભગવાન્ પોતાના મહિમાવડે અંધકારને ટાળીને પ્રકાશ આપે છે તેમ આ શ્રીમહાકાલ પણ ઉપાસકના અંતરમાં રહેલ અજ્ઞાનતમને ટાળીને જ્ઞાનરૂપ પ્રકાશને પ્રકટાવે છે.

જેમ ચંદ્રમા પોતાની કલાદ્વારા અમૃતસિંચન કરીને વનસ્પતિઆદિ પદાર્થોને પોષે છે તેમ આ શ્રીમહાકાલ પણ ઉપાસકના અંતઃકરણમાં રહેલ મુક્તત્વના હેતુભૂત સદ્ગુણરૂપ વનસ્પતિને સંદ્બોધામૃતથી પોષેછે.

જેમ આ આકાશ નિર્વૈરપણે સર્વને પોતામાં સ્થાન આપે છે તેમ આ શ્રીમહાકાલ પણ જાતિધર્મઆદિ નિમિત્તવડે વૈર ન સાધતાં સર્વને નિર્વૈરપણે અર્થાત્ એક સરખી અનુકૂલતાથી પોતાના ઉપાસક થવાને અવકાશ આપે છે અર્થાત્ કોઇ પણ જાતિધર્મની વ્યક્તિને અતિ વિરોધ પ્રતીત ન થાય એવે રૂપે પ્રકટે છે.

## ॥ નમનપૂર્વક અભ્યર્થના ॥

સર્વ ઉપાસ્યના પણ અપ્રતિમ ઉપાસ્ય એવા આપ શ્રીમહાકાલને અમે આ સંવત્સરના આરંભમાં અનંતાવધિ પ્રણામ પ્રેમપૂર્વક વાણીવડે અર્પીએ છીએ.

હે દેવાધિદેવ! અનંતઐશ્વર્યસ્વરૂપ આપ શ્રીમહાકાલ કે જેમનું અપરિમિત ઐશ્વર્ય તથા મહાઅદ્ભુત મંગલસ્વરૂપ આ મંદમતિ જીવોના પાપાવરણવડે આચ્છાદિત અંતઃકરણદ્વારા પ્રતીત થતું નથી, પણ સુભાગ્યવન્ત મહામતિવાળા પુરુષોના નિરાવરણ શુદ્ધ અંતઃકરણદ્વારા પ્રતીત થાયછે તેમને નીચાં નમાવેલાં અભિમાન તથા અંગોવડે અમે નમન કરીએ છીએ.

હે અનાદિ અને અનંતસ્વરૂપ મહાકાલ! આપની યથાવિધિ ઉપાસના કરીને આપના અનુગ્રહને પ્રાપ્ત કરવા ઇચ્છનાર જીવો તો આ વિશ્વમાં હોવા દુર્લભ છે, પણ અમે કે જે આપની યથાશક્તિ ઉપાસના કરીને આપના અનુગ્રહને ઇચ્છીએ છીએ તેમને આપ અમારા અંતરમાં તથા બહિર્ રહી આપ્તકામ કરો.

હે અપાર મહિમાવાળા! આપ કે જેમના અશેષ મહિમાને આ શ્રીશક્તિ કે જે પોતાની અનેક ભુજાઓમાં ખડ્ગાદિ વિવિધ શસ્ત્રોને ધારણ કરીને સાવધાનપણે પોતાના સાવરણ સ્વભાવને હણવા તથા આપના અપાર મહિમાને યથાવત્ અનુભવવા નિરંતર આપના સ્વરૂપમાં જ રમણભ્રમણ કરેછે તથાપિ જાણી શકતાં નથી, તેમ જ શ્રીરુદ્રભગવાન પણ હસ્તમાં ત્રિશૂલાદિ આયુધોને ધારણ કરીને પુનઃ પુનઃ સૃષ્ટિના પ્રલયરૂપ બાધને કરવા છતાં પણ આપના મહિમાને જેમ છે તેમ જાણી શકતા નથી તેમ જ શ્રીવિષ્ણુભગવાન પણ મહેશ્વરસ્વરૂપ આપ શ્રીમહાકાલના અનુગ્રહવડે પ્રાપ્ત કરેલાં સુદર્શનચક્રાદિ આયુધોને હસ્તમાં ધારણ કરીને નિરંતર સાવધાનતાથી વિશ્વની સ્થિતિરૂપ વ્યવસ્થાને નિભાવતા રહે છે તથાપિ તે આપના અસીમ મહિમાને યથાવત અનુભવી શકતા નથી, તેમ જ શ્રીબ્રહ્મા ભગવાન્ પણ બ્રહ્માસ્ત્રવિગેરે આયુધોને ધારણ કરી સૃષ્ટિના પ્રાદુર્ભાવાદિ પોતાના નિયત વ્યાપારને કરતા સાવધાન રહે છે તથાપિ તે પણ આપના મહિમાને નિઃશેષ યથાસ્થિત અનુભવતા નથી તો આ અલ્પજ્ઞ અને અનેક વ્યાપારથી ગ્રસ્ત અંતર સામર્થ્યના અભાવવાળા જીવો, તે આપના અપાર મહિમાને યથાવત્ શી રીતે અનુભવી શકે? અર્થાત નહિ જ અનુભવી શકે.

આમ છતાં પણ જેમ તે શ્રીશક્તિ, તથા શ્રીરુદ્રભગવાન્, તથા શ્રીવિષ્ણુભગવાન્ તથા શ્રીબ્રહ્માભગવાન્, પોતપોતાના સ્વીકારેલા વ્યાપારધર્માભિમાનથી રહિત રહી, પોતપોતાના પૃથક્ અભિમાનથી મુક્ત થઇ ખડ્ગ, ત્રિશૂલ, સુદર્શનાદિ આયુધોનો પરિત્યાગ કરી સ્વસ્થપણે આપના અભિમુખ થઇ આપમાં અર્પાઇ જતાં આપના અનુગ્રહથી આપના સ્વરૂપમાં અભેદ સ્થિત થતાં આપના સ્વરૂપને યથાવત્ અનુભવે છે તથા પોતે નહિવત થાય છે તેમ જ જે પ્રાણિઓ આપ આપણા અનેક ઉપાધિસ્વભાવને તજીને આપના અભિમુખ થઇને પોતપોતાના ભિન્નાસ્તિત્વથી તથા ભેદભાવનાથી રહિત થાય છે તે તે પ્રાણિઓ આપને યથાવત્ અનુભવતા આપમાં અળપાઇ જાય છે એમાં કાંઈ આશ્ચર્ય નથી. માટે હે સર્વસ્વરૂપ! આપના ઉપાસકોને યોગ્ય પ્રકારે અભિમુખ થવા તથા ઇતર જનોને ઉપાસક થવા આપની અકલ સત્તાવડે આપ પ્રેરણા કરાવી કૃતાર્થ કરો એ જ નમસ્કારાદિ પ્રયોગો કરીને અમે યાચીએ છીએ.

હે સર્વરૂપ પ્રતીત થતા છતાં પણ સર્વાતીત મહેશ્વરરૂપ શ્રીમહાકાલ ! આપ કે જે સર્વના અંતર્ બહિર્ તથા મધ્ય સદા સ્વસ્થ સ્થિત છો તેમને કંઈ પણ વદીને શ્રવણ કરાવવાયોગ્ય વસ્તુતઃ પ્રતીત થતું નથી તોપણ જીવસ્વભાવને અનુસરીને આ અનેક પ્રકારનાં યોગ્યાયોગ્ય વચનોવડે આપને વિનવીએ છીએ તે સર્વને આપ વિધિરૂપે સ્વીકારી યથાકાલે યથાઘટિત કરવા કૃપાલુ થશો.

---

# ॥ ॐ श्री ॥

## ॥ श्रीमत्सद्गुरवे परमात्मने नमः ॥

## ॥ वेदान्तअधिकरणमाला ॥

### (પ્રવેશક.)

ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થની સિદ્ધિ શ્રીગુરુદ્વારા વેદનું તાત્પર્ય જાણવાથી પ્રાપ્ત થાય છે એ વિષયમાં કોઈપણ આર્યપુરુષોને વિવાદ નથી. કર્મ ઉપાસના અને જ્ઞાનને પ્રતિપાદન કરનાર મંત્ર તથા બ્રાહ્મણના સમુદાયને વેદ કહે છે. દેવતા તથા દ્રવ્યવડે સાધ્ય યજ્ઞાદિ ક્રિયાઓનું કર્મ એવું નામ છે. ગુરુશાસ્ત્રના ઉપદેશાનુસાર વિજાતીય વૃત્તિના વ્યવધાનરહિત ઇષ્ટના પુનઃ પુનઃ વૃત્તિવડે અનુસંધાનને ઉપાસના એમ કહે છે તથા જીવબ્રહ્મનો અભેદ એ આ સ્થલે જ્ઞાનશબ્દવડે વિવક્ષિત છે. વેદમાં શ્રુતિયોમાં પ્રતીત થતા પૂર્વાપર વિરોધના પરિહારઅર્થે મહામુનિ શ્રીજૈમિનિ તથા મહર્ષિ શ્રીવ્યાસે મીમાંસાશાસ્ત્ર રચ્યું છે. તેમાં શ્રીજૈમિનિરચિત મીમાંસાશાસ્ત્રને પૂર્વમીમાંસા કહે છે; જેમાં કર્મપ્રતિપાદક શ્રુતિયોનો નિર્ણય કર્યો છે. ઉપાસના તથા જ્ઞાનને પ્રતિપાદક શ્રુતિના અર્થનો નિર્ણય શ્રીવ્યાસમુનિએ કર્યો છે જેને ઉત્તરમીમાંસાશાસ્ત્ર અથવા શારીરક સૂત્ર કહે છે. ઉત્તરમીમાંસાનાં સૂત્રો ૫૫૬ છે તથા ૧૯૨ અધિકરણ છે. પૂર્વમીમાંસા તથા ઉત્તરમીમાંસાનાં સૂત્રોઉપર વૃત્તિ, નંદરાજાનાં સમયમાં ઉત્પન્ન થયેલા ઉપવર્ષપંડિતે કરી છે. એ ઉપવર્ષપંડિત વ્યાકરણશાસ્ત્રના કર્તા પાણિનિમુનિના ગુરુ વર્ષપંડિતના સહોદર હતા. એમ કથાસરિત્સાગરમાં કથા છે. એ વૃત્તિગ્રંથ ન મળી શકવાથી તથા ભગવાન્ શ્રીશંકરાચાર્યકૃત ભાષ્યના ગંભીર લેખનું રહસ્ય સાધારણ બુદ્ધિના માણસથી ન ગ્રહણ કરી શકાવાથી પરમ કૃપાલુ શ્રી ભારતીતીર્થમુનિએ મંદમતિના અનુગ્રહઅર્થે આ **वैयासिकन्यायमाला** નામનો ગ્રંથ રચ્યો છે, જેનું ભાષાન્તર કરવા અત્ર પ્રયત્ન કર્યો છે. આ પ્રયત્ન ઇષ્ટકૃપાથી સફલ થવા આશા છે.

---

હોવાથી સ્પષ્ટ નહિ એવું બ્રહ્મનું ચિહ્ન છે. એ રીતે ત્રણ પાદવડે વાક્યવિચાર પૂર્ણ કરીને ચતુર્થ પાદવડે अव्यक्त, अजा આદિ સંદિગ્ધ પદોનો વિચાર કર્યો છે.

દ્વિતીય અધ્યાયના ચારે પાદનો અર્થ બતાવે છે.

द्वितीय स्मृतितर्काभ्यामविरोधोऽन्यदुष्टता
भूतभोक्तृश्रुतेर्लिंगश्रुतेरप्यविरुद्धता ॥ ६ ॥

અર્થ—દ્વિતીયાધ્યાયના પ્રથમ પાદમાં વેદાન્તવાક્યોના સમન્વયનો સાંખ્યયોગ કાણાદઆદિ સ્મૃતિયોની સાથે તથા સાંખ્યાદિના તર્કોની સાથે જે વિરોધ તેનો પરિહાર કર્યો છે. દ્વિતીય પાદમાં સાંખ્યાદિ મતોના દોષોને પ્રદર્શિત કરેલા છે. તૃતીય પાદના પૂર્વ ભાગવડે પાંચ મહાભૂતને પ્રતિપાદન કરનારી શ્રુતિયોના પરસ્પર વિરોધનું વારણ કર્યું છે તથા ઉત્તર ભાગવડે જીવના સ્વરૂપને પ્રતિપાદન કરનારી શ્રુતિયોના પરસ્પર વિરોધને મટાડ્યો છે. ચતુર્થ પાદમાં લિંગ શરીરને પ્રતિપાદન કરનારી શ્રુતિયોમાં પરસ્પર પ્રતીત થતા વિરોધનો પરિહાર કર્યો છે.

તૃતીય અધ્યાયના પ્રત્યેક પાદના અર્થને કહેછે.

तृतीये विरतिस्तत्त्वम्पदार्थपरिशोधनम्
गुणोपसंहृतिर्ज्ञाने बहिरंगादि साधनम् ॥ ७ ॥

અર્થ—તૃતીય અધ્યાયના પ્રથમ પાદમાં જીવનું પરલોકપ્રતિ ગમન તથા ત્યાંથી આગમનસંબંધી વિચાર કરીને વૈરાગ્યનું નિરૂપણ કર્યું છે. દ્વિતીય પાદના પૂર્વ ભાગવડે त्वं પદાર્થનું શોધન તથા ઉત્તર ભાગવડે तत् પદાર્થનું શોધન કર્યું છે. તૃતીય પાદમાં સગુણ વિદ્યાઓને વિષે ગુણોપસંહારનું નિરૂપણ તથા નિર્ગુણ બ્રહ્મને વિષે ફરીથી ન કહેલાં પદોનો ઉપસંહાર કર્યો છે. ચતુર્થ પાદમાં નિર્ગુણ બ્રહ્મજ્ઞાનનાં બહિરંગ સાધન જે આશ્રમ તથા યજ્ઞાદિ તેનું નિરૂપણ કર્યું છે તથા અંતરંગ સાધન જે શમદમનિદિધ્યાસનઆદિ તેમનું પણ નિરૂપણ કર્યું છે.

ચતુર્થ અધ્યાયના પ્રત્યેક પાદના અર્થને બતાવે છે.

चतुर्थे जीवतो मुक्तिरुत्क्रान्तेर्गतिरुत्तरा
ब्रह्मप्राप्तिब्रह्मलोकाविति पादार्थसंग्रहः ॥ ८ ॥

અર્થ—ચતુર્થ અધ્યાયના પ્રથમ પાદમાં શ્રવણ, મનન તથા નિદિધ્યાસનના પુનઃ પુનઃ આવર્તનવડે નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર કર્યા પછી અથવા ઉપાસનાવડે સગુણ બ્રહ્મનો સાક્ષાત્કારકર્યા અનંતર ઉત્તર કાલે પાપપુણ્યના સંપર્કરહિત જે જીવન્મુક્ત સ્થિતિ અધિકારીને પ્રાપ્ત થાય છે તેનું કથન કર્યું છે. દ્વિતીય પાદમાં મરણાભિમુખ થયેલા પુરુષનો આ શરીરમાંથી નિકળવાનો પ્રકાર વર્ણવેલો છે. તૃતીય પાદમાં સગુણ બ્રહ્મનો વેત્તા જે ઉત્તર માર્ગે

ગતિ કરે છે તે માર્ગનું નિરૂપણ કર્યું છે, તથા ચતુર્થ પાદના પૂર્વ ભાગવડે નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરનારને પ્રાપ્ત થતી વિદેહમુક્તિ વર્ણવેલી છે, તથા ઉત્તર ભાગવડે સગુણ બ્રહ્મને પ્રસક્ષ કરનારની બ્રહ્મલોકમાં થતી સ્થિતિનું વર્ણન કરેલું છે. એ પ્રમાણે ચારે પાદના અર્થનો સંગ્રહ કર્યો છે.

આ પ્રકારે શાસ્ત્ર અધ્યાય તથા પાદના અર્થ ભલે હો, એથી શું ફલ છે? આવી શંકાનું ઉત્તર.

ऊहित्वा संगतीस्तिस्त्रस्तथाऽवान्तरसंगतिम्
ऊहेदाक्षेपदृष्टान्तप्रत्युदाहरणादिकाम् ॥ ९ ॥

શાસ્ત્રસંગતિ અધ્યાયસંગતિ તથા પાદસંગતિની યોજના કર્યા પછી આક્ષેપસંગતિ દૃષ્ટાન્તસંગતિ, પ્રત્યુદાહરણસંગતિ, પ્રાસંગિકસંગતિ આદિ સંગતિયોની પણ બુદ્ધિવડે કલ્પના કરી લેવી.

(અપૂર્ણ)

॥ ॐ श्रीं ॥

# ॥ व्याधिविचार ॥

## ॥ श्रीसद्गुरुस्तवनम् ॥

शिष्यदेवं देवदेवं वेददेवं तथैव च ।
सर्गस्थितिप्रणाशानां कर्तारं श्रीगुरुं भजे ॥१॥
मौलिभूतं ब्रह्मविदामीशानं च महात्मनाम् ।
कल्पवृक्षं च भक्तानां नृसिंहं प्रणतोऽस्म्यहम् ॥२॥
विषयः क्वातिगंभीरः क्वायं क्षुद्रबुद्धिगः ।
सद्गुरो मयि संधेहि शक्तिं सुवर्णनक्षमाम् ॥३॥

અર્થ—ભક્ત, દેવ, તથા વેદના દેવ, જગતની સૃષ્ટિ, સ્થિતિ તથા લયના કારણરૂપ શ્રીગુરુનું સ્તવન કરૂં છું. (૧)

બ્રહ્મવિત્પુરુષોના શિરોમણિ, મહાત્મેશ, ભક્તના કલ્પદ્રુમરૂપ શ્રીનરસિંહને પ્રણામ કરૂં છું. (૨)

અતિ ગંભીર વિષય ક્યાં ! અને ક્ષુદ્રબુદ્ધિવાળો આ અભિમાની ક્યાં ! માટે હે સદ્ગુરો ! જેથી સુવિવેચન થઇ શકે એવી શક્તિ મને આપો (૩)

કોઇ પણ કાર્યસિદ્ધ્યર્થે તત્કાર્યસાધક વસ્તુની તે કાર્ય સાધવામાટે યોગ્યતા અવશ્ય હોવી જોઇએ. ઘટાકાર પરિણામ પામવાની મૃત્તિકામાં યોગ્યતા હોય તો જ ઘટોપલબ્ધિ સંભવે. તેમ જ દધ્યાકાર વિકાર પામવાની યોગ્યતા ક્ષીરમાં હોય તો જ દધિની ઉત્પત્તિ સંભવે. એ યોગ્યતાને સ્વભાવ, શક્તિ, આદિ સંજ્ઞા આપી શકાય. અને એ જ સ્વભાવને તત્ત્વવિત્ મહાત્માઓ 'માયા' સંજ્ઞાથી અન્યને ઉપદેશ કરે છે. માયા અનાદિ હોવાથી એ સ્વભાવ અથવા શક્તિ પણ અનાદિ હોવી ઘટે છે. આ સ્થલે એવી શંકા થાય કે માત્ર બાહ્ય સાધનથી વિકૃતિ ઉત્પન્ન થઈ શકે. કુલાલાદિ બાહ્ય સાધનની અપેક્ષાથી જ મૃત્તિકા ઘટાકાર પરિણામ પામી કાર્યસિદ્ધિ કરે છે અને ક્ષીરપક્ષમાં પણ ઔષ્ણ્યાદિ બાહ્ય સાધનની અપેક્ષાથી જ મનુષ્યો ક્ષીરના દધ્યાકાર પરિણામનો ઉપભોગ કરે છે. એ બાહ્ય સાધનના વ્યાપારપૂર્વે મૃત્તિકા તથા ક્ષીરમાં સ્વસ્વવિકૃત્યાકાર પરિણામ પામવાનો સ્વભાવ અભાવાત્મક હતો અર્થાત્ એ સ્વભાવનું અસ્તિત્વ હતું નહિ આ શંકા ઉપપન્ન નથી કારણ કે બાહ્ય સાધનના વ્યાપારપૂર્વે ઘટદધ્યાદિ કાર્યનું અસ્તિત્વ હતું નહિ અર્થાત્ એ સ્વભાવનું કારકવ્યાપારથી પ્રાક્કાલીન અનસ્તિત્વ હતું, તે અનસ્તિત્વનું કોઇ પણ સાધનવ્યાપારથી અસ્તિત્વ શી રીતે સંભવે? અર્થાત્ એ વાદ ગ્રહણ કરીએ તો અસત્કાર્યવાદના પાશમાં અવશ્ય આવી પડવું પડે. અસ્તિત્વવર્જિત કોઇપણ વસ્તુને અસ્તિત્વમાં આણવાનો પ્રયત્ન આકાશહનનને અર્થે ભિન્નભિન્ન આયુધો સજ્જ કરવાં અથવા તો વંધ્યાપુત્રની સંતુષ્ટ્યર્થે અભીષ્ટ પદાર્થનો સંગ્રહ કરવો તત્સદૃશ પ્રયત્નની તુલ્ય છે. જેમ કોઇ પણ અભાવાત્મક વસ્તુ કાર્ય સાધી શકતી નથી તેમ એ સ્વભાવનું કારકવ્યાપારથી પ્રાક્ અનસ્તિત્વ જે અભાવાત્મક છે તે પણ અસ્તિત્વવિશિષ્ટ કોઈ પણ વસ્તુની પ્રતીતિ કરાવવા સમર્થ નથી. આથી સિદ્ધ થાય છે કે એ સ્વભાવ અનાદિ કાલથી પ્રવૃત્ત હોવો જોઇએ. આ સ્થલે પણ પુનઃ શંકાનો અવકાશ આ પ્રકારે છેઃ—જો એ સ્વભાવ સિદ્ધ જ હોય છે અર્થાત્ જો મૃત્તિકા તથા ક્ષીરમાં ઘટ તથા દધ્યાકાર પરિણામની પ્રતીતિ કરાવનાર સ્વભાવ સિદ્ધ જ હોય છે તો ઘટદધ્યાકાર વિકૃતિ સ્વતઃ જ અર્થાત્ બાહ્ય કારણની અપેક્ષા વિના જ થવી જોઈએ. માટે કુલાલાદિ બાહ્ય સાધનો મૃત્તિકાપક્ષમાં તથા ઔષ્ણ્યાદિ બાહ્ય સાધનો ક્ષીરપક્ષમાં કેવલ નિરર્થક થઇ પડશે. એ શંકા સમીચીન ભાસતી નથી. કારણ કે પૂર્વકથિત પરિણામને પામવાની શક્તિ ક્ષીર તથા મૃત્તિકામાં અનાદિ કાલથી સામાન્ય રૂપે રહે છે. પણ તે સ્વભાવને ઉદ્બુદ્ધ કરી કાર્યની પ્રતીતિ કરાવવામાં ઔષ્ણ્ય તથા કુલાલાદિ અભિવ્યંજક સાધનની અપેક્ષાનો અંગીકાર અવશ્ય કરવો પડે. આથી સિદ્ધ થાય છે કે કાર્યનું ગુપ્ત અસ્તિત્વ બાહ્ય કારકના વ્યાપારપૂર્વે હોવું જોઈએ. એ કાર્યકારણસંબંધ અન્ય સંબંધનો ઉપલક્ષક છે માટે હવે અન્ય સંબંધવિષે વિમર્શણ કરીએ. એક પુરુષ દ્રષ્ટા છે અને એક વસ્તુ અર્થાત્ ચાક્ષુષવૃત્તિવિષય દૃશ્ય પદાર્થ છે. એ દૃશ્ય વસ્તુ અને તદ્ગ્રાહક આંતર શક્તિ અર્થાત્ દ્રષ્ટા એ ઉભય પદાર્થમાં કોઈ પણ સામાન્ય ધર્મ હોવો જોઇએ, નહિં તો એ બે વસ્તુનો સંબંધ નિશ્ચિતતાથી પણ થઇ શકે નહિ. જે વસ્તુમાં મારૂં અસ્તિત્વ નથી તે વસ્તુ હું શી રીતે જાણી શકું? અર્થાત્ જે વસ્તુસાથે મારૂં અભિમાન સુશ્લિષ્ટ રીતે સંબદ્ધ

થયું નથી તે વસ્તુનું અસ્તિત્વ કોઇ પણ પ્રમાણથી મારાથી શી રીતે અનુભવાય? જેમ ચૈતન્યવિશિષ્ટ પદાર્થનો અન્ય અચૈતન્યવિશિષ્ટ પદાર્થસાથે કલ્પસહસ્રે પણ સંબંધ થતો નથી તેમ જ દ્રષ્ટા તથા તદ્ભિન્ન બાહ્ય વા આંતર વસ્તુનો આપણે ભેદ સ્વીકારીએ તો તેમનો ગ્રાહ્યગ્રાહકસંબંધ યુગસહસ્રે પણ સંભવે નહિ. તાત્પર્ય એટલું જ કે દ્રષ્ટા તથા દૃશ્ય પદાર્થનો સ્વભાવ પરમાર્થતઃ કેવલ અભિન્ન હોવો જોઇએ. આ સ્થલે પૂર્વપક્ષી એવી શંકા કરી શકે કે એ વાર્તા સંભવે નહિ કારણ કે 'घटद्रष्टाघटाद्भिन्नः' એ આપ્ત વચનના અર્થમાં બાધ આવે. દ્રષ્ટા તથા દૃશ્યનો ભેદ હોવો જ જોઈએ. આ શંકાનો પણ પરિહાર આ પ્રકારે થઈ શકે કે દ્રષ્ટા તથા દૃશ્ય વસ્તુના ભેદની પ્રતીતિ કરાવનાર તત્કૃત સ્વભાવના અંશની વિલક્ષણતા જ છે જેથી એક જ વસ્તુ અમુક અંશમાં દ્રષ્ટાસ્વરૂપે ઉપલબ્ધ થાય છે અને તે જ વસ્તુ અમુક અંશના યોગે દૃશ્ય વસ્તુરૂપે રહે છે. એ જ ન્યાયે જડ તથા ચેતન વસ્તુનું સામાનાધિકરણ્ય સંભવે નહિ. કારણ કે જડત્વ ચેતન વસ્તુમાંથી વ્યાવૃત્ત છે અને ચેતનત્વ જડવસ્તુમાં અસ્તિત્વરહિત છે. આ જ સબલ લિંગથી શંકર ભગવાન્ પણ સાંખ્યવાદનું નિરાકરણ કરે છે. કારણ કે જો પ્રધાનને સ્વતંત્ર ત્રિગુણમય દ્રવ્ય સ્વીકારીએ અને તેની સાથે પુરુષનું અસ્તિત્વ પણ અંગીકૃત કરીએ તો આ જગદ્રૂપ કાર્યની ઉપલબ્ધિ થઈ શકે નહિ કારણ કે જડવસ્તુ પ્રધાનનો તથા ચેતન વસ્તુ પુરુષનો મિથોવાસ જ પ્રથમ અનુપપન્ન છે. પુરુષ અસંગ તથા ઉદાસીન છે તેને પ્રધાનસાથે કોઈ પણ પ્રકારનો સંબંધ કલ્પવો એ શબ્દવ્યાઘાત જ છે. કાર્યકારણના અભેદરૂપ આધારઉપર સમગ્ર વેદાન્તસિદ્ધાન્તનો આશ્રય રહેલો છે. નૈયાયિક સિદ્ધાન્ત એવો છે કે પૃથ્વીમાં માત્ર ગંધ, જલમાં માત્ર રસ, તેજસમાં માત્ર રૂપ, વાયુમાં માત્ર સ્પર્શ, અને આકાશમાં માત્ર શબ્દ રહેલાં છે. પણ વેદાન્તવાદ ન્યાયવાદથી કેવલ ભિન્ન છે. આકાશમાં પ્રધાનપણે શબ્દ તથા ગૌણપણે અન્ય ગુણચતુષ્ટય, તેમ જ વાયુમાં પ્રધાનપણે સ્પર્શ તથા ગૌણપણે અવશિષ્ટ ગુણચતુષ્ટય રહેલાં છે, તેથી પૃથ્વીમાં પ્રધાનપણે ગંધ તથા ગૌણપણે અન્ય ગુણોનું પણ અસ્તિત્વ પ્રચ્છન્ન છે, એવો વેદાંતસિદ્ધાંત છે, અને એ જ સિદ્ધાંત ઉપપન્ન ભાસે છે. કારણ કે ભિન્ન ભિન્ન અંશ તથા કલાથી જ એક જ વસ્તુ વિવિધ વસ્તુરૂપે પ્રતીત થાય છે. અને વિકારમાં પ્રકૃતિના ગુણ હોવા જોઇએ કારણ કે "वाचारंभणं विकारो नामधेयं मृत्तिकेत्येव सत्यम्" એ શ્રુતિચોદિત વાક્યથી વિકાર કેવલ નામવિશેષરૂપે જ અસ્તિત્વ ભોગવે છે અર્થાત્ પરમાર્થતઃ તો વિકાર અસત્ય છે અને સત્ય વસ્તુ તો તે વિકારની પ્રકૃતિ જ છે.

એ ગ્રાહ્યગ્રાહકસંબંધને છોડીને અન્ય સંબંધવિષે વિચાર કરીએ. ઘટ અને પટ એ ઉભયવચ્ચે કયો સંબંધ છે? ઘટનો દ્રષ્ટા એક પુરુષ હોઇ શકે તથા પટનો ઉપલબ્ધા પણ તે જ પુરુષ હોઇ શકે માટે એ બેવચ્ચે સામાન્ય દ્રષ્ટૃત્વનો સંબંધ થયો. એ સંબંધરૂપ લિંગથી ઘટ તથા પટને અભેદ સિદ્ધ થાય છે. માત્ર સામાન્ય ગ્રાહકસંબંધથી જ એ બેનો અભેદ નિશ્ચિત થતો નથી. અન્ય પ્રમાણોની પણ અપેક્ષા છે. કોઇ પુરુષ એ પ્રકારની શંકા કરી શકે કે ઘટાંતર્ગત અમુક વસ્તુનો ગ્રાહકસાથે સંબંધ થયો અને પટાંતર્ગત અમુક વસ્તુનો તે જ ગ્રાહક-

સાથે સંબંધ થયો માટે જો અભેદ હોઈ શકે તો ઉભય પદાર્થગત વસ્તુદ્વય જે સામાન્યગ્રાહક-ગ્રાહ્ય છે તે વસ્તુદ્વયવચ્ચે માત્ર હોઈ શકે. આથી નિખિલ ઘટ પદાર્થ નિખિલ પટ પદાર્થથી અભિન્ન છે એમ કહેવું કેવલ અસત્ય છે. આ શંકાના પરિહારાર્થે સર્વ પદાર્થમાં એક જ અભિમાની હોય છે એ સિદ્ધ કરવું અવશ્ય છે. અર્થાત્ ઘટ તથા પટની પ્રતીતિસમયે ગ્રાહકપદાર્થ (વૃત્તિ) નો ગ્રાહ્ય વસ્તુના એક સિદ્ધ પદાર્થસાથે જ સંબંધ થાય છે એ સિદ્ધ કરવું અવશ્ય છે. પ્રથમ તો "અભિમાની" એ વસ્તુ સત્ય છે અને કેવલ કપોલકલ્પિત નથી એ સિદ્ધ કરવું જોઇએ. યુક્તિ નીચે પ્રમાણે છે. કેવલ જડ વસ્તુ કોઇ પણ ક્રિયા કરવાને સમર્થ નથી. અર્થાત્ કોઇ પણ શક્તિવિશિષ્ટ પદાર્થને જડસંજ્ઞા આપી શકાય નહિ. આ રીતે સમસ્ત વિશ્વમાં કોઇ પણ પદાર્થ કેવલ જડ છે એમ કહેવું કેવલ અયુક્ત છે કારણ કે જડ પદાર્થના ઉદાહરણ તરીકે પૂર્વપક્ષસ્વીકૃત ઘટમાં પદાર્થને રાખવાની તેમ જ પટમાં વસ્ત્રરૂપે પુરુષનો ઉપકાર કરવાની શક્તિ વિદ્યમાન હોય છે. પ્રત્યેક પદાર્થમાં એક પણ પ્રકારની શક્તિ હોય છે એ તો પ્રથમ સિદ્ધ થયું. એ શક્તિનો આશ્રય એક જ છે કે અનેક છે એટલો અંશ હવે સાધ્ય છે. એ શક્તિનો આશ્રય તો એક જ હોવો જોઇએ નહિ તો આ જગતમાં કોઇ પણ કાર્યની સિદ્ધિ થાય નહિ. અર્થાત્ અભિમાનીના અનેકત્વનો સ્વીકારથી સૃષ્ટિભંગસંજ્ઞિત દોષને આવવાનું દ્વાર મળે છે. ઉદાહરણરૂપે પટ. પટાંતર્ગત અથવા પટાધિષ્ઠાતા એક અભિમાનીમાં વસ્ત્રરૂપે પુરુષોનો ઉપકાર કરવાની શક્તિ છે અને અન્ય અભિમાનીમાં તે શક્તિ વિદ્યમાન નથી એમ સ્વીકૃત કરીએ તો કોઈ પણ પુરુષ વસ્ત્રધારણ કરી શકે નહિ. કારણ કે વસ્ત્રસાધક પટ વસ્તુમાં અભિમાનિવિરોધથી પટ વસ્તુ કેવલ શૂન્યરૂપ જ છે અર્થાત્ અસત્ત્વાત્મક જ છે અને તે અભાવના કાર્યને ધારણ કરવું એ ગગનપુષ્પની માલાનું ધારણ કરવું તત્સદૃશ છે. આથી જડ વસ્તુનું લક્ષણ આ પ્રકારે બાંધી શકાયઃ— જે પદાર્થાંતર્ગત અભિમાની પરસ્પર વિરૂદ્ધ હોય છે તે વસ્તુ જડ કહેવાય અર્થાત્ શૂન્યાત્મક વા અભાવાત્મક વસ્તુ કેવલ જડ છે અર્થાત્ આ ચૈતન્યમય બ્રહ્મમૂર્તિમાં કેવલ જડ પદાર્થની ઉપલબ્ધિ અસંભવાત્મક છે.

આ સ્થલે કોઈ એવી શંકા કરે કે એક વસ્તુમાં એક જ અભિમાની હોય છે એ સંભવે નહિ. કારણ કે ઘટના બે, ચાર, પાંચ એ રીતે વિભાગ કરીએ તો પ્રત્યેક વિભાગે અભિમાની નવીન જ પ્રતીત થાય છે, માટે ઘટમાં અનેક અભિમાનીની કલ્પનાનો અવકાશ છે, જે અનેક અભિમાનીઓ સ્વાધિષ્ઠિત પદાર્થના વિભાગે અન્યોન્યથી વિભક્ત થઇ જાય છે. આ શંકા પણ સમીચીન નથી, કારણ કે પ્રત્યેક પદાર્થમાં પ્રત્યેક અણુએ અભિમાની હોય છે એ વેદાંતસિદ્ધાંતશિરોમણિ છે, પણ જ્યાં પર્યંત તે અણુઓ મિથોવાસ કરીને એક જ વસ્તુની પ્રતીતિ કરાવે છે ત્યાં પર્યંત તે પ્રત્યેક અભિમાનીનો એક અભિમાનીના અસ્તિત્વમાં લય થઈ જાય છે. અર્થાત્ પ્રત્યેક એકત્વાવચ્છિન્ન પદાર્થમાં એક જ અભિમાની જાગ્રત્ રહી વ્યવહારે સાધે છે અને અન્ય અભિમાની તો સુપ્ત રહે છે. જેમ પ્રત્યેક કુટુંબમાં તે કુટુંબાધિષ્ઠાતા પુરુષ સ્વેચ્છાનુસાર પ્રવૃત્તિ કરે છે, અને તે કુટુંબસ્થિત અન્ય પુરુષોનું સ્વસત્તાથી પાલન કરેછે, તેમ પ્રત્યેક પરમાણુગત અભિમાની પણ એક જ અ-

ભિમાનીને વશ વર્ત્તે છે. વળી જેમ એક જ ગૃહમાં રહેનારો તથા સર્વસંમતિએ વ્યાપાર-સિદ્ધિ કરનારો ભ્રાતૃવર્ગ એકાસ્તિત્વાવચ્છિન્ન જ કહી શકાય પણ પરસ્પર વિરોધાદિ કુટુંબકલહવશાત્ તે ભ્રાતૃવર્ગ વિશીર્ણ થઈ જાય છે અને વિભાગસંખ્યાનુસાર ગૃહસંખ્યા પણ નવીન થાય છે તેમ જ સ્વાધિષ્ઠિતપદાર્થવિભાગાનુસારે સુપ્ત અભિમાની ઉદ્બુદ્ધ થઇ સ્વસ્વવિભાગના અધિષ્ઠાતા થઈ સ્વાધિષ્ઠિત પદાર્થપાસે વિવિધ પણ સદૃશ કાર્ય સધાવે છે.

આથી સિદ્ધ થાય છે કે એકત્વાવચ્છિન્ન પદાર્થમાં અભિમાની પણ એક જ હોય છે. એ અભિમાની અમુકશક્તિવિશિષ્ટ અને ચૈતન્યની અમુકકલાવિશિષ્ટ હોય છે. તે અભિમાની પણ અસ્મદાદિવત્ કાર્ય સાધવામાં સમર્થ હોય છે. તેઓને પણ જ્ઞાનજનક ઇંદ્રિય હોય છે, તથા કર્મસાધક કરણ પણ હોય છે. ભાષણાદિ ક્રિયામાં તેઓ સમર્થ હોય છે. 'मृदब्रवीत्' 'आपोऽब्रुवन्' 'तत्तेज ऐक्षत' 'ताआपा ऐक्षन्त' ઇત્યાદિ શ્રુતિવચનથી અભિમાનીનો ચેતનવ્યાપાર સિદ્ધ થઇ શકે છે.

સાધ્ય વસ્તુનો પ્રથમાર્દ્ધ તો સિદ્ધ થયો. હવે પ્રત્યેક પદાર્થના અભિમાનીનો અભેદ સિદ્ધ કરવો એ અવશિષ્ટ રહેલું છે. એ સિદ્ધાંતનો તો પૂર્વોક્ત ન્યાયમાં સમાવેશ થઇ જ ગયો છે, કારણ કે જો અભિમાનીમાં ભેદ સ્વીકાર કરીએ તો અભિમાનીદ્વયવચ્ચે કોઈ પણ પ્રકારનો સંબંધ થાય એ અસંભવ છે અર્થાત્ ગ્રાહક અભિમાની અન્ય અભિમાનીનું ગ્રહણ કરી શકે નહિ. ઉદાહરણરૂપે દેહોપાધિક અભિમાની ઘટાવચ્છિન્ન અભિમાનીના અસ્તિત્વનું ગ્રહણ કરી શકે નહિ. આ ન્યાયે ગ્રાહ્યગ્રાહક અભિમાનીનો અભેદ સિદ્ધ થાય છે અર્થાત્ અખિલ વિશ્વમાં માત્ર એક જ અભિમાની સ્વસત્તાબલથી વિવિધરૂપે ભાસે છે એમ સિદ્ધ થાય છે. ત્યારે "હું ઘટ જોઉં છું" એ વાક્યનો અર્થ શું? અર્થ માત્ર એ જ કે આ શરીરોપાધિક અભિમાની જેને 'अहं' સંજ્ઞા અપાય છે તે મૃત્તિકારૂપ વિશેષવિશિષ્ટ અભિમાનીસાથે ચાક્ષુષ વૃત્તિદ્વારા સંબદ્ધ થાય છે. પણ પરમાર્થતઃ તો એ બે અભિમાનીઓ એક જ છે તો પૂર્વોક્ત વાક્યનો સત્ય સંક્ષિપ્ત અર્થ એ થાય કે 'હું મારા સ્વરૂપને ઘટમાં જોઉંછું.' આ અર્થનો જે મહાત્માઓ સાક્ષાત્કાર કરે છે તેઓ 'બ્રહ્મસ્વરૂપ' આદિ સંજ્ઞાને યોગ્ય છે અન્ય નહિ, કારણ કે

सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि।
संपश्यन्नात्मयाजी वै स्वाराज्यमधिगच्छति ॥
[ मनुस्मृति. १२-९१ ]

એ સ્માર્ત વચનથી અન્યને સ્વતુલ્ય ગણનાર મહાપુરુષને જ મહાત્મા સંજ્ઞા આપી શકાય છે.

પણ આ સમગ્ર અસંબદ્ધ પ્રલાપને વ્યાધિસાથે કયો સંબંધ?

ત્યારે અભિમાનીની એકતાથી એટલું સિદ્ધ થયું કે આ નાનારૂપે ભાસતું જગત્ વસ્તુતઃ એક સિદ્ધ વસ્તુની વિવિધ સ્ફૂર્તિમય છે. મનુષ્યમાં એ જગતનું ગ્રહણ કરવાની દૈવી

શક્તિ છે. અર્થાત્ મનુષ્ય સમગ્ર પ્રપંચનો યોગ્ય સાધનથી ગ્રાહક થઇ શકે પણ ગ્રહણ કરવા ઉધુક્ત થતા પૂર્વે તે વસ્તુ મનુષ્યમાં કોઇ પણ પ્રકારે સ્થિત હોવી જોઈએ, અર્થાત્ મનુષ્યમાં સંપૂર્ણ વિશ્વપ્રપંચનું પ્રતિબિંબ હોવું જોઈએ. સમષ્ટિગત સમગ્ર પદાર્થોની પ્રતિમાં વ્યષ્ટિમાં હોવી જોઇએ. સમષ્ટિમાં વિપર્યાસ (ફેરફાર) થયાથી વ્યષ્ટિમાં પણ તદનુસાર ફેરફાર થાય છે મનુષ્યમાત્ર સ્વશરીરનું સામ્રાજ્ય ધરાવી શકે પણ સમષ્ટિગત પદાર્થોના વિકારથી ઉત્પન્ન થતા સ્વશરીરવિકારનું ઇશિત્વ સામાન્ય જીવને દુર્લભ છે અર્થાત્ પ્રત્યેક શરીરી જીવના શરીરમાં વ્યાધિ સ્વાચ્છંદ્યથી વિચરવાનો એ અસંશય છે. ત્યારે એ વ્યાધિનો અભિભવ હાલ પ્રચલિત ઔષધોપચારવિના સ્વબલે પુરુષ શી રીતે કરી શકે તે વિષે અલ્પ અવકાશમાં સ્વવિચાર દર્શાવવાનો ઉદ્દેશ છે.

મનુષ્યદેહમાં સમગ્ર વિશ્વનો સમાવેશ હોવાથી સમષ્ટિગત પદાર્થની ઉપલબ્ધિ એના શરીરમાં અવશ્ય હોવી જોઇએ. સમષ્ટિનાં મૂલ તત્ત્વો પૃથિવી, જલ, તેજસ્, વાયુ અને આકાશ સુપ્રસિદ્ધ છે, તેથી એ પંચતત્ત્વોનો પણ મનુષ્યદેહમાં સદ્ભાવ હોવો જોઇએ. પૃથ્વીદ્રવ્ય સર્વ તત્ત્વોથી સ્થૂલ છે અને તેથી જલદ્રવ્ય સૂક્ષ્મ છે એ શ્રેણિથી, આકાશ દ્રવ્ય સૂક્ષ્મતમ સિદ્ધ થાય છે. સૂક્ષ્મતત્ત્વો સ્થૂલ તત્ત્વોઉપર જ સર્વદા રહે છે એવો સર્વશાસ્ત્રપ્રતિપાદિત સિદ્ધાંત છે, એ નિયમાનુસારે મનુષ્યદેહમાં પણ પૃથિવીતત્ત્વ સર્વથી કનિષ્ઠ ભાગમાં રહેવું જોઈએ. તેના ઉપર જલદ્રવ્યનું સ્થાન હોવું જોઇએ. તેના ઉપર તેજોદ્રવ્યનું, તેના ઉપર વાયુદ્રવ્યનું એ પ્રકારે આકાશદ્રવ્યનું સ્થાન ઉચ્ચતમ હોવું જોઈએ. એ જ વિષયને દર્શાવનાર યાજ્ઞવલ્ક્ય સંહિતાનાં તત્ત્વગર્ભ સૂત્રરૂપ નીચેનાં વચનો છેઃ—

पादादिजानुपर्यंतं पृथ्वीस्थानं प्रकीर्तितम् ।
आजान्वोः पायुपर्यंतमपांस्थानं प्रकीर्तितम् ॥
आपायो र्हृदयांतं च वह्निस्थानमदाहृतम् ।
आहृन्मध्याद्भ्रुवोर्मध्यंयावद्वायुस्थलं स्मृतम ॥
आभ्रूमध्यात्तु मूर्द्धांतं यावदाकाशमिष्यते ॥

અર્થઃ—પાદથી તે જાનુસુધી પૃથ્વીદ્રવ્યનો પ્રદેશ છે, જાનુથી તે પાયુસુધી જલદ્રવ્યનું રાજ્ય વર્તે છે. પાયુથી તે હૃદયદેશસુધીનો વહ્નિ અધિપતિ છે, હૃદયથી તે ભ્રૂમધ્યપર્યંત વાયુદ્રવ્યનું સ્થાન છે અને ભ્રૂમધ્યથી તે શીર્ષપર્યંત અર્થાત્ બ્રહ્મરંધ્રપર્યંત આકાશદ્રવ્ય વ્યાપી રહેલું છે.

એ પાંચ તત્ત્વોમાં સૂક્ષ્મતત્ત્વોની અભિવૃદ્ધિ સાધકેષ્ટ છે કારણ કે તદ્વશાત્ સાધકમાં સૂક્ષ્મ સૂક્ષ્મ વસ્તુપતિ લક્ષણાને અનુસંહિત કરવાનું સામર્થ્ય આવે છે. પ્રત્યેક દ્રવ્યની અભિવૃદ્ધિથી તે દ્રવ્યાશ્રય સ્થાનની પણ વૃદ્ધિ થાયછે. આકાશદ્રવ્યની અભિવૃદ્ધિથી શીર્ષ પ્રદેશનો વિસ્તાર થાય છે અને પૃથ્વીદ્રવ્યની અભિવૃદ્ધિથી પાદથી જાનુપર્યંત પ્રદેશ વિસ્તૃત થાય છે. પૃથ્વીદ્રવ્ય સ્થૂલતમ હોવાથી તેનું આધિક્ય સાધકને પ્રત્યુત કરે છે તેથી જે પુરુષદેહમાં પાદથી તે જાનુપર્યંત પૃથ્વ્યાશ્રય પ્રદેશ વિશાલ હોયછે તે પુ-

રૂપ દુર્ભાગી ગણાય છે. પ્રસ્તુત જે પુરુષના તનુમાં મૂર્દ્ધપ્રદેશ પૃથુલ હોય છે તે પુરુષમાં આકાશદ્રવ્યના આધિક્યવશાત્ હૃદ્‌બલની અધિકતા હોય છે. એ ન્યાયે " શીર બડા સો સકર્મી ઓર પાંઉ બડા સો અકર્મી " એ સુપ્રસિદ્ધ વચનનો સૂક્ષ્મ અર્થ સ્પષ્ટ થાય છે. આથી એમ સમજવું નહિં કે પ્રત્યેક પૃથુશિરોવિશિષ્ટ પુરુષમાં હૃદ્‌બલ અધિક હોય છે કારણ કે હૃદ્‌બલનો પ્રતિબંધ કરનાર અન્ય કારણોનું પણ આકાશદ્રવ્યસાથે સામાનાધિકરણ્ય સંભવે.

વળી પ્રત્યેક શરીરમાં એકાદશ દ્વાર હોય છે ( पुरमेकादशद्वारम् । कठा । ) તે દ્વારમાંથી મરણસમયે પ્રાણ ઉત્ક્રમણ કરે છે. નીચ દ્વારમાંથી જે પુરુષના પ્રાણનું ઉત્ક્રમણ થાય છે તે પુરુષ અવશ્ય અધોગતિને ભોગવે છે. ઉચ્ચતમ ગતિ બ્રહ્મરંધ્રદ્વારા પુરુષને બ્રહ્મલોકની પ્રાપ્તિ કરાવે છે.

ત્યારે વ્યાધિવિષે નીચે પ્રમાણે તર્કને અવકાશ મળે છે. પૂર્વોક્ત પંચભૂતની સામ્યાવસ્થામાં કોઈ પણ પ્રકારનો વિક્ષેપ થવો એ વ્યાધિનું લક્ષણ છે. પૃથ્વીદ્રવ્યના આધિક્યથી વ્યાધિનો ઉદ્‌ભવ થાય છે તેમ દ્રવ્યાંતરાધિક્યવશાત્ પણ વ્યાધિ અભિવ્યક્ત થાય છે. કોઇપણ દ્રવ્યની માત્ર અધિકતાથી વ્યાધિ ઉદ્‌ભૂત થતો નથી; એમ હોય તો સાધકની ઉત્તરોત્તર જ્ઞાનાવસ્થામાં આકાશાદિ સૂક્ષ્મતત્ત્વોની અધિકતાથી પણ રોગ સંભવે. અધિકતા વ્યાધિ થવામાં એક હેતુ છે પણ તે દ્રવ્યની અધિકતાનો વિજાતીય દ્રવ્યસાથે સંયોગ એ વ્યાધિરૂપ પ્રજાની ઉત્પત્તિમાં હેત્વંતર છે. માટે સાધકને વિજાતીય દ્રવ્યનો અધિક સંબંધ ઇષ્ટ નથી. ઉદાહરણ રૂપે પૃથ્વી અને જલદ્રવ્યના અમુક સંબંધથી અમુક વ્યાધિની અભિવ્યક્તિ થાય છે. તેમ જ અગ્નિ તથા વાયુદ્રવ્યનો સાધિક્ય સંયોગ અમુકનામા વ્યાધિનો અભિવ્યંજક હેતુ છે. એ દ્રવ્યની વિષમાવસ્થાની સામ્યાવસ્થા થયાથી વ્યાધિ પુનઃ નષ્ટવત્ થઇ રહે છે. ન્યૂન દ્રવ્યના ન્યૂન અંશમાં સંયોગથી વ્યાધિની પ્રતીતિ પણ ન્યૂન જ થય છે. બે ચાર દ્રવ્યના સંયોગથી વ્યાધિ ઉત્પન્ન થયો હોય તો તે વ્યાધિના અનેક કારક હોવાથી વ્યાધિ ચિરકાલ સ્થાયી થાય છે અને જ્યારે તે વ્યાધિઅભિવ્યંજક દ્રવ્યોની સામ્યાવસ્થા થાય છે ત્યારે પુનઃ વ્યાધિનો વિનાશ થાય છે.

પૂર્વોક્ત વિવિધ વિષમાવસ્થાને સામ્યાવસ્થામાં લાવનાર મુખ્ય સાધન ધારણા ગણાય છે. ઉદાહરણરૂપે અગ્નિદ્રવ્યના વાયુદ્રવ્ય સાથે દુષ્ટ સંયોગથી મસ્તક સહજ દુઃખેછે. આ પક્ષમાં જે અગ્નિદ્રવ્યે સામ્યાવસ્થાપરિરક્ષણાર્થે હૃદયદેશમાં રહેવું જોઇએ તે અગ્નિદ્રવ્યનો કેટલોક અંશ પુરુષના અદૃષ્ટ યોગથી ઉચ્ચગતિમાન થઈને વાયુદ્રવ્યસાથે મિશ્ર થયો છે અને તેથી રોગાભિવ્યંજક થયો છે. એનો ઉપાય એ કે વાયુદ્રવ્યસાથે મિશ્રિત અગ્નિદ્રવ્ય નીચે નીચે આવી પોતાના સ્વાભાવિક સ્થાનમાં શાંતિથી સ્થિતિ કરે એવી ધારણા કરવી.

એ નિયમે અન્ય દ્રવ્યની અધિકતા થઈ આમયની અભિવ્યક્તિ થઈ હોય તો તે તે દ્રવ્ય પોતાના નિસર્ગનિર્ણીત સ્થાનમાં આવી ઠરે એવી ધારણા કરવી. અતિન્યૂન બલવાળા વ્યાધિને સાધક ઘણા કષ્ટ વિના વશ કરી શકે છે. પણ વ્યાધિને શમાવવા પ્રયત્ન કરતા

પહેલાં વ્યાધિનું સ્વરૂપ યથાર્થ જ્ઞાત હોવું જોઇએ. બે ચાર દ્રવ્યની વિષમતાથી અભિવ્યક્ત થયલા વ્યાધિનું સ્વરૂપ ક્લિષ્ટ હોવાથી સાધકને તે યથાર્થ રીતે સ્પષ્ટ થતું નથી અને પૂર્વોક્ત ધારણાની યુક્તિ પણ શ્રીસદ્‌ગુરુના અનુગ્રહવિના કલ્પકોટિશતે પણ ફલીભૂત થતી નથી. માટે ઉત્તરોત્તર જ્ઞાનશ્રેણિએ આરોહન કરનાર સાધકને અધોગતિએ લાવનાર અદૃષ્ટયોગજન્ય વ્યાધિના યથાર્થ જ્ઞાનાર્થ તથા તેને ટાળવાના અગદાર્થ શ્રીસદ્‌ગુરુનો આશ્રય અવશ્ય સેવ્ય છે કારણ કે

"અજ્ઞાની તે, આસક્ત થઈ ઠગ મરે, દુઃખી થઈ મરે, તાપ અતિ તાપી."

એ શ્રુતિપ્રાય આપ્ત વચનથી સદ્‌ગુરુશ્રીના આશ્રયરહિત મોહમગ્ન જીવને અંતે માઠા પરિણામ અનુભવવાં પડે છે.

## ॥ ॐ श्री ॥

## ॥ श्रीपरमात्मने नमः ॥

# ॥ सर्वधर्मसिद्धान्तसंग्रह तथा गुणदोषविचार ॥

### ॥ उपोद्‌घात ॥

આ વિષય સામાન્ય રીતે સઉને સમજવાયોગ્ય છે તેથી એમાં ઘણી કઠિન ભાષા ચાલતાસુધી ન વાપરવા ધાર્યું છે.

આ સમયમાં સ્થલે સ્થલે ધર્મસંબંધી વિચાર ચર્ચાતા હોય એમ, કેટલાંક કારણોથી ભાસે છે. પૂર્વ કાલે આ પ્રકારે સ્થલે સ્થલે ધર્મચર્ચા થતી હતી અથવા થતી ન હતી એ એમાંથી એક પણ નિશ્ચય નિઃશંકપણે પ્રકટ કરી શકાતો નથી, તોપણ કેટલાંક કારણોથી અનુમાન કરવાને અવકાશ મળે છે અને તે આધારથી એમ કહી શકાય છે કે ન્યૂનાધિક અંશે સર્વ સમયમાં ધર્મસંબંધી ચર્ચા સ્થલે સ્થલે ચાલતી હોવી સંભવે છે. ભૂતભવિષ્યરૂપ ભેદપ્રતિ અલક્ષ કરતાં કાલ અને ધર્મ તો જ્યારે ત્યારે વિદ્યમાન જ હોય છે એમ પ્રતીત થાય છે.

કોઇ કોઈ મનુષ્ય તો અનેક કારણોના સંબંધમાં પોતાના મનમાં વિચાર કરીને એમ કહે છે કે પૂર્વે કાલ સારો હતો અને પૂર્વે ધર્મની વ્યવસ્થા પણ આ કાલકરતાં સારી હતી. અને કોઈ કોઈ મનુષ્ય તો પોતાની મતિઅનુસાર આસપાસનાં કારણોસહ વિચાર કરીને એમ કહે છે કે આ સમય સારો છે અને આ કાલે પૂર્વકરતાં ધર્મનું સ્વરૂપ લોકો વધારે સારી રીતે સમજે છે તેથી ધર્મસંબંધી વ્યવસ્થા પણ પૂર્વકરતાં આ કાલે ઠીક છે.

ઘણાં મનુષ્યનું વળી એમ પણ માનવું છે કે જે કાલમાં વધારે સુધારો થતો હોય તે કાલમાં દરેક પ્રકારની વ્યવસ્થા સારી જ હોય; અને જે કાલમાં સુધારાનું બલ નથી હોતું તે કાલમાં સઘળા પ્રકારની વ્યવસ્થા નબળી જ હોય છે. આ ન્યાયથી એવાં ઘણાં મનુષ્યોનું એમ માનવું છે કે પૂર્વના કાલની સાથે સઘળા પ્રકારથી સરખાવતાં આજનો

કાલ અધિક સુધારાપર જણાય છે તેથી ધર્મની વ્યવસ્થા પણ આજે ઊંચા પ્રકારની જ હોવી જોઇએ. અને આ પ્રકારના વિચારવાળા ઘણા મનુષ્યોશિવાયના અન્ય અનેક મનુષ્યોનું એમ માનવું છે કે સઘળા પ્રકારથી વિચાર કરતાં ઉત્તરોત્તર કાલમાં અધિક બિગાડ થતો જાય છે, અને તેથી આ ધર્મસંબંધમાં પણ પૂર્વકાલકરતાં આજે વ્યવસ્થા બગડેલી છે.

વળી કેટલાક કાલધર્માદિના સંબંધમાં વિચાર કરનાર મનુષ્યોનું તો એમ માનવું તથા કહેવું થાય છે કે પૂર્વકાલ સઘળા પ્રકારે સારો ન હતો, તેમ આ કાલ સઘળા પ્રકારથી જોતાં નઠારો નથી. કેટલાક અંશમાં પૂર્વકાલ સારો હતો અને કોઇ કોઇ અંશમાં આ કાલ સારો છે. જેથી ધર્મસંબંધમાં પણ કેટલાક પક્ષથી પૂર્વકાલ સારો અને કેટલાંક પક્ષથી આ કાલ સારો છે.

કોઇ કહે છે કે પૂર્વે ધર્મમાં શ્રદ્ધા વધારે હતી અને વિચાર ઓછો હતો અને આજે શ્રદ્ધા ઓછી છે અને વિચાર વધારે છે. કોઈ કહેછે કે પૂર્વે તો શ્રદ્ધા અને વિચાર બંને ઘણાં સારાં હતાં અને આજે તો શ્રદ્ધાને બદલે કુટિલપણું વધ્યું છે, અને વિચારને બદલે વ્યર્થ તર્ક વધ્યા છે. સાચી શ્રદ્ધા અને સાચા વિચારનો લેશ પણ નથી.

કોઇ કહે છે કે પૂર્વે ભોળા લોકો હતા. તેમની બુદ્ધિ પણ જાડી હતી. તેમની શ્રદ્ધા ભોળી અને વિચાર પાયા વિનાના અર્થાત્ અકારણજેવા હતા. તેઓ ગાડરીયાપ્રવાહની પેઠે એક બીજાના આધારે નિશ્ચયો કરી વહેતા હતા.

કોઇ કહે છે કે પૂર્વે વિદ્યાવૃદ્ધિ ન હતી તેથી તે કાલના લોકોને સકારણ તર્ક કરવાને કે સાધારણ વિચાર કરવાને સામર્થ્ય ન હતું; અને આજે વિદ્યાવૃદ્ધિ થવાથી પદાર્થ તથા તત્ત્વસંબંધી જ્ઞાન વધ્યું છે, અને તેથી સકારણ તર્ક તેમ જ સાધારણ વિચારવડે યોગ્ય નિશ્ચયઉપર આવી શકાય છે. જેથી પૂર્વથી ચાલતા આવેલા ઘણા ભ્રમ આજે છૂટી ગયા છે.

કોઇ કહે છે કે પૂર્વે કાલમાં તો વિદ્યાવૃદ્ધિ હોવાથી, વિદ્યાનું સ્વરૂપ અને અવિદ્યાનું સ્વરૂપ સઉ વિદ્વાનને સ્પષ્ટ હતું અને આજે તો અવિદ્યાની વૃદ્ધિ થવાથી સર્વને અવિદ્યાજન્ય ભ્રમ થયો છે, અને સર્વ પ્રકારના નિશ્ચયમાં સઉને વ્યામોહ પણ અધિક થાય છે. કારણ કે સર્વ પ્રકારનું અપૂર્ણ જ્ઞાન આ કાલે મનુષ્યો મેળવે છે અને પોતાને પૂર્ણ જ્ઞાની માની બેસે છે. આપ્રમાણે આ કાલે મિથ્યાભિમાન અને મિથ્યાજ્ઞાન પ્રકટ્યું જણાય છે તેથી ધર્મના યોગ્ય તત્ત્વનું યથાર્થ જ્ઞાન વિરલ પુરુષને જ પ્રાપ્ત થાય છે અને અધર્મરૂપે ધર્મનું જ્ઞાન ઘણાને થાય છે. જેથી ધર્મવિગેરે સઘળા પ્રકારથી આ કાલ સુધર્યો હોય એમ ભાસતું નથી.

કોઈ કહેછે કે પૂર્વે વિદ્યાવૃદ્ધિ હશે તો પણ આ કાલસાથે સરખાવીને તે કાલને શ્રેષ્ઠ કહેવા જેવાં આપણી પાસે સાધનો નથી. તેથી આપણાથી પૂર્વ કાલ અને આ કાલની સર્વ પ્રકારથી તૂલના કરી ન્યાય અપાય એમ નથી.

કોઈ કહેછે કે આ સંસાર હજી ચઢતીના ક્રમઉપર ચાલે છે તેથી આગળઉપર હજી વધારે ચઢતી કલા સર્વ પ્રકારથી થશે અને કોઇ કહેછે કે સંસાર પડતીના ક્રમઉપર ચાલે છે તેથી પૂર્વકરતાં હાલ સર્વ પ્રકારે પડતી છે અને આગળઉપર પણ સર્વપ્રકારે

પડતી દશા જ આવનાર છે.

કોઈ કહેછે કે સંસાર કાંઈ એક પદાર્થ નથી કે તેની એક સરખી ચઢતી કે પડતી કહેવાય. સંસાર તો અનેક દૃશ્ય પદાર્થના સમુદાયની સંજ્ઞા છે. આ સંસારમાંહેલા સર્વ પદાર્થો આવવાજવાના સ્વભાવવાળા અર્થાત્ ઉત્પત્તિ એટલે પ્રતીતિ, સ્થિતિ અને નાશ થવાના સ્વભાવવાળા છે. તેથી એ અસંખ્ય પદાર્થમાંના સર્વ ચઢતી કે પડતીના ક્રમમાં છે એમ કહેવાય નહિ. કારણ પદાર્થમાત્રનો એક ક્ષણાવચ્છિન્ન આવિર્ભાવ નથી, અર્થાત્ પ્રતીતિનો એક જ કાલ નથી. અને તેમની સર્વની સદા એકસરખી ગતિ કે એક જ કાલે તેમની પ્રતીતિનો અભાવ નથી. તેથી આ સંસારમાંહેલા અસંખ્ય પદાર્થોમાંથી કોઈ સમયે કોઈની ચઢતી હોય છે અને તે જ સમયે કોઇની પડતી પણ હોયછે.

આ વિગેરે અનેક પ્રકારના વિચારો વિવિધ મનુષ્યો કરે છે. તેમના પરસ્પરના નિરંતર વિવાદ ચાલે છે. ઓછી મતિવાળા ઘણા મનુષ્યો એવા વિવાદવડે વૃથા ક્લેશ ઉપજાવે છે. પરસ્પરમાં એવા વાદની વૃદ્ધિ થવાથી પ્રસંગે સ્નેહ છુટી જાય છે. એકબીજાઉપર દ્વેષ વધે છે. પરસ્પરમાં આગ્રહ વધવાથી જયની સ્પૃહા તથા પરાજયનું ભય અંતરમાં ઉપજી આવે છે અને તેથી અંતમાં અનેકને અગણિત હાનિના પ્રસંગ આવી પડે છે.

આ પ્રકારે ભૂતકાલ તથા વર્તમાનકાલના સંબંધમાં વિવાદ ચાલે છે, અને તે જ પ્રકારે ઘણા મનુષ્યોમાં ભૂત, ભવિષ્યત્ અને વર્તમાનકાલસંબંધી પણ વિવાદ ચાલે છે. કોઈ કહે છે કે પૂર્વે આમ હતું, હાલ આમ છે અને આગળ આમ થશે. કોઈ કહેછે કે પૂર્વે આમ ન હતું, આજે આમ નથી અને આગળ એમ થનાર નથી વિગેરે વિગેરે.

આ પ્રકારે અતીતાદિ કાલના સંબંધથી અનેક વ્યવહારવિષે લોકો ચર્ચા કરે છે, પણ તેમાં ભાગ્યે જ કોઈ . એકબીજાસાથે મળી જઈ વાદને નિર્મૂલ કરે છે. કેવલ પૂર્વાપર કાલ તથા ધર્મસંબંધમાં જ એવા વિવાદ ચાલે છે એમ નથી પણ રાજ્યવ્યવહાર તેમજ વિદ્યાકલાઆદિ અનેક વિષયોપર વિવાદ ચાલે છે.

(આ ઉપોદ્ઘાત અનેક ધર્મના સિદ્ધાન્તનાં સ્વરૂપના સંગ્રહસાથે તેના ગુણદોષ વિચારનિમિત્ત લખાય છે તેથી ઉપરના વિવાદનું નિરાકરણ કરવા જેટલો અત્ર અવકાશ નથી. ઈશ્વરેચ્છા તો અંતમાં ગ્રંથના પ્રતિપાદ્ય વિષયના સંબંધમાં સ્વસ્થતાથી આવી જ થવાના સંભવે એ સંબંધમાં ઘટિત સ્પષ્ટીકરણ કરવા ધારણા છે.)

ઉપર લખ્યાપ્રમાણે જેમ કાલવ્યવહારસંબંધમાં ચર્ચા ચાલે છે અને વિવાદ ક્લેશ થાય છે તેમ આ કાલે સ્થલે સ્થલે જોતાં વિવિધ ધર્મ માનનાર મનુષ્યોને ધર્મ ઉત્કૃષ્ટતાનિકૃષ્ટતાવિષે પણ ભારે ચર્ચા ચાલે છે તથા તે ચર્ચામાંથી ઉપજનાર મહા ક્લેશનાં અનેક કારણ ઉપજી આવે છે.

કોઈ પણ ધર્મના ખરા સ્વરૂપપ્રતિ યથાર્થ લક્ષ જેમનો ગયો નથી હોતો એવા મનુષ્યો પણ એક ધર્મના મિથ્યાભિમાનથી અન્ય ધર્મની નિકૃષ્ટતા જણાવીને તે ધર્મના અનુયાયીને ક્લેશ થાય એવે પ્રકારે તેને નિંદે છે. જેને કોઈ હિંદુધર્મ કહે છે

આર્યધર્મ કહે છે તેમાં પણ અનેક ધર્મની શાખાઓ થયેલી છે અને વિશેષે કરીને તે દરેક શાખાના અનુયાયીઓને પરસ્પર વિરોધ હોય છે.

ખરૂં જોતાં ધર્મશબ્દથી ઓળખાતો નિર્દોષ પદાર્થ સઘળે એક સરખી રીતે પ્રવર્ત્તવો જોઇએ, છતાં સર્વત્ર તેમ પ્રતીત થતું નથી. ધર્માભિમુખ અંતઃકરણવાળાં અસંખ્ય મનુષ્યો કલ્યાણમાટે ધર્માચરણ કરે છે તથા ધર્મના સિદ્ધાન્તોને હૃદયમાં ધારણ કરી તેમ વર્તવા આગ્રહથી યત્નમાં જોડાય છે, છતાં તે ધર્મપ્રતિ વળેલાં મનુષ્યોના સમૂહમાં અસંખ્ય ભેદ સમજભેદથી પડેલા જણાય છે. અને તે સર્વને પરસ્પરના ધર્મસિદ્ધાન્ત કદાચિત્ એક હોય છે તોપણ પ્રતિકૂલપણે સમજી લીધેલા હોવાથી ભારે વિરોધ બંધાઇ ગયા હોયછે.

ધર્મનું પાલન કરવામાં પ્રીતિવાળા મનુષ્યો ઘણું કરીને એમ તો સમજે છે કે પરમેશ્વર એક છે. સંસારમાં રહેલા સર્વ જીવને કર્મમાત્રનાં ફલ આપનાર ઈશ્વર તે એક જ છે. પાપપુણ્યકર્મનાં સુખદુઃખરૂપ ફલ મળે છે. તેથી પાપને પાપરૂપે અને પુણ્યને પુણ્યરૂપે નિશ્ચય કરનાર પણ તે ફલપ્રદાતા ઈશ્વર જ છે. જ્યારે એક જ ઈશ્વર છે અને શુભાશુભ કર્મની તથા ફલની વ્યવસ્થા કરનાર પણ તે જ છે તો પછી જૂદા જૂદા પ્રકારથી નિશ્ચયો બાંધીને વિરોધથી વર્ત્તનાર સર્વ મનુષ્યો પોતાને પોતાના માનેલા ધર્મનું અનુકૂલ ફલ મળશે અને બીજાને તે બીજાએ માનેલા ધર્મનું પ્રતિકૂલ ફલ મળશે એવો દૃઢ નિશ્ચય કયા પ્રબલ હેતુવડે અને કેવા પ્રકારના સબલ ધોરણવડે બાંધે છે એ ઉદાસીન પુરુષોએ જાણવું ઘણું કઠિન થઇ પડે એમ છે. ખરી રીતે જોનારને તો ધર્મના નિયમ અને તે નિયમનાં યોગ્ય કારણ જાણવામાં આવતાં જ તે નિયમોનું પૂર્ણપણું કે અપૂર્ણપણું સમજાય એમ છે. છતાં તેવા પુરુષોની સર્વત્ર સત્તા હોતી નથી તેથી તે અપૂર્ણ નિયમવાળા માર્ગનો કે પ્રવર્તકનો ઉચ્છેદ કરી શકતા નથી, તેમ જ યોગ્યને સર્વત્ર સ્થાપી શકતા નથી. તે જ પ્રમાણે મનુષ્યોની પ્રકૃતિ પણ ભેદવાળી હોવાથી તે સર્વે મનુષ્યો પોતાની મેળે જ યોગ્યાયોગ્ય જાણીને યોગ્યનું ગ્રહણ અને અયોગ્યનો ત્યાગ કરી શકતા નથી.

પૂર્વકાલથી મતભેદ હોવાનું અનુમાન પૂર્વ ગ્રંથોના અવલોકનથી કોઇ કોઇ વિદ્વાનો બાંધે છે. અને કોઈ કોઈ વિદ્વાનો તો મૂલધર્મના સિદ્ધાન્તોને સરલ કરવા પ્રવર્ત્તેલા મધ્ય કાલવર્તી પુરુષોએ મતભેદને મિથ્યા સ્પષ્ટ કરી સ્થાપ્યો છે એમ સ્વીકારે છે. અને આ સમયમાં જોતાં તો ઘણું કરીને સર્વ સ્પષ્ટવક્તા વિદ્વાનો કહે છે કે ઉદર ભરવાની આશાથી તથા રાગદ્વેષથી ઉત્તર ઉત્તર કાલમાં અનેક પ્રકારનાં પાખંડ મત આજપર્યંતમાં સ્થપાયાં છે અને હજી સ્થપાતાં જાય છે. ઘણા વિવેકી પુરુષોનું એમ પણ માનવું છે, કે ધર્મપ્રવર્તક ગણાયલા ઘણા મુખ્ય પુરુષોનો મતભેદથી ધર્મ સ્થાપવાનો કે પોતાની કૃતિથી લોકને અનર્થ પ્રાપ્ત કરવાનો આશય ન હતો. પણ તે તે મૂલ પુરુષોના અનુયાયીઓમાંથી મુખ્ય મુખ્ય અનુયાયીએ આગળ પડીને પોતાના હિતમાટે હેતુપૂર્વક નહિ તોપણ અસાવધાનતાથી તે મૂલ પુરુષોની કૃતિરીતિને એવા ભાવમાં સ્પષ્ટ કરી પ્રકટાવતા ગયા કે તેવડે તેમની પરંપરામાં મોટો અનર્થ અને મતભેદ પ્રાપ્ત થાય. આ વિગેરે કારણોથી પણ ધર્મમાં

વિવિધ દેશોમાં વિવિધ કાલે વિવિધ પ્રવર્ત્તક પુરુષોદ્વારા વિવિધ પ્રકારના નિયમાદિના બંધારણથી નાના પ્રકારના નિશ્ચયમાં બંધાયલા અનેક મનુષ્યોના અનેક સંપ્રદાય ચાલ્યા છે અને ચાલે છે. એ અનેક સંપ્રદાયમાં ગમે તેવા અનુકૂલપ્રતિકૂલ નિયમો હશે તો પણ તે સર્વ સંપ્રદાયવાળા પોતાને જ સહુથી શ્રેષ્ઠ માને છે અને અન્યને પોતાથી નીચ ગતિના સમજે છે. સર્વનો આવો નિશ્ચય હોવાથી એક પક્ષથી સર્વ શ્રેષ્ઠ ઠરે છે અને અન્ય પક્ષથી સર્વ નેષ્ટ ઠરે છે.

અનેક પ્રકારના મતભેદથી, પરસ્પર વિરોધી નિયમોથી અને નિશ્ચયના સ્વરૂપભેદથી જોતાં સર્વને શ્રેષ્ઠ અથવા સર્વને નેષ્ટ કહેવા એ અધિક યોગ્ય ગણાય તેમ નથી. તેમ જ તે અનેક ધર્મના સિદ્ધાન્તોને એક સ્થલે લાવી એકબીજાથી મેળવી સબલદુર્બલ કારણસહિત નિશ્ચય કર્યાવિના તેમાંના ગમે તે એકને શ્રેષ્ઠ કહેવો અથવા ગમે તે અન્યને નેષ્ટ કહેવો એ પણ દુર્ઘટ છે. આ કારણથી આ सर्वधर्मसिद्धान्तसंग्रह ' तथा गुणदोषविचार એવી સંજ્ઞાવાળો ગ્રંથ આરંભ્યો છે. એમાં આજપર્યંત પ્રવર્ત્તેલા પ્રસિદ્ધ આર્યઅનાર્ય આસ્તિકના ધર્મના તેમ જ નાસ્તિકના અધર્મના સિદ્ધાન્તોનો યથાશક્તિ સંગ્રહ કર્યો છે, તથા તેમાં રહેલા ગુણદોષના સંબંધમાં ઘટિત વિચાર કર્યા છે, જેને વિચાર પૂર્વક વાંચી સમજનાર કોઈપણ પુરુષ ધર્મના ખરા સિદ્ધાન્તને જાણવા અસમર્થ છે. નહિ. કોઈ પણ ઉત્તમ મધ્યમ કે કનિષ્ટ પદાર્થ એકસાથે કોઈ સ્થાનમાં ગોઠવેલા જોવામાં આવે તો સુજ્ઞ પ્રેક્ષક પુરુષો તેની ઉત્તમમધ્યમાદિ નીતિને તત્કાલ જાણી લે છે. આ એક જ ગ્રંથમાં ગોઠવેલા તે વિવિધ સિદ્ધાન્તો જાણવાથી તેના યોગ્યાયોગ્યપ નિશ્ચય કરવો સુગમ થઈ પડે એમ છે. (અપૂર્ણ)

---

## ॥ श्रीत्रिभुवनविजयखिड्ग ॥

(અનુસંધાન ચતુર્થ રૂપના પૃષ્ટ ૨૮૯ થી).

હે પુત્ર ! જે રાજકુલમાં આવા પ્રકારનો સ્વધર્મના જ્ઞાન વિનાનો પુરુષ રાજ્યાધિકારને પામે છે તે કુલની કીર્તિનો તથા રાજ્યસત્તાનો તે પુરુષ પોતાના કુંટુંબસહિત નાશ કરે છે.

આ મનુષ્યોમાં રાજાપ્રજાનો ભેદ એ માટે જ છે કે પરસ્પરના ભયથી ઉભય પોતપોતાના ધર્મનું રૂડે પ્રકારે પાલન કરે તથા તેદ્વારા સુખાનુભવ કરતા નિર્ભય રહે. પણ મંદમતિ સ્વાર્થી રાજાઓ તો ઉલટા પ્રજાને નિરંતર ભય આપનાર થઈ પડે છે તથા પોતે ભયમાં રહે છે. અને પોતે અધર્મમાં પ્રવેશી અન્ય પ્રજાને અધર્માચરણી કરે છે. ખરૂં જોતાં તો કોઈ પણ રાજાએ હું સ્વતંત્ર રાજા છું એમ માનવાનું નથી, પરંતુ સર્વ રાજાને પ્રજા રાજા કરે છે એમ જાણવું ઘટે છે. પ્રજા વિના રાજ્યપદ હોતું નથી માટે રાજામાત્રે પ્રજાને રાજ્યનો આધાર જાણવો જોઈએ. જો પ્રજારૂપ આધારનો ભંગ થાય તો રાજ્યપદ રૂપ આધેયની સ્થિતિ હોતી નથી. તેથી રાજાએ નિરંતર પ્રજાના સુખની અભિવૃદ્ધિ કરવા યત્ન રાખવો. અને પ્રજાએ રાજાના સત્તાબલની અભિવૃદ્ધિના

ઉપાયેનેસાધવા સધાવવામાં યત્ન રાખવો એ પરસ્પરનો ધર્મ છે. પ્રજાના ધનાદિ પદાર્થનું હરણ કરવાને યુક્તિ રચનાર તથા પોતાના સુખની જ ચિંતા રાખનાર રાજા રાજા નથી પણ દુઃખી પ્રજાના રૂધિરનું શોષણ કરનાર નીચ શત્રુછે એમ મનાયું છે. માટે હે પુત્ર! નિરંતર પ્રજાના સુખસંબંધી વિચાર કરીને પ્રજાની સેવામાં તત્પર રહેવા સાવધાન થઓ. કારણ કે આપણે પ્રજાની સંપત્તિવડે સંપત્તિવાન્ થઇ બેઠા છીએ.

હે શાંત ચિત્તવાળા! મારા સરખા વૃદ્ધ પુરુષોએ કેવલ વિષયલાલસાથી વિકલ થતી વૃત્તિયોને શાંત રાખી પડી રહેવું એમ નથી, પણ વધારામાં આ વૃત્તિયોના નિરોધપૂર્વક મનસહિત મતિને ઈશ્વરસ્વરૂપમાં સ્થાપીને સ્વરૂપસુખાનુભવ કરવો ઉચિત છે. અને હે પુત્ર! તમારા સરખા યોગ્ય રાજ્ય કરનાર પુરુષોએ કેવલ ચોરવિગેરે દુષ્ટ જનોનો નિગ્રહ કરવો એ જ કર્તવ્ય માની બેસવાનું નથી પણ વધારામાં આ દુષ્ટાચારમાં પ્રવૃત્ત થતી ઇંદ્રિયોનો તથા દુષ્ટ મનનો નિગ્રહ કરવો ઘટિત છે.

હે ભાઇ! ઘણા બુદ્ધિમાન્ મનુષ્યો આ વૃષ્ટિ, શીત તથા ઉષ્ણતાને અને ભારે પદાર્થોના વહનને જ સહન કરવાં એને જ તિતિક્ષા માને છે. પણ મારા વિચારથી તો એની સાથે આ અનેક પ્રકારનાં પ્રારબ્ધવશાત્ આવી પડતાં દુઃખોને પણ અવિકલપણે સહન કરવાં એ ખરી તિતિક્ષા છે. આ સંસારમાં વિવિધ વ્યવહાર સાધવામાં પરાક્રમ કરનાર પુરુષો પોતાને શૂરવીર માનતા હોય તો તે ભૂલ ભરેલું છે કારણ કે વ્યવહારમાં ઉત્તમ પરાક્રમ કરવા છતાં અંતઃકરણમાંથી સ્ફુરતી વિવિધ વિષયવાસનાને રોકવાનું સામર્થ્ય હોતું નથી તો તે અધમતાને પામે છે. માટે હે પુત્ર! તમારે તો આ વ્યવહારમાં ઉત્તમ પ્રકારે પરાક્રમ કરતાં છતાં એ વાસનાને રોકીને તેનો અંતમાં ક્ષય કરવારૂપ શૂરપણું સાધવું.

હે ભાઇ! આપત્કાલે ઉદ્વેગ ન ધરવો એ પ્રકારનું ધૈર્ય તો ઉત્તમ જ છે, પરંતુ સર્વોત્તમ ધૈર્ય તો તે જ છે કે ઉપસ્થરસનાઆદિ, વિષયમાં લુબ્ધ રાખનાર ઇંદ્રિયોના પ્રબલ વેગને રોકવા.

આ લોકમાં જેમ ધનવાન્ પુરુષો ધનાદિ પદાર્થનું દાન કરે છે તેમ રાજાએ ભૂમિકનકાદિનું દાન કરવું ઉચિત છે. પણ વિશેષમાં પ્રાણિઓપ્રતિ વપરાતી નિર્દયતાને ત્યજવારૂપ અર્થાત્ પ્રજાનો દ્રોહ ન કરવારૂપ દાન આપવું.

ગૃહસ્થ પુરુષોએ શરીરને શોષણ કરી કષ્ટ આપનાર વ્રતાદિકના સેવનરૂપ તપને જ કરીને કૃતાર્થતા માનવાની નથી પરંતુ અન્યાયથી પ્રાપ્ત કરાતા ભોગોની ઉપેક્ષા કરવી તથા ક્રમે કરીને ઉત્તર વયના સંધિમાં ભોગવાસના શમી જાય એવા ક્રમથી વિહિત ભોગની ઉપેક્ષા કરવાનો પણ અભ્યાસ રાખવો, અને એ અભ્યાસની સિદ્ધિએ જ તપની સમાપ્તિ તથા કૃતાર્થતા સમજવી.

યથાર્થ ભાષણ કરવું અર્થાત્ સત્ય બોલવું એટલું જ માત્ર પુરુષનું કર્તવ્ય નથી પણ અનેક પ્રકારના યથાર્થ વ્યવહાર વર્ણાશ્રમધર્મથી પ્રાપ્ત હોય તે કરવા છતાં પુનઃપુનઃ સદ્રસ્તુરૂપ બ્રહ્મતત્ત્વનો એકાંતમાં બેશી વિચાર કરવો.

હે પુત્ર! આ મનુષ્યોમાં ઉત્તમ ગણાવાની લાલસાથી ઘણા સંસ્કારી જીવો અતિ કષ્ટવડે વિવિધ શાસ્ત્રોનું અધ્યયન કરે છે. પરંતુ જો તેમને પ્રતીત થયેલો આ જીવબ-

હનો ભેદ અંતપર્યંત વિદ્યમાન રહે છે તો તેમનું તે અધ્યયન વ્યર્થ થાય છે માટે પ્રાપ્તવિવેક પુરુષોએ તો શાસ્ત્રદ્વારા, યુક્તિદ્વારા કે અનુભવવડે આ અનેક દુઃખની પ્રતીતિ કરાવનાર ભેદભાવનાનો બાધ કરવો એ જ ખરૂં અધ્યયન સમજવું. માત્ર લોકમાં પ્રતિષ્ઠા મેળવવા કે ઉદર ભરવા અધ્યયન કરવું એ તો વ્યર્થ શ્રમમાત્ર જ છે.

આ જગતમાં ઘણા મંદમતિ મનુષ્યો ગુપ્તપણે પાપાચરણ કરીને ઉપરથી તે તે પાપાચરણથી લજ્જાને પામતા હોય એમ પ્રતીતિ કરાવે છે પણ એ પ્રકારનું એમનું ધર્માત્માપણું ઉપયોગનું નથી. અંતઃકરણથી જ લજ્જા પામીને જે દુષ્ટ કર્મનો ત્યાગ છે તે ત્યાગ જ ખરૂં ધર્માત્માપણું છે.

હે સુપુત્ર! આ રાજ્યલક્ષ્મીવડે પ્રાપ્ત કરેલા ઉત્તમોત્તમ અલંકાર તથા વસ્ત્રોવડે જ શરીરને શોભાવી શોભવાની આશા રાખવી નથી, પણ અંતરૂમાં ઉપજતી નિંદ્ય આશાતૃષ્ણાના ત્યાગના ધારણથી જગતમાં શોભવું એ જ સ્તુત્ય છે.

ઘણા મનુષ્યો પોતાને જ્વરાદિ રોગ પ્રાપ્ત થવાથી દુઃખી સમજે છે પરંતુ ખરૂં દુઃખ એ નથી. ખરૂં દુઃખ તો અનેક દુઃખના કારણરૂપ વિષયસુખની ઇચ્છા જે રાત્રદિવસ અંતઃકરણમાં સ્ફુર્યા કરે છે તે જ છે. માટે હે ભાઈ! સુખની ઇચ્છાવાળાએ વિષયનિમિત્ત ઉઠતી ઇચ્છાઓનો ક્રમથી જય કરવો. પ્રાપ્તસુખ પૂર્વ પુરુષોએ સ્થાપેલો આ અચલ સિદ્ધાન્ત છે એમ જાણવું.

આ લોકમાં જેમ વિદ્યાપ્રતિપાદક ગ્રંથોનું અધ્યયન ન કરનાર મૂર્ખ ગણાય છે તેમ તત્ત્વદ્રષ્ટા પુરુષોના નિયમથી જે પુરુષ આ દેહાદિકમાંથી અહંમમત્વને નિવૃત્ત કરતા નથી તે મહામૂર્ખ ગણાય છે.

આ સંસારમાં જેમ પથિક પુરુષો સ્થલે સ્થલે જલાશય તથા પાંથશાલાઆદિ વિશ્રામસ્થાનવાળો અને કંટકાદિથી રહિત વસતિવાળો માર્ગ પંથ કરવામાં સારો ગણે છે તેમ મોક્ષમાર્ગમાં વિચરવાને સજ્જ થયેલા મારા સરખાને કેવલ પરમાત્માનું સ્મરણ ચિંતન કથન કે શ્રવણ કરવામાં અનુકૂલ એવો અને જેવડે અંતમાં પરમાત્મામાં એકરૂપ થઈ રહેવાય એવો જે નિવૃત્તિનો માર્ગ એ જ સુમાર્ગ છે. અને જેમ તે પથિક પુરુષો ચોરવ્યાઘ્રઆદિના સંચારવાળા માર્ગને ભયંકર ગણી ત્યજે છે તેમ હું સરખાએ પણ હવે ચિત્તમાં વિક્ષેપ ઉપજાવનાર અનેક વ્યવહારના પ્રવેશવાળા પ્રપંચને ભયંકર માર્ગ ગણી ત્યજવો યોગ્ય છે.

હે ભાઈ! હવે મને દૃઢ થયું છે કે આ દિવ્યસરખાં ભવનો જ મારા નિવાસરૂપ નથી પણ આ શરીર જ મારે રહેવાનું ગૃહ છે.

અનેક વિચારથી મને સ્પષ્ટ થયું છે કે જેમને અસહ્ય દુઃખ ભોગવવાનાં સ્થાનરૂપ ગણાયલાં નરકથી બચવાની ઇચ્છા હોય તેમણે આ અનેક દુઃખની ખાણરૂપ અનેક શરીરોને પ્રાપ્ત કરાવનાર આવરણશક્તિના કારણરૂપ તામસ અહંકારથી યત્નવડે ઉગરવું જોઈએ. આ સુવર્ણાદિ પદાર્થની પ્રાપ્તિવડે પોતાને લક્ષ્મીવાન્ સમજનારા મંદમતિ મનુષ્યો દુઃખથી મુકાતા નથી પણ શુદ્ધસાત્ત્વિકદ્રવ્યની પ્રાપ્તિવાળા મહાત્મા પુરુષો જ ખરા શ્રીમાન્ હોવાથી દુઃખથી મુક્ત રહે છે. તેથી હું કે જેણે આ લક્ષ્મીના ભોક્તાપણાનું અભિમાન દુઃખદ ગણીને ત્યજવું ધાર્યું છે તેને તમે એવી અનુકૂલતા રચી આપો કે જેથી

શુદ્ધસત્ત્વની પ્રાપ્તિવડે હું સાચો શ્રીમાન્ થઈને સદા દુઃખરહિત થાઉં.

હે પુત્ર ! મને અનુભવ છે કે રાજ્યલક્ષ્મીને પ્રાપ્ત છતાં પણ અજિતેન્દ્રિય પુરુષો દીન હોય છે અને અન્નવસ્ત્રની પણ યથાઘટિત પ્રાપ્તિથી રહિત છતાં જિતેન્દ્રિય પુરુષો સદા દીનતાથી રહિત રહે છે. જેથી આ જગત્‌માં જિતેન્દ્રિય પુરુષ જ સર્વ પ્રકારથી શ્રેષ્ઠ છે.

હું કે જેણે પ્રથમાવસ્થામાં ઇંદ્રિયોનું લાલનપાલન કર્યું છે અને મધ્યમાવસ્થામાં એ ઇંદ્રિયોના નિગ્રહનિમિત્તે યોગ્ય ઉપાયો કર્યા છે તેને અનાયસરખી થયેલી એ ઇંદ્રિયો હવે આ ઉત્તરાવસ્થામાં પોતાની પ્રબલતાથી સંતાપ આપશે એવું ભય તમે રાખશો નહિ.

હે ધીરવીર ! આ જગતમાં જોવાનું તથા જાણવાનું સર્વ મેં જોયું જાણ્યું છે; માત્ર અનુભવવું શેષ રહ્યું છે એમ ગણું તો તે માત્ર એક એ જ છે કે તમને દુષ્ટ દુર્જન પ્રજાપીડક રાજ્યરિપુઓને ભયકંપ ઉપજાવી વશ વર્તાવતા જાણ્યા નથી. યદ્યપિ દીઠાસાંભળ્યા નથી તોપણ મને અંતઃકરણમાં નિશ્ચય પ્રતીત થાય છે કે તમે જે ક્ષણે ધારશો તે ક્ષણે મારા ધારવાકરતાં પણ અધિક પરાક્રમ કરશો. તેથી એ પક્ષથી પણ મને અસંતોષ રહેવા જેવું રહ્યું નથી.

હે સિદ્ધ પુરુષ ! આ વિગેરે અનેક પ્રકારનાં વચનો પિતાના મુખથી શ્રવણ કરીને લજ્જાયુક્ત મુખથી નીચું જોતાં મારા દોષને સમજી નિઃશ્વાસ નાંખતાં ધૈર્યવડે પિતાપ્રતિ આ પ્રકારનાં વચનો મેં કહ્યાં.

હે પિતા ! આ ક્ષણે હું મને પોતાને ધિક્કાર સમજુંછું. કારણ કે ઉત્તમ પુત્રનો ધર્મ હું સાચવી શક્યો નથી. પિતાના અંતઃકરણમાં વૃત્તિનો ઉદય થતાં જ અનુકૂલ કાર્ય સાધી આપનાર પુત્ર ઉત્તમ કહ્યો છે. પિતાએ આજ્ઞા કરવાવડે સાવધાન થઈ ઇચ્છાનુકૂલ કાર્ય કરી આપનાર પુત્ર મધ્યમ કહ્યો છે; અને પિતાએ આજ્ઞા કર્યા છતાં પણ અનુકૂલ કાર્ય ન સાધી આપનાર પુત્ર અધમ કહ્યો છે. આ નિશ્ચયથી હું ઉત્તમ પંક્તિમાં નથી તો પણ મધ્યમ પંક્તિમાં સ્થિર થવા સત્વર આપને અનુકૂલ વર્તન થાય એમ ઇચ્છુંછું.

હે જન્મદાતા ! આ લોકમાં આ મોક્ષપ્રદ શરીરના નિમિત્ત કારણરૂપ આપ જ અમારે તો ઈશ્વરસમાન છો, જેથી આપની પ્રસન્નતા મેળવવી એ જ ઈશ્વરની પ્રસન્નતા મેળવવાતુલ્ય છે. અમારા નિમિત્ત આપે સહન કરેલાં સંકટો એટલાં છે અને કરેલા ઉપકારો પણ એટલા છે કે તેનો પ્રત્યુપકારવડે ભારમુક્ત થવાયોગ્ય કોઈ પણ માર્ગ કે ઉપાય નથી. અને જો છે એમ માનીએ તો તે એક એ જ છે કે હરેક પ્રકારથી આપને અનુકૂલ વર્તી આપની પ્રસન્નતા પ્રાપ્ત કરવી.

હે દયાલુ પિતા ! ક્ષત્રિય કુલમાં જન્મ ધરીને જેણે પોતાના પરાક્રમથી શત્રુઓનાં અંતર તપ્ત ન રાખ્યાં પણ શત્રુનાં પરાક્રમથી પોતાનાં અંતરને તપ્ત રાખ્યાં તેના જન્મને ધિક્કાર છે, એ મારો દૃઢ નિશ્ચય છે. છતાં હું અસાવધ રહ્યો એ મારા મનની અધમતાને સૂચવે છે, મેં જન્મ ધરીને આજપર્યંત આપને સંતોષ આપનાર કોઈ ઉત્તમ કાર્ય સાધ્યું નહિ એથી હું તિરસ્કારનું પાત્ર છું, છતાં આપ કૃપા કરી મારા એ અપરાધની ક્ષમા કરજો.

આ સંસારમાં જે પુત્ર યોગ્ય વયને પ્રાપ્ત થયા છતાં પિતાના મસ્તકથી કુટુંબરક્ષણાદિના ભારને પોતાને મસ્તકે ઉપાડી લેતો નથી તે પુત્ર પોતાના પુત્રધર્મથી [illegible]ર જાણવો.

આ વિગેરે વચનોને વદીને અપરાધની ક્ષમા માગીને પિતાની પ્રસન્નતા મેળવીને તત્કાલ મેં રાજ્યવ્યવહારપ્રતિ મનને વાળ્યું. યોગ્ય સમયે પિતાની ઇચ્છાથી પોતે મને રાજ્યાભિષેક વિધિવડે કરી રાજ્યાધિકાર મારે સ્વાધીન કર્યો. અધિકાર પ્રાપ્ત થયા પછી મેં રાજ્યની સઘળી વ્યવસ્થા સાવધાનપણે ક્રમવડે જોઈ લીધી; અને પ્રધાનાદિને સાવધાન કર્યા. સેનાની પણ ઘટિત વ્યવસ્થા કરી. પશ્ચાત્ સેનાસહિત દિશાદિશાપ્રતિ મર્યાદાપર્યંત પ્રજાને અભય આપવા પ્રયાણ આરંભ્યું. જે જે દિશાપ્રતિ પ્રયાણ થયું તે તે દિશામાં રહેલ શત્રુઓ પોતપોતાના હસ્ત બાંધીને સંમુખ આવી શરણ થવા લાગ્યા. ભયવડે થર થર કંપતા, પોતાના અપરાધની ક્ષમા માગતા દીનપણે સાર પછી આજ્ઞા પાલન કરવાના સંકલ્પો વદવા લાગ્યા. શરણાગતને ન હણવાના નિયમથી મેં પણ તેમને ક્ષમા આપી તેમના અધિકારમાં જેમના તેમ સ્થાપ્યા.

(અપૂર્ણ)

# एक वार अमनभाव अनुभवेला पुरुषनां मन्ना पुनः उत्थानसमये मनप्रति वदेलां वचनो.

પદ. કરાઇ. હો મન પ્રેમની ધારા સાધી રે, એ લય.

વિશ્વનિયંતા મન વિશ્વ શમાવી રે, નિજ સ્વરૂપે રહેજે મારું રે,
તું શમતાં સુખ અવિચલ ભાસે, નિજ પદમાં હું અખંડ જાગું રે, — વિશ્વ
ગ્રામ નગર ને દેશ દિશાઓ રે, ખંડ વિભાગ ન હું પેખું રે,
સ્થાનવાળો અનિવારણ આ દિવ્ય દૃષ્ટિએ, દશ દિશમાં સઘળું દેખું રે. — વિશ્વ
ક્ષમાર્ગમાં વિચરવાને સહજ અનિલ ન બાધે રે, વાધું નભ જ્યાં જ્યાં ભાસે રે,
કથન કે શ્રવણ કરવામાં અનુકૂલ આવે. માર્ગ જેમ વસ્તુ પાસે રે, — વિશ્વ

રહેવાય એવો જે નિવૃત્તિનો માર્ગ એ જ સુમાર્ગ છે. જેમ અર્થનો પથિક પુરુષો ચોરવ્યાઘ્રઆદિના સંચારવાળા માર્ગને ભયંકર ગણી તજે છે તેમ હું સરખાએ પણ હવે ચિત્તમાં વિક્ષેપ ઉપજાવનાર અનેક વ્યવહારના પ્રવેશવાળા પ્રપંચને ભયંકર માર્ગ ગણી તજવો યોગ્ય છે.

હે ભાઈ! હવે મને દૃઢ થયું છે કે આ દિવ્યસરખાં ભવનો જ મારા નિવાસરૂપ નથી પણ આ શરીર જ મારે રહેવાનું ગૃહ છે.

અનેક વિચારથી મને સ્પષ્ટ થયું છે કે જેમને અસહ્ય દુઃખ ભોગવવાનાં સ્થાનરૂપ ગણાયલાં નરકથી બચવાની ઇચ્છા હોય તેમણે આ અનેક દુઃખની ખાણરૂપ અનેક શરીરોને પ્રાપ્ત કરાવનાર આવરણશક્તિના કારણરૂપ તામસ અહંકારથી યત્નવડે ઉગરવું જોઈએ. આ સુવર્ણાદિ પદાર્થની પ્રાપ્તિવડે પોતાને લક્ષ્મીવાન્ સમજનારા મંદમતિ મનુષ્યો દુઃખથી મુકાતા નથી પણ શુદ્ધસાત્ત્વિકદ્રવ્યની પ્રાપ્તિવાળા મહાત્મા પુરુષો જ ખરા શ્રીમાન્ હોવાથી દુઃખથી મુક્ત રહે છે. જેથી હું કે જેણે આ લક્ષ્મીના ભોક્તાપણાનું અભિમાન દુઃખદ ગણીને તજવું ધાર્યું છે તેને તમે એવી અનુકૂલતા રચી આપો કે જેથી




रूप (पुस्तक) ५- मार्गशीर्ष कृष्ण १४ सं० १९४९ दर्शन (अंक) २

॥ ॐ श्री॥

# ॥ यथार्थ भक्तिना उदयकाले भक्तना अंतःकरणनी स्थिति ॥

પદ. કાફીની એક દેશી.

ભક્તિ તો જેને ભાવી રે, તેને તો બીજું કાંઇ ના ગમે,
આ વિષયે વિરાગી રે, મન હરિવરશું રમે. ટેક.
આ લોકમાં બીજું કાંઈ ન ઇચ્છે જેનું હરિશું હળીયું ચિત્ત,
સ્ત્રી સુત ગૃહ કે ક્ષેત્ર ન રુચે વળી મોહે ન નિરખે વિત્ત,
તાળી એક લાગી રે, હરી ફરી હરિમાં શમે, ભક્તિ૦ ૧
ષડ્રસ ભોજન જમી નવ હરખે, પ્રીતે ન પહેરે શુભ વસ્ત્ર,
નાના રૂપમાં તે નવ લોભે જેને જડીયું છે સાચું શસ્ત્ર,
નિર્ભય થઇને ખેલે રે, તેને રિપુદલ ન દમે, ભક્તિ૦ ૨
ભય પામી ન વિષયથી ભાગે, ન મથી વિષયે વહી જાય,
વિધવિધ વેષ ધરી નવ રાચે, સાચે હૃદયે સુખ વ્હાય,
વૃત્તિ વાળી હરિમાં રે, સુખદુઃખ સઘળું ખમે, ભક્તિ૦ ૩
ઇંદ્ર ગંધર્વ ને અન્ય જે લોકો સુખદાતા સહુ ગાય,
તે, સુખને જે સ્વપ્ને ન ઇચ્છે, ધૈર્ય ધરીને ધાય,
અખંડ સુખ લેવા રે, નિત્ય નિજપદમાં નમે, ભક્તિ૦ ૪
ઇંદ્રિય સઘળી રાખે નિયમમાં વળી ચિત્ત બુદ્ધિ મન,
દીસતો સંગી પણ હોય નિઃસંગી એવો સરલ સુભાગી હરિજન,
નૃસિંહ ન ડગતો રે, ચઢતો ચાલે ક્રમે ક્રમે, ભક્તિ૦ ૫

# ॥वेदान्तअधिकरणमाला॥

( અનુસંધાન વર્તમાન ૩૫ના પૃષ્ટ ૯ થી. )

विवेचन—ईक्षतेर्नाशब्दं એ સૂત્રના અધિકરણમાં तदैक्षतलोकान्नुसृजै એ શ્રુતિવાક્ય પ્રધાનપર છે કે બ્રહ્મપર છે એવો વિચાર કર્યો છે. આ વિચાર બ્રહ્મસંબંધ હોવાથી બ્રહ્મવિચારાત્મક શાસ્ત્રની સંગતિ છે. એ વાક્યનું તાત્પર્ય બ્રહ્મમાં છે એવો નિર્ણય કર્યો છે માટે સમન્વયાધ્યાયની સંગતિ પણ છે; તથા ઈક્ષણ એટલે જગતની સૃષ્ટિ રચવાસંબંધી વિચાર કરવો એ ચેતનબ્રહ્મનું અસાધારણ લક્ષણ હોવાથી સ્પષ્ટ બ્રહ્મના ચિહ્નવાળાં વાક્યોનો નિર્ણય કરનાર પ્રથમ પાદની સંગતિ પણ છે. આવી રીતે બધાં અધિકરણોમાં શાસ્ત્રસંગતિ, અધ્યાયસંગતિ તથા પાદસંગતિ એમ ત્રણે સંગતિની યોજના કરી લેવી. અવાંતર સંગતિ અનેક પ્રકારની છે: आक्षेपसंगति, दृष्टान्तसंगति, प्रत्युदाहरणसंगति, प्रासंगिकीसंगति ઇત્યાદિ.

એક સમયે અવાન્તર સંગતિનું જ્ઞાન થયા પછી બુદ્ધિમાન્ પુરુષ અન્યત્ર તેની યોજના કરી શકે છે, માટે અવાન્તર સંગતિની યોજના શી રીતે કરવી તે કહે છે.

पूर्वन्यायस्य सिद्धान्तयुक्तिं वीक्ष्य परे॒नये ।
पूर्वपक्षस्य युक्तिं च तत्राक्षेपादि योजयेत् ॥१०॥

श्लोकार्थ—પ્રથમ અધિકરણના સિદ્ધાંતની યુક્તિને લક્ષમાં રાખીને તથા તે પછીના અધિકરણમાં પૂર્વપક્ષયુક્તિને જોઇને પછી તેમાં આક્ષેપાદિ અવાંતર સંગતિની યોજના કરવી

विशेष स्पष्टीकरण—પ્રથમ અધિકરણમાં 'બ્રહ્મવિચાર નામના શાસ્ત્રનો આરંભ કરવો આવશ્યક છે' એવો સિદ્ધાન્ત છે. 'બ્રહ્મ એ સંદિગ્ધ વસ્તુ છે માટે;' એ સિદ્ધાન્તની સાધક યુક્તિ છે. यतो वा इमानि भूतानि जायन्ते એ બ્રહ્મનું લક્ષણ નથી સંભવતું એ દ્વિતીય અધિકરણનો પૂર્વપક્ષ છે. ઉત્પત્તિ, સ્થિતિ તથા લય એ જગન્નિષ્ઠ ધર્મ હોવાથી બ્રહ્મની સાથે તેમનો કોઈપણ પ્રકારનો સંબંધ નથી એ પૂર્વપક્ષની સાધક યુક્તિ છે. એ પ્રમાણે પ્રથમ અધિકરણની સિદ્ધાન્તયુક્તિનો તથા તે પછીના અધિકરણની પૂર્વપક્ષયુક્તિનો વિચાર કરીને તેમની આક્ષેપસંગતિની યોજના કરવી. તે નીચે પ્રમાણે:—'બ્રહ્મ એ સંદિગ્ધ વસ્તુ હોવાથી તેનો વિચાર અવશ્ય કર્તવ્ય છે' એમ જે તમે કહ્યું તે અયુક્ત છે. કારણ કે ઉત્પત્તિઆદિ ધર્મ અન્યના હોવાથી તે બ્રહ્મના લક્ષણમાં યોજી શકાતા નથી. માટે બ્રહ્મનું કોઈ લક્ષણ જ ન હોવાથી તે પોતે છે જ નહિ ત્યારે તેને વિષે સંદિગ્ધપણું તથા તે સંબંધી વિચાર કરવો કેમ જ સંભવે? ન જ સંભવે. આપ્રમાણે આક્ષેપસંગતિની યોજના કરવી. દૃષ્ટાન્તસંગતિ તથા પ્રત્યુદાહરણસંગતિની યોજના પણ આ પ્રમાણે થ

શકે છે. પ્રથમ અધિકરણમાં બ્રહ્મ એ સંદિગ્ધ વસ્તુ છે એ હેતુથી તેનો વિચાર જેમ કર્તવ્ય છે તેમ બીજા અધિકરણના પૂર્વપક્ષમાં ઉત્પત્તિઆદિ જગત્‌ના ધર્મ હોવાથી બ્રહ્મનું લક્ષણ તે નથી એ ઉદાહરણસંગતિ છે. પ્રથમ અધિકરણમાં બ્રહ્મનો વિચાર કરવો જોઈએ એ બાબતમાં જેમ હેતુ છે તેમ બ્રહ્મના લક્ષણના સદ્‌ભાવમાં અમે કોઈપણ હેતુ દેખતા નથી એ પૂર્વપક્ષની પ્રત્યુદાહરણસંગતિ છે. એ દૃષ્ટાન્તસંગતિ તથા પ્રત્યુદાહરણસંગતિ સર્વત્ર સુલભ છે. કારણ કે પૂર્વના અધિકરણમાં જેમ હેતુ છે તેમ ઉત્તર (પછીના) અધિકરણમાં પણ હેતુ છે એ વાત તથા ઉત્તર અધિકરણના સિદ્ધાન્તમાં હેતુરહિતપણું મંદબુદ્ધિવાળો પુરુષ પણ કલ્પી શકે છે. આક્ષેપસંગતિ જે અધિકરણમાં જેવી રીતે સંભવે તેવી રીતે તેની યોજના કરી લેવી.

હવે પ્રાસંગિકી સંગતિની ઘટના આપ્રમાણે છેઃ—દેવતાધિકરણમાં વિદ્યાનો અધિકાર કોને છે એ સંબંધી વિચાર કર્યો છે, માટે સમન્વયાધ્યાયને વિષે તથા જ્ઞેય બ્રહ્મને પ્રતિપાદક વાક્યોનો નિર્ણય કરનાર પ્રથમાધ્યાયના તૃતીય પાદને વિષે તેની સંગતિ નથી તોપણ અવાંતરપ્રસંગતિ છે. કારણ કે દેવતાધિકરણપહેલાના અધિકરણમાં अंगुष्ठ मात्र पुरुषः એ વાક્ય બ્રહ્મપર હોવાથી બ્રહ્મનું અંગુષ્ઠજેટલું પ્રમાણ મનુષ્યના હૃદયરૂપ ઉપાધિને લીધે છે. કારણ કે શાસ્ત્રને વિષે મનુષ્યનો અધિકાર છે એમ કહ્યું છે. અધિકારને પ્રસંગે આચાર્યભગવાને પોતાની બુદ્ધિમાં રહેલો દેવના અધિકારસંબંધી વિચાર દેવતાધિકરણમાં કર્યો છે માટે પૂર્વના અધિકરણસાથે દેવતાધિકરણની પ્રાસંગિક સંગતિ છે.

હવે પ્રત્યેક અધિકરણના ચાર અવયવોનો બે શ્લોકવડે સંગ્રહ કરે છે.

[1]अथातो ब्रह्मजिज्ञासा ॥ १ ॥ ब्रह्मसूत्रम्॥

પદો— अथ । अतः । ब्रह्मजिज्ञासा ।

## ॥ प्रथमाधिकरण॥

अविचार्यं विचार्यं वा ब्रह्माऽध्यासानिरूपणात्
असन्देहाफलत्वाभ्यां न विचारं तदर्हति ॥
अध्यासोऽहंबुद्धिसिद्धोऽसंगंब्रह्म श्रुतीरितम्
सन्देहान्मुक्तिभावाच्च विचार्यं ब्रह्मवेदतः ॥ १ ॥

मूल श्लोकार्थ—બ્રહ્મનો વિચાર કરવો કે ન કરવો ? બ્રહ્મનો વિચાર કરવાની જરૂર નથી. કારણ કે બ્રહ્મનું તથા અધ્યાસનું નિરૂપણ થઇ શકતું નથી. બ્રહ્મ એ સંદિગ્ધ વસ્તુ નથી, તથા બ્રહ્મવિચારનું કંઈ ફલ પણ નથી.

---

[1] સૂત્રનો શબ્દાર્થ—કર્મફલ અનિત્ય છે માટે સાધનસંપન્ન થયા અનંતર બ્રહ્મવિચાર કરવો.

જગતના ધર્મ હોવાથી બ્રહ્મની સાથે તેમને કશો પણ સંબંધ નથી, તેમ સત્યજ્ઞાનાદિ પણ બ્રહ્મનાં લક્ષણ સંભવતાં નથી. કારણ કે 'ઘટ સત્ય છે, પટ સત્ય છે, ઘટજ્ઞાન, પટજ્ઞાન,' ઇત્યાદિ પ્રતીતિ પ્રસિદ્ધ છે, તે ઉપરથી સત્યજ્ઞાનાદિ શબ્દો ઘટાદિ લોકપ્રસિદ્ધ અર્થને વિષય કરનારા છે એમ જણાય છે. અપ્રસિદ્ધ સત્યજ્ઞાનાદિ શબ્દો છે'જ નહિ. માટે સત્યજ્ઞાનાદિ બ્રહ્મનું સ્વરૂપલક્ષણ પણ સંભવતું નથી. તેથી બ્રહ્મનું તટસ્થ કે સ્વરૂપલક્ષણ એકે નથી. ( એ પૂર્વપક્ષ )

**सिद्धान्त**—ઉત્પત્તિસ્થિતિઆદિ યદ્યપિ જગતનિષ્ટ ધર્મ છે તથાપિ જગતની ઉત્પત્તિ સ્થિતિ તથા લયની કલ્પિત કારણતા બ્રહ્મને વિષે સંભવે છે. જગત્ જો વાસ્તવિક હોય તો વાસ્તવિક કારણતા ઘટે પરંતુ જગત્ મિથ્યા છે માટે બ્રહ્મને વિષે જગતની આરોપિત કારણતા છે. એટલા માટે 'જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનું કારણ તે બ્રહ્મ' એવું બ્રહ્મનું તટસ્થ લક્ષણ સંભવે છે. કલ્પિત પદાર્થવડે પણ સત્ય વસ્તુ અન્યના લક્ષમાં આણી શકાય છે. જેમકે **यो भुजंगःसा स्रक्** (જેને તમે સર્પ ધારો છો તે માલા છે.) એ વાક્યવડે જેમ કલ્પિત સર્પવડે ખરી માલા ઓળખાવાય છે તેમ **यज्जगत्कारणंतद्ब्रह्म** ( જે જગત્કારણ છે તે બ્રહ્મ ) એદ્વારા કલ્પિત જગત્કારણતાવડે બ્રહ્મનું બોધન કરાયછે.

**सत्यंज्ञानमनंतंब्रह्म** એ સ્વરૂપલક્ષક શ્રુતિવાક્યમાં યદ્યપિ **सत्यज्ञान** આદિ શબ્દો, **घटोस्ति पटोस्ति** ( ઘટ છે, પટ છે) **घटज्ञानं पटज्ञानं** (ઘટનું જ્ઞાન, પટનું જ્ઞાન) ઇત્યાદિ પ્રકારની પ્રતીતિવડે પ્રસિદ્ધ પદાર્થને વિષય કરનારા જણાય છે તથાપિ નામરૂપ ઉપાધિ તજતાં કેવલ સત્યજ્ઞાનાદિ શબ્દો અખંડ બ્રહ્મના જ લક્ષક થઈ શકે છે; માટે **सत्यंज्ञानमनंतं ब्रह्म** એ બ્રહ્મનું લક્ષણ થઈ શકે છે. એવી રીતે બ્રહ્મનું સ્વરૂપલક્ષણ તથા તટસ્થ લક્ષણ બંને લક્ષણ સંભવે છે.

[1]शास्त्रयोनित्वात् ॥ ३ ॥ सूत्रम् ॥

## ॥ तृतीय अधिकरणनुं प्रथम वर्णक ॥

नकर्तृ ब्रह्म वेदस्य किं वा कर्तृ ? न कर्तृ तत्
'विरूपनित्ययावाचे' त्येवंनित्यत्ववर्णनात् ॥
कर्तृ, निश्वसितात् युक्तेर्नित्यत्वं पूर्वसाम्यतः ।
सर्वावभासि वेदस्य कर्तृत्वात् सर्वविद्भवेत् ॥ ३ ॥

**श्लोकार्थ**—બ્રહ્મવેદનો કર્તા છે કે નહિ? તે વેદનો કર્તા નથી. ( કારણ કે ) [2]**वाचाविरूपनित्यया** એ શ્રુતિએ વેદને નિત્ય વર્ણવ્યો છે.

---

૧ **सूत्रार्थ**—( તે બ્રહ્મ ) ઋગ્વેદાદિ શાસ્ત્રનું કારણ છે માટે. ૨ અન્વય—**हे विरूप ! नित्यया वाचा ( स्तुहि )** હે વિવિધ રૂપધારી દેવ! તમે નિત્યવેદવાણીવડે સ્તુતિ કરો.

બ્રહ્મ વેદનો કર્તા છે. (કારણ કે) ૩ निःश्वासितमस्यवेदाः ઇત્યાદિ શ્રુતિએ, આપણે જેમ આયાસવિના નિઃશ્વાસ મુકીએ છીએ તેમ બ્રહ્મ વેદનો આયાસવિના કર્તા છે એમ પ્રતિપાદન કર્યું છે. પૂર્વ કલ્પમાં જેવો વેદ હતો તે સમાન આનુપૂર્વી હોવાથી તે નિત્ય કહેવાયછે.

**વિશેષ વિવેચન**—૪ अस्यमहतोभूतस्यनिः श्वसितमेतदृग्वेदो यजुर्वेदःसामवेदः (बृ० २–४–१०) આ વાક્ય આ અધિકરણનો વિષય છે. બ્રહ્મ વેદનો કર્તા છે કે નથી? એ સંદેહ છે. वाचाविरूपनित्यया (હે દેવ! તમે નિત્ય વાણીવડે સ્તુતિ કરો) એ શ્રુતિ, વેદવાણીને નિત્ય કહે છે. તેમ જ अनादिनिधनानित्यावागुत्सृष्टास्वयंभुवा। आदौवेदमयीदिव्यायतःसर्वाःप्रवृत्तयः॥ (સૃષ્ટિના આદિકાલમાં બ્રહ્માએ આદિ-અંતરહિત દિવ્ય તથા નિત્ય વેદમયી વાણીનો ઉચ્ચાર કર્યો, જે વેદવાણીથી સર્વ પ્રવૃત્તિઓ થઈ) એ સ્મૃતિવાક્ય પણ વેદને નિત્ય જ કહે છે માટે બ્રહ્મ વેદનો કર્તા નથી. (એ પૂર્વ પક્ષ) (અપૂર્ણ.)

---

# ॥ वाणी निरोध ॥

(અનુસંધાન દ્વિતીય રૂપના પૃષ્ઠ ૩૦૭ થી.)

મધ્યમાના વ્યાપારનાં સ્વરૂપ ઉક્ત સંક્ષિપ્ત વર્ણનમાં સ્ફુટ થવા છતાં પણ એ વ્યાપારની યોગ્યાયોગ્ય પ્રવૃત્તિ તથા નિવૃત્તિઉપર સાધકમાત્રનું લક્ષ્યસ્થાન સ્થપાયલું હોવાથી એ વ્યાપારનાં સ્વરૂપ અધિક સ્ફુટ થવા અર્થે એ વિષયને અન્ય પ્રકારે પુનઃ વર્ણવીએ છીએ. ત્યાં મધ્યમાના વ્યાપારના હેતુ પૂર્વોક્ત રીતે પ્રાપ્તસ્વભાવદ્રવ્ય, કર્મજન્યદ્રવ્ય, તથા બહિરિન્દ્રિયનો વિષયસાથે સંબંધ એ ત્રણ હોવાથી મધ્યમાના વ્યાપાર અનંત પ્રકારના હોવા સંભવેછે. કારણ કે જીવોના અંતઃકરણમાં વર્તતું સ્વભાવદ્રવ્ય તથા કર્મજન્યદ્રવ્ય કાંઇ એક પ્રકારનુંનથી. પ્રકૃતિદ્રવ્ય અર્થાત્ સ્વભાવદ્રવ્ય *ચતુર્દશ ભેદવાળું હોવાથી પ્રત્યેક જીવને પ્રાપ્ત થયેલ સ્વભાવ પણ ચતુર્દશ ભેદવાળો હોય છે. તે પ્રત્યેક ભેદવાળો સ્વભાવ પોતાના પ્રાદુર્ભાવકાલે પોતાનામાં રહેલા ધર્માનુસાર વાસના પ્રકટાવતો હોવાથી એક પક્ષથી જોતાં પ્રત્યેક જીવના હૃદયમાં પ્રાપ્ત સ્વભાવાનુસાર ચતુર્દશવિધ વાસના ઉદ્ભવવી સંભવેછે. પરંતુ આ સ્વભાવદ્રવ્યના અંશોમાં પણ વિહિતઅવિહિત યત્નથી સુખપ્રદ અનુકૂલ અંશની વૃદ્ધિ અને દુઃખપ્રદ પ્રતિકૂલ

---

૩ વેદ પરમાત્માના નિઃશ્વાસરૂપ છે, અર્થાત્ તેણે અનાયાસે ઉત્પન્ન કર્યા છે. ૪ ઋગ્વેદાદિ શાસ્ત્ર છે તે નિત્યસિદ્ધ પરમાત્માના નિઃશ્વાસરૂપ છે. * તે ચતુર્દશ પ્રકાર આ છેઃ— ૧ કેવલ શુદ્ધ, ૨ શુદ્ધસત્ત્વાવચ્છિન્ન શુદ્ધસત્ત્વ, ૩ શુદ્ધસત્ત્વાવચ્છિન્ન સત્ત્વ, ૪ શુદ્ધસત્ત્વાવચ્છિન્ન શુદ્ધરજસ, ૫ શુદ્ધસત્ત્વાવચ્છિન્ન રજસ, ૬ શુદ્ધસત્ત્વાવચ્છિન્ન શુદ્ધતમસ, ૭ શુદ્ધસત્ત્વાવચ્છિન્ન તમસ, ૮ કેવલ મલિન, ૯ મલિનસત્ત્વાવચ્છિન્ન સત્ત્વ, ૧૦ મલિનસત્ત્વાવચ્છિન્ન મલિનસત્ત્વ, ૧૧ મલિનસત્ત્વાવચ્છિન્ન રજસ, ૧૨ મલિનસત્ત્વાવચ્છિન્ન મલિન રજસ, ૧૩ મલિનસત્ત્વાવચ્છિન્ન તમસ, ૧૪ મલિનસત્ત્વાવચ્છિન્ન મલિન તમસ.

અંશથી ન્યૂનતા વા જય કે લય થતો હોવાથી, સર્વ જીવોમાં કારણના ન્યૂનાધિક અંશથી એક જ પ્રકારની ચતુર્દશવિધ વાસનાઓ ઉદય થવી સંભવતી નથી; અર્થાત્ સર્વ જીવોમાં એક જ પ્રકારનું ચતુર્દશવિધ દ્રવ્ય હોવા છતાં તે દ્રવ્યના ન્યૂનાધિક અંશના સંભવે આ પ્રાપ્ત સ્વભાવદ્રવ્યમાંથી અનેક તીવ્ર, મધ્યમ, મંદવાસનાઓ પ્રકટે છે. એ જ પ્રકારે કર્મજન્યદ્રવ્ય પણ પ્રાપ્ત સ્વભાવના ભેદથી વિવિધ ભેદવાળું રચાયલું હોવાથી તેમાંથી ઉદ્ભવતી વાસનાઓ પણ સર્વ જીવને કાંઈ એક જ પ્રકારની હોતી નથી. તદ્વત્ બહિરિન્દ્રિયોના સંબંધમાં આવતા દૃશ્ય તથા આનુશ્રાવિક વિષયો પણ દૃશ્ય પ્રપંચના અપાર વિસ્તારથી અસંખ્ય હોવાથી એ સંબંધદ્વારા પ્રકટતી વાસના પણ અસંખ્ય ભેદવાળી થાય છે. આમ સ્વભાવકર્મદ્રવ્ય તથા વિષયોના અસંખ્ય ભેદથી તજ્જન્ય વાસનાના અસંખ્ય ભેદથતાં મધ્યમાના વ્યાપાર કે જે એ વાસનાનાં કાર્ય જ છે તે પણ અસંખ્ય ભેદવાળા થાય છે તે અસંખ્ય ભેદવાળા પ્રત્યેક વ્યાપારનું વર્ણન થવું અસંભવિત છે, તેમ જ સાધકને સર્વેનું પૃથક્ પૃથક્ જ્ઞાન પ્રાપ્ત કરવું આવશ્યક છે એમ પણ નથી. તેથી એ સર્વ વ્યાપારોના વિવિધ ભેદનો મુખ્ય બે ભેદમાં અંતર્ભાવ કરી અત્ર એ મુખ્ય બે ભેદવિષે જ વિચાર કરીએ છીએ.

વાસના સામાન્ય રીતે જોતાં બે પ્રકારની જણાય છેઃ ૧ વિષયસુખનિમિત્તની અને ૨ નિર્વિષયસુખનિમિત્તની. દૃશ્ય પદાર્થો જેવા કે સ્ત્રી, પુત્ર, ગૃહ, ધનધાન્યાદિ આ લોકના વિષયોની પ્રાપ્તિઉપભોગથી થતું સુખ તથા આ લોકથી ઉત્તમ પ્રકારના ગણાતા અન્ય લોકવિષેના પદાર્થોથી પ્રાપ્ત થતું સુખ વિષયસુખ ગણાય છે, અને તે સુખવિષયેની પ્રાપ્તિ વિષયસુખનિમિત્તની વાસના ગણાય છે. દૃશ્ય પદાર્થના સંબંધથી વિરહિત અર્થાત્ સુષુપ્ત સુખાવસ્થા કાલે અનુભવમાં આવતું તથા સ્વસ્વરૂપના અપરોક્ષ જ્ઞાનથી થતું સુખ નિર્વિષય સુખ ગણાય છે અને તન્નિમિત્ત ઉદય થતી વાસના નિર્વિષયસુખનિમિત્તની વાસના ગણાય છે.

આ ઉભય પ્રકારના સુખનિમિત્તની વાસના અંતઃકરણમાં ઉદય થતાં મધ્યમાવાણીની પ્રવૃત્તિ થાય છે. કોઈ જીવોમાં વિષયસુખનિમિત્તની વાસનાનું પ્રાધાન્ય હોય છે અને કોઇમાં નિર્વિષયસુખની વાસનાની પ્રબલતા હોય છે. વિષયસુખનિમિતની વાસના, પ્રવૃદ્ધ થતાં મધ્યમાના વ્યાપારની ઉત્તરોત્તર વૃદ્ધિ કરનાર હોવાથી હેય છે અને નિર્વિષયી સુખનિમિત્તની વાસના વૃદ્ધિ પામતાં પરિણામમાં મધ્યમાના વ્યાપારની અશેષ નિવૃત્તિમાં હેતુભૂત હોવાથી સર્વથા ઉપાદેય છે. તેમાં પણ અવિહિત વિષયસુખનિમિત્તની વાસના, મધ્યમાના વ્યાપારની પ્રવૃદ્ધિ, વિહિત વિષયસુખવાસનાથી ઉદ્ભવતા મધ્યમાના વ્યાપારથી અધિકતર કરતી હોવાથી હેયતર છે. તદ્વત્ વિષયસુખમાં ગણાવા અયોગ્ય એવા, વૃત્તિની એકાગ્રતાકાલે પ્રતીત થતા હૃદયાદિ સ્થાનોમાં વિવિધ વ્યતિકરોને જોવા વા સાધ્ય કરવા પ્રકટતી નિર્વિષયી સરખા ગણાતા સુખનિમિત્તની વાસના, સાધકના અંતઃકરણમાં વર્તતા મધ્યમાના સૂક્ષ્મ પડી ગયેલા વ્યાપારની ગતિને, નિરાલંબ વૃત્તિથી પ્રકટતા સુખનિમિત્તની વાસનાથી થતા મધ્યમાના વ્યાપારની ગતિ કરતાં અધિકતર વેગવતી કરતી હોવાથી ન્યૂન ઉપાદેય છે.

વાસનારૂપ બીજક જે સર્ગના આદિકાલથી જ જીવોની હૃદયભૂમિમાં પ્રાપ્ત છે તેને અંતર્બાહ્ય સૂક્ષ્મસ્થૂલ વિષયસંબંધરૂપ જલ પ્રાપ્ત થતાં મધ્યમારૂપ અંકુર ઉદય થાય છે અને પશ્ચાત્ અધિકાધિક વિષયસંબંધજલનું સિંચન થતાં શાખા, પલ્લવ, પત્ર, પુષ્પ આદિ સ્થાપ્ય મધ્યમાના અસંખ્ય વ્યાપારરૂપ મહાવિસ્તારવાન્ વૃક્ષ સ્થિતિને પામે છે. વિષયસુખવાસનારૂપ બીજકથી પ્રભવેલા મધ્યમાના વ્યાપારરૂપ દારુણ વૃક્ષો જન્મમરણાદિ અગણિત દુઃખને આપનાર કંટકાદિથી વેષ્ટિત, તથા અવિચિઆદિ ઘોર નરકદુઃખનો ભોગ કરાવનાર વિષમય ફલથી વ્યાપ્ત હોય છે; અને નિર્વિષય સુખવાસનારૂપ બીજકથી ઉદ્ભવેલાં મધ્યમાના વ્યાપારરૂપ મનોહર વૃક્ષ નિર્મલ આનંદ, પ્રસન્નતા, તૃપ્તિઆદિને પ્રસવનાર મનોરમ પત્ર પુષ્પ આમોદ આદિથી યુક્ત તથા પરિણામમાં વાસનામાત્રના અશેષ લયપૂર્વક મોક્ષરૂપ નિરતિશય સુખપ્રદ અતિ ઉચ્ચ અલભ્ય ફલના ઉત્પાદક હોય છે; અને તેથી જ વાસનાવલિત મનને સંસૃતિ અને નિર્વાસન મનને મોક્ષહેતુ તત્ત્વવિત્ પુરુષો સ્થલે સ્થલે વર્ણે છે. वासनावलितंजन्ममोक्षंनिर्वासनंमनः ॥ यो० वा० ५-७८ ॥( વાસનાથી વીંટાએલું મન જન્મમરણનું અને વાસનાથી રહિત થએલું મન મોક્ષનું દાતા છે. )

મધ્યમાના વ્યાપારનું આદિકારણ વાસના સિદ્ધ થવાથી તે વ્યાપારની નિવૃત્તિ ઇચ્છનાર સાધક પુરુષોને અન્ય પ્રયત્ન પરિત્યજી વાસનાનું જ સર્વ પ્રકારે નિર્મૂલન કરવું અત્યંત આવશ્યક છે એ વાર્તા યદ્યપિ સત્ય છે તથાપિ દીર્ઘ કાલથી જે વૃક્ષનાં મૂલ ભૂમિમાં અતિ ઉંડાં ઉતરી દૃઢપણે સ્થિત થયાં હોય છે એવાં અતિ વિસ્તારવાળાં મહાવૃક્ષોના કેવલ નાશ નિમિત્તે, અસાધારણ સબલ સાધનરહિત પુરુષે આરંભમાં જ મૂલછેદનનો આરંભેલો યત્ન નિષ્ફલ જાય છે અને પ્રથમ શાખાઆદિ ઉપરના અવયવો છેદતાં છેદતાં સ્કંધપર્યંત છેદન કરી મૂલપર્યંત જતાં યત્ન સફલ થવા સંભવ આવે છે તે જ પ્રકારે વાસનામૂલની દૃઢ ગ્રંથિયો ઘણે ઉંડે સુધી જે અંતઃકરણમાં સ્થિત થઈ હોય છે તેવા સાધકોએ આરંભમાં જ વાસનાના ઉચ્છેદાર્થે પ્રયત્ન કરવો ઉચિત નથી. પરંતુ એ વાસનાના કાર્યરૂપે બહિર્ દૂરપર્યંત વિસ્તરેલા વૈખરીમધ્યમાના દૃષ્ટિએ પડતા અસંખ્ય વ્યાપારોનો ઉચ્છેદ કરવો યુક્ત છે અને તે ઉચ્છેદ સધાયે વાસનાના લયનિમિત્તે આધક અભ્યંતર પ્રદેશમાં ઉદ્યુક્ત થવું યોગ્ય છે. આમ હોવાથી વૈખરીનો નિરોધ સાધીને આગળ વધનાર સાધકે સમર્થ શુભાશુભ વાસનારૂપ મૂલપર્યંત ન જતાં મધ્યમાના નિરોધાર્થે યત્નવાન્ થવું ઉચિતછે.

વિશ્વપ્રપંચમાં પ્રવર્તતી ક્રિયામાત્રનું બુદ્ધિગમ્ય આદિકારણ વાસના અને તજ્જન્ય મધ્યમાનો વ્યાપાર જ છે. મધ્યમાના વ્યાપારનું યથાર્થ સ્વરૂપ બંધાતાં સૂક્ષ્મ અને સ્થૂલ સર્વ ક્રિયાઓ આ કાર્યપ્રપંચમાં પ્રવર્તે છે. સામ્ય પ્રકૃતિના સંક્ષોભરૂપ ક્રિયાનું આદિકારણ ઈક્ષણ અર્થાત્ વાસના અને તદ્દ્વારા एकोऽहं बहुस्याम् ( હું એક અનેક થાઉં ) એ પ્રકારનું વાણીનું થએલું સ્ફુટ રૂપ અર્થાત્ મધ્યમાનો વ્યાપાર જ છે. સંક્ષોભનઅનંતર ગુણમયી માયાના ત્રિગુણાત્મક દ્રવ્યનું કાર્યપ્રપંચાનુકૂલ પૃથક્કરણ તથા સંયોગીકરણાદિ થવામાં આદિપુરુષરૂપ શ્રીરુદ્રાદિ ઈશ્વરની મધ્યમાવાણીનો વ્યાપાર કારણભૂત છે. અને એ જ પ્રકારે ઉત્તરોત્તર કાર્યપ્રપંચની ઉત્પત્તિરૂપ ક્રિયામાં તત્ તત્ ક્રિયાભિમાની પુરુષવરોની

વિરમી જાય છે. × ક્રિયારૂપ કાર્યમાં મધ્યમારૂપ કારણ સર્વદા અનુસ્યૂત હોય છે, અને મધ્યમાથી પ્રાપ્ત થયેલા વેગના પ્રમાણમાં ક્રિયાની સ્થિતિ હોય છે. મધ્યમાથી મળેલો વેગ વિરમતાં ક્રિયા વિરમી જાય* છે.

આ પ્રકારે મધ્યમાના વ્યાપાર એ જ ક્રિયામાત્રની ઉત્પત્તિમાં કારણભૂત હોવાથી અક્રિય થવાની ઇચ્છા રાખનાર સાધક પુરુષોએ આ મધ્યમાના વ્યાપારનો નિરોધ સર્વ પ્રયત્નથી કર્તવ્ય છે એ વિચાર કરતાં સમજાય એમ છે. જે સાધક મહાત્માઓ આ મધ્યમાના વેગને વશ વર્તાવવા સમર્થ થયા હોય છે તેમને ફલસિદ્ધિ અલ્પ કાલમાં અને અલ્પ અભ્યાસે અનુભવમાં આવે છે, અને એ મધ્યમાના વ્યાપારના નિરોધપ્રતિ દુર્લક્ષ કરનાર સાધક પારમાર્થિક યત્નમાં નિરંતર કાલને વ્યતીત કરતાં છતાં સત્વર ફલની અવાપ્તિના અસંભવે અસંતુષ્ટ દૃષ્ટિએ આવે છે.

---

Philosophical Review ) નામના પત્રમાં Psychogenesis નામના પોતાના વિષયની સમાપ્તિ કરતાં 'પ્રેસિડેંટ ડેવીડ હિલ' ( President David Hill ) લખે છે કે

Until we know more of what we call "matter" and "energy" than we do at present, who will be so adventurous as to say that the last vehicle to which psychic action can be transferred, and the only medium to which the unity of consciousness can be attached, are the ponderable but unstable compounds that constitute the living brain?

' જેને આપણે જડ પદાર્થ અને ( તદંતર્ગત ) ક્રિયાશક્તિ કહીએ છીએ તેવિષે હમણાં આપણે જેટલું જાણીએ છીએ તેથી વિશેષ જ્યાં સુધી ન જાણીએ ત્યાં સુધી કોણ એવું કહેવાનું સાહસ કરશે કે જીવતા મનુષ્યનું મગજ એ જ માનસિક વ્યાપારનું અંતિમ દ્વાર છે અને એ જ કેવલ જ્ઞપ્તિનું સ્થાન છે ? '

× इदं संसारचक्रं हि नाभौ संकल्पमात्रके
संरोधितायां वहनाद्रघुनंदन रुद्धयते ॥
क्षोभितायां मनोनाभ्यामिदं संसारचक्रकम्
प्रयत्नाद्रोधितमपि प्रवहत्येव वेगतः ॥ यो० वा० नि० २९॥

અર્થ—હે રઘુનંદન ! સંકલ્પ ( મધ્યમાના વ્યાપાર ) આ સંસારચક્રની નાભિ છે તેને યત્નથી રોધતાં આ સંસારચક્ર રોકાઇ જાય છે. જો મનરૂપ (મધ્યમાના વ્યાપારરૂપ) નાભિને સહજ ચલન આપવામાં આવે તો પ્રયત્નપૂર્વક રોધેલું છતાં પણ આ સંસારચક્ર ગતિવે ફરવા કરે છે.

અર્થ—દેવનું અર્ચન કરવાના સોળ વિધિ આ છે. ૧ આવાહન, ૨ આસન, ૩ પાદ્ય, ૪ અર્ઘ્ય, ૫ આચમન, ૬ સ્નાન, ૭ વસ્ત્ર, ૮ ઉપવીત, ૯ ગન્ધ, ૧૦ પુષ્પ, ૧૧ ધૂપ, ૧૨ દીપ, ૧૩ નૈવેદ્ય, ૧૪ નમસ્કાર, ૧૫ પ્રદક્ષિણા, ૧૬ ઉદ્વાસન.

આ ષોડશોપચારવિધિ પૂરેપૂરો તો ઘણો વિસ્તારવાળો છે તેમ જ વેદમંત્રસહિત કરવાથી અધિક ફલને આપનાર છે તેથી તેનો વૈદિક પ્રયોગતો અધિકારીએ સંપ્રદાયની-તિથી જ સાધવો યોગ્ય છે. તેમ જ એ મોટો વિધિ નિત્ય અથવા વારંવાર કરવા થોડાને જ અનુકૂલતા આવે. તેથી ઇષ્ટપૂજન વિધિવત્ કરવાની ઇચ્છા રાખનાર, ઘણા ખરા વિધિના મુખ્ય ભાગથી અજ્ઞાત ન રહે એવી રીતે પૌરાણિક વાક્યોના અર્થસહ સંક્ષિપ્ત વિવેચન યોગ્ય જણાય છે.

પૂજાના આરંભપૂર્વે કલશ, પવાલું, આચમની, ઘંટા, શંખ, પાદ્ય વિગેરે ગ્રહણ કરવાનું પાત્ર, પંચામૃતનાં દ્રવ્યપાત્રો ગન્ધ, પુષ્પ, ધૂપ, દીપ, નૈવેદ્ય, વસ્ત્ર, અલંકારાદિ ઉપહાર તથા તાંબૂલ વિગેરે તૈયાર રાખવાં જોઇએ. એ સર્વ પૂજાસંભાર કહેવાય છે. તે કલશ, શંખ ઘંટા વિગેરેનું પ્રથમ સંક્ષિપ્તપૂજન કરવું તથા ઇષ્ટમંત્રના સ્મરણપૂર્વક જ-લની અંજલિથી અભ્યુક્ષણ કરવું. એથી તે પાત્રો તથા દ્રવ્યોની ભૌતિક અશુદ્ધી નિવૃત્ત થાય છે અને શ્રીપરમેશ્વરના પૂજનમાં સાધનતરીકે ગણાવા યોગ્ય ગણાય છે. સુગંધ-વાળા નિર્મલ જલથી કલશ ભરીને તેને જમણી બાજુએ સ્થાપવો. તે કલશમાં સર્વ તીર્થોનું સ્મરણ કરી તેમના જલોનું આવાહન કરવું, અર્થાત્ શ્રીપરમેશ્વરનું પૂજન કરવાને એ જલ જેટલું પવિત્ર હોવું ઘટે તેટલું પવિત્ર એ થાય એવો સંકલ્પ કરવો. સર્વ પૂજ-નોમાં ઇષ્ટને અભિષેક શંખવતી જ કરવો. શ્રીપરમેશ્વરના સગુણ ચિહ્નોમાંથી સુચિહ્નવાળી ઘંટાનું પૂજન કરી ઇષ્ટના સંમુખ મધ્યે સ્થાપવી, અને તેમનું આવાહન કરવા ઘંટાનાદ કરવો.

ममनामांकितां घण्टां सुदर्शनयुतांयदि
ममाग्रे स्थापयेद्यस्तु तस्यदेहे वसाम्यहम् ॥
घण्टां संपूज्य मध्ये त्वागमार्थ मितिवादयेत्
जलैः पाद्यादि पात्राणि गायत्र्यादौ प्रपूजयेत् ॥

શ્રી ભગવાન્ કહે છે કે મારા નામથી અંકિત અને સુદર્શનની સંજ્ઞાવાળી ઘંટાને મારા સંમુખ સ્થાપેછે તેના દેહમાં હું વિશેષ અંશથી વસું છું. તે ઘંટાનું પૂજન કરી મધ્યે સ્થાપવી તથા આગમનમાટે ઘંટાનાદ કરવો. બીજાં સર્વ પાત્રોને ગાયત્રી અથવા ઇષ્ટમંત્રથી અભ્યુક્ષણ કરવું.

દીપકને જમણી બાજુએ સ્થાપવો. ડાબી બાજુએ અથવા સંમુખ સ્થાપવો નહિ.

उत्तोल्य दृष्टिपर्यन्तं घण्टां वामदिशि स्थिताम्
वादयन वामहस्तेन दक्षहस्तेन चार्चयेत ॥

શ્રીઇષ્ટની જમણી બાજુએ, તથા ઉપાસકની ડાબી બાજુએ રહેલી ઘંટાને ઉપાસકે પોતાના વામ હસ્તથી લઇ પોતાના નેત્રસુધી ઉંચે હાથ લઇ તેનો નાદ કરવો અને દક્ષિણ હસ્તથી પૂજનના ઉપચારો કરવા.

**ધ્યાન આવાહન** } જ્યારે પૂજ્ય ઇષ્ટ શ્રીસદ્ગુરુ આદિની તનુ પ્રત્યક્ષ હોય—એટલે તેમનું પ્રત્યક્ષ પૂજન કરવાનું હોય ત્યારે તેમને પૂજા કરવાના સ્થાન અથવા આસન ઉપર વિરાજવા પ્રત્યક્ષ પ્રાર્થના કરવાની છે. શ્રીસદ્ગુરુ, મહાત્મા, અતિથિ વિગેરેને પોતાને ઘેર, પધરાવવાના હોય ત્યારે તો તેમના મૂલ નિવાસસ્થાને જઈ સર્વ અભિમાનના અર્પણપૂર્વક દીનતાથી સ્તુતિસહ પોતાને ઘેર પધારવા યાચના કરવાની છે. આપ્રમાણે પ્રાર્થના કરવી એ પ્રત્યક્ષ પૂજ્ય ઇષ્ટનું **આવાહન** છે. તેમને પોતાને ત્યાં પધારવામાં યથાશક્તિ વૈભવની યોજના એ પણ તેમાં જ આવી જાયછે. પોતાને ગૃહે પધારવા વિજ્ઞપ્તિ કરવા પૂર્વે પ્રત્યક્ષ પૂજ્ય ઇષ્ટનું સાક્ષાત્ દર્શન થવું સંભવેછે. પરંતુ જ્યાં પ્રતિચ્છાયા અથવા પ્રતિમાદ્વારા શ્રીઇષ્ટનું પૂજન કરવાનું હોય છે ત્યાં સાક્ષાત્ પૂર્વે દર્શન સંભવતું નથી. તેવા સર્વ પ્રસગે **આવાહન** પૂર્વે ઇષ્ટનું **ધ્યાન** કરવાનો એટલે અભીપ્સિત રૂપ-ઐશ્વર્યસંપન્ન ઇષ્ટમૂર્તિના સ્વરૂપને વૃત્તિમાં શાંતિથી ધારણ કરવાનો વિધિ છે.

ध्यानं तु द्विविधं प्रोक्तं सरूपारूप भेदतः
अरूपं तत्र यद्ध्यानमवाङ्मनस गोचरम् ।
अव्यक्तं सर्वतो व्याप्तमिदमित्य विवर्जितम् ॥

ધ્યાન બે પ્રકારનું છે, ૧ સરૂપ ૨ અરૂપ. સરૂપ પૂર્વે જણાવ્યા પ્રમાણે ઇષ્ટમૂર્તિનું ધ્યાન છે. અને મનવાણીનો વિષય નહિ એવું 'આ ઇષ્ટસ્વરૂપ છે' એવું જેમને માટે કહેવાપણું નથી એવું સર્વત્રવ્યાપ્ત શ્રીપરમાત્માના સ્વરૂપનું ચિંતન એટલે સર્વત્ર શ્રી પરમાત્મતત્ત્વશિવાય બીજું કંઇ જ નથી એ પ્રકારની વૃત્તિની અમુક ક્ષણસુધી સ્થિતિ તે અરૂપ ધ્યાન કહેવાય છે. ત્યાં અરૂપ વસ્તુનું ષોડશોપચારપૂજન સંભવતું નથી. માત્ર સરૂપ મૂર્તિનું જ સંભવેછે. જેથી બાહ્ય પૂજનપૂર્વે જે ધ્યાન કરવાનું છે તે સરૂપ ધ્યાન જ કરવાનું છે. આવું ધ્યાન પણ કંઇક યોગ્ય રીત્યા કરવાને અભ્યાસની જરૂર છે. અપ્રત્યક્ષ ઇષ્ટનું આ પ્રકારે ધ્યાન કર્યા પછી તેમનું આવાહન માનસ સંકલ્પથી કરવાનું છે. અને પ્રત્યક્ષ ઇષ્ટને યથાશક્તિ, યથાકાલ, વૈભવસહ વાદ્યંત્રાદિના મંગલ ઘોષસહ વાહનમાં પધરાવવાના છે. પૂજનના સર્વ ઉપચાર શ્રીઇષ્ટને પ્રસન્ન કરવા અર્થે છે તેથી પ્રત્યક્ષ ઇષ્ટની પ્રસન્નતા જાળવવા સર્વ ઉપચારો તેમની લોકહિતાર્થ ઇચ્છા તથા પ્રવૃત્તિને અનુકૂલ એટલે અવિરોધી હોવા આવશ્યક છે, અને જો શ્રીઇષ્ટ કૃપા કરી પ્રસંગાનુસાર ઇચ્છા જણાવે તો તો તદનુસાર જ પ્રવૃત્તિ થવી જોઇએ.

**આસન**—અપ્રત્યક્ષ ઇષ્ટને તો આવાહન પછી યોગ્ય મંત્રના ઉચ્ચારણપૂર્વક આસન અર્પણ કરવાનો સંકલ્પ કરવાનો છે. તે આસન પુષ્પ, કાષ્ટ, વસ્ત્ર અથવા પવિત્ર ચર્મનું હોય. અપ્રત્યક્ષ ઇષ્ટનું સ્થાપન કરવા માટે પણ ઉપાસકને પોતાને બેસવાના આસન-

રતાં ઘણું અથવા થોડું પણ ઉંચું સ્થાન જોઇએ. પછી તે મૃત્તિકા અથવા સુંદર પાષાણની ઓટલી હોય—જેવી કેટલાએક મંદિરોમાં હોય છે તેવી–અથવા સુખડ વિગેરે અથવા સાદા કાષ્ટનું, ધાતુનું, સુવર્ણરૂપાનું અને પરિણામે રત્નજડિત સિંહાસન પણ હોય. તેમ જ ગૃહનો પૂજાગૃહનો ભાગ ઉપાસકને પોતાને આનંદના ભાગકરતાં વસ્તુતઃ વિશેષ શોભાયુક્ત જોઈએ. જે ઉપાસકો દ્રવ્યના મદમાં ડુલીને પોતાના કહેવાતા ઇષ્ટની પ્રતિમાને ગૃહના અંધારા ખુણામાં અષ્ટ પ્રહર રાખી મુકી તેમની નિત્ય પૂજા કરી અથવા કરાવી પોતે વિશેષ શોભાવાળા ભવનમાં વિલાસ કરે છે તેમને તે ઇષ્ટવિષે ખરેખરી ગૌરવબુદ્ધિ છે એમ માનવાને કારણ નથી. અને તેથી તેવી ઉપાસના પેઢીની પેઢી થયાં ચાલ્યા કરતી હોય તોપણ નિષ્ફલ જ સમજવાની છે. નૈમિત્તિક પૂજનપ્રસંગમાં પણ આસનના સંકલ્પકાલે પોતાના વૈભવના અભિમાનના અભાવપૂર્વક પૂજ્ય ઇષ્ટનું આસન સર્વ સૌંદર્યસંપન્ન છે એવી ભાવના થવી આવશ્યક છે. પ્રત્યક્ષ ઇષ્ટને માટે પણ બરાબર એ જ પ્રમાણે અથવા એથી અધિક સમજી લેવાનું છે. જે ભવનમાં શ્રીઇષ્ટને પધરાવવાના હોય તે ભવન ઉપાસકની શક્તિથી બહાર નહિ પણ અંદર અર્થાત્ યથાશક્તિ શોભાવાળું થવું જોઇએ. પોતાના વિલાસભવનકરતાં તો તે ભવન અવશ્ય વિશેષ શોભાયુક્ત હોવું જોઇએ. તેમને વિરાજવામાટે મૃત્તિકાનો ઉંચો ઓટલો અથવા કાષ્ટ, સુવર્ણ, રત્ન વિગેરેનાં વિવિધ યુક્તિવાળાં સિંહાસન હોવાં જોઇએ. અને તે ઉપર વિરાજવાને જરા પણ અસુગમતા ન જણાય એવી બહુ ઉંચી નહિ તેમ બહુ નીચી નહિ એવી સુંદર ગાદી હોવી જોઇએ. સર્વત્ર શોભાકરતાં પણ સ્વચ્છતા અથવા પવિત્રતાઉપર વિશેષ લક્ષ આપવાનું છે. બને હોય તે તો ઉત્તમ, પરંતુ એક હોય ત્યાં શોભાકરતાં સ્વચ્છતા વિશેષ ઇષ્ટ છે. ઉપાસકે પોતે શ્રીઇષ્ટકરતાં વિશેષ શોભા ન લેવી પરંતુ શ્રીઇષ્ટને વિશેષ શોભા આપવી એ જ સર્વત્ર લક્ષમાં રાખવાનું છે.

पाद्य—એટલે પૂજ્ય ઇષ્ટના પાદપ્રક્ષાલનમાટે સુગંધી જલ સુંદર પાત્રમાં—ષોડશોપચારપૂજનમાં પંચામૃતસ્નાનનો વિધિ જુદો છે પરંતુ સંક્ષિપ્ત પૂજન હોય તો પાદપ્રક્ષાલનસમયે જ પંચામૃતથી શ્રીઇષ્ટના દક્ષિણ પાદના અંગુષ્ઠનું પણ પ્રક્ષાલન કરાયછે.

पाद्याङ्गानि च चत्वारि कथितानि समासतः
कर्पूरमगरुं पुष्पं द्रव्याण्याचमनीयकम् ॥

પાદપ્રક્ષાલનમાટેના જલમાં કપૂર, અગરૂ, પુષ્પ અને આચમનપાત્રનાં દ્રવ્યો હોય છે. આચમનપાત્રમાં ઘણું કરીને જાતિફલ, લવંગ અને કંકોલ હોય છે. ગૃહસ્થને દ્વારે પ્રાપ્ત અતિથિમહાત્માને તથા સંભાવિત વડિલ સંબંધીને આ પાદ્યજલ અર્પણ કરવાનો વિધિ છે.

अर्घ्य—શ્રીઇષ્ટને તેમ જ અન્ય પૂજ્યને પાદ્યઅર્પણ પછી અર્ઘ્ય અર્પણ કરાય છે.

सिद्धार्थमक्षतांश्चैव दुर्वां च तिलमेव च
यवगन्धफलं पुष्पमष्टाङ्गं त्वर्घ्यमुच्यते ॥

સર્ષપના દાણા, અક્ષત, દૂર્વા, તિલ, યવ, ગંધ પુષ્પ અને ફલ એ આઠ વસ્તુઓ મળીને અર્ઘ્ય કહેવાય છે.

આચમન—શ્રીઇષ્ટને સ્નાન કરાવ્યા પછી, વસ્ત્ર ધારણ કરાવ્યા પછી અને નૈવેદ્ય અર્પણ કર્યા પછી આચમનસારૂ જલ અર્પણ કરવાનો વિધિ છે.

स्नाने वस्त्रे च नैवेद्ये दद्यादाचमनं तथा ।

પ્રત્યક્ષ ઇષ્ટને તે તે સમયે સુંદર પાત્રમાં સ્વચ્છ જલ અર્પણ કરવાનું છે.

સ્નાન—સ્નાનને માટે જેટલું ઉષ્ણ જલ સુખ આપનારૂં લાગે અર્થાત્ ન સહ થાય એવું ઉષ્ણ નહિ અને સહન થાય અથવા પ્રીતિકર લાગે તેથી શીત નહિ એવું જ અર્પણ કરવું જોઇએ. એ સ્નાન કરવાના જલમાં અર્થાત્ સ્નાનપાત્રમાં સુગંધી પદાર્થ હોવા જોઇએ; તેની સાથે અક્ષત અને પુષ્પ પણ હોય.

શ્રીઇષ્ટને પંચામૃતસ્નાન કરાવવાનો સર્વથા વિધિ છે.

गव्यमाज्यं दधि क्षीरं माक्षिकं शर्करान्वितम्
एकत्र मिलितं ज्ञेयं दिव्यपंचामृतं परम् ॥

ગવ્ય ( દુધ ) આજ્ય ( ઘી ), દધિ ( દહિ ), ક્ષીર ( પાણી ) માક્ષિક ( મધ ) અને શર્કરા ( સાકર ) એ દ્રવ્યોનું પંચામૃત થાય છે. છેવટ ખાંડથી અન્ય દ્રવ્યોની ચીકાશ જતી રહે છે. અને પંચામૃતસ્નાન થયા પછી શુદ્ધોદકસ્નાન કરાવાય છે. ઘણું કરીને પ્રત્યક્ષ ઇષ્ટને આ સર્વ દ્રવ્યોનો સહજ સ્પર્શ એક પછી એક યોગ્ય મંત્રસહ કરાય છે અથવા એ પાંચેને એક પાત્રમાં મિશ્રિત કરી તે સર્વ ભેગાં અર્પણ કરાય છે.

પ્રત્યક્ષ ઇષ્ટ, અતિથિ મહાત્મા અને પૂજ્ય વડિલને સ્નાનમાટે એક મોટો પાટલો, બે ત્રાંબાકુંડીઓ અથવા મોટાં પાત્રો એક ઉષ્ણ જલમાટે અને એક શીતલ જલમાટે જોઈએ. આ પાત્રો સ્નાન કરનાર વ્યક્તિના પાટલાની અત્યંત સમીપ જોઇએ જેથી તે જેવું જલ જોઇએ તેવું યથેચ્છ લઈ શકે. આ પાત્રોથી કઇક છેટે અન્ય પાત્રો (દેગડા વિગેરે) માં બીજું વધારે ઉષ્ણ જલ તથા શીત જલ ભરી તૈયાર રાખવું તથા તે થઇ ચુકે કે તરત વગર માગ્યે તેમાં રેડવું. મોટા શ્રીમાનને ત્યાં આ પાત્રો રૂપાનાં કે સુવર્ણનાં પણ હોય. અને સામાન્ય પંક્તિના ઉપાસકને ત્યાં અથવા નિષ્કિચન ભક્તને ત્યાં એમાંનું કંઈ પણ ન હોય. ઇષ્ટની પ્રસન્નતામાં જડ સામગ્રી કારણ નથી પણ માત્ર શુદ્ધ અંતઃકરણ તથા સંકલ્પ કારણ છે. સ્નાનપાત્રના સમીપ બે સુંદર લોટા પણ હોય. અને ભક્ત પોતાની સ્રીસહ અથવા પુત્રમિત્રસ્વજનસહ તે પ્રસંગે સ્નાન કરાવવા સમીપ હોય. હાલના રીવાજપ્રમાણે, શરીરે માર્દવ તથા સુગંધમાટે મર્દન કરવાનાં દ્રવ્યો તથા ઉત્તમાંગની કેશાવલિને મર્દન કરવામાટે પણ સુગંધિ તથા પુષ્ટિને આપનાર સ્નિગ્ધ પદાર્થો રાખે. શરીરને લુછવાને સુંદર મોટા ખડખચડા રૂમાલો રાખે. એ વિગેરે દેશકાલને અનુસરતી અનેક સામગ્રી રાખે.

સ્નાનપૂર્વે મધુપર્ક અર્પણ કરવાનો પણ વિધિ છે.'

दधि सर्पिजलं क्षौद्रंसिता चैतश्च पंचभिः
प्रोच्यते मधुपर्कस्तु ।

દધિ, ઘી, જલ, ક્ષૌદ્ર (મધ) અને સિતા (સાકર) એ દ્રવ્યો મધુપર્કમાં હોય. આપણે દ્વારે આવનાર અતિથિ વગેરે સર્વ પૂજ્યને આ અર્પણ કરવાનો વિધિછે.

સ્નાનપછી સૌભાગ્યદ્રવ્ય અર્પણ કરાય છે.

हरिद्राकुङ्कुमंचैवसिन्दूरादिसमन्वितम्

कज्जलं कण्ठसूत्रादि सौभाग्यद्रव्यमुच्यते ।

હળદ, કુંકુમ, સિન્દૂર, કજ્જલ, અને કંઠસૂત્ર એ સૌભાગ્યદ્રવ્ય કહેવાય છે.

( અપૂર્ણ )

---

॥ ॐश्री ॥

# ॥श्रीनरहरिविज्ञापनशतक॥

( અનુસંધાન ચતુર્થ રૂપના પૃષ્ઠ ૨૬૨ થી )

પદ.

સજ્જન સહુ સુણજોરે વચન વિવેકનાં, એ લય.

નિમગ્ન નિમ્નાવિદ્યાપંકે જીવના
કૃતિકર્દમથી પાદયુગલ બંધાય જો,
શ્રુતિઉક્તિધૃતિ દિયો શિશુને જે થકી
કૃતિકૃતમૃતિજન્મચ્યુતિમુક્તિ થાય જો—૧૬ નરહરિને૦ ૧૬
માતંગાર્પિત સુધાકલશમાં જ્યમ પુરા,
વિચિકિત્સાથી બદ્ધ થયો ઉદક જો;
શંકાશાતન કરો ગુરુ થાય જે થકી,
હિમરશ્મિરક્ષિતરસમય આ રંક જો—૧૭ નરહરિને૦ ૧૭
પીડિત અધ્વગ રણચર કિરણાગ્નિથકી,

---

૧૬ અવિદ્યાના ઊંડા પંકમાં નિમગ્ન થયલા આ જીવના જ્ઞાન તથા શક્તિરૂપ ચરણ દ્વય કર્મરૂપ કીચડથી પરિવેષ્ટિત હોવાથી આ જીવથી તે સંસારપંકથી બહિરાગમનદ્વારા મોક્ષને પામી શકાતું નથી. તેથી તે પંકમાંથી ઉદ્ધારણ કરવામાં અતિ દક્ષ પુરુષનો આશ્રય અવશ્ય સેવ્ય છે. માટે હે ગુરો ! શક્તિજ્ઞાનરહિતત્વવશાત્ શિશુસમ બની ગયલા આ જીવને तत्त्वमसि આદિક શ્રૌતમહાવાક્યઉપદેશરૂપ આધાર આપો જે આધારવશાત્ ક્રમજન્ય જન્મમૃત્યુરૂપ અધોગતિથી આ જીવનો મોક્ષરૂપ ઉદ્ધાર થાય. શ્રુતિઉક્તિધૃતિ= શ્રૌત વચનરૂપ આલંબન. મૃતિ=મરણ. ચ્યુતિમુક્તિ=અધોગતિથી મોક્ષ.

૧૭ આત્મા સદૈવ પ્રાપ્ત છે તદપિ તેની પ્રતીતિ કેમ થતી નથી તદ્વિષયક એ પ્રકારની આખ્યાયિકા છે કે એકદા ઉદંકનામા ઋષિએ તપશ્ચર્યાથી શ્રીવિષ્ણુભગવાનને સંતુષ્ટ કર્યા.

પાથે મલહર લહરીરહિત હિતસ્નાન જો;
સ્મૃતિવૃત્તિદર્શનરૂપ મરુતાઘાતથી,
કરો પ્રસન્ન થઇ વિરહદીપનિર્વાણ જો—[૧૮] નરહરિને૦ ૧૮
સહસ્રશઃ શ્લક્ષ્ણાંશુક ગૃહી આ ધારતો,
સાધનઘનતમ વસન કરો ગુરુરાય જો;
પુનઃ પટચ્ચરપરિધાન લજી પાંથ આ
એકાચ્છાદન ધરી ઇષ્ટ સ્થલ જાય જો—[૧૯] નરહરિને૦ ૧૯
પ્રણવ ધનુઃશર શારીરને ગ્રહી હસ્તમાં
વિશિખ સ્થાપન ધ્વનિએ કરીં સર્વેશ ! જો,

શ્રીવિષ્ણુએ વરરૂપે ઇંદ્રરક્ષિત અમૃતને આપવાની પ્રતિજ્ઞા કરી. શ્રીવિષ્ણુની આજ્ઞાનુસારે ઇંદ્રે ઉદંકને સ્વરક્ષિત સુધાપાન કરાવવા હા કહી. પરંતુ અસૂયાપ્રેરિત હોવાથી યુક્તિથી હસ્તિવેષ લઇને ઇંદ્રે અમૃતકલશનું સ્વખસ્તિપ્રદેશઉપર સ્થાપન કર્યું અને ઉદંકને અમૃત આપવા માંડ્યું. અમૃત પ્રત્યક્ષ છતાં ઉદંકને અમૃતમાં મૂત્રશંકા થઈ તેથી તેનું ગ્રહણ કર્યું નહિ; તે પ્રમાણે આત્મા પ્રત્યક્ષ પ્રાપ્ત છતાં એમાં વિપરીતભાવના અથવા શંકા થાય છે તે શંકાનો હે ગુરો ! આપ નાશ કરો, જે શંકાના વિનાશથી ચંદ્રાધિષ્ઠિત અમૃતમય, આ રંક જીવ થઈ જાય. માતંગ=હસ્તી. વિચિકિત્સા=વિપરીત ભાવના. હિમરશ્મિરક્ષિતરસ=ચંદ્રાધિષ્ઠિત બ્રહ્મરંધ્રસ્થિત કામધેનુસ્રાવિત અમૃત.

मूत्राशंको यथादंको नाग्रहीदमृतं यथा ।
कर्मनाशभयाज्जंतो रात्मज्ञानाग्रहस्तथा ॥ उपदेशसाहस्री. पृ. ३२-१ ॥

૧૮ સંસારરણમાં ભ્રમણ કરનાર આ જીવરૂપ પાંથ ત્રિવિધ તાપરૂપ ભાનુકિરણથી સંતપ્ત હોવાથી મલ વિક્ષેપ તથા આવરણરૂપ ત્રિદોષને હરનાર, તરંગવર્જિત હોવાથી શાંત અર્થાત્ અક્ષુબ્ધ મોક્ષાર્ણવસ્નાન યાચે છે. અદ્યપર્યંત હે ગુરો ! આપના સ્વરૂપનો મને વિરહ છે માટે સ્મરણવૃત્તિને દર્શન દેવારૂપ વાયુના ઝપાટાથી કૃપાયુક્ત થઈને આપ વિરહ દીપને ઓલવી નાંખો. અધ્વગ=પથિક, લહરી=તરંગ, હિત=શ્રેયસ્ અર્થાત મોક્ષ, મરુતાઘાતથી=વાયુવેગથી, નિર્વાણ=ઓલવાઇ જવાથી જ્વાલાનું નિસ્તેજત્વ.

૧૯ આ જીવરૂપ ગૃહી સહસ્રાવધિ શરીરરૂપ સૂક્ષ્મ વસ્ત્રનું ધારણ કરે છે. વસ્રો સૂક્ષ્મ હોવાથી ચિરકાલસ્થાયિ હોતાં નથી. પણ જેમ યોગ્ય સાધનદ્વારા વસ્ત્રને ઘન અને તેથી ચિરકાલસ્થાયિ કરવામાં આવેછે તેમ હે ગુરુવર્ય ! આ શરીરને શ્રવણમનનાદિ યોગ્યસાધનથી સુદૃઢ કરો, જે શરીરની સુદૃઢતાથી સંસારમાં ભ્રમણ કરનારઆ જીવપાંથને પુનઃજીર્ણ વસ્ત્ર ધારણ કરવાની અપેક્ષા રહે નહિ અને વર્તમાન શરીરરૂપ એક વસ્ત્રને જ ધારણ કરી મોક્ષરૂપ ઇષ્ટસ્થલની પ્રાપ્તિ થાય અર્થાત્ આ વર્તમાન શરીરમાં જ સાધનસંપત્તિદ્વારા મોક્ષને આપો. શ્લક્ષ્ણ=સૂક્ષ્મ, અંશુક=વસન=આચ્છાદન=વસ્ત્ર. ઘનતમ=અતિઘન. પટચ્ચરપરિધાન=જીર્ણવસ્ત્રધારણ. પાંથ=પથિક=માર્ગગામી.

ધી બ્રહ્મ ઇષ્વાસન મુક્ત પ્રભુ ! બાણુ આ
બ્રહ્મીકીભૂત જીવ થાએ પ્રેઝેશ જો—[૨૦] નરહરિને૦ ૨૦
સ્વદેહ અરણિ કરી જીવ ગુરુકરુણાયકી
ઉત્તર અરણિ કર્ણુપશબ્દિત મંત્ર જો,
ધ્યાનમથનપાવકપાવનજ્વાલાથકી
સ્વરૂપદર્શનથી થાય અનન્યતંત્ર જો—[૨૧] નરહરિને૦ ૨૧
ગુરૂપદેશે સ્વવર્ષ્મને સમ સ્થાપીને
આકારી મનપટ સર્વેંદ્રિયગ્રામ જો,

वासांसि जीर्णानि यथा विहाय नवानिगृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥
॥ श्रीमद्भगवद्गीता. २-२२ ॥

૨૦ હે સર્વાધિપતે ! પ્રણવરૂપ ધનુષ્યને તથા દેહોપાધિક આત્મરૂપ શરને હસ્ત ગ્રહીને તથા નિરંતર અભ્યાસવશાત્ ધ્યાનજપમાં માત્ર ધ્વનિરૂપે અસ્તિત્વ ભોગવ તે ૐકારઉપર જીવાત્મારૂપ બાણુને આરોપીને પશ્ચાત્ તે ધનુષ્યઉપરથી બાણુને ડીને તે જીવબાણુ લક્ષ્યરૂપ બ્રહ્મવેધનદ્વારા ચિન્મય બ્રહ્મસ્વરૂપ થઇ જાય એવું પ્રભો ! આપ સામર્થ્ય આપો. વિશિખસ્થાપન=બાણુનું આરોપણુ. ઇષ્વાસન=જેના ણુ મુક્ત થાય છે=ધનુષ્. પ્રેઝેશ=ચિદ્ઘન=જ્ઞપ્તિપતિ બ્રહ્મસ્વરૂપ (થઇ જાય.)

प्रणवो धनुः शरो ह्यात्मा ब्रह्मतल्लक्ष्यमुच्यते ।
अप्रमत्तेन वेद्धव्यं शरवत्तन્मयो भवेत् ॥ मुण्डक. २-२-४ ॥

બ્રહ્મ તથા જીવ સ્વભાવે એક છે પણ અવિદ્યાઉપાધિથી જીવનું બ્રહ્મથી પૃ સ્તિત્વ ભાસે છે માટે [illegible] નાશવશાત્ તે ભિન્નાસ્તિત્વના વિલયાર્થે ઉપરની ? [illegible]નાતન કરો શુરુ થા. [illegible] શર તથા લક્ષ્યની ઉપમા આપી છે.

હિમરશ્મિરક્ષિતરસમય આ [illegible]
પીડિત અધ્વગ રણુચર-કિરણુગ્નિયકી, " કરુણાબ્રહ્મથી સ્વદેહને આ
[illegible]રશબ્દિત મં

૧૬ અવિદ્યાના ઊંડા પંકમાં નિમગ્ન થયેલા આ જીવના જ્ઞાન તથા શક્તિરૂપ મથન રૂપ કર્મરૂપ કીચડથી પરિવેષ્ટિત હોવાથી આ જીવથી તે સંસારપંકથી બહિરા[illegible] પોત મોક્ષને પામી શકાતું નથી. તેથી તે પંકમાંથી ઉદ્ધારણુ કરવામાં અતિ દક્ષ પુરુષનો આ[illegible] અવશ્ય સેવ્ય છે. માટે હે ગુરો ! શક્તિજ્ઞાનરહિતત્વવશાત્ શિશુસમ બની ગયેલા [illegible] જીવને तत्त्वमसि આદિક શ્રૌતમહાવાક્યઉપદેશરૂપ આધાર આપો કે આધારવશા કર્મજન્ય જન્મમૃત્યુરૂપ અધોગતિથી આ જીવનો મોક્ષરૂપ ઉદ્ધાર થાય. શ્રુતિઉક્તિધૃતિ શ્રૌત વચનરૂપ આલંબન. મૃતિ=મરણુ. સ્મૃતિમુક્તિ=અધોગતિથી મોક્ષ.

૧૭ આત્મા સદૈવ પ્રાપ્ત છે તદપિ તેની પ્રતીતિ કેમ થતી નથી તદ્વિષયક એ પ્રકારે આખ્યાયિકા છે કે એકદા ઉદંકનામા ઋષિએ તપશ્ચર્યાથી શ્રીવિષ્ણુભગવાનને સંતુષ્ટ કરી

અંબુધિધીહર ભીતિકર-વારિ તરી
થાય વણિક્ આ હણી સંસૃતિ કાલ. — નરહરિને० ૨૨
કાર્મુકવિદ્યા દ્વાર નિરોધી સાધતાં
શસ્ત્રાચાર્યસપર્યાથી થઈ ધન્ય જે,
થાય સકલ આશાપ્રતિ દ્વારોદ્ઘાટને
અજાતરિપુ આ દિગ્વિજયી રાજન્ય જે[૨૩]— નરહરિને० ૨૩
વાગ્વ્યાપાર વિલાવી મનમાં યુક્તિથી,
કરી મનનાભાવે મન મનીષામગ્ન જે;
મહદંતર્લીનધિષણા કરી કરૂં તે ક્રમે,

૨૨ ગુરૂપદેશદ્વારા શરીરના શિરસ ગ્રીવા અને કટિ એ ત્રણ ભાગને ઉન્નત સ્થાપી અવશિષ્ટ શરીરભાગને એક હારમાં સ્થાપીને, તથા જેમ ઘટાકાશનો મહદાકાશમાં લય થાય છે તેમ હૃદયાકાશરૂપે મહદાકાશમાં મનરૂપ ઘટાકાશ તથા નિઃશેષ ઇંદ્રિયના સમૂહને વિલાવીને, સંસારાંબુધિનાં અસંભાવના તથા વિપરીતભાવનાના અભિવ્યંજક હોવાથી બુદ્ધિનું કુમાર્ગે હરણ કરનારાં તથા द्वितीयाद्वै भयं भवति એ ન્યાયે દ્વૈતની મિથ્યા પ્રતીતિ કરાવનારાં હોવાથી ભયની અભિવ્યક્તિ કરનારાં જલને તરીને ગંતવ્ય સ્થાન મોક્ષપ્રતિ સજ્જ થયલો આ જીવ વણિક્ આપની કૃપાથી સંસારનો નાશ કરી સર્વ કામનાપરાકાષ્ઠા જે આત્મસ્વરૂપપ્રાપ્તિ તે મેળવીને અંતે કામનારહિત થઈ જીવન્મુક્ત અવસ્થામાં રહે. વર્ષ્મ=શરીર. મનઘટ=મનરૂપ ઘટાકાશ. આકાશ=હૃદ્ગુહાકાશરૂપ મહાકાશ. ધીહર=બુદ્ધિનું હરણ કરનાર.

त्रिरुन्नतं स्थाप्य समं शरीरं हृदीन्द्रियाणि मनसा संनिवेश्य ।
ब्रह्मोडुपेन प्रतरेत विद्वान् स्रोतांसि सर्वाणि भयावहानि ।श्वेताश्वतर २-८।

૨૩ જેમ કોઈ ક્ષત્રિય મહાવીર પોતાના શસ્ત્રવિદ્યાગુરુપાસે પ્રથમ તો દ્વાર બંધ કરીને શસ્ત્રવિદ્યા સાધે છે અને તે ગુરુની શુશ્રૂષાજન્ય કૃપાથી કૃતકૃત્ય થઈને સમગ્ર પૃથ્વીનો દિગ્વિજય કરી સમસ્ત દ્વાર ઉઘાડાં મુકવા છતાં અંતે શત્રુરહિત થઈ રમણ કરે છે તેમ આ જીવરૂપ ક્ષત્રિય શરીરગૃહમાં પ્રથમ તો ષડ્રિપુજયાર્થે ઇંદ્રિયદ્વાર બંધ કરી અર્થાત્ ઇંદ્રિયને સ્વવિષયથી વ્યાવૃત્ત કરી મંત્રાદિ સુયુક્તિઓ શ્રીસદ્ગુરુમુખથી મેળવે અને તે યુક્તિના યથાર્થ પાલનથી તથા શ્રીગુરુની પ્રકારાંતરે શુશ્રૂષાથી તેમની કરુણા પ્રાપ્ત કરી કૃતાર્થ થઇને સમગ્ર વિષયપ્રતિ ઇંદ્રિયદ્વાર ઉઘાડાં મુકયા છતાં તે તે વિષયનો સંપૂર્ણ જય કર્યાથી વિષયથી અલિપ્ત હોવાથી અંતે અંતર્બહિર્ અજાતશત્રુપણે રહે. કાર્મુકવિદ્યા=ધનુર્વિદ્યા, શસ્ત્રાચાર્ય=ધનુઃશાસ્ત્રગુરુ, સપર્યા=સેવન, સકલ આશાપ્રતિ=સકલ દિશાપ્રતિ અથવા સકલ વિષયપ્રતિ, અજાતરિપુ=અજાતશત્રુ, રાજન્ય=ક્ષત્રિય.

"હે સ્વતંત્ર ! વળી આ લોકમાં જેમ શક્તિમાન્ વીર પુરુષો જે અનેક શસ્ત્રના ધારણ કરનાર હોવાથી સર્વને ભય આપનાર હોય છે તે તો અનેક મૂલ્યવાન્ પદાર્થસહ પોતાના

નિરુપાધિક [illegible] બ્રહ્મ જો[24]— નરહરિને૦ ૨૪
ઉચ્છ્વાસન મુક્ત પ્રા
સાધક આ [illegible] મોહથી,
કરતો મંદિરમધ્યે મદિરાપાન જો;
ભિષગુત્તમઔષધસેવનથી પામતો,
વમનથકી વ્યાધિ અસંતાભાન જો,[25]— નરહરિને૦ ૨૫

ગૃહમાં મુક્તદ્વારથી જ વસતા પ્રતીત થાય છે; તો આપ કે જે વીરસરખા પ્રતીત થાઓ છો તેમણે કોના ભયથી આ દ્વાર બંધ કરી વસવું ધાર્યું છે એ મનુષ્યદૃષ્ટિથી જણાય એમ નથી." (શ્રીત્રિભુવનવિજયીખડ્‌ગ. અવધૂતસિદ્ધસંવાદ. ચતુર્થરૂપ પૃ. ૨૫૫-૬)

૨૪ વાગુપલક્ષિત સર્વ ઇંદ્રિયના વ્યાપારને શ્રીગુરુદત્ત યુક્તિથી મનમાં વિલાવી તદનંતર સંકલ્પ વિકલ્પ સ્વસ્વભાવનો ત્યાગ કરાવી મનને નિશ્ચયાત્મક વ્યષ્ટિબુદ્ધિમાં લીન કરી, પશ્ચાત્ વ્યષ્ટિબુદ્ધિને શુદ્ધસાત્ત્વિક સમષ્ટિ બુદ્ધિમાં વિલાવી અંતે તે બુદ્ધિને પણ ઉપાધિ, (નામ) તથા રૂપથી રહિત શુદ્ધ ચૈતન્યરૂપ કરી આ સાધક બ્રહ્મસ્વરૂપ થઈ રહે. વાગ્વ્યાપાર=વાણીઆદિ ઇંદ્રિયની પ્રવૃત્તિ. મનનાભાવે=સંકલ્પ ત્યાગથી, મનીષા=ધિષણા=બુદ્ધિ, મહત્=મહત્તત્ત્વ=હિરણ્યગર્ભ.

यच्छेद्वांग्मनसी प्राज्ञ स्तद्यच्छेज्ज्ञान आत्मनि ।
ज्ञानमात्मनि महति नियच्छेत्तद्यच्छान्त आत्मनि ॥ कठ. १.३-१३ ॥

૨૫ આ સાધક અવિદ્યારૂપ મિત્રની સંગતિજન્ય સંમોહને લીધે, જેને ધારણ કરવાનું સાફલ્ય માત્ર મોક્ષપ્રાપ્તિથી થાય છે અર્થાત્ મોક્ષને અર્થે જેનો ઉપયોગ હોવાથી જે મંદિરસમ પવિત્ર છે એવા (મિત્રાસક્તિજન્ય મોહવશાત્ ઉત્પન્ન થયેલા અહંકારાશ્રય) આ શરીરમાં વિષયરૂપ મદિરાનું પાન કરી સાભિમાન કર્મદ્વારા મદ્યનિમગ્ન પુરુષની પેઠે સંસારચક્રમાં ભ્રમે છે માટે વૈદ્યવરિષ્ઠ સદ્ગુરુશ્રીના ઉપદેશરૂપ ઔષધના સેવનથી જન્મમૃત્યુ આપનાર વિષયમદિરાના દૃઢ સંસ્કારનું વમન કરી સંસારભ્રમણરૂપ વ્યાધિના વિનાશને પામે છે. મિત્રાસક્તિસંમોહ=મિત્રની સંગતિથી થતો સંમોહ, ભિષગુત્તમઔષધસેવન=વૈદ્ય અર્થાત્ ભવચિકિત્સકમાં શ્રેષ્ઠ ગણાતા સદ્ગુરુશ્રીના ઉપદેશરૂપ ઔષધનું સેવન, અસંતાભાન=પુનરાવૃત્તિ રહિત તિરોધાન=વિનાશ.

"હે ધૈર્યવાન્ મહાપુરુષ! ભક્ષણ કરેલા વિષનો અપક્વ અંશ કાલાંતરે પણ હાનિ કરે છે માટે તેને પક્વ કરવો અથવા વમનવિરેચનાદિ ઉપાયથી કાઢી નાંખવો એ કુશલ વૈદ્યનો સિદ્ધાંત છે. તેમાં પણ જે વિષનો અંશ પક્વ થતો નથી અને કાલાંતરે પણ અનર્થ જ કરનાર છે તેને તો સત્વર વમનાદિવડે કાઢવો યોગ્ય ગણ્યો છે......" (શ્રીત્રિભુવનવિજયીખડ્‌ગ. પૂર્વોક્ત સંવાદ. પૃ. ૨૭૯)




रूप (पुस्तक) ५- पौष कृष्ण १४ सं० १९४९ दर्शन (अंक) ३.

## ॥ ॐ श्री ॥

# ॥ यथार्थ ईश्वरभक्तने ओळखवा प्राकृत जीवो असमर्थ छे ॥

### પદ. કાફીની એક દેશી.

તાળી જેને હરિશુ રે, લાગી તેને કોણ લહે.
આ જગ તો અજાણ્યે રે, જુઠાને હરિજન કહે. ટેક.
વિષય વિસારીને ઘરમાં પેઠા, શોધી સુખની વાટ,
ષટ્ચક્ર વેધીને આગળ વધીયા, જઇ બેઠા અગમ ઘાટ,
સાચા તે સુભાગી રે, સુખમય થઇને રહે, તાળી૦ ૧
આ હૃદયકમલ જેણે ખુલતું કીધું, નિરખ્યું અક્ષર ઓંકાર,
હૃદયમુર્દ્ધને દિવ્ય તંતુએ સાંધ્યાં, કીધો અમૃતનો આહાર,
અજરામર પદમાં રે, સુખ તે અખંડ ગ્રહે, તાળી૦ ૨
શક્તિ ચળાવી વાસના ટાળી વળી ત્રોડ્યો ઘટનો સ્તંભ,
દ્વાર સકલ જેણે મોકળાં કીધાં, અળગો કર્યો છે દંભ,
વહ્યા પૃષ્ટ માર્ગે રે, ક્લેશ સહુ સુહજ દહે, તાળી૦ ૩.
વિધ વિધ વેષ ધરે પાખંડી, દંડી મુંડી વળી થાય,
ઘર ઘર વિષયની આશાએ બાંધ્યો, પ્રપંચી પ્રતિદિન ધાય,
એવાને મૂઢ જીવો રે, સેવીને અતિ દુઃખ સહે, તાળી૦ ૪
બાહ્ય પ્રપંચની સ્પૃહારહિત જે અંતર છે વીતરાગ,
બંધન ત્રોડી સ્વતંત્ર થયા છે, ઇચ્છે ન ગ્રહણ કે ત્યાગ,
નૃસિંહ જન એવાને રે, હરિજન જાણી ચહે, તાળી૦ ૫

# ॥ ॐ श्रीं ॥

## ॥ तोटक ॥

( અનુસંધાન ચતુર્થ રૂપના પૃષ્ટ ૨૫૦ થી )

**त्वदुदाहृतवाक्यविलक्षणतावचनस्यहितत्त्वमसीतियतः ।**
**अतएवनदृष्टिविधानपरंसतएवसदात्मकतागमकम् ॥५५॥**

शब्दार्थः—तत्त्वमसि મહાવાક્ય તમે ઉદાહરણમાં આપેલા વાક્યથી વિલક્ષણ છે. તેથી, તે ઉપાસનાપર નથી. પરંતુ સદ્રૂપ જીવનું સદ્રૂપ બ્રહ્મત્વરૂપે બોધન કરે છે.

टीकाः—પૂર્વપક્ષની પ્રથમ કોટિ મહાવાક્યનું ઉપાસનાપરત્વ સ્થાપે છે એમ ગત શ્લોકની ટીકામાં દર્શાવ્યું છે. પ્રસ્તુત શ્લોકથી આરંભી ૭૩ મા શ્લોકપર્યંત ગ્રંથકાર તેનું ખંડન કરે છે.

મહાવાક્ય જીવને બ્રહ્મની ઉપાસના કરવાનું સૂચવે છે, એ સ્વપક્ષના સમર્થનમાં પૂર્વવાદીએ દૃષ્ટાંતતરીકે **मनोब्रह्मेत्युपासीत** ઇત્યાદિ શ્રુતિવચનોનો નિર્દેશ ૫૦ મા શ્લોકમાં કર્યોછે. સિદ્ધાંતી ઉત્તરમાં કહે છે કે દૃષ્ટાંતદાર્ષ્ટાંતિક સંબંધ તમારા ઉદાહૃત વાક્ય અને મહાવાક્યવચ્ચે સંભવતો નથી, તેથી અનુમિત મહાવાક્યનું ઉપાસનાપરત્વ બાધિત થાય છે, અને મેં પૂર્વે જીવનું બ્રહ્મરૂપતા બોધન કરનાર તે વાક્ય છે એમ પ્રતિજ્ઞા કરી હતી, તે યથાસ્થિત રહે છે. ઉભય વાક્યવચ્ચે વિલક્ષણતા કેવા પ્રકારની છે તે હવે સાધ્ય વસ્તુ હરી; એ સાધ્યની સિદ્ધિ થયા પછી પ્રતિજ્ઞાત અર્થ નિગમનરૂપે પ્રતિષ્ઠિત થશે.

**इतिशब्दशिरस्कपदोक्तमतिर्विहितामनआदिषुतैर्वचनैः ।**
**नविधानमिहास्तितथावचनेसुविलक्षणमेतदतोवचनात् ॥५६॥**

शब्दार्थः—**मनोब्रह्मेत्युपासीत** ઇત્યાદિ વાક્યોમાં **इति** શબ્દ જેની પૂર્વે છે એવા **उपासीत** પદથી અભિહિત ઉપાસનારૂપ બુદ્ધિ, તે વાક્યોવડે, મન આદિત્ય વિગેરે પદાર્થમાં વિધાન કરેલી છે. એ પ્રકારનો વિધિ મહાવાક્યમાં નથી તેથી મહાવાક્ય ઉદાહૃત વાક્યથી સુતરાં વિલક્ષણ છે.

टीकाः—ઉભયવાક્યવચ્ચે વિલક્ષણતા સિદ્ધ કરવામાં હેતુ આપે છે. **उपासीत** ક્રિયાપદ વિધિલિંગમાં ( Potential mood) છે. તેથી તે પદ વાક્યને વિધિવાક્ય બનાવેછે. મહાવાક્યમાં એવો વિધિસૂચક શબ્દ નથી પણ વસ્તુતા સિદ્ધ કરનાર **अस्ति** શબ્દ છે. તેથી બને વાક્યમાં સાધારણ ધર્મનો અભાવ છે.

मनसोवियतःसवितृप्रभृतेःप्रवदन्तिनतानिसदात्मकताम् ।
मनआदिहिमुख्यमुपास्यतयाप्रवदन्तियतोऽक्षरदृष्टियुतम् ॥५७॥

शब्दार्थः—તે વાક્યો મન આકાશ આદિત્યાદિ પદાર્થોની સદ્રૂપતા બોધન કરતાં નથી કેમકે અક્ષરબ્રહ્મભાવનાયુક્ત—મનઃપ્રભૃતિ-પદાર્થોનું તે વાક્યો મુખ્ય વૃત્તિથી -ઉપાસ્યરૂપે બોધન કરે છે.

टीका:—મહાવાક્ય ઉપાસનાવાક્યથી વિલક્ષણ હોવાને લીધે વસ્તુનિષ્ઠ છે. તેવી જ રીતે मनोब्रह्मेत्युपासीत ઇત્યાદિ વાક્યો વસ્તુપર હોય એવી શંકાનો આવિર્ભાવ પણ ન થાય એટલા વાસ્તે પ્રસ્તુત શ્લોકની રચના છે. શબ્દોની મુખ્યવૃત્તિનું અવલંબન કરતાં તે વાક્યોનું તાત્પર્ય ઉપાસનામાં જ આવી પડે.

करकोनमृदःपृथगस्तियथामनआदिसतोऽस्तितथानपृथक् ।
इतिवस्तुसतत्त्वकतात्यदाविधिशब्दइतिश्वतदातुवृथा ॥५८॥

शब्दार्थः—જેમ ઘટ મૃત્તિકાથી ભિન્ન નથી તેમ મન વિગેરે પદાર્થો સદ્વસ્તુથી અભિન્ન છે–આ પ્રકારે વાક્યની વસ્તુપરતા તમે ગણો ત્યારે તો उपासीतरૂપ વિધિ શબ્દ તથા इति શબ્દ મિથ્યા ઠરે.

टीका:—સર્વ કાર્ય પોતાના ઉપાદાન અથવા સમવાયિ કારણરૂપ છે. કાર્યકારણનો વાસ્તવિક ભેદ શ્રુતિયુક્તિથી સિદ્ધ થતો નથી. ઘટના સ્વરૂપનો વિચાર કરતાં મૃત્તિકા શિવાય અન્ય વસ્તુ ભાસતી નથી. ઘટની મૃત્તિકાથી જે ભિન્નતા પ્રતીત થાય છે તે માત્ર નામરૂપાત્મક હોવાથી મિથ્યા છે. विकारोनामधेयं मृत्तिकेत्येवसत्यम् એ શ્રુતિવાક્યથી પણ વિકૃતિકાર્યનું પ્રકૃતિ–કારણ–થી પૃથક્ અસ્તિત્વ સ્વીકારાય તેમ નથી. આપ્રમાણે આબ્રહ્મસ્તંબપર્યંત નિખિલ કાર્યપ્રપંચ પોતાના મૂલ કારણ બ્રહ્મથી ભિન્ન નથી. જેથી સર્વ ઉપાધિનું વાસ્તવિક સત્ત્વ નહિ હોવાથી પર્યવસાનભૂમિકાએ પહોંચેલો મહાત્માઓ તેને સ્વરૂપની વિવિધ વિવર્ત્ત દશા માની (हरिरेवजयज्जगदेव हरिः) સર્વદાનિરતિશયાનંદમગ્ન રહેછે.

આ અનુત્તમ સિદ્ધાંતને યથાર્થ ગ્રહણ કર્યા શિવાય એમ શંકા ઉત્પન્ન થાય કે–ઘટ મૃત્તિકાછે–એ વાક્યમાં મૃત્તિકા ઘટનો પ્રકૃતિવિકૃતિભાવ હોવાથી ઉભયનો વાક્યોચિત તાદાત્મ્યોપદેશ વસ્તુપર જ છે. તેવી જ રીતે મન આદિ પદાર્થો કારણ બ્રહ્મથી અભિન્ન હોવાથી તાત્પર્ય વસ્તુપરતામાં નીકળે અને ઉપાસનામાં નહિ.

આ શંકાનું સમાધાન પ્રસ્તુત શ્લોક આપેછે. પ્રકૃતિવિકૃતિનો અભેદ સ્વરૂપે છે, કૃતિમાં નથી. ઘટ અને મૃત્તિકા અમુક અંશમાં અભિન્ન છે. નામરૂપાત્મક અંશમાં ભ

जनितत्वमवादिनहिश्रुतिभिर्जनकेनसतास्यशरीरभृतः ।
मनआदिविकारविलक्षणतांप्रतियंतिशरीरभृतस्तुततः ॥६३॥

**शब्दार्थः**—કારણરૂપ બ્રહ્મથી શરીરોપાધિક જીવાત્માની ઉત્પત્તિ શ્રુતિઓથી પ્રતિપાદિત કરવામાં આવી નથી; તેથી જીવાત્માની મનઆદિવિકૃતિરૂપ પદાર્થસાથે વિલક્ષતા છે એમ વિદ્દજ્જનો જાણેછે.

**टीका**:—જીવબ્રહ્મનો પ્રકૃતિવિકૃતિસંબંધ નથી તેથી જેમ મનઆદિપદાર્થો વિકૃતિરૂપ હોવાથી અસત્ય ઠરે તેમ જીવનું મિથ્યાત્વ સિદ્ધ થાય નહિ, એ આ શ્લોકનું તાત્પર્ય છે. શંકા એમ ઉત્પન્ન થાયકે—**यथासुदीप्तात्पावकाद्विस्फुलिंगाः सहस्रशः प्रभवन्ते सरूपाः । तथाक्षराद्विविधासोम्य भावाः प्रजायन्ते ॥ (मुंडक)** જેમ પ્રદીપ્ત અગ્નિમાંથી સહસ્ત્ર સમાન રૂપવાળા અગ્નિકણો ઉત્પન્ન થાયછે તેમ હે નમ્ર શિષ્યો અક્ષર બ્રહ્મમાંથી વિવિધ જીવો ઉત્પન્ન થાયછે—આ શ્રુતિમાં જીવની ઉત્પત્તિ સ્પષ્ટ કહેલીછે તેથી તેનું વિકૃતિત્વ સિદ્ધ થયું અને તેમ થવાથી મિથ્યાત્વ પણ ઉક્તાનુમાનાનુસારે સિદ્ધ થવું જ જોઇએ. ત્યાં સમાધાન આપ્રમાણે છે. શ્રુતિમાં જીવની જે ઉત્પત્તિ દર્શાવીછે તે માત્ર વિશિષ્ટોત્પત્તિના અભિપ્રાયથી; સ્વરૂપોત્પત્તિના અભિપ્રાયથી નહિ. કેમકે જે શ્રુતિમાં જીવની ઉત્પત્તિ કહીછે તે શ્રુતિમાં આપેલા દૃષ્ટાંતના સ્વરૂપનો નિશ્ચય કરીએતો એમ સ્પષ્ટ થશે કે અમુક દેશાવચ્છિન્ન અગ્નિનું સ્વરૂપ વિસ્ફુલિંગ સંજ્ઞાને ધારણ કરેછે. પરંતુ દાહરૂપ ગુણ અગ્નિમાં તેમજ અગ્નિકણમાં અવિશેષ હોવાથી અગ્નિકણનું અગ્નિત્વ તો સર્વદા સિદ્ધ જ છે, તદ્વત્ અંતઃકરણઉપહિત આત્મા જીવ કહેવાયછે પણ બંને ચિન્મય હોવાથી જીવ સદાકાલ અવિકૃત બ્રહ્મસ્વરૂપ જ છે. સારાંશ દૃષ્ટાંતદાર્ષ્ટાંતિકની ઉત્પત્તિ ઉપાધિને લીધે છે. વાસ્તવિક ઉત્પત્તિ શ્રુત્યભિપ્રેત નથી.

(અપૂર્ણ)

---

॥ ॐ श्री ॥

## ॥ श्रीनरहरिविज्ञापनशतक ॥

( અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ટ ૪૮ થી. )

શીતમયૂખ સૌદામિનો દીપ્તિ દૂર જે,
અર્ક, હુતાશન, તારકનો નહિ ભાસ જો;
પાતકહરકર ગુરુદૃક્પાતે જીવનો,
તે સ્થલમાં થાએ નિષ્કલેશ નિવાસ જો.—૨૬ નરહરિને૦ ૨૬

૨૬ ચંદ્ર તથા વિદ્યુતના પ્રકાશથી જેનો પ્રકાશ વિલક્ષણ છે, સૂર્ય, વહ્નિ, તથા તારાની દીપ્તિથી જેની પ્રભા અતીત છે એવા સ્થાનમાં સમગ્ર પાપ હરનાર કિરણયુક્ત શ્રી સદ્ગુ-

સાધકકીટક અનન્યસક્તિ સેવતાં,
વિલાપને કરી વૃત્ત્યંતર નિરાસ જે;
અનુભવે ભવઉદધિનાવિકદૃષ્ટિથી,
ગુરુચરણાંબુજષટ્ચરણાંતિક વાસ જે—[27] નરહરિને૦ ૨૭
સ્તનયિત્નુશ્રેણિ તરણિ આચ્છાદતી,
અભ્રપ્રભંજન યાચું પ્રભંજન ઈશ જે,
મુદિરવિશરણ સમીરણવેગ કરી કરે
વિયત્ વિયન્મણિદીપ્તિદીપ્ત અધીશ ! જે[28] — નરહરિને૦ ૨૮

---

રુની દૃષ્ટિના પાતથી આ જીવનો અવિદ્યાદિપંચક્લેશરહિતત્વે શાંત નિવાસ થાય. શીતમયૂખ=શીતકિરણ=ચંદ્ર, સૌદામિની=વિદ્યુત. અર્ક=સૂર્ય. હુતાશન=અગ્નિ, પાતકહરકર=જેના કર (કિરણો) પાપને હરનાર છે. ગુરુદૃક્પાતે=શ્રી ગુરુના કરુણાકટાક્ષના પડવાથી.

न तत्र सूर्यो भाति न चंद्रतारकन्नेमा विद्युतो भान्ति कुतोऽयमग्निः ।
तमेव भान्तमनुभाति सर्वं तस्य भासा सर्वमिदं विभाति ॥कठ २-५-१५॥

૨૭ આ સાધકરૂપ કીટ લયદ્વારા વિજાતીય વૃત્તિના પ્રવાહનો નિરોધ કરી ધ્યેય વસ્તુમાં સજાતીય પ્રવાહ ચલાવીને, ભવસાગરમાંથી તારનાર શ્રીગુરુનાવિકની કૃપાથી તે શ્રીગુરુનો ચરણકમલમાં ભ્રમરપદને પામે. અર્થાત્ આ સાધકરૂપ કીટને આપની કૃપાથી એટલું બલ આપો કે જેથી તે આપના ચરણકમલનું નિરંતર ધ્યાન કરવાથી આપના પાદપદ્મે ભ્રમરરૂપ થઇ તેનો અભીષ્ટ ઉપભોગ કરે. ( અનન્યસક્તિ=ધ્યેય વસ્તુમાં જ વૃત્તિનો તૈલધારાવત્ અખંડિત પ્રવાહ, વૃત્ત્યંતરનિરાસ=વિસદૃશ વૃત્તિનો અપોહ અથવા તિરોધાન. ષટ્ચરણ=ષટ્પદ=ભ્રમર. )

सति सक्तो नरो याति सद्भावं ह्येकनिष्ठया ।
कीटको भ्रमरं ध्यायन्भ्रमरत्वाय कल्पते ॥
क्रियांतरासक्तिमपास्यकीटको ध्यायन्नलित्वंह्यलिभावमृच्छति ।
तथैवयोगी परमात्मतत्त्वं ध्यात्वा समायाति तदेकनिष्ठया ॥

( विवेकचूडामणि. ३६१-२ )

૨૮ અજ્ઞાનરૂપ મેઘપંક્તિ આત્મજ્ઞાનરૂપ સૂર્યનું આચ્છાદન કરે છે માટે હે અધીશ ! મેઘને દૂર કરનાર ઉપદેશરૂપ મહાવાયુની હું યાચના કરૂછું, જે વાયુનો વેગ અભ્ર[illegible]રીને હૃદ્ગુહારૂપ આકાશને આત્મારૂપ સૂર્યના પ્રકાશથી વિભૂષિત અર્થાત્ દેદીપ્યમાન કરે. वकृत्तौमुद [illegible]યિત્નુશ્રેણિ=મેઘની પંક્તિ, તરણિ=સૂર્ય. અભ્રપ્રભંજન=મેઘને જુદાં પાડનાર, પ્રભંજન=વાયુ, મુદિર વિશરણ કરી=મેઘને વિખેરી નાંખી, વિયન્મણિ=સૂર્ય, અધીશ=સદ્ગુરો !

અકામતા, સુખ, કવિત્વ, વાક્સિદ્ધિ તથા
દૂરદષ્ટિ, સુરવર્ત્મગમન, અતિવેગ જે,
સિદ્ધિ, નિધિ, રૂપ, વિગ્રહછાયાઽભાવથી
મનોગ્રહે સાધક છતે ઉદ્વેગ જો[૨૯] — નરહરિને૦ ૨૯
પાઠકગણરવમિલિત સ્વસૂનુશબ્દને
શ્રવણ જનક કરતો પણ હર્ષોભાન જો,
ઐકકંઠરૂપ ભાસે નિજ અજ્ઞાનના
ધ્વંસનથી સચ્ચિત્ સર્વાધિષ્ઠાન જો[૩૦] — નરહરિને૦ ૩૦

૨૯ (મન તથા પ્રાણ દુગ્ધાંબુવત્ સંમિશ્ર હોવાથી એકના જયથી અન્યનો પણ સમકાલીન જય થાયછે. પ્રાણની સ્વાભાવિક ગતિ નાસિકાથી બાર અંગુલ અર્થાત્ એક વિતસ્તિ (વેંત) પર્યંત હોય છે, તે વેગને શનૈઃ શનૈઃ ન્યૂન કરવાથી સાધકને અવાંતર અનેક સિદ્ધિઓ મળે છે તેપ્રમાણે મનોનિરોધદ્વારા પ્રાણના નિરોધને સાધનાર વેદાંતમાર્ગગામી સાધકને પણ મનના નિગ્રહથી પ્રાણનિગ્રહજન્ય સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે.) નિષ્કામતા આનંદ, કવિત્વશક્તિ, વાણીસિદ્ધિ, દૂરદષ્ટિ, આકાશયાન, પ્રચંડવેગ, અષ્ટ સિદ્ધિ, નવનિધિ, દશધા રૂપ, શરીરની છાયાનો અભાવ એ એકાદશ સિદ્ધિ સાધકને પ્રાણનો વેગ ક્રમે કરી એક અંગુલીથી નિરોધ કરતાં પ્રાપ્ત થાયછે, અને જ્યારે પ્રાણનો વેગ કેવલ શાંત પામ્યાથી મન પણ સવિકલ્પક સમાધિસ્થિત થાય છે, ત્યારે સાધકને ગંગામૃતપાનદ્વારા ઉદ્વેગનો જય થાયછે માટે હે ગુરો! મનોનિરોધદ્વારા કૃપાથી આ સાધકને આ દ્વાદશ સિદ્ધિ અર્પો. સુરવર્ત્મગમન=આકાશગમન, વિગ્રહછાયાઽભાવથી=શરીરની છાયાના અભાવથી. મનોગ્રહે=મનના નિરોધથી.

एकांगुलकृतेन्यूनं प्राणेनिष्कामता मता ।
आनंदस्तुद्वितीयेस्यात्कविशक्तिस्तृतीयके ॥ २१६ ॥
वाचासिद्धिश्चतुर्थेच दूरदृष्टिस्तु पंचमे ।
षष्ठेत्वाकाशगमनं चंडवेगश्चसप्तमे ॥ २१७ ॥
अष्टमे सिद्धयश्चाष्टौ नवमे,निधयो नव ।
दशमे दशमूर्तिश्च छायानैकादशे भवेत् ॥ २१८ ॥
द्वादशे हंसचारश्च गंगामृतरसं पिबेत् ।
आनखाग्रं प्राण पूर्णे कस्य भक्ष्यंच भोजनम् ॥ २१९ ॥

(श्री शिवस्वरोदयशास्त्रम्)

૩૦ જેમ કોઇ પિતા વેદાધ્યયન કરતા અધ્યેતૃવર્ગમાં બેઠેલા પોતાના પુત્રના શબ્દને સાંભળે છે તદપિ તે શબ્દ સામાન્ય શબ્દ મિશ્ર હોવાથી 'આ મારા પુત્રનો સ્વર છે' એ

શ્રવણ કરી સ્થૂલ ધ્વનિ તન્મતિયુક્તિથી
કરી વેણુ અષ્ટસ્વર અંતર્લીન જો,
કરું પ્રાચીનતોયદજલ સિંચિત દર્ભને
મુધા ચરંતી સમસ્ત ધેનુ અધીન જો[31]—નરહરિને૦ ૩૧
ત્રિશૂલાદિ શૈવાયુધચિહ્નિત ભદ્રને
મુક્ત કરે ભદ્રંકરવસ્તુ અદીન જો,
તદ્વત્ જીવ ગુરુચરણાંભોજાંકિત આ
ગુર્વર્પિત થાએ ભયભારવિહીન જો[32]—નરહરિને૦ ૩૨

---

રીતે વિશેષતઃ ગ્રહણ કરી શકાતો નથી અને તેથી પિતાને હર્ષની પ્રતીતિ કરાવતો નથી, તે પ્રમાણે જીવને સામાન્યતઃ બ્રહ્મની પ્રાપ્તિ છે પણ અજ્ઞાનરૂપ આવરણને લીધે अहंब्रह्मास्मि એ પ્રકારની બ્રહ્મની અપરોક્ષ પ્રાપ્તિ થતી નથી. પિતાપુત્રના દૃષ્ટાંતમાં ઐકકંઠ્ય અર્થાત સમાન અભિહાર એટલે સમગ્ર વર્ગનું યુગપત્ ઉચ્ચારણ એ પ્રતિબંધક હેતુ છે અને દાર્ષ્ટાંતિક જીવબ્રહ્મમાં અજ્ઞાન પ્રતિબંધક હેતુ છે માટે તે સમાનઅભિહારસ્થાનીય અજ્ઞાનનો જો વિનાશ થાય તો પ્રતિબંધક ઉપાધિ ટળી જવાથી, વિશ્વપ્રપંચના આધારભૂત, સચ્ચિદ્રૂપ બ્રહ્મનો પ્રત્યક્ષ ભાસ થાય. પાઠકગણરવમિલિત સ્વસૂનુશબ્દને=વેદને પઠન કરનાર વર્ગના સ્વરમાં મિશ્ર થયલા સ્વપુત્રના સ્વરને. જનક=પિતા. ઐકકંઠ્ય=એક કંઠે બોલવું તે=યુગપત્ ઉચ્ચારણ. ધ્વંસનથી=નાશથી.

अध्येतृवर्गमध्यस्थपुत्राध्ययनशब्दवत् ।
भानेऽप्यभानंभानस्यप्रतिबंधेनयुज्यते ॥ पंचदशी १–१२ ॥

૩૧ શ્રી ગુરુમુખપદ્મથી નિસરતી વૈખરી વાણીના ઉપદેશધ્વનિને શ્રવણ કર્યા પશ્ચાત્ યુક્તિવડે તે ઉપદેશનું મનન કરી, તે શ્રીગુરુના સ્થૂલ શબ્દના સંસ્કાર જે મનનકાલે હૃદયમાં દિવ્ય વેણુના ષડ્જાદિ અષ્ટ સ્વરરૂપે અભિવ્યક્ત થાય છે તે દિવ્ય શબ્દમાં સમગ્ર વૃત્તિરૂપ ધેનુને વિલીન કરી, અનાદિ કાલથી વર્ષતા અજ્ઞાનમેઘના કર્મરૂપ જલથી વૃદ્ધિને પામેલા દર્ભરૂપ વિષયને મિથ્યા ચરતી તે ધેનુને દિવ્યશબ્દશ્રવણથી વશ વર્તાવી તેમને નિવૃત્તિમાં સ્થાપું. શ્રીકૃષ્ણપરમાત્મા વેણુનાદથી ગોગણને આકર્ષી લેતા હતા એ પૌરાણિક કથાનું એવું રહસ્ય છે કે અનાહતચક્રમાં દિવ્યશબ્દશ્રવણથી વૃત્તિઓ તત્ર લીન થઇ જાય છે, ગોશબ્દ ઇંદ્રિયવાચક પણ છે. કૃષ્ણ=कृष्न. कृष्=આકર્ષી લેવું અને न નિવૃત્તિવાચક છે. સ્થૂલધ્વનિ=વૈખરીથી બોધ. તન્મતિયુક્તિથી=તેને મનન કરવાની યુક્તિથી. પ્રાચીન=અનાદિ. તોયદ=મેઘ. મુધા=વૃથા.

૩૨ જેમ સુબુદ્ધિમાન્ ધર્મિષ્ઠ પુરુષો શિવનાં ત્રિશૂલાદિ આયુધથી અંકિત થયલા વૃષભને શિવાર્પિત થયલો જાણી તેને ભયભારથી મુક્ત કરે છે તેપ્રમાણે શ્રીગુરુના પાદપદ્મથી ચિહ્નિત આ જીવને "જોઈ અતિસૂક્ષ્મ માયાશક્તિ શ્રીગુર્વર્પણ થયલા હું આપના

દુષ્ટતમિસ્ત્રાકૃત ચંચુસંકોચને
ટાળી અહી ગુરુવરકરયુક્તિદાન જો,
ઉદકપૃથક્કરણે આત્માએ માનસે
હંસોદયથી હંસ કરે પયપાન જો૩૩ —નૃહરિ૦ ૩૩

(અપૂર્ણ)

---

# ॥ શ્રીત્રિભુવનવિજયીખડ્ગ ॥

( અનુસંધાન વર્તમાન ૩૫ના પૃષ્ટ ૨૪થી )

હે મહાપુરુષ ! આ પ્રકારે દિશાઓમાં ભ્રમણ કરીને પ્રથમ સર્વ ઉન્મત્ત થયેલા ખંડીયા રાજાઓને પુનઃ દીનત્વને પ્રાપ્ત કર્યા. જેમ સૂર્યના ઉદયથી ઉલૂક ગુપ્ત થઇ પેસે છે તેમ મારા પરાક્રમને શ્રવણ કરીને તથા જોઈ જાણીને ચોર, ઠગ, લંપટ તથા ખલપુરુષોસ્થલે સ્થલેથી પલાયન કરી સંતાઈ ભરાવા લાગ્યા. જેમ વર્ષાકાલમાં થતી વૃષ્ટિ ગ્રીષ્મ ઋતુની તપેલી પૃથ્વીને તથા અન્ય તપ્ત પ્રાણિપદાર્થને શાંત કરે છે તેમ આ સમયની મારી પ્રવૃત્તિથી પણ પીડિત રંક પ્રજાનાં તથા ધર્માત્મા સજ્જન પુરુષોઆદિનાં અંતઃકરણમાં શાંતતા પ્રસરી રહી હતી. સ્થલે સ્થલે સ્ત્રીપુરુષોમાં મારી સ્તુતિ થતી હતી તથા ઉતરતી ભૂમિમાં જતા જલના પ્રવાહની પેઠે મારી સત્કીર્તિ જ્યાં ત્યાં પ્રસરતી હતી. જેમ સજ્જનપુર

પ્રાપ્ત થયેલી સંપત્તિને જોઇને તથા તેમની સત્કીર્તિને શ્રવણ કરીને દુષ્ટ દુર્જનો અંતરમાં પ્રજળે છે તેમ એ સમયમાં મારી પ્રાપ્ત સંપત્તિ તથા કીર્તિથી અનેક દુષ્ટ મનુષ્યો અંતરમાં વિનાકારણ પોતાના પ્રાપ્ત દુષ્ટ સ્વભાવથી પ્રજળતા હતા. અને જેમ કોઈ કાકપક્ષી સુમેરુનાં અચલસરમાં શૃંગને તોડી પાડવાની ઇચ્છા કરે તેમ તે દુષ્ટ પ્રાણિઓ મારા વિજયધ્વજને તોડી પાડવાની ઇચ્છા કરતા હતા. જેમ કોઈ મંદમતિ મનુષ્ય સૂર્યમંડલપ્રતિ રજ નાંખીને પ્રકાશસ્વરૂપ સૂર્યના પ્રકાશને પ્રતિબંધ કરવાની ઇચ્છા કરે તેમ ઘણા મંદમતિ મનુષ્યો અનેક પ્રકારનાં મિથ્યા ભાષણોથી મને કલંકવાળો ઠેરવી મારા સર્વત્ર પ્રસરેલા પરાક્રમરૂપ પ્રકાશને પ્રતિબંધ કરવા ઇચ્છતા હતા. આ વિગેરે અનેક પ્રકારથી અનેક દુર્જનો મારાં યશોબલને હણવાના ઉદ્યોગ કરતા હતા. પણ જેમ પ્રલયકાલના વાયુના વેગને આ ક્ષુદ્ર બલવાળા જીવો રોકવાને સમર્થ થતા નથી તેમ મારા તે સમયના અભ્યુદયને ઝાંખ લગાડવા તે દુર્જનો સમર્થ થયા નહિ. જેમ અસંખ્ય પ્રાણિઓના સમુદાયમાંથી કાલ ભગવાન્ જેને જેને લેવા યોગ્ય જાણેછે તેને તેને જ લે છે તેમ મેં પણ તે મારી સમગ્ર પ્રજામાંથી જે જે દુષ્ટ મનુષ્યોને હણવાયોગ્ય જાણ્યા તેને તેને સ્થલે સ્થલેથી પકડી પકડીને હણી નાંખ્યા, અને તેમ થવાથી દુષ્ટ જનોમાં મોટો ત્રાસ વર્ત્યો હતો. અનેક દુષ્ટો પોતાની દુષ્ટતા તજવાના સંકલ્પ કરતા શરણ થયા તેમને મેં પણ તે સમયે અભય આપી છોડ્યા. જેમ સમુદ્રમાંથી ઉપડતા મોજાઓ ક્રમે કરીને ગતિ કરતાં તીરમાં જઇને અથડાય છે તેમ તે મારા યશરૂપ મોજાઓ ક્રમે કરીને મારા પિતાને કાને ગયા, અને તેથી તેઓને અંતરમાં અવર્ણનીય પ્રસન્નતા થઈ. સર્વ સ્થલે વિચરતાં શત્રુને વશ વર્તાવતાં થોડે કાલે મારૂં પુનઃ સ્વસ્થાનપતિ વળવું થયું. મારા વિજય કરી આવવાના સમાચાર જાણી આખંડલ તથા પ્રજામંડલમાં અધિક હર્ષ પ્રસર્યો હતો. તેમણે નાના પ્રકારનાં ઉત્સવનાં એહનો નગરમાં તથા નગરથી બહાર સ્થાપ્યાં હતાં. મારા પ્રવેશના માર્ગને અનુપમ શોભા આપી હતી. જ્યારે વિધિવત્ મારો પુનઃ નગરમાં પ્રવેશ થયો ત્યારે પુરવાસીજનોએ મને પુષ્પાદિવડે વધાવીને પોતાનો નિર્મલ પ્રેમ જણાવ્યો હતો. રાજ્યમંદિરમાં પ્રવેશ કરી માતાપિતાને સવિનય નમન કર્યું. તેમણે આશીર્વચન વદ્યાં. પશ્ચાત્ અંતઃપુરમાં જઈને સ્ત્રિઓને વિયોગાગ્નિના તાપથી મુક્ત કરી પ્રિય વચન વદીને કુશલ પુછ્યું. વિયોગના દુઃખનું વિસ્મરણ કરતાં તેમણે પોતાની પ્રસન્નતા દેખાડી.

હે યોગીશ્વર! આપ્રમાણે રાજ્યવ્યવહારમાં મારી સત્તા જામેલી જોઇને મારા પિતાને પરમસંતોષ થયો. મારા મુખથી તેમ જ અન્યના મુખથી સર્વ પ્રવાસનું વ્યતીત વૃત્તાંત તેમણે શ્રવણ કર્યું. તેથી પણ તેમને ચિત્તમાં અધિક શાંતિ પ્રતીત થઇ.

થોડો કાલ વ્યતીત થયા પછી તેમણે એક દિવસ પોતાના ઉત્તર વયના શેષ કર્તવ્ય કરવાના સંબંધમાં મને તથા મારી માતાને સમીપ બેસાડીને આ પ્રકારનાં વચન કહ્યાં.

પિતા કહે છે હે પુત્ર! તમે તમારો ધર્મ સર્વ પ્રકારે સાચવ્યો છે, અને કુલની કીર્તિને અધિક ઉજ્જવલ કરી છે એથી તમને ધન્ય છે. તમસરખા પુત્રનાં માતાપિતારૂપે

તમે અમારા નિવૃત્તિમાર્ગમાં પ્રવેશના વિચારને દુર્બલ જાણુશો નહિ, તેમ જ અપક્વ વિચારથી એ ઇચ્છાનો ઉદય થશે એમ ધારશો નહિ.

હે પુત્ર ! બુદ્ધિમાન્ પુરુષોનો એ નિયમ જ છે કે યોગ્ય વિચાર વિના કોઇ પણ નિશ્ચય કરવો નહિ, અને નિશ્ચય કરયા પછી કંઠગત પ્રાણુપર્યંત પણ તે નિશ્ચયપ્રમાણે વર્તવા આગ્રહ રાખવો. જ્યાં સુધી શરીરમાંથી હુંભાવનો તથા સંબંધીમાંથી મમભાવનો ઉચ્છેદ થયો નથી, વ્યવહારનિમિત્ત વિવિધ ક્રિયાઓ કરવાની આવશ્યકતા છે એમ અંતરમાં સમજાયછે તથા તે તે ક્રિયાઓ વિવેકથી કરાય છે, પદાર્થમાં સુખબુદ્ધિનો લેશ પણ પ્રતીત થાય છે, અને જ્યાં લગી આશ્રમને સેવે છે ત્યાં લગી પુરુષે અંતરમાં શુદ્ધ આગ્રહને અવશ્ય રાખવો જોઇએ. જો એ અવસ્થામાં આગ્રહ ન રાખવા જાય તો પ્રત્યેક ધર્મથી ભ્રષ્ટ થવાનો સમય પ્રાપ્ત થાય છે. જ્યારે આ અંતઃકરણનો લય થવાનો સમય સમીપ આવે ત્યારે અંતરમાંથી સ્ફુરતી વૃત્તિયો પોતાના કારણરૂપ મનાદિસહિત શિથિલ થઇ જાયછે. તે સમયે આ આગ્રહ પોતાની મેળે જ છુટી જાય છે. આમ છે માટે મેં જે નિશ્ચય તમારા આગળ પ્રકટ કરયો છે તેને હવે સત્વર સાધવા યત્ન કરો. આ તમારી માતાનું રૂડે પ્રકારે રક્ષણ કરવાનો તમારો ધર્મ છે તેપ્રમાણે તમે અવશ્ય કરો એમ છે, તોપણ એનીં ઇચ્છા એકાંતસેવનમાં વિશેષ આગ્રહવાળી છે. સંગબલથી એના અંતઃકરણમાં આસક્તિનો અભાવ થયો પ્રતીત થતો નથી, તેથી સંગરહિત રહેવાની એની પ્રબલ ઇચ્છા છે. માટે થોડો કાલ એણે પણ એના આંતર સામર્થ્યને અનુભવવા એકાંત દેશ સેવવા મારી આજ્ઞા મેળવી છે, તો એને પણ વનીના ધર્મનું પાલન કરતો હું મારા સમીપ રાખીશ. આ વિગેરે અનેક પ્રકારનાં યોગ્ય વચનોને વદીને મૌન રહ્યા પછી મેં તે પિતાપ્રતિ આ પ્રકારનાં વિનયવચન કહ્યાં.

હે પિતા ! આપ સ્વતંત્ર છો, તેથી અમુક કરવું, અને અમુક ન કરવું એમ કહેવાનો મારો ધર્મ નથી. વળી આપની ઇચ્છા કે આજ્ઞાનુસાર વર્તવું એ મારો ધર્મ છે તેથી આપની યોગ્ય ઇચ્છા વિરુદ્ધ મારે કાંઈ બોલવું એ ઉચિત ગણાય એમ નથી; તો પણ મારા અંતરમાં પ્રાપ્ત થયેલ વિચાર આપને નિવેદન કરવાનો મારો ધર્મ છે તેથી સ્વલ્પમાં નિવેદન કરૂં છું તેપ્રતિ લક્ષ કરી આપ જેમ આજ્ઞા કરશો તેમ કરવા આદર કરીશ.

૧ પુત્રનો એ ધર્મ છે કે વૃદ્ધાવસ્થામાં માતાપિતાની ઉત્તમ પ્રકારની સેવા કરવી. તો આપનું અત્રથી અન્ય સ્થલે પધારવું થાય, તો એ મારો ધર્મ સંભાળવાનો મને સમય મળે નહિ એ કષ્ટ છે.

૨ આ સંસારમાં રાજ્યવ્યવહારવિગેરે અનેક ગૃહસંબંધી વ્યવહારોમાં પુનઃ પુનઃવૃદ્ધની મતિની અપેક્ષા રહે છે, તેમ જ તેમનો ઘણા વર્ષનો અનુભવ વારંવાર ઉપયોગમાં આવે છે. જેથી આપ માતાપિતાનું અત્રથી એકાંતસેવનમાં પ્રવેશવું મને કષ્ટપ્રદ થશે એમાં સંદેહ નથી.

૩ આપે કરવાયોગ્ય વિચારને કરયા છે, તથા જાણવાયોગ્ય વસ્તુને જાણી છે તો પછી એકાંતસેવનથી આપને શું અધિક છે ?

૪ આપણા નગરમાં આપની ઇચ્છામાં આવે ને સમયે આપે વ્યવહારના ભારને ત્યજીને

ઇષ્ટાનુસંધાન કરતા વસવું એ પણ એકાંતવાસ જ છે તો પછી તેમ કરવામાં શી હાનિ છે ?

૫ સ્વધર્માચરણરૂપ તપવડે આપને અંતઃકરણની શુદ્ધિ તો પ્રાપ્ત છે, સત્શાસ્ત્રના શ્રવણથી તથા સાધકબાધક યુક્તિવડે શ્રવણ કરેલા સિદ્ધાન્તનું મનન કરવાવડે અન્ય દોષોનું પણ અતિક્રમણ કરેલું છે, અધિક કાલની ઉપાસનાવડે વિક્ષેપદોષથી રહિત થયેલું ચિત્ત ચંચલતાને તજી દઢપણે બ્રહ્મનિષ્ઠામાં સ્થપાયું છે, અનેક પ્રકારનાં સુખદુઃખના અનુભવથી તથા અધિક કાલ વ્યવહારના સેવનથી વિષયપદાર્થમાત્રમાં અસારપણું નિશ્ચય કરાયું છે અને તેથી આ દૃશ્ય પદાર્થમાં સુખબુદ્ધિના અભાવની પ્રતીતિવડે અસ્પૃહારૂપ વિરાગ પણ આપને પ્રાપ્ત જ છે, નિત્યનૈમિત્તિકઆદિ કર્મોના અનુષ્ઠાનવડે તથા વસ્તુવિચારથી દૃશ્ય પ્રપંચનો નિરાસ કરી જોવાથી દઢ પરોક્ષ જ્ઞાન તો આપને પ્રાપ્ત હતું જ અને પશ્ચાત્ ઉપાસનાવડે પ્રાપ્ત યોગબલવડે કરેલા ઉપાસ્યના તથા તત્ત્વના સાક્ષાત્કારથી તેમ જ તત્ત્વાભ્યાસવડે પ્રાપ્ત વિવેકસિદ્ધિબલથી સ્વસ્વરૂપાનુભવના યોગે આપને દઢ અપરોક્ષ જ્ઞાન જેને વિજ્ઞાન કહ્યું છે તે પણ પ્રાપ્ત છે. તો પછી આપે કયા અપ્રાપ્ત પદાર્થની પ્રાપ્તિનિમિત્તે એકાંતસેવનનો નિશ્ચય કર્યો છે એ હું અલ્પમતિને યથાવત્ સમજાતું નથી. માટે કૃપા કરીને કૃતકૃત્ય એવા આપે સર્વત્ર પરમતત્ત્વની ભાવનાવડે દેહપ્રારબ્ધવશાત્ જ્યાં ત્યાં શેષ આયુષ્યને ઉદાસીનવત્ રહીને વ્યતીત કરવા વિચારી અત્ર જ નિવાસ કરવો ઉચિત છે. પછી જેમ આપ સમર્થની ઇચ્છા પ્રવર્તે તેમ કરવા હું તો સાવધાન છું.

આવિગેરે વચનો શ્રવણ કરીને મારા કૃપાલુ પિતા પ્રસન્ન થઇને મંદમંદ હસતાં આ પ્રકારનાં વચનો બોલ્યા, હે સુપુત્ર ! તમે જે કહ્યું તે યથાર્થ છે. હું પણ વિચારદ્વારા પ્રથમથી જ જાણું છું કે કોઇ સ્થલ જ માત્ર મોક્ષનું સાધક કે બાધક નથી, પણ સ્થાન, સંગતિ, આહાર, વિહાર આદિ અનેક કારણો જીવત્વના ઉચ્છેદમાં પ્રતિબંધક છે.

તમે પ્રથમ તમારો સેવા કરવારૂપ ધર્મની સિદ્ધિઅર્થ અમને અત્ર નિવાસ કરાવવા ઇચ્છા જણાવી તે એક પક્ષથી યોગ્ય છે; પરંતુ સંસારની વિચિત્રતાનો વિચાર કરતાં એ ઇચ્છા અધિક આદર કરવાયોગ્ય નથી. કારણ કે શરીર અને સંબંધ સદા ટકે એવા પદાર્થ નથી. કાલની અકલ ગતિ હોવાથી કોનાં શરીર પ્રથમ છુટશે અને કોનાં પછી છુટશે એનો નિયમ નથી; અને તેથી ક્લેશના કારણરૂપ પ્રિય પુત્રાદિનાં શરીરોને વિદ્યમાન જોઇને વૃદ્ધોએ વેગળા થવું, અને ઘણા કાલથી સેવેલા મમત્વના પદાર્થોપ્રતિ બંધાયલા મમત્વાધ્યાસથી ક્રમે કરીને નિવૃત્ત થવું એ ઉત્તમ વાર્તા છે. અને અમારી ઇચ્છાનુકૂલ કરવાથી તથા અમારી આજ્ઞાનું પાલન કરવાથી તમારો અમારી સેવા કરવાનો ધર્મ પૂર્ણાંશે સધાય છે, જેથી એ નિમિત્ત અમારા અત્ર નિવાસમાં બલવાન્ નથી.

બીજું-તમે વ્યવહારમાં ઉપયોગી વિચારોને જણાવવા અર્થે તથા અધિક અનુભવથી પોતાના પુત્રપૌત્રાદિકને, વ્યવહારકાર્યમાં સાહાય્ય આપવાને અર્થે અમારો વૃદ્ધોનો અત્ર નિવાસ ઇચ્છયો છે, એ પણ સ્વીકારવા યોગ્ય નથી. કારણ કે જેમ વૃદ્ધોની મતિનો કોઈ પ્રસંગે આદર કરવો પડે છે તેમ કાલાનુસાર પ્રસંગે વૃદ્ધોની મતિનો અનાદર પણ કરવો પડે છે. આમ છતાં પણ કદાચિત્ ઉપયોગ ગણીએ તોપણ વૃદ્ધોને મૃત્યુ પોતાને અધીન વર્તાવે

પુણ્યતણું ન પ્રયોજન એને, ભોગોનું કર્મોનું ન રે,
પાપનું, ભોગ ત્યજવાનું ન તેમ જ, વિવિધ વિધિ ધર્મોનું ન રે. જીવન્૦ ૩૦
ઇહપરલોક તણા ફલનું ના, નાહિ ક્રિયા ત્યજવાનું રે,
બંધનું મોક્ષનું ઉર્ધ્વ અધઃનું, ના શુભ ગુણ સજવાનું રે. જીવન્૦ ૩૧
જે જે દૃશ્ય પડે દૃષ્ટિએ, બ્રહ્મરૂપ તે જાણે રે,
તે યોગીનું મન સુખદુઃખમાં, કેમ દીનત્વને આણે રે, જીવન્૦ ૩૨
સંશયરૂપી સુદૃઢ પિંજર, જ્ઞાનાગ્નિથી બાળ્યાં રે,
તે પુરુષોનાં ચિત્તવિહંગો મુક્ત ગગનમાં મ્હાલ્યાં રે, જીવન્૦ ૩૩
વિષયાસક્તિરૂપી દૃઢ ગ્રંથી, વિરાગ વજ્રે છેદી રે,
તે પુરુષો ભવકારાગૃહમાં, કેમ પડે થઈ કેદી રે, જીવન્૦ ૩૪
બ્રહ્માનંદરસાર્ણવમધ્યે[1], તન્મય થઇ જે વસતા રે.
ત્રિવિધ તાપતણા અગ્નિથી, તે પુરુષો શું બળતા રે, જીવન્૦ ૩૫
મલવિક્ષેપ સકલ હણી જેણે, જ્ઞાનદીપક પ્રકટાવ્યા રે,
તે પુરુષો આ ઘોર તિમિરમાં, ભૂલે કેમ ભુલાવ્યા રે, જીવન્૦ ૩૬
શુદ્ધ વિવેકરૂપી જે યોગી, લોચન ત્રીજું પામ્યા રે,
ત્રિભુવનવિજયી કામ શકે કેમ, આવી તેના સામા રે, જીવન્૦ ૩૭
સિદ્ધિનિધિ પણ જેની સમીપે, થઈ રહે દાસી જેવી રે,
યુક્તયોગી તે પુરુષોત્તમને, ઉપમા શાની દેવી રે, જીવન્૦ ૩૮
[2]વિતૃષ્ણાંબુજપત્રાંબરને, સર્વાંગે ધરી લીધાં રે,
[3]મોહજલે તે પુરુષશરીર કેમ, જાયે ભીનાં કીધાં રે, જીવન્૦ ૩૯
પંચ ક્લેશરૂપી દુર્જય યોદ્ધા, હણી રણભૂમિ પ્રજાળી રે,
તે પુરુષે નિજ વિજયપતાકા, ત્રિભુવનમાં ફરકાવી રે, જીવન્૦ ૪૦
જે પુરુષોનાં કર્માંકુરને, સુખદુઃખફલ ના લાગે રે,
તે પુરુષોનાં જયનાં દુંદુભી, દેવસદનમાં વાગે રે, જીવન્૦ ૪૧
વાસનાબીજક જે યોગીનાં, જ્ઞાનાગ્નિમાં બળિયાં રે,
જનનમરણફલાંકુર તેને, પુનઃ ઉગી ન નિકળીયાં રે, જીવન્૦ ૪૨
ભ્રાંતિથી વિરહિત મન તેનું, આત્મામાંહિ વિરામે રે,
નભવત્ સુખદુઃખપ્રાપ્તિમાં તે અસ્ત ઉદય નવ પામે રે, જીવન્૦ ૪૩
(જોકે) અતિ સુંદર તરુણીઓ તે પર, બહુ રાખે આસક્તિ રે,
તદપિ કામનબાણ સપજાં શર, વિફલ થતાં તેના પ્રતિ રે, જીવન્૦ ૪૪
સુગમ બાલકની તનુચેષ્ટા, વિના પ્રયોજન થાતી રે,
ચેષ્ટા તદ્વત્ મુક્ત પુરુષથી, વિણસંકલ્પ કરાતી રે, જીવન્૦ ૪૫

---

૧ બ્રહ્માનંદરૂપી રસસમુદ્રમાં. ૨ વિતૃષ્ણારૂપી કમલનાં પત્રરૂપી વસ્ત્રને. ૩ મોહજલવડે તે પુરુષનાં શરીર કેમ ભીનાં કર્યાં જાય?

મદિરામદથી મત્તની પેરે, અજ્ઞાન દ્દે ઘુમે રે,
ક્રિયાફલો લહી ત્યાજ્ય ન ચિંતે, 'આ કર્યુ' 'આ ના કર્યું મેં' રે, જીવન૦ ૪૬
'અમુક કર્યાથી અમુક થશે ફલ, ત્યજી અભિનિવેશ એવો રે,
બાલક વિવિધ પદાર્થ ગ્રહેતો; વળી ફરી ત્યજતો જેવો રે,— જીવન૦ ૪૭
તદ્વત્ જીવન્મુક્ત પદાર્થો, ગ્રહે કદી, કદી ત્યાગે રે,
ફલના અભિનિવેશ વિના પણ, ઉક્ત ક્રિયામાં લાગે રે, જીવન૦ ૪૮
દેશક્રિયાકાલાનુસારી, સકલ કાર્યને કરતો રે,
કાર્યજન્ય સુખદુઃખવિવશ તે, કોઈ પ્રસંગે ન થતો રે, જીવન૦ ૪૯
કાર્યસિદ્ધિથી હર્ષિત થાય ન, ખિન્ન ન થાય અસિદ્ધિથી,
સુખસ્થિતિની ન અપેક્ષા રાખે, રહે ન ઉપેક્ષિત દુઃખસ્થિતિથી, જીવન૦ ૫૦
સૂર્ય કદી શીતલ થઈ જાયે, શશિમંડલ તપી જાયે રે,
વિસ્મય હોય ન એને નીચગ,—અગ્નિશિખા[1] કદી થાયે રે, જીવન૦ ૫૧
'આત્મશક્તિની સઘળી સ્ફૂર્તિ,' એ નિશ્ચય દૃઢ હોવાથી,
કૌતુક ઉપજે ના કદી ભારે,—આશ્ચર્યોને જોવાથી, જીવન૦ ૫૨
દયાજન્ય દીનત્વ ગ્રહે ના, ક્રૂરતાને અનુસરતો ના,
પ્રાપ્ત વૃત્તિથી યાચવું પડતાં, લજ્જાને એ ધરતો ના. જીવન૦ ૫૩
લજ્જા ના ધરતો પણ નીચાં, કામે થાય ન નિર્લજ્જ રે,
નિર્હેતુક જનહિતકર કાર્યે, સદા રહે છે એ સજ્જ રે, જીવન૦ ૫૪
દીન ન થઈ જાતો કદી ઉદ્ધત પ્રમાદી ખિન્ન કે હર્ષિત રે,
અનેક ઉત્પાતો થતાં પણ, થાય ન એ કદી ભયભીત રે, જીવન૦ ૫૫
નભમાં જેમ ઉગે ના અંકુર, વિસ્તૃત નિર્મલ ચિત્તે રે,
લોભ મોહ આદિ રિપુ તદ્વત્, ઉપજે ના કો રીતે રે, જીવન૦ ૫૬
'જેમાં જીવ નિરંતર મરતા, ધરે નિરંતર જન્મ રે,
'એવી આ જગસ્થિતિમાં સુખદુઃખ, સંભવે ગણવું કયમ રે, જીવન૦ ૫૭
'જલલહરીથી થતા રીણોના, ભ્રમણસમા આ ભ્રમણે રે,
'સ્થિરતા ક્યાં હોયે, કેમ હોયે, પ્રસંગ શો સુખદુઃખને રે, જીવન૦ ૫૮
'મરુસ્થલજલવત્ જગત્ સકલ આ, પ્રાતિભાસિક ભાસે રે,
'હું મુજમાં સર્જું છું સંહરું છું, મુજ પ્રકાશી પ્રકાશે રે,' જીવન૦ ૫૯
આ વિધિની દૃષ્ટિ હોવાથી, દુરંત આ સંસૃતિમાં રે,
સુખથી હર્ષ અને દુઃખથી કદી, ખેદ ન હોય મતિમાં રે, જીવન૦ ૬૦
'પ્રતિનિમેષે રાત્રિવિષે જેમ અનેક સ્વપ્નો દેખાયે,—
'અને વિલાયે તદ્વત્ જગ તો, આત્મામાં થાયે જાએ,' જીવન૦ ૬૧
'સદા ઉપજતા સદા વિલાતા, સંસારે સુખદુઃખથી શું ?'

[1] ઉંચે જવાના સ્વભાવવાળી અગ્નિની શિખા નીચી ગતિવાળી થાય.

યુદ્ધ કર્યાં દૈત્યોસહ, કહાવ્યા, જીવન્મુક્ત જ તોએ એ, વિવિધ૦ ૨૪
નારદ જીવન્મુક્ત છતાં પણ, કલહરૂપી કૌતુકવાળા,
અનેક લીલા કરતા વિચર્યા, સંશય સઉ મનના ટાળી, વિવિધ૦ ૨૫
જીવન્મુક્ત રહી પૃથ્વીને,—શેષ સદાયે ધારે રે,
સૂર્ય તથા એ સ્થિતિમાં રહીને, વર્તે નિજ વ્યવહારે રે. વિવિધ૦ ૨૬
યમ પણ જીવન્મુક્ત રહીને, પાપીને ફલ દે છે રે,
અનેક એ વિધિ જીવન્મુક્તો, વ્યવહારે વિચરે છે રે, વિવિધ૦ ૨૭
અતિ ખટપટવાળા વ્યવહારો, કંઈક મહાત્મા કરતા રે,
તોપણ અંતર્માંહિ નિરંતર, શાંતિસુખે રહે ઠરતા રે, વિવિધ૦ ૨૮
ચામરછત્રતણા વિભવોને, ભોગવતા કો વિચરે રે,
ભિક્ષાપાત્ર ગ્રહી કરમાં કો, ભૂમંડલમાંહિ ફરે રે, વિવિધ૦ ૨૯
ભરતસમા કો જડવત્ રહેતા, દત્તસમા કો અવધૂત રે,
પ્રપંચમાં પચતાં પણ રહેતા, કૃષ્ણસમા કો અચ્યુત રે, વિવિધ૦ ૩૦
જનસમૂહે રહી જનહિતકર કો, ઉત્તમ ગ્રંથો રચતા રે,—
શંકરવ્યાસાદિ સમ, જીવને—જોઈ દુઃખોમાં પચતા રે, વિવિધ૦ ૩૧
કાકભુશંડતી પેરે કોઈ, પક્ષી રહી આ કાળે રે,
અખંડ બ્રહ્મવિચારે, સ્થિર થઈ, ચિર આયુને ગાળે રે, વિવિધ૦ ૩૨
પશુયોનિમાં પણ છે કંઇક જ જીવન્મુક્તો સાચા રે,
જાંબવાન હનુમાનાદિ સમ, નિજ સ્વરૂપે રહે રાચ્યા રે, વિવિધ૦ ૩૩
અનેક સ્થિતિમાં આ વિધિ જીવન્—મુક્ત પુરુષો હોયે રે,
ભેદમતિથી રહિત થયેલા, બ્રહ્મસ્વરૂપે સોહે રે, વિવિધ૦ ૩૪
વ્યાઘ્રાંબર ધરી જ્યમ કો ગર્દભ, વ્યાઘ્ર બનીને ભમતો રે,
તદ્વત્ મુક્ત બની કંઈ ફરતા, આડંબર કરી અભયો રે, વિવિધ૦ ૩૫
ધૂળ નિહાળી પણ જ્યમ ગર્દભ, અનુરાગે આળોટે રે,
તદ્વત્ રમ્ય વિષય નિરખી તે,—ધૂર્ત ધસે છે દોટે રે, વિવિધ૦ ૩૬
તાપથી જેમ દ્રવે હિમ તત્ક્ષણ, ચંદ્રથી મણિ જ્યમ સ્રવતો રે,
મિથ્યા મુક્ત તથા વિષયો ને, જોતાં તત્ક્ષણ દ્રવતો રે, વિવિધ૦ ૩૭
શ્યામ સ્વરૂપ નિજ બાળી જાણે, કાગ કે હું છું કોયલ રે,
પણ કા કા કરતાં જગથી કેમ, રહેશે છાનો એ ખલ રે, વિવિધ૦ ૩૮
સાચા મુક્ત પુરુષની સ્થિતિ ક્યાં, ક્યાં મિથ્યા ખલકેરી રે,
ક્યાં ગંગાજલ ક્યાં મરુસ્થલજલ, ક્યાં અમૃત ક્યાં ઝેરી રે, વિવિધ૦ ૩૯
નાટકમાં મહાનૃપતિકેરા, વેષ કંઈ જન ધરતા રે,
પણ દીનનાં દારિદ્ર કદી એ, નૃપલિંગી[1] શું હરતા રે, વિવિધ૦ ૪૦

[1] નૃપનાં ચિહ્નવાળા.

પ્રસિદ્ધ સેવી દુરાચરણો કંઈ મૂર્ખ મુખેથી વદતા રે,
મહામુક્ત જ્ઞાનીને કદી પણ, વિધિનિષેધ ન નડતા રે, વિવિધ૦ ૪૧
વિધિનિષેધ ન મુક્ત પુરુષને, યદ્યપિ એ છે સાચું રે,
તોપણ અનીતિએ એ ચાલે, એ જ સમજવું કાચું રે, વિવિધ૦ ૪૨
જેણે સાધકસ્થિતિમાં સઘળા, દુર્ગુણ મૂળસહ ટાળ્યા રે,
સિદ્ધાવસ્થામાં દુર્ગુણ શું, સેવે તે મતિવાળા રે, વિવિધ૦ ૪૩
અનેક જન્મતણાં પુણ્યોથી, નિર્મલ મતિ જવ થાતી રે,
શ્રીસદ્ગુરુકરુણા તવ થાતાં, સ્થિતિ આ ઉચ્ચ પમાતી રે, વિવિધ૦ ૪૪
પ્રકાશ હોયે જે સ્થલ તે સ્થલ, તિમિર કદી ના આવે રે,
તદ્વત્ મુક્ત પુરુષમતિ પણ કદી, દુર્ગુણને ના ધ્યાવે રે, વિવિધ૦ ૪૫
જે શ્રીનરહરિ કરુણાથી આ, દુર્લભ પદ જીવ પામે રે,
તે સદ્ગુરુપદપદ્મ નમીને, વાણી અત્ર વિરામે રે, ત્રિવિધ૦ ૪૬

---

# ॥ वाणीनिरोध ॥

( અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૩૬ થી )

આ અંતઃકરણ ભૂમિ મધ્યમાના કોટ્યવધિ વ્યાપારરૂપ વૃક્ષોનું [1]પ્રજાવસ્થાન છે. એ ભૂમિનો પ્રત્યેક અણુ બીજક હોવાથી અખિલ અંતઃકરણભૂમિ એ સ્વભાવસંસ્કાર તથા કર્મસંસ્કારરૂપ અસંખ્ય પ્રકારનાં બીજકોનો મહાકોશ છે. અને તેથી કરીને અમુક ઇષ્ટ બીજકને પોષવા ઉદ્યોગ આરંભતાં, સંબંધમા રહેલાં અન્ય અનેક અનિષ્ટ બીજકો પણ અનાયાસ ઉદ્ભવી આવે છે. આથી કરીને સાધકને જેમ ઇષ્ટ બીજકોનું તથા તેમાંથી ઉગતાં અંકુરાદિનાં સ્વરૂપનું સર્વ પ્રકારનું જ્ઞાન હોવું અવશ્યનું છે તેમ પૂર્વોક્ત પ્રકારે પ્રતિબંધક અનિષ્ટ બીજકોનું તથા તેમાંથી ઉદય થતાં અંકુરાદિનાં સ્વરૂપનું પણ સર્વ પ્રકારનું જ્ઞાન અપેક્ષિત છે.

મધ્યમાના અસંખ્ય વ્યાપારોનો નિરોધ સાધકને કરવો સુલભપડે એ અર્થે સચ્છાસ્ત્રોમાં ઘણે રૂપકે એ વ્યાપારોના અસંખ્ય ભેદના આ પ્રકારના પણ ત્રણ ભેદ પાડેલા દૃષ્ટિએ પડે છે. એ ત્રણ ભેદનો પૂર્વોક્ત બે ભેદમાં સમાવેશ થઇ જાય એમ છે તોપણ સાધકોના સાધનોમાં રુચિભેદ હોવાથી અત્ર એ ત્રણ ભેદનું પણ સંક્ષિપ્ત વર્ણન ઉચિત ગણ્યું છે. મધ્યમાના વ્યાપાર સ્વરૂપમાં સ્થિતિ થવા દેવામાં સાધકને પ્રતિબંધરૂપ હોવાથી એ વ્યાપારોને પ્રતિબંધની સંજ્ઞા આપી ભૂતપ્રતિબંધ, વર્તમાનપ્રતિબંધ અને ભાવિપ્રતિબંધ એ પ્રકારના ત્રણ પ્રતિબંધોમાં મધ્યમાના સમગ્ર વ્યાપારોનો અંતર્ભાવ કર્યો છે. [2]જાગર અને સ્વપ્ન અવસ્થાકાલે અભિમાનીના અનુભવમાં આવતા સમગ્ર સ્થૂલ સૂક્ષ્મ વિષયોના અંતઃકરણમાં સંસ્કાર પડે છે એ સંસ્કારો અંતઃકરણમાં સ્મૃતિરૂપે થઈ રહે છે. તે સ્મૃતિરૂપ સંસ્કારોના

---

૧ જન્મભૂમિ. ૨ જાગ્રત.

સજાતીય, વિજાતીય કે સંબંધક પદાર્થોનો જે જે પ્રસંગે અભિમાનીને આ વ્યાવહારિક સૃષ્ટિમાં કે [1]પ્રાતિભાસિક સૃષ્ટિમાં સંબંધ થાય છે તે તે પ્રસંગે તે તે [2]સુપ્ત સંસ્કારો જાગ્રત્ થઈ અંતઃકરણમાં સ્ફુરે છે. તેમાં પણ અભિમાનીની મનોવૃત્તિના [3]અનવસ્થાન સમયે તથા એવાં જ અન્ય પ્રકારનાં પ્રતિબંધક કારણોના સદ્ભાવે, સજાતીયઆદિ ઉક્ત ભેદવાળા પદાર્થોનો સંબંધ થતાં છતાં પણ તે તે સુપ્ત સંસ્કારો જાગ્રત્ થઈ શકતા નથી. અર્થાત્ જે પ્રમાણમાં મનોવૃત્તિનું અવસ્થાન હોય છે તે પ્રમાણમાં તે સંસ્કારોના સ્ફુરણનું બલ અનુભવાય છે. આ સ્ફુરણરૂપ મધ્યમાના વ્યાપારને ભૂતપ્રતિબંધ કહે છે. અનુભવદ્વારા વૃત્તિએ અનુકૂલ ગણેલા વિષયોની ભવિષ્યમાં પ્રાપ્તિ થવા નિમિત્ત જે જે વિવિધ શુભાશુભ યુક્તિયોનાં સ્ફુરણ થવાં, તથા તે તે અનુકૂલ વિષયસંબંધનાં જે અનેક પ્રકારનાં મનોરાજ્ય બંધાવાં, એ વિગેરે ક્રિયારૂપ થતા મધ્યમા વાણીના વ્યાપાર ભાવિપ્રતિબંધ ગણાય છે. તે જ પ્રકારે અનુભવદ્વારા વૃત્તિએ પ્રતિકૂલ માનેલા વિષયો તથા અનુભવ ન થયા છતાં પણ [4]આપ્તાદિ જનોની સંગતિથી બુદ્ધિએ પ્રતિકૂલ નિશ્ચય કરેલા વિષયોની ભવિષ્યમાં અપ્રાપ્તિ નિરંતર રહેવાનિમિત્ત જે જે વિવિધ યુક્તિયોનાં સ્ફુરણ થવાં તથા અનુભવેલા દુઃખોનાં સ્મૃતિપટપર ચિત્રો રચાઈ આવવાં અને તત્સંબંધી વિવિધ મનોરાજ્ય બંધાવાં એ પણ ભાવિપ્રતિબંધ ગણાય છે. અને વર્તમાનકાલમાં સંબંધમાં આવતા વિષયોનું વર્તમાનસમયમાં જ ચિંતન વર્તમાન પ્રતિબંધ ગણાય છે. આ પ્રકારના, ભૂત કાલમાં અનુભવેલી, વર્તમાનકાલમાં અનુભવાતી અને ભવિષ્યમાં અનુભવાવાના સંભવ વા અસંભવવાળી સમગ્ર સ્થૂલસૂક્ષ્મ સૃષ્ટિના સંબંધના અંતઃકરણમાં થતા વ્યાપારો સાધકને મોક્ષમાં પ્રતિબંધરૂપ છે. તેમાં પણ ભૂતભાવિપ્રતિબંધકરતાં વર્તમાનપ્રતિબંધ સાધકને ન્યૂન હાનિનો હેતુ હોય છે. કારણ કે વર્તમાનપ્રતિબંધ જ્યારે જ્યારે પ્રાપ્ત થાય છે ત્યારે ત્યારે સાધક તેનો ભોક્તા થતાં જ અન્ય ક્ષણે તે ભૂતપ્રતિબંધ થાય છે, અર્થાત્ વર્તમાન પ્રતિબંધનું અસ્તિત્વ અત્યંત ક્ષણિક છે; અને તેથી કરીને ભૂત પ્રતિબંધનો આગ્રહથી નિરોધ કરવા પ્રવર્તેલા સાધકને વર્તમાન પ્રતિબંધ, દ્વિતીય ક્ષણે ભૂતપ્રતિબંધ થતાં, તે વર્તમાન સમયમાં વૃત્તિમાં પડેલા દૃશ્યવિષયક સંસ્કારને પુનરુદય થવાનો અનવકાશ હોવાથી દૃઢ પ્રતિબંધક થતો નથી, અને એમ હોવાથી ભૂતભાવિનું ચિંતન ન કરતાં વર્તમાનમાં જ વર્તતી વૃત્તિને સત્પુરુષોનાં લક્ષણરૂપે સત્શાસ્ત્રોમાં ઘણે સ્થળે વર્ણેલી દૃષ્ટિએ પડે છે*

---

૧ સ્વપ્નસૃષ્ટિ. ૨ સુતેલા. ૩ અસ્થિરસમયે. ૪ વિશ્વાસ કરવા યોગ્ય મોટા પુરુષો વિગેરે.

*गतातीतं न शोचंति भविष्यंचिंतयन्तिनो

वर्तमानं च गृह्णन्ति कर्मप्राप्तमखंडितम् ॥ यो० नि० प्र० पू० स० १२४॥

અર્થ—સત્પુરુષો અતીત અર્થાત્ ભૂતકાલમાં થઈ ગયેલાનો શોક કરતા નથી, ભવિષ્યમાં થનારનું ચિંતન કરતા નથી. અને વર્તમાન કાલમાં પ્રારબ્ધયોગથી જે આવી મળે તે, હર્ષશોકાદિવડે ખંડિત નહિ થતાં ગ્રહણ કરી લે છે.

એ તો વિચાર કરતાં સર્વને સહજ સમજાય એમ છે કે મધ્યમા વાણીની પ્રવૃત્તિ એ દુઃખની સાધક છે અને તેની નિવૃત્તિ એ દુઃખની બાધક છે. વૃત્તિએ પ્રતિકૂલ માનેલા પ્રસંગોનું જાગ્રદવસ્થામાં જ્યારે વિસ્મરણ હોય છે અને સુષુપ્ત અવસ્થામાં જ્યારે અભાન હોય છે અર્થાત્ જ્યારે મધ્યમામાં તદ્વિષયક વ્યાપારની અપ્રવૃત્તિ હોય છે ત્યારે અભિમાનીને તત્સંબંધી દુઃખ થતું નથી. અત્યંત પ્રિય પ્રાણિપદાર્થના વિયોગથી વા વિનાશથી ભારે શોકમાં નિમગ્ન મનુષ્યને, અન્ય આવશ્યક કાર્યોમાં લક્ષપૂર્વક પ્રવેશના સમયમાં તથા સુષુપ્તિમાં તે પ્રાણિપદાર્થવિષયક સ્મૃતિનું ક્ષણિક વા વિશેષ કાલ [1]તિરોધાન થવાથી, તદ્વિષયક મધ્યમાના વ્યાપાર વિરમતાં શોકની અનુત્પત્તિ સર્વને અનુભવસિદ્ધ છે. જાગ્રતમાં કે સ્વપ્નમાં જ્યારે તે પ્રાણિપદાર્થના વિનાશની સ્મૃતિથી મધ્યમાના વ્યાપારની પ્રવૃત્તિ હોય છે ત્યારે જ દુઃખનો સદ્ભાવ જણાય છે. એ જ પ્રકારે વૃત્તિએ અનુકૂલ માનેલા વિષયોનું ચિંતન પણ દુઃખનું જનક જ છે. કારણ કે અનુકૂલ વિષયો અપ્રાપ્તિકાલે પ્રાપ્ત કરવાની ચિંતાઆદિથી, પ્રાપ્તિકાલે સંરક્ષણાદિની ચિંતાથી, અને પદાર્થોના [2]અશાશ્વત સ્વભાવથી, વિનાશસમયે વિયોગદુઃખથી સર્વદા વ્યાપ્ત હોય છે; અને એમ હોવાથી અનુકૂલ વિષયસંબંધી મધ્યમામાં ચાલતા વ્યાપાર, અવિવેકી દૃષ્ટિથી [3]આપાત સુખરૂપ ભાસતાં છતાં પણ વિવેકીને દુઃખમિશ્ર તથા પરિણામમાં અખંડ સુખમાં સ્થાપતા ન હોવાથી કેવલ દુઃખરૂપ જ દૃષ્ટિએ પડે છે.

અંતર્બાહ્ય અક્રિય અવસ્થા જ [4]સુખાભિવ્યંજક અને સુખસ્વરૂપ છે, કારણ કે સુખસ્વરૂપ આત્મા સર્વ પ્રકારે અક્રિય છે. ક્રિયા [5]સુખાસ્પદથી [6]પ્રચ્યુતિ કરનારી છે અને જે પ્રમાણમાં ક્રિયા સૂક્ષ્મ, સ્થૂલ, સ્થૂલતર અને સ્થૂલતમ સ્વરૂપ ધારણ કરે છે તે પ્રમાણમાં સુખાસ્પદથી ઉત્તરોત્તર અધિક પ્રચ્યુતિ અનુભવાય છે. શુદ્ધ સ્થાનમાં પરાવાણીની પ્રવૃત્તિ એ અક્રિય સ્વરૂપસ્થ સ્થિતિમાંથી શબ્દની [7]આદિમ સૂક્ષ્મ ક્રિયા છે; અને તેથી કરીને વાણીની સર્વ પ્રકારની ક્રિયાનો નિરોધ કરી પરાવાણીમાં સ્થિત થયેલા યોગી મહાત્માઓ દુઃખરહિત અખંડ સુખાનુભવ કરે છે. પરંતુ ત્યાં પણ સહજ ક્રિયાની પ્રવૃત્તિ હોવાથી આ સ્થિતિ આત્યંતિક સુખસ્વરૂપ ગણાતી નથી. પરાતીત સ્થિતિ અર્થાત્ પરા વાણીથી પર સ્થિતિ જ્યાં શબ્દની અશેષ અપ્રવૃત્તિ છે—જે વાણીની [8]કેવલ અક્રિય અવસ્થા છે—તે જ અવસ્થા નિરતિશય સુખસ્વરૂપ છે. અને એથી જ પરાસ્થિત યોગી પુરુષો પણ પરાતીત અવસ્થામાં સ્થિતિ થતા પર્યંત પોતાની અવસ્થા કાંઈક અપૂર્ણ સ્વી-

---

પ્રાકૃતમાં પણ કહ્યું છે કે

વર્તમાન વર્તે સદા, સો હિ સાધુ પ્રમાન. વળી

अतीतानुसन्धानं भविष्यदविचारणम्

औदासीन्यमपि प्राप्तं जीवन्मुक्तस्य लक्षणम् ॥ विवेकचूडामणि ॥

અર્થ—થઈ ગયેલી વાતનું સ્મરણ ન કરવું, થનાર વાતનો વિચાર ન કરવો તથા પ્રાપ્તમાં ઉદાસીનતા રાખવી એ જીવન્મુક્તનું લક્ષણ છે.

૧ અભાવ. ૨ અસ્થિર, ચલ. ૩ ઉપર ઉપરથી જોતાં સુખસ્વરૂપ. ૪ સુખને પ્રતીત કરાવનારી. ૫ સુખના સ્થાનથી. ૬ ભ્રષ્ટતા. ૭ પ્રથમ. ૮ કેવલ.

કારે છે. પરાસ્થિતિમાંથી વાણી વિશેષ ક્રિયાશ્રી થતાં સ્થાનભ્રષ્ટ થઈ હૃદયમાં પશ્યંતીરૂપે સ્થિત થાય છે, અને એ વાણીનું પરાના સૂક્ષ્મ સ્વરૂપની અપેક્ષાએ સ્થૂલ સ્વરૂપ હોવાથી પરાકરતાં પશ્યંતીમાં ન્યૂન સુખાનુભવ હોય છે. ધ્યાનાભ્યાસી યોગીઓને હૃદયમંડલમાં શ્રીઓંકારસ્વરૂપની પ્રતીતિથી [1]અનુત્તમ આનંદની ઉપલબ્ધિ થયા છતાં મુર્ધસ્થાનમાં શ્રીમહેશ્વરનો અર્થાત્ શ્રીસહસ્રદલનો અપરોક્ષાનુભવ કરવો [2]અવશિષ્ટ હોય છે; અર્થાત્ મુર્ધપ્રદેશકરતાં હૃદયસ્થાનમાં સુખની અભિવ્યક્તિની ન્યૂનતા સિદ્ધ થાય છે. હૃદયસ્થ પશ્યંતી વાણી અધિક ક્રિયાયુક્ત થતાં કંઠમાં મધ્યમારૂપે સ્ફુટ થાય છે, અને પશ્યંતીકરતાં તેનું સ્થૂલતર રૂપ થવાથી તે સર્વને [3]ગમ્ય થાય છે. વાણીની આ સ્થિતિમાં સુખથી અધિક અલ્પતા થયેલી હોય છે. એમ છતાં વૈખરીસુધી કદી પણ ક્રિયાવાળી ન [4]થયેલી અને મધ્યમાપર્યંત જ વેગવાળી રહેલી જો વાણી હોય છે તો તે અધિક દુઃખાનુભવ કરાવતી નથી.* પણ ઉલટી જેમ કંઠપ્રદેશમાં ધ્યાન કરનાર યોગીઓને વિવિધ સૂક્ષ્મ સૃષ્ટિ આદિની પ્રતીતિથી વિલક્ષણ આનંદાનુભવ થાય છે, તેમ કાંઇક આનંદાનુભવ કરાવનારી હોય છે. વાણીના સંતત વહેતા મહા પ્રવાહને મધ્યમામાં અર્થાત્ મનોગય જપમાં પર્યવસાન પમાડનાર ઉપાસકોને થતો આનંદોપભોગ અત્ર પ્રમાણરૂપ છે. કંઠસ્થ મધ્યમા વાણી અતિ પુષ્ટ થતા તે મુખપર્યંત આવી વૈખરીરૂપે પ્રકટે છે, અને તે પ્રસંગે વાણીનું સ્થૂલતમ રૂપ થવાથી બહિર્ જ્ઞાનેંદ્રિયને પણ તે અનુભવમાં આવે છે. વાણીની ક્રિયાનું આ અંતિમ પદ છે અને એમ હોવાથી, ક્રિયાની ઉત્તરોત્તર અધિકાધિક પ્રવૃત્તિ ઉત્તરોત્તર અધિકાધિક દુઃખનો હેતુ છે એ ઉક્ત નિયમાનુસાર વૈખરીની પ્રવૃત્તિ એ સર્વ સુખથી ભ્રષ્ટ કરનાર છે. આથી કરીને સર્વ સુખ આપનાર વૃત્તિનિરોધરૂપ યોગમાં વૈખરીનિરોધની યોગના પ્રથમ દ્વારરૂપે શ્રીશંકર ભગવાને ગણના કરી છે. **योगस्य प्रथमद्वारं वाङ्निरोधोऽपरिग्रहः ।** (વાણીનો નિરોધ, અપરિગ્રહ આદિ યોગનાં પ્રથમ દ્વાર છે)

(અપૂર્ણ)




रूप (पुस्तक) ५- फाल्गुन कृष्ण १४ सं० १९४९ दर्शन (अंक) ५.

॥ ॐ श्री॥

## ॥ योगीपुरुषोनी ज स्थिति मात्र सुखमय छे॥

પદ: સજ્જન સુડિ શૃણજો રે વચન વિવેકનાં, એ લય.

સ્થિતિ છે યોગીજનની સુખમય વિશ્વમાં,
સ્વસ્વરૂપથી જ્યાં હોયે નિત્ય અભેદ જો;
મંદમતિ વિષયી એ સ્થિતિસુખ શું કળે,
વિરમે વર્ણવતાં પણ જેને વેદ જો. સ્થિતિ છે૦ ૧

ઉંચા અધિકારો પામ્યાથી શું વળ્યું,
મનનો આવ્યો ઉચ્ચ ન જો અધિકાર જો;
અર્ક અનર્થ અનુચિત સ્થલ થઇ નિવડે,[1]
જ્વરમાં જીવદ આજ્ય જીવન હરનાર જો. સ્થિતિ છે૦ ૨

સંપત્તિપતિ થઇએ પણ શું તેથકી,
જો ઉર પ્રકટે ન દૈવી સંપદ્ એક જો;
લૌકિક સંપદ દૈવી સંપત્તિ વિના,
ત્રિકાલ જીવને કરતી ક્લેશોદ્રેક[2] જો. સ્થિતિ છે૦ ૩

બ્રહ્માંડાધિપતિ થઇએ પણ તે વૃથા,
વૃત્તિઆધિપત્ય નથી જો પ્રાપ્ત જો;
વિશ્વઈશત્વ પતિત્વ વિના વૃત્તિતણું,
જાણું અનુભવી અનંત દુઃખથી વ્યાપ્ત જો. સ્થિતિ છે૦ ૪

ઉચ્ચ સ્થિતિ આ જગમાં જે જે સાંપડે,
તે તેમાં છે દૃશ્યતણો સંયોગ જો;
પણ આ દૃશ્યતણા સંયોગે સુખનો,

---

૧ ગર્વરૂપ વસ્તુ અયોગ્ય સ્થાનમાં અનર્થરૂપ નિવડે છે. ૨ અતિશય ક્લેશ.

મુમુક્ષુને સ્પષ્ટ જણાય એમ છે કે મને યથાર્થ દોષસાક્ષાત્કાર થયો નથી તેથી મને આ ક્ષણે મારામાં જે વિરાગનું ભાન થાયછે તે મિથ્યા છે, અર્થાત્ વિરાગ હોય તોપણ તે અત્યંત અદૃઢ છે. આવા આશયમાં પણ આ પૂર્વનાં પદો લીધાં હોય તો વિશેષ બાધ નથી. સંક્ષેપમાં સરલ સાધકોપયોગી અર્થ અબાધિત જ છે.

આ વાક્યથી ગ્રંથકારે એ કહ્યું કે જ્યારે પૂર્વ વાક્યમાં કહેલા નિત્યાનિત્ય વિવેકના અધિમાત્ર ઉપાય તથા તીવ્ર સંવેગે કરીને કરેલા અભ્યાસથી વિષયભોગમાત્રના દોષોનો સાક્ષાત્કાર થાયછે ત્યારે તે સાધક મહાત્માને એમ સ્પષ્ટ દેખાય છે કે જેમ કૃષિ, વાણિજ્ય, સેવા વિગેરે કર્મથી ઉત્પન્ન થતા આ લોકના શબ્દ, સ્પર્શ, રૂપાદિ વિષયભોગો અનિત્યત્વાદિ દોષગ્રસ્ત હોવાથી પ્રીતિના પાત્ર નથી-ઇચ્છાનાં વિષયરૂપ હોવા ઘટતા નથી તે જ પ્રમાણે સ્વર્ગાદિ લોકના, સાધારણ રાગગ્રસ્ત જીવથી અનુત્તમ મનાતા અમૃત. દિવ્ય કન્યા, અતિમધુર ગીત વિગેરે વિષયોના ભોગો પણ જ્યોતિષ્ટોમાદિ યાગથી સંપાદન થાયછે તેથી એ પુણ્યનો ભોગે કરી અંત આવવાથી મારી અપેક્ષાથી અવશ્ય નદિવત્ થનાર છે. તેમ જ જેમ અહિં કેટલાક સમુદ્રયાન, રાજાની પ્રીતિ, સેવા વિગેરે વિવિધ કષ્ટ ભોગવી કોઇ વિષયભોગની પ્રાપ્તિ કરેછે અને પછી તેનાં ફલ ભોગવવાના સમયે પોતે નાશ પામે છે, કોઇ રહેછે તો તે વ્યાધિ વિગેરેથી ગ્રસ્ત થયેલા હોવાથી તે પ્રાપ્ત થયેલા વિષયોને સુખરૂપ ભોગવી શકતા નથી પણ ઉલટા તેનાથી પણ દુઃખાનુભવ કરેછે, કેટલાક કોઇ કોઇ વિષયોને પામે છે, વ્યાધિથી પ્રસંગે પોતે રહિત હોય છે તથાપિ તે સમયે પણ ભાર્યા, પુત્ર, મિત્ર, સ્વજન વિગેરેનાં વ્યાધિ, આધિ, વા વિનાશાદિદ્વારા તેને ભોગવી ન શકતાં ઉલટાં તેનાથી પણ દુઃખાનુભવ કરેછે વિગેરે; તે જ રીતે સ્વર્ગાદિના ભોગો પણ રખેને એનો નાશ થશે એ પ્રકારના ભયથી, અન્ય અધિક ઉજ્જ્વલ કર્મવાળાની સમૃદ્ધિના આધિક્યના જ્ઞાનથી થતી ઈર્ષ્યા વા અસૂયા વિગેરે દોષોથી ગ્રસ્ત થયેલા હોવાથી ઐહિક વિષયભોગની માફક જ દુઃખરૂપ છે, અર્થાત્ આ આખા સંસારમાંથી કોઈ પણ વિષયભોગ પ્રીતિના પાત્રરૂપ નથી. આ પ્રકારની અંતઃકરણની દૃઢ સ્થિતિ થવાથી તે સાધક મહાત્માને સમગ્ર દુઃખરૂપ સંસારપ્રતિ દૃઢ વિરતિ થાય છે. એ દૃઢ વિરતિ તે જ સાધનચતુષ્ટયમાંના દ્વિતીય સાધનરૂપ વૈરાગ્ય છે.

આ વૈરાગ્યનું સ્વરૂપ યથાર્થ સમજવું આજકાલ ખાસ અગત્યનું થયુંછે, કેમકે એક તરફથી કેટલાક લોકો માત્ર ભગવાં જોઈને જ વૈરાગ્યવાન્ તે વેષધારીને સમજે છે તથા ભગવાં પહેર્યાં તે જ ખરા વૈરાગી અને અન્ય હોય જ નહિ એમ માને છે તો બીજી તરફથી શુભ ઇચ્છાને ન જાણનાર વા પોતે અનેક ઉપાધિમાં રાગગ્રસ્ત વૃત્તિથી ગુંથાતા છતાં તેનો અભાસ કરી પોતે વૈરાગ્યવાન્ છે એમ મિથ્યા માની વેરાગ્ય સાધુઓને તજી બેસનાર મંતિમંદ પણ જોવામાં આવેછે. તેથી આ વિષયમાં યથાર્થ સ્વરૂપ સમજવું જરૂરનું છે. ભગવાં કપડાં અને વૈરાગ્યને કોઇ ખાસ સંબંધ નથી. વૈરાગ્ય એ અંતઃકરણની સ્થિતિ છે અને કાષાય વસ્ત્ર એ તો માત્ર બહારનો વેષ છે. જો સૃષ્ટિમાં એવો કોઈ નિયમ હોત કે અંતઃકરણમાં વૈરાગ્ય થયા વિના કાષાય વસ્ત્ર શરીરઉપર રહે જ નહિ તો તો બહારનો વેષ એ અંતર્વૃત્તિનો

જ્ઞાપક થાન. પણ તેવું તો કાંઈ દેખાતું નથી. અંતઃકરણની શુદ્ધિથી રહિત અને અત્યંત આસક્ત એવા ચાંડાલાદિ પણ કષાય વસ્ત્ર શરીરપર ધારણ કરવા માગે તો તેમ કરી શકે એમ છે. આપણે જોઈએ છીએ કે કષાયવસ્ત્રધારી અસંખ્ય મનુષ્યો ઠેર ઠેર રવડે છે અને તેમાંના ઘણા ખરાને તો વૈરાગ્યના સ્વરૂપનું ભાન પણ નથી. તેમ જ તેઓ સ્ત્રી, ધન, યશસ્ વિગેરે પદાર્થોને માટે નિરન્તર લાલસાવાળા હોઇ અનેક ઉદ્યમને આચરે છે. તેથી એ તો સહજ વિચારથી જણાય એમ છે કે વસ્ત્રને કષાય કરવા માત્રથી અંતઃકરણમાં વિરક્તિ વા વૈરાગ્ય આવતો નથી. એથી ઉલટું શાસ્ત્રમાં તો એમ જ વિધાન છે કે અંતઃકરણમાં વૈરાગ્ય પાકો આવે ત્યારે જ સંન્યાસ ગ્રહણ કરવો અર્થાત્ કષાય વસ્ત્ર ધારણ કરવાં. તેથી કષાય વસ્ત્ર ધારણ કરવા માત્રથી અંતઃકરણમાં વિરાગનો પ્રાદુર્ભાવ થતો નથી તેમ જ ઉપરના શાસ્ત્રની મર્યાદા પણ બરોબર જળવાતી નથી તેથી કષાય વસ્ત્રઉપરથી હાલ વૈરાગ્યનું અનુમાન પણ થઇ શકે એમ નથી. વૈરાગ્યરૂપ સ્થિતિમાટે બ્રહ્મચર્યાશ્રમ વા ગૃહસ્થાશ્રમ વિરોધી નથી. કેમકે અનેક નૈષ્ઠિક બ્રહ્મચારીઓ તથા રામ, કૃષ્ણ, યાજ્ઞવલ્ક્ય, જનક, વસિષ્ઠ વિગેરે અસંખ્ય ગૃહસ્થાશ્રમને સેવનાર હોવાથી લોકોથી ગૃહસ્થરૂપે ગણાયેલા પુરુષો આરૂઢ વૈરાગ્યવાન્ હતા એ આપણે પુરાણ, વેદ વિગેરેથી જાણીએ છીએ. એ તો ખરૂં છે કે જેને સાધારણ દૃઢ વૈરાગ્ય થયો હોયછે તે જો સંન્યાસ ગ્રહણ કરે છે તો વિષયના સાંમુખ્યના અભાવથી તેને ક્રમે કરી આરૂઢ વૈરાગ્યની પ્રાપ્તિ થાયછે. આમ હોવાથી જ શાસ્ત્રમાં વૈરાગ્ય પાકો થયો હોય તોપણ અમુક વય પચે તથા અમુક પ્રકારની બાહ્ય સ્થિતિ થયે સંન્યાસ ગ્રહણ કરવાનો દ્વિતીય પક્ષ છે. એ જ કારણથી શ્રીવિદ્યારણ્યસ્વામીવિગેરે શાસ્ત્રકર્તાએ તત્ત્વજ્ઞાન તથા તેના કારણરૂપ આરૂઢ વૈરાગ્યમાં અનુકૂલ હોવાથી સંન્યાસને તત્ત્વજ્ઞાનનું કારણ ગણ્યું છે. તથાપિ એટલાથી એમ કહેવાય એમ નથી કે બ્રહ્મચર્ય વા ગૃહસ્થની અવસ્થામાં વૈરાગ્ય થતો નથી. પ્રત્યુત જે પુરુષોને એ અવસ્થામાં જ વૈરાગ્યનો આવિર્ભાવ થાયછે તે વિશેષ સ્તુત્ય છે, કારણ કે તે પુરુષો પ્રતિબંધના મધ્યમાં રહીને પણ તેથી લેશ પણ બાધનો અનુભવ ન કરતાં તેને પોતાને વશ વર્તાવે છે; અને સંન્યાસમાં તો પ્રતિબંધકના અભાવને લીધે વિરક્તતાનો અનુભવ કરેછે. આથી એ સિદ્ધ થયું કે અમુક આશ્રમ વૈરાગ્યનો વિરોધી છે એમ નથી તેમ જ હાલ સંન્યાસ વૈરાગ્યનો જ્ઞાપક છે એમ પણ નથી. અહિં એ આકાંક્ષા સ્વાભાવિક થશે કે ત્યારે એ વૈરાગ્ય તે શું ? એનો સામાન્ય ઉત્તર તો ઉપર આવી ગયો છે છતાં એ અગત્યનો વિષય હોવાથી એનું વિશેષ રૂપે પ્રતિપાદન કરવું જરૂરનું છે. ત્યાં વૈરાગ્યનું સામાન્ય સ્વરૂપ તો ઉપર એ કહ્યું છે કે નિત્યાનિત્ય વિવેકથી ઉત્પન્ન થતી ઐહિક પારલૌકિક વિષયોપ્રતિની અસ્પૃહા. એનું વિશેષ સ્પષ્ટીકરણ આ પ્રમાણે છે. વૈરાગ્ય એટલે વિતૃષ્ણા બે પ્રકારની છે. ( ૧ ) આત્મસાક્ષાત્કાર અથવા યોગસાંખ્યાદિ શાસ્ત્રોમાં કહેલી વિવેકખ્યાતિ, એ પણ વૃત્તિરૂપ હોવાથી અનાત્મ છે તેથી જડ પદાર્થના ધર્મવાળી હોવાથી સ્વસ્વરૂપથી ભિન્ન છે વિગેરે કારણોને લીધે એ વૃત્તિવિષે પણ એ વૃત્તિ શમો એ પ્રકારની અલંબુદ્ધિ આત્મસા-

ક્ષુસને સ્પષ્ટ જણાય એમ છે કે મને યથાર્થ દોષસાક્ષાત્કાર થયો નથી તેથી મને આ ક્ષણે મારામાં જે વિરાગનું ભાન થાયછે તે મિથ્યા છે, અર્થાત્ વિરાગ હોય તોપણ તે અત્યંત અદૃઢ છે. આવા આશયમાં પણ આ પૂર્વનાં પદો લીધાં હોય, તો વિશેષ બાધ નથી. સર્વથા સરલ સાધકોપયોગી અર્થ અબાધિત જ છે.

આ વાક્યથી ગ્રંથકારે એ કહ્યું કે જ્યારે પૂર્વ વાક્યમાં કહેલા નિત્યાનિત્ય વિવેકના અધિમાત્ર ઉપાય તથા તીવ્ર સંવેગે કરીને કરેલા અભ્યાસથી વિષયભોગમાત્રના દોષોનો સાક્ષાત્કાર થાયછે ત્યારે તે સાધક મહાત્માને એમ સ્પષ્ટ દેખાય છે કે જેમ કૃષિ, વાણિજ્ય, સેવા વિગેરે કર્મથી ઉત્પન્ન થતા આ લોકના શબ્દ, સ્પર્શ, રૂપાદિ વિષયભોગો અનિત્યતાદિ દોષગ્રસ્ત હોવાથી પ્રીતિના પાત્ર નથી-ઇચ્છાનાં વિષયરૂપ હોવા ઘટતા નથી તે જ પ્રમાણે સ્વર્ગાદિ લોકના, સાધારણ રાગગ્રસ્ત જીવથી અનુત્તમ મનાતા અમૃત, દિવ્ય કન્યા, અતિમધુર ગીત વિગેરે વિષયોના ભોગો પણ જ્યોતિષ્ટોમાદિ યાગથી સંપાદન થાયછે તેથી એ પુણ્યનો ભોગે કરી અંત આવવાથી મારી અપેક્ષાથી અવશ્ય નદિવત્ થનાર છે. તેમ જ જેમ અહિં કેટલાક સમુદ્રયાન, રાજાની પ્રીતિ, સેવા વિગેરે વિવિધ કષ્ટ ભોગવી કોઇ વિષયભોગની પ્રાપ્તિ કરેછે અને પછી તેનાં ફલ ભોગવવાના સમયે પોતે નાશ પામે છે, કોઇ રહેછે તો તે વ્યાધિ વિગેરેથી ગ્રસ્ત થયેલા હોવાથી તે પ્રાપ્ત થયેલા વિષયોને સુખરૂપ ભોગવી શકતા નથી પણ ઉલટા તેનાથી પણ દુઃખાનુભવ કરેછે, કેટલાક કોઇ કોઇ વિષયોને પામે છે, વ્યાધિથી પ્રસંગે પોતે રહિત હોય છે તથાપિ તે સમયે પણ ભાર્યા, પુત્ર, મિત્ર, સ્વજન વિગેરેનાં વ્યાધિ, આધિ, વા વિનાશાદિદ્વારા-તેને ભોગવી ન શકતાં ઉલટાં તેનાથી પણ દુઃખાનુભવ કરેછે વિગેરે; તે જ રીતે સ્વર્ગાદિના ભોગો પણ રખેને એનો નાશ થશે એ પ્રકારના ભયથી, અન્ય અધિક ઉજ્જવલ કર્મજાળથી સમૃદ્ધિના આધિક્યના જ્ઞાનથી થતી ઈર્ષ્યા વા અસૂયા વિગેરે દોષોથી ગ્રસ્ત થયેલા હોવાથી ઐહિક વિષયભોગની માફક જ દુઃખરૂપ છે, અર્થાત્ આ આખા સંસારમાંથી કોઈ પણ વિષયભોગ પ્રીતિના પાત્રરૂપ નથી. આ પ્રકારની અંતઃકરણની દૃઢ સ્થિતિ થવાથી તે સાધક મહાત્માને સમગ્ર દુઃખરૂપ સંસારપ્રતિ દૃઢ વિરતિ થાય છે. એ દૃઢ વિરતિ તે જ સાધનચતુષ્ટયમાંના દ્વિતીય સાધનરૂપ વૈરાગ્ય છે.

આ વૈરાગ્યનું સ્વરૂપ યથાર્થ સમજવું આજકાલ ખાસ અગત્યનું થયુંછે, કેમકે એક તરફથી કેટલાક લોકો માત્ર ભગવાં જોઈને જ વૈરાગ્યવાન્ તે વેષધારીને સમજે છે તથા ભગવાં પહેર્યાં તે જ ખરા વૈરાગી અને અન્ય હોય જ નહિ એમ માને છે તો બીજી તરફથી ગ્રામ ઈયણાને ન જાણનાર વા પોતે અનેક ઉપાધિમાં રાગગ્રસ્ત વૃત્તિથી ગુંથાતા છતાં તેનો અલક્ષ કરી પોતે વૈરાગ્યવાન્ છે એમ મિથ્યા માની યોગ્ય સાધુઓને ત્યજી બેસનાર મતિમંદ પણ જોવામાં આવેછે. તેથી આ વિષયમાં યથાર્થ સ્વરૂપ સમજવું જરૂરનું છે. ત્યાં ભગવાં કપડાં અને વૈરાગ્યને કોઇ ખાસ સંબંધ નથી. વૈરાગ્ય એ અંતઃકરણની સ્થિતિ છે અને કાષાય વસ્ત્ર એ તો માત્ર બહારનો વેષ છે. જો સૃષ્ટિમાં એવો કોઈ નિયમ હોત કે અંતઃકરણમાં વૈરાગ્ય થયા વિના કાષાય વસ્ત્ર શરીરઉપર રહે જ નહિ તો તો બહારનો વેષ એ અંતર્વૃત્તિને

જ્ઞાપક થાત. પણ તેવું તો કાંઇ દેખાતું નથી. અંતઃકરણની શુદ્ધિથી રહિત અને અત્યંત આસક્ત એવા ચાંડાલાદિ પણ કષાય વસ્ત્ર શરીરપર ધારણ કરવા માગે તો તેમ કરી શકે એમ છે. આપણે જોઇએ છીએ કે કષાયવસ્ત્રધારી અસંખ્ય મનુષ્યો ઠેર ઠેર રવડે છે અને તેમાંના ઘણા ખરાને તો વૈરાગ્યના સ્વરૂપનું ભાન પણ નથી. તેમ જ તેઓ સ્ત્રી, ધન, યશસ્ વિગેરે પદાર્થોને માટે નિરન્તર લાલસાવાળા હોઇ અનેક ઉદ્યમને આચરે છે. તેથી એ તો સહજ વિચારથી જણાય એમ છે કે વસ્ત્રને કષાય કરવા માત્રથી અંતઃકરણમાં વિરક્તિ વા વૈરાગ્ય આવતો નથી. એથી ઉલટું શાસ્ત્રમાં તો એમ જ વિધાન છે કે અંતઃકરણમાં વૈરાગ્ય પાકો આવે ત્યારે જ સંન્યાસ ગ્રહણ કરવો અર્થાત્ કષાય વસ્ત્ર ધારણ કરવાં. તેથી કષાય વસ્ત્ર ધારણ કરવા માત્રથી અંતઃકરણમાં વિરાગનો પ્રાદુર્ભાવ થતો નથી. તેમ જ ઉપરના શાસ્ત્રની મર્યાદા પણ બરોબર જળવાતી નથી તેથી કષાય વસ્ત્રઉપરથી હાલ વૈરાગ્યનું અનુમાન પણ થઇ શકે એમ નથી. વૈરાગ્યરૂપ સ્થિતિમાટે બ્રહ્મચર્યાશ્રમ વા ગૃહસ્થાશ્રમ વિરોધી નથી. કેમકે અનેક નૈષ્ઠિક બ્રહ્મચારીઓ તથા રામ, કૃષ્ણ, યાજ્ઞવલ્ક્ય, જનક, વસિષ્ઠ વિગેરે અસંખ્ય ગૃહસ્થાશ્રમને સેવનાર હોવાથી લોકોથી ગૃહસ્થરૂપે ગણાયેલા પુરુષો આરૂઢ વૈરાગ્યવાન્ હતા એ આપણે પુરાણ, વેદ વિગેરેથી જાણીએ છીએ. એ તો ખરૂં છે કે જેને સાધારણ દૃઢ વૈરાગ્ય થયો હોયછે તે જો સંન્યાસ ગ્રહણ કરે છે તો વિષયના સાંમુખ્યના અભાવથી તેને ક્રમે કરી આરૂઢ વૈરાગ્યની પ્રાપ્તિ થાયછે. આમ હોવાથી જ શાસ્ત્રમાં વૈરાગ્ય પાકો થયો હોય તોપણ અમુક વય થયે તથા અમુક પ્રકારની બાહ્ય સ્થિતિ થયે સંન્યાસ ગ્રહણ કરવાનો દ્વિતીય પક્ષ છે. એ જ કારણથી શ્રીવિદ્યારણ્યસ્વામીવિગેરે શાસ્ત્રકર્તાએ તત્ત્વજ્ઞાન તથા તેના કારણરૂપ આરૂઢ વૈરાગ્યમાં અનુકૂલ હોવાથી સંન્યાસને તત્ત્વજ્ઞાનનું કારણ ગણ્યું છે. તથાપિ એટલાથી એમ કહેવાય એમ નથી કે બ્રહ્મચર્ય વા ગૃહસ્થની અવસ્થામાં વૈરાગ્ય થતો નથી. પ્રત્યુત જે પુરુષોને એ અવસ્થામાં જ વૈરાગ્યનો આવિર્ભાવ થાયછે તે વિશેષ સ્તુત્ય છે, કારણ કે તે પુરુષો પ્રતિબંધના મધ્યમાં રહીને પણ તેથી લેશ પણ બાધનો અનુભવ ન કરતાં તેને પોતાને વશ વર્તાવે છે; અને સંન્યાસમાં તો પ્રતિબંધકના અભાવને લીધે વિરક્તતાનો અનુભવ કરેછે. આથી એ સિદ્ધ થયું કે અમુક આશ્રમ વૈરાગ્યનો વિરોધી છે એમ નથી તેમ જ હાલ સંન્યાસ વૈરાગ્યનો જ્ઞાપક છે એમ પણ નથી. અહિં એ આકાંક્ષા સ્વાભાવિક થશે કે ત્યારે એ વૈરાગ્ય તે શું ! એનો સામાન્ય ઉત્તર તો ઉપર આવી ગયો છે છતાં એ અગત્યનો વિષય હોવાથી એનું વિશેષ રૂપે પ્રતિપાદન કરવું જરૂરનું છે. ત્યાં વૈરાગ્યનું સામાન્ય સ્વરૂપ તો ઉપર એ કહ્યું છે કે નિત્યાનિત્ય વિવેકથી ઉત્પન્ન થતી ઐહિક પારલૌકિક વિષયોપ્રતિની અસ્પૃહા. એનું વિશેષ સ્પષ્ટીકરણ આ પ્રમાણે છે. વૈરાગ્ય એટલે વિતૃષ્ણા બે પ્રકારની છે. ( ૧ ) આત્મસાક્ષાત્કાર અથવા યોગસાંખ્યાદિ શાસ્ત્રોમાં કહેલી વિવેકખ્યાતિ, એ પણ વૃત્તિરૂપ હોવાથી અનાત્મ છે તેથી જડ પદાર્થના ધર્મવાળી હોવાથી સ્વસ્વરૂપથી ભિન્ન છે વિગેરે કારણોને લીધે એ વૃત્તિવિષે પણ એ વૃત્તિ શમો એ પ્રકારની અલંબુદ્ધિ આત્મસા-

ક્ષાત્કારના પુનઃ પુનઃ કરાયેલા અભ્યાસથી થાયછે. એ વિતૃષ્ણાને શાસ્ત્રકારોએ પર વૈરાગ્ય કહી વર્ણન કરી છે. શ્રીપાતંજલ દર્શનમાં કહ્યુ છે કે तत्परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम्॥ પુરુષના સાક્ષાત્કારથી સકલગુણવિષે ઉત્પન્ન થતી શ્રેષ્ઠ વિતૃષ્ણા તે પર વૈરાગ્ય છે. આ વૈરાગ્ય વેદાન્તવેદ્ય પુરુષના શ્રવણ, મનન તથા નિદિધ્યાસના દૃઢ અનુષ્ઠાનથી થયેલા સાક્ષાત્કાર પછી થાયછે તેથી અધિકારીનાં લક્ષણમાંનો વૈરાગ્ય નથી. બીજા પ્રકારની વિતૃષ્ણા શાસ્ત્રકારો વશીકારસંજ્ઞાવૈરાગ્ય કહી પ્રતિપાદન કરેછે. એ વૈરાગ્યની સિદ્ધિપૂર્વે એની ન્યૂન કલારૂપ ત્રણ ભૂમિકાની સિદ્ધિ કરવી પડેછે. તે આ છે. यतमानसंज्ञावैराग्य, व्यतिरेकसंज्ञावैराग्य અને एकेन्द्रियसंज्ञावैराग्य. ત્યાં જે ભૂમિકામાં રાગદ્વેષાદિના ત્યાગપૂર્વક વૈરાગ્યના સાધનરૂપ દોષ દર્શનાદિનું અનુષ્ઠાન કરવામાં આવેછે અર્થાત્ ચિત્તમાં રહેતા રાગાદિ કષાયને પકવ કરવા માટે કરાતો આરંભક યત્ન તે યતમાનસંજ્ઞા નામની પ્રથમ ભૂમિકા છે. એ ભૂમિકાની સિદ્ધિથી આ ઇન્દ્રિયોનો જય થયો છે અને આટલી ઇન્દ્રિયોનો જય બાકી છે અથવા આટલા કષાય પકવ થયા છે અને આટલા હજી પકવ થઈ નિવૃત્ત થવાના છે એ વ્યતિરેકરૂપ વિભાગનું અવધારણ કરવું તે વ્યતિરેકસંજ્ઞા નામની દ્વિતીય ભૂમિકા છે. સ્પર્શાદિ વિગેરે બાહ્યેન્દ્રિયના વિષયવિષે રાગાદિનો ક્ષય થયા પછી માત્ર મનરૂપ એક ઇન્દ્રિયના માનાપમાનાદિ વિષયવિષે રહેલા રાગદ્વેષાદિનો તેનાં જ્ઞાનપૂર્વક કરાતો ક્ષય અથવા ઇન્દ્રિયની બહિર્મુખ પ્રવૃત્તિ કરાવનાર કષાય પકવ થયા પછી તેમને મનરૂપ એક

અહાર્યે દુર્ગુણોનું નિન્દ્યરૂપે પ્રતિપાદન કરવું વિગેરે વિરોધી હશે. એથી ઉલટું એ વૈરાગ્યવાન્ મહાત્માઓ જ વ્યવહાર તથા પરમાર્થને લેશ પણ વિરોધ નહિ આવે તેમ અનુત્તમ રીતે સિદ્ધ કરી શકેછે. પ્રજાનું ભલું કે દેશોન્નતિ પણ કંઈ સ્વાર્થી માણસોથી થતાં નથી પણ વૈરાગ્યવાળા પુરુષોથી જ અનુત્તમ રીતે થાયછે. જેથી વૈરાગ્યમાં સર્વ ગુણો જ છે અને એક પણ દોષ નથી. ભર્તૃહરિ પણ वैराग्यमेवाऽभयम्-જગત્‌માં કોઇ પણ નિર્ભય અને તેથી સુખી સ્થિતિ છે તો તે વૈરાગ્ય જ છે ઇત્યાદિ વચનથી એ જ અર્થ કહેછે.

આપ્રમાણે સાધનચતુષ્ટયમાંના દ્વિતીય સાધનરૂપ વૈરાગ્યનું ગ્રંથકારે પ્રતિપાદન કર્યું. હવે એ વૈરાગ્યનું ફલ પ્રતિપાદન કરવા અર્થાત્ એ વૈરાગ્યના જ સ્વરૂપને સ્પષ્ટ કરવા એ વૈરાગ્યથી થતાં ફલરૂપ, ક્રમપ્રાપ્ત તૃતીય સાધનરૂપ જે ષટ્સંપત્તિ તેનું સ્વરૂપ સંક્ષેપમાં પ્રતિપાદન કરેછે. તેમાં એ છનું વિશેષ સ્વરૂપ પ્રતિપાદન કરતાં પૂર્વે પ્રથમ એ ષટ્સંપત્તિ તે કયી તે કહેછેઃ—

**शमादयस्तु शमदमोपरतितितिक्षासमाधानश्रद्धाः ॥१८॥**

વાક્યાર્થઃ—શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, સમાધાન અને શ્રદ્ધા એ છનું શમાદિ ષટ્સંપત્તિમાં ગ્રહણ થાયછે.

આ વાક્યમાં યદ્યપિ શમ પછી દમનું ગ્રહણ કરેલું છે તથાપિ મનની પ્રવૃત્તિમાં બાહ્યેન્દ્રિય દ્વારરૂપ છે તેથી બાહ્યેન્દ્રિયનો પ્રથમ નિરોધ સિદ્ધ થાયછે તથા પછી મનનો થાયછે તેથી દમ પછી શમનો ક્રમ લેવો યોગ્ય છે. યદ્યપિ પાઠક્રમમાં શમ પ્રથમ છે અને દમ તદનન્તર છે તથાપિ પાઠક્રમથી અર્થક્રમ બલવત્તર છે એ ન્યાય છે તેથી શમને દ્વિતીય લેવો યોગ્ય છે.

આપ્રમાણે આ વાક્યથી તૃતીય સાધનમાં જે શમાદિ કહ્યાં હતાં તે કયાં તે બતાવ્યું. હવે પાઠક્રમાનુસાર તેમનું સ્વરૂપ પૃથક્ પૃથક્ કહેછે.

**शमस्तावत् श्रवणादिव्यतिरिक्तविषयेभ्यो मनसोनिग्रहः ॥१९॥**

વાક્યાર્થઃ—ત્યાં શ્રવણ, મનન વિગેરે જ્ઞાનસાધનથી અતિરિક્ત વિષયોથી મન વા અંતઃકરણનો નિગ્રહ તે શમ છે.

આ વાક્યથી શમનું સ્વરૂપ કહ્યું. ત્યાં મુખ્ય સ્વરૂપ તો શમનું મન વા અંતઃકરણનો નિગ્રહ જ છે. તથાપિ એટલું લક્ષણરૂપે બસ નથી કેમકે જો માત્ર એટલું જ કહેવામાં આવે કે અંતઃકરણનો નિગ્રહ તે શમ તો એથી શ્રવણાદિ સાધનથી પણ નિગ્રહ પ્રાપ્ત થવાનો. તેથી આ વાક્યમાં વિશેષણદલનું ગ્રહણ કર્યુંછે.

આ વાક્યથી શમનું સ્વરૂપ એ કહ્યું કે જેમ તીવ્ર ક્ષુધા લાગી હોય ત્યારે ભોજનથી અતિરિક્ત કોઇ વ્યાપાર મનને રુચતો નથી તેમજ ભોજનમાં જરા વિલંબ પણ સહન થતો નથી તે જ પ્રમાણે જ્યારે સાધકને વશીકારસંજ્ઞાવૈરાગ્ય થાયછે અને તેથી वैराग्याद्दोषदर्शनम्-એ સ્મૃતિવાક્યાનુસાર વિષયમાત્રમાં દોષદર્શન સિદ્ધ થાયછે, ત્યારે તેને સ્રક્‌ચંદન વિગેરે વિષયોમાં અત્યંત અરુચિ અને તત્ત્વજ્ઞાનનાં સાધનરૂપ શ્રવણ, મનન અને નિદિધ્યાસનમાં અત્યંત અભિરુચિ થાયછે. એ સમયે પણ જ્યારે પૂર્વના સૂક્ષ્મસંસ્કારરૂપ

વાસનાના બલે અંતઃકરણ વા મન શ્રવણાદિથી ઉઠી સક્ચંદન વિગેરે વિષયોપ્રતિ વેગવાળું થવા જાયછે ત્યારે તેનો જે અંતઃકરણની વૃત્તિથી નિગ્રહ કરવામાંઆવેછે તેનું નામ શમ છે.

આપ્રમાણે શમનું પ્રતિપાદન કર્યા પછી ક્રમપ્રાપ્ત દમનું પ્રતિપાદન કરેછેઃ—

## दमो बाह्येन्द्रियाणां तद्व्यतिरिक्तविषयेभ्यो निवर्तनम् ॥२०॥

વાક્યાર્થઃ—જ્ઞાનનાં સાધનરૂપ શ્રવણાદિથી અતિરિક્ત વિષયોથી ચક્ષુરાદિ બાહ્યેન્દ્રિયને નિવૃત્ત કરવાં તે દમ.

तद्व्य०—અહિં तत् પદથી પૂર્વ વાક્યમાં કહેલાં શ્રવણાદિનો પરામર્શ થાયછે તેથી तद्व्यति० એટલે શ્રવણાદિથી અતિરિક્ત વિષયોથી.

આ વાક્યથી એ કહ્યું કે ચક્ષુષ્, શ્રોત્ર, વિગેરે બાહ્ય પદાર્થને વિષય કરનાર ઇન્દ્રિયોનો જે અંતઃકરણની વૃત્તિવિશેષથી જ્ઞાનનાં સાધનરૂપ શ્રવણાદિથી ભિન્ન વિષયમાત્રથી નિરોધ થાયછે તે અંતઃકરણની વૃત્તિનું નામ દમ છે.

હવે ક્રમપ્રાપ્ત ઉપરતિનું પ્રતિપાદન કરેછે.

## निवर्तितानामेतेषां तद्व्यतिरिक्त विषयेभ्य उपरमणमुपरतिः अथवा विहितानां कर्मणां विधिना त्यागः ॥२१॥

વાક્યાર્થઃ—ઇન્દ્રિયો તથા અંતઃકરણ જેનો શ્રવણાદિથી અતિરિક્ત વિષયોથી નિગ્રહ કર્યો છે તેનું તેનાથી અત્યંત ઉપરામ પામી જવું એ ઉપરતિ. અથવા શાસ્ત્રવિહિત કર્મોનો ચતુર્થાશ્રમનો વિધિવત સ્વીકાર કરી ત્યાગ થવો તે ઉપરતિ.

આ વાક્યમાં ઉપરતિનાં બે લક્ષણ કહ્યાં છે. ત્યાં પ્રથમ કહ્યું કે જે અંતર્બહિર્ કરણોના શ્રવણ, મનન, અને નિદિધ્યાસનરૂપ તત્ત્વજ્ઞાનનાં સાધનોથી અતિરિક્ત વિષયોમાં થતા વ્યાપારનો નિરોધ કર્યો છે તે કરણોનું એ અતિરિક્ત વિષયોમાંથી અત્યંત ઉપરામ પામી જવું તે ઉપરતિ અર્થાત્ એ વિષયોપ્રતિ વ્યાપારશૂન્ય થઇ રહેવું તે ઉપરતિ, અથવા તો શાસ્ત્રવિહિત શ્રૌતસ્માર્ત કર્મો જે કરવામાં વૃત્તિની બહિર્મુખતા આવશ્યક છે તથા જે ત્રિવિધ બાહ્ય સાધનોની અપેક્ષા રાખેછે તેનો શાસ્ત્રમર્યાદાપ્રમાણે ત્યાગ થવો તે ઉપરતિઃ આ બંને લક્ષણો ઘણેખરે અંશે સરખાં જ છે. ત્યાં પ્રથમનું લક્ષણ સાદું અને સરલ હોવાથી એ વિષે અધિક કહેવાની જરૂર નથી. તથાપિ બીજું લક્ષણ તેવું નહિ હોવાથી ત..માં અધિકની જરૂર છે. તેથી ગ્રંથકારે विधिना પદ વાપર્યું છે.

વાં પહેલાં ત..સને અનેક કારણોથી સંન્યાસનું ગ્રહણ કરતા જોઇએ છીએ. કેટલાક યુવાવસ્થી ગ્રસ ઇંધણાયશ, ધન વિગેરે સંપત્તિના અભાવથી તેની પ્રાપ્તિના ઉપાયરૂપે સંન્યાસનું ગ્રહણ તેનો અલક્ષ કરી પેકેટલાક કૌમાર અવસ્થાથી જ ગ્રહણ કરેછે. પણ એ સંન્યાસનું વિધિથી તિમંદ ઘણા જોવામાં આજ્ઞાપ્રમાણે શરીરનું અમુક વય થાય, પુત્રની અપ્રાપ્તિ હોય વા પુત્ર ભગવાં કપડાં અને વૈરાગ્યને ક્રાવવા સમર્થ થયો હોય, ગૃહસ્થના ધર્મમાં સ્થપાયો હોય, સ્ત્રીનો કાળ કષાય વસ્ત્ર એ તો માત્ર બહારનેત્ય સંબંધીઓની અનુમતિ હોય તથા સૌથી પ્રથમ તીવ્રવેગવૈરાગ્ય થયા વિના કષાય વસ્ત્ર .શરીરક્ષેપત્તિ જ્યારે હોય ત્યારે જ શાસ્ત્રોક્ત વિધિપ્રમાણે સંન્યાસ

ગ્રહણ થાય. અન્ય સર્વ સંન્યાસ વિધિથી રહિત ગણવો અને તેથી તેનું આ સ્થળે ગ્રહણ ન થાય તેટલા માટે વિધિપ્રમાણે એ વિશેષણ મુકેલું છે. તેમ જ ત્યાગનો અર્થ ત્યાગ કરવો ન લેતાં ત્યાગ થવો લેવો ઉચિત છે. કારણ કે જ્યાંસુધી હું કર્મનો ત્યાગ કરીશું એવું અભિમાન જીવને હોય છે અર્થાત્ અંતરમાંતે કર્મ હું ગૃહસ્થાશ્રમમાં રહીશ તો મારે કરવાં પડશે એવો ભય જેને હોય છે તેને સંન્યાસનો યથાર્થ અધિકાર જ ગણાવો ઘટતો નથી. કહ્યું છે કે **कर्माणि त्यजेद्योगी कर्मभिस्त्यज्यते ह्यसौ॥ कर्मणां मूलभूतस्य संकल्पस्यैव नाशतः॥** ચિત્તવૃત્તિ નિરોધ કરી આત્મતત્ત્વના સાક્ષાત્કારની ઇચ્છા રાખનાર પ્રાણે કર્મોનો ત્યાગ ન કરવો પણ જ્યાંસુધી કર્મો પોતાના સ્વભાવથી છૂટી જાય ત્યાં સુધી શાસ્ત્રવિહિત કર્મો કરતા રહેવું.

કર્મોનું કારણ સંકલ્પ છે તેથી એ સંકલ્પનો નાશ થવાથી કર્મો પોતાની મેળે જ છુટી જાયછે. આ વિગેરે વાક્યોથી એ જ સિદ્ધ થાય છે કે આરૂઢ વૈરાગ્યથી જે કર્મોનું પોતાની મેળે છુટી જવું તે જ ઉપરતિ છે.

આપ્રમાણે ઉપરતિનું પ્રતિપાદન કરી ક્રમપ્રાપ્ત તિતિક્ષાનું પ્રતિપાદન કરેછેઃ—

## तितिक्षा शीतोष्णादिद्वन्द्वसहिष्णुता ॥ २२ ॥

**વાક્યાર્થઃ**—શીત, ઉષ્ણ, માન અપમાન વિગેરે દ્વંદ્વોને સહન કરવાનું જે સામર્થ્ય તે તિતિક્ષા.

**શીતો૦** અહિં આદિ પદથી માનાપમાન, જય, પરાજય વિગેરે દ્વંદ્વનું ગ્રહણ કરવું.

આ વાક્યથી એ કહ્યું કે શીતોષ્ણરૂપ દ્વંદ્વ શરીરના ધર્મો છે, માનાપમાન વિગેરે ધર્મો અંતઃકરણના છે વિગેરે તથા એ સર્વનો આત્મામાં અસંતાભાવ છે એ દૃઢ પરોક્ષ જ્ઞાનથી એ ધર્મોના આવિર્ભાવથી જે બાધા ન થવી અર્થાત્ સુખદુઃખનો અનુભવ ન થવો અર્થાત્ જે સામર્થ્યથી એ દ્વંદ્વોથી સુખાદિના આવિર્ભાવનો અસંત બાધ થાય તેનું નામ તિતિક્ષા.

હવે ક્રમપ્રાપ્ત સમાધાનનું પ્રતિપાદન કરેછેઃ—

## निगृहीतस्य मनसः श्रवणादौ तदनुगुणविषये च समाधिः समाधानम् ॥ २३ ॥

**વાક્યાર્થઃ**—અતિરિક્ત વિષયોથી નિરોધ થયો છે જેનો એવું જે અંતઃકરણ તેનું શ્રવણ, મનન વિગેરે તત્ત્વજ્ઞાનનાં સાધનો તથા તેને અનુકૂલ એવી જે શ્રીસદ્ગુરુપરમાત્માની ભક્તિ વિગેરે વિષયો તે વિષે રૂડે પ્રકારે સ્થાપન થવું તે સમાધાન નામની સંપત્તિ છે.

**તદનુ૦**—એટલે શ્રવણ, મનન વિગેરે તત્ત્વજ્ઞાનનાં સાધનોના અનુકૂલ વિષયોમાં.

**સમાધિઃ**—એટલે રૂડે પ્રકારે સ્થાપન અર્થાત્ અન્ય વિષયથી વ્યાસંગ ન થતાં ચિત્તનું એકાગ્રતાથી સ્થાપન થવું તે.

આ વાક્યથી એ કહ્યું કે શમ, દમ તથા ઉપરતિ વિગેરે સંપત્તિની પ્રાપ્તિથી અંતઃકરણનો જ્ઞાનસાધનથી અતિરિક્ત વિષયપ્રતિ નિગ્રહ તથા ઉપરામ તો સિદ્ધ જ થયો છે. હવે

પોતાને વિદ્વાનમાં ગણનારા કેટલાએક અવિદ્વાનો આ પ્રકારે મંત્રવડે જડ વૃક્ષના અભિમાની દેવના સંબોધનના વિધિને હસી કાઢશે પરંતુ સમગ્ર વિશ્વના વાસ્તવ સ્વરૂપને જાણનાર વિદ્વાનની મતિથી આ અવિદ્વાનની મતિ હસી કાઢવા જેવી છે. કેમકે આ વિશ્વચક્ર નિરીશ્વર નથી. વિશ્વના અભિમાની વિશ્વવ્યવસ્થાપક ઈશ્વર છે, તથા વિશ્વવ્યવસ્થાના અંગઉપાંગભૂત અન્ય વ્યવસ્થાના કરનારા તેમના અદષ્ટવિશેષજન્ય દેવાદિ છે. તે વિશ્વના જુદા જુદા અવયવોના સાક્ષાત્ અભિમાની છે. 'હિંદુઓ ઘણા દેવોને માને છે' આ તેમની ટીકાથી વિશ્વવ્યવહારનિર્વાહક વિવિધ શક્તિમંત દેવાદિની અપ્રતિહત સત્તાઓ, અંશતઃ પણ ન્યૂન થતી નથી. તે સત્તાઓદ્વારા તેમના અસ્તિત્વને માનનાર આસ્તિકને તેમ જ તેમના અભાવને માનનાર નાસ્તિકને તેમનાં તેમનાં કર્મોનાં ફલો સિદ્ધ નિયમાનુસાર મળ્યા કરે એવી વ્યવસ્થા થતી જ હોય છે. હિંદુસ્થાનમાં વિવિધ શક્તિવાળા ગવર્નરવિગેરે અધિકારીઓ નથી તથા ઈંગ્લંડમાં મિનિસ્ટ્રી અથવા પ્રધાનમંડલ નથી એમ કદાપિ અજ્ઞાન મનુષ્યો માને; અને નાનાં ગામડાંઓમાં રાજ્યવ્યવસ્થાના નિયમોથી કેવલ અજ્ઞાન અસંખ્ય ગ્રામ્ય મનુષ્યો જાણતા પણ નથી કે હિંદુસ્થાન કેવડું છે, વિલાયત ક્યાં છે, તથા આ રાજ્યવ્યવસ્થા કેમ ચાલે છે. પરંતુ તેમના અજ્ઞાનથી તથા તેમના ન માનવાથી આ રાજ્યકર્તા-અધિકારીમંડલની વિવિધ શક્તિમાં કંઈ ન્યૂનતા થતી નથી. ફેરમાત્ર એટલો જ કે રાજ્યવ્યવસ્થાના નિયમથી જે જેટલે અંશે અજ્ઞાન તેને તે રાજ્યમાં સરકારી કામસંબંધમાં તેટલે અંશે અડચણ, અને જે જેટલે અંશે તે નિયમોથી સજ્ઞાન તેને તે અડચણો દૂર કરવાના તેટલા વિશેષ માર્ગોની ખબર તેટલો તેને વિશેષ લાભ. રેલવે કંપનીના નિયમોથી અજ્ઞાન લોકોને રેલવેટ્રેનમાં મુસાફરી કરવાના પ્રસંગે, રીતસર પૈસા આપીને ટીકીટ કરાવવામાં પણ બે પૈસા અથવા વધારે વખતપ્રમાણે આપવા પડે છે તે અજાણ્યું નથી. લગેજ કરાવવાને પણ લગેજ કલાર્કને આપવું પડે છે તે અજાણ્યું નથી. એ વિગેરે અનેક હાનિયો સહન કરેછે જેમાંની ઘણી ખરી એ નિયમોથી જાણ મનુષ્યને સહન કરવી પડતી નથી. ટપાલખાતાસંબંધમાં પણ એ જ પ્રમાણે છે. જે લોકો અધિક અંશે ભણેલા છે તથા આ સર્વ જુદી જુદી સત્તાઓના નિયમોને જાણી તદનુસાર વર્તવામાં કૂશલ છે તેઓ આ સર્વ પ્રસંગોએ ઓછી હાનિ સહન કરેછે એ નિર્વિવાદ છે. પછી નિયમનું ઉલ્લંઘન કરનાર તો જાણ હોય કે અજાણ હોય તે બંને હાનિ સહન કરેછે. તેમાં પણ જે લોકો ગવર્નર તથા બીજા મુખ્ય અધિકારીઓ, મામલતદારો, તલાટીઓ, પોલિસ અમલદારો, મેજીસ્ટ્રેટો, સ્ટેશન માસ્તરો તથા બીજા સ્ટેશનપરના કલાર્કો, પોસ્ટમાસ્ટરો તથા ટપાલના સીપાઈઓસાથે અનેક કારણથી વિશેષ પરિચયવાળા તથા પ્રીતિના સંબંધવાળા હોય છે તેઓ આ સર્વ કાર્યોમાં અન્યના કરતાં અધિક લાભોનો અનુભવ કરે છે તથા પોતાના ઓળખાણના બીજા માણસોને પણ તે લાભ અપાવે છે, એ સુપ્રસિદ્ધ છે.

આ વિવેચનથી વિશ્વવ્યવહારનિર્વાહક દૈવી રાજ્યમંડલ બરાબર એટલે સર્વ અંશે આ માનુષ રાજ્યમંડલના જેવું જ છે એવો ભાવ દરી એવું ત્વરિતાનુમાન બાંધી દેવાનું નથી.

પ્રત્યેક વિષયમાં ઉતાવળથી અભિપ્રાય અથવા અનુમાન બાંધી દેવાનો દોષ અવિદ્યાવૃત્ત અંતઃકરણમાં ઘણે ભાગે હોવો સંભવે છે. ક્વચિત્ ઠરેલ વિચારના વિદ્વાનો જ ઉતાવળથી કોઈપણ વિષયમાં નિશ્ચય કરી દેતા નથી. અન્ય અનેક મનુષ્યોસંબંધમાં તેથી ઉલટું જ જોવામાં આવે છે. તેથી સ્પષ્ટ જણાવવું જોઇએ કે વિશ્વવ્યવસ્થાપક દૈવીરાજ્યમંડલ સર્વ અંશે આ માનુષ સચિવમંડલ જેવું નથી. શૈત્ય અને ઉષ્ણતા, તમસ્ અને પ્રકાશ તથા અવિદ્યા અને વિદ્યા એ બેમાં જેટલું અંતર છે તેટલું આ બે રાજ્યમંડલોમાં છે. દૈવીમંડલ નિષ્કર્મ છે અને માનુષમંડલ કર્મજન્ય છે. કર્મજન્ય દેવવર્ગ પણ હોય છે. પરંતુ તે તો પુણ્યકર્મનો ક્ષય થયે પુનઃ મૂલવર્ગને પ્રાપ્ત થાયછે તથા તેમની પાસે વ્યવસ્થાપક સત્તા નથી. તેથી વિશ્વવ્યવસ્થાપક અદૃષ્ટવિશેષજન્ય દેવમંડલમાં તેમની ગણના નથી. તેઓ દેવવર્ગના આનંદના ભોક્તામાત્ર છે. દૈવી રાજ્યમંડલની પ્રવૃત્તિ નિયત તથા શ્રીમહેશ્વરના વિશ્વવ્યવસ્થાસંબંધના મૂલ ઈક્ષણાનુસાર છે, તેમ જ તેમની પ્રવૃત્તિ તેમને બંધનનો હેતુ નથી. માનુષ રાજ્યમંડલની પ્રવૃત્તિ કર્મજન્ય છે અને પરિણામમાં પણ તેમને પુનઃ કર્મબંધનના હેતુરૂપ છે. દૈવી મંડલની પ્રવૃત્તિ કર્તૃત્વાભિમાન વિનાની છે, વાસના વિનાની છે અને માનુષમંડલની પ્રવૃત્તિ વાસનાવાળી અને સાભિમાન છે. દૈવીમંડલની પ્રવૃત્તિમાં શ્રીપરમેશ્વરના મૂલ સંકેતનું નિર્વહણ કરવું એટલો જ હેતુ હોય છે અર્થાત્ તે કેવલ સંકેતમૂલક છે અને માનુષ રાજ્યમંડલની પ્રવૃત્તિમાં રાગ, દ્વેષ, કામ, ક્રોધ, લોભ, અસૂયા આદિ સમગ્ર વિકારો મૂલહેતુરૂપ હોય છે. અર્થાત્ વિશેષ વિચાર કરતાં તેમની વિવિધ પ્રકારની સર્વ પ્રવૃત્તિ પરિણામે સ્વાર્થસાધનેચ્છામૂલક ઠરેછે; માટે જ અનિયત તથા બંધનના હેતુરૂપ નીવડે છે. માનુષ રાજ્યમંડલ આ દૈવીરાજ્યમંડલના અવયવરૂપ પણ ગણી શકાય એમ છે કેમકે દૈવીમંડલના કર્મોનાં ફલ આપવારૂપ વ્યાપારનો કેટલોએક ભાગ આ માનુષ રાજ્યમંડલદ્વારા થાય છે; અને તે નિયત પ્રવૃત્તિ કરનાર દૈવીમંડલના અંશરૂપ હોવાથી આ માનુષ રાજ્યમંડલ પણ પોતાની પ્રવૃત્તિ નિયત કરવાનો યથાશક્તિ યથામતિ યત્ન કરે ખરું. એટલે સમાન યોગ્યાયોગ્ય પ્રયત્ન કરનારને સમાન લાભહાનિ મળી શકે એવા નિયમ અથવા કાયદા રચે છે ખરું. તથાપિ તે નિયમો અથવા કાયદાઓના નિર્વાહમાટે સ્થપાયલા અધિકારીઓનાં અવિદ્યાવૃત્ત અંતઃકરણોમાં પ્રસંગવશાત્ વિકારોનો ઉદ્ભવ અનિવાર્ય હોવાથી તેમની પ્રવૃત્તિ અનિયત થયા વિના રહેતી નથી. વળી જીવમાત્ર અને તેથી મનુષ્યમાત્ર અલ્પજ્ઞ છે તેથી તેમનું અજ્ઞાન પણ જ્યાં ત્યાં યથાર્થ પ્રવૃત્તિમાં બાધરૂપ થઇ પડે છે. માનુષ રાજ્યમંડલના અધિકારીઓ લોકોની માત્ર બાહ્ય પ્રવૃત્તિ ઉપરથી જ તેમના અંતરાશયોનાં અનુમાન કરી શકેછે, અને બાહ્ય ચેષ્ટા તથા અંતરાશયોનો સંબંધ અનિયત અથવા વ્યભિચરિત છે; નિયત અથવા અવ્યભિચરિત નથી. તેથી કેવલ બાહ્યક્રિયાઉપરથી જ અંતરાશયોનાં અનુમાન બાંધવામાં વારંવાર ભુલ–સ્ખલન–થવાનો સંભવ છે અને તે થાય છે. મનુષ્યો અલ્પજ્ઞ છે એટલે તેમના પ્રત્યક્ષ જ્ઞાનની શક્તિ ઘણી પરિમિત છે. મનુષ્યનું ઘણું ખરૂં જ્ઞાન અનુમાનજન્ય છે; અને અનુમાન પુનઃ પ્રત્યક્ષમૂલક છે અને તે પ્રત્ય-

ક્ષ પણ ઘણું થોડું અને ભ્રાંતિસહિત હોય છે તેથી મનુષ્યનું ઘણું ખરૂં જ્ઞાન અયથાર્થ હોય છે. તેથી પ્રાણીપદાર્થોના સ્વરૂપોના તથા સ્થિતિના તથા ગતિ આગતિના નિશ્ચયો અયથાર્થ થઈ જાય છે. તેથી માનુષ રાજ્યાધિકારીઓનાં, પ્રજાના ગુણદોષો તથા વિહિત નિષિદ્ધ આચરણોસંબંધનાં અનુમાનો વારંવાર ખોટાં પડે છે તેથી સમાન વિહિત અવિહિત આચરણ કરનારને સમાન લાભહાનિ આપવાનું સર્વ પ્રસંગે બની શકતું નથી અર્થાત્ અન્યાય થયાવિના રહેતો નથી. એક ચોર ચોરી કરીને નાશી જાય, પછી પોલીસ અમલદાર અલ્પજ્ઞ હોવાથી, ખરો ચોર ક્યાં છે તે તો તત્કાલ જાણી શકે જ નહિ. તેને તો માત્ર અનુમાનથી જ પ્રવૃત્તિ કરવાની રહી, તેથી ચોરી મનાવવામાટે અનેક શાહુકારોને ત્રાસ આપે છે તથા અનેક નિરપરાધી સત્શીલ આબરૂદાર ગૃહસ્થનાં ઘરો જોવારૂપ વ્યાપારથી તેમની નિર્મલ કીર્તિને અંશતઃ પણ કલંક લગાડ્યા જેવું કરે છે. તેમાંથી વખતે કોઈ પકડાય પણ આવે છે. વળી તેમાં કોઈની મોટી શીફારસ લાગે તો તેને વિનાકારણ અથવા સકારણ પણ ત્રાસ નથી પણ અપાતો. તેથી વખતે ખરો ચોર પકડાતો રહી જાય છે. પ્રસંગે આ સર્વ ધાંધલ કરતા છતાં ખરો ચોર પકડાતો નથી. અને પ્રસંગે સ્વાર્થ સાધવાં માટે કોઈ ગરીબ વગ વિનાના ખોટા માણસને ખરા ચોરતરીકે સ્થાપવામાં પણ આવે છે. ધર્માસને વિરાજેલા ન્યાયાધ્યક્ષ પણ પુનઃ અલ્પજ્ઞ હોવાથી તેમના સમીપ તો જેટલો પુરાવો આવે તે ઉપરથી, તેમને અનુમાન કરી ન્યાય કરવાનો રહ્યો એ પુરાવો પણ પુનઃ અનુમાનનું જ કાર્ય હોવાનો. આપ્રમાણે અલ્પજ્ઞતાદોષને લીધે અનુમાનપરંપરાનો આશ્રય કરવાનો જ પ્રાપ્ત થવાથી કેટલીએક વખતે અયથાર્થ નિર્ણય અથવા અન્યાય થાય એ કેવલ સ્વાભાવિક છે. સર્વ પ્રસંગે જ આપ્રમાણે બને છે એવું તાત્પર્ય નથી. પરંતુ આપ્રમાણે થવાનો સ્વભાવ છે અને તેથી પ્રસંગે આવું થવું પણ અનિવાર્ય છે એટલું તાત્પર્ય છે. વળી સર્વ ધર્માધ્યક્ષોનાં અંતઃકરણ સર્વ કાલે વિકારથી અસ્પૃષ્ટ જ હોય એવો નિયમ નથી. પ્રસંગે વિકારને અધીન થવાં સંભવે છે, તેથી શીફારસ અથવા સ્વાર્થસાધક વસ્તુપ્રાપ્તિ એટલે રાગ તથા દ્વેષ અને તેના વંશજોનો સ્પર્શ થવાથી અધર્મ થવો સંભવે છે.

આપ્રમાણે અલ્પજ્ઞતા અને તેથી અલ્પશક્તિમત્પણું તથા વિકારોને લીધે માનુષ રાજ્યમંડલમાં સમાન વિહિતઅવિહિત યત્ન કરનારને સમાન લાભહાનિ જ મળે, એવી વ્યવસ્થા થઇ શકતી નથી. અર્થાત્ તેમની પ્રવૃત્તિ અનિયત અને તેથી બંધનના હેતુરૂપ હોય છે.

વિશ્વવ્યવહારનિર્વાહક અદૃષ્ટવિશેષજન્ય દેવવર્ગ પોતાના અધિકારપૂરતા સર્વજ્ઞ સર્વશક્તિમંત અને વિકારોથી અનુપહત હોયછે. તેમની પ્રવૃત્તિ સર્વદા યથાર્થ જ હોયછે. તેમના રાજ્યમાં એટલે આ વિશ્વમાં સમાન વિહિત નિષિદ્ધ યત્ન કરનારને સમાન લાભહાનિ અવ્યભિચરિતપણે મળ્યા કરેછે. કદાપિ અધર્મ થવો સંભવતો નથી.

લોકો અનેક લાભને અથવા સુખરૂપ ફલોને રાત્રદિવસ ઇચ્છે છે. પરંતુ વિવિધ સુખરૂપ તથા દુઃખફલોને અને તેમના પ્રાપક યોગ્ય અયોગ્ય યત્નોને તથા તેમના પરસ્પર

સંબંધને તથા અમુક ફલો કયા દેવોના અધિકારમાં છે તેને ન જાણનાર અર્થાત્ દૈવી રાજ્યમંડલની વ્યવસ્થાને યથાવત્ ન જાણનાર હોવાથી તેમને ઇચ્છેલાં ફલો ઇચ્છેલે કાલે મળી શકતાં નથી. અને કર્મ કર્યાવિના તો ક્ષણ જતી નથી. પ્રતિક્ષણ કંઈ નહિ તો કંઈ પણ કર્મ તો થતું જ રહેછે. તેથી તેનાં ફલો પણ અવશ્ય મળેછે. એ ફલો પણ સિદ્ધ નિયતીને અનુસરીને જ મળેછે તેમાં તો ફેર થતો જ નથી. પરંતુ વિશ્વવ્યવસ્થાના નિયમોના અજ્ઞાનને લીધે ઇચ્છા પ્રયત્ન તથા ફલ એ ત્રણને જે પરસ્પર સંબંધ છે તે સંબંધના નિયમો ન જળવાવાથી અર્થાત્ તે નિયમાનુસાર પ્રયત્ન ન થવાથી ઇચ્છા તથા ફલનો સંબંધ રહેતો નથી તેથી ઇચ્છિત ફલ મળતું નથી તેથી આશ્ચર્યસહ અસંતોષ, ક્લેશ તથા છેવટ અશ્રદ્ધા એ વિગેરે અનેક સ્થિતિને અંતઃકરણ અધીન થાયછે. અને કયાં ફલોને માટે કેવા પ્રકારનો પ્રયત્ન કરવો જોઇએ, અને તે પ્રયત્નનાં ફલો કોની સત્તામાં છે એ જો જાણવામાં હોય તો યોગ્ય પ્રયત્ન થવાથી–ઇચ્છા પ્રયત્ન અને ફલનો સંબંધ જળવાવાથી–ઇચ્છા અને ફલનો સંબંધ થાયછે અર્થાત્ ઇચ્છિત ફલ મળેછે. લૌકિક રાજ્યમંડલમાં પણ અંશતઃ એ જ પ્રમાણે છે. પૂર્વે ટપાલખાતું, રેલવેકંપનિ વિગેરેનાં જે નિદર્શન આપ્યાં છે તે આપીને એ જ સૂચવ્યું છે કે તે તે ખાતાના નિયમોને આપણે જાણતા હોઇએ તથા કયા કાર્યોમાં કોનો કેટલો અધિકાર છે તે જો આપણે જાણતા હોઈએ તો બીજા અજ્ઞાન ગ્રામ્ય લોકોની ઘણીખરી પ્રવૃત્તિ જેમ મિથ્યાપ્રવૃત્તિમાં ખપે તેમ આપણી ન ખપતાં, આપણી પ્રવૃત્તિ યોગ્ય પ્રયત્નરૂપ હોવાથી ઇચ્છિત ફલ મળેછે. અને તેથી અજ્ઞાન ગ્રામ્ય લોકોને જે નાનાવિધ અડચણો અથવા ક્લેશો વેઠવા પડે તેથી આપણે મુક્ત રહીએ. અને રહેનારા તે પ્રમાણે રહેછે પણ ખરા. આ પક્ષમાં લૌકિક રાજ્યમંડલ તથા દૈવી રાજ્યમંડલનું સામ્ય દર્શાવ્યું છે. અને જેવી રીતે આ માનુષ રાજ્યવ્યવસ્થાઓમાં કોઈ એક વ્યક્તિ અથવા વ્યક્તિસમૂહ મૂલવ્યવસ્થાપક હોયછે અને તેમના સ્થાપેલા નિયમોના નિર્વાહને અર્થે ચઢતી ઉતરતી પંક્તિના અધિકારીઓ નિમાયલા હોયછે, અને રાજ્યકાર્યના વિભાગ પાડીને જુદા જુદા અધિકારીને જુદા જુદા કાર્યોના નિયોગ કરેલા હોયછે જેથી તે તે કાર્યસંબંધના સર્વ વ્યવહારો તે તે કાર્યપર નિયુક્ત અધિકારીઓદ્વારા જ થાયછે તેવી રીતે આ સમગ્ર વિશ્વના વ્યવસ્થાપક એટલે આ વિશ્વની અપ્રતીતિમાંથી પ્રતીતિરૂપ ઉત્પત્તિ, પ્રતીતિરૂપ સ્થિતિ અને પુનઃ પ્રકૃતિરૂપ થવાને અપ્રતીતિરૂપ લય, એ સર્વમાં મૂલ હેતુરૂપ શ્રીમહેશ્વર છેં તથા વિશ્વસંબંધી કાર્યના વિભાગપ્રમાણે મુખ્ય વ્યાપારોમાં હેતુરૂપ મુખ્ય ત્રણ ઈશ્વરો છે, તથા તે પ્રત્યેક મુખ્ય વ્યાપારના અંગીભૂત અનેક ગૌણ વ્યવહારો સધાવામાં હેતુરૂપ તેમના અનેક અદૃષ્ટવિશેષજન્ય દેવાદિ વર્ગ છે જેથી વિશ્વના અસંખ્ય મુખ્યગૌણવ્યાપારો તે તે વ્યાપારમાટે નિયુક્ત અભિમાની દેવતાદ્વારા જ થયા કરેછે. આ પક્ષમાં પણ આ દૈવી સામ્રાજ્ય લૌકિક સામ્રાજ્યને અંશતઃ મળતું છે. જેથી પરિણામે દૈવીરાજ્યમંડલનું માનુષરાજ્યમંડલસાથે માત્ર એકદેશી સાદૃશ્ય અત્ર દર્શાવ્યું છે તેની જ સાથે તેમનો અતુલ ભેદ પણ દર્શાવ્યો છે. દૈવીરાજ્યમંડલના સ્વરૂપની લક્ષણા કરવાને સુગમ પડે માટે તેને એક દેશથી સદૃશ લૌકિક

કર્માનુસાર જે કાર્યો તેમના તરફથી જે કાલે થવા યોગ્ય હોય છે તે તેમનાથી થયાં જાય છે. તે પણ સહજ સ્વભાવે તેમનાથી થાય છે, તેમાં વિશેષ શ્રમ જેવું તેમને પ્રતીત થવાનું કારણ નથી. અને તેઓ તો સર્વકાલ પોતપોતાના આનંદમાં સ્થિત હોય છે. જીવોને પ્રત્યક્ષ ન હોવાથી જીવો તેમનો અભાવ માને તેથી પણ તેમના માહાત્મ્યની હાનિ નથી. કોઇ કહે કે પરમેશ્વર છે જ નહિ કોઇ કહે કે પરમેશ્વર છે પણ આવા છે, આવા નથી એવા પ્રત્યેકના અભિપ્રાયપ્રમાણે પરમેશ્વર કંઇ પોતાનું સ્વરૂપ બદલતા રહેતા નથી. તેઓ તો પોતે જે સ્વરૂપે છે તે સ્વરૂપે જ કાયમ રહે છે અને જીવો ભલે તેમનામાં યથેચ્છ આરોપો કરે. મોટાં શહેરોમાં બજારોમાં દુકાનદારો તથા ઘરાકોને અથવા બીજા માણસોને પણ વારંવાર તકરારો થાય છે. અને તે જ્યારે વધી પડેછે ત્યારે એક કહેછે જાજા સાલા તારાથી થાય તે કરી લેજે, ત્યારે સામાવાળો કહેશે કે જોવોછે તમાસો, બતાવી આપું,હમણાં આમ કરી નાંખીશ. ત્યારે પેહેલો કહેશે કે 'જોયો જોયો તમાસો, બતાવનારની સીકલ જુદી હોયછે. તારાથી થતું હોયતો લે આમ કર જોઉં વારૂ.' આટલું કહેતામાં પેલા સામાવાળા બાઇસાહેબ એકદમ કુદી પડેછે અને તમાસો બતાવવાનો શરૂ કરેછે. પછી તેમાં પોતાનો તમાસો થાય કે જે થાય તે ખરૂં. આ અસંત મૂર્ખ જીવનો સ્વભાવ છે. ડાહ્યા માણસનો સ્વભાવ આવો હોતો નથી. તથાપિ માણસો, અને ડાહ્યા ડાહ્યા મોટા વિદ્વાન્માં ગણાતા માણસો પરમેશ્વર આવા છીછરા સ્વભાવના હશે એમ સમજી કહે છે કે 'પરમેશ્વર હોય તો આમ ના કરે, પરમેશ્વર સર્વ શક્તિમાન્ હોય તો આવું શા માટે રાખે?' આ પ્રમાણે મંદમતિથી યથારુચિ બકેછે. પરંતુ સમગ્ર વિશ્વના ઉત્પત્તિ આદિના હેતુ શ્રીપરમેશ્વર એવા સ્વભાવના હોવા સંભવતા નથી તેથી આ મૂર્ખ લોકોના બકવાદથી કુદી પડી તમાસો બતાવી આપતા નથી અને બતાવી આપતા નથી તેથી લોકો પરમેશ્વર નથી એમ માનેછે. એ જ પ્રમાણે દેવવર્ગમાટે પણ લોકો યથારુચિ બકે છે. વળી કોઇને તો ઘણા દેવો હોય તો તેમનું પૂરૂં કરવાનો ભય હશે તેથી ઘણા દેવોની વાતથી જ હબકી જાયછે. રખેનો તે બધાને ખવડાવવું પડે. એક પરમેશ્વર હોય તો જ માનવા અને ઘણા દેવો હોય તો માનવા નહિ એવી ઘણાએ તો વિલાયતની અથવા યુનિવરસતીની જાત્રા જઇને બાધા લીધેલી હોય એમ જણાય છે. અવિદ્વાન્ તથા વિદ્વાન્ બન્ને પંક્તિના લોકો આ અપ્રત્યક્ષ દૈવી રાજ્યમંડલને માટે આ પ્રમાણે નજરમાં આવેછે તેવા મત બાંધેછે. પરંતુ જીવોનું અવિદ્યાઆવૃત અંતઃકરણ અને તેથી તેમનું અલ્પજ્ઞપણું અને અલ્પશક્તિમત્પણું તથા આ વિશ્વવ્યવસ્થાપક સત્તાઓનું અપ્રત્યક્ષપણું એ જો લક્ષમાં લઇએ તો આ અજ્ઞાન લોકોના વિચાર અસત્ય તથા સદોષ છતાં કેવલ સ્વાભાવિક છે ખરા એમ જણાશે. યદ્યપિ વિચારવાન્ વિવેકી પુરુષોએ એવા વિચારો ઉતાવળમાં પ્રમાણવિના બાંધી દેવા જોઇએ નહિ. દશ અંધપુરુષો એક હાથીને માટે ગમે તેવા વિચાર બાંધે એમાં આશ્ચર્ય નથી તથાપિ એ અંધોના વિચાર ખોટા છે એ તો સિદ્ધ જ છે. તે જ પ્રમાણે જગત્‌ના સ્વરૂપથી અજ્ઞાન જીવો ગમે તેમ બોલે ચાલે તેમાં આશ્ચર્ય તો નથી પરંતુ એ તેમનું બોલવું

# ॥ श्रीत्रिभुवनविजयीखड्ग ॥

( અનુસંધાન વર્તમાન ૨૫ના પૃષ્ટ ૯૬ થી )

હે મહાત્મન્ ! આ પ્રકારનાં પિતાનાં વચન શ્રવણ કરીને મેં પ્રસન્નતા પ્રતીત કરાવતાં કહ્યું કે આપની ઇચ્છાને અનુકૂલ વર્તવામાં હવે હું વિશેષ આગ્રહ કરીશ નહિ. પણ એક મારી યાચના છે તે જો આપને અનુકૂલ ભાસે તો સ્વીકારીને કૃતાર્થ કરો. મારા સાંભળવા પ્રમાણે વનિના ધર્મ ઘણા કઠિન છે. વાનપ્રસ્થ પુરુષે વનમાં પાકેલાં પવિત્ર કંદ મૂલ ફલ પત્ર પુષ્પાદિનો જ આહાર કરવો પડે છે, ઘાસનાં કે પર્ણનાં વસ્ત્ર કરીને કે વલ્કલ વા મૃગચર્મના ધારણથી અંગને ઢાંકવાનું છે. પંચ કેશ રાખવા, દન્તધાવન કરવું નહિ, ભૂમિતલપર શયન કરવું, ઉષ્ણકાલમાં પંચાગ્નિસેવન કરવું, વર્ષાકાલમાં વૃષ્ટિને અંગ ઉપર સહન કરવી અને શીતકાલમાં ઉદકવાસ અર્થાત્ કંઠપર્યન્ત જલમાં જઇને બેસવું, નિર્વાહનાં આવશ્યક સાધનો પોતાના પ્રયત્નથી મેળવવાં, તથા ગૃહસ્થની પેઠે અગ્નિહોત્ર, દર્શ, પૂર્ણમાસ, ચાતુર્માસ્ય આદિ યજ્ઞો કરવા ઇત્યાદિ અનેક પ્રકારના આગ્રહ રાખવાની આવશ્યકતા ગણી છે તો આપ કે જેમને એ પ્રકારે વસવાનો અભ્યાસ નથી તેમ જ આપની અવસ્થા પણ અધિક છે તે એ પ્રકારનાં સાક્ષાત્ કષ્ટોને ભોગવી વનિના ધર્મનું સેવન કરવા ઇચ્છો એ મને અતિ દુઃખદ ભાસે છે. માટે મારી એ પ્રાર્થના છે કે આપે થોડો ઘણો કાલ પણ ઇચ્છાનુકૂલ કોઇ પવિત્ર ક્ષેત્રમાં નિવાસ રાખવા નિશ્ચય કરવો અને ત્યાં નિવાસસ્થાનની તથા આપને યથાપટિત ભિક્ષા તથા વસ્ત્ર યોગ્ય સમયે મળ્યા કરે એવી વ્યવસ્થા કરૂં તે સ્વીકારવા કૃપા કરશો. પછી આપને ક્રમે કરીને સમય જતાં જેમ અનુકૂલ ભાસે તેમ વિચરવું. આ મારી પ્રાર્થના સ્વીકારવામાં વિરોધ જણાય તો મને આપની સેવામાં રહેવાની આજ્ઞા આપો.

આ પ્રકારના મારાં વચન સાંભળીને મારા પિતા ક્ષણવાર પોતાના મનમાં સ્વસ્થપણે વિચાર કરીને બોલ્યા, હે પુત્ર ! આ તમારી બન્ને માગણી અત્યન્ત અનુકૂલ ભાસતી નથી તોપણ કેટલાંક કારણોનો વિચાર કરતાં હું તમારી પ્રથમ માગણી સ્વીકારૂંછું અને તેપ્રમાણે ભલે તમે ઉક્ત ક્ષેત્રમાં વ્યવસ્થા કરો. તીર્થના જલનો પ્રવાહ જ્યાંથી સમીપ હોય અને સદા દૃષ્ટિએ પડે એવા સ્થાનમાં આશ્રમની વ્યવસ્થા કરજો. હે ભાઈ ! તમે વનિના ધર્મ કઠિન કહ્યા છે એ વાર્તા સત્ય છે પરંતુ જે ઇચ્છાથી સેવે છે તેને કાંઈ કઠિન નથી. મારૂં વય તો સન્યાસના અધિકારસમીપ છે. પરંતુ આ તમારી માતાના દઢ સંકલ્પથી શેષ કાલ આ આશ્રમના ધર્મને યથાશક્તિ પાલન કરતાં વ્યતીત કરીને પછી યથાપ્રારબ્ધ વર્તવા નિશ્ચય છે. માટે હવે સત્વર કરવાયોગ્ય વ્યવસ્થા યથારુચિ કરો.

હે મહાપુરુષ ! આ મારી યાચનાને સ્વીકારવામાં મારા પિતાએ આ પ્રકારનો વિચાર કર્યો હતો એ પાછળથી મારા સમજવામાં આવ્યું હતું. "શાસ્ત્રમાં એવા પણ નિયમ છે કે કેવલ વિરાગવાન્ પુરુષે વિરાગના વેગસમયે ત્યાગની ઇચ્છા થયાથી સ્ત્રીપુત્રાદિનાં રક્ષણ-

મનિ પણ અલક્ષ કરીને નિર્મોહપણે સર્વસંગ પરિત્યાગ કરી ચાલી નીકળવું અને યોગ્ય વય થયેથી મંદ વિરાગવાળાએ પણ મોહવશ કરનાર સ્ત્રિયાદિના રૂદનથી ન મુઝાતાં ત્યાગ કરવો. પણ આમાંનો એકે પ્રસંગ મને પ્રાપ્ત નથી. તેમ જ મારે જે કર્તવ્ય છે તે કર્તવ્યપ્રતિ લક્ષ કરતાં આ પુત્રની આ માગણી સ્વીકારવાથી આ ક્ષણે કાંઇ હાનિનો સંભવ પ્રતીત થતો નથી. વસ્તુતઃ આ આશ્રમક્રમ વાસનાની નિવૃત્તિઅર્થે બાંધ્યો છે. તેમાં સ્થૂલ વાસનાની નિવૃત્તિ પ્રથમના બે આશ્રમથી કરવાની છે. અને સૂક્ષ્મ શેષ રહેલી વાસનાને અન્ય બે આશ્રમ સેવી નિવૃત્ત કરવાની છે. ત્યાં જે પુરુષની વાસના બળવતી નથી અને ગૃહસ્થાશ્રમમાં જ શિથિલ થઈ ગઈ હોય તે પુરુષોને તો અન્ય આશ્રમનું શરણ અધિક આવશ્યક નથી. તોપણ જેટલો ઉપાધિ એટલું દુઃખ હોય છે, જેથી 'સંગત્યાગી સુખી થાય છે' એ નિયમાનુસાર શિથિલ વાસનાવાળાએ પણ યોગ્ય સમયે એકાંત સેવનમાં જવું ઘટે છે. અને બળવતી વાસનાવાળાએ તો અવશ્ય કરીને आश्रमादाश्रमं गच्छेत् એ નિયમાનુસાર ક્રમવડે જ આશ્રમોનું અતિક્રમણ કરતાં વાસનારહિત થવું ઘટિત છે." આ વિગેરે વિચાર કરી મને પ્રિય ઉત્તર આપનાર તે મારા પિતાની અભિરુચિપ્રમાણે ક્ષેત્રમાં મેં સઘળી યોજના સત્વર કરાવી અને પિતાને સમાચાર કહ્યા. પ્રસન્ન થઈને પિતાએ પ્રયાણનો દિવસ તથા સમય નક્કી કર્યો. તે સમયપૂર્વે મને પિતાએ અંતનાં બોધવચનો આ પ્રકારે કહ્યાં હતાં.

'હે સુપુત્ર! આ જગત્રૂપે પ્રતીત થતા વિષયોનો સમૂહ એ પ્રાણિઓના પ્રાણનો ઘાતક યંત્ર છે માટે એના સમીપ સાવધાનપણે વાસ કરી રહેજે. પોતામાં મોહ પમાડીને બધું આયુષ્ય હરી લેનાર આ સ્ત્રીપુત્રધનાદિને સામાન્ય સાત્વિક મોહવડે સેવજે. પોતાની પ્રાપ્તિ, અપ્રાપ્તિ અને વિનાશથી હર્ષશોકાદિ વિકારોને ઉપજાવનાર આ સઘળા વિષયપદાર્થોના ગમનાગમનથી હર્ષશોકાદિ વિકારોને વશ વર્તશો નહિ, કારણ કે તે સ્થૈર્યની અભિવ્યક્તિ કરનાર હૃદયબળને હણનાર છે. અનુકૂલ પ્રાણિપદાર્થપ્રતિ અમર્યાદ રાગ તથા પ્રતિકૂલપણે પ્રતીત થતા પ્રાણિપદાર્થપ્રતિ અમર્યાદ દ્વેષ કદાચિત્ ઉપજી આવે તો તેને શમાવવા નિરંતર યત્ન રાખજો. કારણ કે સર્વોત્તમ પદને પામવાની ઇચ્છાવાન્‌ને એ રાગદ્વેષ મહાવિઘ્નરૂપ છે. પ્રિયપણું કે અપ્રિયપણું માત્ર પ્રાણિપદાર્થમાં જ રહેલું છે. એમ નથી પણ સુખબુદ્ધિ કે દુઃખબુદ્ધિમાં જ રહેલું છે. જે જે પ્રાણીએ જેમાં સુખરૂપતાનો નિશ્ચય કર્યો હોય છે તેમને તે પોતાની સુખરૂપતાના નિશ્ચયવાળી મતિવડે પ્રિયરૂપે પ્રતીત થાય છે અને જેમણે જેમાં દુઃખરૂપતાનો નિશ્ચય કર્યો હોય છે તેમને તે, પોતાની દુઃખરૂપતાના નિશ્ચયવાળી મતિવડે અપ્રિયરૂપે ભાસે છે. આમ હોવાથી વિશ્વમાં કયો દૃશ્ય પદાર્થ પ્રિય છે અને કયો અપ્રિય છે એ સર્વને માટે એક સરખી રીતે નિશ્ચય કરી શકાય એમ નથી. માટે હે બાઈ! આપણી અવિવેકની દૃષ્ટિ સજીને વિવેકવડે વિચારી જોઈ જે જે સમયે જેમાં પ્રિયપણું તથા જે સમયે જેમાં અપ્રિયપણું સંભવતું હોય તે તે સમયે જ તે પદાર્થાદિને પ્રિય અપ્રિય ગણવા નિશ્ચય કરવો.

પ્રાપ્તવ્ય છે તથા તેનિમિત્ત કરવા યોગ્ય ક્રિયાને મુખ્ય કર્તવ્ય રૂપ ગણી છે તેમ જ સર્વેત્ત મહાત્માઓની કૃપા પણ પ્રાપ્ત કરવા યોગ્ય વસ્તુઓમાં મુખ્ય છે અને તે નિમિત્ત કરવા યોગ્ય ક્રિયાઓ પણ જગત્‌માં મુખ્ય કર્તવ્યરૂપ છે એવો દઢ નિશ્ચય કરી રાખજો.

આ દશ્ય પ્રપંચને સદા અસ્થિરપણું પ્રાપ્ત કરનાર મુખ્ય હેતુરૂપ સ્વભાવ કર્મ તથા કાલ છે અને તે ત્રણ આ અલ્પજ્ઞ તથા પરતંત્ર જીવોને અધીન વર્તનાર નથી જે-થી તે ત્રણને વશ વર્તનાર દશ્ય પ્રપંચમાં દઢ મમત્વ બાંધવું નહિ. કારણ કે એ મમત્વ ક્લેશોત્પત્તિવિના અન્ય કોઈ શુભ ફલને આપી શકે એમ નથી. જો કદાચિત્ થઇ શકે તો એ સ્વભાવ કર્મ તથા કાલના જયને કરવા પ્રયત્ન કરો. એ પ્રયત્ન મહાત્માઓની કૃ-પાવડે કરી શકાય છે એમાં સંદેહ કરવા યોગ્ય નથી.

( અપૂર્ણ. )

## ॥ श्री सद्गुरुस्तुति ॥

પદ. રાગ ધનાશ્રી.

જય જય શ્રીગુરુરાય, જય જય, જય જય સદ્‌ગુરુરાય. ટેક
નેતિનેતિ વદી નિગમાદિ, નિશદિન તમને ગાય, જય૦
શેષસરસ્વતી સદા સ્તવે પણ, પૂર્ણ સ્તવી ન શકાય, જય૦
મહિમા ગાન કરે નારદ નિત્ય, ગ્રહી વીણા કરમાંહ્ય, જય૦
બ્રહ્મા વિષ્ણુ તથા શિવ સેવે,—સમગ્ર સુરસમુદાય, જય૦
સાધકસિદ્ધ દિવસ ને રાત્રિ, સ્વરૂપ તમારૂં ધ્યાય, જય૦
કવિકોવિદ રવિમંડલ પહોંચી, પદમાં સર્વ સુઝાય, જય૦
ચંચલ મન પણ નિજ ગતિ ભૂલી, સ્તબ્ધ પદે થઈ જાય, જય૦
અનંત આ આકાશ સ્વરૂપે, અણુસમ પણ ન ગણાય, જય૦
મતિહીન જીવ શું સ્તવશે જેનુ—જીવિત મોહપ્રાય, જય૦
સમસર્વત્ર રહ્યા પ્રભુ વ્યાપી, અંતર ને વળી બાહ્ય, જય૦
સત્‌ચિદ્‌આદિ વિશેષણ યોજી, મૌન અનુભવી થાય, જય૦
કલ્પે મતિઅનુસાર જગે જન, નિઃસંશય ન થવાય, જય૦
નિરાકાર કો લહેતા કોઇ—આકારે મોહાય, જય૦
વિશ્વનો પાર કદી નથી લહેતા, કરતાં કોટિ ઉપાય, જય૦
નિર્મલ સાધક હૃદયે બાસો, કરુણા આણી સદાય, જય૦
વિષય કરણના નાહિ ગણાયા, અનુભવ તોએ મનાય, જય૦
દશ્ય ઉપાધિ આપ સ્વરૂપમાં, મૃગજલતુલ્ય જણાય, જય૦
વિવર્તરૂપ આ આપનડું એ, સહજ નહિ સમજાય, જય૦
આપસ્વરૂપમાં દ્રુપદ ગાળ્યું, તે ભવમાં ન તણાય, જય૦
આપઉપેક્ષા કરી મતિહીન જન, અધોગતિએ જાય, જય૦
શુદ્ધ વિવેક પ્રભુ દો જીવને, જેથી પદમાં વિલાય, જય૦




रूप (पुस्तक) ५- चैत्र कृष्ण १४ सं० १९४९ दर्शन (अंक) ६.

॥ ॐ श्री ॥

## ॥ स्वरूपान्वेषणमां प्रमाद धरनार मनने सदुपदेश ॥

પદ, રાગ મ્હલાર—એક દેશી.

હો ગુરુ શરદ્ઋતુ આઈ, એ લય.

હો મન સ્વરૂપ લીજે શોધી,
વૃત્તિને રોધી, હો ગુણવાન, વૃત્તિને રોધી,
ન દરશે સાર, મળે કદી સંતત એ બોધી.
પ્રમાદી મ થાવું, હો ગુણવાન, પ્રમાદી ન થાવું,
છતાં શુભ નેન, રીઃ ભવમાં અટવાવું. ટેક.

શ્રીસદ્ગુરુ પણ નિકટ છે, ઇંદ્રિય સર્વ સચેત,
યૌવનમલ હજિ ના ઢળ્યું, કેશ થયા નથી શ્વેત,
બુદ્ધિ આદિ કરણમાં, પણ નથી ઉપજ્યો ભ્રંશ,
તાવત્ હિત પ્રિય સાધી લે, અહોંશ ન આળસઅંશ.

પડે ન પસ્તાવું, હો ગુણવાન, પડે ન૦ છતાં શુભ૦ ૧

હો મન વિવેકથી જોજે,
હૃદયમલ ધોજે, હો ગુણવાન, હૃદયમલ ધોજે,
પ્રતીતિ માત્ર, મૃગજલમાં ના મ્હોજે.
તૃષા ના ટળશે, હો ગુણવાન, તૃષા ના ટળશે,
અર્કને વૃક્ષ, કેમ આમ્રફળો ફળશે.

સુખ લહી જેમાં તું રમે, અંતે તે દે દુઃખ,
તોપણ તેતણી કાં તને, દિન દિન વધતી ભુખ,

અંતઃકરણના રાગદ્વેષાદિ ક્લેશો નિર્મૂલ થયા છે અર્થાત્ જે મહાત્મા પુરુષ શ્રીસદ્‌ગુરુનાં લક્ષણથી યુક્ત છે તેમની પાસેથી જ એ શ્રવણ કરવું યોગ્ય છે. કોઈ વિવેકી માણસ પોતે પ્રત્યક્ષ જાણેલા પદાર્થનું જેવું જ્ઞાન આપી શકે તેવું જ્ઞાન તે પદાર્થને અનુમાન કરનાર વા શબ્દપ્રમાણથી જાણનાર ન જ આપી શકે એમાં શું કહેવું હતું? તેથી શ્રીસદ્‌ગુરુથી જ શ્રવણ કરવું યોગ્ય છે. પછી ઉજ્જવલ સંસ્કારના અભાવે અનુભવી મહાત્મા જેને ન મળે અને તેથી તેટલા વખતમાં નિરુપાયે તે શબ્દ માત્રથી પરમાત્મસ્વરૂપને જાણનાર પાસેથી શ્રવણ કરે તો તે જૂદી વાત છે. તથાપિ એ શ્રવણ યથાર્થ શ્રવણ નહિ ગણાય એજ માત્ર અત્ર તાત્પર્ય છે.

આ રીતે એ સિદ્ધ થયું કે શ્રીસદ્‌ગુરુના શબ્દદ્વારા, શ્રીસદ્‌ગુરુથી અભિન્ન જે પરમાત્મા તેના સગુણનિર્ગુણ સ્વરૂપનું સાંભળવું તે ભક્તિના અંગરૂપ શ્રવણ છે. શ્રીસદ્‌ગુરુનું સાંનિધ્ય જ્યારે નહિ હોય ત્યારે તેમની પાસેથી શ્રીમુખે શ્રવણ કરેલા અર્થને જે ગ્રંથાદિમાં લખી લીધો હોય તો તે ગ્રંથને પોતે સમજીને વાંચવો તે પણ શ્રવણ જ છે. કારણ કે એ બોધ પોતાના અધિકારપ્રમાણે શ્રીસદ્‌ગુરુમુખે થયેલો છે, પોતાને સરલતાથી સમજાય એવી રીતે શબ્દમાં લખ્યો છે, એ વાંચવાથી થતું જ્ઞાન શબ્દદ્વારા થાય છે તથા એના વિષયરૂપે પરમાત્માનું સગુણનિર્ગુણ સ્વરૂપ છે. આટલાં લક્ષણવાળું હોવાથી એને શ્રવણમાં લીધું હોય તો લેઇ શકાય છે. તથાપિ આગળ કહેવામાં આવશે તેમ એનો સ્મરણમાં અંતર્ભાવ થઈ શકે એમ છે તેથી શ્રવણમાં લેવા આવશ્યકતા નથી. મહાત્મા ગુરુઓએ કહેલાં પુરાણ, ઇતિહાસ વિગેરે ગ્રંથોમાંથી પોતાના અધિકારપ્રમાણે થયેલી ...દ્‌ગુરુની આજ્ઞાનુસાર એક વા અનેક ગ્રંથોનું શ્રીસદ્‌ગુરુસમીપમાં સમજી વાંચવું તે મા શ્રવણમાં આવે છે. આને તો શ્રવણમાં જ લેવું જોઇએ છે કેમકે ઉપર કહેલાં શ્રવણનાં લક્ષણવાળું હોઇને એ અનધિગત વિષયને જણાવતાર છે.

આ શ્રવણભક્તિના સાધકે એ શ્રવણભક્તિથી પરમાત્માના સગુણનિર્ગુણ સ્વરૂપનું, તેમના મહિમાનું વિગેરે વિષયોનું જ્ઞાન સંપાદન કરવાનું છે અને પરિણામે એ જ્ઞાનથી શ્રીસદ્‌ગુરુ પરમાત્મામાં પોતાનો અચલ પ્રેમ સ્થાપવાનોછે. તેથી એ સાધકને એ ફલના વિઘાતકરૂપ કોઈ ક્રિયા કરવી ઘટતી નથી અર્થાત્ પરમાત્માની નિન્દા વિગેરેનું શ્રવણ કરવું ઘટતું નથી. કારણ કે તે શ્રવણથી તેનું લક્ષ્ય ફલ જે અચલ પ્રેમ તે બંધાતો નથી. અહિં એ શંકા થશે કે જો એ સાધકે પરમેશ્વરની નિંદાનું લેશ પણ શ્રવણ નહિ કરવું એમ હોય તો પછી એણે નાસ્તિકના ગ્રંથો, પરમેશ્વરના સ્વરૂપમાં દોષારોપ કરનાર ગ્રંથો વિગેરે નહિ જ વાંચવા જોઈએ તેમ જ એવી વાત પણ કાને ધરવી ન જોઇએ તો શું આ કહેવાનું એવું તાત્પર્ય છે કે જે કોઇ એવા ગ્રંથો વાંચેછે વા એવી વાત સાંભળે છે તે પરમેશ્વરની ભક્તિથી રહિત છે?

આ શંકાનો ઉત્તર આ પ્રમાણે—જ્યારથી શ્રવણભક્તિનું અનુષ્ઠાન કરનાર માણસ હોયછે ત્યારથી જ તે સાધક છે એ સિદ્ધ છે. કેમકે જો તે સિદ્ધ હોય તો પછી તેને તો

સર્વ પ્રાપ્ત છે. તે કૃતકૃત્ય છે તેથી તેને કોઇ સાધનની ખાસ અપેક્ષા રહી નથી. એવા સિદ્ધ પુરુષો પ્રસંગે વાંચે કરે તે વિલાસ માત્ર છે. તેમનું વાંચવું સાંભળવું કોઇપણ પ્રાપ્તવ્ય અર્થને માટે નથી. તેથી તેમને તો શ્રવણ ભક્તિરૂપ સાધનની કશી જરૂર નથી. માટે એ કરનાર માણસ સાધક અવસ્થામાં જ હોવો જોઇએ. એ સાધક છે એટલા માત્રથી એ પણ સિદ્ધ થાય છે કે એના સંશયમાત્ર નિવૃત્ત થયા નથી. કેમકે સંશયમાત્રની નિવૃત્તિ પ્રેમલક્ષણાથી થતા તત્ત્વજ્ઞાન પછી થાય છે. શ્રુતિ કહે છે કે

भिद्यते हृदयग्रन्थिश्छिद्यन्ते सर्वसंशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन् दृष्टे परावरे ॥

જ્યારે પુરુષને પરમાત્મ તત્ત્વનું જ્ઞાન થાય છે ત્યારે જ તેની હૃદયગ્રંથિનું ભેદન થાય છે, ત્યારે જ એના સંશયમાત્રનો ઉચ્છેદ થાય છે તથા ત્યારે જ એના કર્મસંસ્કારોનો ક્ષય થાય છે. આથી એ સ્પષ્ટ દેખાય છે કે સિદ્ધાવસ્થા થયેથી જ સંશયમાત્રની નિવૃત્તિ થાય છે અર્થાત્ ત્યારપૂર્વે સંશયનું હૃદયમાં રહેવું સ્વાભાવિક છે, અર્થાત્ સાધક અવસ્થામાં હૃદયમાં સંશય અવશ્ય સ્થૂલસૂક્ષ્મરૂપે પોત પોતાની ભૂમિકાપ્રમાણે રહે છે. તેમાં પણ દૃઢ પરોક્ષ જ્ઞાન થતા પૂર્વે સંશયો સ્થૂલ સ્વરૂપે હોય છે અને પછી દૃઢ પરોક્ષ જ્ઞાન થાય છે ત્યારે સ્થૂલ સંશયોની નિવૃત્તિ થઈ કોઈ કોઇ સંશય સૂક્ષ્મરૂપે રહે છે. એની નિવૃત્તિ દૃઢ અપરોક્ષ જ્ઞાનથી થાય છે અને એ સર્વનો આત્યંતિક નાશ તો એના આશ્રયભૂત ચિત્તના નાશ વખતે અર્થાત્ નિરવધિનિર્વિશેષ ચેતન સ્વરૂપ પોતે થઈ રહે છે ત્યારે અથવા તો વિદેહકૈવલ્ય સમયે થાય છે એ ક્રમ છે. તેથી સાધકોમાં પણ બે ભેદ પડે છે—(૧) દૃઢ પરોક્ષ જ્ઞાનવાળા અને (૨) પરોક્ષ જ્ઞાન છતાં તેની યથાવત્ દૃઢતાના અભાવવાળા. આ બેમાં પ્રથમ પ્રકારના સાધકને તો સ્થૂલ સંશયોની નિવૃત્તિ હોવાથી અચલ શ્રદ્ધાસંપત્તિ પ્રાપ્ત થયેલી હોય છે અર્થાત્ તેના સાધનભૂત દૃઢ વૈરાગ્યની સિદ્ધિ હોય છે. તેથી એ સાધકને તો પરમાત્માપ્રતિ વૃત્તિયો નિરન્તર લાગેલી રહે છે અર્થાત્ એની વૃત્તિ એક ક્ષણ પણ અનભિમુખ રહેતી નથી. તેથી એના સાધકવર્ય તો અહર્નિશ પરમાત્માના સ્વરૂપનું જ શ્રવણચિન્તનાદિ કરે છે. પણ જે બીજા પ્રકારના સાધક છે અર્થાત્ જેમનું પરોક્ષ જ્ઞાન યથાવત્ દૃઢ નથી, જેમની યથાવત્ શ્રદ્ધાની પ્રાપ્તિ થઈ નથી તેમને બે કાર્ય કરવાનાં હોય છે. (૧) શ્રીસદ્‌ગુરુ પરમાત્માના સગુણનિર્ગુણ સ્વરૂપનું જ્ઞાન મેળવવું અને (૨) એ જ્ઞાન પ્રમારૂપ છે એ નિશ્ચય કરવો. પ્રથમ કાર્યમાટે શ્રીસદ્‌ગુરુમુખે એ સ્વરૂપનું શ્રવણ કરવું માત્ર જરૂરનું છે, પણ બીજા કાર્યમાટે તેના વિરોધી તર્કો જે પોતામાં સ્ફુરતા હોય તેનું તથા પોતે જેના સંસર્ગમાં આવે એવો તથા જેની તરફથી વિરોધી તર્કો પોતાના શ્રવણમાં આવે એવો દૃષ્ટ સંભવ હોય તે તર્કોનું સામાન્યરૂપે નિરાકરણ કરવું આવશ્યક છે. સૌથી ઉત્તમ રસ્તો તો એ જ છે કે એવા માણસોના સંસર્ગમાં સાધકે ન જ આવવું. પણ વ્યવહારોપાધિ જ્યાં સુધી છૂટી નથી—વૃત્તિયો વ્યવહારથી ઉપરામ પામી નથી ત્યાં સુધી એ સંસર્ગ થવા ઘણો સંભવ રહે છે. અને સંસર્ગ થયો એટલે તેના તર્કો પોતાના

શ્રવણમાં આવવાના. એ તર્કો જો અકસ્માત્ જાણવામાં આવે છે તો અને પોતામાં એની અસત્યતા નિર્ણય કરવાનું સામર્થ્ય નથી હોતું તો પ્રસંગે એ વ્યામોહ ઉત્પન્ન કરી અશ્રદ્ધાનું બીજ સ્થાપે છે, સ્થાપ્યા પછી તેને પોષે છે અને જો તે માણસ ચેતતો નથી તો અન્તે તેને ભ્રષ્ટ પણ કરે છે. આમ હોવાથી એવા તર્કોનું પ્રથમથી નિરાકરણ કરાયું હોય છે તો તે વિશેષ લાભકારક થઇ પડે છે. એ નિરાકરણ થવા માટે જેનું નિરાકરણ કરવાનું હોય છે એવા જે તે તર્કો તેનું જ્ઞાન પ્રથમ હોવું જોઇએ છે. એ જ્ઞાનમાટે નાસ્તિકના વિરોધી ગ્રંથો પણ શ્રીસદ્‌ગુરુની સમીપ રહી વંચાયા હોય છે તો હાનિકર નહિ નીવડતાં અન્તે લાભજનક થવા સંભવે છે. તથાપિ એ ખાસ યાદ રાખવું જોઇએ કે એ ગ્રંથો સોમલ જેવા છે. જેમ કુશલ વૈદ્યથી સોમલનું યોગ્ય પ્રકારે સેવન થાય છે તો જ તે કંઇ પણ લાભ કરે છે અને નહિ તો તે જીવનના વિઘાતરૂપ હાનિને ઉપજાવનાર નીવડે છે તે જ પ્રમાણે આ ગ્રંથો પણ છે. તેથી એ વાંચવામાં પ્રવૃત્તિ કરતા પૂર્વે અનેક પ્રકારના વિચાર કરવા જરૂરના છે. તેમાં પણ જેમને યથાર્થ શ્રીસદ્‌ગુરુ પ્રાપ્ત નથી તેમણે તો એ સાહસ ન જ કરવું સારૂં ગણાય છે.

આથી એ સિદ્ધ થયું કે બને તો શ્રવણભક્તિના સાધકે અષ્ટ પ્રહર પરમાત્માના સગુણનિર્ગુણ સ્વરૂપનું શ્રીસદ્‌ગુરુમુખે શ્રવણ કર્યા કરવું. અને તેથી વિરોધી કોઇ પ્રકારના શબ્દ સાંભળવા નહિ. જેમનાથી તેમ બની શકે એમ ન હોય તેમણે હેયરૂપે નાસ્તિકના શબ્દો (ગ્રંથો) શ્રીસદ્‌ગુરુસમીપ રહી વાંચવા, તથા તેમના દોષો જાણી પોતે કરેલું શ્રવણ યથાર્થવિષયક છે એ દૃઢ નિશ્ચય કરવો.

હવે શ્રીસદ્‌ગુરુસમીપ રહી શ્રવણ કેવી રીતે કરવું તે વિચારીએ. શ્રવણમાં પ્રધાનપણે શાસ્ત્રકારોએ ષડ્‌લિંગનું[1] પ્રતિપાદન કર્યું છે તેથી તે વિષે અત્ર ન વિવેચન કરતાં માત્ર એ જ કહેવું જરૂરનું છે કે શ્રવણ કરનાર સાધકે શ્રવણ સમયે તાત્પર્યઉપર પ્રધાન લક્ષ રાખવું જોઇએ છે. જે લોકો તાત્પર્યઉપર લક્ષ નથી રાખતા તેઓ પોતાનો કાળ અને આયાસ વૃથા ગુમાવે છે. એટલું જ નહિ પણ શ્રવણ કરાવનારનો વખત પણ મિથ્યા ગુમાવે છે. તાત્પર્યને અનુકૂલ યુક્તિ પ્રસંગે ન યાદ રહે તો તેથી જે હાનિ થાયછે તેના કરતાં તાત્પર્યને ન યાદ રાખવાથી સહસ્રગુણ હાનિ થાય છે. અગરજો આ નિયમ સાદો અને સરલ છે તેથી અત્ર કહેવો ઘણાને નિરર્થક લાગે એમ છે, પણ જે લોકોએ પંડિતોની સભામાં સાંભળ્યું હોયછે તથા અંતઃકરણથી થતી શંકા પ્રતિશંકાનાં સ્વરૂપો કેવે પ્રકારે જાણ્યાં છે તેમને એ જરૂરનો જણાશે. ઘણીવાર ચર્ચામાં એવું થાયછે કે એક વિષયનું પ્રતિપાદન થતાં તેમાં બીજો વિષય આવેછે, તેનું પુનઃ તે સ્થળે પ્રતિપાદન થતાં તેમાં તૃતીય આવેછે. એમ ક્રમે ક્રમે ઘણા અવાન્તર વિષયો મધ્યે આવી જાય છે. એ સર્વ અવાન્તર વિષયોનું પ્રધાન ફલ માત્ર મુખ્ય વિષયસાથે એકવાક્યતા થવી એ જ છે. અને એ સર્વ વિષયો મળી થયેલું જે એકવાક્ય તે જ પ્રતિજ્ઞા કહેવાયછે. આવા પ્રસંગે જે શ્રવણ કરનાર તે તે વિષયમાં નિમગ્ન થઇ જઇ મુખ્ય વિષયનું ભાન ભૂલી જાયછે તેને તે

1 એ ષડ્‌લિંગના સ્વરૂપમાટે જુઓ શ્રીસિદ્ધાન્તસિન્ધુ પ્રથમ રત્ન પૃષ્ઠ ૨૪૫.

અવાન્તર વિષયની સમાપ્તિ થયે યથાર્થ જ્ઞાન થવાને બદલે ઘણીવાર માત્ર મોહજેવું જ થાયછે. તેથી આ નિયમ આગ્રહથી પાલન કરવા યોગ્ય છે.

બીજા પણ આ વિષયમાં અનેક સર્વસાધારણ નિયમો હોયછે. જેમાંના ઘણાખરાનું સ્મૃતિ, પુરાણ વગેરેમાં પ્રતિપાદન કરેલું જોવામાં આવેછે. તેના વિસ્તારની અત્ર જરૂર નથી કારણ કે તે તો શ્રીસદ્ગુરુસમીપ વસનારને અનાયાસ સિદ્ધ થઇ શકેછે. તથાપિ એક નિયમપ્રતિ ખાસ લક્ષ ખેંચવો યોગ્ય જણાય છે તે એ કે શ્રીસદ્ગુરુમુખેથી કહેવાતા વિષયનું શ્રવણ સ્વરૂપ બાંધતાં કરવું વિશેષ લાભકારક છે, એટલે જે જે શબ્દો શ્રીમુખથી નીકળે તે તે શબ્દોને માત્ર યાદ રાખવા એટલું જ નહિ પણ તે શબ્દપ્રતિપાદ્ય જે અર્થ હોય તે અર્થને વૃત્તિમાં ઘઠાવતા જવો જોઈએ છે. અન્ય વિષયોમાં માત્ર શબ્દજ્ઞાન પણ ચાલેછે. પણ આ વિષયમાં તેથી અધિક લાભ આ નિયમથી થઇ શકે એમછે. આ શ્રવણભક્તિના સાધકને અન્તે પ્રેમલક્ષણાની સિદ્ધિ કરી ઇષ્ટતત્ત્વનો સર્વત્ર અનુભવ કરવાનો છે. એને અનુકૂલ શબ્દો માત્ર નથી પણ તદનુસાર બંધાયેલી અંતઃકરણની ભાવના છે. તેથી એ ભાવનાનો શ્રવણસમયથી જ જો ઉદય થાય છે તો શ્રવણ કરેલો વિષય અત્યન્ત દૃઢ થાયછે. એટલું જ નહિ પણ શ્રવણનું જે ફલ તે સત્વર અનુભવવા સમય આવેછે. તેમ જ એકવાર અભ્યાસ થયા પછી એ નિયમ પાળવો કઠિન પડતો નથી. તેથી એ પણ યોગ્ય ગણી બનતા પ્રયત્નથી પાળવા જેવો દેખાયછે.

આ પ્રમાણે શાસ્ત્રોક્ત નિયમોનું પાલન કરતાં શ્રીસદ્ગુરુમુખથી પરમાત્માના સગુણ નિર્ગુણ સ્વરૂપનું જે કથન થાય તે સાંભળવું તે શ્રવણ નામની ભક્તિ છે. એ શ્રવણથી સાક્ષાત્ તો પરમાત્માના સગુણ નિર્ગુણ સ્વરૂપનું, એમના મહિમા વિગેરેનું જ્ઞાન થાય છે. એ જ્ઞાનથી પ્રેમરૂપ ભક્તિનો ઉદય તથા વૃદ્ધિ થાયછે જેથી દાસ્ય, સખ્ય વિગેરેનો ઉદય થઇ ક્રમે કરી પ્રેમલક્ષણાની પ્રાપ્તિ થાયછે તથા તદ્દ્વારા તત્ત્વજ્ઞાન થઇ મોક્ષની પ્રાપ્તિ થાયછે આટલું જ નહિ પણ જો સાધક આ શ્રવણ માત્રનું નિરન્તર અનુષ્ઠાન કરેછે તો તેને એ શ્રવણ માત્રથી તત્ત્વજ્ઞાન થવા યોગ આવેછે. પણ આમ થવામાં એ શ્રવણ સાતત્યથી કરવું જરૂરનું છે. જ્યારે શ્રવણ અષ્ટપ્રહર ચાલેછે ત્યારે એના સાક્ષાત્ ફલરૂપ મહિમાજ્ઞાન જે પ્રેમલક્ષણાનું કારણ છે તે થાયછે અને વળી તેની સાથે સાતત્યને લીધે વિજાતીય વૃત્તિનું વ્યવધાન જતું રહેછે તેથી અભિમુખ વૃત્તિનો તૈલધારાવત્ અખંડ પ્રવાહ ચાલેછે અર્થાત્ જેનું યોગશાસ્ત્રમાં ધ્યાન તથા વેદાન્તમાં નિદિધ્યાસન કહી પ્રતિપાદન કર્યુંછે તેની સિદ્ધિથી થતી જે ચિત્તવૃત્તિની એકાગ્રતા તે થાયછે. એ એકાગ્રતા થવાથી તત્ત્વજ્ઞાનદ્વારા મોક્ષની પ્રાપ્તિ થાયછે. આ જ પ્રમાણે કીર્તન વિગેરે માટે પણ છે. તેથી આ શ્રવણભક્તિ જેમ કીર્તનાદિ ક્રમદ્વારા પ્રેમલક્ષણાની ઉત્પત્તિ કરી તત્ત્વજ્ઞાન તથા પરિણામે મોક્ષના સાધનરૂપ છે તે જ પ્રમાણે સાક્ષાત્ પ્રેમલક્ષણા તથા એકાગ્રતા સિદ્ધ કરી તત્ત્વજ્ઞાન કરાવવા સમર્થ છે. આ જ કારણથી શાસ્ત્રોમાં માત્ર શ્રવણના અનુષ્ઠાનથી અધિકારીઓ મોક્ષને પામ્યાનું વર્ણન જોવામાં આવેછે શ્રી પરીક્ષિતિને માત્ર શ્રવણથી મોક્ષનું વર્ણન કર્યું છે તે આ નિયમાનુ

સાર ઉપપન્ન કરેછે. આ સર્વ ફલ વિચારીને જ શ્રીસિદ્ધાન્તસિન્ધુમાં શ્રવણના સ્વરૂપમાં ઉપર પ્રતિપાદન કર્યા પ્રમાણે 'વારંવાર' પદ મુકયુંછે.

આ પ્રમાણે શ્રવણનો સંક્ષિપ્ત વિચાર કર્યા પછી હવે ક્રમપ્રાપ્ત કીર્તનનો વિચાર કરીએ.

( અપૂર્ણ )

---

# ॥ षोडशोपचार पूजा ॥

( અનુસંધાન વર્તમાન ૩૫ના પૃષ્ટ ૧૧૫ થી. )

આ પ્રમાણે શ્રી પરમેશ્વર સમગ્ર વિશ્વના અભિમાની છે અને તેમના અદષ્ટવિશેષ-જન્ય દેવવર્ગ વિશ્વના અવયવ તથા ઉપાવયવોના અભિમાની છે. પૂર્વે જણાવ્યા પ્રમાણે તુલસી આદિ વૃક્ષોની ઉપજાતિયોના પણ અભિમાની દેવ હોયછે. નદી પર્વતો વિગેરે સર્વ મોટા દ્રવ્યસમૂહોના તથા દ્રવ્યની જાતિયોના જુદા જુદા અભિમાની દેવ હોયછે. તેઓ સર્વ પૂર્વોક્ત સ્થિતિમાં હોયછે તથા પોતપોતાના અધિકારના નિયમોને પ્રવર્તાવેછે. પ્રત્યેક શુભાશુભ કર્મ કરનાર જીવને આ નિયમાનુસાર શુભાશુભ ફલો પ્રાપ્ત થયા જ કરેછે. એ દેવોની સિદ્ધ વિધિઅનુસાર ઉપાસના કરવાથી યોગ્યકાલે અધિકારપ્રમાણે તે તે દેવો પ્ર-ત્યક્ષ પણ થાયછે. તેમની કોઇ પણ પ્રવૃત્તિ નિષ્પ્રયોજન હોતી નથી. પણ સંકેત અથવા પ્રયોજન પ્રમાણે જ હોયછે. જે તેમની ઉપાસનાનો વિધિ જાણતા નથી અથવા વિધિ સિદ્ધ કરવામાં અશક્ત છે, અથવા તેમને ઉપાસનાદ્વારા પ્રત્યક્ષ કરવા જે યત્ન કરતા નથી અથવા તેમના અસ્તિત્વને પણ જે માનવાનું કારણ જોતા નથી તેમને પ્રત્યક્ષ થવાનું તે-મને પણ કારણ નથી.

પરંતુ જેમને ઇંગ્રેજ સરકારના રાજ્યમાં રહેવું છે તથા સુખ અને આબરૂમાં દહાડા કાઢવા છે, જેમને ઇંગ્રેજી રાજ્યમાં ઉત્તરોત્તર ઉંચા દરજ્જાને પ્રાપ્ત કરવા ઇચ્છા છે તેમને તે રાજ્યના નિયમો તથા અધિકારીઓની અસ્પૃહા કર્યે પાલવે એમ નથી. તેમણે તો રાજ્યના નિયમો વિશેષ અંશે જાણવા જ જોઇએ. કયા કયા અધિકારી શું શું કામ કરેછે, તેમને શી શી સત્તા છે, તેઓ કેવી રીતે પ્રસન્ન થઇ શકે એમ છે, તથા અમુક કામ કયા નિય-મોથી તેઓ કરી શકે એમ છે એ સર્વ વાતો તેમણે સારી રીતે જાણવી જ જોઇએ. તેમ-ના રાજ્યમાં લક્ષાધિપતિ થવું છે ખરૂં, મોટા અધિકારી થવું છે ખરૂં, કાઉન્સિલના મેમ્બર થવુંછે ખરૂં, તથાપિ ' અમે તો ઇંગ્રેજના બાપની દરકાર રાખતા નથી ' એમ કહેવું એ કેવલ મૌર્ખ્ય છે. સરીઆમ રસ્તાપર ન્યાતો જમાડવાને, મોટી સડકોપર વાજાં વગાડવા-ને, વરઘોડામાં આતશબાજી ફોડવાને, પોતાના ઘરમાં ઘાસ ભરવાને, ઘરને નવો જાજરૂ કરવાને, તથા ઘર નવું કરવાને જે અધિકારીની પરવાનગી મેળવવી જોઇએ તે મેળવ્યા વિના નહિ જ ચાલે. અને તેમના બાપની દરકાર રાખ્યા વિના યથેચ્છ પ્રવૃત્તિ કરે તો તે-મના-દાદાઓ આ દરકાર વિનાના બાઇસાહેબોને યોગ્ય શાસન પણ કરવાના જ, હથિયાર

સાથે રાખવાને માટે જે અધિકારીનો પરવાનો જોઇએ તેમની દરકાર ન રાખતાં વગર પરવાને હથિઆર રાખનારને યોગ્ય શાસન થવાનું જ. હદકરતાં વધારે વજનનું અફીણ વ-ગર રજાએ લઇને પ્રવાસ કરતારને યોગ્ય શાસન થવાનું જ. મામલતદારની કચેરીના સર-કારી કાગળ અથવા તેની નકલ મામલતદારની અથવા યોગ્ય અધિકારીની પરવાનગી વિના લઇ જનારને યોગ્ય શાસન થવાનું જ. સાર્વજનિક બાગોમાંથી યોગ્ય અધિકારીની પરવાન-ગી વિના પુષ્પને તોડનારને યોગ્ય શાસન થવાનું જ. આ વિગેરે બીજાં અનેક કાર્યો જે જે અધિકારીની સત્તાનાં હોય તે તે અધિકારીની સંમતિ વિના તે કાર્યો કરવામાં આવે તો તેનું ફલ તે કર્તાને ભોગવવું જ પડે.

તેવી રીતે આ મહા ભવપ્રવાસમાં જેને ઉત્તરોત્તર સુખ પ્રાપ્ત કરવાની ઇચ્છા છે, તેને તો આ વિશ્વના ધણી શ્રીપરમેશ્વર તથા દેવવર્ગની દરકાર ન રાખ્યે પાલવે એમ નથી. સ્થાપિત નિયમોનું પાલન ન કરવું એનું જ નામ દરકાર ન રાખવી એમ છે તથા સ્થા-પિત નિયમોનું પાલન કરવું એટલે જ દરકાર રાખવી એમ કહેવાય છે. દરકાર ન રાખ-નાર એટલે સ્થાપિત નિયમોનું ઉલ્લંઘન કરનારને માટે દુઃખરૂપ ફલ તૈયાર છે. દુઃખ પ્રાપ્ત કરવાની કોઈની સાક્ષાત્ ઇચ્છા નથી. સર્વ સુખને ઇચ્છે છે. તથાપિ કેટલાએક એવા ડાહ્યાઓ છે કે જેમને આ વિશ્વમાં જીવવું છે, સુખ પ્રાપ્ત રહેવું છે તથાપિ આ વિશ્વના પતિની દરકાર નથી અને વિશ્વ જે નિયમાનુસાર પ્રવર્તે છે તે જાણવાની તથા તેમનું પાલન કરવાની જરૂર છે એમ સમજતા નથી. નીતિના નિયમથી જેને મૌર્ખ્ય કહે છે તે આ જ છે. તેનાં પ્રતિકૂલ ફલો યોગ્ય કાલે સહન કરવાં પડે છે. સુખેચ્છક પુરુષે તો આ વિશ્વપતિને ઓળખવા જ જોઇએ તથા વિશ્વાભિમાની મુખ્ય ઈશ્વરો તથા દેવોને ઓ-ળખવા જ જોઈએ. તેમનાં માહાત્મ્ય, સત્તા તથા સ્વલ્પમાં તેમનાં સ્વરૂપ જાણવાં જ જોઇએ. શ્રીપરમેશ્વર તથા સમગ્ર દેવવર્ગની પોતાના ઉપર નિરંતર કૃપા રહે એવી ઇચ્છા રાખવી જોઇએ તથા તેઓ સર્વ પોતાના ઉપર પ્રસન્ન રહે એવી રીતે સર્વથા અનેક કષ્ટ સહન કરીને પણ વર્તવું જોઇએ. કેમકે તેમની પ્રસન્નતા હશે તો સર્વ કષ્ટ દૂર થવાનો પણ સંભવ છે. જે જે વસ્તુ જે જે દેવશક્તિના અભિમાનની હોય તે તે દેવશક્તિની સવિનય સ્તુતિ કરી પશ્ચાત્ તેને ગ્રહણ કરવી જોઈએ. જે વસ્તુ પોતાના અભિમાનની ન હોય, પણ જેના અન્ય કોઈ અભિમાની હોય તે વસ્તુ આપણે જોઈતી હોય તો તેના અ-ભિમાનીની અનુજ્ઞા લઇને તે વસ્તુનો ઉપયોગ કરવો જોઇએ. 'અહમ્ મમ' એ જ આ સંસારનું કારણ તથા સ્વરૂપ છે. જીવોને અભિમાનને લીધે જ સર્વ અનર્થ સહન કરવા પડે છે. તેથી વાસ્તવ સુખને ઇચ્છનાર પુરુષે તો સમજવું જોઇએ કે આ જગત્માં કા-રણરૂપ જેટલાં દ્રવ્યો છે તથા કાર્યરૂપ જે નાના મોટા પદાર્થો છે તે સર્વેના અભિમાની દેવો છે. તેઓ જ તેમના ખરા અભિમાની છે, અને આપણે નથી; તેથી આપણે જે જે પદાર્થોનો ઉપયોગ કરીએ છીએ તે તે પદાર્થો જે જે ઇષ્ટના અભિમાનના છે તેમનું તે-ટલું ઋણ ચઢે છે. દેવવર્ગતરફથી પ્રત્યેક જીવ તથા મનુષ્ય અનેક લાભોને અનુભવે છે. તેથી પ્રત્યેક જીવને દેવઋણ પ્રાપ્ત છે. અને તે ઋણમાંથી મુક્ત થવાનાં ઉપાયો કરવાની

જરૂર છે. પ્રવાસી નિર્મલ શીતલ જલને કૂવામાંથી કાઢીને પીએ છે. પ્રસંગે બે પ્રવાસીઓ પરસ્પરસાથે લઢે છે. પરંતુ તેઓ જાણતા નથી કે એક તો એ કૂવાને બંધાવનાર ગૃહસ્થનું તેમને બંનેને માનુષઋણ ચઢયું છે. અને બીજું તે કૂવામાં નિર્મલ જલના પ્રેરનાર જલના અભિમાની દેવનું દેવઋણ પણ ચઢયું છે. જલનો ઉપયોગ મનુષ્યો નિરંતર કરે છે તેથી જલના અધિપતિ દેવતાનું તેમને નિરંતર ઋણ ચઢે છે. નદીમાં સ્નાન કરે તો નદીના અભિમાની દેવતાનું પણ ઋણ ચઢે છે. શ્વાસ લેવાને વાયુની નિરંતર જરૂર પડે છે. તેથી વાયુના અભિમાની દેવતાનું પણ ઋણ ચઢતું જ રહે છે. એ જ પ્રમાણે અગ્નિ વિગેરે અનેક અધિકન્યૂન અધિકારવાળા દેવોનું ઋણ નિરંતર ચઢતું જ હોય છે. ટુંકામ એ જ કે જીવો તથા મનુષ્યો દેવામાં ડુબેલા જ છે. દેવઋણ, માનુષઋણ, અને પિતૃઋણ એ ત્રણ ઋણ તેમના જાણપણામાં કે અજાણપણામાં ઇચ્છા હોય કે ન હોય, તોપણ બંધાયા જ જાય છે. જ્યાં સુધી **अहंमम** છે, જ્યાં સુધી 'હું કરૂંછું' એ પ્રકારના કર્તૃત્વ અભિમાનપૂર્વક ક્રિયાઓ કરાય છે ત્યાં સુધી આ ઋણ છે જીવને ઋણોનું અસ્તિત્વ એજ બંધ છે અને અનેક ક્લેશના હેતુરૂપ બદ્ધાવસ્થાનો હેતુ છે. અને એ ઋણોની નિવૃત્તિ એ જ મોક્ષ છે અથવા સર્વસુખના હેતુરૂપ મુક્તાવસ્થાનો હેતુ છે. જે પુરુષો પોતાને સર્વે પ્રકારે સુખી–આપ્તકામ–કૃતકૃત્ય–અને સ્વતંત્ર સમજતા હોય તેમને તો કંઈ કર્તવ્ય છે જ નહિ. પરંતુ જે પોતે એમ જાણતા હોય 'કે હું પૂરેપૂરો સુખી નથી, મને દુઃખ છે, મારી સર્વ ઇચ્છાઓ પાર પડી નથી, મારૂં ધાર્યું કરી શકતો નથી અર્થાત્ પરતંત્ર છું,' તેને તો એ દુઃખમાંથી મુક્ત થવાપણું રહ્યું છે એ વગરકહે જ સમજી લેવાનું છે પછી તેને પોતાને પોતાના અજ્ઞાનને લીધે 'હું કેવી સ્થિતિમાં છું તથા મારે હવે શું કર્તવ્ય છે' એ સંબંધી વિચાર ન આવે તો તેથી તેને હાનિ છે. કોઈ વ્યાપારીને નામે પ્રતિદિવસ દેવું વધતું જતું હોય તથાપિ તે ઉપર પોતે ધ્યાન ન આપે તો, પરિણામે તેને જ હાનિ છે. અને જે વ્યાપારી સાવધ થઇને એક પક્ષથી નવું દેવું ન થાય, તથા જુતું દેવું પતતું જાય એવી રીતે વ્યાપાર કરે તે પરિણામે અનૃણી તથા સુખી થાય છે. તેથી જે પુરૂષ પોતાની દુઃખરૂપ સ્થિતિને જાણે છે, તથા સાવધાન થયો છે અને અનર્થપરંપરામાંથી મુક્ત થવા ઇચ્છે છે તેણે તો હવે પછી નવાં ઋણ ન બંધાય તેને માટે તથા યત્ન કરતાં છતાં બંધાતાં જાય તેમાંથી મુક્ત થવા માટે, તથા પૂર્વે અસાવધપણાના કાલમાં બંધાઇ ગયલાં હોય તેમાંથી મુક્ત થવા માટે યોગ્ય ઉપાયોની શોધ કરી તે સાધવા યત્નવાન્ થવું પડે છે.

નિત્ય નૈમિત્તિક અને પ્રાયશ્ચિત્ત શુભ કર્મોનાં વિધાન આ ત્રિવિધ ઋણથી મુક્ત થવા માટે જ છે. દેવતર્પણ પિતૃતર્પણ વિગેરે પણ નિત્ય કરવાનું એ જ પ્રયોજન છે. સર્વ શુભ કર્મો બ્રહ્માર્પણ કરવાનો પણ એ જ હેતુ છે. નવી ક્રિયાઓ યથાશક્તિ અભિમાનરહિતપણે તથા કામનારહિતપણે કરવી, પૂર્વે અભિમાનપૂર્વક થયલી ક્રિયાઓમાટે કાંઇક વિશેષ સત્કર્મનો આદર કરવો તથા હજુ પણ પ્રમાદાદિથી અભિમાનપૂર્વક થઈ જાતી ક્રિયાઓનાં

અર્થાત્ હવે પછી થતી સર્વ ક્રિયાઓનાં અભિમાન શ્રીસદ્‌ગુરુને અથવા શ્રી મહેશ્વરને અર્પણ કરવાં અર્થાત્ સર્વ નવાં કર્મો ઈશ્વરાર્પણબુદ્ધિથી કરવાં એ પ્રધાન ઉપાયછે. શ્રીસદ્‌ગુરુવડે નિર્દિષ્ટ વિધિએ પ્રાણાયામ, સંયમ, ઉપાસના, જપ તથા સ્વવર્ણાશ્રમધર્મનું પાલન એ સર્વ ઋણોથી મુક્ત કરનાર બલવાન્ ઉપાયો છે. આ વિષયમાં જુદા જુદા વ્યવહારના અધિપતિ દેવતાઓ એટલા બધા છે કે તે સર્વની જુદી જુદી ઉપાસના કરી તેમની પ્રસન્નતા પ્રાપ્ત કરવી કઠિન છે. પરંતુ તે સર્વ મુખ્ય ત્રણ ઈશ્વરો શ્રીરુદ્ર, શ્રીવિષ્ણુ, તથા શ્રીબ્રહ્માના જ અદૃષ્ટવિશેષજન્યછે તથા એ સર્વ પણ શ્રી મહેશ્વરથી સ્વરૂપે અભિન્ન જ છે, તેથી જે શુદ્ધ પુરુષો ઈશ્વરાભિમુખ થયલાછે અને શ્રીમહેશ્વરને જ વિધિવત્ ઉપાસેછે તેમના ઉપર શ્રી મહેશ્વરસહ સર્વ દેવો એક સરખા પ્રસન્ન જ છે. તથાપિ જ્યાંસુધી આશ્રમધર્મોનું પાલન કરવાપણું છે ત્યાંસુધી અહોરાત્રમાં જે જે નિત્યનૈમિત્તિક શુભ કર્મો કરવાના પ્રસંગ આવે તે તે સંબંધમાં જે જે દેવ શક્તિનાં આવાહન, ધ્યાન, પૂજન, સ્તુતિ, ઉપાસના વિગેરે કરવાનાં આવે તે સર્વ શુદ્ધસાત્વિકી શ્રદ્ધાપૂર્વક કરવાં તથા સર્વ દેવ, શક્તિઓ આપણા ઉપર પ્રસન્ન રહે એવો યત્ન કરવો આવશ્યક છે. તેથી આપણા જીવનના હેતુ અને પ્રકાશના દાતા શ્રીસૂર્યને અર્ઘ્યપ્રદાન તથા સ્તુતિનમસ્કારાદિથી, અનેક સુરસયુક્ત અન્ન પક્વ થવામાં હેતુરૂપ તથા દેવતાઓના મુખરૂપ શ્રી અગ્નિદેવને વિહિત પદાર્થોના હોમથી તથા સ્તુતિ નમસ્કારાદિથી, વાયુજલનાં અધિપતિયોને, ગ્રામદેવતાઓને, વાસ્તોષ્પતિને, ગૃહદેવતાને, કુલદેવતાને આપણને ધારણ કરનાર ધરિત્રીને, જલાશયોનો સંબંધ થાય ત્યાં તેમના અભિમાની દેવોને, વૃક્ષોનો સંબંધ થાય ત્યાં તેમના અભિમાની દેવોને તથા એ પ્રમાણે પોતાના વ્યવહારમાં જે જે દેવતાના અભિમાનના પદાર્થનો સંબંધ થાય તે તે દેવતાને જાણવા પ્રમાણે સવિનય સ્તુતિનમસ્કારાદિથી પ્રસન્ન રાખવા યત્ન કરવો. એ પ્રમાણે સર્વ દેવોને કરાયલા સ્તુતિનમસ્કારાદિ સત્કર્મનાં શુભ ફલો પણ તે તે દેવોદ્વારા કર્મફલપ્રદાતા શ્રીપરમેશ્વર જ આપેછે. એ સ્તુતિનમસ્કારાદિ પ્રયોગ જે કરવામાં આવેછે તે જડ જલ તથા જડવૃક્ષને ઉદ્દેશીને નથી પણ તેમના અભિમાની દેવ જે સર્વજ્ઞછે તેમને ઉદ્દેશીને છે. જડ જલ તથા જડવૃક્ષ સ્તુતિનમસ્કાર ગ્રહણ ન કરી શકે એ તો સત્ય જ છે, પરંતુ તેમના સર્વજ્ઞ અધિપતિ દેવતા શ્રવણ કરે, અભિમુખ થાય, અને અનુગ્રહ કરે એ પણ તેથી અધિક અંશે સત્ય છે. જેથી સર્વ આસ્તિક વિદ્વાનોએ શુદ્ધ શ્રદ્ધાપૂર્વક આ વિધિએ વર્તવા ઉદ્યત રહેવું.

ષોડશોપચાર પૂજન કરનાર ઉપાસકે પોતાના પૂજ્યમાં ઘણુંકરીને સર્વ દેવોનો આરોપ કરવાનો છે તેથી તથા ત્રિવિધ ઋણથી મુક્ત થવાને આ વિશ્વવ્યવસ્થાપક દૈવી મંડલનું સ્વરૂપ યથાશક્તિ જાણવાનું છે તેથી આ અવાંતર પ્રસંગનો સહજ વિસ્તાર અયોગ્ય ગણ્યો નથી. હવે પૂર્વ પ્રસંગ.

બિલ્વપત્રસંબંધી વિચાર—હેરંબ એટલે ગજાનન, હરિ તથા શક્તિ એમનું એક જ બિલ્વપત્રથી પૂજન કરવાથી વિશેષ લાભ થાય છે. પત્ર, પુષ્પ, ફલ, જલ, નૈવેદ્ય, ધૂપ

તથા દીપક એ સર્વ અર્પણ કરવાથી જે ફલ પ્રાપ્ત થવું સંભવે છે તેથી પણ કોટિગુણ ફલ આ બિલ્વપત્ર અર્પણ કરવાથી થવું સંભવે છે. પત્ર, પુષ્પ તથા ફલ અધોમુખ રાખી અર્પણ કરાય તો તે નિષિદ્ધ છે. પરંતુ બિલ્વપત્ર તો અધોમુખ એટલે જે સ્થિતિમાં ઉત્પન્ન થાય છે તે સ્થિતિમાં જ રાખી અર્પણ કરવાનો વિધિ છે.

સમિધ્, પુષ્પ અને કુશ એ બ્રાહ્મણે અથવા પૂજા કરનાર વ્યક્તિએ પોતાની જાતે વાડીમાંથી લાવવાં એ વિશેષ યોગ્ય છે. તે પણ ચોરીને લાવવાં જોઈએ નહિ. અર્થાત્ તેમના લૌકિક અભિમાનીની અનુજ્ઞાથી લાવવાં જોઇએ. કમલ પાંચ રાત્રસુધી વાસી થયલું ગણાતું નથી; બિલ્વપત્ર દશરાત્ર અને તુલસી એકાદશ રાત્ર સુધી વાસી થયેલાં ગણાતાં નથી. જાતી, શમી, કુશ, અશોક, રાતાં તથા લીલાં પીળાં કમલો, ચંપક, બકુલ તથા બિલ્વપત્ર આ સર્વ દેવોને અર્પણ કરી શકાય છે. તથાપિ શ્રીશંકરને બિલ્વપત્ર, શ્રીવિષ્ણુને તુલસી, શ્રીગણેશને દુર્વાંકુર, શ્રીમહાશક્તિને નાના વિધ પુષ્પો અને શ્રીસૂર્યને રક્ત કરવીર અતિ પ્રિય છે.

કીડાઓનાં ડંખેલાં, ઝાડથી ખરીને ભોંયપર પડેલાં, ભાગી ગયલાં, વાસી થઇ ગયલાં અને કાદવ વિગેરેથી બગડેલાં એવાં પુષ્પ પૂજનના કામમાં લેવાં નહિ. ફુલોની કળીઓ તથા બરાબર નહિ ખીલેલાં પુષ્પો, શૂદ્રે આણેલાં, તથા વેચાતાં લીધેલાં પુષ્પો પણ બનતાં સુધી ઉપયોગમાં લેવાં નહિ. હાલ તો પૂજનને માટે પુષ્પ હાર વિગેરે ઘણું કરીને માળીને સાંપી જ લાવવાનો પ્રચાર છે. આ વિધિનિષેધથી ગુંચવાવાનું નથી. તાત્પર્ય માત્ર એટલું જ છે કે વેચાતાં લાવેલાં પુષ્પોકરતાં પોતે જાતે શારીર શ્રમથી અને સાત્વિક માનસ સંકલ્પરૂપ વિધિથી વૃક્ષઉપરથી આણેલાં પુષ્પથી કરેલું પૂજન વિશેષ હિતકર છે, અને આપણી પાસે દ્રવ્યની અનુકૂલતા હોય તેમાંથી માળીને સાંપી વેચાતાં આણેલાં જે પુષ્પો હોય તેનું ફલ કંઇક ન્યૂન છે. તેમ જ સ્વપરિશ્રમે ગુંથેલા હારનું ફલ માળીને સાંપી તૈયાર આણેલા હારના ફલકરતાં વિશેષછે. યદ્યપિ વેચાતાં પુષ્પ લાવી પૂજન કરનાર ઉપાસક અન્ય દ્વારે એ બન્ને પ્રયોગકરતાં વિશેષ પુણ્યનો અથવા શ્રીઇષ્ટપ્રસાદરૂપ સત્ત્વનો સંચય કરવા ધારે તો કરી શકાય એમ છે. જેથી સત્ત્વસંચયનાં અનેક સાધનોને જાણનાર ઉપાસકે આવે પ્રસંગે વિધિનિષેધથી બહુ ગુંચવાવાનું કારણ નથી.

તેમ જ દેવના ઉપર એકવાર ધરાઇ ગયલું અથવા વામ હસ્તે ધારણ કરેલું, અથવા પોતાને કટિથી હેઠેને ભાગે પેહેરવાનું વસ્ત્ર જેવું કે પુરુષોને ધોતીઉં તેમાં મુકીને આણેલું તથા પાણીથી ધોયલું પુષ્પ બનતાં સુધી દેવને ચઢાવવું નહિ. એવું પુષ્પ નિર્માલ્ય થયલું ગણાય છે. અર્થાત્ ઇષ્ટને એકવાર ચઢાવેલું પુષ્પ તો ન જ ચઢાવવું. પુષ્પને સર્વદા જમણા હાથમાં લઇને અર્પણ કરવાનું રાખવું. તથા વાડી વિગેરેમાંથી પુષ્પ તોડવાં હોય ત્યારે અથવા અન્ય સર્વ પ્રસંગે પણ પુષ્પો પેહેરેલા ધોતીયાના છેડામાં ન લેતાં પોતાના દક્ષિણ હસ્તમાં અથવા પોતાના શરીરના ઉપરના ભાગમાં ધારણ કરેલા વસ્ત્રના પ્રદેશમાં એટલે પીછોડી વગેરેના છેડામાં અથવા છુટા રૂમાલમાં લેવાનો રીવાજ રાખવો. અન્યત્ર

થવા ખરી પડેલી હોય એવાં, બરાબર ખીલેલાં ન હોય એવાં, જેની ગંધ ખરાબ હોય એવાં, તથા જેનામાં બહુ સુગંધ ન હોય એવાં પુષ્પ પૂજનના કામમાં લેવાં નહિ. શ્રી વિષ્ણુને અક્ષત ચઢાવવાં નહિ, ગજાનનને તુલસી ચઢાવવાં નહિ. દુર્ગાને દૂર્વા ચઢાવવી નહિ અને ધત્તૂરાનાં પુષ્પ તથા બિલ્વપત્ર સૂર્યને અર્પણ કરવાં નહિ.

(અપૂર્ણ)

---

## ॥ श्रीत्रिभुवनविजयीखड्ग ॥

(અનુસંધાન પૃષ્ટ ૧૨૦ થી)

આ વ્યવહારધર્મ અનેક દ્વારથી તથા નાના પ્રકારથી સંતાપ આપનાર પ્રતીત થાયછે તેમ છતાં પણ બુદ્ધિમાન્ ધીર પુરુષો એને તજતા નથી પણ ધૈર્યબલને વધારેતા અવિકલ રહેતા તાપને સહન કરતા આ વ્યવહારધર્મને જ યોગ્ય સમયપર્યંત સેવે છે, માટે તમે પણ ચિત્તની શાંતિને સંભાળતા પોતાના વ્યવહારધર્મને યથાઘટિત કાલપર્યંત સેવજો.

ઘણા ધૈર્યરહિત પુરુષો વ્યવહારધર્મથી ત્રાસ પામી અતીતાવસ્થામાં સુખની આશા બાંધીને વ્યવહારધર્મને તજી દે છે. તેમ કરવા છતાં પણ તેમની સુખની આશા પૂર્ણ થતી નથી કારણ કે દુઃખ આપનાર ઇન્દ્રિય મન તથા વાસના તો જ્યાં જાય ત્યાં તેમની સાથે જ હોય છે અને તે પુરુષો એ વાસના મન તથા ઇન્દ્રિયને જિતેલા ન હોવાથી તથા જિતવાના યત્નમાં યોગ્ય પ્રકારે ન જોડાયલા હોવાથી જ્યાં જ્યાં જાય છે ત્યાં ત્યાં વાસના મન તથા ઇન્દ્રિયને વશ વર્તનાર હોવાથી વિષયના પાશમાં જ બંધાય છે. આમ છે માટે હે ભાઈ! આ વ્યવહારધર્મને સેવતાં સેવતાં જ નિરંતર દુઃખને આપનાર ઇન્દ્રિય મન તથા વાસનાને વશ વર્તાવવામાં સાવધાનપણું રાખવું. અને સામાન્ય પ્રકારે એમનો જય થયા પછી યોગ્ય સમય પ્રાપ્ત થયે જ પુરુષે વ્યવહારધર્મથી મુક્ત થવું એ ઉત્તમ નીતિ છે.

અનેક મનુષ્યોનો એવો પણ નિશ્ચય હોય છે કે આ જગતમાં આપણને જન્મથી મરણપર્યન્તમાં પ્રાપ્ત કરવા યોગ્ય વ્યાવહારિક તથા પારમાર્થિક સુખનાં અનેક સાધનો આપણાં પૂર્વ પુરુષોએ રચી મુકેલાં છે અને તેથી તે પૂર્વરચિત સાધનોવડે જ આપણે સુખ પ્રાપ્ત કરી રહેવું. ખાસ પ્રયત્ન કરીને એવાં સુખનાં સાધનોનું આપણે નવીન પ્રકારે રચવાની જરૂર નથી. તેમ જ એક પક્ષથી જોતાં નવીન કોઇથી કાંઈ રચાય એમ નથી. જેથી હોય તેવડે જ સુખ મેળવીને જગતથી સમય થયે પાછા વળવું. આ પ્રકારનો તે અનેક મનુષ્યનો નિશ્ચય પણ અત્યંત બલવાન્ ગણવા યોગ્ય નથી. કારણ કે કાલ સર્વને ભક્ષ કરતો જેમને તેમ સદા સ્થિત છે. પૂર્વે રચાયલાં અસંખ્ય સુખનાં સાધનરૂપ કાર્યોનો કાલવડે ઉત્તર ઉત્તર કાલમાં ક્ષયલય થયા જ કરે છે. જેથી ઘણા કાલ પૂર્વે રચાયલાં ઘણાં ખરાં સુખસાધક કાર્યો તો સમૂલ અળપાઈ ગયાં છે અને તે પછીનાં અળપાય છે અને આ કાલનાં તથા આગળ આગળ થનારાં આગળ અળપાતાં જ જશે. તેથી એ પ્રકારના નિશ્ચયવાળાં જ જો સઘળાં મનુષ્યો થાય તો પછી જગત્‌માં ઉત્તર

કે આ સંસારમાં અનેક કરવા યોગ્ય કાર્ય કરીને પછી આ સંસારના મોહથી મુક્ત થઇ સર્વને સહજમાં ન પ્રાપ્ત થાય એવા અનુપમ જીવન્મુક્તિસુખને અનુભવી કૃતકૃત્ય થજો. તમારો નિરંતર સર્વ કાર્યમાં જય હોજો.

હે મહાત્મન્ ! આ પ્રકારનાં આશીર્વાદાત્મક વચનો અંતમાં વદીને તે પિતા પોતાના નિશ્ચયપ્રમાણે ઉગ્ર ક્ષેત્રમાં પધારવા પ્રવૃત્ત થયા. મેં પણ તેમની ઇચ્છાનુકૂલ પ્રવૃત્તિ કરી. રાજ્યસેવકોએ તથા પ્રજાએ એક પક્ષથી શોક તથા અન્ય પક્ષથી હર્ષ પ્રતીત કરાવતાં નગરબ્હાર આવી પિતાને નમન કરી આશીર્વચન મેળવ્યાં. પવિત્ર બ્રાહ્મણાદિ પ્રજાએ શ્રેયસ્કર વેદવાણીવડે આશીર્વાદ આપ્યો. ઘણો પ્રેમ છતાં પ્રજાને ત્યજીને પ્રસન્ન ચિત્તથી પિતા તથા માતાએ પ્રયાણ કર્યું. જેમ જલરહિત સરોવરને તથા ફલરહિત વૃક્ષને પક્ષિયો, ધનહીન મનુષ્યને સ્વાર્થી મનુષ્યો, પ્રાણરહિત શરીરને સ્વજનો અને અતત્ત્વરૂપ વિષય-પ્રપંચને તત્ત્વવિદ્ મહાત્માઓ ત્યજી દે છે તેમ મારા સહિત સર્વ પ્રજાને તથા વિભવોને ત્યજીને તે માતાપિતા પોતાના બલવાન્ નિશ્ચયથી આનંદવડે વહેતાં થયાં. તેમનો નિર્વિઘ્ન ક્ષેત્રમાં પ્રવેશ થાય તથા ત્યાં તેમની સ્થિતિ થાય એ અર્થે યથાશક્તિ વ્યવસ્થા પ્રથમથી જ કરી હતી. એટલે હું પણ પ્રસન્ન ચિત્તથી પ્રજાસહિત પાછો વળ્યો. સ્વભાવથી જ મંદિરમાં પ્રવેશતાં ઉજડ સરખું લાગવા માંડયું. નગર, પ્રજા તથા મંદિરામાં સર્વ જેમનું તેમ છતાં પણ એ બે વિના નિસ્તેજ સરખું ભાસવા લાગ્યું. અંતે નિરુપાય થવાથી અનેક વિચારવડે ચિત્તને સમાધાનમાં સ્થાપીને મેં મારો વ્યવહાર યથાનિયમે કરવા માંડયો.

આ સંસારના નિ:સારપણાના નિશ્ચયની તથા તેવડે વૈરાગ્યની દૃઢ પ્રતિમા મારા હૃદયમાં તે દિવસથી સ્પષ્ટ થવા લાગી. મારે કરવા યોગ્ય રાજ્યવ્યવહારને હું રૂડે પ્રકારે કરતો, તેમ જ અન્ય સર્વ આવી પ્રાપ્ત થતાં વ્યવહારકાર્યને કરતો તથાપિ મારી વૃત્તિ તે વ્યવહારમાં પૂર્વની પેઠે જોડાતી અને ભાસતી ન હતી. ઘણાં વર્ષ વ્યવહાર કરતાં વ્યતીત થયાં. આશ્રમનાં ફલરૂપે પુત્રપુત્રીઓને અને તે પુત્રપુત્રીઓની પ્રજાને જોવાનો સમય આવ્યો. આ મન જે વિષયોને જ સેવીને કૃતકૃત્ય થવાના નિશ્ચયવાળું પ્રથમાવસ્થામાં પ્રતીત થયલું તે હવે વિષયોપ્રતિ પોતાની અરુચિને મધ્યે પ્રતીત કરાવીને એ સમયમાં કંઇક સમભાવ ધરતું સ્થિર થવા આવ્યું હતું. આ જગત્માં મનાતા શ્રેષ્ઠ વિભવોને ભોગવીને તેના સુખો તથા તે તે ભોગોની પ્રાપ્તિ અપ્રાપ્તિ તથા વિયોગવિનાશના સમયમાં થતાં દુઃખોનો અનુભવ કર્યો હતો, તેથી એ સમયમાં મન વિવિધ વિષયના આસક્તિપૂર્વક કરાતા ચિંતનથી રહિત રહેતું હતું. અનેક ઉત્તમ મધ્યમ કે નેષ્ટ ગણાતા વિષયોપ્રતિ મનને પ્રેરનાર મતિ પણ તે તે સઘળા વિષયોમાં સુખરૂપતાનું ભાન કરવું ભૂલી હતી. અને તેથી એવું અનુમાન થતું કે વિષયમાં અભિમાનીને જોડી રાખવા નિમિત્ત મતિ તથા મનને બલ આપનાર વિષયવાસના પણ પોતામાં રહેલ સંસ્કારબલથી ક્ષીણ થઇ ગયેલી શિ-થિલાવસ્થાને પ્રાપ્ત થઇ રહી હતી, અને તેથી તે સમયની પ્રસંગે પ્રતીત થતી દુર્બલ વાસના પ્રતિકૂલપણે કાંઇ પણ કરવા સમર્થ હોય એમ ભાસતું નહતું. દીઠેલા,

વિવિધ પ્રકારે ભોગવેલા ઉત્તમોત્તમ મનાયલા વિષયોમાં પણ વૃત્તિ સુખની આશા બાંધી પ્રવેશ કરવા વેગને પ્રાપ્ત થતી ન હતી. આ ઇન્દ્રિયો પણ વિષયસંસર્ગમાટે ચપલતાને ધારણ કરતી ન હતી. આ સઘળું છતાં પણ એ સમયપર્યંત સઘળા આવશ્યક વ્યવહારો યથાનિયમે નિર્વિઘ્નપણે સધાયા જતા હતા. એક સમયે એકાંતમાં બેશીને ઇષ્ટાનુસંધાન કરતાં આ પ્રકારના વિચારો અંતઃકરણમાં સ્ફુરતા પ્રતીત થયા.

અહો ! પરમ આશ્ચર્ય છે ! આ નામરૂપવડે જ શોભતો જગત્ શબ્દથી ઓળખાતો પ્રવાહ સદા અસ્થિર છતાં પણ અવિચારવડે આ જીવોને સ્થિરવત્ પ્રતીત થાયછે. આ પ્રવાહનું મૂલ અને અગ્ર સર્વ જીવોને સ્પષ્ટ જણાતું નથી, તો પણ એના યથાર્થ જ્ઞાતાપણાનું અભિમાન અસંખ્ય જીવો ધારણ કરે છે. પ્રવાહમાં વહેતા મનુષ્યોને પ્રવાહના અતિવિસ્તારવાળા પટને યોગે ઉભય તટનું જ ભાન થવું કઠિન છે તો પ્રવાહના મૂલનું કે અંતનું જ્ઞાન થવું અત્યંત કઠિન હોય એમાં શું આશ્ચર્ય છે? આ દેહધારી જીવો રાગદ્વેષાદિ અંતરમાં રહેલા નિમિત્તોવડે પરસ્પરમાં સુખદુઃખનાં કારણોનો નિશ્ચય કરેછે અને મોહવશ થતાં આ પ્રવાહમાં વહ્યા કરે છે. જેમ યંત્રનો તંતુ તુટવાથી યંત્રદ્વારા થતો વ્યાપાર અટકી પડે છે તેમ આ જીવોના જીવનરૂપ મુખ્ય આધાર અજપાપાઇં જવાથી આ શરીરદ્વારા થતો વ્યાપાર અટકે છે. અને જેમ આ ગૃહનો ભંગ થવાથી ગૃહી સુખની લાલસાવડે પુનઃ નવીન ગૃહનો આરંભ કરે છે તેમ જ આ વાસના કામ તથા કર્માદિથી બંધાયલા જીવરૂપ ગૃહી પણ અન્ય શરીરરૂપ ગૃહનો આરંભ કરે છે, અને સુખની આશાવડે પુનઃ પુનઃ અનંત દુખના ભોક્તા થઈ રહે છે. અનેક જન્મદ્વારા અનેક શરીરના અનુભવ કરતો આ જીવ અનેક સંબંધીઓને મમત્વ ભાવથી સેવતો તેમાં બંધાય છે; અને અજ્ઞાનવશ વર્તતો આ જીવ તે પ્રત્યેક જન્મમાં અનિવાર્ય આસક્તિદ્વારા એવા સંકલ્પો રચે છે કે કાલાંતરે પણ આ શરીર તથા સંબંધીઓનો મને વિયોગ થશે નહિ. પરંતુ શુદ્ધ સત્ત્વબલ વિનાના તે તેના મિથ્યા સંકલ્પો સિદ્ધ થતા નથી, અને પ્રકૃતિમાં તથા કાર્યમાં રહેલા નિયમથી તથા પ્રાપ્ત નિમિત્તાદિ કારણોથી આ જીવ તે તે શરીર તથા સંબંધીના સદાકાલમાટે વિયોગને પામ્યા જ કરે છે. આ નિયમથી મેં પણ અનેક જન્મોમાં અનેક શરીરથી અનેક સંબંધ બાંધેલા પણ તેનું આજે સ્મરણ નથી. એમ છતાં પણ જેમ આ જન્મમાં પ્રાપ્ત થયેલ આ સ્ત્રી પુત્ર સ્વજનાદિથી છુટા થવાની અંતરમાં દૃઢ ઇચ્છા અનુકૂલ ભાવથી સ્ફુરતી નથી તેમ તે અન્ય વ્યતીત જન્મોમાં પણ એવી ઇચ્છા આસક્તિ બલના યોગે સ્ફુરી હશે નહિ એમ અનુમાન કરાય છે.. તેમ છતાં પણ તે જન્મોનાં શરીર જેમ સમય થયે આયુષ્યની સમાપ્તિથી છુટી ગયાં અને તે સંબંધી આદિનો વિયોગ થયો તેમ આ શરીર પણ આયુષ્યના અવધિએ આ સંબંધીપ્રતિની આસક્તિ વિદ્યમાન છતાં પણ છુટી જશે અને જો આ વિષયપદાર્થોમાં સુખબુદ્ધિ કાયમ રહેશે તથા વાસના કામ કર્મ આદિ અષ્ટપુરીનો ઉચ્છેદ નહિ થાય તો પુનઃ આવું કે આથી વિલક્ષણ શરીર ધારણ કરીને સુખદુઃખનો અનુભવ કરવો પડશે. અને એ જ પ્રમાણે ઉત્તરોત્તર શરીરોને ધારણ કરતાં આ દુઃખદ સંસારચક્રભ્રમણનો અંત આવશે નહિ. આ

કારણથી હવે તો મારે સાવધાન થઇને આ જન્મમાં જ આ શેષ આયુષ્યના સમયમાં અનેક જન્મથી પ્રવાહરૂપે વહેતી આવતી આ વાસનાને તથા તજ્જન્ય કામકર્માદિને નિર્મૂલ કરવાં જોઇએ.

ઉત્તરોત્તર કાલે પ્રાપ્ત થનાર જન્મમરણાદિના કારણરૂપ વાસનાઆદિને નિર્મૂલ કરવાને એકાંત સેવનની આવશ્યકતા છે. કારણ કે અંતરમાં વિષયોનું સ્મરણચિંતન થાય તે અને બહાર આ વિષયોનો સંસર્ગ રહે છે એ નિરંતર વાસનાને વધારે છે, જેથી અંતર્ બહિર્ નિઃસંગ અવસ્થા થોડો કાલ પણ મનુષ્યે સેવવી જોઇએ. આમ છતાં પણ આ ક્ષણે જ એ અવસ્થામાં મારો પ્રવેશ થઇ શકે એમ નથી, તેથી ધીરે ધીરે એ પ્રકારની અવસ્થામાં પ્રવેશ કરવાની અનુકૂલતા સાધવી ઘટે છે. આ મારા પ્રતિ આવી પડેલો વ્યવહારકાર્યભાર પુત્રને મસ્તકે મુકવાની યોજના કરવી અને પશ્ચાત્ અન્ય ઘટિત વિચાર કરવા. હવે આ સારરહિત પ્રતીત થતા સંસારવ્યવહારનો ભાર અજ્ઞાનીની પેઠે વહન કરી શકાતો નથી. પ્રાણીપદાર્થમાં પ્રતીત થતું પ્રિયઅપ્રિયપણું વૃત્તિમાં હવે સ્ફુટ થતું ભાસતું નથી. દૃશ્ય પદાર્થમાત્ર પ્રકૃતિથી ભિન્ન વસ્તુરૂપે અનુભવાતા નથી. આ મમત્વના પદાર્થો જેની હાનિવૃદ્ધિથી પૂર્વે શોકહર્ષની પ્રતીતિ થતી હતી તે પદાર્થોમાં હવે, મમત્વભાવની શિથિલતાથી, હાનિવૃદ્ધિ થવા છતાં પણ અંતઃકરણમાં શોકહર્ષની પ્રતીતિ થતી નથી; શરીરમાં પ્રાપ્ત થતા વ્યાધિદુઃખથી પૂર્વે જે વિકલતા ભાસતી તથા મરણનું ભય પ્રતીત થતું હતું તે હવે દુઃખના દ્રષ્ટા થઇ રહેવાથી તથા મરણાદિ વ્યવહાર વસ્તુમાં નથી એવા નિશ્ચયની દૃઢતાથી પૂર્વવત્ વિકલતા કે ભયનું ભાન થતું નથી. આ વિગેરે અનેક કારણોથી સ્પષ્ટ થાય છે કે હવે આ અંતઃકરણ કંઈ પણ વિલક્ષણ સ્થિતિમાં આવ્યું છે, અને ક્રમથી કાલે કરીને એ ઉત્તરોત્તર ઉંચી સ્થિતિને પ્રાપ્ત થતું જશે એમ ભાસે છે. જેથી એકાંત સેવનમાં જવાથી પણ મને આગળ વિષયવાસનાની અભિવૃદ્ધિ થવાના અનુમાનથી ભય ધરવાનું કારણ નથી.

આ વિગેરે વિચારને કરીને હું પુનઃ સાવધાન થઇને પ્રાપ્ત વ્યવહારને કરવા લાગ્યો. શનૈઃ શનૈઃ સ્ત્રિયોને પ્રબોધતાં તેમનાં અંતઃકરણ પણ શુદ્ધ સંસ્કારવાળાં હોવાથી અનુકૂલ પ્રવાહમાં વહેતાં પ્રતીત થતાં હતાં. તે સ્ત્રિયોને પણ મારી સ્થિતિનું તથા મારા અંતઃકરણના ભાવનું સ્પષ્ટવત્ ભાન થવા લાગ્યું. આમ છતાં પણ સ્વભાવથી સુકોમલ હૃદયવાળી તથા મારા પ્રતિના અપ્રતિમ પ્રેમવાળી તે સ્ત્રિયોને મારા વિષે વિરાગવૃત્તિ સ્ફુરતી ન હતી. પોતાના સેવ્યરૂપે મારી સમીપતાની તેમને નિરંતર સ્પૃહા રહેતી જણાતી હતી.

(અપૂર્ણ.)

---

# ॥ ॐ श्री महाकालायनमः ॥

## ॥ अज्ञानजन्य उन्माद तथा तज्जन्य अनर्थ ॥

### ॥ अथ मङ्गलम् ॥

મહેશ્વર, મહાકાલ આદિ અનેક શબ્દોવડે વર્ણાતા છતાં જે આપ અસ્પૃષ્ટ મનવાણીના અવિષયરૂપ મનાયા છો તેમને અનવધિ પ્રણામ વાણીવડે અર્પું છું.

દેશ કાલ તથા વસ્તુપરિચ્છેદથી રહિત છતાં પણ કોઇ કોઇ જીવોવડે જીવોને દેશકાલવસ્તુપરિચ્છેદવાળા સમજાવેલા તથા ગવાયેલા આપ અનંતસ્વરૂપને પુનઃ પુનઃ નમસ્કાર વદું છું.

અજ્ઞાની તથા જ્ઞાનીના અંતરમાં તથા સકલ વસ્તુમાં વ્યાપી રહેલા છતાં સર્વ દૃશ્યથી વિલક્ષણ એવા આપને આપના અનુગ્રહવાળા જ યથાવત્ અનુભવે છે, તેથી અનુગ્રહની ઇચ્છાના ઉદયથી તે પ્રકારના અનુગ્રહની પ્રાપ્તિ થવા અર્થે તથા તે અનુગ્રહદ્વારા ઇચ્છારહિત થઈ રહેવા અર્થે આપના તે સર્વ દૃશ્યથી વિલક્ષણસ્વરૂપને મનવડે યજુંછું.

કેવલ ભેદવાદમાં આગ્રહથી મગ્ન રહેલા તથા કેવલ અભેદવાદમાં જ આગ્રહથી નિમગ્ન રહેલા જીવોનાં અંધકારવડે આવૃત્ત અંતઃકરણમાં આપ વિદ્યમાન છતાં પણ તેમને જેવા છો તેવા ન પ્રતીત થતા એવા આપ સર્વાતીત પરમાત્માને જય જય શબ્દપૂર્વક સ્મરૂંછું.

જે જીવો પોતાના અંતર્ અજ્ઞાનને ન ઓળખીને તથા તે અજ્ઞાનને ન શમાવીને તે અજ્ઞાનના પ્રેર્યા આપને ગમે તે રૂપમાં જ નિશ્ચય કરે છે, કરાવે છે તથા અમુક આમ છે ને અમુક આમ નથી, આ થાય અને આ ન થાય, આ કરવું અને આ ન કરવું, તથા આ સાચું અને આ ખોટું ઇસ દિ વચનો વદે છે તે જીવોને, તથા જે જીવો દુરાગ્રહ તજીને આપના સ્વરૂપનું અનુસંધાન કરવા અર્થે પ્રીતિવાળા છે તે સાધક અધિકારી જીવોને તથા જે આપના સ્વરૂપસાક્ષાત્કારદ્વારા આપરૂપ થયેલા છે અને આપથી જે અત્યંત અભિન્ન હોવાથી આપના સ્થાને શરીરી છતાં પણ પૂજાય છે તથા પરમાત્મા આદિ આપના પ્રતિ આરોપાયલા શબ્દોના આરોપ જેમના પ્રતિ કરાય છે એવા મહેશ્વરસ્વરૂપ મહાત્માઓને. યદ્યપિ આપની યથાક્રમે મન્દ મધ્યમ ઉત્તમ વિભૂતિરૂપ ગણીને સુજ્ઞ પુરુષો નમસ્કાર કરેછે તથાપિ આપના અનુગ્રહની પ્રાપ્તિ જેમને નમસ્કારાદિ પ્રયોગોવડે સેવવાથી થાય છે એવા મહાત્માપુરુષોને જ આપનું વિશેષ સ્વરૂપ માનીને સુજ્ઞ પુરુષો અધિક પ્રીતિથી સેવેછે, અન્ય બેને સેવતા નથી, આ શિષ્ટાચારને સેવતો હું પણ જે જે વિધાન કરેલા વિધિથી અન્ય ઉભયની અયોગ્ય સ્તુતિનિન્દાના ત્યાગપૂર્વક પરમાત્મસ્વરૂપ મહાત્માને સેવુંછું તે સેવાથી પ્રસન્ન થનાર આપને પ્રેમવડે સદા સ્તવુંછું.

વિવિધ અધિકારમાં સ્થિત આ અસંખ્ય જીવો વિવિધ સ્વરૂપે તથા વિવિધ પ્રકારે આપ પરમાત્માને માનેછે તથા યજેછે તે સર્વને યથાઘટિત ફલ જેમની વિવિધ વ્યવસ્થાપક સત્તાદ્વારા સ્વભાવસિદ્ધ નિયમથી જ પ્રાપ્ત થયા કરે છે અર્થાત્ સમ વિષમ ફલ આપવાને નિરંતર પ્રવૃત્તિ જેમને સેવવી પડતી નથી એવા આપ નિત્ય નિવૃત્તિપરાયણ પરમાત્માને નિરંતર નમસ્કાર કરવાના આગ્રહરૂપ ભેદભાવનાની તથા નમસ્કાર ન કરવાના આગ્રહરૂપ અભેદ ભાવનાની નિવૃત્તિ થવા પર્યંત નમુંછું.

આ અસંખ્ય જીવોમાંના જે જીવો આપના પ્રતિ વિરોધી ભાવયુક્ત રહીને અંતર્ બહિર્ આપસ્વરૂપવડે વ્યાપ્ત છતાં આપને ન માનીને પોતાના અધોગતિના કારણરૂપ મલિન સંસ્કારને વશ વર્તતા તિરસ્કાર કરે છે તેમને પણ તત્કાલ અનિષ્ટફલ વડે ન

નિવૃત્ત કરનાર આપ મહાકાલસ્વરૂપ મહેશ્વરને અર્ઘ્યરૂપ વિષય યથામતિ લખી અર્પવાને આરંભ્યું તેને આ આપનું સર્વ વિઘ્નનિવર્તક સ્મરણ નિર્વિઘ્ન પૂર્ણ કરાવે એ જ આ સ્થલે અભ્યર્થના છે.

આ જગતમાં અજ્ઞાન જ સર્વ અનર્થનું મૂલ છે એ નિશ્ચય તો સર્વ અનર્થની નિવૃત્તિના ઉપાયાદિને પ્રતિપાદન કરનાર શાસ્ત્રમાં સુપ્રસિદ્ધ છે અને તેથી શાસ્ત્રજ્ઞ પુરુષોને તે કાંઈ અજ્ઞાત નથી.

આ જીવોને અજ્ઞાનવડે જ સદા અનર્થની પ્રાપ્તિ થાય છે તો પણ તે અજ્ઞાનને અનર્થના કારણરૂપે ન જાણનાર જીવો તેની નિવૃત્તિના ઉપાયદ્વારા તેને નિવૃત્ત કરવા સમર્થ થતા નથી. અને કેટલાક જીવો સત્પુરુષદ્વારા તથા સચ્છાસ્ત્રના શ્રવણ કે અવલોકન દ્વારા અજ્ઞાનને સર્વ અનર્થના કારણરૂપે જાણે છે પણ તેની નિવૃત્તિના યોગ્ય ઉપાયને જાણતા નથી તેથી તેઓ પણ અનર્થની નિવૃત્તિ કરવામાં અસમર્થ હોય છે અને કેટલાક જીવો તો અજ્ઞાનને સર્વ અનર્થના કારણરૂપ જાણે છે તથા તેની નિવૃત્તિના ઉપાયને પણ જાણે છે પણ ઉન્માદવશ વર્તતા તે ઉપાયોમાં અશ્રદ્ધા કરતા ઉપાયદ્વારા અજ્ઞાનથી થતા અનર્થને નિવૃત્ત કરવા સાવધાન થતા નથી. આ વિગેરે અનેક કારણના યોગે આ અસંખ્ય જીવો અજ્ઞાનથી અનર્થને સહે છે. વિરલ પુરુષો જ ઉજ્જવલ સંસ્કારના યોગે મદ તથા ઉન્માદથી રહિત રહીને યોગ્ય ઉપાયોના યોગ્ય પ્રકારના અનુષ્ઠાનથી આ અજ્ઞાનને શમાવી તજ્જન્ય અનર્થથી સદા મુક્ત રહે છે.

વ્યાધિઓના સ્વરૂપાદિને પ્રતિપાદન કરનાર વૈદ્યશાસ્ત્રમાં વ્યાધિઓની ગણનામાં ઉન્માદને એક વ્યાધિરૂપે ગણેલ છે વૃદ્ધિને પ્રાપ્ત થયેલા વાતાદિ દોષો પ્રતિકૂલ માર્ગને આશ્રયણ કરીને ચિત્તને વિક્ષેપયુક્ત કરે છે તથા મનને વિકાર કરે છે, જેથી મનને દૂષિત કરનાર કારણરૂપ હોવાથી એ વ્યાધિને માનસ વ્યાધિ કહ્યો છે.

જેમ આ વ્યાધિરૂપ ઉન્માદ વાતાદિ દોષના પ્રાબલ્યથી પ્રકટે છે તેમ આ અજ્ઞાનજન્ય ઉન્માદ પણ અજ્ઞાનવડે કરાયલાં પાપકર્મોથી બંધાયેલા મલાદિ દોષોની પ્રબલતાથી થાય છે અને તે ઉન્માદની પેઠે આ ઉન્માદ પણ ચિત્તવિક્ષેપને સાધનાર તથા મનને પ્રતિકૂલ સંકલ્પાદિથી વિકારી કરનાર હોય છે તેથી એને પણ માનસિક રોગરૂપ ગણવામાં બાધ પ્રતીત થતો નથી.

જેમ તે ઉન્માદ જ્યાં સુધી વૃદ્ધિને પ્રાપ્ત થયો હોતો નથી ત્યાં સુધી મદ ગણાયછે, તેમ આ ઉન્માદ પણ વૃદ્ધિને ન પામેલો હોય તો મદ ગણાય છે. ત્યાં વૈદ્યશાસ્ત્રમાં જેમ સાત્વિક મદ, રાજસ મદ, તામસ મદ, તથા અતિતામસ મદ, એમ ચાર પ્રકારનો કહ્યો છે તેમ આ ઉન્માદના પૂર્વે રહેનાર મદકુલમદ, શીલમદ, ધનમદ, વિદ્યામદ, રૂપમદ, રાજ્યમદ, યૌવનમદ, તપોમદ એમ આઠ પ્રકારના છે અને એ આઠના પણ સૂક્ષ્મ ભેદદ્રષ્ટિથી સાત્વિક, રાજસ, તામસ તથા અતિ તામસ એમ ચાર પ્રકારના હોયછે, જેથી એ મદ ૩૨ પ્રકારનો થાય છે, આ સર્વ પ્રકાર સમજાય એવાં લક્ષણ આગળ પ્રસંગપરત્વ લખવામાં આવશે.

પ્રકૃતિથી પ્રતિકૂલ, દુષ્ટ તથા અપવિત્ર ભોજનો, દેવ ગુરુ તથા બ્રાહ્મણોનું અપમાન અથવા તેમને કરેલા તિરસ્કાર અથવા તેમની કરેલી નિન્દા, ભય, દર્પ મનનો અભિમાન

તથા શક્તિમંત શ્રેષ્ઠ પુરુષોસાથે વિરોધ બાંધવારૂપ વિરુદ્ધ ચેષ્ટા વિગેરે વ્યાધિરૂપ ઉન્માદનાં વિપ્રકૃષ્ટ (દૂરના) નિદાનો વૈદ્યશાસ્ત્રમાં લખ્યાં છે અને સન્નિકૃષ્ટ (પ્રાસેનાં) નિદાનથી ૭ પ્રકારનો ઉન્માદ કહેલો છેઃ— ૧ અત્યંત કોપેલા વાયુથી, ૨ અત્યંત કોપેલા પિત્તથી, ૩ અત્યંત કોપેલા કફથી, ૪ અત્યંત કોપેલા ત્રણે દોષથી, ૫ મનના અસંત દુઃખથી, અને ૬ વિષથી.

વૈદ્યશાસ્ત્ર ઉન્માદની સંપ્રાપ્તિમાં હેતુ જણાવે છે કે ન્યૂનસત્વ ગુણવાળા મનુષ્યના પ્રતિકૂલ ભોજનાદિ નિદાનોવડે દુષ્ટ થયેલા વાતાદિ દોષો વા મળો મતિના નિવાસરૂપ હૃદયને તથા મતિને દૂષિત કરે છે અને તેથી મનનું વહન કરનાર શરીરસ્થ સ્રોતોદ્વારા તત્કાલ ચિત્તને વિકારી કરે છે.

બુદ્ધિનો વિભ્રમ જેવો કે શુક્તિમાં રજતનું ભાન થવું, મન વા ચિત્તનું ચાંચલ્ય, દૃષ્ટિની વ્યાકુલતા, અધૈર્ય, અવ્યવસ્થ વાક્યોવડે અર્થતાત્પર્યમાં અસંબદ્ધ ભાષણ, સ્મૃતિ ભ્રંશ, આ વિગેરે ઉન્માદનાં સામાન્ય લક્ષણો વર્ણવ્યાં છે.

વાતાદિ દોષોવડે ઉપજતા ઉન્માદનાં લક્ષણાદિની અત્ર આવશ્યકતા ન હોવાથી તેમને તજીને માત્ર મનના દુઃખથી થતા ઉન્માદનું વૈદ્યશાસ્ત્રપ્રતિપાદિત નિદાન તથા લક્ષણ અત્ર લખીએ છીએ.

દુર્જનોથી અર્થાત્ ચોર ઠગ આદિથી, રાજ્યસેવકોઆદિ સત્તાબલવાળાના પક્ષથી, તથા શત્રુત્વ રાખનાર કે અન્ય અસૂયાદિ દોષોવાળા મનુષ્યો કે જેઓ વિના કારણ વેર ઉપજાવે છે એવા અનેક દુષ્ટ મનુષ્યોથી ઉત્પન્ન થયેલા ત્રાસથી, અથવા સ્ત્રી, પુત્ર, ગૃહ, ક્ષેત્ર, ધનાદિ અસંત પ્રિય પ્રાણીપદાર્થોના નાશથી કે દીર્ઘકાલના વિયોગથી જે મનમાં નિરંતર અતિસંતાપ થતો હોય તેથી અથવા જેને પ્રાપ્ત ન કરી શકાય એવા સ્ત્રી ધન યશ આદિ પદાર્થ વા સત્તાની ઉત્કટ ઇચ્છાના યોગે સદા થયા કરતા મનના સંકલ્પ વિકલ્પથી—આ વિગેરે અનેક કારણોથી ઉત્તરોત્તર વૃદ્ધિંગત થતા મનના સંતાપથી પ્રબલ ઉન્માદ કાલે કરીને પ્રકટે છે. આ મનના દુઃખથી થયેલ ઉન્માદનું વિપ્રકૃષ્ટ નિદાન છે.

વિપરીત જ્ઞાનવાળો થાય અર્થાત્ માનવા યોગ્યને ન માનવા યોગ્ય અને ન માનવા યોગ્યને માનવા યોગ્ય ગણે, સેવવા યોગ્યને ન સેવવા યોગ્ય અને ન સેવવા યોગ્યને સેવવા યોગ્ય ધારે ઇત્યાદિ, અથવા જ્ઞાનરહિત મૂઢવત્ થાય, કારણવિના વિચિત્ર પ્રકારનાં વચનો બોલે, ગુહ્ય પ્રકટ કરે, મિથ્યા વાર્તાને ગુપ્ત રાખવા યત્ન કરે, ગાય, હસે ઇત્યાદિ અનેક ભાતિનાં તે મનના દુઃખથી ઉત્પન્ન થયેલા ઉન્માદનાં લક્ષણો છે.

આ શિવાય દેવાદિકૃત ઉન્માદનાં લક્ષણાદિનું પ્રતિપાદન પણ વૈદ્યશાસ્ત્રમાં છે તથાપિ આ સ્થાને તે સર્વને લખવાની આવશ્યકતા નથી કારણ કે આ વિષયનો આરંભ તો માત્ર અજ્ઞાનજન્ય ઉન્માદના સ્વરૂપનું તથા તજ્જન્ય અનર્થનાં સ્વરૂપનું પ્રતિપાદન કરવા અર્થે જ છે.

અન્ય દોષાદિથી જન્ય ઉન્માદોનાં લક્ષણોમાંથી કોઇ કોઇ લક્ષણ આ અજ્ઞાનજન્ય ઉન્માદમાં મળતાં આવે એમ છે તથાપિ તે સર્વ મળતાં આવે એમ નથી તેમ જ અન્ય અવશિષ્ટ લક્ષણો પણ છે જેથી તે અજ્ઞાનજન્ય ઉન્માદનું વાંચનારને સ્પષ્ટ ભાન થાય એ અર્થે તેનાં લક્ષણાદિને સ્પષ્ટ કરીને અત્ર લખવા ઉચિત ગણ્યું છે.　　અપૂર્ણ.

## ॥ ॐ श्री ॥

## ॥ श्री गुरुप्रति साधकना अभ्यर्थनात्मक उद्गार ॥

### શિખરિણીવૃત્ત.

અહો શાંતિદાતા, અચલ પદ આદ્યે પ્રણમતાં
વદું સ્તુતિવાચા, ગ્રહણ કરવાને વિનવતાં
કૃપાળુ છો સ્વામિન્, શરણ દઇ લીધું દુઃખ હરી
રિપુને ધ્રુજાવ્યા, કરકમલ પ્રેમે શિર ધરી—૧
દયાથી પોષો છો, વિભુ નહિ કરુણાર્હ હું છતાં
વિરામે વાણી આ, અનવધિ ગુરુગુણ ગણતાં
ઉગાર્યા ભક્તોને, પ્રકટ થઈ લીલાતનુ ધરી
સ્તવું પ્રેમોલ્લાસે, ચિતિઘન સદાનંદ નૃહરિ—૨

પદ. ગરબો. જાણે હરિને એ હરિ સાચા, એ લય.

ગુરુપાદપદ્મ પાયે લાગું
વિવેકાદિ સાધનને માગું—ગુરુપાદ૦ ટેક.
મતિમંદ આપના ગુણ ગાય
ગ્રહેવા અર્ક જેમ શિશુ ધાય
તે તો પાત્ર હાસ્યનું લેખાય—ગુરુપાદ૦ ૧
પીયૂષથી વિધુ જેમ સોહાય
દયા નવ આપથી દૂર જાય
પુષ્ટ જેથી જ્ઞાનમુમુક્ષુથાય—ગુરુપાદ૦ ૨
કૃપાતપત્ર[1] જે પુણ્ય શિર છાજે
સાધક તે ન ભવરણમાં દાઝે
બ્રહ્માનંદ હૃદયવિષે ગાજે—ગુરુપાદ૦ ૩
કૃપાયોગ્ય કાર્ય ન કંઇ કીધું
નથી નામ હરિગુરુનું લીધું
વિષયવિષ ઘોળીને પીધું—ગુરુપાદ૦ ૪
સર્વાંગે એ ગરલ[2] ગયું ફેલી
વ્યથા અનવધિ ન લહી પહેલી
હવે કોણ આપ વિના બેલી—ગુરુપાદ૦ ૫
વિપદ્વૈદ્ય[3] કુશલ કદી આવે,
એ વિષ તો ન ઉતારતાં ફાવે,
આવે માત્ર નરહરિને દાવે—ગુરુપાદ૦ ૬

---

૧ કરુણાછત્ર. ૨ વિષ. ૩ સ્વર્વૈદ્ય, અશ્વિનીકુમાર.

ઔષધ મુને આપો શ્રી ગુરુ એવું
વિષયવિષ વમન કરું તેવું
નથી નામ એ રિપુનું દેવું—ગુરુપાદ૦ ૭
માગુછું હું એટલું મહાદેવા
ઇચ્છું નહિ વિષયગરલ ગ્રહેવા
આપો આપ ચરણકમલસેવા—ગુરુપાદ૦ ૮.

પદ. રાગ મ્હાડ.

સ્તવું ભક્તવત્સલ ભગવાન, મન આ હરો રે હરો. ટેક.
આપ સ્તવન કરતાં વિરમ્યા છે, વિધિ[1] કમલેક્ષણ[2] રુદ્ર
તો કોણ માત્ર ઉચ્ચારણ કરવા, વિષયનિમગ્ન કીટ ક્ષુદ્ર—મન આ૦ ૧
મોહજલે વહી જાતાં વિલપે, મંદમતિ આ જીવ,
શિશુવિજ્ઞપ્તિ સ્વીકાર કરીને કરજો કરુણા શિવ—મન આ૦ ૨
મનમાતંગ મદે ચઢી રે, નિજ શિર નાંખે ધૂલ
આપ કૃપારૂપ કેસરી હો તો, છેદન થાય સમૂલ—મન આ૦ ૩
ભવરણ આવસમું ઘણું રે, પ્રતિક્ષણ મન અકળાય
ક્ષણમાં રિપુદલને વશ થાતાં, મત્કુણસમ ચોળાય.—મન આ૦ ૪
છાયામાં આનંદ લહે ને, તાપ વિષે તપી જાય
ઉન્મત્ત થઈ એ શિખ ન માને, ખેદ ધરીને મુંઝાય—મન આ૦ ૫
ક્ષણમાં શાંત થઇને બેસે, ક્ષણમાં બને વિકરાલ,
સુખદુઃખમાં સમતા ન ધરે પ્રભુ જાણી જુઠી જંજાળ—મન આ૦ ૬
સુખદાયી પદ આપનું જ્યાં રમતાં શાંતિ થાય
દૃશ્યમાં દુઃખ અનુભવે પણ, તૃષ્ણાની તાણે તણાય—મન આ૦ ૭
આપ ચરણ ધ્યાન અર્પ્યું એને, પણ ન ત્યજે નિજ ટેવ
પરમપદેથી ભ્રષ્ટ થઇને, રિપુની આદરે સેવ—મન આ૦ ૮
શાસન આપ કરો પ્રભુ એનું, કાં બલ દો દેવેશ!
કૃત્સ્ને સપત્નબલ[3] જીતી રમે એ, આપને ચરણે મહેશ—મન આ૦ ૯
કરુણાતણું હું પાત્ર નથી છું, ભક્તિવિહીન અજ્ઞાન
પણ છો આપ અભયવરદાતા, આપને સર્વ સમાન—મન આ૦ ૧૦
પ્રણમી વાણીથી અંતે યાચું, મોહ વિષયનો વિલાય
નિર્મલચરણસલિલજમકરંદે,[4] આ મનભ્રમર સિંચાય—મન આ૦ ૧૧

---

૧ બ્રહ્મા ૨ વિષ્ણુ ૩ રિપુસૈન્ય ૪ આપના ચરણપદ્મના શુદ્ધ રસથી.




रूप (पुस्तक) ६- वैशाख कृष्ण १४ सं० १९४९ दर्शन (अंक) ७.

॥ ॐ श्रीं ॥

# ॥ योगी पुरुषोनी ज स्थिति मात्र सुखमय छे ॥

( અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ટ ૯૯ થી )

પદ.

સજ્જન સઉ શૃણુજો રે વચન વિવેકનાં, એ લય.
( સ્થિતિ છે યોગિ જનની સુખમય વિશ્વમાં. ) ટેક.
તિમિરવિષે જે ઉલૂક આદિ રાચતા,
તે માને ના સુખપ્રદ ભાનુપ્રકાશ જો,
નરકતણા કીટ પીયૂષે ધરતા ના રુચિ,
(તદ્વત્) યોગીસુખ લહે તુચ્છ વિષયના દાસ જો. સ્થિતિ છે० ૧૬.
ભૂર્ ભુવર્ આદિ સ્વર્ગે સુખ જે જડે,
પૃથ્વીમાં પાતાલે જે સુખભોગ જો,
રાગદ્વેષરહિત યોગીસુખઆગળે,
જલનિધિપ્રતિ જલકણવત્ તે સુખઓઘ જો, સ્થિતિ છે० ૧૭
ઉદધિમાં પાતાલે ચંદ્રે સ્વર્ગમાં,
વર્ણેછે જન અમૃતનું અસ્તિત્વ જો,
પણ તે આપે ના, યોગી જે પામતા,
સંતોષામૃતપાનથકી અમરત્વ જો, સ્થિતિ છે० ૧૮
બહિર્ અને અંતર્ આ દૃશ્ય સમગ્ર જે,
શાંત ચિદાત્મા વિવર્ત રૂપથી સ્થિત જો,
તેથી ભિન્ન ન અર્થ કરો એ નિશ્ચયે,
અખંડ સુખમાં સ્થિર રહે યોગિચિત્ત જો, સ્થિતિ છે. ૧૯
જરામરણથી વ્યાપ્ત સકલ આ પ્રાણિને,

विरागऔषधि[1] अजरामर करनार जो,
परम रसायन ग्रही ए, योगी सर्वदा,
निर्भयताथी विश्वे करता विहार जो. स्थिति छे. २०
नथी ते शैत्य[2] हिमाद्रिथी[3] उरने थतुं,
रंभाथी[4] ना, चंदनथी ना थाय जो—
मौक्तिकमालाथी के [5]हिमरश्मि थकी,
[6]नैराश्ये थतुं जे योगिउरमांह्य जो, स्थिति छे. २१
राज्यथी स्वर्गथी [7]माधवथी प्रिय स्त्रीथकी,
थाय न कदी पण ते सुखकेरो भोग जो,
निस्पृहताथी विरल महात्मा जे करे,
अपूर्व सुखनो अंतरमां उपभोग जो, स्थिति छे. २२
[8]त्रिभुवनश्री पण तृणवत् भासे जे वडे,
परानिर्वृति [9] पामि ते योगीश जो,
[10]नैराश्ये, निज पदमां भेद भुली वहे,
सच्चिद आनंदमय थइ सर्वाधीश जो, स्थिति छे. २३
निराशता परशुरूप[11] विपदकरंजने[12]
आत्यंतिकी शांतिनुं अद्भय स्थान जो,
शमतरुकेरो रमणीय पुष्पसमूह छे,
सेवन करी योगी शुं करे दुःख भान जो ? स्थिति छे. २[४]
विध विध आशारूप पिशाचो जेहना,
उरमंदिरमां करी ना शकता प्रवेश जो,
मोहविवश जीवहृदयस्मशाने जे थता,
उत्पातो ते त्यां थाये केम लेश जो, स्थिति छे. २५

(अपूर्ण)

## ॥ वेदान्तसार ॥

(अनुसंधान वर्तमान रूपना पृष्ट १०६ थी)

### गुरुवेदान्तवाक्येषुविश्वासः श्रद्धा ॥ २४॥

वाक्यार्थ—श्री सद्गुरु तथा वेदान्तनां वाक्योउपर दृढ विश्वास ते श्रद्धा.

आ वाक्यमां श्रद्धानुं स्वरूप ए कह्युं के श्रीसद्गुरुनां वचनउपर तथा वेदान्त

१ विरागरूपी औषध. २ शीतलता, शांति. ३ हिमालय. ४ कदलीस्तंभ. ५. चंद्र. [६ नि]राशारहितपणुं. ७ वसंतऋतु. ८त्रिभुवनना विभव. ९ परम शांति. १० जे परम [पद] प्राप्त थवाथी त्रिभुवनना विभवो पण तृणवत् भासे छे ते परमशांति नैराश्यवडे [योगीश्व]र पामीने. ११ कुहाडारूप. १२ विपत्तिरूप करंजनुं वृक्ष.

શાસ્ત્રના શબ્દોઉપર જે વિશ્વાસ, અર્થાત્ આ તે આમ જ છે અને અન્યથા નથી એ પ્રકારની આંતરવૃત્તિ તે શ્રદ્ધા. તથાપિ અહિં વિશ્વાસ શબ્દથી દૃઢ વિશ્વાસ લેવો યોગ્ય છે. કારણ કે એ સાધકની જ્યારથી નિત્યાનિત્યવસ્તુવિવેકમાં પ્રવૃત્તિ થઈ અથવા તો કર્મ ઉપાસનામાં પ્રવૃત્તિ થઈ ત્યારથી એને શ્રી ગુરુનાં તથા વેદનાં વચનમાં સાધારણ વિશ્વાસ તો હોવો જોઇએ, અને ત્યાર પછી એને ક્રમે કરી વૈરાગ્ય થયોછે તથા તદ્દ્વારા આ સંપત્તિઓ મળી છે, તેથી આ સંપત્તિરૂપ વિશ્વાસ તે પૂર્વનો સાધારણ વિશ્વાસ તો હોવો જ ઘટતો નથી; પણ એ વિશ્વાસ ક્રમે ક્રમે વધીને હવે અડગ થયો છે. એ અડગ વિશ્વાસ તે જ શ્રદ્ધા નામની સંપત્તિ છે. જો સાધારણ વિશ્વાસ જ શ્રદ્ધા હોત તો તે તો એને પ્રાપ્ત જ હતો, જેથી તે કંઇ વિરાગથી થતી સંપતિમાં કહેવા જરૂર ન હતી તેથી ગ્રંથકારે વિશ્વાસનું સંપત્તિરૂપે પ્રતિપાદન કર્યું છે ત્યારથી જ એ અડગ હોવો જોઇએ એ અર્થ નિકળે છે. તેથી શ્રદ્ધા શબ્દે કરીને જે અડગ વિશ્વાસ—સંશયના લેશરહિત જે વિશ્વાસ તેનું ગ્રહણ થાય છે

આથી ગ્રથંકારે એ સૂચવ્યું કે આ સંપત્તિને પામ્યા પછી તે માણસને કદાપિ શ્રદ્ધાની અદૃઢતા વા સંશય થતો નથી. એ પ્રકારની સંપત્તિ વિરાગના કાર્યરૂપ હોવાથી વિરાગનું લિંગ થઇ શકે છે.

આ પ્રમાણે છ સંપત્તિનું પ્રતિપાદન કર્યું. તેથી વિરાગની પરિશુદ્ધિનું દ્યોતન કર્યું. હવે સાધનચતુષ્ટયમાંનું ચતુર્થ સાધનરૂપ જે મુમુક્ષુત્વ તેનું પ્રતિપાદન કરે છે.—

## मुमुक्षुत्वं मोक्षेच्छा ॥२५॥

વાક્યાર્થ:—મોક્ષમાત્રની ઇચ્છા તે મુમુક્ષુત્વ કહેવાય છે.

આ વાક્યથી એ કહ્યું કે મોક્ષની ઇચ્છા તે મુમુક્ષુપણું. તથાપિ એ મુમુક્ષુપણું વૈરાગ્ય અને ષટ્સંપત્તિ પછી જ પ્રાપ્ત થાય છે; અને વૈરાગ્ય થવાથી, બ્રહ્મથી સ્તમ્બપર્યંતની ઇચ્છાનો તે મહાત્માને અભાવ થાયછે, તેથી ષટ્સંપત્તિ પ્રાપ્ત થયા પછી જો કોઇ પણ ઇચ્છા તેને અવશેષ રહે છે તો તે મોક્ષની ઇચ્છા છે, કોઇ વિષયની ઇચ્છા નથી. એ અર્થને સ્પષ્ટ કરવા આને મોક્ષ માત્રની ઇચ્છા કહેવી અનુચિત નથી.

ત્યાં મોક્ષ એટલે તત્ત્વજ્ઞાનરૂપ વિદ્યાએ કરીને અવિદ્યાના નિરાસપૂર્વક બ્રહ્માત્મરૂપે સ્થિતિ થવી તે. તેની ઇચ્છા તે મોક્ષેચ્છા. તે જેને હોય તે મુમુક્ષુ. અહિં यदा सर्वे प्रमुच्यन्ते कामा येऽस्य हृदि स्थिताः अथ मर्त्योऽमृतो भवति। જ્યારે જીવના અંતઃકરણમાં રહેલી કામના માત્ર નિવૃત્ત થાય છે ત્યારે જ મર્ત્ય અમૃતત્વરૂપ મોક્ષને પામે છે, એ શ્રુતિ ઇચ્છા માત્રથી રહિતને જ મોક્ષનો અધિકારી ગણેછે. તો પછી તે અધિકારિને મોક્ષની ઇચ્છારૂપ એક ઇચ્છા અવશેષ રહેછે એમ કહેવું કેમ સંભવે !—એ શંકા કરવી ઉચિત નથી. કેમકે આગળ જ પ્રતિપાદન કરી ગયા છીએ કે મોક્ષની ઇચ્છા તે કામના વા કામ નથી, પણ માત્ર વિષયેચ્છા જ કામ વા કામના કહેવાય છે. તેથી ઉક્ત શ્રુતિમાં काम પદથી માત્ર વિષયેચ્છાનું ગ્રહણ થાયછે, જેથી અત્ર કહેલું લક્ષણ યોગ્ય જ છે.

સ છે એટલા જ્ઞાનથી થાયછે, એ વિવેક જીવબ્રહ્મના અભેદજ્ઞાનની અપેક્ષા રાખતો નથી. તેમ જ અધિકારીના વિશેષણરૂપ ઉપાસનામાં પણ જીવબ્રહ્મના અભેદજ્ઞાનની જરૂર નથી. ઉપાસનામાત્રમાં પોતે કોઈ અભિમાની જીવ છે અને ઉપાસ્ય દેવથી ભિન્ન છે એ જ્ઞાન જરૂરનું છે. જો ઉપાસ્યોપાસકનો ભેદ ન હોય અર્થાત્ તેનો અભેદ ઉપાસકને સિદ્ધ હોય તો પછી તેની ઉપાસનામાં પ્રવૃત્તિ નહિ થવાની. તેથી જીવબ્રહ્મના અભેદનું જ્ઞાન ઉપાસનામાં અપેક્ષિત નથી એટલું જ નહિ પણ તેનું વિરોધી છે. વિરોધી છે એનો અર્થ એટલો જ કે એ જ્ઞાન જે તત્ત્વજ્ઞાન કહેવાય છે તે જ્ઞાનની પૂર્વે જ ઉપાસના થઇ શકે છે. એ જ્ઞાનની સિદ્ધિ થઇ એટલે પછી તે મહાત્માના સંપૂર્ણ અર્થ સિદ્ધ થયા છે તેથી, પોતાનું ભિન્નાસ્તિત્વ ગલિત થયું છે તેથી તેમને એ ઉપાસના કરવામાં કોઇ ઉદ્દેશ નથી રહેતો એટલું જ નહિ પણ જે પોતાનું ભિન્નાસ્તિત્વ હોવું જોઇએ તે નથી. એનો અર્થ એવો નથી કે ઉપાસના અધિકારમાં વિરોધી છે, પ્રત્યુત તે તો પૂર્વે પ્રતિપાદન કરી ગયા છીએ તે પ્રમાણે અત્યંત આવશ્યક સાધન છે.

આ પ્રમાણે તત્ત્વજ્ઞાનરૂપ વેદાન્તનો અર્થ હોવાથી નિત્યાનિત્યવિવેક તથા ઉપાસનાના જ્ઞાનમાટે વેદાન્તની જરૂર નથી એટલે વેદાન્તશ્રવણપૂર્વે એ સિદ્ધ થઇ શકે એવાં સાધનો છે અને તેથી અધિકારીનાં વિશેષણો ન થાય એમ કહેવું યોગ્ય નથી. અહિં એમ કહેવું કે નિત્યાનિત્યવિવેકનું પ્રતિપાદન કરનાર શાસ્ત્ર, બ્રહ્મમીમાંસાશાસ્ત્ર જ છે, અને તેથી સાધકને નિત્યાનિત્યવિવેકમાટે તે શાસ્ત્ર જાણવાની જરૂર છે; પણ તે શાસ્ત્ર વેદાન્તનું-જીવબ્રહ્મના ઐક્યનું-પ્રતિપાદન કરનાર છે તેથી તેના શ્રવણમાટે તો પૂર્વે નિત્યાનિત્યવિવેક હોવો જોઇએ, તેથી પુનઃ અન્યોન્યાશ્રય આવવાનો-એ પણ યોગ્ય નથી. કારણ કે અહિં અધિકારીનો નિર્ણય કરવામાં નિત્યાનિત્યવિવેકાદિની આવશ્યકતા લીધી છે. તેનો અર્થ એટલો જ છે કે જે પુરુષ ઉક્ત વિશેષણવિશિષ્ટ નથી તેને મહાવાક્યપ્રતિપાદિત અર્થના જ્ઞાનરૂપ વેદાન્તથી શાસ્ત્રપ્રતિજ્ઞાત ફલ થતું નથી. એનો અર્થ કંઈ એવો નથી કે જે માણસને નિત્યાનિત્યવિવેકાદિ સાધનો સિદ્ધ નથી થયાં તેણે એ વેદાન્તશાસ્ત્ર જાણવું જ નહિ વા પોતાના અનુત્તમ સદ્ગુરુથી શ્રવણ કરાવે તો તે સમયે કાનમાં પૂમડાં ઘાલવાં. જો શાસ્ત્રનું એવું જ તાત્પર્ય હોત તો તો જેમ શૂદ્રને વેદઘોષ સંભળાય એમ વેદોચ્ચારણ ન કરવું તથા તે જો ગુપ્તપણે સાંભળે તો ત્રપુજતુથી તેના કાન પૂરવા એમ સ્પષ્ટ નિષેધ વા પ્રાયશ્ચિત્તનું શ્રવણ થાય છે તેવું આ આ વિષયમાં પણ કરત. તથાપિ તેવું કોઇ વિધાન દેખાતું નથી. પ્રત્યુત શ્રીવિદ્યારણ્યસ્વામીએ જીવન્મુક્તિવિવેકમાં તત્ત્વજ્ઞાન, વાસનાક્ષય અને મનોજય એ ત્રણે સમુદિતને મોક્ષપ્રતિ હેતુ કહીને સ્પષ્ટ કહ્યું છે કે એ ત્રણની સિદ્ધિમાં બે પ્રકાર છે—કેટલાક તત્ત્વજ્ઞાનની પ્રથમ સંપત્તિ કરેછે, અને તદનન્તર વાસનાક્ષય તથા મનોજયને સાધેછે, અને અન્ય કેટલાક વાસનાક્ષય તથા મનોજયને પ્રથમ સાધી તદનન્તર તત્ત્વજ્ઞાનને પામે છે. બને પ્રકારના સાધકોને જ્યારે એ સાધન ત્રિતયની સંપત્તિ થાય છે, ત્યારે જ મોક્ષ થાય છે. તેમ જ મોક્ષ સ્વભાવસિદ્ધ હોવા છતાં અવિદ્યાવશાત્ પ્રતીત થતો નથી. બને પક્ષમાં તત્ત્વજ્ઞાન-જે અવિદ્યાનું વિરોધી છે તેથી-અવિદ્યાની નિવૃત્તિદ્વારા મોક્ષને

પ્રતીત કરાવનાર હોવાથી મોક્ષપ્રતિ મુખ્ય વા સાક્ષાત્ હેતુ છે, અને અન્ય એ તત્ત્વજ્ઞાનદ્વારા હેતુ છે. હેતુઓ ઘણા પ્રકારના છે. શ્રીપાતંજલભાષ્યમાં નવ પ્રકારના કહી વર્ણન કર્યા છે, તથાપિ આ સ્થલે એ વિસ્તારની જરૂર નથી. તેથી માત્ર પ્રસંગોપયોગી જ લઇએ તો આ બે પ્રકારના હોય છે. કેટલાક હેતુઓ કાર્યની ઉત્પત્તિ કરેછે; અને કેટલાક હેતુઓ કાર્યની ઉત્પતિ ન કરતાં તેની ઉત્પત્તિ થઇ શકે એવી યોગ્યતા અધિકરણમાં આણેછે. જેમકે સૂર્યની સાધારણ ઉષ્ણતા, શુષ્ક કાષ્ઠ, ભરેલું ઘાસ વિગેરે ઘરરૂપ અધિકરણમાં અગ્નિ લાગે એવી યોગ્યતા ઘરને સંપાદન કરી આપેછે. છતાં એટલા હેતુઓ શતવર્ષપર્યન્ત પડી રહે તોપણ આગ લાગવારૂપ કાર્ય થતું નથી. પણ એટલા હેતુઓ હોય અને પછી એક વિસ્ફુલિંગ માત્ર પડે છે તો તત્કાલ જ્વાલા પ્રકટી આખા ઘરને બાળેછે, તેથી વિસ્ફુલિંગ એ પ્રજ્વલનનો સાક્ષાત્ હેતુ છે અને અન્ય તો માત્ર અધિકરણને એ યોગ્યતા સંપાદન કરી આપે છે. આ જ પ્રમાણે અવિદ્યાની નિવૃત્તિરૂપ મોક્ષનો સાક્ષાત્ હેતુ તત્ત્વજ્ઞાન છે અને બદ્ધરૂપ અધિકરણને મોક્ષની યોગ્યતા સંપાદન કરી આપનાર વાસનક્ષય " અને મનોજય છે તથાપિ એ ખાસ સ્મરણમાં રાખવું જોઇએ કે શુષ્ક ઇન્ધન ગૃહમાં ન હોય પણ મોટા જલના ફુવારા તેને સ્થાને હોય, ગૃહમાં પણ કાષ્ઠને બદલે મૃત્તિકા વા ઇષ્ટકા માત્ર હોય તો એકને બદલે સહસ્ર વિસ્ફુલિંગ પ્રસંગે ઉડે તથાપિ તે અધિકરણરૂપ ગૃહને પ્રજ્વલિત કરવા અસમર્થ છે, તેમ તત્ત્વજ્ઞાન–હું બ્રહ્મ છું એવું જ્ઞાન–મલ તથા વિક્ષેપરૂપ અંતઃકરણમાં સહસ્રવાર પ્રસંગે થાય તથાપિ તે દૃઢ અપરોક્ષ અવિદ્યાની નિવૃત્તિ કરી મોક્ષ આપવા અસમર્થ છે. તેથી એ ત્રણે સમુદિતને મોક્ષપ્રતિ હેતુતા છે. પછી એનું અનુષ્ઠાન ગમે તે ક્રમે થાઓ. આ પ્રમાણે જીવન્મુક્તિવિવેકમાં પણ પ્રતિપાદન કર્યું છે. તેથી એ સ્પષ્ટ દેખાયછે કે શાસ્ત્રકારોનો એવો આશય છે જ નહિ કે અધિકારીનાં વિશેષણોની યથાર્થ સિદ્ધિ પોતામાં ન અનુભવાય ત્યાંસુધી મહાવાક્યનું શ્રવણ ન જ કરવું, અર્થાત્ મહાવાક્યના શ્રવણથી ઘોર પાતકની પ્રાપ્તિ થાય છે. એટલું જ માત્ર વિવક્ષિત છે કે અધિકારીનાં લક્ષણોની સિદ્ધિ પૂર્વે આપાતતઃ થયલા તત્ત્વજ્ઞાનથી અવિદ્યારૂપ બંધની નિવૃત્તિથી અનુભવાતા મોક્ષરૂપ ફલની આશા ન રાખવી.

આ પ્રમાણે હોવાથી જો નિત્યાનિત્યવિવેકની સિદ્ધિમાટે વેદાન્તશાસ્ત્રનું શ્રવણ આવશ્યક હોય તોપણ તેટલાથી કશો દોષ નથી આવતો. કેમકે એમ હોય તો માત્ર એટલું ઠરે કે સાધકે અંતઃકરણના મલ તથા વિક્ષેપ કેટલેક અંશે દૂર થયા પછી વૈરાગ્યની વા મુમુક્ષુતાની સિદ્ધિઅર્થે વેદાન્તશાસ્ત્રનું શ્રવણ કરવું. એ શ્રવણ કરી નિત્યાનિત્યવિવેકદ્વારા વૈરાગ્યાદિ યથોક્ત ફલને પ્રાપ્ત કરવું. એ થયા પછી પુનઃ મહાવાક્યરૂપ વેદાન્તનું શ્રવણ કરવું, તથા તે યથાર્થ સિદ્ધ થયા પછી મનનાદિ સાધનોની સિદ્ધિદ્વારા પરમેષ્ટ ફલરૂપ મોક્ષને પ્રાપ્ત કરવો. આ રીતે ઠરવાથી અન્યોન્યાશ્રય જે દેખાયછે તે લેશ પણ દોષરૂપ નથી.

ખરૂં જોતાં તો વેદાન્તશાસ્ત્રના શ્રવણમાત્રથી નિત્યાનિત્યવિવેકની સિદ્ધિ થાય છે એ વાત જ અસત્ય છે. ઘણું ઘણું તો એ શાસ્ત્ર જે રૂપમાં હાલ ઉપલબ્ધ થાય છે તે રૂપમાં માત્ર એક સામાન્ય જ્ઞાન આપી શકે એમ છે કે બ્રહ્મ નિત્ય છે તથા તદિતર વસ્તુ

અનિત્ય છે વા તુચ્છ છે. પણ એ સામાન્ય જ્ઞાનમાત્રથી કોઇને નિત્યાનિત્યવિવેક સિદ્ધ થતો નથી. એ વિવેકની સિદ્ધિ તો શ્રીસદ્ગુરુશુશ્રૂષાથી તેમની પ્રસન્નતાદ્વારા પ્રાપ્ત કરેલી વિવિધ વિશેષ યુક્તિયોથી જ થાય છે. તેથી અહિં અધિકારની સિદ્ધિમાટે વેદાન્તશાસ્ત્રનું શ્રવણ આવશ્યક ગણી જે અન્યોન્યાશ્રય આવે છે એમ કહ્યું તે પણ અસિદ્ધછે. તેથી અધિકારીની સિદ્ધિ થવી દુર્ઘટ નથી.

(અપૂર્ણ)

---

# ॥ श्रीपंचवरदवृत्तान्त ॥

( અનુસંધાન ચતુર્થ રૂપના પૃષ્ઠ ૨૭૪ થી )

સત્પુરુષના સંગથી કર્તવ્ય, પ્રાપ્તવ્ય કે જ્ઞાતવ્ય સંબંધમાં યથાર્થ જ્ઞાન થાય છે. શાસ્ત્રના સિદ્ધાન્ત યથાવત્ સમજાય છે તથા તે વડે અંતમાં કૃતકૃત્યતા પ્રાપ્ત થાય છે. માટે ઉત્તમ સંસ્કારવાળા મતિમાન્ પુરુષોએ તો નિરભિમાનપણે સત્પુરુષોનો સંગ સેવવો અને અન્ય જીવોએ પણ શુભ સંસ્કારની અભિવૃદ્ધિઅર્થે મહાપુરુષનો સંગ કરવા આગ્રહ રાખવો.

હે કલ્યાણને ઇચ્છનારાઓ! આ સંસારમાં કોઇ પણ દૃશ્ય કાર્યરૂપ પદાર્થનો નિત્ય સંબંધ રહેવો સંભવતો નથી, અને તેથી આપણાં આ માયાનાં કાર્યરૂપ શરીરનો સંબંધ સદાકાલ ટકશે નહિ એ સિદ્ધ છે, તેમ છતાં એ સદા ટકશે. અથવાં અમુક કાલસુધી ટકશે એવી મિથ્યા આશાને વશ વર્તવું ઉચિત નથી. એક ક્ષણ પણ જેનો વિશ્વાસ નહિ કરી શકાય એવાં આ શરીરનો વિશ્વાસ કરવો એ તત્ત્વજ્ઞ પુરુષોને યોગ્ય ભાસતું નથી, તો પણ વ્યવહારસંયુક્ત પ્રતીત થતા તેવા પુરુષો શરીરનો વિશ્વાસ કરતા હોય એમ અન્યને પ્રતીત થાય છે. તથાપિ તેઓ વસ્તુતઃ વિશ્વાસ કરતા હોતા નથી. કારણ કે તેઓ વ્યવહારની સિદ્ધિ કે અસિદ્ધિએ ઘટિત વા અઘટિત થયાના અનુમાનથી હર્ષશોકાદિ વિકારને પ્રાપ્ત થતા નથી વ્યવહારમાં વર્તતા પ્રાપ્તવિવેક પુરુષોને પ્રાપ્તવ્યવહારનિમિત્ત પ્રસંગે પ્રાણિપદાર્થોનાં સ્થિતિસંબંધમાં વિશ્વાસ કરતાં હોય એવે પ્રકારે વર્તવું પડેછે, કારણ કે તેમ વર્ત્યા વિના અર્થાત્ સમયપૂર્વે આરંભ કર્યા વિના સમયે સમયે કરવાના વ્યવહારોમાં વિઘ્ન રહેછે

કરતા નથી પણ તેનો ભોગથી જ અંત આણે છે; તેમ મારે પણ તે પ્રારબ્ધનો ભોગથી અંત આણવાનો હોય તો તેના વિરોધી થવાનું નથી. પણ તાત્કાલિક વૃત્તિનું બલ જોતાં પ્રતિબંધકનું બલ સ્વલ્પ પ્રતીત થાય છે. આ વિગેરે અનેક કારણોથી વિચાર કરતાં પણ તમારો મારો શરીરદ્વારા સંબંધ નિત્ય નથી, માટે તમે આ શરીરસંબંધમાં આસક્તિ ત્યજીને સ્વરૂપ સંબંધ જે નિત્ય છે તેમાં નિષ્ઠા સ્થાપજો અને સદા કરવાયોગ્ય ક્રિયાવિચાર કરીને આપ્તકામ થતાં કૃતકૃત્ય થઇ સુખમય રહેજો.

તમારામાંના જેમને મહાત્માના સમાગમની આવશ્યકતા હોય તેમણે વેષધારીને નહિ પણ યથાર્થ મહાત્માને શોધી તેમને શરણ થવું અને તેવા મહાત્માનો લાભ ન થવા પર્યંત ઇષ્ટસ્મરણાદિવડે અધિકારમાં વધવું

હે સજ્જનો ! આટલું કહેવાથી એમ ગ્રહણ કરવાનું નથી કે હવે અન્ય ક્ષણમાં આપણો સંયોગસંબંધ નિવૃત્ત થશે. મારાં એ વચનોનો ભાવ માત્ર એટલો જ છે કે અનિત્ય શરીરાદિપ્રતિનો પ્રેમ દુઃખોત્પાદક હોવાથી નિત્યસુખનો વિરોધી છે, માટે ક્રમે કરીને ત્યજવાયોગ્ય છે.

આ પ્રકારનાં અનેક વચનો શ્રવણ કરીને પ્રેમમાં વિલીન ચિત્તવાળા ઉત્તમ અધિકારીઓ સાવધાન થઈને પોતાના અગ્રણીદ્વારા આ પ્રકારનાં વચનો મને શ્રવણ કરાવવા લાગ્યા.

હે ભગવન્ ! આપના અજરામરત્વને પ્રાપ્ત કરનાર સુબોધવડે અમે કે જે સ્વરૂપથી અજરામર છીએ અને તે અજરામરત્વનું વિસ્મરણ કરી રહ્યા હતા તેમને પુનઃ તે સ્વરૂપની પ્રતીતિરૂપ પ્રાપ્તિ થઈ છે અને તેથી એક પક્ષથી તો અમે આપના અનુગ્રહવડે આ ક્ષણથી જ કૃતકૃત્ય થયા છીએ. તથાપિ આ વિચિત્ર મહામાયાનો પ્રભાવ વિલક્ષણ બલવાળો હોવાથી આપે કરેલી આજ્ઞાનુસાર મનોનાશ, વાસનાક્ષય તથા તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવા નિશ્ચયવાળા થઇ રહીએ છીએ. હે પરમાત્મન્ ! આપ કે જે અંતરમાં અંતર્યામિરૂપે અને બહિર્ આચાર્યરૂપે રહીને અમારા અંતરના તથા બહિરના તાપોને શમાવોછો, તથા સદા અનુપમ શાન્તિતૃપ્તિને આપોછો, એ આપનો અમારા પ્રતિનો અમારાથી અનેક પ્રકારે પણ ન વાળી શકાય એવો ઉપકાર છે.

અમારા અંતઃકરણના દોષોને તથા તેના કારણરૂપ સંસ્કારવાસનાઆદિને અને તે દોષ તથા કારણવડે દૃઢ બંધાયલી હૃદયગ્રંથિને આપ આપના બોધરૂપ કુઠારવડે છેદો છો એ આપનો અમારા ઉપર મોટો અનુગ્રહ છે.

હે ઈશ ! આપના અનંત ઉપકારને જાણનાર છતાં પણ અલ્પ બલવાળા અમે તેનો કોઇ ઉપાયવડે બદલો વાળી શકવાના નથી, તો પણ આપને જ અમારું સર્વસ્વ માનનારા અમે એથી અસંતોષને પ્રાપ્ત થતા નથી.

આ ક્ષણપર્યંત અમે કે જેમણે આપના માહાત્મ્યને જાણીને વા ન જાણીને સેવાપરાયણ મતિ રાખીછે, તથા પ્રેમથી વા પ્રેમ વિના પણ જેમણે પ્રણામો કર્યાછે, તેમને તો આ જન્મમૃત્યુચક્ર છુટવામાં કોઇ પ્રકારે સંદેહ કરવાસરખું નથી, એવો અમારી મતિનો અચલ ભાવ છે. ત્યાં જેઓ ભાનપૂર્વક આપના અભિમુખ થયાછે તેઓને તો આ કાલે જ દુઃખનો

અસન્તાભાવ થવોછે, અને જેઓ અભાનપૂર્વક અભિમુખ થયા છે તેમને તો શુભવાસનાના ઉદયદ્વારા સ્વલ્પકાલમાં દુઃખનો અસન્તાભાવ થવોછે, જેથી આપના અભિમુખ થયેલ કોઇને જ દુઃખની નિવૃત્તિમાં સંદેહ નથી. આમ છતાં પણ જેમનાં અંતઃકરણ સંશયવિપર્યયાદિવાળાં છે તેમને આપે આ સમયે ઘટિત ઉપદેશ કર્યોછે. જેથી હવે સમીપસ્થમાંથી કોઇને પણ આપે દયાનું પાત્ર ગણ્યું નથી એમ નથી.

હે વિશ્વેશ ! આપે સ્વભાવથી જ પ્રકટીને અમ સરખા અસંખ્ય જીવોનો ઉદ્ધાર કર્યો છે અને આપની સદાકાલ માટે સ્થપાયેલી આ સત્તાવડે અતઃપર પણ અસંખ્ય જીવોનો ઉદ્ધાર થશે.

અન્ય અનેક અધમ જીવોનાં કુવચનોરૂપી કીડાઓ અમારી શુદ્ધનિષ્ઠારૂપ વેલીને ખાઇ જવાના સંધિમાં હતા એટલામાં આ પ્રબલ ધારાવડે વર્ષતો મેઘરૂપ બોધ વર્ષ્યો છે અને તેથી તે દુર્જનોનાં વચનોરૂપ કીડાઓનો ક્ષય થયો છે અને અમારી શુદ્ધ નિષ્ઠારૂપ લતાઓ પ્રફુલ્લ થઇ રહી છે.

આ વિગેરે અનેક સ્તુતિવચનોને વદવાના ઉત્સાહવાળા તે સર્વ અધિકારીઓને પ્રેમ સૂચવતાં તે વ્યાપારથી તે સમયે નિવૃત્ત કરીને પછી મે આ પ્રકારનાં સામાન્યવચનો સર્વપ્રતિ કહ્યાં.

હે મુક્ત પુરુષો ! આ લોકમાં અન્યવડે કરાયલી સ્તુતિથી આનંદ માનવો તથા અન્યવડે કરાયલી નિંદાથી દુઃખ માનવું એ જીવનો ધર્મ ગણાયછે, અને સ્તુતિનિંદાવડે જેમને સુખદુઃખનું ભાન થતું નથી તેઓને મુક્ત મહાત્મા ગણ્યાછે. સારૂં કામ કરનારની કે સદ્વસ્તુની સર્વ શુભવાસનાવાળા સ્તુતિ કરેછે અને તેમની જ અશુભવાસનાવાળા નિંદા કરેછે, તેમજ નિંદ્ય વ્યવહાર સેવનારની તથા તેવાં નિંદ્ય કાર્યોની દુર્જનો સ્તુતિ કરેછે અને સજ્જનો નિંદા કરેછે. એવી સ્તુતિ નિંદાના કરનારપ્રતિ જે રાગદ્વેષ સ્ફુરેછે એ જીવનો સ્વભાવ ગણાયછે. અને જેમને તેવાઓ પ્રતિ પ્રીતિ કે વૈર ઉત્પન્ન થતું નથી તેમને મુક્ત ગણ્યા છે.

જેમ દુધની ઇચ્છાવાળાએ વન્ધ્યા ગાયને, પુત્રની ઇચ્છાવાળાએ કામવાસના વિનાની અથવા ગર્ભધારણ કરવાના સંસ્કારથી રહિત સ્ત્રીને, તથા આ લોક પરલોકમાં પુત્રદ્વારા સુખની પ્રાપ્તિની ઇચ્છાવાળાએ આ લોકમાં ઉજ્જવલ કીર્તિવડે તથા ધનવડે ન સંતોષ પમાડનાર તેમ જ પિતરોને પ્રસન્ન કરનાર પિતૃનિમિત્ત કરાતાં કર્મોમાં નિષ્ઠાવિનાના કુપુત્રને સેવવા કે પ્રીતિથી પાલન કરવા યોગ્ય ગણ્યા નથી, તેમ જે ધન સુપાત્રને દાન આપવામાં કે સારા ઉપયોગમાં ન આવતાં પાપરૂપ ક્રિયાદ્વારા પાપરૂપ દુઃખના કારણને જ ઉપજાવનાર છે તે ધનને સંભાળવું ઉચિત ગણ્યું નથી, તેમ જે વાણીવડે કે લેખવડે પરમાત્મામાં કે ઈશ્વરમાં દૃઢ નિષ્ઠા બંધાતી નથી તેવી વાણીને કે લેખને સાંભળવા કે જોવા યોગ્ય ગણ્યા નથી, તથા તેવા દુષ્ટ વક્તાનો કે લેખકનો સંગ મોક્ષની કે શુભની ઇચ્છાવાળાએ સેવવા યોગ્ય જાણ્યો નથી. અને જેમ ઉપર કહેલા ઇપ્સિતાર્થને ન પ્રાપ્ત કરનાર ગો સ્ત્રી પુત્ર ધનાદિનું સેવન દુઃખ આપનાર પરિશ્રમમાત્ર જ છે તેમ જે વેદાદિ વિદ્યાવડે પંડિતાઇને પ્રાપ્ત થયેલ મનુષ્યને જો તે વેદશાસ્ત્રપ્રતિપાદિત સાધનોમાં નિષ્ઠા ન બંધાય અને પરમાત્માપ્રતિ વૃત્તિનું અનુસંધાન સાધનોના અનુષ્ઠાનવડે ન થાય તો તેની પંડિતાઇ મિથ્યા શ્રમરૂપ ગણાયછે, માટે હે સાધકો ! અસંત વિદ્વાન્ જ માત્ર થવાની આશા ન બાંધતાં શુભલક્ષણવાળા થવાને પ્રયત્નવાળા

થવું. ત્યાં કોઇપણ પ્રાણીને દુઃખ થતું હોય અને તે ટાળવાને આપણે સશક્ત હોઇએ તો તે પીડા જોઇ જાણીને સહન ન કરતાં તેને હરવા યોગ્ય ઉદ્યોગ કરવો. વાણીમાં તથા ક્રિયામાત્રમાં સત્યબલને પ્રધાનપણે ધારણ કરી રાખવું. અપરાધ કરનારપ્રતિ ક્ષમા રાખવી. કોઇની ઉત્કૃષ્ટતા જોઈને ન બળવું તથા તેની ઉત્કૃષ્ટતાને સહન કરીને તેને દુષ્ટ ઉપાયોથી તોડવા મિથ્યા યત્ન ન કરવો. આ જગત્માં વિવિધ પ્રકારના સંબંધથી જેમણે આપણા ઉપર ઉપકાર કર્યા હોય તેમનાપ્રતિ તથા જેમણે અપકાર કર્યા હોય તેમનાપ્રતિ ઉપકાર કરવાની સદા વૃત્તિ સેવવી. સુખના તથા દુઃખના સમયમાં સમબુદ્ધિવડે અવિકલપણું સેવવું. ઇન્દ્રિયોને અધીન ન વર્તતાં તેમને આપણે વશ વર્તાવવા સાવધાન રહેવું; પ્રિય તથા અપ્રિય વિષયોના દર્શનસમયે કે તેમની પ્રાપ્તિના સમયે ક્ષોભરહિત અંતઃકરણવાળા રહેવાનો અભ્યાસ રાખવો. જેવડે ઈશ્વર તથા સત્પુરુષોનો અનુગ્રહ થાય એવું સદાચરણ સેવવું. પોતાના જ સુખની સ્પૃહા રાખીને અન્યના પદાર્થોને સદા ગ્રહણ કરી સુખ કે મોટાઇ ન માનવાપણું, કેવલ આ લોકમાં જ પોતાને સુખ આપનારી ક્રિયાઓને કરવી અન્ય ક્રિયાઓને ન કરવી એવા અનર્થકર નિશ્ચય ન કરવાપણું;પોતે અનેક પ્રકારના વિચારથી, યુક્તિથી કે અનુભવથી અથવા શાસ્ત્રની સંમતિથી કરેલા સ્વધર્મસંબંધી જે નિશ્ચયો તે નિશ્ચયોથી અનેક દુર્જનોવડે ભ્રષ્ટ કરવાને પ્રયત્નો કરાયા છતાં પણ ભ્રષ્ટ ન થવાપણારૂપ સ્થિરતાને સેવવાપણું, ગુરુઈશ્વરનો આશ્રય લેવાની શુભેચ્છા રાખવી, પ્રત્યેક વ્યવહારમાં અતિ ઉતાવળા ન થવાપણું, પોતે કે અન્ય કોઇ હાનિને ન પ્રાપ્ત થાય એવું સર્વ વ્યવહારમાં સાવધાનપણું, પોતે જે ક્રિયા કરે તેથી અન્યને હાનિનો સંભવ જાણી તે ગુપ્તપણે કરી લેવા વિગેરે અન્યાયથી વર્તવારૂપ વિકારથી રહિત રહેવાપણું, નિરંતર ગુણોના વિચારવડે ગુણની ઉત્કૃષ્ટતા નિશ્ચય કરવી, તથા તે તે ગુણોની પ્રાપ્તિના ઉપાયને સાધવાપણું, અનેક વિચારવડે દુઃખને તથા દુઃખનાં કારણોને પોતાથી પૃથક્ જાણવામાં કુશળતા, પોતાની પ્રતિષ્ઠા સર્વ કરે એવી ઇચ્છાથી રહિત અર્થાત્ માન મેળવવાની ઇચ્છાથી રહિત રહેવાપણું, તથા અન્યને માન આપવામાં પ્રીતિવાળા રહેવું, પોતાને પ્રાપ્ત વિદ્યા તથા સંપત્તિ અન્યને આપવામાં ઉદારતા,—એ આદિ અનેક શુભગુણરૂપ લક્ષણો છે તેને પ્રાપ્ત કરતાં, એ જ આ સંસારમાં જનને મુખ્ય કર્તવ્ય છે

અંત આણ્યો. સર્વ પોતપોતાના સ્થલે ગયા. પશ્ચાત્ પ્રતિદિવસે વિવિધ પ્રસંગોથી સર્વ અધિકારીઓ પોતપોતાને જાણવા યોગ્ય વાર્તા મને પુછી લેતા. એ પ્રમાણે વળી ઘણા દિવસો વ્યતીત થયા. •

હે પંચવરદ મહાત્મન્! આ વિશ્વમાં પ્રતીત થતી કાલગતિથી દશ્ય પદાર્થમાત્ર ગતિમાન પ્રતીત થાય છે. જે સ્વરૂપથી કોઇ પદાર્થરૂપ નથી એવા આ શરીરાદિ સંયોગી પદાર્થો ક્રમથી રુક્ષ થઇ જાય છે, અને અંતે તેમના પૃથક્ પૃથક્ જાતિના અણુઓ પોત પોતાના સજાતીય સમૂહમાં નિવાસ કરે છે. અને સમય પ્રાપ્ત થતાં વળી તે જ અણુઓ અન્ય વિવિધ જાતિનાં શરીરોના કારણરૂપ થાય છે તથા તે શરીરરૂપે પણ—સંયોગ પામવાથી—થઇ રહેછે. જેમ એ અણુઓ સંયોગ પામી પૃથક્ થાયછે, તેમ તે અણુઓથી રચાયેલાંઆ શરીરો પણ અનેકપ્રકારથી અન્ય શરીરોસાથે સંબંધવાળા થાયછે, અને સંબંધ કરાવનાર હેતુઓનો અભાવ થવાથી તે શરીરોનો સંબંધ પણ છૂટી જાય છે. જે શરીરોને તેના નિકટના સંબંધીઓ પ્રાણની પેઠે રક્ષે છે અને જેના વિયોગને તેઓ ક્ષણમાત્ર પણ ઇચ્છતા નથી તે જ શરીરોને તે સંબંધ કરાવનાર હેતુઓના અભાવે પ્રસંગે સામાન્ય પ્રીતિના વિષયરૂપે પણ ગણતા નથી અને તજે છે. અજ્ઞાનવશ શરીરિમાત્ર પરતંત્ર હોવાથી ઇચ્છાપર્યંત સંબંધને નિભાવી શકતા નથી, અને ઇચ્છાના અભાવે સ્વસત્તાથી તે સંબંધને ત્રોડી શકતા નથી, તો પણ પ્રસંગે મિથ્યાભિમાનથી સંબંધ થવામાં, ટકવામાં તથા છુટવામાં પોતાની ઇચ્છાને કારણરૂપે માને છે. વસ્તુત: તો યોગ માત્ર પોતાના કારણને અધીન વર્તેછે, અને તેથી જ અતિપ્રિય પદાર્થોને કે પ્રાણીને તેમના સંબંધીઓ પોતાની ઇચ્છાના અવધિપર્યંત રક્ષી શકતા નથી. તેમ જ અત્યંત અપ્રિય પદાર્થને કે પ્રાણીને તજવાની ઇચ્છા છતાં પણ તત્ક્ષણ તે સંબંધીઓ તજી શકતા નથી.

આ પ્રકારના સ્વભાવ વાસના તથા સંસ્કારાદિ હેતુઓવડે વિદ્યમાન પ્રાણીપદાર્થરૂપ આ સંસાર પરવશ વહ્યા કરેછે, જેથી એને સ્વરૂપથી જાણનાર મહાત્માપુરુષો આસક્તિના વિષયરૂપ કે સુખના કારણરૂપ ગણી સેવતા નથી.

આમ છતાં પણ કોઈ કોઇ વિરક્ત મહાત્મા જનસંસર્ગવાળા પ્રતીત થાય છે, તેઓના ત્યાગના તે પ્રતિબંધક હેતુઓ નિ:શેષ નિવૃત્ત થયા નથી એમ જાણવું. ઘણા વેષધારી ત્યાગી તો ઇચ્છાના અભાવવાળા કે વિષયમાં સુખબુદ્ધિના અભાવવાળા હોતા નથી તેથી તેમની તો વિરક્ત મહાત્માઓમાં કે સર્વોત્તમ ગૃહસ્થ મહાત્માઓમાં ગણના કરી શકાતી નથી; માત્ર ખલપુરુષોમાં જ તેમની ગણના કરવી ઘટે છે. કારણ કે સ્વધર્મના પાલનરૂપ સદાચારથી રહિત તે વેશધારીઓ ધર્મભ્રષ્ટ હોવાથી પતિત ગણાય છે.

(અપૂર્ણ)

# ॥ ॐ श्री ॥

## ॥ श्रीनरहरिविज्ञापनशतक ॥

(અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૫૮થી)

(નરહરિને શિર નામી માગું એટલું. ટેક.)

અષ્ટાપદ શર્વરનયનાપાંગાગ્રને<br>
સ્વધરિતગુણગણકારાગારનિરુદ્ધ જે.<br>
ઉપરિતનતંતુનિઃશ્રયિણીવ્યત્યયે<br>
થાય અમરસોપાનારોહણબુદ્ધ જે-[૩૪] નરહરિને૦ ૩૪<br>
પ્લવંગ પાદપમધ્યે રોચિરભાવથી<br>
થાય અધઃસ્થપ્રસવમાશનદાસ જે,<br>
તુંગવિટપિશૃંગસ્થફલસ્વાદે ત્યજે<br>
ચિન્મરીચિપાતે ઉત્પ્લવનાભ્યાસ જે[૩૫]- નરહરિને૦ ૩૫<br>
શ્રીસદ્ગુરુશ્રુતિસંસ્કૃત શેમુષીશૂર્પથી<br>
મુમુક્ષુ આ કરી ગુણાકૃતિતુષદાન જે;

---

૩૪ પોતે રચેલા શુભાશુભ વાસનારૂપ તંતુસમૂહના કારાગૃહમાં બંધનને પામેલો આ જીવરૂપ કરોળિયો, અધોગતિ લાવનાર નીચ તંતુરૂપ અશુભ વાસનાનો પરિત્યાગ કરી સુખ આપવામાં ઉત્તમ એવા પોતાના શ્રીદેશિક ભગવાનના નેત્રના ખુણામાંથી વહેતા અમૃતના કિરણના સમપાતથી અર્થાત્ સીધી લીટીમાં પડવાથી નિર્વાણની નિસરણીના ભાવને પામેલી ઉચ્ચતંતુરૂપ શુભવાસનાદ્વારા અમૃતત્વદાયિની સીડીઉપર ચઢીને બોધસ્વરૂપ અમૃત ચિન્મય થઇ જાય.

અષ્ટાપદ=કરોળિયો. શર્વર=સુખ આપવામાં ઉત્તમ. નયનાપાંગ=નયનનો અપાંગ અર્થાત્ ખુણો. ગુણગણ=તંતુનો સમૂહ. કારાગાર=કારાગૃહ. ઉપરિતનતંતુ નિઃશ્રયિણીવ્યત્યયે=ઉંચા તંતુઓ નિસરણીરૂપ થઈ જવાથી. અમરસોપાનારોહણબુદ્ધ=અમરત્વને આપનાર (શુભ વાસના અને ગુરુકૃપા એ ઉભયથી બનેલી) સીડી ઉપર ચઢવાથી ચિન્મય.

૩૫ જ્ઞાનપ્રકાશના અભાવથી અર્થાત્ તમોગુણના આવરણરૂપ અંધકારથી (જેની દૃષ્ટિનો નિરોધ થયો છે એવો) આ જીવરૂપ મર્કટ સંસારતરુમધ્યે વિષયરૂપ નિકૃષ્ટ ફલના ભોગનો લંપટ થાય છે. પણ શ્રીગુરુના જ્ઞાનમય ઉપદેશભાનુના કિરણના પડવાથી, જેની દૃષ્ટિએ આવેલો તમવિદ્યાંધકાર પટ દૂર થયો છે એવો એ મર્કટ સંસારવૃક્ષના ઉચ્ચ શિખર ઉપર સ્થિત થયેલા મોક્ષરૂપ અનુપમ ફલના સ્વાદથી એક શાખાથી બીજી શાખાએ અને બીજીથી ત્રીજીએ એમ પોતાની કુદવાની ટેવનો ત્યાગ કરીને શિખરઉપર રહીને જ પરમશાંતિનો ઉપભોગ કરે. પ્લવંગ=વાનર. પાદપ=વૃક્ષ. રોચિરભાવથી=જ્ઞાનપ્રકાશના અભાવથી. અધઃસ્થ=નીચું. પ્રસવમાશનદાસ=ફલોપભોગલંપટ.

થાય ગ્રહી મધ્યસ્થ સકલ સારાંશને
ભોક્તરિતત્વભ્રંશ થયે સજ્ઞાન જો-૩૬ નરહરિને૦ ૩૬
કરી સુંવાદોચિત વાદકવરબોધથી
વપુવીણાંતવર્તી તંત્રસ્તોમ જો;
કરે ગાયકનાયકમૃદુતમસ્વરપાતથી
સમસ્તતનુઆંદોલન રોમે રોમ જો-૩૭ નરહરિને૦ ૩૭
કરે પતત્રી કાષ્ઠિક સંતત સંશ્રયે
પામી પલાશિવિપાટનકુશલકુઠાર જો;
બીજ જલાંકુર પલ્લવ કાંડ વિટપ તથા,

તુંગવિટપિશૃંગસ્થફલસ્વાદે= વૃક્ષના ઉચ્ચ શિખરઉપરના ફલના સ્વાદથી. ચિન્મરીચિપાતે=જ્ઞાનાર્કકિરણના પડવાથી. ઉત્પ્લવનાભ્યાસ=કુદવાની ટેવ.

घटात्पटमपायाति पटाच्छकटमुत्कटम् ।
चित्तमर्थेषुचरति पादपेष्विव मर्कटः ॥ योगवासिष्ठ ॥

૩૬ શ્રી સદ્ગુરુથી કરેલા શ્રવણથી શુદ્ધ કરેલા બુદ્ધિરૂપ સૂપડાથી "ગુણ નિર્ગુણ વસ્તુના અને આકાર નિરાકાર વસ્તુના આધારે રહેછે" એ યુક્તિદ્વારા ગુણ અને આકારરૂપ ફોતાંનો ત્યાગ કરી અર્થાત્ તેમને ઝાટકી નાંખીને જ્ઞાનક્ષુધાપીડિત આ જીવ, જેના આશ્રયે છોડાં રહેછે એવા અંતર્તમ પ્રદેશમાં રહેનારા સમગ્ર નિર્ગુણ નિરાકાર તત્ત્વ (ગર) અર્થાત્ સારનું ગ્રહણ કરી તેના ઉપભોગથી નિરતિશય આનંદાવાપ્તિરૂપ સવિકલ્પક સમાધિમાં સ્થિત થઇ અંતે ભોક્તૃરૂપે પોતાનું પૃથગસ્તિત્વ તે તત્ત્વમાં વિલાવી (જ્ઞાનાધિકરણ નહિ પણ) જ્ઞાનસ્વરૂપ થઇ જાય.

શ્રીસદ્ગુરુશ્રુતિ=શ્રીસદ્ગુરુપાસેથી કરેલું શ્રવણ. સંસ્કૃત=શુદ્ધ. શેમુષીશૂર્પ=બુદ્ધિરૂપ સૂપડું. બુભુક્ષુ=ભોગેચ્છુ. ગુણાકૃતિતુષહાન=ગુણ અને આકારરૂપ છોડાંનો પરિત્યાગ. સારાંશ=ગર, તત્ત્વ. ભોક્તરિતત્વભ્રંશ=ભોક્તૃરૂપે ભિન્નાસ્તિત્વનો વિલય અથવા અભાવ. સજ્ઞાન=(વેદાંતસિદ્ધાંત પ્રમાણે) જ્ઞાનસ્વરૂપ.

૩૭ શરીરવાદિત્રનું આધિપત્ય ધરાવનાર હોવાથી તેને વગાડવામાં અતિ કુશલ એવા શ્રી સદ્ગુરુના બોધથી આ શરીરવીણાંતર્ગત નાડીચક્રરૂપ તારના સમૂહને સ્વર પડતાં તેમનો રણકાર થાય એવી રીતે ગોઠવીને ગાયનવિદ્યાપારંગત શ્રી ગુરુદેવના હિતબોધક હોવાથી અતિમધુર એવા ઉપદેશધ્વનિના પડવાથી રોમેરોમ પર્યંત સમગ્ર શરીરરૂપ વીણાના ગુંજારપૂર્વક તે ધ્વનિને બ્રહ્મરંધ્રમાં શમાવી દઈ.

સંવાદોચિત=રણકારયોગ્ય. વાદકવર=વાદિત્ર વગાડવામાં કુશલ. વપુવીણાંતવર્તી=શરીર વીણાંતર્ગત. તંત્રસ્તોમ=તારનો સમૂહ. ગાયકનાયક=ગાનારમાં શ્રેષ્ઠ. મૃદુતમ=અતિ મધુર. તનુઆંદોલન=શરીરવીણાનો ગુંજાર ( vibration ) રોમે રોમ=રૂંવાડાંપર્યંત.

અપ્રાકૃતગુરુપતત્રીકાષ્ઠચ્છિદ્ગ્રહી સતતસંશ્રયે[^] — 

અપ્રકૃગુરુપક્ષમયમહીરુહસંહાર જો-[૩૮] નરહરિને૦ ૩૮
ધીર પરાંગ્મુખપ્રાક્તનરંધ્રપિધાનથી
કરી પ્રત્યંગ્મુખવિવરવિવૃતિ પ્રેક્ષેશ। જો;
કરે ગુહાસ્થિત પુરાણ પાવન દેવના
જનિમૃતિહર મંદિર નિરપાય પ્રવેશ જો-[૩૯] નરહરિને૦ ૩૯
નિકષનિશિતતમ ઉજ્જ્વલકૃતમતિ શસ્ત્રથી
કરી વૈરિરૂપવિશ્વપ્રપંચવિશ્લેષ જો;
પ્રહરણુઅનલત્યાગ શમનથી વીર આ,

---

૩૮ આ જીવરૂપ પક્ષી, શ્રી ગુરુરૂપ કાષ્ઠચ્છિદ્ના નિરંતર સેવનથી વૃક્ષને ફાડવામાં કુશલ કુહાડો મેળવી, તમસ અર્થાત્ અવિદ્યારૂપ બીજવાળા, કર્મરૂપ જલથી પોષાયલા, દેહાત્મબુદ્ધિરૂપ અંકુરવાળાં, રાગરૂપ પલ્લવવાળા, શરીરરૂપ સ્કંધવાળા, પ્રાણપંચકરૂપ શાખાવાળા, ઇન્દ્રિયદશકરૂપ શાખાગ્રવાળા, વિષયરૂપ કુસુમવાળા, દુઃખરૂપ ફલવાળા આ સંસારવૃક્ષનો સંહાર કરે. પતત્રી=પક્ષી. કાષ્ઠિક=લાકડાં કાપનાર. સંતતસંશ્રયે=નિરંતર શુશ્રૂષાથી પલાશિવિપાટનકુશલ=વૃક્ષવિદારણ પટુ. કાંડ=સ્કંધ. વિટપ=શાખા. મહીરુહ=વૃક્ષ.

बीजंसंसृतिभूमिजस्यतु तमो देहात्मधीरंकुरो
रागःपल्लवमम्बुकर्मतुवपुः स्कन्धोऽसवःशाखिकाः ।
अग्राणीन्द्रियसंहतिश्च विषयाःपुष्पाणिदुःखंफलं
नानाकर्मसमुद्भवं बहुविधंभोक्तात्रजीवःखगः ॥

विवेकचूडामणिः १४७ ॥

૩૯ વિષયસાથે સંબંધ કરાવનાર હોવાથી સંસારકારાગૃહમાં બંધનજનક અનાદિ કાલથી ઉઘાડા રહેલા બાહ્ય અર્થાત્ બહિર્મુખ દ્વારને બંધ કરી હે બુદ્ધિનિયંતા ગુરો। સ્વસ્વરૂપના સાક્ષાત્કારપૂર્વક અમૃતત્વની પ્રાપ્તિ કરાવનાર અંતર્મુખ મંદિરના દ્વારને ઉઘાડી ગુહાગમ, અતિ ગૂઢ, શુદ્ધ, પ્રત્યગાત્મ દેવના જનન મરણ હરનાર મંદિરમાં આ ધીર પુનરાવૃત્તિરહિત પ્રવેશ કરી જીવન્મુક્ત થાય. પરાંગ્મુખ=બહિર્મુખ. પ્રાક્તન=પ્રાચીન, અનાદિ કાલ પ્રવૃત્ત. રંધ્રપિધાન=દ્વારને બંધ કરવું તે. પ્રત્યંગ્મુખ=અંતર્મુખ. વિવરવિવૃતિ=દ્વારનું ઉદ્ઘાટન, પ્રેક્ષેશ=પ્રેક્ષા (બુદ્ધિના) નિયંતા, સ્વેશ્વર. ગુહાસ્થિત=હૃદ્ગુહાસ્થ. જનિમૃતિહર=જન્મમરણ હરનાર. નિરપાય=પુનરાવૃત્તિરહિત, આત્યંતિક.

पराञ्चि खानि व्यतृणत्स्वयंभू स्तस्मात्पराङ्पश्यति नान्तरात्मन् ।
कश्चिद्धीरः प्रत्यगात्मानमैक्षदावृत्त चक्षुरमृतत्व मिच्छन् ॥
तंदुर्दर्शं गूढमनु प्रविष्टं गुहाहितं गह्वरेष्ठं पुराणम् ॥
अध्यात्मयोगाधिगमेन देवं मत्वा धीरो हर्षशोकौ जहाति ॥हट॥

થાય મહત્તમ અણુતમ મિત્ર અશેષ જો-૪૦ નરહરિને. ૪૦
સંગસીમંતિની વિષયવ્યાલકુણપ તથા
ગરલત્યાગથકી કરી મુક્તિશભોગ જો;
નંદનકલ્પતરુસ્વર્તટિનીતોયના
ઉપભોગે પણ રહે આ જીવ નીરોગ જો-૪૧ નરહરિને૦ ૪૧
અનોકહારોહણવારણરૂપ વસ્ત્રથી
કરી ધેનુપમાનિનીમંડલ વિચ્છિન્ન જો;
કરું અમલાત્વાપાયે સ્રોતોમધ્યથી

૪૦ મનનરૂપ કસોટીઉપર અતિ તીક્ષ્ણ અને ઉજ્જ્વલ કરેલા બુદ્ધિરૂપ૦ શસ્ત્રથી પ્રસક્તતત્ત્વથી ભિન્નરૂપે પ્રતીતિ કરાવનાર વિશ્વપ્રપંચાંતર્ગત સમગ્ર નામરૂપ તથા ધર્મરૂપ શત્રુનો ઉચ્છેદ કરી, પોતાના કર્તવ્યનો અંત આવ્યાથી પોતાનું મતિરૂપ શસ્ત્ર પરિત્યજી (સ્વસ્વરૂપમાં વિલાવી) વિશ્વપ્રપંચાનુસ્યૂત, अणोरणीयान् महतो महीयान् અર્થાત્ સૂક્ષ્માત્સૂક્ષ્મ અને પરાત્પર, જેનાથી પોતાનો ચિરકાલનો વિયોગ થયો છે એવા પોતાના પરમતત્ત્વરૂપ મિત્રના દર્શનથી વિરહાગ્નિજ્વાલાને શમાવી દઈ આ જીવરૂપ ક્ષત્રિય વીર અંતે કેવલ બ્રહ્મરૂપ મિત્રસ્વરૂપ થઇ જાય. નિકષ=કસોટી. નિશિતતમ=અતિતીક્ષ્ણ. વૈરિરૂપ વિશ્વપ્રપંચવિશ્લેષ=શત્રુરૂપ વિશ્વપ્રપંચનો ઉચ્છેદ કરી. પ્રહરણત્યાગઅનલશમનથી=પ્રહરણ (શસ્ત્ર)ના ત્યાગપૂર્વક અને અનલ (વિરહાગ્નિ)ની શાંતિપૂર્વક.

૪૧ જનયોગ અર્થાત્ સંગતિને સર્પસમ જાણી, નારીને શબરૂપ જાણી, વિષયને વિષરૂપ જાણી તેમનો ત્યાગ કરી તજ્જન્ય મોક્ષસુખનો અનુભવ કરી, સંપૂર્ણ જગતને નંદનસમ રમણીય ગણી, વૃક્ષમાત્રને કલ્પવૃક્ષવત્ અર્થાત્ યાચકના કલ્પિત પદાર્થને આપનારરૂપ માની જલમાત્રને ગંગાજલવત્ પવિત્રતાવિશિષ્ટ લેખવી, એ પ્રમાણે સંપૂર્ણ દૃશ્યપદાર્થમાં અસ્તિ ભાતિ પ્રિયરૂપ પર તત્ત્વનું પ્રતિબિંબ જોઇ તેમનો ઉપભોગ કરતાં છતાં આ જીવ भोगे रोगभयं એ વચનાનુસાર રોગસંસ્પૃષ્ટ ન છતાં નિરામય રહે.

સીમંતિની=નારી, વ્યાલ=સર્પ. કુણપ=શબ. ગરલ=વિષ. મુક્તિશ=મોક્ષસુખ. સ્વર્તટિની=ગંગા.

अहिमिव जनयोगं सर्वदा वर्जयेद्यः
कुणपमिव सुनारीं त्यक्तुकामो विरागी ।
विषमिव विषयान्यो मन्यमानो दुरंतान्
जयति परमहंसो मुक्तिभावं समेति ॥

संपूर्णं जगदेव नंदनवनं सर्वेऽपिकल्पद्रुमाः
गांगंवारिसमस्त वारिनिवहःपुण्याःसमस्ताःक्रियाः ।
वाचःप्राकृतसंस्कृताःश्रुतिशिरो वाराणसी मेदिनी
सर्वावस्थितिरस्य वस्तुविषयाद्दृष्टे परब्रह्मणि ॥

धन्याष्टकम् ॥

તસ્સ્ય પરતમ પુરુષોત્તમથી અભિન્ન જો[42]— નરહરિને૦ ૪૨
સ્વભાવકૃતિસંઘર્ષજજ્વલનજ્વાલથી
દગ્ધ થતો આ જીવકીટક મધ્યસ્થ જો,
થાય થતાં કૃતિદારુવિલય કાષ્ઠાંતરે
નિર્વૃતિભોગે કૃશાનુકીલ દૂરસ્થ જો[43]— નરહરિને૦ ૪૩
બોધ, ચરણ, તનુ, પાદપીયૂષ, ઓજસ્ તથા
મહિમાગાન, નમસ્કૃતિ, શુભસંચાર જો,
કરી કર ઋણહરકરુણાગ્રહણે અર્પીને
થઈ હૃદયસ્થ અવિદ્યોદ્ધારોદ્ધાર જો[44]— નરહરિને૦ ૪૪
(અપૂર્ણ)

---

૪૨ મોક્ષતરુઉપર ચઢવામાં પ્રતિબંધભૂત ઉપાધિરૂપ વસ્ત્રથી સમગ્ર વૃત્તિરૂપ ગોપીગણને વિહીન કરી, પરમાર્થતઃ સર્વશક્તિમાન્ હોવાથી પુરુષસંજ્ઞાયોગ્ય પણ ઉપાધિરૂપ વસ્ત્રાવચ્છિન્ન હોવાને લીધે પરિચ્છિન્ન શક્તિમતિરૂપે ભાસતી તે વૃત્તિગોપિકાના અબલાપણાનો અંત આણી આ સંસારપ્રવાહમાંથી તેમનું ઉદ્ધારણ કરી તેમને કૈવલ્ય તરસ્થિત સર્વાતીત, અનંતપ્રભાવાધિપતિ વિશ્વવંદ્ય શ્રીપુરુષોત્તમ ભગવાન્ના સ્વરૂપથી અભિન્ન કરું.
અનોકહારોહણ=વૃક્ષઉપર ચઢવું તે. વારણ=પ્રતિબંધ. ધેનુપમાનિનીમંડલ=ગોપવધૂગણ. વિચ્છિન્ન=વિરહિત, વિવસ્ત્ર. અબલાત્વાપાયે=અલ્પબલના વિનાશે. સ્રોતોમધ્યથી=પ્રવાહમાંથી. પરતમ=સર્વ શ્રેષ્ઠ હોવાથી વિશ્વવંદ્ય.

૪૩ સ્વભાવદ્રવ્યરૂપ મૂલ કાષ્ઠ, અને તે જ દ્રવ્યમાંથી સાભિમાન ક્રિયાદ્વારા પાર્થક્યપૂર્વક પ્રસૃતિને પામેલું અને સ્વરૂપ (પોતારૂપ) ઉપાધિથી સ્વભાવદ્રવ્યનો પરિચ્છેદ કરનાર થઈ પડેલું એવું કર્મદ્રવ્યરૂપ કાષ્ઠ—એ કાષ્ઠદ્રવ્યના પરસ્પર મર્દનવશાત્ ઉત્પન્ન થયેલા દુઃખાગ્નિની જ્વાલાથી દગ્ધ થતો તન્મધ્યવર્તી આ જીવરૂપ કીટ,——(સાભિમાનકર્મત્યાગ દ્વારા) તે કર્મદ્રવ્યરૂપ કાષ્ઠનો સ્વોત્પત્તિસ્થાનભૂત સ્વભાવદ્રવ્યરૂપ કાષ્ઠમાં વિલય થવાથી અર્થાત્ સ્વભાવદ્રવ્યરૂપ એક જ કાષ્ઠ અવશેષ રહેવાથી, સંઘર્ષણજન્ય દુઃખદાવાગ્નિની જ્વાલાથી દૂર થઈને–પરમ ઉપશાંતિનો ઉપભોગ કરે અને કાષ્ઠને નિઃસત્ત્વ કરવાની (ખાઈ જવાની) પોતાની શક્તિથી પ્રકૃતિદ્રવ્યરૂપ કાષ્ઠનો ક્ષય કરી અંતે સ્વભાવાતીત થઈ રહે. સ્વભાવકૃતિસંઘર્ષણજ=સ્વભાવ અને કર્મના ઘસારાથી ઉત્પન્ન થયેલો. જ્વલનજ્વાલ=અગ્નિની જ્વાલા. કૃતિદારુ=કર્મદ્રવ્યરૂપકાષ્ઠ. કાષ્ઠાંતરે=સ્વભાવમાં. નિર્વૃતિ=નિર્વાણ, શાંતિ. કૃશાનુકીલ દૂરસ્થ=અગ્નિશિખાથી દૂર.

૪૪ શ્રોત્રેન્દ્રિયને શ્રીગુરુપદેશશબ્દશ્રવણમાં, ત્વગિન્દ્રિયને શ્રીગુરુપાદપદ્મસ્પર્શમાં, ચક્ષુરિન્દ્રિયને શ્રીગુરુના સુમનોહર લીલાતનુના દર્શનમાં, રસેન્દ્રિયને શ્રીગુરુચરણામૃતપાનમાં, ઘ્રાણેન્દ્રિયને શ્રીગુરુપરમાત્માના લીલાવિગ્રહના સર્વાંગથી પ્રવહતા ઓજસ્થી પૂર્ણ સુગંધાન્વિત વાયુના ઘ્રાણમાં વાણીને શ્રીગુરુમાહાત્મ્યગાનમાં, મસ્તકને શ્રીગુરુને પ્રણામ કરવામાં, પાદને શ્રીગુરુપરિચર્યાનિમિત્ત અનેક શુભપ્રવૃત્તિમાં,—એમ સ્થૂલશરીરના આઠ અંગને શુભપ્રવૃત્તિમાન્ કરી અજ્ઞાનરૂપ દારિદ્રનો નાશ કરનાર કરુણાનું ગ્રહણ કરવામાં, કરરૂપ નવમાંગને અર્પી તે કરુણાધનને હૃદયરૂપ પાત્રમાં સ્થાપી, અનાદિકાલથી ચઢતા આવેલા હોવાથી અનિષ્ક્રાસ્યમહદ્વિસમેત (વાળી ન શકાય એવા વ્યાજવાળા) તસ્સ્ય અવિદ્યાના ઋણથી મુક્ત થાઉં. શુભસંચાર=હૃદયશુદ્ધ્યર્થ શ્રીગુરુનિમિત્ત પાદની પ્રવૃત્તિ. ઋણહર=દેવું વાળે એવું (કરુણાધન.) કર=હસ્ત (અર્પીને). અવિદ્યોદ્ધારોદ્ધાર=અવિદ્યાઋણમુક્તિ.

# ॥ ॐ श्री ॥

## ॥ तोटक ॥

( અનુસંધાન વર્તમાનરૂપના પૃષ્ઠ ૫૪ થી. )

यदजीजनदम्वरपूर्वमिदं जगदक्षरमीक्षणविग्रहकम् ।
प्रविवेशतदेवजगत्स्वकृतं सचजीवसमाख्यइति श्रुतयः ॥६४॥

**શબ્દાર્થઃ**—પર્યાલોચનરૂપ તનુધારી અક્ષરબ્રહ્મે જે વિયદાદિ જગતને ઉત્પન્ન કર્યું તે જ સ્વકૃત પ્રપંચમાં તે પરમાત્માએ પ્રવેશ કર્યો; અને તે જ પરમાત્મા જીવસંજ્ઞાને ધારણ કરતા પ્રતીત થયા એમ શ્રુતિઓ સૂચવેછે.

**ટીકા**—ગત શ્લોકમાં શારીરાત્માની મનઆદિ પદાર્થોથી વિલક્ષણતા શ્રુતિબલથી સિદ્ધ કરી. એ વિલક્ષણતા સિદ્ધ કરવામાં વિકૃતિત્વરૂપ હેતુ પ્રયોજેલો છે. ઉક્ત હેતુ મન આદિ વિષે ઘટે છે, પરંતુ શારીરાત્માવિષે ઘટતો નથી. એના સમર્થનમાં શ્રુતિલિંગ ગ્રંથકાર સૂચવે છે. પ્રસ્તુત શ્લોકનો ભાવાર્થ ૪૨ મા શ્લોકમાં અંતર્ભૂત થયલો છે, પરંતુ તેનો તત્ર પ્રયોગ સૃષ્ટિવાક્યોનું અભેદમાં તાત્પર્ય છે એ દર્શાવવા કરવામાં આવ્યો છે. અત્ર જીવનું અવિકૃતિત્વ સ્થાપન કરવા પ્રયોગ કર્યો છે. તેથી પ્રયોજનભેદથી પુનરુક્તિ દોષનો અસંભવ છે.

ઈક્ષણરૂપ શક્તિ પરમાત્માનું વાસ્તવિક તનુ છે. જગદુત્પત્તિમાં પરમાત્માને કરણાદિ સાધનોની અપેક્ષા નથી. સ્વકીય ચિતિશક્તિ જગત્પ્રાદુર્ભાવમાં પર્યાપ્ત સાધન છે. જીવની સાંસારિક દશાની અપેક્ષાએ પરમાત્મા વિવિધ લીલાતનુ ધારણ કરે એ તો શ્રુતિસ્મૃતિથી તથા ઉપાસકના અનુભવથી સિદ્ધ જ છે.

परमात्मविकारविभिन्नमतिर्नभवत्यतएवशरीरभृतः ।
यतएवविकारविभिन्नमतिर्नभवत्यतएवमृपात्वमति ॥ ६५ ॥
अविभक्तविभक्तयभिधानकृतापरमात्मपदेन शरीरभृतः ।
नभवेदिहतत्त्वमसिप्रभृतौलवणंजलमित्यभिधासुयथा ॥६६॥

**શબ્દાર્થઃ**—તેથી જ (શ્રુતિપ્રામાણ્યથી) શારીરાત્મા પરમાત્માની વિકૃતિરૂપ હેતુવડે પરમાત્માથી ભિન્ન છે એવી બુદ્ધિ થતી નથી; જ્યારે વિકારરૂપ હેતુવડે પરમાત્માથી પૃથગ્ બુદ્ધિ થતી નથી, ત્યારે જેવી રીતે લવણ જલ છે ઇત્યાદિ વાક્યોમાં ( લવણ વિકૃતિરૂપ હોવાથી સામાનાધિકરણ્યવડે લવણરૂપ કાર્યની મિથ્યાત્વબુદ્ધિ દૃઢ થાય છે ) તેવી રીતે-તત્ત્વમસિ વિગેરે મહાવાક્યમાં એક વિભક્તિપદ ધારણકરતા પરમાત્માપદથી શારીરાત્માની મિથ્યાત્વબુદ્ધિ સિદ્ધ થતી નથી.

**ટીકાઃ**—બંને શ્લોક યુગ્મ છે, એટલે એક શ્લોકના પદોની અન્યશ્લોકના પદસાથે અન્વયબોધાર્થ આકાંક્ષા છે. ૬૨ માથી ૬૬ મા શ્લોકપર્યન્ત વિષયતાત્પર્ય એ નીકળે છે કે મન આદિ પદાર્થો બ્રહ્મની વિકૃતિ છે; શારીરાત્મા વિકૃતિરૂપ નથી, તેથી બ્રહ્મ સામાનાધિકરણ્ય જીવબ્રહ્મનો અભેદ સિદ્ધ કરેછે. વિશેષ કોઈ પણ પદાર્થ કાર્યરૂપ હોય તો તે મિથ્યા ઠરે. ઉદાહરણ લવણજલ છે, જ્યાં લવણનું કાર્ય છે. અત્ર ઉક્ત પ્રકારે જીવબ્રહ્મ કાર્યરૂપ નથી, તેથી તે મિથ્યા પણ નથી. પરિણામે મનોબ્રહ્મેત્યુપાસીત ઈત્યાદિ વાક્યોથી તત્ત્વમસિ વાક્ય વિલક્ષણ છે. સારાંશ પ્રથમ વાક્ય ઉપાસનાપર છે. દ્વિતીય અખંડૈક રસસૂચક છે.

**परमात्मविकार निराकरण कृतमस्य शरीरभृतस्तु यतः ।**
**परमेश्वररूपविलक्षणता नमनागपिदेहभृतोऽस्तिततः ॥६७॥**

**શબ્દાર્થ**—આ શરીરધારી આત્મા પરમાત્માના વિકારરૂપ છે એ (આક્ષેપનું) નિરાકરણ કર્યું. તેથી એ શારીરાત્માની પરમેશ્વરથી વિલક્ષણતા લગાર પણ નથી.

**ટીકા**—બ્રહ્મસામાનાધિકરણ્યદ્વારા જીવબ્રહ્મનો અભેદ સિદ્ધ કરવાના પ્રસંગઉપર વિકૃતિરૂપ ઉપાધિ લાવી પૂર્વપક્ષે આક્ષેપ ઉભો કર્યો હતો; તે આક્ષેપનું સમાધાન ઉપાધિના અભાવે થઈ ગયું. સંપ્રતિ સર્વ પ્રકારથી જીવની બ્રહ્મવિલક્ષણતાનું નિરાકરણ કરેછે. નિરુપાધિક બ્રહ્મસ્વરૂપથી જીવ અભિન્ન છે એટલુંજ નહિ પણ જીવસ્થિત અલ્પજ્ઞત્વાદિ ધર્મો પણ અધ્યાસથી કલ્પાયા છે. સર્વ પ્રાણીઓના અસંસારી આત્મા સર્વજ્ઞત્વાદિ ધર્મયુક્ત પરમેશ્વર જ છે. ઉભયધર્મો અન્યોન્યની અપેક્ષાથી છે એટલે પરમેશ્વરનું વાસ્તવિક સ્વરૂપ સચ્ચિદાનન્દમય જ છે.

આ વસ્તુના વિવેચનાર્થે ઈશ્વરસ્વરૂપનો વિચાર ઉપયોગી છે. ભેદદર્શનના અસ્તિત્વ પર્યંત ઈશ્વરનું અસ્તિત્વ શ્રુતિસ્મૃતિપુરાણથી તેમ જ યુક્તિ અને અનુભવથી સુસિદ્ધ છે, સર્વ સદાનુજનના હૃદયમાં ઈશ્વરસત્તાનો અભાવ સ્ફુરવો સંભવતો નથી. તોપણ જ્યાંસુધિ જીવની બહિર્મુખ સ્થિતિ હોયછે ત્યાંસુધિ એ સત્તાનું સંતત સ્મરણ વૃત્તિમાં આરૂઢ રહેતું નથી. એ બહિર્મુખ અવસ્થા જ જીવના સંસારી સ્વરૂપનો જ્ઞાપક હેતુ છે. તે જ દશા સ્વરૂપમાં અંતઃકરણાદિ દૃશ્યના અધ્યાસનું સ્થાપન કરી જીવના બંધનને સુશ્લિષ્ટ કરેછે. પરિપૂર્ણ અંતર્મુખતા જીવના અસંસારી મુક્ત, સર્વજ્ઞ સ્વરૂપનું ભાન કરાવેછે. . .

માવેશ થાયછે, તથા જેનો પાર પામવા બહિર્મુખ જીવોના ભગીરથ પ્રયત્નો નિષ્ફલ થયાં કરેછે, તેની ઉત્પત્તિ સ્થિતિ તથા લયના હેતુ, વિવિધ દેશકાલનિમિત્તપરત્વે અનંતશક્તિ તથા જ્ઞાનના પ્રકાશક, મહામાયાવી મહેશ્વર હોવા ઘટે છે. એમના અભાવે નાના ભોક્તાઓનાં અસંખ્ય કર્મોનાં યોગ્ય ફલ કાલે કાલે પ્રતીત થવાં સંભવે નહિ. કર્મ પોતે પરતન્ત્ર હોવાથી ફલ આપી શકવા સમર્થ નથી. કર્મકર્તા પોતે જ ફલોને ઉત્પન્ન કરે તેમ હોય તો કોઈને અનિષ્ટફલ પ્રાપ્ત થવું ન જોઇએ, કારણ કે ઇષ્ટફલપ્રાપ્તિ સર્વે કર્તાની ક્રિયાનો ઉદ્દેશ છે. તેથી કૃતનાશ, અકૃતઅભ્યાગમાદિ દોષો ઉત્પન્ન ન થાય તેટલાવાસ્તે કર્તુકર્મવિભાગજ્ઞ અંતરાત્મા અંગીકાર કરવા પડે. આ સર્વસાક્ષી નિત્યવિજ્ઞાન સ્વભાવવાળા સંસારધર્મથી વર્જીત તથા સર્વ પ્રાણીઓના આત્મભૂત વેદવાક્યોથી સિદ્ધ થાયછે. એ જ વસ્તુતઃ સર્વ પ્રાણીઓના અનુસ્યૂત એકાત્મા છે. એ બિંબભૂત પરમાત્માનાં અનંતબુદ્ધિ વિષે પડેલાં પ્રતિબિંબ સંસારીઆત્મા છે. તેમનો સંસારીદશામાં લક્ષણભેદથી પરમેશ્વર સાથે ભેદ સ્વીકારવો પડેછે. ઈશ્વરનું જ્ઞાન નિત્ય તથા સર્વવિષયાવગાહી સવિતૃપ્રકાશવત્ હોયછે. ઇતર સંસારીનું જ્ઞાન અનિત્ય તથા અલ્પવિષયાવગાહી ખદ્યોતપ્રભાસદૃશ હોયછે. ઈશ્વર તથા સંસારીજીવોની શક્તિમાં પણ સર્ષપ મેરુવત્ મહાન્ ભેદ છે. પ્રથમ ઉપાસ્યરૂપ છે અન્ય ઉપાસક છે; પ્રથમ નિત્યશુદ્ધ છે, અન્ય કર્માધીન છે. એ પ્રતિબિંબભૂત સંસારીઆત્મા, સ્વકીય ઉપાધિની શ્રૌતસ્માર્ત ક્રિયાઓથી શુદ્ધિ પ્રાપ્ત કરી ગુરુઈશ્વરની કૃપાથી, બિંબભૂત પોતાનું કૂટસ્થસ્વરૂપ નિહાળેછે. જેમ માળાના મણિમાં સૂત્ર અનુસ્યૂત એક હોયછે તેમ સર્વ પ્રાણીઓમાં એક વ્યાપક ઈશ્વરસત્તા તે જ કૂટસ્થ છે. કૂટસ્થ—સાભાસ અંતઃકરણ ઉપહિત સાક્ષી—જીવનું અસંસારી સ્વરૂપ છે. એ સ્વરૂપસાથે પ્રસ્તુત શ્લોકમાં શારીરાત્માનો અભેદ સૂચવ્યો છે. સાભાસઅંતઃકરણવિશિષ્ટ સંસારીજીવનો ઉક્ત પ્રકારે ઈશ્વરસાથે ભેદ છે. એ સંસારીદશાનો જ્યાંસુધિ અંત આવે નહિ ત્યાંસુધિ ભેદવ્યવહાર, તે દશાની અવધિએ મુક્તવ્યવહાર. ઈશ્વરનો તથા કૂટસ્થનો અભેદ તથા તેમનું અસંસારિત્વ શાસ્ત્રદૃષ્ટિથી સિદ્ધ થયા પછી ઈશ્વરનું સંસારિત્વ અધ્યારોપદ્વારા લોકદૃષ્ટિથી નિશ્ચિત થાય તેમાં કિંચિત્ વિરોધ નથી. શ્રીકૃષ્ણાદિનાં લીલાતનુ ભક્તજનોને સુખદાતા થયાં તથા શત્રુવર્ગને દુઃખપ્રદ થયાં. નિત્યપ્રકાશસ્વભાવ સૂર્યનારાયણમાં મેઘચ્છન્નદૃષ્ટિવાળા પુરુષ અપ્રકાશત્વનો આરોપ કરે તદ્વત્ સંસારીજીવ નિત્યવિજ્ઞાનસ્વભાવ પરમેશ્વરમાં સુખદુઃખરાગદ્વેષાદિ ધર્મોનો આરોપ કરે તેમાં બાધ નથી.

આરોપિત ધર્મવિશિષ્ટ પરમેશ્વરની સ્મરણયજનાદિ ઉપાસના ઉપાસકની ભાવનાનુસાર ફલ ઉત્પન્ન કરે છે. સર્વોત્કૃષ્ટ ધર્મયુક્ત મહેશ્વરની સાત્વિક ઉપાસના બ્રહ્મલોકની પ્રાપ્તિદ્વારા ક્રમમોક્ષનું સાધન થઇપડે છે. અત્ર આ પ્રમાણે શંકાનો ઉદય થાય છે— આરોપિત ગુણયુક્ત વસ્તુમાંથી તદ્ગુણાનુસાર ફલની પ્રાપ્તિ શી રીતે સંભવે ? વિષવિષે દુગ્ધાદિ પદાર્થોના ગુણનો આરોપ કરીએ તો પણ વિષપાન કર્યાથી મધુરતાદિ ગુણદ્વારા તૃપ્તિની પ્રાપ્તિ થશે નહિ, પરંતુ મૃત્યુની પ્રાપ્તિ તો અવશ્ય થવાની. તદ્વત્ પરમેશ્વરમાં સંસારીધર્મનો આરોપ કરવાથી ઇષ્ટાર્થની પ્રાપ્તિનો અસંભવ છે. સમાધાનમાં સૂચવવાનું એ છે કે દૃષ્ટાન્તમાં આપેલા વિષાદિ પદાર્થો જડ છે પરંતુ પરમેશ્વર સર્વજ્ઞ છે. એક

લૌકિક ઉદાહરણથી ઉક્તાર્થની સત્યતાનું ભાન થશે. સમર્થાદજ્ઞાનક્રિયાશક્તિવાન્ એક નિપુણ રૂપવાન્ તથા ન્યાયી નૃપતિ છે. તેનો વિદ્વજ્જનો પંડિતશિરોમણિ ગણી આશ્રય કરે છે, તેમને સ્વવિદ્યાનુસાર ફલ પ્રાપ્ત થાય છે. તેના અંતઃપુરની લલનાઓ તેને કંદર્પરૂપ ગણી સેવે છે, તો તેમને તદનુસાર તૃપ્તિ મળેછે. વૃદ્ધજનો તેને પુત્રરૂપ ગણે છે, તો તે તેમના વાત્સલ્યભાવની પરિપૂર્ણતા કરે છે. નૃપતિ એક છે તથા તેનામાં અમુક મર્યાદામાં વાસ્તવિક ગુણો રહ્યા છે તો પણ તેના ઉપાસકની પ્રીત્યનુસાર ફલ આપે છે. તેમ પરમેશ્વર જે વસ્તુતઃ સર્વજ્ઞ તથા સચ્ચિદાનન્દમય છે તેમાં અઘટિતઘટનાપટીયસી માયાના સંસર્ગથી અનંત ધર્મોના આરોપ ઉપાસક કરે તથા અભીષ્ટ ફલની પ્રાપ્તિ કરે, તેમાં શું આશ્ચર્ય ? તો પણ શાસ્ત્રપ્રતિપાદિત સ્વરૂપને અવલંબી ઈશ્વરની ઉપાસના કરવી એ મોક્ષનું સંનિકૃષ્ટ સાધન છે.

પ્રતિબિંબભૂત સંસારીજીવનું વાચ્યસ્વરૂપે મિથ્યાત્વ છે તથા લક્ષ્યસ્વરૂપે બિંબભૂત હોવાથી સત્યત્વ છે. આ સંસારીજીવ તથા અસંસારી ઈશ્વર એક એકની અપેક્ષાએ છે. તેથી પરિણામે ઉભયથી પર સત્યજ્ઞાનાનન્દમય નિરુપાધિક સ્વરૂપ સર્વ મુમુક્ષુઓનું ગંતવ્ય સ્થાનછે.

**ननुजीवसतोरणुमात्रमपि स्वगतंनविशेषणमस्तियदा ,**
**वदतत्त्वमसीतितदावचनं किमुवक्तितथैपतइत्यपिच ॥ ६८ ॥**

શબ્દાર્થઃ—(પૂર્વપક્ષ) જ્યારે જીવ અને પરમાત્માવચ્ચે સ્વાભાવિક કિંચિન્માત્ર ભેદક ધર્મ નથી ત્યારે तत्त्वमसि મહાવાક્ય તથા एषतआत्मा ઇત્યાદિ વાક્યો શા અર્થનું કથનકરેછે તે કહો.

( અપૂર્ણ. )

---

## ॥ अतिथिसत्कार ॥

**मोक्षसुधातरंगिणी**—બ્રહ્મવિદ્વર શ્રીમત્ પરમહંસપરિવ્રાજકાચાર્યવર્ય સ્વામી *આત્માનંદસરસ્વતીપ્રણીત આ લઘુ ગ્રંથને અમે આભારસહ સ્વીકારીએ છીએ.* ઉક્ત ગ્રંથ શ્રીમત્ સ્વામીજીએ મૂલ મરાઠી ભાષામાં રચેલો છે. તેનું ભાષાંતર રા. રા. વાલજી લક્ષ્મીરામ દ્વિવેદીએ ગુર્જરી ભાષામાં કરી લોકહિતાર્થે તેને પ્રસિદ્ધિમાં મુક્યો છે.

ગ્રંથનો પ્રતિપાદ્ય વિષય દશ તરંગથી વર્ણવ્યો છે.

સમગ્ર દુઃખની નિવૃત્તિપૂર્વક પરમાનંદપ્રાપ્ત રહેવું અર્થાત્ મુક્તત્વ અનુભવવું એ જ જીવમાત્રનું આ સંસારમાં મુખ્ય કર્તવ્ય છે, એ વિષયને વિવિધ પ્રકારે પ્રથમ તરંગમાં વર્ણવ્યો છે.

દ્વિતીય તરંગમાં નિષ્પ્રપંચ બ્રહ્મમાંથી પ્રપંચોત્પત્તિનો ક્રમ અધ્યારોપથી વર્ણવી તથા પ્રપંચનો બાધ કરવાની સચ્છાસ્ત્ર પ્રતિપાદિત યુક્તિઓનું પ્રતિપાદન કરી, ચિત્તશુદ્ધિઅર્થે વિવિધ ઉપાસનાઓની આવશ્યકતા સૂચવી છે.

મુક્તિના પ્રકાર, જીવન્મુક્ત અવસ્થાની શ્રેષ્ઠતા, અને જ્ઞાનની સપ્ત ભૂમિકા આદિના વર્ણનનો સમાવેશ ત્રીજા તરંગમાં કર્યો છે. અવાંતરમાં જ્ઞાનીપુરુષોવિષે સામાન્ય જનોમાં સંપ્રતિ ચાલતા વિતર્કોનું યુક્તિપૂર્વક ખંડન કર્યું છે.

ચતુર્થ તરંગમાં શ્રીમદ્ભગવદ્ગીતામાં પહેલાં અમાનિત્વાદિજ્ઞાનનાં વિશ સાધનોનું, છવિશ વિધિની દૈવીસંપત્તિનું તથા પ્રશ્નોત્તરથી જ્ઞાનીમાં લક્ષણોનું સશાસ્ત્ર પ્રતિપાદન કર્યુંછે.

પંચમ તરંગમાં સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રિવિધ ગુણોનાં સ્વરૂપ તથા તેનાં સુખદુઃખરૂપ ફલને વર્ણવ્યાં છે. અધિક સ્પષ્ટીકરણનિમિત્તે એ ત્રિવિધ ગુણભેદથી ત્રિવિધ દેવનાં યજનપૂજનનાં, ત્રિવિધ આહારનાં અને ત્રિવિધ યજ્ઞતપદાનકર્મસુખઆદિનાં સ્વરૂપને તથા ફલને સંક્ષેપમાં સમજાવ્યાં છે.

જ્ઞાનકર્મસમુચ્ચયવાદથી ષષ્ઠમ તરંગનો આરંભ થાય છે. તેમાં જ્ઞાન જ મુક્તિનો સાક્ષાત્ હેતુ છે, કર્મોપાસના નહિ એ સિદ્ધ કર્યું છે; તથા દ્વૈતવાદીઓના વિવિધ આક્ષેપોનું તથા ઈશ્વરને એકદેશી માનનારા પંથવાળાઓના મતનું યુક્તિથી ખંડન કર્યું છે.

સપ્તમ તરંગમાં 'હું કોણછુ' એ સર્વતંત્ર પ્રશ્નનો વિવેક કર્યો છે.

સ્વરૂપચિંતનમાં આવશ્યક અન્વયવ્યતિરેકની યુક્તિ, તત્ત્વાભ્યાસસિદ્ધિનિમિત્ત કર્તવ્ય ક્રિયા, ફલસિદ્ધિમાં શ્રીસદ્ગુરુકૃપાની અનિવાર્ય આવશ્યકતા, પૂર્વમીમાંસા સાંખ્ય ન્યાય આદિ વિવિધ શાસ્ત્રોના ભિન્ન ભિન્ન મત, અને એ સર્વમાં વેદાંતપ્રતિપાદિત વિવર્તવાદ–આભાસવાદ–અજાતવાદ, એ જ અંતિમ સત્ય છે એ આદિ અષ્ટમ તરંગમાં સંક્ષેપે વિવેચ્યું છે.

નવમ તરંગમાં અજ્ઞાન, આસુરીસંપત્તિ અને અનર્થનિવૃત્યર્થ તેના હેયત્વાદિનું વિવરણ છે.

દશમ તરંગમાં જીવન્મુક્તિનાં પંચ પ્રયોજન તથા તે પ્રાપ્ત કરવામાં અષ્ટાંગ યોગ એક પ્રકારના સાધનરૂપે હોવા છતાં તે ગુરુસંનિધિમાં સધાતો હોવાથી વિચારપ્રધાન માર્ગે વહન કરતા સાધકોને અર્થે અન્ય પ્રકારના યમનિયમાદિનાં સ્વરૂપને પ્રતિપાદન કર્યાં છે. અંતમાં મનોનાશ વાસનાક્ષય અને તત્ત્વજ્ઞાનનિમિત્ત સંયમની અપેક્ષા સૂચવી આત્મ સંયમનની યુક્તિ તથા વાસનાક્ષયનાં સાધનો અતિ સંક્ષેપમાં લખી ગ્રંથ સમાપ્ત કર્યો છે.

આ પ્રકારના અનેક શ્રેયસ્કર વિષયોનું ગ્રંથમાં પ્રતિપાદન કરેલું હોવાથી એ ગ્રંથ સર્વોપયોગી હોય એમાં આશ્ચર્ય નથી, તથાપિ અનેક ગહન વિષયોનું એમાં સૂક્ષ્મમાં પ્રતિપાદન કરેલું હોવાથી શાસ્ત્રસંસ્કારરહિત પુરુષોને તથા સામાન્ય બુદ્ધિના જનોને એમાંના કેટલાક ઉચ્ચ વિષયો અગમ્ય રહેવાનો સંભવ છે. વળી શ્રીમત્ સ્વામિના અંતના પ્રામાણિક વાક્યાનુસાર (યસ્યદેવે પરાભક્તિર્યથાદેવેતથાગુરૌતસ્યૈતેकथिताह्यर्थाःप्रकाशंतेहिमहात्मनः)' શ્રી સદ્ગુરુમાં તથા પરમેશ્વરમાં ભક્તિવિરહિત શાસ્ત્રસંસ્કારવાળા પુરુષોને પણ તેનો યથાર્થ અર્થ પ્રકાશ થાય એમ નથી જ.

જે ગ્રંથનું આ ભાષાન્તર છે તેની મૂલ પ્રતિ આ સાથે જોવામાં આવી નથી તેથી મૂલમાં અને ભાષાન્તરમાં કંઇ વિલક્ષણતા રહી હશે તો તે અત્ર સ્પષ્ટ કરાય એમ નથી.

ભાષાસંબંધમાં જનરુચિ ભિન્ન ભિન્ન હોવાથી આ સ્થલે કંઇ લખવું ઉચિત ગણ્યું નથી.

આશા છે કે ભાષાન્તરકર્તા આ પ્રથમાવૃત્તિમાં રહેલા અશુદ્ધ શબ્દ તથા વાક્ય વિગેરેને શુદ્ધ કરી બીજી આવૃત્તિને યથાશક્તિ નિર્દોષ કરશે.

આ ૧૦૮ પૃષ્ઠના ગ્રંથનું મૂલ્ય છ આના છે અને તે અમદાવાદ જીલ્લામાં ધંધુકામાં રા. રા. અમ્બારૂ દામોદર કાલિદાસને ત્યાં મળે છે.

**भारत स्वदेशवात्सल्य अने गोद्रव्य**—મુંબાઇ, ગોરક્ષક મંડળીના લાભાર્થે રા. રા. મનમોહનદાસ દયાળદાસે પ્રકટ કરેલા આ લઘુ ગ્રંથને અમે પ્રેમપૂર્વક સ્વીકારીએછીએ.

ધર્મ અર્થ કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થની સિદ્ધિ કરવી એ જ મનુષ્ય માત્રનું આ સંસારમાં દેહ ધરીને કર્તવ્ય છે એ આર્યતત્ત્વવિદ્ મહાત્માઓનો સિદ્ધ નિશ્ચય છે. એ ચાર પુરુષાર્થની સિદ્ધિમાં ગો અને બ્રાહ્મણ એ મુખ્ય હેતુ હોવાથી, અનેક સંકટ સહન કરીને પણ પ્રાણિમાત્રે ગોબ્રાહ્મણનું પ્રતિપાલન કરવાનો આદેશ આર્યશાસ્ત્રકારો સ્થલે સ્થલે કરી ગયા છે. ધાન્યાદિ વિવિધ પ્રકારની સંપત્તિરૂપ અર્થ ગોવડે જ ઉત્તમ પ્રકારે કરી શકાય છે એ વિચારવંતોને અગમ્ય નથી. અને કામસુખની સંસિદ્ધિમાં અનિવાર્ય આવશ્યક જે દૃઢવીર્યસંપત્તિ તે પણ ઘૃતદુગ્ધાદિ પદાર્થોના વિધિપૂર્વક સેવનથી પ્રાપ્ત થતી હોવાથી કામપુરુષાર્થની સિદ્ધિમાં પણ ગોની આવશ્યકતા બુદ્ધિમંતોને સહજ સમજાય એમ છે. અવશિષ્ટ ધર્મ અને મોક્ષરૂપ પુરુષાર્થની સિદ્ધિમાં મુખ્ય હેતુ બ્રાહ્મણ છે. કારણકે વિવિધ સ્થિતિ અને સંજોગમાં ધારણ કરવા યોગ્ય ધર્મનાં વિવિધ સ્વરૂપાદિને તેમ જ મોક્ષના વાસ્તવ સ્વરૂપને તથા તે સિદ્ધ કરવાના વિવિધ અધિકારીભેદે વિવિધ ઉપાયાદિને બ્રહ્મતત્ત્વનો અપરોક્ષ અનુભવ કરનાર બ્રાહ્મણ જ જાણે છે. આથી કરીને ઐહિક તથા પારમાર્થિક સુખસાધક પ્રત્યેક મનુષ્યે ગોબ્રાહ્મણનું પ્રતિપાલન કરવાનો સ્વધર્મરૂપે આર્યશાસ્ત્રકારોએ આપેલો આદેશ સર્વથા યુક્ત જ છે.

સંપ્રતિ ગોબ્રાહ્મણપ્રતિપાલનરૂપ સ્વધર્મથી આર્યપ્રજાની પ્રચ્યુતિ થઇ છે, અને તેથી કરીને આર્યપ્રજાની પતિતાવસ્થાના અનેક હેતુઓમાં ઉક્ત સ્વધર્મથી સ્ખલન એ પણ એક પ્રબલ હેતુ છે.

પ્રસ્તુત ગ્રંથમાં પ્રાચીન કાલમાં આર્યભૂમિના અનુત્તમ અભ્યુદય વિષે તથા વર્તમાન કાલમાં દિન પ્રતિદિન થતા નિપાતથી આર્ય પ્રજાનું સંરક્ષણ કરવા ગોદ્રવ્યરક્ષાની અતીવ આવશ્યકતા વિષે આવેશયુક્ત વાણીમાં પ્રતિપાદન થયું છે. ગ્રંથકર્તાની સ્વભૂમિપ્રતિ અપૂર્વ ભક્તિ પ્રત્યેક પંક્તિએ દૃષ્ટિગોચર થાય છે.

ઇષ્ટફલપ્રદાતા પરમાત્મા ગોરક્ષાનિમિત્ત પ્રયત્નવંત પુરુષોના શુભ યત્નનાં સુખપ્રદ ફલ અર્પો એ જ અંતઃકરણ પૂર્વક પ્રાર્થના છે.

આ લઘુ ગ્રંથનાં પૃષ્ટ ૫૬ અને મૂલ્ય ચાર આના છે.

---




रूप (पुस्तक) ५- ज्येष्ठ कृष्ण १४ सं० १९४९ दर्शन (अंक) ८.

## ॥ ॐ श्री ॥

## ॥ साधकनी इष्टाभिमुख वृत्तिना प्रसंगवशात् थता उद्गारो ॥

### ૫૬. પ્રભાત.

વિશ્વના પતિ સદા સન્મતિ આપજો, કાપજો દુઃખના પાશ ભારી;
જન્મીને જગત્‌માં કર્મ કુડાં કર્યાં, યદ્યપિ ન ભક્તિ કીધી તમારી. વિશ્વના૦ ૧
સિંધુ કરુણાતણા ભક્તવત્સલ પ્રભુ, દાસના દોષને દો વિસારી;
કર્મનાં ફલ પ્રતિકૂલ સઉ ત્રોડીને, જોડજો આપપદ વૃત્તિ સારી. વિશ્વના૦ ૨
દશ દિશે દૃષ્ટિ ભ્રમિ ભ્રમિ જુએ તો સદા, દુઃખદાહક પ્રભુ આપ ભાસો;
અવર તો સકલ અળપાઈ જાતું લહ્યું, દેખવા માત્રનો આ તમાસો. વિશ્વના૦ ૩
આશ ધરી સુખની સ્નેહ સઉશું કરૂં, પણ સદા અંતમાં દુઃખ દેખું;
આવી આપત્તિ જવ સમીપ ઉભી રહે, આપ વિણ કો ન આધાર પેખું. વિશ્વના૦ ૪
જાણું હું વિષયને દુઃખદ અસ્થિર સદા, પણ રહે વૃત્તિ આ ત્યાં જ વળગી;
જાણું છો આપ તો સુખદ આધાર સ્થિર, તોય નિત્યે રહે વૃત્તિ અળગી. વિશ્વના૦ ૫
વિનતિ સુણીને ગણી આપનો પાળજો, બાળજો આ પ્રભુ દોષ મારા;
આપના બલ તથા કલવડે આ જગે, ચરણ સુખરૂપ સેવું તમારાં. વિશ્વના૦ ૬
જે સમય જગતમાં કોઈ બેલી નથી, તે સમય સાધજો એ જ માગું;
હૃદય નરસિંહ વિભુ પ્રકટ રહેજો સદા, અધમ હું વળિ વળી પાય લાગું. વિશ્વના૦ ૭

## ॥ तोटक ॥

( અનુસંધાન વર્ત્તમાન રૂપના પૃષ્ટ ૧૬૯ થી.)

**टीका:**—જીવબ્રહ્મનો ત્રૈકાલિક કેવલ અભેદ સિદ્ધ કર્યા પછી મહાવાક્યની તથા અન્ય અભેદ બોધક વાક્યોની નિરર્થકતા એટલે પ્રયોજનરહિત પ્રાપ્ત થવા સંભવ છે— એવી પૂર્વપક્ષની ભૂમિકા ગ્રંથકાર રચે છે. સિદ્ધાન્તીના પ્રતિપાદિત સિદ્ધાન્ત પ્રમાણે જ્યારે અભેદ સર્વકાલ સુસિદ્ધ છે, ત્યારે મહાવાક્ય તથા અન્ય અવાન્તર વાક્યો કોઈ નવીન અર્થનું સ્થાપન કરતાં નથી, તેથી તે વાક્યો નિરર્થક હોવાં ઘટે છે. પરંતુ ઉપાસના પરત્વ તે વાક્યોનું અંગીકાર કરીએ તો ઉક્તદોષ આવતો નથી, કેમકે જીવ જે પ્રથમ વાસ્તવિક સંસારી હતો તે બ્રહ્મોપાસનાથી બ્રહ્મસમાન અસંસારી થયો. આપ્રમાણે પૂર્વપક્ષની શંકાનો અભિપ્રાય છે.

શ્લોકવિષે શતપથ બ્રાહ્મણના અંતર્યામી બ્રાહ્મણના મંત્રનું ગ્રહણ एपत—શબ્દોવડે કર્યું છે. ત્યાં પ્રસંગ એ છે કે જનકરાજર્ષિએ સર્વ વિપ્રોની સભા ભરી પ્રતિજ્ઞા લીધી છે કે જે કોઇ બ્રહ્મનિષ્ઠ હોય તેને સુવર્ણનિષ્કયુક્ત આ સહસ્ર ધેનુઓનું અર્પણ કરૂંછું. સભામાં બેઠેલા કોઇ પણ બ્રાહ્મણની વાસ્તવિક બ્રહ્મવિદ્યા નહિ સંપાદન કરેલી હોવાથી ગાયોને અંગીકાર કરવા હિમ્મત ચાલી નહિ તેથી માત્ર બ્રહ્મવિદ્યાના આનાર્થે યાજ્ઞવલ્ક્ય મહામુનિએ નિરભિમાનથી ગાયોને પોતાના આશ્રમપ્રતિ દોરી લઇ જવા સ્વશિષ્યને આજ્ઞા કરી. યાજ્ઞવલ્કયની એ કૃતિ જોઇ અસૂયાદિ દોષાવિષ્ટ અંતઃકરણવાળા કેટલાક બ્રાહ્મણોએ ક્રોધયુક્ત થઈ એમ કહ્યું કે અમારા બ્રહ્મવિદ્યાના સંબંધના પ્રશ્નોના ઉત્તર દીધા વગર અમે ગાયોને લઇ જવા નહિ દઇએ. પશ્ચાત્ સાત્વિક ધૈર્યનો પ્રકાશ કરતા સ્મેરમુખથી બ્રહ્મવિદ્ યાજ્ઞવલ્કયે ક્રમે કરી પ્રત્યેકના પ્રશ્નનાં સમાધાન આપ્યાં. જનકરાજર્ષિ તટસ્થ રહી સર્વ સંવાદ ઉપર લક્ષ આપ્યાં કરતા હતા, તેમના અંતઃકરણમાં વિવાદના અંતે યાજ્ઞવલ્કયવિષે શાસ્ત્રોક્ત બ્રહ્મનિષ્ઠનાં લક્ષણની દઢ પ્રતીતિ થઇ; અને તેમને વિષે સદ્ગુરુબુદ્ધિ સ્થાપી બ્રહ્મવિદ્યાની પ્રાપ્તિ કરી તેઓ કૃતકૃત્ય થયા.

આ સંવાદમાં એક ઉદ્દાલક આરુણિ નામના પુરુષે યાજ્ઞવલ્કયને પ્રશ્ન પૂછયો કે— સર્વ સ્થાવરજંગમ પદાર્થમાં રહી, તથા તે પદાર્થોના ધર્મથી નિર્લેપ રહી, જે પરમતત્ત્વ તે પદાર્થોને નિયત વ્યાપારમાં પ્રવર્તાવેછે, તે તત્વના સ્વરૂપનો તમે શો નિશ્ચય કર્યોછે? આ પ્રશ્નના ઉત્તરમાં આધ્યાત્મિક આધિદૈવિક આધિભૌતિક પદાર્થોવિષે સ્થિત મહાનિયામક અંતર્યામી પરમેશ્વરનું પ્રતિપાદન કર્યુંછે. એ પરમાત્મા જ સર્વ પ્રાણિઓના વાસ્તવિક એકાત્માછે. પ્રત્યેક મંત્રના અંતમાં एपतआत्मान्तर्याम्यमृतः (એ તત્ત્વ તારા અંતર્યામી અમરણધર્મ આત્માછે) એ વાક્યનો અભ્યાસ કરવામાં આવ્યોછે.

**स्वगतंयदिभेदकमिष्टमभूदणुमात्रमपीश्वरदेहभृतोः ।**
**अपनेतुमशक्यमदोवचनैरमुनास्यपृथक्त्वनिषेधपरैः ॥६९॥**

**શબ્દાર્થ**—(સિદ્ધાન્ત) જો જીવબ્રહ્મમાં નૈસર્ગિક પ્રપન્નમાત્ર પણ ભેદ હોત, તો ભેદનિષેધક વાક્યોવડે આ જીવના એ પરમાત્માસાથેના ભેદનું નિવારણ થઈ શકત નહિ.

**ટીકા**—પૂર્વપક્ષની શંકાના સમાધાનમાં સિદ્ધાન્તીનું એ કહેવું છે કે જે જે વસ્તુનો સ્વાભાવિક ધર્મ છે તે કદાપિ નાશ થતો નથી. અગ્નિની સ્વાભાવિક ઉષ્ણતા—અગ્નિમાં ઉષ્ણતા નથી—એવાં અનન્ત નિષેધક વાક્યોવડે નાશ પામતી નથી તેમ જીવઈશ્વરમાં અણુમાત્ર પણ સસભેદ હોય તો **तत्त्वमसि** ઇત્યાદિ મહાવાક્યનું વારંવાર ઉચ્ચારણ ભેદક ધર્મનું કદાપિ નિવારણ કરી શકે નહિ. તાત્પર્ય એટલું જ કે જે અધિષ્ઠાનવિષે જે ધર્મનો અધ્યારોપ કરવામાં આવ્યો હોય તેનો નિષેધકવાક્યોદ્વારા તે અધિષ્ઠાનવિષે અપવાદ થાય, અને અધિષ્ઠાનરૂપ સત્ય વસ્તુની નિશ્ચલ પ્રતીતિ થાય.

**इहयस्यचयोगुणआत्मगतःस्वतएवनजातुभवेत्परतः ।**
**वचनेननतस्यनिराकरणंक्रियतेसगुणःसहजस्तुयतः॥७०॥**

**શબ્દાર્થ**—આ લોકમાં જે વસ્તુનો જે સ્વાભાવિક સ્વરૂપસૂચક ગુણ હોય—તથા જે અન્ય વસ્તુની સંનિધિથી પ્રાપ્ત થએલો ન હોય—તેનું નિરાકરણ વાક્યદ્વારા થાય નહિ, કેમકે તે ગુણ તેનો નૈસર્ગિક ધર્મછે.

**ટીકા**—સ્વાભાવિક ગુણનું નિવારણ વાક્યોવડે થઈ શકતું નથી એમ સિદ્ધ કરવા પ્રસ્તુત શ્લોકનો પ્રયોગ કર્યોછે. ગતશ્લોકની ટીકામાં ભાવાર્થનો સમાવેશ થઇ ગયોછે. વિશેષ સ્પષ્ટીકરણ આ પ્રમાણે છે. જે ગુણ વસ્તુનો સ્વાભાવિક હોતો નથી, પરંતુ અન્ય ઉપાધિથી સિદ્ધ થએલો હોય, તેનો વાસ્તવિક અભાવ નિષેધક વાક્યોવડે થઇ શકે. જલનો સ્વાભાવિક ધર્મ શૈત્ય છે, પરંતુ ઔપાધિક ધર્મ ઔષ્ણ્ય છે. અગ્નિની ઉપાધિથી ઉત્પન્ન થએલા ઉષ્ણતારૂપ ધર્મનો અભાવ નિષેધકવાક્યવડે થાય.

**वचनंस्ववबोधकमेवयतस्ततएवनवस्तुविपर्ययकृत् ।**
**नहिवस्त्वपिशब्दवशात्प्रकृतिंप्रजहात्यनवस्थितिदोषभयात्॥७१॥**

**શબ્દાર્થ**—વાક્ય અર્થજ્ઞાપક જ છે તેથી તે વસ્તુ (સ્વભાવનો) વિપર્યય કરી શકે નહિ; શબ્દબલથી વસ્તુ તો પોતાનો સ્વભાવ તજી દેતી નથી કેમકે (તેમ થાય તો) અનવસ્થારૂપ દોષનો ભય રહેછે.

**ટીકા**—વસ્તુનો આત્મભૂત ગુણ શબ્દબલથી નાશ પામતો નથી—એ પ્રતિજ્ઞાત અર્થના સમર્થનમાં ગ્રંથકાર હેતુ આપેછે. શબ્દપ્રમાણનું લક્ષણ અજ્ઞાતાર્થ જ્ઞાપકત્વ છે, એટલે જે અર્થનો બોધ થએલો ન હોય તે અર્થની પરોક્ષ વા અપરોક્ષ પ્રતીતિ કરાવનાર આપ્તવચન છે. તેથી મહાવાક્ય પ્રત્યક્બ્રહ્મૈકત્વનું બોધન કરે, પરંતુ તેનું ઉત્પાદન કરી શકતું નથી. તાત્પર્ય શબ્દ અર્થનું અભિવ્યંજક કારણ છે, પણ ઉત્પત્તિકારણ નથી. આપ્રમાણે

શબ્દપ્રમાણનું સ્વરૂપ નિશ્ચિત થએલું હોવાથી પૂર્વપક્ષાનુસારે જીવબ્રહ્મમાં અણુમાત્ર પણ વાસ્તવિક ભેદ હોય તો તેનો અભેદરૂપ વિપર્યય કરવા મહાવાક્ય સમર્થ નથી. જો શબ્દસામર્થ્યથી વસ્તુસ્વભાવનો વિપર્યય થાય તો શબ્દના સ્વરૂપનો પણ નાશ થાય. શબ્દનો પ્રકૃતિસિદ્ધ ધર્મ ઉક્ત પ્રકારે અનધિગત અર્થનું ભાન કરાવવાનો છે. એ પ્રસિદ્ધ ધર્મનો પણ ન્યાયસામ્યથી લોપ થાય. શ્રી સુરેશ્વરાચાર્ય પણ આ જ અર્થનું પ્રતિપાદન કરેછેઃ—

नहिस्वभावोभावानां व्यावर्त्येतौष्ण्यवद्रवेः ।
स्वभावाद्धिनिवृत्तोऽर्थोनिःस्वभावःखपुष्पवत् ॥

**भावार्थ**—જેમ સૂર્યની ઉષ્ણતાનો અભાવ થાય નહિ, તેમ સર્વ પદાર્થોના સ્વભાવનો નાશ થાય નહિ; કેમકે સ્વભાવનો અભાવ અર્થમાં સ્થાપ્યો એટલે તે અર્થ સ્વભાવથી રહિત થઇ ગગનપુષ્પવત્ અભાવાત્મક થાય છે.

**यतएवमतो विषयस्यगुणं विषयेणसहात्मनिमूढधिया ।**
**अधिरोपितमप्स्विवभूमिगुणंप्रतिषेधतितत्त्वमसीतिवचः॥७२॥**

**शब्दार्थ**—ઉપર પ્રમાણે હોવાથી જેમ જલની અંદર પૃથ્વીના ગુણના આરોપનો પ્રતિષેધ થાય તેમ મૂઢબુદ્ધિએ વિષયસાથે વિષયના ગુણનો અધ્યાસ આત્માવિષે કરેલો હોયછે, તેનું નિવર્તન **तत्त्वमसि** મહાવાક્યથી થાયછે.

**टीका**—વસ્તુ સ્વભાવસિદ્ધ ધર્મને તજી શકે નહિ, તેથી ભેદ જો પ્રકૃતિસિદ્ધ ધર્મ હોય તો તેનો અભાવ કદાપિ બને નહિ. પરિશેષથી અધ્યસ્ત ગુણનો અભાવ સિદ્ધ કરી વસ્તુની સ્વરૂપસ્થિતિની અભિવ્યક્તિ વાક્ય કરેછે. જ્યાં, પૃથ્વી હોય ત્યાં ગંધ હોય અને જ્યાં પૃથ્વી ન હોય ત્યાં ગંધ ન હોય એ પ્રકારના અન્વયવ્યતિરેકથી જલની અંદર ગંધની પ્રતીતિ થાય તો તે જલનો ધર્મ નથી પરંતુ પૃથ્વીનો છે એવો નિષેધ થાય; પશ્ચાત્ જલનું સત્યસ્વરૂપ જેમનું તેમ પ્રતીત થાય. તદ્વત્ અવિવેકથી સચ્ચિન્મય આત્માવિષે સર્વેન્દ્રિયોના વિષયોનો સ્વસ્વગુણસાથે આરોપ કરવામાં આવેછે તેનો અપવાદ સિદ્ધ થઈ અખંડૈકરસ વસ્તુની સાક્ષાત્ પ્રતીતિ મહાવાક્યથી થાય છે. આથી કંઠાભરણન્યાયદ્વારા મહાવાક્યની સાર્થકતા છે.

મહાવાક્યથી પરોક્ષ જ્ઞાન થાયછે એટલું જ નહિ પણ અપરોક્ષજ્ઞાન તેનાવડે પ્રાપ્ત થાય છે. આપ્રમાણે મહાવાક્યનું સામર્થ્ય છે ત્યારે અનંતવાર તેને ઉચ્ચાર્યા છતાં પ્રાકૃતજીવોના બ્રહ્મૈકત્વ બોધદ્વારા કલેશની આત્યન્તિકી નિવૃત્તિ શા કારણથી થતી નથી એવી શંકા ઉત્પન્ન થાય. ત્યાં સમાધાન એ છે કે અપરોક્ષ જ્ઞાન નહિ થવામાં જીવોની વિષયો—પ્રતિની આસક્તિ કારણરૂપછે. એ આસક્તિરૂપ પ્રતિબંધ તોડવામાં સર્વ સાધનોની અપેક્ષા છે. વૃત્તિયોની અંતર્મુખતા સિદ્ધ થયે મહાવાક્યથી અપરોક્ષ જ્ઞાન થાય છે. તે પૂર્વે પરોક્ષ જ્ઞાનની ઉત્પત્તિ સંસ્કૃત અંતઃકરણવાળાને થાય છે. મલિન વાસનાવાળાને તો ત

જ્ઞાન પણ થવું સંભવતું નથી. વસ્તુજ્ઞાનમાં મહાવાક્ય અસાધારણ કારણછે, તથાપિ તે કારણના વ્યાપારમાં અંતરાયોનો નાશ થવા પર્યન્ત ફલપ્રાપ્તિ થવી સંભવતી નથી. જેમ વસ્તુદર્શનમાં નેત્ર અસાધારણ કારણછે તો પણ સંમુખ વસ્તુઓનું ભાન થાયછે અને શરીરના પશ્ચિમ ભાગમાં રહેલા પદાર્થોનું ભાન નથી થતું,—ત્યાં વસ્તુના અદર્શનમાં નેત્રનો દોષ નથી પરંતુ શરીરરૂપ આવરણનો દોષછે;—તેમ અપરોક્ષ જ્ઞાનની અપ્રતીતિમાં અંતઃકરણની બહિર્મુખતાનો દોષ છે.

**अतएव नद्दृष्टि विधानपरं गुणवादपरंचनतद्वचनम् ।**
**स्तुतिवाप्यपिनैतदुपास्यतयाविधिरत्रनदेहभृतोऽस्तियतः॥७३॥**

**शब्दार्थ**—તેથી આ વાક્ય ઉપાસનાવિધિપર નથી, તેમ ગુણવાદપર નથી, તેમ જ સ્તુતિપર પણ નથી, કેમકે જીવાત્માનો બ્રહ્મ ઉપાસ્ય છે એમ સૂચન કરનાર વિધિશબ્દ એમાં નથી.

**टीका**—મહાવાક્ય ઉપાસનાપર છે એવી પૂર્વપક્ષની પ્રથમ કોટિના ખંડનનો ઉપક્રમ ૫૫ મા શ્લોકમાં કરેલો તેનો ઉપસંહાર અત્ર કરેછે. ગયા શ્લોકોમાં વાક્યની અખંડ વસ્ત્વૈકપરતા સિદ્ધ થઇ. તેથી પરિશેષાનુમાનથી ઉપાસનાપરત્વની અસિદ્ધિ થઇ. પૂર્વ પક્ષની અન્ય બે કોટિઓ જે વાક્યનું ગુણવાદપરત્વ, તથા સ્તુતિપરત્વ સ્થાપેછે (શ્લોક–૫૧–૫૪) તેના ખંડનમાં વિશેષ હેતુઓનો નિર્દેશ કરવાની અપેક્ષા નથી, કેમકે પ્રથમકોટિના નિરાકરણમાં પ્રયોજેલી યુક્તિઓદ્વારા તેમનું પણ નિરાકરણ થઇ જાયછે. એમ ધારી પ્રસ્તુત શ્લોકમાં ગ્રંથકાર ન્યાયનો અતિદેશ કરેછે. ઉપાસનાપરત્વનો અભાવ સિદ્ધ કરવામાં અન્ય મુખ્ય હેતુ વિધિશબ્દનો અપ્રયોગ છે.

**सतएवहिनामजगत्प्रकृतेरुपधानवशादिहजीवइति ।**
**अतएवनजीवसतत्त्वकतांप्रकृतस्यसतःप्रतिपादयति ॥७४॥**

**शब्दार्थ**—જગતના કારણરૂપ પરમાત્માની (શરીરરૂપ) ઉપાધિદ્વારા જીવસંજ્ઞા પ્રાપ્ત થઈ છે, તેથી પ્રસ્તુત પરમાત્માની જીવરૂપતા મહાવાક્ય પ્રતિપાદન કરતું નથી.

**टीका**—પૂર્વપક્ષની મહાવાક્યની વિપરીતબોધકતા સ્થાપતી ચતુર્થ કોટિ અવશિષ્ટ રહેલી છે, તેના પરિહારાર્થે ગ્રંથકૃતનો આરંભ છે. પ્રસ્તુત શ્લોકથી આરંભી ૮૧ મા શ્લોક—પર્યન્ત વિપરીતબોધકતાનું નિરાકરણ કર્યું છે.

છાન્દોગ્યોપનિષદ્‌માં **तत्त्वमसि** મહાવાક્યના પ્રકરણનો ઉપક્રમ—**सदेव सोम्येदम ग्रआसीत्**—(હે સુશીલ અંતઃકરણવાન્ પુત્ર ! આ પ્રપંચના આરંભકાલપૂર્વે સન્માત્ર જ વ્યાપી રહેલું હતું) એ વાક્યથી થાય છે. પ્રસ્તુત અણિમાદિઐશ્વર્ય યુક્ત સત્તત્ત્વ—પરમેશ્વર—શરીરાદિ ઉપાધિવિશિષ્ટ થયાપછી જીવસંજ્ઞાને પ્રાપ્ત થયા. તેથી ઉપસંહારકાલે પ્રયોજેલું

મહાવાક્ય સર્વોપાધિનો વાસ્તવિક અભાવ જીવવિષે સિદ્ધ કરી જીવના સ્વારસિક બ્રહ્મત્વનો બોધ કરેછે. સારાંશ ઉપક્રમાદિ લિંગદ્વારા પ્રકરણનું તાત્પર્ય જીવનું બ્રહ્મત્વ પ્રતિપાદન કરેછે. પરંતુ બ્રહ્મની જીવરૂપતાનું સ્થાપન કરતું નથી.

यदिजीवसतत्त्वकतांगमयेदणिमादिगुणस्यजगत्प्रकृतेः।
अणिमादिगुणोक्तिरतोऽस्यमृषायदिपास्यशरीरभृद्राकता॥७५॥

शब्दार्थ—જો અણિમાદિ ગુણવિશિષ્ટ, જગત્કારણરૂપ, પરમેશ્વરની જીવરૂપતા મહાવાક્યથી ઉદ્બોધિત થતી હોય; તો અણિમાદિ ગુણ દર્શાવતું વચન મિથ્યા ઠરે જ્યારે અણિમાદિ ગુણનો નિર્દેશ કર્યોછે, ત્યારે પરમેશ્વરની જીવરૂપતા મિથ્યા ઠરેછે.

टीका—વાક્યની વિપરીત બોધકતા નથી એમ દર્શાવવા દ્વિતીય હેતુ આપેછે. છાન્દોગ્યના ઉક્ત પ્રકરણમાં વિવિધ ઉદાહરણ આપી પરમાત્માનું અત્યંત સૂક્ષ્મ સ્વરૂપ સિદ્ધ કર્યુંછે, પશ્ચાત્ તે સૂક્ષ્મતમ તત્ત્વ તુંજ એ પ્રકારનો અન્તિમ બોધ આપ્યો છે. सयएषोऽणिमैतदात्म्यमिदं सर्वं तत्सत्यं सआत्मा तत्त्वमसिश्वेतकेतो—"હે શ્વેતકેતુ ! ઉક્ત દૃષ્ટાન્તથી સિદ્ધ થએલી જે સૂક્ષ્મતા છે, તે સ્વરૂપતી છે, તે સર્વ વસ્તુરૂપછે, તે સત્ય છે, તે આત્મા છે, તે તું છું"—આ વાક્યનો પ્રત્યેક ખણ્ડના અંતમાં અભ્યાસ કરવામાં આવ્યો છે. આ ઉપરથી નિર્ણય એ કરવાનો છે કે અણિમાદિ ગુણયુક્ત વસ્તુ જીવરૂપ હોય તો તે ગુણોનો જીવમાં અભાવ સુસિદ્ધ હોવાથી તેનો નિર્દેશ મિથ્યા ગણાય. પરંતુ પ્રમાણભૂત શ્રુતિથી તેનો નિર્દેશ થએલો છે તેથી તે પરમાત્મા જીવરૂપ નથી, કિંતુ જીવ સ્વકીય નિકૃષ્ટ ઉપાધિના વાસ્તવિક અભાવથી પરમાત્મરૂપ છે એવો પરિણામી બોધ નીકળે છે.

नचसंसृतिहेतुनिराकरणंकृतमस्यशरीरभृतोऽभिमतम्।
परमेश्वरमात्मतयाब्रुवतावचनेनचतत्त्वमसीत्यमुना॥७६॥

शब्दार्थ—तत्त्वमसि—એ વાક્ય, જે ( પૂર્વપક્ષપ્રમાણે ) પરમેશ્વરની જીવરૂપતા બોધન કરે છે, તેનાથી જીવાત્માનો અભીષ્ટ વિષય, જે સંસારના કારણરૂપ અજ્ઞાનની નિવૃત્તિ છે, તે ઉત્પન્ન કરી શકાતો નથી.

टीका—વિપરીત બોધકતાની અસિદ્ધ્યર્થે તૃતીય હેતુ મહાવાક્યની નિષ્પ્રયોજનતાછે. સર્વ તનુધારીનો અભીપ્સિત વિષય સંસારના મૂલ કારણરૂપ અજ્ઞાનનો આત્યન્તિક ઉચ્છેદ છે. તે વિષય પરમેશ્વરની જીવરૂપતા પ્રતિપાદન કરતું મહાવાક્ય શી રીતે પ્રાપ્ત કરાવી શકે ? સારાંશ વિપરીત બોધકતાથી ઇષ્ટપ્રયોજનની સિદ્ધિ થતી નથી.

त्वमसीतिपदद्वयमेतियुजा तदितिध्वनिनासहतत्त्वमिति ।
क्रिययासहनामपदं समियान्निरपेक्षमुपैत्यनयाह्नियुजाम् ॥७७॥

शब्दार्थ—પ્રથમ त्वम्—असि એ બે પદ પરસ્પર સંયુક્ત થાય છે, પશ્ચાત્ તે ઉભય પદ तत् શબ્દસાથે સંયોગી થાયછે, કારણ કે ક્રિયાપદવડે નિરાકાંક્ષ પ્રતીતિ થવાથી (પ્રથમ) ક્રિયાપદસાથે નામપદનો યોગ થાય છે.

टीका—મહાવાક્ય વિપરીતબોધક નથી તેના સમર્થનમાં ચતુર્થ કારણ ગ્રંથકાર આપે છે. વાક્યગત પદસંબંધના પર્યાલોચનથી મહાવાક્ય અખંડૈકરસનું બોધન કરેછે. પ્રથમ त्वम् પદ असि ક્રિયાપદસાથે યુક્ત થાયછે, પશ્ચાત્ तत् શબ્દસાથે ઉભયનો સંબંધ થાય છે. આ ઉપરથી त्वं પદબોધિત અર્થ तत् પદબોધિત અર્થથી અભિન્ન છે એવો બોધ ઉત્પન્ન થાય છે, પરંતુ વિપરીત અર્થની ઉત્પત્તિનો સંભવ રહેતો નથી.

नहिनामसहस्रमपिक्रिययारहितं किमपिप्रतिपादयति ।
प्रतिपादकमेषुलिंगादिभवेद्विहितादिमतेर्जनकंहियतः ॥७८॥

शब्दार्थ—ક્રિયાપદ વગર સહસ્રનામપદ પણ કોઈ પણ અન્વિત અર્થનું પ્રતિપાદન કરી શકતાં નથી; પદોમાંથી જે વર્તમાનાદિકાલદ્યોતક ક્રિયાપદ હોય છે તેજ અર્થનું પ્રતિપાદન કરવા સમર્થ છે, કેમકે વિધિનિષેધબુદ્ધિનો ઉદય તેનાથી થાય છે.

टीका—ધેનુ, અશ્વ, મહિષ વિગેરે અનન્ત સુબન્ત પદોથી વક્તાના ઇષ્ટાર્થની સ્ફુટ પ્રતીતિ થતી નથી, પરંતુ असि, अस्मि ઇત્યાદિ તિઙન્ત પદદ્વારા નિરાકાંક્ષ બોધની પ્રાપ્તિ થાય છે. તેથી, વાક્યમાં ક્રિયાપદનું પ્રાધાન્ય હોવાથી તેની સાથે વ્યાકરણ નિયમાનુસાર જે નામપદનો સંયોગ ઘટતો હોય તેનો સંબંધ કર્યા પછી અવશિષ્ટ પદનો સંયોગ કરવો.

भगवानपिमध्यममेवयतोविनियच्छतियुष्मदिनित्यमतः।
प्रथमंत्वमसीतिपदेसमितश्चरमंत्वसिनासमियात्तदिति ॥७९॥

शब्दार्थ—પાણિનિભગવાન્ પણ દ્વિતીય પુરુષ સર્વનામ (युष्मद्) સાથે असि ઇત્યાદિ મધ્યમ પદનો સર્વદા સંબંધ કરવો એ પ્રકારનો નિયમ કરેછે, તેથી પ્રથમ त्वमसि—એ બે પદો સંયુક્ત થાય છે, પશ્ચાત્ असिપદસાથે तत्પદનો સંબંધ થાયછે.

टीका—પ્રથમ त्वम् તથા असिપદનો પરસ્પર સંયોગ થાયછે. એના સમર્થનમાં પાણિનિમુનિના સૂત્રનું પ્રમાણ આપેછે-युष्मद्युपपदेसमानाधिकरणेस्थानिन्यपिमध्यमः॥

पुरुषोऽभिहितस्त्वमसीतियदाकिमसानिवदेतितदाभिमुखः।
श्रवणायभवेदणिमादिगुणंसादितिप्रकृतंतदसीतिवदेत् ॥८०॥

આ પ્રકારનાં તે મહાત્માનાં વચનને તથા ભદ્રસેનની કથાને શ્રવણ કરીને તે ધૈર્યબલવાળો વીરવિજયચંદ્ર આ પ્રકારનાં વચનો બોલ્યો.

વીરવિજયચંદ્ર કહે છે, હે સિદ્ધ પુરુષ! આપે મારા ઉપર જે ઉપકાર આ સમયમાં કર્યો છે એ અન્ય સમયે મારાથી અનેક પ્રકારના પ્રયોગોવડે પણ વાળી શકાય એમ નથી. તેમાં પણ આપસરખા આપ્તકામ પુરુષનો ઉપકાર કયા પ્રયોગોથી વાળવો એ પણ આ ક્ષણે હું સમજી શકતો નથી. માત્ર એ ઉપકારનિમિત્ત આ ક્ષણે તો આપને સવિનય નમસ્કાર કરવો એ જ મને ઉચિત ભાસેછે.

આપે મારા હિતને અર્થે કહેલી આ ભદ્રસેનની કથાને મેં પ્રેમવડે શ્રવણ કરી છે. અને તેમાંથી મારા ઉપયોગનું ઘણું મેં ગ્રહણ કર્યું છે. એની સઘળી સ્થિતિઓનાં ચિત્ર મારા હૃદયમાં પ્રતિબિંબિત થયાં છે. તેમાંની કઈ સ્થિતિપર મારાથી જવાશે એ સમજાતું નથી. સર્વોત્તમ સ્થિતિ તો તેની અંત્યાવસ્થાની છે, પરંતુ આ સમયે હું તેનો અનધિકારી છું, એટલે નિરુપાય.

હવે આપને મારે અધિક કાલ વિઘ્નરૂપ થઈ નડવું એ અધિક યોગ્ય જણાતું નથી તેથી આપની કૃપાને ઇચ્છતો હું આગળ પ્રયાણને આરંભુછું. માત્ર આપને નિવેદન કરવાનું એ જ છે કે આપના સ્વધર્મમાં પ્રતિબંધ ન આવે અને મને હિતકર થઈ રહે એવી મારા સંબંધમાં કાંઇ આજ્ઞા હોય તો કરો. હું ક્ષત્રિયપુત્ર હોવાથી ધારેલા નિશ્ચયથી પાછો હઠવાનો નથી. મરણને સ્વીકારું પણ દૃઢ કરેલા સંકલ્પથી ભ્રષ્ટ થનાર નથી. હું સકામ છતાં પણ દુષ્ટ સ્પૃહાથી દુર્બલ નથી, તેથી ધારણા પાર પાડવા પર્યંત મરણ ન આવે તો પાછો હઠવાનો નથી. તેથી આપે જે અધિક ઉપકાર કરવો ઘટિત હોય તે કરો.

મહાત્મા કહે છે, હે રાજપુત્ર! હવે તમારા અંતરમાં ઉઠતી પ્રથમ વૃત્તિને અનુસરીને વિચરો. એથી અધિક આ ક્ષણે કાંઈ પણ કહેવા યોગ્ય નથી.

વીરવિજયચંદ્ર કહે છે, આ ક્ષણે પ્રથમ વૃત્તિ તો એવી સ્ફુરી કે જો આપ કાંઈ ભાવિમાં કરવા યોગ્યને નહિ કહો તો અત્રથી પૂર્વમા પ્રયાણ કરવું.

મહાત્મા કહેછે, તો હવે ઇષ્ટ સ્મરીને તેમ જ કરો.

આ સાંભળીને તત્ક્ષણ ઇષ્ટ સ્મરીને તે મહાત્માને નમસ્કાર કરીને તે બોલ્યો, હે ભગવન્! મારા પ્રતિ અમૃતમયી વૃત્તિ પ્રસંગે નાંખજો, અને પુનઃ અનુગ્રહવડે મારી ઇચ્છા પૂર્ણ થયે યોગ્ય લાગે તો મને આપનાં પાપહર દર્શન આપજો. એમ બોલીને પૂર્વમાં ચાલ્યો. મહાત્મા એક પણ શબ્દ ન બોલતાં ઉઠીને તે વીરવિજયચંદ્રના પૃષ્ઠને જોઇને પોતાની ગુહાપ્રતિ વળ્યા. વીરવિજયચંદ્ર પણ પાછળ જોતો, મનવડે નમન કરતો અગ્રગળ ચાલ્યો. એક બીજાની દૃષ્ટિથી બહિર્ પરસ્પર થયા પછી વીરવિજયચંદ્ર આપ્રમાણે બોલતો આગળ ચાલ્યો.

સોરઠા.

મરણ જ ઇચ્છે જેહ, ઇચ્છે તે ન જગે કશું;
કદિ ઇચ્છે તો તેહ, ઇચ્છે સંગી ધર્મને.

જાય ત્યજી જન સર્વ, સ્ત્રીસુતગૃહવિત્તાદિને;
ધર્મ તજે સહુ ગર્વ, જીવન્મુક્ત કોક જ જગે.
અવર સકલ સજી ધર્મ, ઇહ પરલોકે સુખ લહે,
લહે ન ભવનો મર્મ, તો ત્યજી ધર્મ સ્વજન દહે.
માટે ધર્મ જ એક, ઉર ધરવા સરખો દીસે,
તેથી ધરી વિવેક, ત્યજું ન ધર્મ મરણલગી.
જો છે ઈશ સહાય, તો ધાર્યું કરવું જગે;
નહિ તો ભવરણમાંહ્ય, તપથી તનુને ત્રોડવું.

આટલું બોલીને મનમાં વિચારતો ચાલે છે કે જન્મેલાને મરણ તો છે જ. કાયર જનો ગૃહગુહામાં ક્લેશને અનુભવતાં અને શૂરવીર સાધકો ગિરિગુહામાં પ્રસન્નતાવડે કાલવશ શરીરને સમય આવ્યે છોડેછે. ક્ષત્રિયે તો રણમાં જ મરણને સ્વીકારવું, કાં અજાતશત્રુ થઇ સ્વતંત્રપણે જ્યાં ત્યાં શરીર છોડવું છે. હું ક્ષત્રિયના કુલમાં જન્મ્યોછું, છતાં હજી કુલધર્મને યથાવત્ ધરી રણમાં શત્રુઓના રુધિરની નદી ચલાવવાનો સમય મારે આવ્યો નથી. જો ઈશ્વરે સંકેતવડે જન્મ આપ્યો હશે તો સમય અને સામર્થ્ય આવી મળશે. વર્ષાકાલે અને અન્ય ઋતુઓમાં પણ અસંખ્ય ઋતુઓના જંતુ ઉપજી ઉપજીને ખપી જાય છે, પરંતુ તેમનું જગમાં આવવું જવું વ્યર્થ સરખું જ છે. કારણ કે તેઓ સાધવાયોગ્ય સ્વપરહિત સાધ્યાવિના જ અળપાઈ જાય છે. સાર્થક જન્મ તો તેનો જ છે કે જે સાધવાયોગ્ય સાધીને જ વિરમે છે.

આ પ્રકારે વિચાર કરતો ચાલે છે. કેટલેક પંથ કાપતાં સૂર્યને પાછળ સંતાઇ જતા હોય એમ અસ્ત પામતા જોઇને બોલેછે,

સોરઠા.

જગે ઉદય ને અસ્ત, સૂર્યસમાને પણ રહ્યો,
જીવ જે દુઃખથી ત્રસ્ત, તેને અસ્તોદય જ શું ?
રવિને ઉદય ન અસ્ત, પણ જનને ભાસે સદા,
જયમ હું વિચરૂં મસ્ત, પણ જન તો દુઃખી લેખતા.

અસ્ત થતા સૂર્યને વિધિવત્ નમન કરીને આગળ ચાલ્યો. સમય જતાં કૃષ્ણપક્ષની રાત્રિએ પોતાનું ભયંકર રૂપ પ્રકટાવવા માંડયું. દિશાઓમાં અંધકાર અભિવ્યક્ત થયો. વનના રાજા તથા વનની પ્રજા પોત પોતાના વ્યવહારઅર્થે સાવધાન થયાં. તમસ્થી ભય પામનારાં પોત પોતાનાં ગુપ્ત થવાનાં સ્થલોમાં ભરાઈ બેઠાં. સ્થલે સ્થલે વૃક્ષો પણ પત્રોરૂપ નેત્ર બંધ કરીને નિદ્રા લેતાં હોય એમ ભાસ્યાં. પણ ભયને જેણે તૃણવત્ ત્રેવડ્યો છે એવો વીરવિજયચંદ્ર તો નિશાપતિ ચંદ્રની પેઠે રાત્રિમાં પણ ઉતાવળી ગતિથી ચાલતો જ રહ્યો.

વિચારમાં ને વિચારમાં ચાલતાં શુમારે પ્રહર રાત્રિ વ્યતીત થઇ. મૃદુ મધુર અને ઘોર શબ્દોથી ગર્જિત વનને વિંધતો ચાલે છે, પણ અંતરમાં કોઇ વિશ્રામ કરવા યોગ્ય

સ્થલની આશા રાખે છે. આગળ ચાલતાં ઘણે અંતરેથી પ્રકાશસરખું કાંઇ ભાસ્યું તેથી એ ગ્રામ હશે એવું અનુમાન થયું. આગળ ચાલતાં તે પ્રકાશ કોઇ ગૃહના દ્વારમાંથી બહાર આવતો હોય એવું જણાયું. માર્ગ કાપતાં જ્યારે છેક નિકટ આવ્યો ત્યારે તેણે જાણ્યું કે આજુબાજુ વસતિ નથી પણ આ કોઈ એકાંત સેવન કરનારનો મઠ છે. એ મઠના દ્વારપ્રતિ દૃષ્ટિ નાખતાં કોઇ મનુષ્યનું મઠમાં હરવું ફરવું જણાયું નહિ, અને શાંત સરખું જણાયું. દ્વારમાંથી બહાર પડતો પ્રકાશ જણાયો પણ એ પ્રકાશ શેનો છે તે કાંઇ જણાયું નહિ. અરણ્યમાં ઉઘાડાં દ્વાર મુકી રાત્રિએ કોણ અત્ર રહે છે તથા તે શું ક્રિયા કરે છે એ જાણવાતે પ્રથમ તો ગુપ્તપણે જઇને મઠની બાજુએ રચેલા ચોતરાઉપર બેઠો. મઠની ચારે બાજુએ દ્વાર છે એમ જાણ્યું, કારણકે ચારે બાજુએ દ્વારમાંથી બહિર્ પડતો પ્રકાશ જણાતો હતો. લગાર બેશીને પછી ઉઠીને ચારે બાજુએ ફરી વળ્યો. દીપકાદિ પ્રકાશના કોઈ આધારને અંદર દૃષ્ટિ નાંખવા છતાં ન દેખી શકવાથી આશ્ચર્યને પામવા લાગ્યો. પણ ક્ષત્રિયજાતિ હોવાથી ભયરહિતપણે કૌતુક જાણવાની આતુરતાથી પુનઃ તે જ ચોતરા ઉપર જઇને બેઠો. બે ઘટિકાજેટલો કાલ કેવલ શાંતિથી ગયો તેથી એના મનમાં એમ ભાસ્યું કે કાં તો મઠાધિપતિ નિદ્રાવશ છે કે કાં તો મઠથી બહાર કાંઇ કારણસર નિકળ્યા હશે. આમ વિચારે છે એટલામાં આ પ્રકારના શબ્દો કાને સાંભળ્યા.

'સાધો! જો તારી ઇચ્છા હોય તો તને હું દેવ પ્રસન્ન થાય એવો ઉપાય કહું. તે દેવો પણ અનેક છે, અને વિવિધ મનવાંછિત ફલ આપનાર છે. ભિન્ન ભિન્ન દેવનાં સાધનના પ્રકાર પણ ભિન્ન ભિન્ન છે. તેમનાં સાધનસમયે પાળવાના નિયમો, આહારના પદાર્થો તથા બલિદાન આપવાના પદાર્થો તને કહું. અને જો ઇચ્છા હોય તો દેવીઓને પ્રસન્ન કરવાનો વિધિ કહું. દેવીઓ પણ અનેક છે, અને વિવિધ ફલ આપનાર છે. એ દેવીઓની સહાયતાથી ત્રિભુવનમાં તને કાંઇ દુર્લભ રહેશે નહિ. આ ત્રિલોકમાં તું પૂજ્ય થઇશ. અને જો તારી એમ જ ઇચ્છા હોય તો હું તને નાના પણ નિયત ફલને આપનારી અનેક યક્ષિણીને પ્રસન્ન કરવાનો ઉપાય આપું. તેમાં તને રુચે તો નિત્ય એક સુવર્ણમુદ્રા આપનારી, નહિ તો નિત્ય ત્રિશ મુદ્રા આપનારી, નહિ તો સો મુદ્રા આપનારી અને તે નહિ તો નિત્ય એક સહસ્ર સુવર્ણમુદ્રા આપનારી ધનેશ્વરી નામવાળી યક્ષિણીને પ્રસન્ન કરવાનો માર્ગ કહું. અન્ય યક્ષિણીઓમાંની એક તો એક દંડ આપે છે જે દંડપર આરૂઢ થઇને પૃથ્વીથી એકવિશ ગજ ઉંચા ઉડાય-છે અને ઇચ્છામાં આવે ત્યાં એ પ્રમાણે આકાશમાર્ગે જઇ આવી શકાયછે. બીજી એક તો પ્રસન્ન થઇને વસ્ત્ર આપે છે, જે વસ્ત્રના પ્રતાપથી કોઇ દેખે નહિ. એવી સિદ્ધિ મળે છે. તે નહિ તો એક વટેશ્વરી નામની યક્ષિણી જે અખુટ લક્ષ્મી તથા રસાયણવિધિની ઔષધિ આપે છે, તેનો પ્રયોગ તને કહું, જેથી ભંડાર સદા પૂર્ણ રહેવાથી તું અખંડ સુખ ભોગવીશ.

વળી જો તને પ્રિય હોય તો એક યક્ષિણીનો પ્રયોગ કહું જે પ્રસન્ન થઇને એક મણિ આપે છે, જે મણિના પ્રતાપથી અગાધ જળમાં પ્રવેશ કરતાં જળ બોળે નહિ કે પ્રાણ લે

મને કૃપા કરીને કહો. આ આશ્ચર્ય મારા જોવામાં પ્રથમ જ આવે છે અને તેથી એને સકારણ સમજવાની મને આતુરતા છે.

મહાત્મા કહેછે, હે ભાઈ ! તમને શ્રવણ કરવાની ઇચ્છા છે તો તમારા પ્રતિ કહેવામાં હું પ્રતિબંધ જોતો નથી, માટે સ્વસ્થ થઇને બેસો. આ પાત્રમાંથી જલ લો, અને પ્રાણને તૃપ્ત કરો. પછી શ્રમથી મુક્ત થઇને શ્રવણ કરો. આશ્રમમાં રહેલા મનુષ્યે આશ્રમમાં આવેલા મનુષ્યનું ફલજલાદિથી સંમાન કરવું એ આશ્રમવાસીનો ધર્મ છે.

પછી વીરવિજયચંદ્ર ઇચ્છાનુસાર ફલજલ ગ્રહણ કરીને મહાત્માના મુખથી સર્વ વૃત્તાન્ત શ્રવણ કરવા સ્વસ્થ થઇ બેઠો.

(અપૂર્ણ)

# શ્રી પંચવરદ વૃત્તાન્ત.

(અનુસંધાન વર્તમાન ૩૫ના પૃષ્ઠ ૧૫૭ થી)

આ વાર્તાને હું, તે પૂર્વે વિવિધ પ્રકારે ધર્મસંબંધમાં કરેલા વિચારોથી તથા નિશ્ચયોથી જાણનારો હતો, તેથી મેં સમય આવ્યા પૂર્વે વ્યર્થ ત્યાગાશ્રમને સેવવાની વૃત્તિને વેગ આપ્યો ન હતો.

જેમ ગૃહસ્થાશ્રમમાં મને આસક્તિ ન હતી તેમ જ ત્યાગાશ્રમ ધરવાની પણ આસક્તિ મને પ્રતીત થતી ન હતી. તેથી સાક્ષિની પેઠે આવનાર સમયના સ્વરૂપને અનુભવનો એવો હું યથાનિયમે કાલને વ્યતીત થતો અનુભવાવનાર સાધનોદ્વારા કાલની વસ્તુતઃ ગતિ નહિ છતાં પણ તેને ક્ષણાદિ અંશવડે ગત થતો અનુભવતો હતો.

સમીપ આવનાર ઉત્તમાદિ અધિકારિઓ પણ મારો સમાગમ અધિક કાલ રહેશે કે નહિ એવી શંકાવડે પોતપોતાના અંતઃકરણમાં પ્રાપ્ત સંપત્તિના પ્રમાણમાં આગ્રહથી સમાગમ કરવા લાગ્યા, તથા અધિક પ્રીતિવડે પ્રાપ્ત શંકાઓથી નિવૃત્ત થવા લાગ્યા.

આ પ્રમાણે વળી થોડા માસ વ્યતીત થતાં દૈવયોગથી શરીરોત્પાદક સંસ્કારના અભાવના યોગે અકસ્માત્ ઇષ્ટનું સ્મરણ કરતાં ગૃહિણીએ પોતાના શરીરનો અહંકારના સાક્ષિમાં લયપૂર્વક ત્યાગ કર્યો. આમ થવાથી મારે ગૃહસ્થાશ્રમની સમાપ્તિ થઇ.

પછી સર્વ વ્યવહારમાં કુશલ એવા પુત્રોને વ્યવહારભાર અર્પીને મેં એકાંતસેવનમાં નિરુપાધિપ્રારબ્ધભોગનો નિશ્ચય કર્યો.

આ નિશ્ચયને જાણવાથી સમીપ આવનાર વિવેકી પુરુષોના અંતરમાં સ્વાભાવિક શોક પ્રાપ્ત થયો, અને તેથી એક સમયે તેવા સર્વ, ચિંતાગ્રસ્તસરખા પ્રતીત થતા મારા સમીપ આવી વિધિવત્ નમન કરીને બેઠા અને પ્રમુખ પુરુષદ્વારા આ પ્રમાણે નિવેદન કરવા લાગ્યા.

'હે ભગવન્ ! આ લોકમાં તથા પરલોકમાં પ્રાપ્ત થતાં દુઃખથી મુક્ત કરનાર આપ જ અમારે તો માતાપિતા તથા તારક ઇશ્વરરૂપ છો. હે દેવ ! આપની અમૃતમયી કૃપાદૃષ્ટિ જ અમારા અંતઃકરણના બંધદ્વારા અમને અજરામરત્વને પ્રાપ્ત કરનાર છે. હે પરમાત્મન્ !

આ વિશ્વપ્રપંચમાં જીવોને શાંતિતૃપ્તિનો અનુભવ કરવાઅર્થે સ્થાનરૂપ આપ જ છો. અધિકારિઓને આપ જ પંચ ક્લેશની નિવૃત્તિપૂર્વક પરમાનંદનો અનુભવ કરાવનાર પરમપુરુષ છો, તથા અનાધકારી જીવોને અધિકારમાં સ્થાપનાર અમોઘ ઐશ્વર્યવાળા શ્રીસદ્ગુરુ પણ આપ જ છો આ જીવોને જેમ પરમાત્માપ્રતિ આરોપાયલા નામરૂપ શબ્દોનું સ્મરણ પાપરહિત કરેછે તેમ આપના પ્રતિ આરોપાયલા નામરૂપ શબ્દોનું સ્મરણ પણ અમોઆદિ જીવોનાં પાપને ક્ષય કરનાર છે.

હે બ્રહ્મ! પ્રેમવડે કરાતું આપનું સ્મરણ માત્ર પણ અમને નિર્દોષ કરવા સમર્થ છે તો આપનાં દર્શન અમને શું શું ઉત્તમ ફલ આપે છે એ અમે કળી શકતા નથી. એવાં અમર્યાદ ફલદ આ આપનાં દર્શન અમને, જ્યાંસુધી આપમાં અભેદભાવે સ્થિત થઇએ ત્યાં સુધી નિરંતર થાય એ જ અમારી ઇચ્છા છે.

હે સર્વૈશ્વર્યસંપન્ન! જેમ આપના શરણને પ્રાપ્ત થયેલા અમે આ દુસ્તર સંસારને સ્વલ્પ આયાસે તર્યા છીએ તેમ આપથી અભિન્ન એવા આપના ઓજસ્‌ને પ્રાપ્ત આપની આ સત્પ્રજાના શરણને પ્રાપ્ત રહી અમારી ઉત્તરોત્તર થતી પ્રજા પણ આપના તથા આપની પ્રજારૂપ આપનાં અનેક સ્વરૂપના ગુણાનુવાદ ગાતાં ગાતાં અલ્પ આયાસથી આ ભવસાગરને તરે એ જ અમારી દૃઢ કામના છે.

હે દાતા! આ સંસારમાં જે અન્ય અનેક પ્રકારનાં દાન આપનાર દાતાઓ છે તેમનાથી જે દાન આપી શકાતું નથી તે દાન આપીને આપે અમને આપ્તકામ કર્યા છે; તેમ જ આપની લીલારૂપ પરંપરાવડે અમારી પરંપરાને આપ્તકામપણું પ્રાપ્ત થતું રહે એ જ અમારે, જો ઇચ્છા કરવારૂપ રહ્યું છે એમ ગણીએ તો છે.

હે દયાના સમુદ્ર! આપ જેમ દયાવડે અમને આજપર્યંત જાગ્રતસ્વપ્નમાં પ્રત્યક્ષ થયા છો તેમ જ અમારા શરીરોની સ્થિતિપર્યંત આપ અમને દયાપાત્ર ગણશો એ અમારી પ્રાર્થના છે.

આ અમે આદિ આપના શરણાગત જનોમાંથી જેમનાં અંતઃકરણમાં દોષવશાત્ અસંતોષ અવશેષ રહ્યો હોય તેમનાં અંતઃકરણમાં આપની કૃપાના પ્રભાવે સંતોષ પ્રસરે તથા જે જીવો પોતાના દુર્ભાગ્યથી આપના શરણને પ્રાપ્ત થઈ શક્યા નથી તેવા સુભાગ્યહીન જીવોના અંતઃકરણમાં પણ સત્સંસ્કારનો આવિર્ભાવ થાય એ અમારી અભિલાષા છે.

હે શરણાગતવત્સલ પ્રભો! આપના શરણને પ્રાપ્ત મનુષ્યોમાંથી જેમને પ્રયત્નમાં પ્રમાદ રહ્યો છે એવાઓનો પણ આપના અનુપમ શરણના પ્રભાવથી દોષની નિવૃત્તિપૂર્વક ઉદ્ધાર થાય એવી અમારી પ્રાર્થના છે. આપના ન કળી શકાય એવા મહિમાને, યથાવત ન જાણનાર અમે આ પ્રકારની યાચના સર્વના મનના સમાધાનાર્થ કરીએ છીએ, નહિ તો આપ સર્વજ્ઞ વિભુની સત્તા સર્વત્ર ઘટિત જ કરે છે અને કરશે એ અમારો નિશ્ચય છે.

હે પંચવરદ મહાત્મન્! આ વિગેરે અનેક પ્રકારનાં વચનો બોલતા તે અધિકારિને શાંત રાખીને 'સર્વના સમાધાનાર્થે મેં' આ પ્રકારનાં વચનો કહ્યાં.

હે સજ્જન સખાઓ! તમારી સર્વ પ્રકારની શેષ કામનાઓને પૂર્ણ કરનાર સર્વાંતર્યામી વિશ્વવ્યવસ્થાપક ઈશ્વર સર્વને સદા સમીપ વિદ્યમાન છે તેથી નિઃશંક તથા નિર્ભય રહેવું, અને પોતપોતાના કર્તવ્યને યથામતિ યથાશક્તિ કરવું.

આ સંસારમાં મહાત્મા પુરુષસાથે વિશેષે કરીને ત્રણ પ્રકારના સંબંધમાં રહેનાર રૂપે સર્વ મનુષ્યોનો સમાવેશ થાય છેઃ ૧શિષ્યરૂપે, ૨ ભક્તરૂપે કે ૩ તટસ્થરૂપે.

ત્યાં જે પુરુષ તત્ત્વજ્ઞ મહાત્માદ્વારા મુખ્ય કર્તવ્યના સ્વરૂપનો નિશ્ચય કરીને તેમના ઉપદેશદ્વારા કૃતકૃત્યતા પ્રાપ્ત થવા પર્યંત પ્રયત્નશીલ હોય છે તે તો 'શિષ્ય છે.'

નાના પ્રકારની કામનાઓને વશ વર્તતાં તેમાંની કોઇ એક અથવા સર્વ કામનાની સિદ્ધિઅર્થે જે મનુષ્યો મહાત્માની સેવા વા પૂજન અર્ચનાદિ પ્રીતિવડે કરેછે તે ભક્તછે.

આવા બે ભેદથી ભિન્ન જે મનુષ્યો છે તે તટસ્થ ગણાયછે.

આ શિષ્ય તથા ભક્તમાં ગણાતા મનુષ્યોના તેમને પ્રાપ્ત સંસ્કાર તથા અધિકારબલના ન્યૂનાધિકપણાથી ઘણા ભેદ હોવા સંભવે છે. તોપણ તે પ્રત્યેકમાં મુખ્ય બે ભેદ ગણાયછેઃ ૧ દૃઢ ચિત્તવડે દૃઢ નિશ્ચયવાળા, અને ૨ અદૃઢ ચિત્તવડે અદૃઢ નિશ્ચયવાળા.

આ પ્રકારે જેમ શિષ્ય તથા ભક્તના દૃઢઅદૃઢ ચિત્તનિશ્ચયના ભેદથી બે બે પ્રકારછે તેમ જ ત્રીજા તટસ્થમાં પણ બે ભેદના મનુષ્યો છે. એક તો સત્સંસ્કારપ્રધાન હોવાથી સન્માર્ગવર્તી, અને બીજા અસત્સંસ્કારપ્રધાન હોવાથી અસન્માર્ગવર્તી.

આ વિધિથી સર્વ મનુષ્યો મહાત્મા પુરુષસાથે સંબંધવાળાછે તેથી મહાત્માપુરુષ દ્વારા સર્વને લાભનો સંભવ છે. યદ્યપિ અસન્માર્ગવર્તી તટસ્થ મનુષ્યો, પાપકર્મ કરનાર તથા અનાચારથી વર્તનાર તથા વિપરીત મતિના પ્રભાવે પ્રતિકૂલ ગતિવાળા હોવાથી ઈશ્વરની અવજ્ઞા, મહાત્માની નિંદા આદિ અનેક દુષ્ટ આચરણ કરનાર હોય છે અને તેથી તેઓ દુષ્ટ સંસ્કારની વૃદ્ધિદ્વારા અનર્થને પ્રાપ્ત કરે છે તથાપિ તેમને વિરોધી ભાવથી પણ મહાત્માનું સ્મરણ તથા સમયે દર્શન થાય છે, જેથી તે મહાત્માના સહજ સ્વભાવથી પ્રસરતા ઐશ્વર્યથી સત્સંસ્કારનો તેમનામાં આવિર્ભાવ થાય છે અને તે વડે તેમને કાળે કરીને સદ્ભાવના પ્રકટે છે અને મહાત્માના શરણનો અધિકાર પ્રાપ્ત કરે છે. જેથી સર્વનું હિત કરનાર મહાત્માના સંબંધવાળાં સર્વ મનુષ્યો લાભને પ્રાપ્ત કરે છે એ કથન યોગ્ય છે.

આ વિશાલ ભૂમિના સર્વ મનુષ્યોને કોઈ એક જ મહાત્માનું શરણ પ્રાપ્ત થાય એ અત્યંત કઠિન વાર્તા છે, પણ સ્થળે સ્થળે પ્રકટતા મહાત્માઓના સત્સંગમાં વિશેષે કરીને મનુષ્યો આવે એમ સંભવેછે.

આ લોકમાં જીવોના અજ્ઞાનથી તથા સંસ્કારાદિ નિમિત્તથી અધિકારમાં ભેદને પામેલાં અનેક પ્રકારનાં મનુષ્યોવડે મહાત્મા શબ્દથી ઓળખાતા પુરુષોમાં પણ ભેદ રહેવાનો સંભવ છે. તેમ જ કર્મવશ વર્તતા છતાં મોટી આશાવડે બંધાયલા જીવો કાળે કાળે વિલક્ષણ સ્થિતિને વશ થાય છે, અને તેમાં કારણવશાત્ પ્રસંગે ગુણનું અને પ્રસંગે દોષનું આધિક્ય દેખાય છે. આ વાતાને તમે સર્વ જાણો છો તો પણ પ્રસંગ પ્રાપ્ત થવાથી વળી

કહું છું કે આ જગત્‌માં કોઈ તો મહાત્માને અર્થે ગ્રહણ કરેલા અથવા કોઈ મહાત્માના જોયેલા કાષાયવસ્ત્રઆદિ વેષવાળા વેષમાત્રથી તેવા સામાન્ય વેષધારી મનુષ્યને જ મહાત્મા માને છે. કોઈ તો કેવલ પંડિતપણાને પ્રાપ્ત થયાની પ્રતીતિ કરાવનારને જ મહાત્મા માને છે. કોઇ તો યોગ્યાયોગ્ય પણ અધિક બોલનારાને તથા સર્વને તિરસ્કાર કરનારને મહાત્મા માને છે. કોઇ તો કેવલ નહિ બોલનાર મૌન ધારણ કરનારને અને કોઇ એકલા ફરનારને કે એકલા બેશી રહેનારને જ મહાત્મા માને છે. કોઇ તો સમર્થ વિદ્વાનને, કોઇ સદાચારવાળાને અને કોઈ સદાચારવાળા સમર્થ વિદ્વાનને જ મહાત્મા માને છે. કોઇ તો સદ્‌ગુણને ધારણ કરેલાને, કોઇ તો સદા સત્કર્મપરાયણ રહેનારને અને કોઈ તો સદ્‌ગુણી છતાં સત્ક્રિયાવાનને જ મહાત્મા માને છે. કોઇ તો વેદવેત્તાને, કોઈ તો શાસ્ત્રવેત્તાને, કોઈ વેદશાસ્ત્ર ઊભયના વેત્તાને, અને કોઇ તો સર્વના અર્થતાત્પર્યને જાણનારને જ મહાત્મા માને છે. કોઇ તો ચમત્કાર દેખાડનાર મંત્રતંત્ર જાણનારને, કોઇ તો કેવલ પોતાને અનુકૂલ વર્તી વિવિધ લોકવ્યવહારની યુક્તિ જણાવનારને અને કોઇ તો માત્ર યથેચ્છાચરણ કરનારને જ મહાત્મા માને છે. આ વિગેરે અનેક પ્રકારથી જીવો પોતપોતાના પ્રાપ્ત અધિકારના પ્રમાણમાં નિશ્ચય કરીને મહાત્મા માને છે, અને તેમને સર્વને જેવા જેવા મહાત્મા મળે છે તેવા તેવા મહાત્માના સબંધનું જેવું ફલ હોય છે તે તે ફલ મળે છે, અને સર્વ પ્રકારથી યોગ્યતાવાળા મહાત્મા પુરુષના સંબંધથી સર્વોત્તમ ફલ મળે છે. આમ છે માટે હે ભાઈઓ ! યોગ્ય વિચારવડે મહાત્માના સ્વરૂપનો નિશ્ચય કરીને પછી અધિક યોગ્યતાવાળા મહાપુરુષનો સંબંધ સેવવો એ જ અતિ ઉત્તમ વાર્તા છે.

જેમાં મહાત્મા પુરુષનાં ઘણાં લક્ષણ હોય અને દોષ ઓછાં હોય તેવા પુરુષનો પણ અધિક માનથી સહવાસ સેવવો અને એટલું સાવધાનપણું રાખવું કે આપણું અંતઃકરણ તેમના ગુણના સંસ્કારને ધારણ કરે પણ દોષના સંસ્કારને ધારણ કરે નહિ.

આ જગત્‌માં પ્રકૃતિભેદ હોવાથી ગુણદોષના સ્વરૂપનો નિશ્ચય પણ વિલક્ષણ રીતે કરાય છે, તો પણ જે સ્વાભાવિક ગુણદોષ છે તે તો સર્વમાન્ય સરખા જ હોય છે.

આપણી યોગ્ય દૃષ્ટિથી જે દોષ ગણાતા હોય તેને આપણે ન સેવવા, અને અન્યમાં તે દોષો જોવા તેનું પ્રયોજન એટલું જ સમજવું કે એવા દોષ આપણામાં ન પ્રવેશે.

હે ભાઈઓ ! સર્વ પ્રકારના વિચારથી તથા સર્વ પ્રકારની ક્રિયાથી બુદ્ધિમંત પુરુષોએ સુખસ્વરૂપ થવું છે, જેથી અનેક વિરોધી તર્કાદિથી પણ પ્રામાણ્યરૂપ નિશ્ચય કરાયલા હેતુનું વિસ્મરણ કરીને અન્ય માર્ગે વહેના થવાય નહિ, એટલી સાવધાનતા રાખવી.

આપણા પૂર્વ પુરુષોએ આત્માના સામાન્ય પ્રકારે ત્રણ ભેદ કહ્યા છે, એક ગૌણ આત્મા, બીજો મિથ્યા આત્મા અને ત્રીજો મુખ્ય આત્મા. તેમાં સ્ત્રીપુત્રાદિ જેઓ પ્રીતિપાત્ર છે તે ગૌણ આત્મા ગણાય છે. અન્નમયાદિ પંચકોશગત જે મિથ્યા અહં છે તે મિથ્યા આત્મા છે, અથવા આ અન્નમયાદિ કોશરૂપ શરીરસમુદાય છે તે મિથ્યા આત્મા છે. અને તે મિથ્યા આત્મારૂપ કોશગ અહંનું અથવા અન્નમયાદિરૂપ શરીરસમુદાયનું જે અધિષ્ઠાન

રૂપ છે, જેને સત્ ચિદ્ આનંદ એક રસ છતાં સાક્ષિઆત્મા ગણે છે તે મુખ્ય આત્મા છે.

આ પ્રકારના ત્રિવિધ આત્મામાંથી પ્રથમના બે અર્થાત્ ગૌણ અને મિથ્યા આત્મામાંથી તો વિવેક વિચારાદિથી આત્મબુદ્ધિ છૂટી જાય છે; અને એ બેમાં આત્મત્વઅભાવના નિશ્ચયથી નિવૃત્ત થયેલી બુદ્ધિ એક રસ સુખસ્વરૂપ મુખ્ય આત્માવિષે જ સ્થિરતાને પ્રાપ્ત થાય છે. માટે પોતાની યોગ્યતાપ્રમાણે ગૌણઆત્મા તથા મિથ્યા આત્મારૂપ મનાયેલાં સ્ત્રી, પુત્ર તથા શરીરાદિથી મતિ તથા વૃત્તિને પાછી વાળીને મુખ્ય આત્મામાં સ્થિર કરવાનો અભ્યાસ, શ્રી ગુરુએ વિધાન કરેલે માર્ગે રાખવો. કારણ કે એ અભ્યાસના અંતમાં જ્યારે પોતાના સત્ ચિદ્આનંદ સ્વરૂપનો અનુભવ થાય છે ત્યારે જ કૃતકૃત્ય થવાય છે.

હે વિવેકી પુરુષો! આ વ્યવહારસંબંધી તથા પરમાર્થસંબંધી સઘળી ક્રિયાઓને કરાવનાર મુખ્ય હેતુ દેહાભિમાન છે. તે દેહાભિમાનની નિવૃત્તિ કૃતકૃત્યતાનિમિત્તે કર્તવ્ય છે. ક્રિયામાત્રના કારણરૂપ દેહાભિમાનના સામાન્ય રીતે બે ભેદ છે. એક કર્મજન્ય દેહાભિમાન અને બીજો ભ્રાંતિજન્ય દેહાભિમાન. એમાં કર્મજન્ય દેહાભિમાન કર્મના ક્ષયથી અને ભ્રાંતિજન્ય દેહાભિમાન ભ્રાંતિના નિવારણથી નિવૃત્ત થાયછે. ત્યાં વિવેકજ્ઞાનથી ભ્રાંતિજન્ય દેહાભિમાન તો નિવૃત્ત થાય છે, અને કર્મજન્ય દેહાભિમાનનો તો ભોગવડે થયેલા કર્મના નાશ અથવા તો યોગબલથી કરેલા કર્મના અભિભવથી નાશ થાય છે. માટે સુજ્ઞ સુખેચ્છક પુરુષોએ યથાવિધિ ઉભય પ્રકારથી પ્રકટતા દેહાભિમાનનો લય કરવા અભ્યાસને સેવવો.

હે સુજ્ઞ સખાઓ! આ જગત્માં બુદ્ધિમન્ત પુરુષોએ મનમાં રહેલી સર્વ કામનાઓનો ક્ષય કરીને અખંડ એકરસ આનંદસ્વરૂપ પ્રસન્ન આત્મામાં તે અકામ મનવડે અર્થાત્ યોગાભ્યાસવડે વશ કરેલા મનદ્વારા પોતાના સ્વરૂપાનંદનો અનુભવ કરતાં સંતુષ્ટ થવું છે. ઘણા પુરુષોને અનેક જન્મના પુણ્યરૂપ શુભ સંસ્કારના બલથી એકાએક तत्त्वमसि આદિ મહાવાક્યના શ્રવણથી જીવબ્રહ્મની એકતાનું જ્ઞાન થાય છે. પણ તે જ્ઞાન તો વ્યવહારમાં વિશેષે કરીને મતિના સંચારથી તથા વિષયોના સંબંધથી થતી આસક્તિવડે વિસ્મરણ થઇ જાય છે, અને તેથી તેવા જ્ઞાનવાળા મતિને અસ્થિર પ્રજ્ઞા જ કહી છે, અર્થાત્ તે યથાર્થ જ્ઞાનસુખાનુભવમાં અનુપયોગી સરખી જ ગણાય છે. અને યોગાભ્યાસવડે ચિત્તને વશ કરનાર જે પુરુષો છે તેમની મતિ તો સ્થિરપ્રજ્ઞા કહેવાય છે, કારણ કે તેમનું ચિત્ત નિરંતર બ્રહ્મચિંતન કરે છે; અન્ય વિષયાદિ પદાર્થનું આસક્તિપૂર્વક ચિંતન કરતું નથી, જેથી તેમની મતિ સદા અચલ રહે છે. આથી તે સ્થિરપ્રજ્ઞા જ્ઞાનસુખાનુભવમાં ઉપયોગી હોવાથી સર્વ મુમુક્ષુઓને પ્રાપ્તવ્ય ગણી છે.

હે બુદ્ધિમંતો! તમે જાણો છો કે જે પુરુષનું ચિત્ત વિષયમાં આસક્ત છે તથા શમદમાદિ સાધનોના અભાવથી એકાગ્રતાથી રહિત છે તે પુરુષને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થવું અત્યંત કઠિન છે.

જેમ સાધક પુરુષને શ્રવણ, મનન, નિદિધ્યાસ રૂપ સાધનના પૂર્વે શમાદિ સંપત્તિ પ્રાપ્ત કરવી પડે છે તેમ જ પ્રત્યાહાર, ધારણા, ધ્યાનાદિ સાધનના પૂર્વે યમનિયમાદિ

સાધનરૂપ સંપત્તિ પ્રાપ્ત કરવાની આવશ્યકતા છે. એ વિના ચિત્તનિરોધ થાય નહિ, અને ચિત્તનિરોધ વિના સ્થિરપ્રજ્ઞા થાય નહિ. આમ છે માટે વિઘ્નોના નિવારણપૂર્વક ચિત્તૈકાગ્ર્યદ્વારા સ્થિરપ્રજ્ઞા કરીને સુખાનુભવ કરવો. જેમ યોગાભ્યાસીને વ્યાધિ આદિ નવ વિઘ્નો[1] નડેછે તેમ જ લય, વિક્ષેપ, કષાય, રસાસ્વાદ, એ ચાર પણ સમાધિમાં પ્રવેશ કરનારને પ્રતિબંધ કરનાર હોવાથી વિઘ્નરૂપ છે. તેમાં લય એટલે નિદ્રા; વિષયોના પુનઃ પુનઃ અનુસંધાનવડે વૃત્તિનું ચાંચલ્ય તે વિક્ષેપ; રાગદ્વેષાદિ દોષોવડે જે ચિત્તનો સ્તબ્ધીભાવ તે કષાય; અને સમાધિના આરંભમાં જે સવિકલ્પ આનંદનું આસ્વાદન છે તે રસાસ્વાદ. ત્યાં લય વિઘ્નનો તો સ્વલ્પ ભોજનથી, પ્રાણાયામથી તથા નિદ્રાશેષની નિવૃત્તિઆદિ ઉપાયોથી જય થાય છે. અને વિક્ષેપ વિઘ્નનો જય તો બ્રહ્મચિંતન, ઉપાસના, સત્સંગ, અને વિષયોમાં દોષદર્શનાદિ ઉપાયોથી કરાય છે. સર્વત્ર સમતત્ત્વ ભાવના કરવાથી તથા તત્ત્વવિચાર વા તત્ત્વાભ્યાસથી કષાયની નિવૃત્તિ કરાય છે. અને એમ થવાથી સમબ્રહ્મતત્ત્વને પ્રાપ્ત ચિત્તને તે બ્રહ્મથી ચલાયમાન ન કરીને સમાધિના આરંભમાં પ્રાપ્ત થતા સવિકલ્પક આનંદને ઉદાસીન બ્રહ્મપ્રજ્ઞાવડે યુક્ત રહી ન આસ્વાદન કરવાથી રસાસ્વાદ જિતાયછે.

આ વિધિ અનેક ઉપાયોવડે તે લયાદિ વિઘ્નોની નિવૃત્તિ કરીને દૃઢ બુદ્ધિમાન્ સાધકે પ્રથમ સંપ્રજ્ઞાત સમાધિમાં પ્રવેશ કરવો ઘટે છે. અને તે સંપ્રજ્ઞાત સમાધિના અભ્યાસથી જ્યારે મન પ્રત્યક્ આત્મામાં એકાગ્રતાને પ્રાપ્ત થાય છે ત્યારે ત્યાં અતીત, અનાગત, વ્યવહિત દૂરસ્થ, સૂક્ષ્માદિ સર્વ પદાર્થોને વિષય કરનાર યોગજન્યપ્રત્યક્ષના હેતુરૂપ પ્રજ્ઞા પ્રકટે છે જેને પૂર્વ પુરુષોએ ઋતંભરા પ્રજ્ઞા સંજ્ઞા આપી છે. આ ઋતંભરા પ્રજ્ઞા પણ નિર્વિકલ્પ સમાધિમાં વિઘ્નરૂપ હોવાથી તેનો નિરોધ કરીને સંપ્રજ્ઞાત સમાધિના અભ્યાસદ્વારા આત્મસાક્ષાત્કારથી પરવૈરાગ્યના આવિર્ભાવપૂર્વક સર્વ વૃત્તિયોના નિરોધરૂપ અસંપ્રજ્ઞાત સમાધિમાં તે સ્થિત થાય છે. એ પ્રકારની જે સર્વ વૃત્તિયોથી રહિત મનની યથાનિયમે યથાક્રમે કારણદ્વારા બ્રહ્માકારરૂપે સ્થિતિ છે તે અસંપ્રજ્ઞાત સમાધિ છે તેને પ્રાપ્ત રહીને કૃતકૃત્ય થવાય છે. અથવા જીવબ્રહ્મના એકત્વનો પ્રતિપાદક જે પ્રણવ શબ્દ છે તે પ્રણવ શબ્દના જપપૂર્વક તેના અર્થનું જે ચિંતન છે તે ઇશ્વરપ્રણિધાન છે. અને તે ઈશ્વર પ્રણિધાનથી સાધકપ્રતિ ઈશ્વરનો અનુગ્રહ થાય છે, અને તે ઈશ્વરાનુગ્રહથી પણ આ અસંપ્રજ્ઞાત સમાધિ પ્રાપ્ત

[1] તે નવ વિઘ્ન આ છેઃ—૧ વ્યાધિ એટલે ધાતુઓની વિષમતાથી જ્વરાદિ પીડા થવી તે. ૨ સ્ત્યાન એટલે સત્કર્મમાં અપ્રીતિ, ૩ સંશય એટલે જે વસ્તુનો નિશ્ચય કરવા ઇચ્છા હોય તે વસ્તુનું યથાવત્ જ્ઞાન ન થવું તે. ૪ પ્રમાદ એટલે સમાધિનાં સાધનોના ગ્રહણમાં પ્રીતિ ન થવી, તથા તે સાધનોનો યથાવત્ વિચાર ન થવો તે; ૫ આલસ્ય એટલે શરીર અને મનને આરામ આપવાની ઇચ્છાથી પુરુષાર્થને ત્યજી બેસવું તે. ૬ અવિરતિ એટલે વિષયસેવનમાં તૃષ્ણા રહેવી તે. ૭ ભ્રાંતિદર્શન એટલે વિપરીત જ્ઞાન હોવું તે.- જેમકે અનાત્મમાં આત્મબુદ્ધિ વિગેરે. ૮ અલબ્ધભૂમિકત્વ એટલે સમાધિની પ્રાપ્તિ ન થવી તે. અને ૯ અનવસ્થિતત્વ એટલે સમાધિની પ્રાપ્તિ થવાનો સંભવ આવતાં પણ તેમાં ચિત્તની સ્થિતિ ન થવી તે.

થાય છે. અથવા પ્રથમ કહેલા અભ્યાસદ્વારા સર્વ વૃત્તિઓની નિવૃત્તિવાળા પરમાનંદપ્રકાશક ચિત્તની જે સ્થિતિ છે તે પણ અસંપ્રજ્ઞાત સમાધિ જ ગણાય છે. એ સ્થિતિ સર્વ સાધક પુરુષોને સત્વર પ્રાપ્ત થવી કઠિણ હોવાથી, તેમણે અભ્યાસવડે ભૂમિકાક્રમને પ્રાપ્ત થઇને મુક્તાવસ્થા તથા જીવન્મુક્તાવસ્થાને ઉપાધિરૂપ પ્રારબ્ધના ક્ષયપર્યંત અનુભવવી અને કૃતાર્થ થવું.

આ ભૂમિકા સપ્ત ભેદવાળી છે, તેમ જ તે જાગ્રદાદિ ચાર અવસ્થાવાળી છે. એ સાતમાંની પ્રથમ ભૂમિકા જે શુભેચ્છા નામવાળી ગણી છે તે તો યોગપ્રતિપાદિત પ્રત્યાહારરૂપ* તથા વિચારપ્રધાનમાર્ગપ્રતિપાદિત શ્રવણરૂપ છે. બીજી જે વિચારણા નામવાળી ભૂમિકા છે તે તો યોગપ્રતિપાદિત ધારણારૂપ તથા અન્ય માર્ગપ્રતિપાદિત મનનરૂપ છે. ત્રીજી તનુમાનસા ભૂમિકા તો યોગપ્રતિપાદિત ધ્યાનરૂપ તથા અન્ય સાધનક્રમાનુસાર નિદિધ્યાસનરૂપ છે આ ત્રણ ભૂમિકાઓ તો સાધનરૂપ છે, અને તે જાગ્રદવસ્થાની ભૂમિકા ગણાય છે. એ ભૂમિકામાં સાધકના રાગદ્વેષાદિ દોષો સામાન્ય તનુત્વને પામે છે, તેથી અન્ય જીવવત્ વ્યવહાર તે સાધકો કરી શકતા નથી. એ પછી સત્ત્વાપત્તિ નામની ચતુર્થ ભૂમિકા છે. એ ભૂમિકા સ્વપ્નાવસ્થારૂપ છે. કારણ કે એમાં પ્રાપ્ત સાધક આ સર્વ પ્રપંચને સ્વપ્નતુલ્ય અનુભવે છે. એના અંતઃકરણના દોષોની સામ્યાવસ્થા થયેલી હોવાથી એને બ્રહ્મસાક્ષાત્કાર થાય છે જેથી તે મુક્ત ગણાય છે. એને જ શાસ્ત્રમાં બ્રહ્મવિત્ કહે છે. તેમ જ આત્માવિષે અપરોક્ષ અનુભવરૂપ ક્રીડાવાળા હોવાથી અર્થાત્ આત્મબ્રહ્મના અપરોક્ષ જ્ઞાનવાળા હોવાથી એ પુરુષને આત્મક્રીડ પણ કહે છે. એથી આગળ પંચમી ભૂમિકાને અસંસક્તિ કહે છે. એ સુષુપ્તિઅવસ્થારૂપ છે. કારણ કે એ ભૂમિકામાં સ્થિત પુરુષની વિશેષે કરીને સ્વરૂપાભિમુખ જ વૃત્તિ રહે છે. જેમ નિદ્રા અર્થાત્ સુષુપ્તાવસ્થાવાળો પુરુષ સ્વતઃતથા પરતઃજાગ્રત્ થઇને આવશ્યક વ્યવહારોને કરે છે તેમ આ પુરુષ પણ આવશ્યક વ્યવહારાર્થ સ્વતઃ પરતઃ ઉત્થાનવાળા હોયછે. એ ભૂમિકામાં અધિક સ્થૈર્યના સદ્ભાવે અધિક સુખાવિર્ભાવ હોય છે. એ ભૂમિકામાં પ્રાપ્તપુરુષને જીવન્મુક્ત ગણેલછે, કારણ કે ત્યાં સુખાનુભવની અધિકતા હોય છે. બ્રહ્માત્મૈક્ય જ્ઞાનની દૃઢતર સ્થિતિ હોવાથી એ પંચમી ભૂમિકામાં સ્થિત પુરુષને શાસ્ત્રમાં બ્રહ્મવિદ્વર કહે છે. એ અસંસક્તિ ભૂમિકામાં સ્થિત પુરુષોને આનંદસ્વરૂપ આત્માના નિરંતર અપરોક્ષ અનુભવવાળા હોવાથી શાસ્ત્રમાં આત્મરતિ પણ કહે છે, કારણકે વિજાતીય વૃત્તિઓના તિરસ્કાર પૂર્વક સજાતીય અર્થાત્ આત્માકાર વૃત્તિના પ્રવાહથી આત્મસાક્ષાત્કારરૂપ રતિ વાળા તેઓ હોય છે.

( અપૂર્ણ. )

* આ પ્રત્યાહારાદિ યોગપ્રતિપાદિત સાધનનાં સ્વરૂપને તથા અન્ય સાધનક્રમાનુસાર પ્રાપ્ત શ્રવણાદિના સ્વરૂપને શ્રીસિદ્ધાન્તસિન્ધુના પ્રથમ રત્નના ઉત્તર ભાગમાં સ્પષ્ટ લખ્યાંછે, ત્યાં આવશ્યકતા જણાયે જોવાં.




रूप (पुस्तक) ५. २ आषाढ कृष्ण १४ सं० १९४९. दर्शन (अंक) ९.

## ॥ ॐ श्री ॥

## ॥ मनने निर्दोष करवा अर्थे जीवने सुबोध ॥

પદ.

જીવ જન્મીને, શું કર્તવ્ય વિચારી જગમાં સાધ્યું ?
શું સમજીને, આ મનને વિષયોમાં રાખ્યું બાંધ્યું ? ટેક.
પ્રવાહસમું જગ જાય વહ્યું, સ્થિરસમ તે તુજ ઉર કેમ રહ્યું ?
દુઃખદ અનુભવી હજી કાં ન લહ્યું ? જીવ૦ ૧
નવ કાં તુજને તું ઓળખતો ? સુખસાધન કેમ ન પારખતો ?
વસી મોહે કાં દુઃખે ધખતો ? જીવ૦ ૨
ધરી ગર્વ વૃથા શીદ તું ફુલે, ગર્વિષ્ઠ ઘણા દુઃખમાં ડુલે,
ત્યજી ગર્વ ન કાં સુખમાં ઝુલે ? જીવ૦ ૩
મિથ્યા સમજણનો મદ ધારે, એ મદ નિશદિન તુજને મારે,
મનને મદથી તું ન કાં વારે ? જીવ૦ ૪
તું જ્ઞાન વાત મુખથી ભાખે, અજ્ઞાન ગ્રહી અંતર રાખે,
ત્યજી તે સુખસ્વાદ ન કાં ચાખે ? જીવ૦ ૫
આ વિષયવાસના દુઃખ દે છે, તે સંબંધે વધતી વહે છે,
સમજી ત્યજી તે કાં ના રહે છે ? જીવ૦ ૬
નવ વેષ ધરવે મન વશ થાતું, ત્યજી જાતાં વન વિષયે ધાતું,
કાં ન લહે મન તુજને વ્હાતું? જીવ૦ ૭
ઇચ્છા ત્યજીને સ્થિર થઇ રહેવું, એથી સુખ છે જાણે એવું,
તોપણ કાં તેમ ન રહી વહેવું? જીવ૦ ૮
સુખ ઇચ્છે તો સઉ દોષ ત્યજી, હરિહરગુરુને ધરી ભાવ ભજી,
શુદ્ધસત્ત્વસ્વભાવ સદા સજી, જીવ૦ ૯
સ્થળ સ્થળ એ ફળ તો નવ લાધે, લે તે જે સદ્‌ગુરુ આરાધે,
નરસિંહ પ્રભુવિણ સુખ ના સાધે, જીવ૦ ૧૦

# ॥ ॐ श्री ॥

## ॥ श्रीसद्गुरवे परमात्मने नमः ॥

## ॥ विद्याविचार ॥

॥ अथ मङ्गलम् ॥

मौढभभानिकरधिकृतभानुकोटिम्
पीयूषशीतकिरणै र्जितकोटिचन्द्रम् ।
छत्रं सुसाधकभवातपनाशकं तं
वन्दे नृसिंहपरपावनदृष्टिपातम् ॥ १ ॥

शिवसुदर्शनभृद्विधिपूजितम्
अदितिजै र्दितिजै र्भृशमर्चितम् ।
वृजिनवृक्षविदारविचक्षणं
नृहरिकालपतिं शपतिं भजे ॥ २ ॥

अपाररोचिषस्तत्त्वं ज्ञातुं चिद्द्वादशात्मनः ।
कौशिकेनाश्रितं धाष्टर्यमविद्यारात्रिदर्शिना ॥ ३ ॥

अथवा त्वत्कृपार्हस्य किमसाध्यं हि विद्यते ? ।
धीशस्त्रं यद् घृणातीक्ष्णं मविशत्सत्यमंजसा ॥ ४ ॥

**भावार्थः**—(પોતાના) પ્રૌઢ તેજનો સમૂહથી, જેમણે કોટિ સૂર્યની વિડંબના કરી છે અમૃતસમ શીતકિરણથી જેમણે કોટિ ચંદ્રમાને હરાવ્યા છે એવા, તથા યથોક્તલક્ષણસંપન્ન સાધકના જન્માદિ તાપને નિવારનાર છત્રરૂપ શ્રીનૃસિંહના સર્વશ્રેષ્ઠ, પવિત્ર, દૃષ્ટિપાત-(કટાક્ષ)ને વંદું છું. ૧.

શિવ, સુદર્શનનું ધારણ કરનાર વિષ્ણુ, તથા બ્રહ્માથી પૂજાયલા, (સૂર્યચંદ્રાદિ) સુરગણથી તેમ જ (રાવણાદિ) અસુરવૃંદથી બહુ ભજાયલા એવા, તથા પાપરૂપ વૃક્ષને ફાડવામાં કુશલ, સુખાધિપતિ શ્રીમહાકાલસ્વરૂપ નૃહરિને ભજું છું. ૨.

હે ગુરો ! અપાર તેજવાળા, ચિન્મય સૂર્યરૂપ આપશ્રીનું સ્વરૂપ જાણવા અર્થે, અવિદ્યાની રાત્રિમાં જોનારા આ ઉલૂક (ઘુવડ) પક્ષીએ હામ બીડી છે । ૩.

અથવા તો આપની કૃપાંના પાત્ર સાધકથી ન સાધી શકાય એવી વસ્તુ કઈ છે ! કારણ કે આપની કરુણાથી તીક્ષ્ણ થયલું બુદ્ધિરૂપ શસ્ત્ર (વિશ્વપ્રપંચને ભેદીને) સત્યવસ્તુમાં ઝટ પ્રવેશે છે. ૪.

## ॥ इति मंगलम् ॥

વિશ્વપ્રપંચાંતર્ગત વિષય અસંખ્ય હોવાથી વિદ્યાની પણ અસંખ્ય જાતિ છે. તેમાં કેટલીક વિદ્યાના વિષય તો અન્યવિદ્યાવિષયના કાર્ય અથવા કારણરૂપ હોય છે. કારણના સંપૂર્ણ જ્ઞાનથી તે કારણથી ઉદ્ભવતાં સમસ્ત કાર્યનું પણ યુગપત્ જ્ઞાન થાય છે. ઉદાહરણરૂપે મૃત્તિકાના સ્વરૂપના યથાર્થ જ્ઞાનથી ઘટ, શરાવ, ઉદંચનાદિ[1] મૃત્તિકાકાર્યનું સમકાલીન જ્ઞાન થાય છે. માટે જે જે વિદ્યા અન્ય વિદ્યાને અધીન વર્તે છે તે "સ્વતંત્ર વિદ્યા" અથવા "પરા વિદ્યા" એ સંજ્ઞાને યોગ્ય નથી. ઘટનું જ્ઞાન મૃત્તિકાધીન છે; મૃત્તિકાજ્ઞાન પૃથ્વીદ્રવ્યજ્ઞાનને અધીન છે; તે જ્ઞાન જલદ્રવ્યજ્ઞાનને વશ વર્તે છે, એ શ્રેણિએ ચાલતાં સર્વજ્ઞાનપરાકાષ્ઠા[2] આત્મજ્ઞાનમાં જ આવે છે તેથી આત્મજ્ઞાન જ સ્વતંત્ર, અનન્યાધીન[3] અને તેથી પરતમ હોવાથી તે જ્ઞાનવિષયભૂત "આત્મા" અન્વેષ્ટવ્ય[4] છે એ અર્થ સકલસુજ્ઞસમુદાયને સંમત છે.

આથી સુજ્ઞ શ્રોતૃવર્ગને સ્પષ્ટ સંજ્ઞાન (સમજણ) થશે કે જે વિદ્યાના અધ્યયન તથા અનુભવથી આત્મરૂપ નિત્ય અને નિર્વિષય વસ્તુની પ્રતીતિરૂપ પ્રાપ્તિ થાય છે તે વિદ્યા અર્થાત્ અનન્યપ્રમેય[5] સકલવિદ્યાશિરોમણિભૂત શ્રીબ્રહ્મવિદ્યા—એ લેખકનો વિષય છે.

આ વિષયના અધિકારિજનો નાસ્તિક તથા આસ્તિક ઉભય છે, એ ઉભયની કઇ જાતિને ઉદ્દેશીને વિષય આરંભાયો છે તે નીચેથી સ્પષ્ટ થશેઃ—

નાસ્તિકમાત્રના સ્વરૂપજોઇ ત્રણ વિભાગ પાડી શકાય કેટલાક નાસ્તિકો તો સ્વસિદ્ધાંતને પણ જાણતા નથી, અને પરસિદ્ધાંતસંબંધમાં પણ કેવલ અજ્ઞાની હોય છે. એમાંના કેટલાકને તો વૃદ્ધપરંપરાથી રિક્થરૂપે[6] નાસ્તિક્યદ્રવ્ય મળ્યું હોય છે. કેટલાક તો આપાતતઃ[7] તેજસ્વી ભાસતા કોઇ નાસ્તિકધુરંધરના[8] ધ્વજના જ અનુયાયી થયા હોય છે. કેટલાક સ્વચ્છંદસેવક તો વળી યૌવનમદાંધ થઇને નાસ્તિકમંડલમાં પ્રવેશ કરે છે. કારણ કે કૃતકર્મફલ અર્થાત્ સંસ્કારવિનાશને માનનાર નાસ્તિકપંથ[9] સરલ હોવાથી તેમની રુચિનું પાત્ર થાય છે. આ સઘળા લોકોને તેમના સિદ્ધાંતસંબંધમાં પ્રશ્ન કરવામાં આવે તો તેઓ ઉત્તર આપવામાં અસામર્થ્ય પ્રતીત કરાવે છે. તદપિ જેમ કોઇ ધર્મિષ્ઠ મનુષ્ય પોતાના વર્ણાશ્રમધર્મનું યથાર્થ રીતે સજ્ઞાન પાલન કરવામાં ઉત્સાહી રહે છે તેમ એ લોકો પણ પોતાના નિરાધાર વાદપ્રકાર કુટિલપણે સાજ્ઞાન[10] આધાર રાખવામાં ઉત્સાહ દર્શાવે છે. સ્વસિદ્ધાંત તથા પરસિદ્ધાંતરૂપ લોચનદ્વયવિહીન એ કૌટિલ્યપ્રતિમા[11] નાસ્તિકોને "અંધ" એ ઉપપદ અત્યંત યોગ્ય છે. એવા "પ્રતિનિવિષ્ટ[12] મૂર્ખજન"ના ચિત્તનું આરાધન[13] માત્ર શ્રી-

---

૧ મૃત્તિકાપાત્ર વિગેરે. ૨ સર્વ જ્ઞાનનો અવધિ. ૩ સ્વાધીન. ૪ શોધવા યોગ્ય. ૫ અન્ય પ્રમાણની અપેક્ષા વિનાની. ૬ વારસામાં. ૭ ઉપરથી. ૮ નાસ્તિકનાયક- અથવા શિરોમણિ. ૯ માર્ગ. ૧૦ અજ્ઞાનસહિત. ૧૧ કુટિલપણાની મૂર્તિ. ૧૨ હઠીલા. ૧૩ સંતોષ, શમન.

સદ્ગુરુની કૃપાથી થાય છે, પણ તે કૃપા તો નિષ્પક્ષપાતપણે પ્રવર્તતી હોવાથી શુભસંસ્કારરૂપ પાત્રની અપેક્ષા રાખે છે તેથી એવા અસાધ્યનાસ્તિક્યરોગગ્રસ્ત લોકોએ તો પોતાના સંચિતકર્મદ્રવ્યમાંથી શુભ સંસ્કારનું ઉત્થાન થાય ત્યાં પર્યંત 'પ્રતિપાલન કરવું,' અથવા તો પોતાના દુષ્ટસંસ્કારજયાર્થે ઉગ્ર તથા ઉજ્જવલ પુરુષાર્થનો આદર કરવો એ જ તેઓને માટે શ્રેયસ્નો માર્ગ છે.

દ્વિતીય જાતિના નાસ્તિક લોકો એવા હોય છે કે તેઓ પોતાના સિદ્ધાંતને યથાર્થ સમજે છે, પણ પરસિદ્ધાંતઉપર યથાયોગ્ય ધ્યાન આપતા નથી. પરસિદ્ધાંતને સંપૂર્ણ રીતે જાણવા અર્થે ધૈર્ય રાખ્યાવિના "આપણે ખરા જ છીએ" એવો અપક્વ નિશ્ચય એ લોકો બાંધે છે. સ્વસિદ્ધાંતરૂપ એક જ લોચનવિશિષ્ટ હોવાથી એવા નાસ્તિક જનો "કાણુ" સંજ્ઞાને યોગ્ય છે. પ્રથમ જાતિની અપેક્ષાથી સ્વસિદ્ધાંતજ્ઞાનપ્રકાશવશાત્ એમનામાં કુટિલત્વ તથા હઠ ન્યૂન હોય છે. વાદવિવાદમાં એમનું મુખ બંધ થઇ જાય તો એમને "પરસિદ્ધાંત પણ પ્રબલ અને કેવલ નિરાધાર નથી" એવું ભાન થાય છે; અને એ ભાનસમયે એમનાં અંતઃકરણમાં શુભસંસ્કારાંકુર થયો હોય છે તો એમને પરસિદ્ધાંતમાં પ્રવેશ કરવાની વૃત્તિ થાય છે અને આસ્તિક શાસ્ત્રના યથાર્થ અધ્યયનથી સાધક બાધક યુક્તિથી તદનુકૂલ મત બાંધી પોતાનું પુરાતન મત સજી દે છે અને સાધકપંક્તિમાં પ્રીતિથી પ્રવેશે છે.

તૃતીય જાતિના નાસ્તિક લોકો એવા હોય છે કે તેઓને સ્વસિદ્ધાંતનું પૂર્ણજ્ઞાન હોય છે, પણ પરસિદ્ધાંતને તેઓ અયથાર્થ રીતે સમજે છે. યથાર્થ વિચાર કર્યા વિના પર સિદ્ધાંતનું ખંડન કરવા તેઓ અહર્નિશ ઉદ્યુક્ત રહે છે. સ્વસિદ્ધાંતરૂપ લોચનની પૂર્ણ કલાને ધરાવનારા તદપિ પરસિદ્ધાંતરૂપ દ્વિતીય લોચનમાં વિકારવાળા એ નાસ્તિક લોકો 'તિર્યગ્નયન" અથવા "વક્રદૃષ્ટિ" એ વિશેષણને યોગ્ય છે. ઉપર વર્ણવેલી બે જાતિકરતાં એમનામાં વિશેષ પ્રશસ્યતા છે. એ જાતિમાં ઘણા વિદ્વાનનો પણ અંતર્ભાવ થાય છે. પરસિદ્ધાંતને યથાર્થરૂપે સમજવાથી પ્રથમ નાસ્તિક્ય ભૂમિકામાં પ્રવેશેલા તે જ્ઞતાન્વેષી વિદ્વાનો અંતે પરસિદ્ધાંતનું પ્રેમપૂર્વક[3]ઉપાદાન કરે છે, અને ઝટ શ્રેયઃસિદ્ધિ કરી શકે છે.

પૂર્વોક્ત નાસ્તિકમાત્રની ત્રણ જાતિમાંની પ્રથમ જાતિ તો [4]ચિકિત્સાતીત હોવાથી તેને અપાંક્તેય[5] ગણી છે. ઉત્તરોક્ત જાતિદ્વયનું અત્ર અધિકારિરૂપે ગ્રહણ કર્યું છે. આત્માના અનસ્તિત્વને માનનારા એ લોકો તેમાં વિશેષે કરીને પાશ્ચાત્ય વિદ્યાના સંસ્કારવાળા જનો આર્યશાસ્ત્રઉપર વૈધિકત્વનો[6] આરોપ મુકે છે. આર્યશાસ્ત્રો સ્વસિદ્ધાંતનું સયુક્તિક-ઊહાપોહપૂર્વક[7]—પ્રતિપાદન કરતાં નથી એવો તે લોકો આક્ષેપ આણે છે. એમના સંસર્ગથી કેટલાક આસ્તિક જનોની અદૃઢ શ્રદ્ધા કંપે છે. તેથી આત્માનું અસ્તિત્વ ગ્રહણ કરી એના

---

૧ રાહ જોવી. ૨ સત્યશોધક. ૩ ગ્રહણ. ૪ અસાધ્ય રોગવાળી. ૫ અધિકારિપંક્તિબાહ્ય ૬ વિધિપરત્વ (Dogmatism). ૭ સ્વપક્ષસ્થાપન તથા પરપક્ષખંડનરૂપ વિધિનિષેધાત્મકતર્કપૂર્વક.

ઉપર ગમે તેટલા તર્ક કરીએ તો પણ એ તર્ક તે સઘળા લોકોને વિતંડાસમ[1]—ખપુષ્પવત્ લાગવાના. માટે પૂર્વોક્ત નાસ્તિકની એ જાતિને તથા ઉત્તરોક્ત આસ્તિકજનના એકદેશને અધિકારિરૂપે ઉદ્દેશી પરમ કારુણિક આચાર્યવર્ય શ્રીસદ્ગુરુના ઉપદેશના મનનથી પ્રકટ થયલા આર્ષશાસ્ત્રકારના યુક્તિલેશઅથી નાસ્તિકમતનો અપોહ[2] કરી અંતે સ્વસિદ્ધાંત વિધાન કરવા અંતઃકરણમાં ઉદ્ભૂત થયલા સંસ્કારવિશેષને અલ્પાવકાશમાં યથાભાન[3] લેખનીપ્રવૃત્તિ કરી સંતુષ્ટ કરવા ધાર્યું છે.

વેદાંતશાસ્ત્ર આત્માનાં વિવિધ લક્ષણ બાધે છે. તે તે લક્ષણના આશ્રયરૂપે આત્માનું અસ્તિત્વ સિદ્ધ કરવાનું છે. પ્રથમ લક્ષણ "શક્તિ"રૂપે લઇએ. (આ પ્રક્રિયાનો ઘણો અંશ "વ્યાધિવિચાર"નામક પૂર્વ પ્રભામાં આવી ગયો છે, પણ તેને પ્રકારાંતરે વિસ્તારથી આ સ્થલે પુનઃ વર્ણવીએ છીએ).

(૧). શક્તિમાત્ર બે પ્રકારની છે. ચિચ્છક્તિ અને જડ શક્તિ. પ્રથમ શક્તિ કાર્યમાત્રમાં સચેષ્ટકારકરૂપે[4] અને દ્વિતીય શક્તિ નિશ્ચેષ્ટકારકરૂપે અભિવ્યક્ત થાય છે. નિખિલ વિશ્વમાં આ બે શક્તિ અધિક ન્યૂન પરિમાણમાં અર્થાત્ ભિન્ન ભિન્ન અંશકલામાં વિદ્યમાન હોય છે એ સર્વાનુભવસંમત છે. સ્વતંત્રચેષ્ટાવિહીન જડ વસ્તુમાં કારકનો આરોપ કરવો એ આપાતતઃ વ્યાઘાતસમ[6] લાગે છે પણ પરમાર્થતઃ એ આક્ષેપ અજ્ઞાનમૂલક છે. સમસ્ત વિશ્વમાં જડ પદાર્થનું અસ્તિત્વ છે જ નહિ. ચિચ્છક્તિ અને જડશક્તિ એ ઉભય પ્રકારની શક્તિનો પ્રવર્તક આદ્ય હેતુ—નિર્ઝર[7]—તે ઉભયસામાન્ય છે. તે આત્માના ઉપાધિભેદથી જ શક્તિની પ્રતીતિમાં ભેદ છે. તે શક્તિનિર્ઝર આત્મતત્ત્વનો ઉપાધિ (અસ્મદાદિઅંતઃકરણવત્) સત્ત્વકાર્ય હોય છે તો તે શક્તિ સંકલ્પ, વિકલ્પ, અધ્યવસાય,[8] ચિંતન, અહંકાર—અર્થાત્ મન, બુદ્ધિ, ચિત્ત, અહંકારરૂપે અભિવ્યક્ત થતા અંતઃકરણના વ્યાપાર-રૂપે પ્રતીત થાય છે. અને તે તે ઉપાધિને ક્રિયામાં સચેષ્ટકારક થવાનું સામર્થ્ય આપે છે. પ્રત્યુત તે આત્મતત્ત્વના ઉપાધિ-અશ્મવત્[9] મલિનતમોકાર્યભૂત હોય છે તો તે જ શક્તિ તત્તદુપાધિદ્વારા પૂર્વોક્ત શક્તિકરતાં વિલક્ષણ રૂપે પ્રતીત થાય છે. અંશકલામાં તે શક્તિકરતાં અતિન્યૂન હોવાથી અસ્મદાદિઅંતઃકરણમાં પ્રતીત થતા ચતુર્વિધ વ્યાપાર તેમાં હોતા નથી. મલિનતમોકાર્યભૂત તે ઉપાધિને ક્રિયામાં સચેષ્ટકારક થવાની યોગ્યતા હોતી નથી. માત્ર નિશ્ચેષ્ટકારક થઇને ઉપકારક—સેવક—પર્યાયરૂપે, ઉપકાર્ય—સેવ્ય—નો તેઓ ઉપકાર-સેવન કરે છે, અને તેમની સાથે તાદર્થ્ય[10]સંબંધ ધરાવેછે. માણસમાં હાલવા ચાલવા વિગેરે ચેષ્ટા કરવાનું જે સામર્થ્ય પ્રતીત થાય છે તેવું સામર્થ્ય તે ઉપાધિમાં હોતું નથી. અને જ્યારે જ્યારે તે ઉપાધિઓ એવી સચેષ્ટવત્ ક્રિયા કરતા ભાસે છે ત્યારે પણ તેઓની ક્રિયાનો મૂલ હેતુ તો સચેષ્ટકારકથી અર્પાયલો સત્તાવિશેષ છે. અને સ્વાંગોપાંગવાળાં તથા

---

૧ દુષ્ટતર્કવત્. ૨ ખંડન. ૩ યથાજ્ઞાન. ૪ Active agent ૫ Passive agent. ૬ વિરુદ્ધવત્ ૭ નિધાન (મુખ્યાર્થ—સ્રોતસ્ Fountain). ૮ નિશ્ચય, દાર્ઢ્ય. ૯ પથરા જેવા. ૧૦ સેવન, ઉપકરણ.

સ્વરૂપતઃ નિશ્ચેષ્ટ-એવાં યંત્રને મનુષ્યરૂપ સચેષ્ટકારક પોતાનો ધર્મ અર્પી સચેષ્ટવત્ કરે છે. આ સ્થલે પૂર્વપક્ષી એમ આક્ષેપ કરી શકે કે આ રીતે નિશ્ચેષ્ટ પદાર્થમાં શક્તિ કલ્પવાનું કંઇ પ્રયોજન નથી. કારણ કે જે જે શક્તિઓ તે ઉપાધિઓને પ્રાપ્ત થાય છે તે તે શક્તિ તોયધિતરંગિણીન્યાયે[1] તેમને સચેષ્ટ પદાર્થમાંથી જ પ્રાપ્ત થાય છે, તેથી વાસ્તવિક રીતે તો તેનામાં શક્તિનો અત્યંતાભાવ જ છે, માટે સમગ્ર વિશ્વ શક્તિસ્ફૂર્તિમય છે એમ કહેવું અયુક્ત સિદ્ધ થશે. આનો પ્રતિક્ષેપ[2] એ રીતે થાય છે કે નિશ્ચેષ્ટ પદાર્થમાં પણ શક્તિ કલ્પવી જ જોઈએ, કારણ કે તે શક્તિ ન કલ્પવાથી વક્ષ્યમાણ દૂષણને આવવાનો અવકાશ છેઃ— ઉદાહરણરૂપે પુષ્પમાં સુગંધાદિ શક્તિનો અંગીકાર ન કરીએ તો તે શક્તિનો અભાવ ઘટપટપ્રભૃતિ અવશિષ્ટ વિશ્વપ્રપંચમાં પણ છે માટે તે સર્વ વસ્તુથી પુષ્પનાં કાર્ય થવાં જોઇએ; પણ એ વાર્તા તો અનુભવથી અસમીચીન છે. માટે એવું સિદ્ધ થાય છે કે સચેષ્ટકારક સાથે મળીને ક્રિયાસિદ્ધિહેતુભૂત નિશ્ચેષ્ટ શક્તિ પણ સ્વતંત્ર રીતે કલ્પવી જોઇએ, કારણ કે તે શક્તિવિના પૂર્વોદીરિત[3] ઉપકાર થવાનો અસંભવ છે. માટે ભ્રાંતિસમયે "જડ" એ સંજ્ઞાથી ચેતન પદાર્થથી ભિન્નરૂપે સંચિત, પણ ભ્રાંતિભંગસમયે ચેતનથી અપૃથક્ અનુભવાતા પદાર્થમાં પણ સ્વતંત્ર-સ્વગત શક્તિવિશેષ છે એમ સિદ્ધ થાય છે તેથી વિશ્વપ્રપંચ શક્તિમય સિદ્ધ થવાથી આત્માના શક્તિરૂપ લક્ષણથી આત્મપદાર્થ[4] છે, માટે આત્માનું અનસ્તિત્વ માનવું એ યુક્તિબાહ્ય છે.

આ યુક્તિથી આત્મા પૂર્વોક્ત બે જાતિની શક્તિનો આશ્રય ગણાય છે, પણ એ શક્તિરૂપ ધર્મ નિત્યસિદ્ધ હોવાથી આત્માને માત્ર 'શક્તિ" પણ કહે છે.

(૨) વળી વેદાંતશાસ્ત્ર આત્માને નિર્ગુણ નિરાકાર છતાં ગુણ તથા આકારના આશ્રયરૂપે માને છે. તે લક્ષણ પણ યુક્તિસંમત છે.

એ તો સર્વમાન્ય સિદ્ધાંત છે કે ઇંદ્રિયસંનિકર્ષમાં[5] આવતા સમગ્ર પદાર્થ અનુક્રગુણાકારવિશિષ્ટ હોય છે. મૃત્તિકાના આકારવિશેષને 'ઘટ" સંજ્ઞા અપાય છે. મૃત્તિકા અસંખ્ય પરમાણુની બનેલી છે. ત્યાં જે કોઈ વસ્તુના વિભાગ પાડવા સૂક્ષ્મતમ યંત્રના સાહાય્યથી પણ ઇંદ્રિય અસમર્થ છે તે વસ્તુને પરમાણુ કહે છે. આ તો ન્યાયદર્શન[6] છે, પણ વેદાંતદર્શન તો તે કરતાં શતગુણ ઉચ્ચ છે પાશ્ચાત્ય વિદ્વાનોનું સર્વસ્વ ઇંદ્રિય છે. જ્ઞાનમાત્રનું સાધન ઇંદ્રિય જ છે એમ તેઓ માને છે, અને ઇંદ્રિયવ્યતિરિક્ત મસ્તિષ્ક (મગજ)નો વ્યાપાર છે જ નહિ એ પણ તેમનો સિદ્ધાંતવિશેષ છે. યંત્રસાહાય્યથી જ્યાં ઇંદ્રિયવ્યાપાર અટકે છે ત્યાં તે વિદ્વાનો પણ વિરમે છે અને તદતીત સૂક્ષ્મ વસ્તુનો અભાવ માને છે. પણ મનુષ્યને ઇંદ્રિયાસ્તતાં વિશેષસૂક્ષ્મતાવાળી શક્તિ અર્પાયલી છે. વિશ્વપ્રપંચના અવગાહનમાં[7]

૧ સમુદ્રથી નદી પોષાય છે તેમ. આ ન્યાય લેખકરચિત છે ૨ ખંડન, નિરાકરણ. ૩ પૂર્વોક્ત. ૪ આત્મા કહેવા યોગ્ય ૫ સંબંધમાં. ૬ પરમાણુસંબંધી ન્યાયદર્શન પાશ્ચાત્યદર્શનને ઘણા અંશમાં મળતું આવે છે. પણ લેખકનો કટાક્ષ આર્યદર્શનઉપર હોવાથી તે દર્શનને પ્રકૃત વિષયમાં પ્રાધાન્ય આપવામાં આવ્યું છે. ૭ પાશ્ચાત્ય વિદ્વાનોનું મત. ૮ વિસ્તારરૂપે ગ્રહણમાં.

જ્યાં ઇંદ્રિય વિરમે છે ત્યાં ઇંદ્રિયકરતાં સહસ્રગુણસૂક્ષ્મતાવિશિષ્ટ મનોયંત્ર વાપરવાનું છે. ક્ષુદ્ર પિપીલિકાને માનવાનું સાધન છે કે સમગ્ર જગત્ અન્નકણના પરિમાણવાળા પરમાણુથી રચાયલું છે. અને તે પદાર્થકરતાં સૂક્ષ્મતર પદાર્થનું અસ્તિત્વ નથી. પણ પિપીલિકાકરતાં કોટિગુણઅભ્યૂહશક્તિવાળા[1] આપણે જ તે કણના હસ્તેંદ્રિયથી વિભાગ પ્રદર્શાવી તેકરતાં સૂક્ષ્મતર વસ્તુ સ્થાપવા સમર્થ છીએ. આથી સિદ્ધ થાય છે કે જે પદાર્થ હીન-અભ્યૂહશક્તિસંપન્ન પ્રાણિથી કષ્ટે કલ્પાય છે તે જ પદાર્થ શ્રેષ્ઠ અભ્યૂહશક્તિવિશિષ્ટ પ્રાણિથી ઇંદ્રિયદ્વારા વિભાગમય અર્થાત્ અવયવિરૂપે સિદ્ધ થઇ શકે છે. માટે મનુષ્યથી કલ્પાયલા-યંત્રસહાય્ ઇંદ્રિયથી ઉપલબ્ધ—પદાર્થકરતાં સૂક્ષ્મ પદાર્થ છે નહિ એ માનવું દૂષણ ભરેલું છે. આ સ્થલે કેટલાક લોકો એમ માને છે કે મનુષ્યકરતાં કોઇ પણ પ્રાણી વિશેષબુદ્ધિમાન્ આ જગત્માં જોવામાં આવ્યું નથી. એ વાર્તા વેદાંતદર્શન પૂર્ણપ્રીતિપૂર્વક સ્વીકારે છે. મનુષ્યત્વ—એ બહુપુણ્યપ્રાપ્ય વરમાંનો એક વર છે પણ "મનુષ્યત્વ" કોને કહેવું એ પ્રશ્નનું ઉત્તર ઝટ આપી શકાય એમ નથી. એ પ્રશ્નનું ઉત્તર આપવું એ વેદાંતનો ઉદ્દેશવિશેષ છે. જે વ્યક્તિ એક કાલે મનુષ્યવત્ ભાસે છે તે જ વ્યક્તિ દ્વિતીય ક્ષણે પિપીલિકાવત્ ક્ષુદ્ર ભાસે છે અને તે જ વ્યક્તિ યોગ્ય ઉપાયના સેવનથી તૃતીય ક્ષણે દેવવત્, ચતુર્થ ક્ષણે ઈશ્વરવત્ અને પંચમ ક્ષણે પરબ્રહ્મસ્વરૂપ ભાસેછે. માટે મનુષ્યકરતાં કોઇ શ્રેષ્ઠ નથી એમ માનવું એ અયુક્ત છે. મનુષ્ય જ મનુષ્યકરતાં શ્રેષ્ઠ છે. મનુષ્ય જ મનુષ્યત્વની ભૂમિકાનું અતિક્રમણ કરવા સશક્ત છે, અને તે નીચે પ્રમાણે:—

આ વિશ્વપ્રપંચના અવગાહનમાં અસમર્થ હોવાને લીધે જ્યારે ઇંદ્રિયગ્રામને[2] આપણે તજીએ છીએ અને તેના કરતાં ઉચ્ચપ્રભાવવાળા તથા સૂક્ષ્મતાસંપન્ન મનોયંત્રને વાપરીએ છીએ ત્યારે તે અવસ્થા "માનસિક પ્રત્યક્ષ" એ સંજ્ઞાથી બોધાય છે. ઇંદ્રિયપ્રવર્તક તથા તે કરતાં અમાપસૂક્ષ્મતાવિશિષ્ટ હોવાથી મનોયંત્ર તદભિમાનિને અત્યંત સૂક્ષ્મતાસંપન્ન પદાર્થનું અવગાહન કરવાનું સામર્થ્ય આપે છે. પ્રત્યેક વ્યક્તિનું મન ઇતરવ્યતિરિક્ત હોવાથી એ સામર્થ્ય પણ ભિન્ન ભિન્ન વ્યક્તિઓમાં ભિન્ન ભિન્ન પરિમાણમાં અભિવ્યક્ત થાય છે. ઇંદ્રિયપ્રત્યક્ષને સુગમતામાટે 'શ્રવણભૂમિકા" કહી શકાય. માનસિકપ્રત્યક્ષને "મનન" સ્થાનીય ગણીએ છીએ. એ જ મનોવસ્થાન[3] જ્યારે ઇંદ્રિયપ્રત્યક્ષરૂપ નીચ ભૂમિકામાં ભ્રષ્ટતાને ન પામતાં સ્વસ્વરૂપમાં જ દીર્ઘકાલપર્યંત એકનિષ્ઠાપૂર્વક તૈલધારાસમ પૂર્ણ—અખંડિત–વેગે વહ્યાં કરે છે ત્યારે એ સ્થિતિ "બૌદ્ધપ્રત્યક્ષ" અર્થાત્ "નિદિધ્યાસન" સ્થાનીય ગણાય છે. એ ત્રણું પ્રત્યક્ષ અર્થાત્ ઇંદ્રિયપ્રત્યક્ષ, માનસિક પ્રત્યક્ષ અને બૌદ્ધપ્રત્યક્ષમાં ધ્યાતા, ધ્યાન, ધ્યેય, જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય આદિ ત્રિપુટીનો સદ્ભાવ હોવાથી તે તે બાહ્ય વા આભ્યંતર કરણના સંનિકર્ષમાં આવતા પ્રત્યેક પદાર્થ સગુણ તથા સાકારરૂપે જ કલ્પાય છે. પણ સાકાર વસ્તુના તો અવશ્ય વિભાગ પડે છે તેથી તે પદાર્થ અંતિમ નથી અને આપણને

૧ તર્કસામર્થ્યવાળા. ૨ ઇંદ્રિયસમૂહ. ૩ મનઆકાર સ્થિતિ.

તો અંતિમ પદાર્થ—અર્થાત્ ઘટના આદિ કારણ—આગળ જ અટકવાનું છે, તેથી સાકાર પદાર્થ આપણને ગ્રાહ્ય નથી. આપણને તો એવો પદાર્થ અપેક્ષિત છે કે જેના વિભાગ જ થઇ શકે નહિ. ત્યાં જે પદાર્થનો વિભાગ જ ન થઇ શકે એવો પદાર્થ તો માત્ર "નિરાકાર" વસ્તુ હોઇ શકે. પણ નિરાકાર પદાર્થ તો બુદ્ધિથી 'પણ' કલ્પાતો નથી. આપણું અનુત્તમ સાધન જ તેને કલ્પવા શક્તિહીન છે તો તે નિરાકાર વસ્તુનું પ્રત્યક્ષ શી રીતે કરવું? વળી એટલું પણ સિદ્ધ જ છે કે જ્યાંસુધી ધ્યાતૃજ્ઞાતૃભાવ છે ત્યાંસુધી તો મનુષ્ય—અથવા તો દેવ, કારણ કે પ્રૌઢપ્રત્યક્ષની અવસ્થાએ પહોંચેલી વ્યક્તિ "મનુષ્ય"-પદાર્હ નથી—સાકાર પદાર્થ ગ્રહણનો અધિકારી છે. તેથી તો હવે એક જ ઉપાય અવશિષ્ટ છે કે જેથી "નિરાકાર" વસ્તુનું ગ્રહણ થઇ શકે. પોતાના ધ્યાતૃજ્ઞાતૃભાવને છોડીને અર્થાત્ આકારકારાગૃહમાં બદ્ધ કરતી અભિમાનની દુષ્ટ શૃંખલા તોડીને સાધકે નિરાકાર-વસ્તુરૂપ થવાનું છે. એ વિના નિરાકારવસ્તુગ્રહણમાટે અન્ય પંથા વેદાંતદર્શન જાણતું નથી. આ ઉચ્ચતમ અવસ્થાને ભોગવનારા મહાત્મવરિષ્ઠને જ "બ્રહ્મસ્વરૂપ" "કૈવલ્યધામ-નિવાસી" આદિ અનતિશય ઉચ્ચ ઉપપદનો અધિકાર છે.

આથી સિદ્ધ થાય છે કે પ્રત્યેક પદાર્થનું પર્યવસાન નિરાકાર વસ્તુમાં આવે છે. પણ તે વસ્તુ તો આપણને પ્રત્યક્ષ જ નથી. યથાર્થ "ઘટ"ને તો આપણે જોતા નથી, મહાત્મા જ જોઇ શકે છે. રૂપ અને ધર્મ એ બે વસ્તુ, તદધિષ્ઠાન નિરાકાર, નિર્ગુણ વસ્તુને આશ્રિત છે અને તેથી સ્વતંત્રસત્તાવિહીન—અભાવમૂર્તિ—છે. વાસ્તવિક ઘટ તો નિર્ગુણ અને નિરાકાર છે પણ તે નિર્ગુણ તથા નિરાકાર વસ્તુ પોતાના અનિર્વાચ્ય સામર્થ્યથી જે અવિદ્યાકલ્પિત ગગનકુસુમસમાન મૃષા[1] પદાર્થદ્વારા પોતાનું અસ્તિત્વ અભિવ્યક્ત કરે છે તે અભિવ્યક્તિના સાધનનો જ આપણે "ઘટ"રૂપે વ્યવહાર કરીએ છીએ એથી શું અધિક આશ્ચર્ય હોઇ શકે! નેત્રને ચૈતન્ય માનીએ છીએ! નૃપપ્રેષિત પ્રધાનને જ આપણે મહીપતિ ગણીએ છીએ! તે પ્રધાનના* પૃષ્ઠમાં પ્રચ્છન્ન રહેલા પ્રજાપતિના અપ્રતિમ પ્રભાવની તો આપણને પ્રતીતિ જ નથી!! પ્રધાન સ્વતંત્રસત્તારહિત છે અને પોતાના સ્વામિની આજ્ઞાનુસાર વર્તે છે તે પ્રધાનમાં અજ્ઞાનવશાત્ આપણે સ્વાતંત્ર્યપરાકાષ્ઠાનો આરોપ—અધ્યાસ—કરી તત્ત્વતઃ, સ્વતંત્ર, સર્વૈશ્વર્યસંપન્ન સત્ય સત્તાથી અધિકાધિક દૂર જઇએ છીએ!! વિશ્વરૂપ વંચક[2] પ્રાતિભાસિક પાંચાલિકાના[3] અનૃત[4] રત્નથી સંમુગ્ધ[5] થઇ તત્પશ્ચાત્ સૂત્રધારના હસ્તને પ્રચ્છન્ન રાખનાર આપણી દૃષ્ટિએ અવિદ્યાનો પટ આવ્યો છે!! અહો શક્તિપતિની અનિર્વચનીય લીલા!!

---

( અપૂર્ણ. )

---

૧ મિથ્યા. * આ ક્લિષ્ટ રચના પુરુષ અને પ્રકૃતિને પણ લાગુ પડે છે. ૨ છળ કરનાર, છેતરનાર. ૩ પુતળિકા (puppet). ૪ અસત્. ૫ મોહવશ.

# ॥ श्रीत्रिभुवनविजयीखड्ग ॥

( અનુસંધાન વર્તમાનરૂપના પૃષ્ટ ૧૮૯ થી. )

મહાત્મા કહે છે, હે વીરવિજય! આ સંસાર શી વસ્તુ છે, એ શા કારણથી વિચિત્રતાવાળો ભાસે છે, એનો અંત ક્યારે છે અને શેમાં છે, એ આદિ વિચાર કરવાની મનુષ્યશરીરમાં ઇચ્છા થવી એ સ્વાભાવિક છે; અને તેથી મને બ્રાહ્મણના કુળમાં જન્મ્યા પછી યોગ્ય વય પ્રાપ્ત થયે સારાસાર વિચાર કરવાની શક્તિ આવી ત્યારે વિચાર આવવા લાગ્યા; પણ કેવલ વિચારથી જ એનો હું નિર્ણય કરી શક્યો નહિ. પશ્ચાત્ વિદ્યા ભણીને શાસ્ત્રમે અવલોકન કરવા માંડ્યું. તેમાં મેં પોતાની મેળે ઘણા ગ્રંથો જોયા અને તેમનાં તાત્પર્યનો નિશ્ચય કરવા તથા તેમાં સ્થિર થવા યત્ન કર્યો; પણ આ સંશયાદિ દોષવાળું અંતઃકરણ અનેક વિચારને શાસ્ત્રદ્વારા જાણીને તે સર્વના તાત્પર્યને જેમ ઠરી તેમ નિશ્ચય કરી શક્યું નહિ, અને ઉત્તરોત્તર સંશયવાળું થતું ગયું. આયુષ્યની મર્યાદાપર્યંત પણ જે કરવાનો અંત ના આવે એવા કર્તવ્યતા સ્વરૂપનો વિચાર કરીને હું તે શાસ્ત્રોના અવલોકનથી પણ તૃપ્ત થયો નહિ. એ સંધિમાં માતાપિતાનો દૈવયોગથી કાળ થયો, જેથી નિરાધાર થવાથી સંસારભારનું સ્વરૂપ ભયંકર ભાસવા લાગ્યું. શાસ્ત્રમાંથી જાણેલા ગૃહસ્થના ધર્મો વિકટ જણાવા લાગ્યા, તોપણ પ્રારબ્ધવશાત્ પ્રાપ્ત ગૃહસ્થાશ્રમનો તત્કાલ ત્યાગ થઈ શક્યો નહિ. કાળે કરીને પુત્રપ્રજા થઇ અને તેને યોગ્ય સમયે ગૃહસ્થાશ્રમને પ્રાપ્ત કર્યો. હે રાજન્! આ જગત્‌માં પ્રતિકૂલ અંશવાળા પ્રારબ્ધથી પ્રાપ્ત થયેલા સ્ત્રી, પુત્ર, ધન, ગૃહ, ક્ષેત્રાદિ પદાર્થો પ્રજ્વલિત અગ્નિની પેઠે સંતાપ આપનાર હોય છે, અનુકૂલ અંશવાળા સંસ્કારથી પ્રાપ્ત થયેલ તે સર્વ અનુપમ સુખશાંતિના કારણરૂપ પ્રતીત થાય છે, અને મિશ્ર પ્રારબ્ધઅંશથી સુખદુઃખના જનક થાય છે. આ વાર્તાને જાણનારો હું તે મમત્વના સ્ત્રીપુત્રાદિ પદાર્થોદ્વારા પ્રતીત થતાં સુખદુઃખાદિ ફલદ્વારા મારા સંસ્કારને પક્ષવત્ સમજવા લાગ્યો. પણ આ વિચિત્ર માયાના સ્વરૂપને શાસ્ત્ર તથા વિચારદ્વારા જેવું તેવું જાણેલું હતું તેથી એ વિષયજન્ય તાપથી કે સુખથી હું શોકહર્ષાદિ વિકારને વિશેષે કરીને પ્રાપ્ત થતો ન હતો. દૈવવશાત્ સ્ત્રીની આયુષ્યમર્યાદા પૂર્ણ થઈ ગૃહસ્થાશ્રમ છૂટ્યો ત્યારે મેં મને પોતાને એક પક્ષથી સુભાગ્યવાન્ ગણ્યો. કારણ કે જે જે સમયે જેવી જેવી જોઇએ તેવી તેવી સ્થિતિને તે તે સમયે પ્રાપ્ત થવું એ સુભાગ્યના યોગ વિના બનતું નથી. સ્ત્રીના નિવૃત્ત થયા પછી પુત્રગૃહાદિનાં મમત્વવડે પ્રાપ્ત બંધનોને મેં ક્રમે કરીને શિથિલ કરી નાંખ્યાં, અને આ જન્મમૃત્યુરૂપ સંસારના મિથ્યાત્વનો દૃઢ નિશ્ચય કરીને મેં સર્વ સંબંધીની અનુમતિવડે તીર્થવાસ કરવા પ્રયાણ કર્યું. વિવિધ ક્ષેત્રોમાં નાના પ્રકારનાં ચરિત્રચેષ્ટાવાળા તથા વિલક્ષણ સ્થિતિવાળા, અનેક મહાત્માઓનાં દર્શન મને થયાં તથા તેમના દ્વારા જાણવા યોગ્ય નિશ્ચયો જાણવામાં આવ્યા. તીર્થોમાં ભ્રમણ કરતાં મન હાર્યું, અને કર્તવ્ય તો શેષ રહ્યું ત્યારે મેં ભ્રમણનો ત્યાગ કરીને મનને કર્તવ્યમાં જોડવાને એકાંત સ્થળે નિવાસ કરવાની ઇચ્છા કરી. માર્ગ કાપતાં આ સ્થલે આવ્યો તો

આ મઠ ઉજડ પડેલો દૃષ્ટિએ આવ્યો. રાત્રિ આ સ્થાનમાં ગાળી. તેમાં સ્વપ્નમાં કોઇ પુરુષે આવીને મને કહ્યું કે 'હવે તું આ સ્થલે નિવાસ કર. તારું સર્વ કર્તવ્ય સિદ્ધ થશે.' આ પ્રકારનું સ્વપ્ન થયા પછી જાગ્રત્ થયો અને અદૃષ્ટને આ સ્થલ જ અનુકૂલ હશે એમ ધારી અત્ર જ તે દિવસથી રહ્યો.

હે રાજકુમાર ! આ સ્થલે મારા આવવા પર્યંતની વાર્તા તને સંક્ષેપમાં કહી. હવે જે શેષ રહ્યું છે તે કહું છું, તેને તું સુખપૂર્વક શ્રવણ કર.

આ સ્થલે રહીને મેં ફલકંદમૂલપત્રાદિથી પ્રાણનું રક્ષણ કરવા માંડયું; અને સદા આ પ્રતીત થતા સંસારપ્રપંચના કારણમાં મનને જોડી રાખવાનો અભ્યાસ કરવા માંડ્યો. દિવસે સૂર્યના ઉદયથી અને રાત્રિએ ચંદ્રતારકાદિના પ્રકાશથી આ જગત્‌માં ભયના કારણરૂપ પદાર્થોની પ્રતીતિ થતી, અને અંધકારના સમયમાં બહારના પદાર્થોનાં દર્શન નહિ છતાં વૃત્તિમાં રહેલા પદાર્થોની પ્રતીતિ થતી. આ પ્રકારે દ્વૈતની પ્રતીતિ હોવાથી મને દ્વૈતની પ્રતીતિદ્વારા થતું સામાન્ય ભય પ્રાપ્ત રહેતું જણાયું, અને આ મન એકાગ્રતાને પ્રાપ્ત થયું પ્રતીત થયું નહિ. મેં વિચાર કરયો કે શાસ્ત્રમાં સર્વ દ્વૈતપ્રપંચના અભાવની પ્રતીતિના સમયે સુખાવિર્ભાવ કહ્યો છે, અને મને તો આ દ્વૈતની પ્રતીતિ મટતી નથી ત્યારે હવે શું કરવું ? વિચાર કરતાં એમ ભાસ્યું કે આ જગત્‌માં પ્રકાશ અને અંધકાર એ બે ભાવ પરસ્પર વિરોધી. છતાં સર્વ જીવને પ્રતીત થાય છે. આ પ્રથમ દ્વૈત છે, તેથી જો દ્વૈતની નિવૃત્તિ જ કરવી છે તો મારે એ બેમાંથી એકની નિવૃત્તિ કરવી જોઇએ—કાં તો મને અંધકાર દૃષ્ટિએ ન પડે અને કાં તો મને પ્રકાશ જોવામાં ન આવે. એથી આગળ વિચાર ચાલતાં મને એવી શંકા થઈ કે આ અંધકાર અને પ્રકાશ એ બેમાંથી પ્રથમ શું હશે ! અને પાછળથી શું હશે ? એ સબંધમાં મેં એવો વિચાર કર્યો કે આ પ્રકાશ તો ઉપાધિજન્ય પ્રતીત થાયછે. આ સૂર્ય, ચંદ્ર, તારા કે દીપકાદિ ઉપાધિવડે જ પ્રકાશ ભાસેછે. એ સૂર્યાદિ કે મણિઆદિ ઉપાધિરૂપ પદાર્થ ન હોય તો પ્રકાશ પ્રતીત થાય નહિ. આથી એ નિશ્ચય થયો કે પ્રકાશ ઉપાધિજન્ય છે અને અંધકાર તો સ્વતઃસિદ્ધ સ્વયંભુસરખો પ્રતીત થાય છે, એથી પ્રથમ્ અંધકાર અને પછી પ્રકાશ એમ હોવું જોઇએ. આ પ્રકારનો નિશ્ચય થતાં પણ એવી શંકા સ્ફુરી કે જો પ્રથમ અંધકારમાં પ્રકાશનું મૂલ કારણરૂપે અસ્તિત્વ જ ન હોય તો અસંતાભાવમાંથી ભાવરૂપ કાર્યની પ્રતીતિ થાય નહિ. માટે અંધકારના સમયમાં પણ કારણરૂપે પ્રકાશનું અસ્તિત્વ હોવું ઘટે છે. આ પ્રકારે વિચાર થવાથી એવો નિશ્ચય થયો કે અંધકાર અને પ્રકાશ બે પદાર્થ મૂલ હોવા જોઇએ, પણ પ્રકાશ કાર્યરૂપે અને કારણરૂપે રહે છે અને અંધકાર એક રૂપે જ રહે છે. આ નિશ્ચયથી મને એમ ધારણ કર્યું કે પ્રકાશ એ વિકારી છે અને અંધકાર એ નિર્વિકાર છે. આમ ધાર્યા છતાં વળી મને એમ ધાર્યું કે પ્રકાશના સમયે અંધકારની પ્રતીતિ થતી નથી, તેથી અંધકાર પણ વિકારી જ છે. આમ જોતાં જ્યારે આ બે વિરોધી પણ વિકારી પદાર્થ ભાસ્યા ત્યારે એ બેની નિવૃત્તિ થાય તો નિર્વિકાર શું છે તે સમજાય એવો મને વિચાર થયો. અંતે

એ સાર કાઢ્યો કે એકે કાલે બેની નિવૃત્તિ થવી તો કઠિન છે માટે એ બે વિરોધી પદાર્થમાંથી એકની સિદ્ધિ કરૂં, અને તે એકવડે બીજાનો લય કરૂં. અને જ્યારે એકનો લય થયા પછી એક વિકારી પદાર્થ રહેશે ત્યારે તેનો પાછળથી લય કરીશ. આ નિશ્ચય થયા પછી એ બેમાંથી પ્રથમ કોનો લય કરવો એ વિષે વિચાર કર્યો. ત્યાં જો પ્રકાશનો પ્રથમ લય થાય તો તો સર્વત્ર અંધકાર પ્રતીત થાય, અને અંધકારની જ પ્રતીતિ શેષ રહેવાથી આ દેહનિર્વાહક વ્યવહારની સિદ્ધિ કરવી કઠિન પડશે. માટે પ્રથમ અંધકારનો લય કરવા યત્ન કરૂં.

આ પ્રકારનો વિચાર કરીને અંધકારના લયમાટે હવે શું કરવું એ વિચાર થવાથી નિશ્ચય થયો કે શ્રીસૂર્યનારાયણ જે પ્રકાશના પ્રેરક પ્રત્યક્ષ દેવ છે તેમની ઉપાસના કરવી અને એમને પ્રસન્ન કરીને એવો વર માગવો કે 'જ્યાં પર્યંત મારાં નેત્રને જોવાની શક્તિ હોય ત્યાંપર્યંત મને કદાચિત્ પણ અંધકાર દેખાય નહિ.' જો કદાચિત્ હું એવો વર માગું કે આ અંધકારનો કેવલ નાશ કરી નાંખો અને એ અંધકારવિના આ જગત્પ્રવાહ ચાલતો નહિ હોય તો એ મારો માગેલો વર અનર્થકર થઇ પડે અને તેવો અસંભવ વર પ્રસંગે મળે કે ન મળે અને કદાચિત્ મળે ને અંધકારનો કેવલ નાશ થાય અને તેમ થવાથી જો આ જગતનો પ્રલય થાય તો તેમાં મારો પણ નાશ થાય અને તેમ થાય તો પછી એ આત્મઘાતનિમિત્ત વર મેળવવો કાંઇ પુરુષાર્થ ગણાય નહિ, તેમ જ મારે જાણવું છે તે જણાય પણ નહિ. માટે માત્ર નેત્રની મર્યાદાપર્યંત મને અંધકાર દેખાય નહિ એવો વર જ માગવો ઉચિત છે.

હે ભાઈ! આ પ્રકારે મનમાં તરંગો ઉઠી ઉઠીને શમ્યા. પછી મેં પ્રકાશના પ્રવર્તક સ્વયંપ્રકાશરૂપ શ્રી સૂર્યનારાયણની ઉપાસના કરવા માંડી. આગ્રહથી અને યત્નથી સર્વ સિદ્ધ થાયછે એવા નિશ્ચયથી મેં અધિક કષ્ટ કરીને શરીરને કૃશ કરતાં તપ કર્યું. નેત્રને બંધ કરીને બેઠેલો હું પ્રથમ તો અંધકારને જ અનુભવતો હતો, પણ જ્યારે મારો પ્રયત્ન અવધિઉપર આવ્યો ત્યારે મને ઉપાસ્ય દેવતાનું સ્વરૂપ પ્રત્યક્ષ થયું. મારાં બંધ કરેલાં નેત્ર ઉપર એકદમ પ્રકાશનાં કિરણો આવ્યાં, અને તેમણે મારાં નેત્રને ઉઘાડી નાંખ્યાં. નેત્ર ઉઘડતાં નેત્રને સહન ન થાય એવો પ્રકાશ હોવાથી નેત્ર પાછાં બંધ થઇ ગયાં, એટલે મેં શબ્દ સાંભળ્યો કે 'માગ માગ હું પ્રસન્ન છું.' ત્યારે મેં કહ્યું કે 'મારૂં ઇચ્છેલું આપો; પણ જેમ આપના પ્રકાશસ્વરૂપથી આ મારાં નેત્ર બંધ થઇ જાયછે અને ઉઘડી શકતાં નથી એવો ઉગ્ર પ્રકાશ મને સદા પ્રતીત થાય નહિ એવો વર આપો.' આટલું બોલ્યા પછી મને એમ ભાસ્યું કે કોઇએ મારે મસ્તકે હાથ મુક્યો અને પછી તરત પ્રથમ જેવું બલવાળું તેજ ઓછું થઇ ગયું. મેં નેત્ર ઉઘાડીને જોયું તો મને સઘળે પ્રકાશ જ જણાવા લાગ્યો. થોડી વારસુધી તો હું આસપાસ સઘળે પ્રકાશ જોઇને ઘણું પ્રસન્ન થયો. પણ પછી તો મને ધીરે ધીરે આ વર માગ્યાથી અસંતોષ જણાવા લાગ્યો. કારણ કે આ મઠ કે મઠનું દ્વાર, કે આ ભીંતો કે આ મારૂં આસન કે આ દ્વારમાંથી દેખાતાં વૃક્ષો કે ભૂમિ એમાંનું કાંઈ

પણ મને દેખાયું નહિ. મને તો એકલો પ્રકાશ જ દેખાયા કરે. પછી તોં મને અકળામણ થઇ કે અરે ! હવે આ શરીરનો વ્યવહાર શી રીતે ચાલશે ? મને ફલ, જલ, પત્ર કે પાત્ર કાંઈ પણ દેખાતું નથી. આ તો કેવલ પ્રકાશ જ દેખાય છે. મેં મારા શરીરમતિ જોયું તો તે પણ મને દેખાયું નહિ. માત્ર મારાં નેત્ર તો એકલાં પ્રકાશને જ જોવાજેવાં થઇ રહ્યાં.

હે રાજકુમાર ! હું તમને શી વાર્તા કહું! મને પશ્ચાત્તાપ થવા લાગ્યો કે અરે ! મેં તપ કરીને આ શું માગ્યું ! મને ફલજલ દેખાતું નથી તો હું ખાઈશ-પીશ શું ? આ તો મેં પ્રકાશ માગ્યો, પણ ખરૂં જોતાં તો મેં અંધાપો માગ્યો હોય એવું થઈ ગયું ! હવે શું કરૂં ? આ પ્રકારે સંતાપમાં પડીને મેં ફરીથી શ્રીસૂર્યનારાયણની દૃઢ ભક્તિ આરંભીને એવી ઇચ્છા જણાવી કે 'હે ભગવન્ ! મને માત્ર અંધકાર દેખાય નહિ, પણ બીજા વ્યવહારના સર્વ પદાર્થોને જેવા છે તેવા હું દેખું; અને એ મર્યાદામાં આવેલાં મનુષ્યાદિ પ્રાણિઓ મને દેખાતા પ્રકાશને તથા મારી પેઠે પદાર્થને દેખે એવું આપો.' આ પ્રકારનો નિશ્ચય કરી બેઠો ત્યારે થોડે સમયે મેં શબ્દ સાંભળ્યો કે 'હે બ્રાહ્મણ ! તેં જેવું ઇચ્છયું છે તેવું તને થશે. સંતાપને ત્યજ'. આ સાંભળીને મેં નેત્ર ઉઘાડયાં ત્યારે મને પ્રકાશમાં આ સઘળા પદાર્થો દેખાવા લાગ્યા. હે ભાઈ ! તે દિવસથી આજપર્યંત મેં રાત્રિને દીઠી નથી કે તે કેવી છે અને ક્યારે આવે છે તથા ક્યારે જાય છે. વળી આ વરથી મને એક એ ઉપકાર જણાયો કે આ નિર્જન સરખા પ્રદેશમાં પ્રથમ રાત્રિએ વ્યાઘ્રાદિ ઘાતકી પશુઓ આ મઠ સમીપ આવી ભય આપતા તે આ પ્રકાશ થયા પછી મારી દૃષ્ટિમર્યાદામાં પ્રવેશ કરી શકતા નથી. એકદમ મર્યાદામાં આવે છે, પણ જાણે અજવાળાથી અકળાતાં હોય એવો ભાવ કરીને તરત મર્યાદાથી બહાર નિકળી જાય છે.

હે ભાઈ ! આ ભવસાગરમાં ભોક્તા જીવોને ફલ ભોગવાવનાર તેના ભાગ્યને જાળવીને જ ભગવાન્ શ્રીભાસ્કર પણ પોતાના ભક્તોને તેની ભક્તિનાં શુભ ફલ ભોગવાવતા હોય એમ ભાસે છે. મેં મંદભાગીએ પ્રકાશક પરમાત્મા શ્રી સૂર્યનારાયણને પ્રસન્ન કરીને પણ તુચ્છ ફલ જ ભાગ્યાનુસાર માગ્યું. મેં મારા અજ્ઞાનનો નાશ માગ્યો નહિ, જીવોનાં દુઃખનો નાશ માગ્યો નહિ, પરમેશ્વરના સ્વરૂપની અભેદભાવે પ્રાપ્તિરૂપ મોક્ષ માગ્યો નહિ, અને સ્વલ્પમાં કહું તો માગવાયોગ્ય કાંઇ જ મેં માગ્યું નહિ. આ પ્રકારના અસંતોષને મનમાં વારંવાર પ્રકટતો જોઇને મેં પુનઃ વિચાર કર્યો કે અહો ! આ જીવને જીવપણાની નિવૃત્તિ થતા સુધી કદાચિત્ પણ સંતોષ થતો નથી, એ શાસ્ત્રવચન અનુભવસિદ્ધ હોવાથી સત્ય જણે. અપ્રાપ્તની ઇચ્છા અને પ્રાપ્તનો અભાવ એ જીવસ્વભાવ પ્રસિદ્ધ છે, અને એ મારામાં પણ વિદ્યમાન છે. એ હોવા પર્યંત સુખની આશા શી ? જીવોની અંતર્ વાસનાથી સ્ફુરતી કામનાઓ અનંત સરખી છે. અને આ બહિર્ પ્રતીત થવા યોગ્ય વિષયો પણ અસંખ્ય જેવા છે; એટલે નિરંતર નવી કામના અને નવા વિષયનો સબંધ હોવાનો અને તેથી એ માર્ગે જીવત્વનો અવધિ દેખાશે નહિ એમાં આશ્ચર્ય શું છે ? માટે હવે ખરૂં જોતાં તો મારે આ કામના તથા વિષયોના સંબંધરૂપ માર્ગને ત્યજીને જ વહેવું ઉચિત છે.

આ પ્રકારે વિચારને કરતો છતો હું વળી ક્ષણ પછી પોતાના તપોબલથી મેળવેલા ઐશ્વર્યમાં મોહ પામીને મગ્ન પણ થતો હતો. જેમ આ જગતમાં ક્ષુદ્ર હૃદયબલવાળાં મનુષ્યો પોતાને પ્રાપ્ત સંપત્તિને જાળવી શકતાં નથી તેમ જ દુર્બલ હૃદયવાળાઓ તપોબલથી પ્રાપ્ત કરેલી સંપત્તિને પણ જોઇએ તેવી રીતે જાળવી શકતા નથી. જેમ દુર્બલ જીવો પોતાના અંતઃકરણમાં મહત્વવાળી નવી વાર્તાને પ્રકટ થયેલી જાણીને પૂર્ણતાને પ્રાપ્ત થવા પર્યંત ગુપ્ત ન રાખતાં તેને પોતાની પ્રતિષ્ઠા વધવાની આશાથી જનસમૂહમાં પ્રકટ કરે છે અને પોતે મોટાઇને ઇચ્છે છે તેમ આ તપોબલથી મહત્તાને પ્રાપ્ત થનાર પુરુષોમાંનાં પણ ઘણા દુર્બલતાથી પોતાના પ્રાપ્ત ઐશ્વર્યને પોતે પૂર્ણ દશાને પ્રાપ્ત થતા પર્યંત ધૈર્યને ન સેવતાં મધ્યે જ પ્રકટ કરી લોકમાં યશમાન આદિ પ્રાપ્ત થવાના નિમિત્તથી પ્રકટ કરે છે; અને પછી જેમ તે વ્યાવહારિક મનુષ્ય અપૂર્ણ જ રહીને યથાઘટિત માનને પામતો નથી તેમ તે તપસ્વી પણ પોતાના પૂર્ણપણાને ન પ્રાપ્ત થતાં તપોબલથી ભ્રષ્ટ થાય છે. આ પ્રકારનો જીવોમાં પ્રવર્તતો સ્વભાવ મારામાં પણ પ્રસંગવશાત્ સ્ફુરતો પ્રતીત થવા લાગ્યો. મારા પ્રકાશની મર્યાદામાં આવેલાં મનુષ્યો મારા પ્રકાશને જાણે તથા હું પ્રકાશક પુરુષની મોટાઇને જાણે તથા મને વિશ્વમાં વિશ્વપતિની વિભૂતિરૂપ ગણીને જેમ પ્રકારે સર્વ વિધિથી સંમાન આપે તો ઠીક એવી ભાવના થવા લાગી

જેમ સૂર્યમંડલની સાથે સૂર્યનો પ્રકાશ ફરતો હોય તેમ હું જ્યાં જ્યાં ફરતો ત્યાં ત્યાં મારી દશે દિશામાં મારો પ્રકાશ મારી દષ્ટિમર્યાદ પર્યંત મારી સાથે ફરતો મને પ્રતીત થતો હતો, અને તેથી હું મને પ્રસંગે ધન્ય માનતો. આ પ્રકારનો આનંદ સદા રહ્યો નહિ તે સકારણ હવે કહુંછું, શ્રવણ કરો.

એક દિવસ કૃષ્ણપક્ષની રાત્રિએ ઘોર અંધકારમાં મને ઇચ્છા થઈ કે ચાલ વનયાત્રા કરી આવું. આ ઇચ્છાથી હું આ વનમાં ફરવા નિકળ્યો. જ્યાં જ્યાં હું જતો ત્યાં ત્યાં મારી દૃષ્ટિની મર્યાદાપર્યંત મારો પ્રકાશ દશ દિશ ચાલતો હતો. આ અંધારી રાત્રિમાં મારો પ્રકાશ આવતો જોઇને જાણે આ દાવનલ કોપીને વન બાળતો આવે છે કે શું એમ ધારીને રાત્રિમાં વિચરનારાં પશુ તથા પક્ષિઓ ભય પામીને મારા પ્રકાશથી આગળ આગળ નાસવા લાગ્યાં. ગાયો, મૃગો અને એવાં જ બીજાં રાંક પ્રાણિઓ પણ ભય પામીને ભાગવા લાગ્યાં. મારા પ્રકાશમાં આવી જવાથી અને પ્રકાશને જોવાથી પક્ષિઓ ભય પામીને વૃક્ષોની ઘટામાંથી ઉડવા લાગ્યાં, અને તેમણે શોરબકોર કરી મુક્યો. આપ્રમાણે જેમ જેમ હું આગળ ચાલતો તેમ તેમ આગળ આગળનાં પશુપક્ષિઓ બેમાં ભળતાં તથા જાગતાં અને પોકાર કરતાં જણાયાં. આ સર્વ જોઇને હું મારા મનમાં વિચાર કરવા લગ્યો કે અરેરે! મારા આ વનમાં ફરવા આવવાથી આ અસંખ્ય પ્રાણિઓનાં સુખનો તથા શાંતિનો નાશ થયો, અને એમના અંતઃકરણમાં અતિશય ભય પ્રાપ્ત થયું. એમણે મને ઈશ્વરના અનુગ્રહના પાત્રરૂપે જાણ્યો નહિ, પણ પ્રાણિપદાર્થને બાળી ભસ્મ કરનાર દાવાગ્નિરૂપ જાણ્યો. અરેરે! આ પ્રકારનો વર માગીને મેં કાંઈ મોટું પુરુષાર્થ પ્રાપ્ત કર્યું હોય એમ

જણાતું નથી. અહો ! હું કેવો મંદમતિવાળો છું કે મેં વિષયપદાર્થમાંથી મોહમમત્વ તજીને અરણ્યે વાસ સ્વીકાર્યો અને આ યતિના આશ્રમમાં રહીને મારે સર્વને અભય આપવારૂપ મુખ્ય ધર્મનું પાલન કરવું જોઇએ તેને બદલે મેં આ અનેક પ્રાણિઓને ભય ઉત્પન્ન કર્યુંછે. ધિક્કાર છે મને અને મારા પરાક્રમને ! આ વિગેરે વિચાર કરીને હું બીજે માર્ગે વળીને પાછો આશ્રમપ્રતિ આવવા લાગ્યો તો મારે કાને મનુષ્યના આ પ્રકારના શબ્દો પડ્યા 'અરે ખેતરના રખેવાળો ! આપણે એક બીજાને પોકારીને સાવધાન રહેજો. આ કાળી રાતે ભડકા કરતું ભૂત આ માર્ગે આવેછે.' આ પ્રકારનો એકબીજાપ્રતિ કરાતો ખેડુતોનો પોકાર સાંભળીને હું અધિક લજ્જાવશ થયો. જો કોઇ મારી ઇચ્છાથી ત્યજી શકાય એવો વેષ પહેર્યો હોય તો તેને હું ત્યજી પણ શકું, પરંતુ આ દેવે આપેલો વર હું કેવે પ્રકારે મિથ્યા કરી શકું. એ માર્ગે પુનઃ આશ્રમપ્રતિ આવતાં જ્યાં પર્યંત તે મનુષ્યોએ મારો પ્રકાશ જોયો ત્યાં પર્યંત 'ઓ પેલું ભૂત ગયું ! ઓ પેલું ભૂત જાય !' એવો પોકાર કર્યા કીધો. હું તો જે તે પ્રકારે ઉતાવળી ગતિથી આવીને મઠમાં બેઠો, અને વિચાર કરવા લાગ્યો કે અરેરે ! આ વિચિત્ર સ્વભાવવાળો અને અલ્પજ્ઞ જીવોના સમુદાયરૂપ સંસારસાગર તરવો ઘણો કઠિન છે. અરે ! આ સંસારમાં જનસમૂહસમીપ જેને નિવાસ કરવો હોય તેણે તો સદા સર્વ મનુષ્યના સમાન થઇને જ વસવું ઉચિત છે. જે લોકમાં વા જે સ્થલમાં જે જાતિના પ્રાણિઓ તથા જેવો વ્યવહાર પ્રચલિત હોય તેથી કેવલ વિલક્ષણ ધર્મવાળા થઇને તેમના સમીપ વસવું નહિ. આ મારૂં તેજ જે તપવડે પ્રાપ્ત થયું છે તેણે જ મને ભયંકર અગ્નિરૂપે અને ભૂતરૂપે અન્ય જીવોને ઓળખાવ્યો ! એ જીવોનું સમાધાન કરવાની મારી ઘણી ઇચ્છા છતાં પણ આ સમયે હું તેમ કરી શક્યો નથી, તેમ આ ક્ષણે કરવા ઇચ્છું તો કરી શકાય એમ પણ નથી, કારણ કે આ તેજને હું ક્યાં અને કેવે પ્રકારે તજીને જાઉં ?

હે રાજપુત્ર ! આ વિગેરે અનેક પ્રકારના વિચાર કરતો હું બેઠો હતો એટલામાં મઠના દ્વારમાં કોઈ મનુષ્યને આવીને ઉભેલું મેં જોયું ત્યારે મને પ્રથમ તો એવો વિચાર થયો કે આ પેલા ખેડુત લોકો મને ભૂત જાણીને પાછળ પાછળ મારવાને તો આવ્યા નથી ? કારણ કે જડ લોકો એવું સમજે છે કે 'માર ભાગ્યું ભૂત નાસે'. આ કારણથી કદાચિત્ આવ્યા હોય તોપણ હવે મારે ભય ધરવાનું કાંઈ પ્રયોજન નથી. કારણ કે હું તો ગૃહ તજીને નીકળ્યો છું, ત્યારથી મૃતકરૂપ જ થઇને નિકળ્યો છું. આપ્રમાણે વિચારીને ધૈર્યથી મેં પૂછ્યું, હે ભાઈ ! તમે કોણ છો અને દ્વારમાં કેમ ઉભા છો ? કાળી રાત્રિએ વનમાં કેમ વિચરો છો ? અને આ મઠમાં શું પ્રયોજને આવ્યા છો ? ફલજલની ઇચ્છા હોય તો નિર્ભય થઇને અંતર્ પ્રવેશ કરો, અને આ આસને બેસો, આવો. આ પ્રકારનાં મારાં વચનો શ્રવણ કરીને તે પુરુષ મઠમાં આવ્યો અને મેં કહી દેખાડેલે આસને આવીને બેઠો, અને આ પ્રમાણે બોલ્યો. 'હે દેવ ! આ લોકને પાવન કરવાને આપ કયા સ્વર્ગમાંથી ઉતરી આવ્યા છો? જ્યાં આપ વિરાજો છો અને વિચરો છો એવા આ ભૂમિના કણોએ તથા આ સમીપવાસી વૃક્ષ પશુપક્ષીમનુષ્યાદિકે શું ઉગ્ર પુણ્ય કર્યું છે કે જેના પ્રભાવે એ સર્વને આપનો સંગ

મળ્યો છે? મારાં પણ કયા જન્મનાં અને કેવા પ્રકારનાં પુણ્યકર્મનો ઉદય થયો છે કે આજે મને આપનાં પાપનિવારક દર્શન થયાં છે? આ શરીરધારી હું ઘણા દિવસથી વનમાં અને વસતિમાં વિચરૂંછું પણ તેજઃપુંજરૂપ આપસરખા પ્રકાશક પુરુષનું કોઈ સ્થલે મને દર્શન થયું નથી. હું આ આશ્રમનાં દ્વારમાં ઉભો ઉભો આશ્ચર્યથી જોતો હતો કે આ પ્રકાશ શેનો છે? દીપક કે મણિ કોઇ સ્થલે જણાતો નથી. જ્યારે આપનાં પ્રિય વચનો શ્રવણ કર્યાં ત્યારે મને આપના સ્વરૂપનું ભાન થયું છે. પ્રથમ તો હું આપની આજ્ઞાપ્રમાણે મારી કથા યથાસ્થિત સ્વલ્પમાં કહું છું. પછી આપ મને કૃતકૃત્ય કરનારી આપની કથા કહી શાંત કરજો.

હું પવિત્ર બ્રાહ્મણના કુલમાં જન્મ્યો છું. માતાપિતા મારી બાલક અવસ્થામાં જ કૈલાસવાસી થયાં છે. બીજું કોઇ નિકટનું સંબંધી નથી. મને ઉદાર મહાજનોએ કૃપા કરીતે ઉછેર્યો છે. યોગ્ય વય થવાથી મને ઉપનયનસંસ્કાર વિધિપ્રમાણે દયાલુ બ્રાહ્મણોએ કર્યો છે. વેદાધ્યયનસંસ્કાર પણ થયો છે. શાસ્ત્ર પણ યથામતિ જોયું છે. શાસ્ત્રદ્વારા તથા વિદ્યાદાતા ગુરુમુખદ્વારા સંસારનું અસારપણું જાણ્યું છે. ગૃહસ્થાશ્રમની અનુકૂલતા ન હોવાથી તેમ જ વૈરાગ્યના આવિર્ભાવથી સંસારસુખમાં અભિરુચિ ન થવાથી મને લગ્ન કરી ગૃહસ્થાશ્રમ સેવવાનો સમય આવ્યો નથી, તોપણ બ્રહ્મચર્યદીક્ષામાં મેં કરવાયોગ્ય વૈદિક કર્મોને કર્યાં છે, તથા યથાશક્તિ ઉપાસના પણ કરી છે, અને હાલ પણ હું ઉપાસકની અવસ્થામાં જ છું. અગ્નિના કુંડમાં અગ્નિ પ્રકટ થયાથી તથા દીપકના પાત્રમાં દીપક પ્રકટ્યા પછી સ્વભાવથી આવી પડતાં અનેક જંતુઓને જોઇને મને અંતરમાં ઘણો સંતાપ થતો અને તેથી મેં અનેક પ્રકારના વિચારોને અંતરમાં કરીને પછી પાપરહિત યજ્ઞાદિ જે કાંઇ હોય તે કરવાનો નિશ્ચય કર્યો. વિદ્વાનોથી, શાસ્ત્રથી તથા વિચારથી મને નિશ્ચય જણાયો કે કેવલ અક્રિય થવું એ જ પાપરહિત યજ્ઞ છે. પરંતુ આ અંતરનું તથા બહિરનું સર્વ અંતરાત્મારૂપ અગ્નિમાં જ્યારે હોમી દેવાય અને નિર્વિકાર આત્મતત્ત્વરૂપે જ્યારે થવાય ત્યારે અક્રિય થવાય એમ છે, ત્યાં પર્યંત અક્રિય થવાય એમ નથી. આ નિશ્ચય થયો પણ આ દૃશ્ય પ્રપંચને અંતર ઉપાધિસહિત આત્મારૂપ અગ્નિમાં હોમવાનું તત્કાલ સામર્થ્ય જણાયું નહિ, તેથી મનમાં ભય પામીને કર્મનો ત્યાગ કરી શક્યો નહિ. પણ કેટલેક દિવસે એક મહાત્માની આજ્ઞાથી ગૃહસ્થાશ્રમની આશાસહિત કર્મનો ત્યાગ કરીને અંતરમાં ઉપાસના કરવાને માર્ગે વળ્યો. એકલો વિચરવા લાગ્યો. જનસંગ તથા વિષયચિંતનથી યથાશક્તિ બચતો ગયો. માત્ર ભિક્ષાઅર્થે ગૃહસ્થ બ્રાહ્મણોનાં દ્વારપ્રતિ જતો અને ભિક્ષા લીધા પછી નિર્જન પ્રદેશમાં રહીને અંતર ઉપાસના કરતો. અનેક રાત્રિઓ મેં વૃક્ષના મૂળમાં અને મનુષ્ય વિનાના શિવાલયમાં ગાળી છે. પ્રથમ તો કોઈ મહાત્માના આશ્રમમાં હું રાત્રિ ગાળતો, પણ ત્યાં દીપકમાં પડી પ્રાણ તજતાં જંતુઓને જોઇને મને ત્રાસ થતો અને તેથી મેં દીપકવાળા આશ્રમોમાં રાત્રિ ગાળવાનું તજ્યું છે. આ પ્રમાણે ઘણો કાળ ફરતાં થયો છે, પણ હજી જોઇએ તેવી તૃપ્તિ કે શાંતિ થઈ નથી. આ મન શિથિલ થયું છે, કહ્યું માને છે. કલ્પાંત કરતું નથી. કામનાનું પ્રાબલ્ય છેક હઠી ગયું છે. આજ રાત્રમાં હું ભરતની પેઠે અંધકારમાં આત્મચિંતન કરતો ચાલતો હતો તેવામાં મેં મારા આગળના કેટલાએક પ્રદેશમાં એકાએક પ્રકાશને ચાલતો જોયો. પ્રથમ તો મને પ્રકાશ સામો

આવતો જોયો, ત્યારે મને વન સળગતું આવવાની ભ્રાંત થઇ. પછી જ્યારે એ પ્રકાશ પાછો હટતો જણાયો ત્યારે મને ભાસ્યું જે આ આગ મારા સંમુખ ન આવતાં જાણે મારું રક્ષણ કરી પાછો વળ્યો છે. પણ પાછળ પાછળ ચાલતાં જ્યારે હું જે સ્થલે તે પ્રકાશ પ્રથમ જણાયો હતો તે સ્થલે આવ્યો ત્યારે અગ્નિ ફરી ગયાનું કોઈ ચિહ્ન વનસ્પતિઓમાં જણાયું નહિ. ત્યારે મને આશ્ચર્ય થયું કે આ તે પ્રકાશ શેનો છે? પાછળ પાછળ આવતાં લોકોના વિચિત્ર પોકાર સાંભળ્યા કે આ ભૂત છે. પણ મારો સંશય છૂટ્યો નહિ તેથી હું પાછળ પાછળ ચાલ્યો આવ્યો. આ મઠમાં પ્રકાશનું કારણ પ્રવેશ્યું એવું મને દૂરથી ભાન થયું, અને તેથી હું નિઃશંક થવાને આવીને આ દ્વારમાં હશો. પણ આ ક્ષણપર્યંત મને શંકા છે કે આ પ્રકાશ શેનો છે! જો આપનો જ પ્રકાશ હોય તો આપ દેવ છો કે કોણ છો તે સંશય છે? માટે હવે આપ કૃપા કરીને મારો સંદેહ નિવારણ કરો, અને આપના સ્વરૂપનું મને ભાન કરાવો. હું મરણને ચરણતળે રાખીને વિચરું છું એટલે મને મરણનું ભય નથી. અક્રિય થવાની આશાવાળો છું એટલે ક્રિયામાં જોડનાર આ સંસારના પદાર્થની કામનાવાળો નથી. વસ્તુતઃ તો હું નિષ્કામ છું તોપણ આ ક્ષણે આપ મને સકામ અતિથિ ગણીને આપની કથા શ્રવણ કરાવી એટલું જ આપ મઠવાસી દર્શાવું મારું આતિથ્ય કરો. આ પ્રકારનાં વચનો બોલીને તે અતિથિ મૌન રહ્યો ત્યારે મેં તેને નીચે પ્રમાણે પ્રીતિથી કહ્યું. હે શુદ્ધ બ્રાહ્મણ! તમને ધન્ય છે. તમે જે કાંઇ સંસારમાં આવીને આચરવું કરવું છે તેને જ આદર કરી બેઠા છો. તમે ગૃહસ્થાશ્રમ નથી કર્યો, અને તેથી તમને કદાચિત્ તે સબંધના સંસ્કાર સ્ફુરે તોપણ હવે તે સેવવાયોગ્ય મારા વિચારપ્રમાણે નથી. આશ્રમના સેવનવાળો હું ગૃહસ્થાશ્રમના તાપને સારી રીતે જાણું છું. મેં તે ગૃહતાપને સુખાનુભવથી સહ્યો છે, તોપણ આજે તેનું સ્મરણ સ્વલ્પ તાપની પ્રતીતિ પ્રસંગે સ્મરણરૂપે પ્રતીત કરાવે છે. મારી આસક્તિ છુટી ગઇ છે તોપણ સંયોગસમયના સંસ્કાર સ્મૃતિરૂપે પ્રકટ થાયછે ત્યારે વૃત્તિમાં તે સંયોગજન્ય સુખનું ભાન કરાવે છે. સામાન્ય નિયમ એવો છે કે જ્યારે જ્યારે વિષય સમીપ જ પડ્યા હોય છે ત્યારે તો પ્રધાનપણે તેમના સંબંધજન્ય દુઃખનું સ્મરણ થાયછે; અને જ્યારે જ્યારે તે દૂર હોય છે ત્યારે ત્યારે તો તેમના સંબંધજન્ય સુખનું પ્રધાનપણે ભાન થાય છે. આમ થવાથી વિષયથી દૂર રહેનારને પ્રસંગે તે વિષયો પોતાપ્રતિ આકર્ષનાર થાય છે તોપણ ઈશ્વરાનુગ્રહથી દૃઢ નિશ્ચયવાળા પુરુષોને તે વિષયો પોતાની પ્રબલ સત્તા જણાવી શકતા નથી. આ વિગેરે કેટલાંક વચનો કહ્યા પછી મેં તેને જે મારી પૂર્વાશ્રમની કથા તમને કહી છે.તે કહી સંભળાવી, તથા આ તેજની પ્રાપ્તિની કથા પણ કહી સંભળાવી, તથા તે દિવસની રાત્રિની કથા તો તે જાણતા હતા તોપણ મારા વિચારસહ કહી બતાવી. ત્યારે તે પુનઃ મારી સર્વ વાર્તા શ્રવણ કરીને આ પ્રમાણે બોલ્યો.

(અપૂર્ણ)

—⸺o⸺—

# ॥श्रीपंचवरद वृत्तान्त.

( અનુસંધાન વર્તમાન ૨૫ના પૃષ્ટ ૧૯૨ થી )

અને તેથી એ આનંદસ્વરૂપ આત્માના નિરંતર અપરોક્ષ અનુભવવાળાને આત્મરતિ કહ્યાછે.

એ પછી છઠ્ઠી ભૂમિકા પદાર્થાભાવિની છે. એ ગાઢ સુષુપ્તિના પ્રથમ પાદરૂપ છે. એ ભૂમિકામાં ગયેલા પુરુષને પોતાની મેળે જાગ્રત્ થઇને વ્યવહાર કરવાપણું રહેતું નથી. માત્ર પરતઃ ઉત્થાન જ હોય છે. એ પુરુષો અધિક અંતર્મુખ હોવાથી અધિક સુખાનુભવવાળા હોય છે એ છઠ્ઠી ભૂમિકામાં પ્રાપ્ત પુરુષને શાસ્ત્રમાં બ્રહ્મવિદ્‌વરીયાન્ કહે છે. તેમ જ બ્રહ્માત્મૈક્ય અનુભવરૂપ વૃત્તિની તે આત્માભિમુખતાને ધ્યાનરૂપ ગણી છે; અને એ પ્રકારના ધ્યાનરૂપ ક્રિયામાં વિદ્યમાન તે પુરુષોને ક્રિયાવાન્ પણ શાસ્ત્રમાં કહ્યા છે. એ પછી સાતમી ભૂમિકા તે તુરીયા કહેવાય છે. એ ગાઢ સુષુપ્તિના દ્વિતીય પાદરૂપ કહેવાય છે. એમાં પ્રવેશેલો પુરુષ સ્વતઃ કે પરતઃ ઉત્થાનને પ્રાપ્ત થતો નથી, કારણ કે તે અભેદભાવને પામવાથી સુખસ્વરૂપ થઈ રહે છે. એ સાતમી ભૂમિકામાં સ્થિત પુરુષને શાસ્ત્રમાં બ્રહ્મવિદ્‌વરિષ્ટ કહ્યા છે. આ પ્રકારની સાત ભૂમિકા છે. તેમાં પ્રથમની ત્રણ સાધકની છે, ચોથી મુક્તની છે, અને પાંચમી, છઠ્ઠી તથા સાતમી એ ત્રણ ભૂમિકા જીવન્મુક્તની છે. ચતુર્થભૂમિકાથી જે મુક્તત્વ પ્રાપ્ત થાય છે એ તો સર્વને સમાન જ છે. માત્ર જીવન્મુક્તિના સુખનો અધિક અધિક અનુભવ એટલું આ પાછળની ત્રણ ભૂમિકામાં શ્રેષ્ઠત્વ છે. હે સજ્જનો! આ પ્રકારની સાત ભૂમિકામાં ચડતો આવેલો પુરુષ જ આ ભ્રમણચક્રથી મુક્ત થયો સુખસ્વરૂપ હોય છે.

જેના અસ્તિત્વવડે આ અભિમાનીનું પુનઃ પુનઃ ઉત્થાન થાય છે અને જેના ઉચ્છેદથી આ અભિમાનીનું સ્વતઃ કે પરતઃ ઉત્થાન જ થતું નથી તે પુર્યષ્ટક છે. એ પુર્યષ્ટક આ છેઃ ૧ પંચ કર્મેન્દ્રિય, ૨ પંચજ્ઞાનેન્દ્રિય, ૩ અંતઃકરણચતુષ્ટય અથવા અંતઃકરણપંચક, ૪ પંચ પ્રાણ, ૫ પંચ સૂક્ષ્મ ભૂત, ૬ અવિદ્યા, ૭ કામ, અને ૮ કર્મ. એમાં વાક્, પાણિ, પાદ, ઉપસ્થ અને વાયુ એ પાંચ કર્મેન્દ્રિય છે. શ્રોત્ર, ત્વક્, ચક્ષુસ્, રસન અને ઘ્રાણ એ પાંચ જ્ઞાનેન્દ્રિય છે. મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર, અને મતાંતરથી ગણાતાં અંતઃકરણરૂપ મુખ્ય વૃત્તિસહ પાંચ અંતઃકરણ છે. પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એ પંચ પ્રાણ છે. શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ પંચ તન્માત્રા જેના વડે પ્રકટે છે તે આકાશ, વાયુ, અગ્નિ, જલ અને પૃથ્વી એ પરસ્પર અમિલિત હોવાથી સૂક્ષ્મ પંચભૂત કહેવાય છે. અવિદ્યા શબ્દથી આ સ્થલે કાર્યઅવિદ્યાનું ગ્રહણ કરવું છે. તે કાર્યઅવિદ્યા ચાર પ્રકારની છેઃ ૧ અનિત્યમાં નિત્યબુદ્ધિ, ૨ અશુચિમાં શુચિત્વબુદ્ધિ, ૩ અસુખમાં સુખબુદ્ધિ, ૪ અનાત્મમાં આત્મબુદ્ધિ. અમુક પદાર્થ જોઇએ એ પ્રકારનું જે પ્રસંગપરત્વ થતું આદિ સ્ફુરણ છે તે કામ છે, આઠમી પુરી જે કર્મ છે તેના ત્રણ ભેદ છે. સંચિત, આગામી અને પ્રારબ્ધ. આ ત્રણ પ્રકારનાં કર્મ પણ વિહિત તથા નિષિદ્ધ એવા ભેદથી બે પ્રકારનાં છે. તેમાં વિહિત કર્મ ધર્મરૂપ ગણાય છે અને અવિહિત કર્મ અધર્મરૂપ ગણાય છે. એ ધર્મઅધર્મને અદૃષ્ટ પણ કહેછે.

ધર્મરૂપ અદૃષ્ટ આ પુરૂષને સુખની પ્રાપ્તિ કરેછે, અને અધર્મરૂપ અદૃષ્ટ આ અભિમાનીને દુઃખની પ્રાપ્તિ કરેછે. હવે યથાક્રમે એ સંચિતાદિ કર્મનાં સામાન્ય સ્વરૂપ કહું છું. પૂર્વ જન્મોમાં તથા આ જન્મમાં કરેલાં જે જે કર્મો વર્તમાન શરીરમાં ફલ ન આપતાં કેવલ અદૃષ્ટ રૂપે રહેછે તે કર્મ સંચિત કહેવાય છે. તત્ત્વજ્ઞાન થયા પછી જે જે કર્મ કરાય છે તેને આગામી કર્મ કહેછે;(જે કર્મ વર્તમાન જન્મમાં જ્ઞાન થયા પૂર્વે વા પછી કરાય છે તેને ક્રિયમાણ પણ કહે છે. તેમાંથી જે જે કર્મ આ જન્મમાં જ ફલ આપી જનાર છે તે તો પ્રારબ્ધમાં પ્રવેશે છે, અને જે જે ક્રિયમાણ આ જન્મમાં નહિ પણ ઉત્તર જન્મોમાં ફલ આપનાર હોય છે તે તે કર્મ સંચિતકોશમાં પ્રવેશે છે; અને કેવલ પ્રારબ્ધના ફલરૂપ હોય છે તે તે તો પ્રારબ્ધસાથે જ ક્ષયને પામે છે.) અને સંચિત કોશમાંથી ફલ આપવાની તૈયારીપર આવેલાં જે જે કર્મો આ વર્તમાન શરીરનાં આરંભક હોય છે તે તે કર્મ તો પ્રારબ્ધ કહેવાય છે. આ ત્રણમાંથી પ્રથમનાં બે અર્થાત્ સંચિત અને આગામી એ બે કર્મનો તો ફલભોગવડે કે વિરોધીકર્મવડે અથવા બ્રહ્મજ્ઞાન વા તત્ત્વજ્ઞાનના આવિર્ભાવવડે ક્ષય થાય છે; અને પ્રારબ્ધકર્મનો તો ભોગથી જ ક્ષય મનાય છે, તત્ત્વજ્ઞાનથી કે વિરોધી કર્મથી ક્ષય થતો મનાતો નથી. પણ એ કર્મો તે માત્ર શરીરરૂપ-સંયોગનાં નિર્વાહક પ્રારબ્ધ જ સમજવાં. અન્ય ફલ આપનાર પ્રારબ્ધનો તો યોગવડે અભિભવ થાય છે. આ પ્રકારનું જે પુર્યષ્ટક છે તે જ લિંગશરીર અથવા સૂક્ષ્મશરીર કહેવાય છે. તે પુર્યષ્ટકરૂપ સૂક્ષ્મશરીર જેમ જેમ તત્ત્વજ્ઞાનનાં સાધનનાં બલથી સાધકપુરુષોવડે જિતી વાય છે તેમ તેમ તે સાધકોને તે શરીર ન્યૂન વિઘ્ન કરનાર થતું જાય છે, અને જેમ જેમ સાધકો એનો જય કરેછે તેમ તેમ તે સાધકો ઉંચી ઉંચી ભૂમિકામાં સ્થિતિ કરતા .. છે. જ્યારે એ પુર્યષ્ટકનો કેવલ જય કરે છે ત્યારે તે પુરુષો ઉત્થાનરહિત સપ્તમ ભૂમિકામાં સ્થિત થાય છે. માટે હે ભાઇઓ! આ અભિમાનીને આ સંસારપ્રવાહમાં નિરંતર ખાકર્ષી લાવનાર આ અષ્ટપુરીઓના સમુદાયનો જય કરવો સર્વ સાધકોને ઉચિત છે.

હે સાધકો! આ જીવાત્માને શરીરસંબંધથી છ અવસ્થાઓ ભોગવવાની યોગ્યતાવાળો કહ્યો છે. તે છ અવસ્થા આ છેઃ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, મૂર્છા, મરણ અને સમાધિ. આ છમાંથી પ્રથમ પાંચ અવસ્થાનો તો સર્વ જીવો અનુભવ કરવા સમર્થ છે. પણ છઠ્ઠી જે સમાધિ અવસ્થા છે તેનો અનુભવ તો વિરલ પુરુષ જ કરવા સમર્થ છે. યદ્યપિ કાલાંતરે એ સમાધિ અવસ્થાનો અનુભવ કરવાને પણ સર્વ જીવો અધિકારી થાય છે તથાપિ એકે કાલે સર્વ જીવો એનો અનુભવ કરવાના અધિકારી થઈ શકતા નથી. કારણ કે તે અવસ્થા ભોગવવાના અધિકારીમાં ધર્મરૂપ અદૃષ્ટની વિશેષે કરીને આવશ્યકતા છે, અને તે સર્વ જીવોને તે ધર્મરૂપ અદૃષ્ટની પ્રધાનપણે પ્રાપ્તિ હોતી નથી. હવે અવસ્થાનાં સ્વરૂપ પણ સ્વલ્પમાં કહુંછું.

ઇન્દ્રિયપ્રવર્તક દેવતાઓની સત્તાથી પ્રવર્તતી શ્રોત્રાદિક ઇન્દ્રિયોવડે આ અભિમાનીને જે અવસ્થામાં શબ્દાદિક વિષયનો અનુભવ થાય છે તે અવસ્થાને જાગ્રદવસ્થા કહેછે. જાગ્રત્માં ફલ આપનાર અદૃષ્ટાદિ નિમિત્ત શમવાથી તથા ઇન્દ્રિય સામયિક ઉપરતિને પ્રાપ્ત થવાથી માત્ર જાગ્રતના અનુભવજન્ય સંસ્કારબલથી તથા માનસ ફલ આપી નિવૃત્ત થનાર અદૃષ્ટ

સંસ્કારબલથી આ અભિમાનીને જે અવસ્થામાં શબ્દાદિક વિષયો તથા તેનું જ્ઞાન પ્રકટેછે તે અવસ્થાને સ્વપ્નાવસ્થા કહેછે. જે અવસ્થામાં જાગ્રત્સ્વપ્ન એ બે અવસ્થાઓને ભોગવાવનાર કર્મસંસ્કારાદિની ઉપરામતા હોય છે તથા જે સમયે આ સ્થૂલસૂક્ષ્મ શરીરના અભિમાનની નિવૃત્તિથી સર્વે વિશેષ જ્ઞાનોનો અભાવ હોય છે, તથા જ્યારે બુદ્ધિની કારણ અજ્ઞાનરૂપે સ્થિતિ હોય છે ત્યારે ભોગવાતી તે અવસ્થાને સુષુપ્તિ અવસ્થા કહેછે. દંડાદિકના ઉગ્ર પ્રહારવડે વિષાદ પ્રાપ્ત થવાથી આ અભિમાનીના સર્વે વિશેષ જ્ઞાનની ઉપરામતા જે સમયે હોયછે તે સમયની અવસ્થા મૂર્છાવસ્થા કહેછે. પૂર્વોક્ત સુષુપ્તિ અવસ્થા તથા મૂર્છાઅવસ્થામાં મુખ્યત્વે કરીને એ ભેદ છે કે સુષુપ્તપુરુષનું મુખ શાંત તથા પ્રસન્નતા પ્રતીત કરાવનાર સરખું હોય છે, અને કંપરહિત હોય છે; અને મૂર્છા અવસ્થાવાળાનું મુખ વિશેષે કરીને ભયંકર સરખું અને શરીર કંપાદિ ઉપાધિયુક્ત હોય છે. આ મૂર્છાઅવસ્થાને અર્ધસુષુપ્તિ પણ કહે છે. આ શરીરને ભોગ આપનાર કર્મોના નિવૃત્ત થયાથી સામાન્ય તથા વિશેષ અભિમાનની નિવૃત્તિ થાય છે ત્યારે એ સ્થૂલ શરીરમાંથી જે સૂક્ષ્મ શરીરનું ભાવિ શરીરના આરંભાર્થે પૃથક્ થવું અને ભાવિ શરીરની પ્રાપ્તિપર્યંત જે અવસ્થામાં તે સૂક્ષ્મ શરીરનું રહેવું થાય છે તે અવસ્થાને મરણઅવસ્થા કહે છે. મરણ અને મૂર્છામાં માત્ર એટલો જ ભેદ હોય છે કે મૂર્છાવાળાને પુનઃ એના શરીરમાં શેષ ભોગનાં કારણ હોય તો જાગ્રત્ થવાનો સંભવ હોય છે અને મરણઅવસ્થાપછી તે સંભવ હોતો નથી. અને સર્વે અનાત્માકાર વૃત્તિઓથી રહિત થયેલા ચિત્તની જે આત્માકાર અવસ્થા છે તેને સમાધિ અવસ્થા કહેછે.*

આ છ અવસ્થામાંથી છેલ્લી કહેવાયલી સમાધિઅવસ્થા જ નિર્વિષય આત્યન્તિક સુખનો અનુભવ આપનારી અવસ્થા છે, અને ઉજ્જવલ પ્રયત્નવડે જ પ્રાપ્ત થાય છે. માટે, હે ભાઇઓ! અંતમાં આ સમાધિઅવસ્થાના અનુભવમાટે ચિત્તને વિષયસંસર્ગથી મુક્ત રાખવાનો અભ્યાસ પ્રીતિવડે સેવજો. જગતમાં જન્મ ધરીને ઉત્તમપુરુષોએ કૃતકૃત્ય થવાનો આ જ એક રાજમાર્ગ છે.

હે બુદ્ધિમાન્ પુરુષો! જ્યાં સુધી પુરુષ આ સમાધિરૂપ અવસ્થાને અનુભવવા અસમર્થ હોય છે ત્યાં સુધી તે પ્રાણિને વર્ણાશ્રમ ધર્મકર્મનું પાલન અવશ્ય કરવું હોય છે. જે સમયમાં આ મનુષ્યો, વર્ણાશ્રમધર્મનું પાલન કરે છે તે સમયમાં તેમણે વર્ણાશ્રમના સામાન્યવિશેષ ધર્મોનું પાલન કરતાં સમાધિઅવસ્થાપર્યંત પોતાના અધિકારને વધારવો જોઈએ.

સામાન્ય વિશેષ ધર્મોનું સ્વરૂપ અનેક વાર મેં તમને કહ્યું છે તો પણ આ પ્રસંગ પ્રાપ્ત થવાથી વર્ણાશ્રમના સામાન્ય ધર્મોને સંક્ષેપમાં તમને કહુંછું.

૧.દયા, ૨ ક્ષમા, ૩ અનસૂયા, ૪ શૌચ, ૫ અનાયાસ, ૬ મંગલ, ૭ અકાર્પણ્ય, અને ૮ અસ્પૃહા, એ સામાન્ય ધર્મો છે.

---

* સમાધિનું સ્વરૂપ શ્રી સિદ્ધાન્તસિન્ધુના પ્રથમ રત્નમાં અંસના સાધન વર્ણન વિભાગમાં વિસ્તારથી પ્રતિપાદન કર્યું છે ત્યાં જોવું.

૧ ત્યાં આપણા બંધુવર્ગ તથા આપણા મિત્રવર્ગના તથા આપણા પ્રતિ દ્વેષ કરનાર શત્રુવર્ગના તથા સાક્ષાત્ બન્ધુમિત્રશત્રુભાવથી રહિત જે અન્ય વર્ગના પ્રાણિઓ છે એ સર્વને આપત્તિમાં આવેલાં જાણીને તે આપત્તિથી તેમનું જે રક્ષણ કરવું તે અર્થાત્ તેમને આપત્તિમાં પ્રાપ્ત થયેલાં જોઈ જાણીને તેથી તેમને મુક્ત કરવાનો જે મનમાં સ્વાભાવિક ભાવ ઉઠેછે તે દયા છે.

૨ પોતાને પ્રારબ્ધ કે સ્વભાવવશાત્ બાહ્ય આધિભૌતિક દુઃખ પ્રાપ્ત થવાથી અથવા આધ્યાત્મિક દુઃખ પ્રાપ્ત થવાથી અથવા તે દુઃખના ઉત્પાદક શત્રુઆદિના પ્રાપ્ત થવાથી તે પુરુષ જે સામર્થ્યવડે ક્રોધવશ થતો અથવા ક્રોધવશ વર્ત્તતો હણવા પ્રયત્ન આદરતો નથી તે સામર્થ્યરૂપ સદ્‌ગુણનું નામ ક્ષમા છે.

૩ ઉત્તમપુરુષો જે ગુણવડે ગુણવાન્ પુરુષોના ગુણનું છેદન કરવા પ્રવર્તતા નથી તથા જે વડે અન્ય પુરુષોના અલ્પગુણોની પણ સ્તુતિ કરેછે તથા જે વડે તે ઉત્તમ પુરુષો અન્ય પુરુષોના દોષોને કથન કરવામાં પ્રીતિવાળા હોતા નથી તે સદ્‌ગુણનું નામ અનસૂયા છે.

૪ માંસમદ્યાદિક ન ગ્રહણ કરવાયોગ્ય પદાર્થોનો તથા તેના ગ્રહણ કરવામાં પ્રીતિવાળાં મનુષ્યોનો જે અંતરથી ત્યાગ કરવો તથા વિદ્યાદિક ગુણવાળા પુરુષોનો સમાગમ સેવવો તથા પોતાને પાળવાયોગ્ય ધર્મમાં સ્થિતિ કરવી એ શૌચ છે, અર્થાત્ અંતર્બહિર્ પવિત્રતાનાં કારણોને સેવતાં પવિત્ર રહેવું તે શૌચ છે.

૫ જે શુભકર્મો કરવાવડે પુરુષના શરીરને વા મનને અત્યંત પીડા પ્રાપ્ત થવાનો સંભવ હોય વા થાય તો તે શુભકર્મથી પણ રહિતરહેવાપણું જે વડે થાય છે તે અનાયાસ કહેવાય છે.

૬ શાસ્ત્રવિહિત શ્રેષ્ઠ આચરણોને જે સદા સેવવાપણું છે તથા શાસ્ત્રનિષિદ્ધ અશ્રેષ્ઠ આચરણોને જે સદા ત્યજવાપણું છે તે સેવવાપણું તથા ત્યજવાપણું જે વડે થાય છે તે સ્વભાવને મંગલ કહેછે.

૭ આપણા આશ્રમસ્થાનમાં જે અલ્પ અન્નધનાદિ પદાર્થો હોય તે વડે પણ દીનત્વથી રહિત મન રાખીને પ્રતિદિવસ અતિથિબ્રાહ્મણોને જે યત્કિંચિત્ પદાર્થ આપવાનો ઉત્સાહ છે તે અર્થાત્ જે ગુણવડે તે ઉત્સાહ થાય છે તે ગુણ અકાર્પણ્ય છે.

૮ પરના અર્થને ન ચિંતન કરીને અર્થાત્ અન્યને પ્રાપ્ત થયેલા અનેક ઉત્તમોત્તમ પદાર્થનું ચિંતન ન કરતાં જે પોતાને યથાન્યાય પ્રાપ્ત થતા ધનાદિ પદાર્થો છે તે વડે જ જે સંતોષને પ્રાપ્ત રહેવું તે અર્થાત્ જે બલવડે એ સંતોષગુણ વિદ્યમાન હોય છે તે બલનું નામ અસ્પૃહા છે.

આ અષ્ટ ગુણ સર્વને સામાન્યપણે સેવવા યોગ્ય છે. તેને સેવતાં તથા પોતપોતાના વર્ણાશ્રમના જે પૃથક્ પૃથક્ ધર્મ છે તે આદિ સર્વ વિશેષ ધર્મોને સેવતાં તમે સ્વસ્વરૂપાનુભવ કરી સુખરૂપ રહેજો.

હે બુદ્ધિમાન્ પુરુષો ! અધિક દુઃખની પ્રાપ્તિના સમયમાં ઉદ્વેગરહિત રહીને તથા વિશેષ સુખની પ્રાપ્તિના સમયમાં અંતઃકરણમાં સુખની સ્પૃહાવડે પ્રતીત થતા હર્ષાદિને ન અનુભવતાં સદા પ્રસન્ન રહેજો.

હે પ્રાપ્તવિવેક પુરુષો ! ઇન્દ્રિય તથા મનને પોતાને વશ વર્તાવતા રહેજો. કારણ કે ઇન્દ્રિય તથા મન જેનાં સ્વાધીન નથી તે પુરુષો સર્વ શાસ્ત્રના જાણનાર હોય છે તો પણ તે અંતઃકરણ તથા ઇન્દ્રિયો તે પુરુષોને શાસ્ત્રપ્રતિપાદિત સાધનોમાં કે નિશ્ચયમાં સ્થિર થવા દેતાં નથી, અને તેથી તેવા અજિતેન્દ્રિય પુરુષો શાસ્ત્રપ્રતિપાદિત ફલને પ્રાપ્ત પણ કરી શકતા નથી.

જેમ પ્રકોપને પામેલો વાયુ ઉદરમાં અન્નાદિકને સ્થિર રહેવા દેતો નથી તેમ મનુષ્યને અધઃપતન કરનાર દુષ્ટ પ્રારબ્ધરૂપ વાયુ કોઈ પ્રકારે પણ તેને ઉત્કૃષ્ટ ગતિનાં કારણોમાં સ્થિર થવા દેતો નથી. માટે પુરુષોએ શુભ પ્રયત્નવડે તે પ્રતિકૂલ વાયુરૂપ દુષ્ટ સંસ્કારનો જય કરવો ઉચિત છે. એ સંસ્કારનો જય પણ ઇન્દ્રિય તથા અંતઃકરણના જયવડે જ થાય છે માટે સદા અંતર્ બહિર્ ઉપાધિનો જય કરવા યત્ન રાખજો.

હે ભાઈઓ ! પુનઃ પુનઃ એવું એ જ કહીને તમને જાગ્રત્ કરૂં છું કે તમે સાવધાનપણે આપણા કર્તવ્યને લક્ષમાં રાખીને, તેના વિશેષે કરીને અવિરોધી વ્યવહારોને કરજો, અને નિત્યપ્રાપ્ત નિત્યમુક્ત સ્વસ્વરૂપાકાર સ્થિત થવારૂપ અંતિમ નિશ્ચયનું વિસ્મરણ કરશો નહિ.

તમે જાણોછો કે આ સંસારમાં જે પુરુષ ફલની અભિલાષારૂપ સંગથી રહિત હોય છે તથા કર્તૃત્વભોક્તૃત્વરૂપ અધ્યાસથી રહિત હોય છે, તે પુરુષ જ અભેદ જ્ઞાનમાં અવસ્થિત ચિત્તવાળા હોય છે, અને અભેદ જ્ઞાનમાં અવસ્થિત ચિત્તવાળો પુરુષ જ મહામુક્ત કે જીવન્મુક્ત હોય છે.

આ પ્રકારના જીવન્મુક્તત્વને પ્રાપ્ત થવાઅર્થે પુરુષોને ચતુર્થાશ્રમ સ્વીકારવાની શાસ્ત્રમાં આવશ્યકતા ગણી છે. જે પુરુષોને સ્વાભાવિક જીવન્મુક્તત્વ સર્વ સ્થલે હોય છે તેમને અર્થે કાંઇ શાસ્ત્રે તે ચતુર્થાશ્રમનું વિધાન કર્યું નથી, કારણ કે તે નિત્યમુક્ત હોવાથી સદા આશ્રમાતીતસરખા જ હોય છે.

ગૃહસ્થાશ્રમને સેવનાર જે પુરુષને અંતઃકરણમાં વિષયપ્રતિની તથા સંબંધીપ્રતિની સૂક્ષ્મ આસક્તિ વિદ્યમાન હોય છે તે પુરુષને સ્વશરીરની પણ સૂક્ષ્મ આસક્તિ હોય છે. તે આસક્તિને તજવાઅર્થે ગૃહસ્થે યોગ્ય સમયે જીવનની સમાપ્તિપૂર્વે એકાંતસેવનાર્થ ચતુર્થાશ્રમનું ગ્રહણ કરવું ઘટિત છે. એ આશ્રમમાં શરીરની સ્થિતિપર્યંત માત્ર દેહનિર્વાહક કર્મ કર્તવ્ય હોય છે. શરીરારંભક પ્રારબ્ધના ભેદથી તે પુરુષનાં તે સ્વલ્પ કર્મ પણ ભેદવાળાં હોય છે અને તેથી તેવા પુરુષોને ભિક્ષાઅન્ન ગ્રહણ કરવામાં પાંચ પ્રકાર કહ્યાછે.
૧ માધુકર, ૨ પ્રાક્પ્રણીત, ૩ અયાચિત, ૪ તાત્કાલિક, અને ૫ ઉપપન્ન.

આ પાંચ પ્રકારનાં સ્વરૂપ આ છે. પ્રથમથી મનમાં સંકલ્પ કર્યાવિનાનાં જે ત્રણ, પાંચ કે સાત ગૃહમાંથી, દ્વારે જતાં જે અન્ન પ્રાપ્ત થાય તે માધુકર છે શયનથી ઉઠ્યા

પૂર્વે કોઇ ભક્તિમાન્ પુરુષે ભિક્ષાઅન્નનિમિત્ત પ્રાર્થના કરી હોય છે, તો તે ભિક્ષાન્ન પ્રાક્પ્રણીત કહેવાય છે. ભિક્ષાઅટનના ઉદ્યોગપૂર્વે કોઇએ નિમંત્રણ કર્યું હોય તો તે ભિક્ષાન્ન અયાચિત કહેવાય છે. ભિક્ષાના અટનમાટે ઉદ્યોગ કરયા પછી કોઈ પુરુષે ભિક્ષામાટે પ્રાર્થના કરી તો તે ભિક્ષાન્ન તાત્કાલિક કહેવાય છે, અને ભિક્ષાના સમયઉપર જ પોતાના આસનઉપર કોઇ ભક્તિમાન્ મનુષ્ય પકવ અન્ન લાવે તો તે અન્ન ઉપપન્ન કહ્યુ છે.

આ પંચ પ્રકારથી અન્ન ગ્રહણ કરતાં તે યતિ પુરુષે વાસનારહિત થવું છે. એથી ભિન્ન અન્ય ઉદ્યોગોથી તેણે અન્નાદિ ગ્રહણ ન જ કરવું એવું વિધાન છે.

એ યતિને અર્થે વસ્ત્રનો પણ નિયમ છે કે તેમણે બે કૌપીન તથા તે કૌપીનઉપર બાંધવાનાં બે કટિવસ્ત્ર તથા શીતની નિવૃત્તિઅર્થે એક કંબલાદિરૂપ કંથા એટલાં જ વસ્ત્ર સમીપ રાખવાં; અને પાદુકા તથા જલપાત્ર રાખવા પણ કહ્યુ છે. એથી અધિક પદાર્થોનો સંગ્રહ ઉપયોગી ગણાયો નથી.

સમાધિસ્થિતિ ન હોય ત્યારે અર્થાત્ ઉત્થાનાવસ્થામાં યતિને અન્ય વ્યાપારોનો ભિક્ષાન્નમાટે કે વસ્ત્રમાટે પણ નિષેધ કહેલ છે, કોઇ પણ સંન્યાસીએ ઉત્પાતકથન કરીને અર્થાત્ ભૂકંપાદિક સ્વાભાવિક થતા વિલક્ષણ પ્રસંગોનાં શુભાશુભ ફલકથનરૂપ ઉત્પાત કથન કરીને જીવવાની આશા કરવી નહિ. નેત્રભુજઆદિનાં સ્ફુરણથી થતાં શુભાશુભ ફલોનું કથન તે નિમિત્તકથન છે તે પણ ન કરવું. નક્ષત્રવિદ્યાવડે પણ અન્નાદિની આશા ન કરવી અર્થાત્ ગ્રહનક્ષત્રાદિના સંબંધથી શુભાશુભ ફલ કથન કરવારૂપ નક્ષત્રવિદ્યાથી જીવવું નહિ. અંગવિદ્યાથી અર્થાત્ હસ્તપાદમુખાદિની રેખાઓનાં શુભાશુભ ફલકથનવડે પણ ભિક્ષાન્ન પ્રાપ્ત કરવા ધારવું નહિ. અનુશાસનથી અર્થાત્ અમુક પ્રકારનો નીતિમાર્ગ છે, અમુક નીતિમાર્ગે તમારે વર્તવું, અમુક અનીતિએ ન વર્તવું ઇત્યાદિ કથનરૂપ જે અનુશાસન છે તે વડે પણ જીવવા ઇચ્છવું નહિ. વળી અમુક શાસ્ત્રમાં અમુક અર્થનું પ્રતિપાદન કર્યું છે ને અમુક શાસ્ત્રમાં અમુક અર્થનું પ્રતિપાદન કર્યું છે વિગેરે કથનરૂપ જે વાદ* છે તે વડે પણ જીવવા આશા કરવી નહિ.

---

* ન્યાયશાસ્ત્રમાં વાદનું આ પ્રકારનું સ્વરૂપ છે:—

તત્ત્વબુભુત્સોઃકથાવાદઃ।

અર્થ—તત્ત્વવસ્તુના બોધનની ઇચ્છાવાળા બે પુરુષોની જે પરસ્પર પ્રશ્નોત્તરરૂપ કથા છે તેનું નામ વાદ છે.

જ્યારે આ પ્રકારના વાદની પણ સંન્યાસીને શસ્ત્રની આશા નથી. તો પછી જલ્પ અને વિતંડાની તો આશા હોય જ કેમ? ત્યાં ન્યાયશાસ્ત્રમાં જલ્પનું લક્ષણ આ છે:—

उभयपक्षस्थापनवती विजिगीषु कथा जल्पः।

અર્થ—વાદીના પક્ષને તથા પ્રતિવાદીના પક્ષને એમ ઉભયપક્ષને સ્થાપન કરનાર એવી જે પરસ્પરમાં જિતવાની ઇચ્છાવાળા વાદીપ્રતિવાદી બંનેની પ્રશ્નોત્તરરૂપ કથા છે તે જલ્પ છે (અર્થાત્ પોતપોતાના પક્ષને સ્થાપવાના આગ્રહવાળા બે જણનો જે વાદ છે તે જલ્પ છે)

હે સાધકો! આ વિગેરે નિષેધ કરેલા માર્ગોને તજીને વિધાન કરેલા માર્ગથી જ ભિક્ષાન્ન પ્રાપ્ત કરીને સંન્યાસીએ જીવન્મુક્તિની ઉત્તર ઉત્તર ભૂમિકામાં સ્થિત થતાં કૃતકૃત્ય થવું છે. જ્યાંસુધી કર્મસંગ તથા ફલસંગ હોય ત્યાંસુધી એ પુરુષે વિધિનિષેધનું સ્મરણ કરવું ઉચિત છે; અને જ્યારે તે પુરુષ કર્મસંગથી મુક્ત થયેલો નિરાશ્રય થાયછે તથા ફલસંગથી રહિત થયો નિત્ય તૃપ્ત થાયછે ત્યારે તેને સ્વભાવથી જ વિધિનિષેધનું વિસ્મરણ થાયછે અને તેમ થયા પછી તે પુરુષ શરીરી પ્રતીત થતો છતો સર્વાતીત હોય છે.

આ પ્રકારે છે માટે હે સજ્જનો! હવે મારે સંબંધ તથા આસક્તિરહિતપણે જ્યાં ત્યાં વિચરવું રહ્યું છે, અને યથાક્રમે નિત્યનિવૃત્તિને પ્રાપ્તવત્ છું તથાપિ નિત્યનિવૃત્તિને પ્રાપ્ત રહેવું છે.

આ મારાં વચનોનો યથાશક્તિ યથાનિયમે ઉપયોગ કરીને તમે સર્વ પણ મુક્ત છતાં જીવન્મુક્તત્વને યથાકાલે અનુભવજો અને સુખસ્વરૂપ રહેજો.

હે પંચવરદ મહાત્મન્! આ પ્રકારે તે સર્વ સુજ્ઞ સાધક પુરુષોને કહીને પછી મેં નિશ્ચય કરેલે સમયે સર્વ સજ્જનોના સમુદાયથી પૃથક્ થઇને પ્રયાણ કર્યું. ઘણા તો મારા વિયોગથી સંતાપને અનુભવ્યાના ભયથી થોડા દિવસ મારી પાછળ પાછળ આવ્યા, પણ તેમને સમાધાન આપીને પોતપોતાને આશ્રમે વિદાય કર્યા, અને પછી યથાપ્રાપ્ત ધર્મોને સેવતો હું એકાંત રહેવા તથા વિચરવા લાગ્યો.

ક્રમે કરીને મને સ્નેહીસંબંધીનું સામાન્યપણું જે પૂર્વથી સિદ્ધ હતું તે વિશેષે કરીને સિદ્ધ થઈ રહ્યું. આશ્રમોના અવધિપર્યંતના કર્તવ્યને કર્યું હતું, અને પ્રાપ્તવ્ય શેષ ન રહેવાથી અંતઃકરણ શાંત રહ્યું હતું તોપણ આ દેહરૂપ પ્રારબ્ધના અવધિપર્યંત અંતરમાં પ્રાપ્ત વેગને અધીન વર્તતાં વિચરતાં વિચરતાં આ સ્થલમાં આવવું થયું અને તમારી ઇચ્છાથી જે કાંઇ કહેવા યોગ્ય હતું, તે કહેવાયું.

પોતપોતાની મતિઅનુસાર તાત્પર્યને નિશ્ચય કરીને સર્વ શ્રોતાઓ અંતમાં સ્વરૂપસુખાનુભવ કરે એ જ આ પ્રવૃત્તિની સાર્થકતા છે.

આટલું બોલીને મૌન રહેલા તે મહાત્માપ્રતિ બે હસ્ત જોડીને શ્રીપંચવરદ આ પ્રમાણે બોલેછે.

હે ભગવન્! આપ કે જે આ વિશ્વમાં અદ્વિતીયરૂપ છો અને અમને પુનઃ પુનઃ ન પ્રાપ્ત થાઓ એવા છો તેમનું હું શાવડે આતિથ્ય કરૂં? વિશ્વની તારકસત્તા અનેક વાર સ્થલે સ્થલે આપસરખા દયાલુ પુરુષરૂપે પ્રકટે છે પણ અમે કે જે આ કાલે જ તે સત્તારૂપ આપનાં દર્શનને પામ્યા છીએ તેમને આપના આ દર્શનથી જ ધન્ય અને કૃતાર્થ સમજાયું.

આ જીવોને ઉગ્ર પુણ્યના સંચયવિના આપનાં દર્શન જ પ્રાપ્ત થતાં નથી તો આપના મુખથી આ અમૃતધારાનું પાન કરવું એ કાંઇ અતિ મોટા પુણ્યસંચય વિના હોય જ કેમ?

---

અને વિતંડાનું લક્ષણ આ પ્રમાણે છેઃ—

स्वपक्ष स्थापनहीना विजिगीषु कथा वितंडा।

અર્થ—પોતાના પક્ષના સ્થાપનની ઇચ્છારહિતપણે જે પરસ્પરમાં જિતવાની ઇચ્છાવાળા પુરુષોની કથા છે તે વિતંડા છે.

હે સુખસ્વરૂપ ! આપ નિત્યતૃપ્તને હું શાવડે સંતોષને પ્રાપ્ત કરી પ્રસન્ન કરૂં કે જેવડે અમારૂં નિરંતર કલ્યાણ હોય. આપ કે જે વિશ્વવ્યવસ્થાપક ઈશ્વરના વિભવને પણ અસ્પૃહાવડે અવલોકનાર છો તેમને કયો ક્ષુદ્ર પદાર્થ અર્પવા ઇચ્છા કે યાચના કરૂં ?

આ વિગેરે વિનયવચનને બોલતા તે પંચવરદ મહારાજે તે મહાત્માને ત્યાંથી ઉડવાની પ્રવૃત્તિવાળા જોયા કે તત્કાલ તેમનું પ્રીતિવડે પૂજન કર્યું. પૂજનની સમાપ્તિમાં વસ્ત્રપનાદિ પદાર્થો ચરણસમીપ અર્પણ કર્યા, એટલે તે સર્વ પદાર્થોને જેમના તેમ પડેલા રહેવા દેઈને તે મહાત્મા પ્રસન્ન મુખમુદ્રાવડે ઉડીને ચાલતા થયા. રાજાઆદિ સર્વ ગૃહદ્વારપર્યંત પાછળ પાછળ ચાલ્યા, અને પછી પ્રધાને વાહનમાં બેસવા પ્રાર્થના કરી તે પ્રતિ અલક્ષ કરતા નગરથી બહાર ચાલી નિકળ્યા.

શ્રીપંચવરદમહાત્મા પોતાના પરિવારસહ પ્રસન્ન થયા અને એ મહાત્માના સ્વરૂપનો લક્ષ કરતાં તેમના બોધનું મનન સર્વ પોતપોતાની શક્તિપ્રમાણે કરવા લાગ્યા.

હવે પછી અન્ય દિવસે પણ અન્ય મહાત્માના સમાગમસુખની આશાવડે,હર્ષયુક્ત રહેલાં તે સર્વ પોતપોતાના વ્યવહારમાં પ્રવેશ કરતા હવા.

॥ इति श्रीपंचवरदवृत्तान्तर्गत द्वितीयः समागमः ॥

દોહરા.

પંચવરદવૃત્તાન્ત આ, ધારે ઉર ધરિ નેહ;
શમે સહજ દોષો સકલ, પામે પદવિ વિદેહ. ૧
જીવન્મુક્તિ પર્યંતનાં, સાધનતણું સ્વરૂપ;
વર્ણ્યું છે બહુ સ્વલ્પમાં, તો પણ કહ્યું અનૂપ. ૨
જે જાણ્યા સમજ્યા વડે, જીવતયિ છુટાય;
દ્વિતીય આ સુસમાગમે, જોતાં સર્વ જણાય. ૩
અધિકારીને સુખ દિયે, સાધકને અધિકાર;
મતિમંદને સુમતિ દિયે, ટાળી પ્રબલ વિકાર. ૪
એના વક્તા ને વળી, પાઠક જે મતિમાન;
હૃદય ધરે તાત્પર્યને, પામે તે સંમાન. ૫
અધિક કહ્યાથી અધિક શું, જાણે સર્વ પ્રબુધ;
જિજ્ઞાસુ જન સુખ લિયે, ધારી નિશ્ચય શુદ્ધ. ૬
વિષયપતિ શ્રીગુરૂવિષે, વહે વૃત્તિ દિનરાત;
એવી સંતોષ દશા, લહિ આ, લહે સુપાત્ર. ૭




रूप (पुस्तक) ५. श्रावण कृष्ण १४ सं० १९४९. दर्शन (अंक) १०.

॥ ॐ श्री ॥

## ॥ जीवने मुख्य कर्तव्याविषे सदुपदेश ॥

પદ.

જીવ જન્મીને, આ કર્તવ્ય વિચારી સુખમય થાજે,
શિખ માને તો, મિથ્યા મદ ધરી અજ્ઞાને નવ ધાજે. ટેક.
આ દૃશ્ય સકલ દુઃખરૂપ જોજે,
હરિ સ્મરીને મલ ઉરના ધોજે,
ગુરુવચનવડે સંશય ખોજે, જીવ જન્મીને૦ ૧
સદ્‌ગુરુકરુણા ગ્રહી ફળ લેજે,
વિપર્યય સર્વ સહુ દેજે,
કુજનોનાં દુષ્ટ વચન સહેજે, જીવ જન્મીને૦ ૨
નિશ્ચય સાચા હૃદયે ધરજે,
દુર્જનની સંગતિ પરહરજે,
હરિહરગુરુધ્યાન સદા કરજે, જીવ જન્મીને૦ ૩
પુરી અષ્ટકને પ્રીતે પરખી,
તેથી નિજ પદ ન્યારૂં નિરખી,
શમજે સાક્ષીપદમાં હરખી, જીવ જન્મીને૦ ૪
સાક્ષીથી શુદ્ધ સ્વરૂપે શમી,
ભવભ્રમણથકી સહજે વિરમી,
નરસિંહ પ્રભુપદમાં રહેજે રમી, જીવ જન્મીને૦ ૫

# ॥ श्री त्रिभुवनविजयी खड्ग ॥

( અનુસંધાન વર્તમાન ૩૫ના પૃષ્ઠ ૨૦૮ થી )

હે મહાત્મન્! આપનું ચરિત્ર અદ્દભુતસરખું છે. શ્રીસૂર્યભગવાનને પ્રસન્ન કરનાર આપસરખાની આવી સ્થિતિ જાણીને સકામ ઉપાસનાપ્રતિનો મારા હૃદયમાં રહેલો તિરસ્કાર દૃઢ થયો છે. આ જીવોએ તો પોતાની અલ્પજ્ઞતાનો વિચાર કરીને સદા દુઃખને આપનાર અંતઃકરણમાંથી સ્ફુટ થતી સર્વ કામનાઓનો નાશ જ કરવો ઘટિત છે. જીવત્વવડે કરાયલી કામનાનુસાર માગણીથી આપણને અંતમાં સુખાનુભવ થશે કે દુઃખાનુભવ, તેનો યથાર્થ નિર્ણય થઇ શકતો નથી, અને તેથી અંતમાં પશ્ચાત્તાપ કરવો પડે છે. માટે કદાચિત્ જીવોને સર્વજ્ઞ ઇષ્ટનો સાક્ષાત્કાર થાય તોપણ એ જ માગવું ઘટે છે કે જેવડે આપ અમારા કલ્યાણને જાણતા હો તે અને આપ આપવાયોગ્ય ગણતા હો' તે આપો.

હે શુદ્ધાંતઃકરણવાળા મહા પુરુષ! આપને હું શું અધિક કહેવા યોગ્ય છું? પણ આપે જે આ પ્રકાશ ઇષ્ટપાસે માગી લીધો છે એ આપને આ જગત્‌માં સર્વ પ્રકારે ઇપ્સિતાર્થને પ્રાપ્ત કરાવે એમ નથી જ. જે કોઇ આપના આ દિવ્યસરખા તેજવાળા સ્વરૂપને જાણશે તે તો પ્રથમ આપને વિષે મોહ પામશે, પણ જે જીવો આપને એ તેજસ્વી સ્વરૂપે જાણશે નહિ તે તો આપને માટે વિવિધ કલ્પનાઓ કરશે. આ લોકમાં જેમ લોકનાનિયમથી વિલક્ષણસરખું દેખાતું પ્રાણી જોવામાં આવે છે ત્યારે સર્વ પ્રાણિઓને તે એક ખેલની પેઠે જોવા જેવું થઇ પડે છે તેમ આ આપનું રૂપ પણ જો સઘળે આપ વિચરતા ફરો તો જોવાના ખેલ જેવું થઈ પડશે, અને ઘણાને ભયના કારણરૂપ થઇ પડશે. મેં સાંભળ્યું છે કે ઘણા બ્રહ્મર્ષિમુનિઓ ત્રિભુવનને વશ વર્તાવવાના સામર્થ્યને ધારણ કરી રહ્યા હતા પણ તેઓ સામાન્ય મનુષ્યના સરખા પોતાના રૂપનો ભાસ સર્વને કરાવતા હતા. યદ્યપિ મહાત્માનાં શરીર, આકૃતિ અને ગુણો દિવ્ય હોવાં ઘટે છે અને તેમ જ હશે, પણ સામાન્ય મનુષ્યકરતાં અત્યંત વિલક્ષણ પ્રતીત થાય એવા રૂપને તેઓ ભાગ્યે જ ધારણ કરતા હતા. ઘણાં લીલાવિગ્રહઆદિવડે વ્યવસ્થાપક ઇશ્વરનાં રૂપો જગત્‌માં પ્રકટયાં છે પરંતુ તેમણે પણ કોઇ વિલક્ષણ જાણવા યોગ્ય ચિહ્‌ન શરીરઉપર પ્રકટપણે સદા ધરી રાખેલું જાણવામાં નથી. તેમનું ઐશ્વર્ય કોઇ તેવા દૈવી કે સુકૃતિવાનને જ જાણવામાં આવે એવું તેઓએ રાખેલું હશે એમ અનુમાન કરાય છે. નારદાદિ મુનિ અને મોટા ઋષિઓનાં તેજઃપુંજ સરખાં શરીર સ્થલે સ્થલે વર્ણ્યાં છે તથાપિ તેઓ આ મનુષ્યના સમુદાયમાં રહેનાર ન હતા. તેમ છતાં પણ તેમનાથી વિલક્ષણ ભાસતું આ આપનું તેજ તો જીવોને આશ્ચર્ય પમાડનાર છે એમાં સંદેહ નથી: આ વિગેરે અનેક પ્રકારથી વિચાર કરતાં આપનું આ પ્રકાશવાળું શરીર આ લોકમાં ઉત્તમ સંસ્કારી જીવોને આનંદનું આપનાર થવું સંભવે છે, તેમ અન્ય જીવોને ભય આદિનું આપનાર પણ છે, પરંતુ હવે એ સંબંધમાં કાંઇ અધિક કરવા યોગ્ય રહ્યું નથી. હવે તો એ વરનો સદુપયોગ થાય એ પ્રકારે આપ એનું સાર્થક કરો. હું કે જે આપનું

યથાવત્ સ્વરૂપ હજી જાણતો નથી તેણે આ અયોગ્યસરખાં વચનો જેમ કોઇ બોધ કરનાર કહે તેમ આપને કહ્યાં છે તે ક્ષમા કરશો. મને આપને પ્રાપ્ત થયેલું આ દિવ્ય રૂપ જોઇને ઘણો સંતોષ થયો છે. કારણ કે મેં કે જેણે દીપકમાં અનેક જંતુઓને પડતાં જોયાં છે, અને તેથી ત્રાસ પામીને હું અંધકારમાં જ સદા અંધકારવાળી રાત્રિઓના પ્રહરોને કાઢું છું, તેને જો આવું તેજ મળ્યું હોત તો આમ કરવું પડત નહિ. પ્રથમ તો આ આપના સરખા તેજને પ્રાપ્ત કરવા સંબંધમાં મને પણ મોહ થયો હતો. પરંતુ જ્યારે આપના મુખથી એનો તિરસ્કાર સાંભળ્યો અને આપને પ્રતીત થતી પ્રતિકૂલતાનું શ્રવણ કર્યું ત્યારે હવે મને એનો મોહ થતો નથી; અને હું જે આ અંધકારમાં જ વિચરતો રહું છું એથી મને સંતોષ થયો છે.

મેં સાંભળ્યું છે કે વ્યવસ્થાના સામર્થ્યવિના જેમ જેમ ઉપાધિની અધિકતા થાયછે તેમ તેમ તે ઉપાધિગ્રસ્ત પુરુષને ઉપાધિજન્ય દુઃખનો અનુભવ અધિક થાયછે. તેથી ઉપાધિ એટલું દુઃખ ગણીને વ્યવસ્થાના સામર્થ્ય વિનાના ઘણા પુરુષો ઉપાધિરહિત થઇ રહેવાને સદા યત્ન કરે છે તથા ઇચ્છે છે, અને એ જ વિચારે હું પણ વિચરૂં છું. આમ છતાં પણ શું યથાર્થ છે એ તો સર્વજ્ઞ ઈશ્વર જાણે છે, કારણ કે તે આ સમગ્ર વિશ્વરૂપ ઉપાધિની વ્યવસ્થા કરતા સુખસ્વરૂપે સદા સ્થિત છે.

હે વીરવિજય ! આ પ્રકારનાં વચનો તે વૈરાગ્યવાન્ બ્રાહ્મણ મારા સમીપ બોલીને પછી મૌન રહ્યો તથા હું પણ મૌન બેસી રહ્યો. તેને તથા મને નિદ્રા આવી નહિ, પણ એકબીજાસાથે બોલ્યા વિના જ બેસી રહ્યા. આ પ્રમાણે મૌનપણે એક પ્રહરથી પણ અધિક કાલપર્યંત બેસી રહ્યા, તે સમયમાં મને મારા અને તેને તેના વિચારો ચાલેલા. પછી એકાએક તે આ પ્રમાણે મારા સમીપ બોલ્યો.

હે ભગવન્ ! આપને નમસ્કાર છે. મેં મંદ પુરુષાર્થવાળાએ આપને જે કાંઇ અણઘટતાં વચનો કહ્યાં તેનો મને પશ્ચાત્તાપ થયો છે. આપના ઉપર ઈશ્વરનો અનુગ્રહ છે. મને જેમ કોઇ અંતરિક્ષમાં રહીને કહેતું હોય તેમ આકાશમાંથી શ્રવણ થયું છે કે હે વૈરાગ્યવાળા ! તું એ પુરુષને મિથ્યા બોધ શું આપે છે ? એ તો હવે થોડા સમયમાં કૃતકૃત્ય થશે પરંતુ તારે તો હજી ગૃહસ્થાશ્રમને સેવવો છે. તું તારા નિશ્ચયમાં સ્થિર રહી શકીશ નહિ, ગૃહસ્થાવસ્થાને પ્રાપ્ત થઈશ અને અંતે આ પુરુષના આશ્રયથી જ તું કૃતકૃત્ય થઇશ.

આ પ્રકારનાં વચનો શ્રવણ કરવાથી મને ભ્રાંતિ થાય છે કે આપ આપના મુખથી જે દીનસરખાં વચનો મારા પ્રતિ બોલ્યા તે આપના પૂજ્યભાવને ગુપ્ત રાખવાને બોલ્યા છો. પણ આપ અંતરથી સાવધાન અને સર્વજ્ઞ ઈશ્વરના સમાન ઐશ્વર્યવાળા યોગીશ છો. આપ મને હવે કૃપા કરો અને જો જાણતા હો તો કહો કે ક્યાં અને કેવે પ્રકારે મારે ગૃહસ્થાશ્રમને પ્રાપ્ત થવું પડશે ?

આ પ્રકારનાં તેનાં વચનોને શ્રવણ કરીને આશ્ચર્યને પામ્યો હોઉં એવે પ્રકારે મેં તેને કહ્યું, ભાઈ ! મેં કાંઈ સાંભળ્યું નથી અને તેં દેવવાણી સાંભળી છે માટે તું ધન્ય છે. હું તો જાણતો પણ નથી કે મારૂં અને તારૂં શું થનાર છે. તોપણ મારા સંબંધમાં મને

એવો વિશ્વાસ છે કે મારૂં અંતે કોઇ અશુભ થવાનો સંભવ નથી. આ તમારાં વચનથી જાણીને હું પણ પ્રસન્ન થયો છું, અને તમે પણ તમારા ભાવિમાં શુભ પરિણામને જાણ્યુંછે તો હવે પ્રસન્ન થાઓ. અને તમે વૈરાગ્યને સેવો છો તો હવે તમારે ક્યારે અને શું થનાર છે તેની ચિંતા પણ શામાટે થવી જોઇએ? વિરાગવાન્ પુરુષે તો સર્વ ભયની નિવૃત્તિવડે ભૂતભાવિના સંબંધમાં વિચાર પણ કરવો ઘટતો નથી. જે કાળે જે પ્રાપ્ત થાય તેમાં પણ તેમને સ્પૃહા હોતી નથી. માટે તમે તો તમારા આજપર્યંત સેવેલા વૈરાગ્યના લક્ષણને જ સ્મરણમાં રાખીને યથાપ્રાપ્ત વેગથી વિચરો, અને જ્યારે જ્યારે જે જે થાય ત્યારે ત્યારે તે તે પ્રસંગને અનુભવજો. મને આ ક્ષણે તમારા કે મારા ભવિષ્યસંબંધનું લેશ પણ સાક્ષાત્ જ્ઞાન્ નથી. જો ઈશ્વરનો સંકેત હશે તો આગળ ઉપર તમને દેવવાણીએ કહ્યું છે તેમ આપણો સમાગમ થશે, અને તે ક્ષણે જો કાંઇ અધિક કહેવા યોગ્ય હશે તો હું તમને કહીશ. હવે તો તમે જો તમને રુચે તો આ સમીપ રહેલાં ફલને તથા પેલા પાત્રમાંથી જલને લો અને યથારુચિ ગ્રહણ કરી પછી ઉચિત જણાય તે કરો. હવે હું પણ મને જે રુચે છે તે કરીશ. મને પુનઃ પુનઃ બોલાવવાનો શ્રમ હવે લેશો નહિ.

આ પ્રકારનાં વચનો મારા થયેલા વિચારના આવેશમાં હું તો બોલ્યો અને પછી દૃઢ આસન વાળીને મારા અંતર્‌માં થયેલા નિશ્ચયપ્રમાણે ઈશના સ્વરૂપમાં વૃત્તિને જોડવા લાગ્યો ત્યાર પછી તે પુરુષ ક્યારે અને કયી દિશામાં ગયો એનું મને કાંઈ ભાન રહ્યું નહિ. પછી જે ક્ષણે મને ભાન આવ્યું અને તે સમય પછી જે જે જાણ્યું તે હવે તમને કહું છું.

હું એવી નિરુદ્ધાવસ્થામાં કેટલો કાલ બેશી રહ્યો તેનું મને ભાન રહ્યું ન હતું. પણ જ્યારે મને ભાન આવ્યું ત્યારે મેં જાણ્યું કે મને કોઇ દેવ જેમ સુતેલાને જગાડે તેમ જંઅંત્ કરેછે અને કહે છે, હે બ્રાહ્મણ! જાગ જાગ, અને જે ઇચ્છા હોય તે માગ. આ શબ્દો સાંભળતાં છતાં પણ જ્યારે હું બોલ્યો નહિ ત્યારે તે દેવે જાણે મને પોતાની સત્તાથી હાથ ધરી ઉઠાડ્યો હોય એમ મને ઉભો કર્યો, અને મારે નેત્રે હાથ અડકાડીને મને જગાડ્યાની પેઠે મારાં નેત્ર ઉઘાડી નાંખ્યાં. મેં દેવને પ્રણામ કર્યા અને કહ્યું, હે સર્વજ્ઞ! મારે કાંઇ માગવાનું નથી. કેમકે શું માગવાથી મને નિત્યતૃપ્તિશાંતિ પ્રાપ્ત થશે એ હું જાણતો નથી. માટે આપ જે પ્રકારે મને જે જે સમયે જે જે આપવાથી સુખશાંતિનો અનુભવ થાય તે તે આપતા રહેશો અને કદાચિત્ આપત્તિસમયે સ્મરણ કરૂં તો મને અભય આપતા દર્શન આપજો. ઠીક કહી વર આપ્યાનો ભાવ સૂચવી મારે મસ્તકે હસ્ત મુકીને પછી અદર્શ થયા અને હું સંતોષથી સાવધાન થવા લાગ્યો. આસપાસ જોયું તો કોઇ મળે નહિ. મારા ચિત્તમાં પ્રસન્નતાનો પ્રવાહ જાણે વહ્યા કરતો હોય એવું ભાસ્યું. એ સમયપછી તો હું સદા આનંદનો જ અનુભવ કરૂં છું, અને દેહનિર્વાહક કર્મ કરીને પછી નેત્ર બંધ કરીને બેશી રહુંછું. તેમાં કોઇ સમયે તો દેહના ભાનવાળી અવસ્થાને અનુભવું છું, કોઇ વેળા તો દેહના ભાન વિનાની પણ અંતર્‌માં એક પ્રકારના ભાનવાળી અવસ્થાને ભોગવું છું, અને કોઇ કોઇ વેળા કેવલ અભાનવાળી અવસ્થાને પણ ભોગવું છું. મેં પ્રથમ ઘણા દિવસ જેમ વિશેષે

કરીને ઉઘાડા નેત્રથી પ્રકાશને જ અનુભવ્યો હતો તેમ આ પછી-ઘણા કાલસુધી નેત્ર બંધ રાખીને એક પ્રકારના અંધકારને જ અનુભવ્યો છે. હવે મને તિમિરપ્રકાશથી એવો ગાઢ સંબંધ થયો છે કે તે ઉભયના અનુભવથી ઘણે કાલે પણ અંતરમાં ત્રાસ થતો નથી હે ભાઈ! એ દેવનો સાક્ષાત્કાર થયા પછી મને આ મઠમાં કોઈ કોઈ સમયે જ્યારે કોઇ આવનાર જનાર હોય છે ત્યારે દેવવાણી શ્રવણ થાય છે, અને તેનો મર્મ તેમની કૃપાથી મને સમજાય છે. કોઈ વેળા હું બહિરના અભાનવાળી સ્થિતિમાં હોઉં છું અને દેવવાણી થાય છે તેતે આવેલું મનુષ્ય શ્રવણ કરે છે અને તે મને કહે છે ત્યારે આજે જેમ તમારા કહેવાથી તે વાણીને જાણીને તેનો મર્મ સમજ્યો છું તે પ્રમાણે સમજું છું. અને એ વાણીથી હવે મને કંઇ આશ્ચર્ય થતું નથી, તેમ જ તેમાં મને કાંઇ નવીનતા જણાવાથી મોહ પણ થતો નથી.

હે ભાઇ! આ ઉઘાડા નેત્રથી દેખાતા અંધકારથી વિલક્ષણ જે એક પ્રકારના અંધકારને મે નેત્ર બંધ રાખીને જોયોછે તેમાંથી મેં આ જગતના કારણનાં સ્વરૂપનો તથા આ જગતના વિચિત્ર સ્વરૂપનો નિશ્ચય કરી લીધો છે, એટલે હવે મને ભય, શોક, કે હર્ષાદિ વિકારોની પ્રાપ્તિ થવાનો સંભવ રહ્યો નથી. આ જગત્ એવા પ્રકારના વિવિધ સ્વભાવના સંચયવાળું છે કે એમાં તે સ્વભાવબલથી સર્વત્ર એકતા કદાચિત્ પણ કાર્યસમુદાયમાં થઇ રહેવી સંભવતી નથી, આ કારણથી મને સમજાયું છે કે સંસારમાં જે પુરુષ કૃતકૃત્ય થવાની ઇચ્છાવાળો હોય તેણે તો જાણે જ્ઞાનેન્દ્રિય શૂન્ય કે અંતઃકરણ શૂન્ય હોય એવા પ્રકારથી વિશ્વમાં વ્યવહાર રાખવો ઉચિત છે.

હે રાજપુત્ર વીરવિજયચંદ્ર! આ સૂક્ષ્મમાં મેં તને જે કહેવાનું હતું તે કહ્યું છે. હવે જે કાંઈ તારી ઇચ્છા હોય તે પ્રમાણે તું સુખપૂર્વક વર્તન કર.

આ પ્રકારનાં તે તેજસ્વી મહાત્માનાં વચન શ્રવણ કરીને વીરવિજય બોલ્યો, હે ભગવન્! આપના ચરિત્રથી મને જાણવા યોગ્ય જે જાણવામાં આવ્યું છે તેમાં એક તો એ છે કે બુદ્ધિમાને ઈશ્વર દેવ કે મહાપુરુષ જેઓ સમર્થ છે તેમની પાસે માગતાં વિચાર કરવો, કારણ કે સુખાર્થે માગેલું ફલ દુઃખ આપનાર પણ નીવડે છે. એથી હું આપના પાસે શું માગું એ કાંઈ સમજાતું નથી. માટે આપ સર્વજ્ઞ છો તે જે કાંઇ મારે કરવા યોગ્ય હોય તે આજ્ઞા કરો.

મહાત્મા કહેછે, હે ભાઈ! હું સર્વજ્ઞ છું ને કરવાયોગ્ય આજ્ઞા કરીશ એવી આશા બાંધવી નિષ્ફલ છે; કારણ કે એવી પ્રવૃત્તિ મેં ઇષ્ટ ગણી નથી, તેમ કોઇને કાંઇ પણ ન કહેવું એ પણ ઇષ્ટ ગણ્યું નથી. તાત્પર્ય એ છે કે ઇષ્ટાનિષ્ટ ભાવ આ અંતરમાંથી શમી ગયો છે તેથી હું આજ્ઞા કરવા સરખો હવે રહ્યો નથી. પણ દેવવાણીએ તારૂં શુભ સૂચવ્યું છે અને તે જે તે પ્રકારે તને પ્રાપ્ત થનાર હશે ત્યારે થશે એમ ભાસે છે માટે યથારુચિ વિચરવું એ તારે અર્થે અનુકૂલ ભાસે છે.

વીરવિજય આ પ્રકારનાં પોતાના સંબંધમાં વચન સાંભળીને તેને આશીર્વાદરૂપ ગણીને

અરે નિર્લજ્જ મન ! તું મને હજી ઓળખતું નથી ? હું વીરવિજય છું. જે મરણને પામ્યા વિના વશ થતા નથી એવા વીરોને પણ જીવતા વશ કરવાની હામવાળો હું વીરવિજય છું તે તારે વશ થવાનો નથી. હે દુષ્ટ વૃત્તિયો ! તમે વ્યંભિચારિણી અકુલીન કામિનીઓની પેઠે આમ તેમ કેમ ભટકો છો ? એક નિશ્ચયરૂપ પતિને કેમ સેવતી નથી? આ જગત્‌માં પતિવ્રતાઓ જ પૂજ્યત્વને પામે છે, તથા પરમેશ્વરની કષ્ટસાધ્ય સિદ્ધિઓને પણ એક પતિવ્રતના બલથી સહજમાં પ્રાપ્ત કરે છે. અને દુષ્ટ સ્વભાવને વશ વર્તતી અસંખ્ય શંખિનીઓ દ્વારે દ્વારે ભટકતાં પણ લેશ માત્ર સુખને કે સંપત્તિને પામી શાંત થતી નથી. માટે સાવધાન રહો.

સોરઠા.

જેને અર્થે રાજ, સર્જી વનવાટે ચાલીયો,
નથી મન તુજને લાજ, અન્ય સ્થલે જઈ મ્હાલીયો.
જગમાં છે ધિક્કાર, જો જન નિશ્ચયથી ફરયો,
પ્રથમ ન ધરવો યાર, સજવો નવ જો કદી ધરયો.
દૃઢતા વિણ સઉ ધૂળ, છો પદ ઇન્દ્રતણે ચઢે,
દૃઢતા સુખનું મૂળ, જાણી ન, જીવ દુઃખે રડે.
ધાર્યું ન મળે એક, ત્યાં લગી સર્વ નકામનું,
છે ઉરમાં એ ટેક, જાણી મન કાં તું ભ્રમે ?

આ પ્રમાણે બોલતો ત્યાંથી ચાલવા લાગ્યો. તોપણ આ શું છે તેનો કાંઈ નિશ્ચય થયો નહિ, એમ મનમાં છગડગ થવાથી વળી ઉભો રહીને વિચાર કરવા લાગ્યો.

અરે ! હું કેવો મૂર્ખ છું ! નીતિ છે કે સ્ત્રિયો સ્વતંત્રતાથી સ્નાન કરે ત્યાં પરપુરુષે દૃષ્ટિ પણ કેમ નંખાય ? માટે ખરે મારે આ ક્ષણે એ સ્ત્રિયોના સમીપ જઇને એ કોણ છે એની તપાસ કરવી ઘટતી નથી. તેમ જ દૂરથી એમને મારૂં આગમન સૂચવીને એમના આનંદનો ભંગ કરી એમને સાવધાન કરી મારે તપાસ કરવી એ પણ અધિક ઉપયોગનું નથી. અને ખરૂં જોતાં તો મારે જે પ્રસંગનો કાંઇ પણ સંબંધ નથી તેની તપાસની જરૂર શી ? આ સ્થલે જો એ સ્ત્રિયો ભયમાં હોય અને પોકારે તો એમનું રક્ષણ કરવું એ મારો ક્ષત્રિયનો ધર્મ છે. જો હું આ પૃથ્વીનો રાજા હોઊં અને આ સ્થલે અધર્મ વર્તતો હોય તો તેની ઘટતી રીતે તપાસ કરવી એ મારો ધર્મ હતો; પણ તેમાનું કાંઇ નથી તો સ્ત્રીજાતિના એકાંત રમવાના સ્થાનમાં મારે પ્રવેશ કરવાનું આ ક્ષણે કાંઇ પ્રયોજન નથી. આ પ્રમાણે વિચારીને તે આગળ ચાલતો થયો.

માર્ગે ચાલતાં વિચારે છે, અહોહો ! આ સંસારમાં સ્થલે સ્થલે આશ્ચર્યનો પ્રસંગ આવે છે ક્ષણેક્ષણે જાણવાની જિજ્ઞાસા થાય એવા ખેલો જોવામાં આવે છે. પણ અલ્પ જીવનવાળા આ જીવોએ આ કેવલ આશ્ચર્યરૂપ સંસારસાગરમાં શું જોવું અને શું ન જોવું, કે શું જાણવું અને શું ન જાણવું. એ સમજાતું નથી. અસંખ્ય પ્રાણિઓમાં જેને જે જે સૂજે છે તેમાં તે તે નિમગ્ન થાય છે. કોઈ પણ એક મનુષ્ય સર્વ પ્રપંચને જેમ છે તેમ

છદ્મમતિથી જાણવાને સમર્થ થાય એમ નથી જ, માટે મારે કાં તો તે જાણવાની ઇચ્છા થાય તો તેવી ગતિ પ્રાપ્ત કરવી ઘટે છે અથવા તો તે સર્વ જાણવાની આશાને ત્યજીને મારે જે જાણવું કે કરવું છે તે ઉપર જ લક્ષ્ય રાખવું ઘટે છે.

આ વિગેરે વિચારને કરતો જેમ જેમ આગળ ચાલે છે તેમ તેમ પૂર્વ દિશામાં સૂર્યને પોતાના કિરણ પ્રસારતાં ઉદય થવાનો સંધિ આવ્યો હોય એમ ભાસવા લાગ્યું. વનની વાટનો અંત પણ આવ્યો હોય એમ જણાવા લાગ્યું. દૂરથી નગરના ઊંચા ઊંચા મહાલયો તથા તે ઉપર ફરકતી ધજાઓ જણાવા લાગી. નગરને બહારના દેખાવથી રમણીય સરખું જાણીને મનમાં ઉલ્લાસને અનુભવવા લાગ્યો. થાક પણ ઓછો જણાવા લાગ્યો. નગરનો કોટ અને પ્રવેશનાં દ્વાર દેખાવા લાગ્યાં. એટલામાં જમણા હાથની બાજુએ મોટું તળાવ સુંદર જલથી ભરેલું જોયું. ત્યાં મુખશુદ્ધિ તથા સ્નાન કરી લેવાની વીરવિજયને ઇચ્છા થઇ. આ સમયે એને પોતાનાં વસ્ત્રપ્રતિ લક્ષ જતાં ક્રમે કરીને પોતાનું રાજ્ય, ગૃહ અને ત્યાંનું સુખ એ સર્વ સ્મરણમાં આવ્યું, અને ક્ષણવાર પોતે રાજકુમાર છતાં તુચ્છ વિષયની લાલસાથી અધિકારરહિતપણે પ્રવાસને સ્વીકારયો છે એવું ભાન થવાથી ગ્લાનિને પામ્યો. પણ પાછો પોતાના નિશ્ચયનું સ્મરણ કરીને પ્રસન્નતાથી તળાવના જલસમીપ જઇને, પ્રાતઃકાલમાં કરવાયોગ્ય સર્વ વ્યવહારથી નિવૃત્ત થઇને સ્નાન કરી શ્રીસૂર્યનારાયણને અર્ઘ્યપ્રદાન કરી, યથાઘટિત સ્મરણ કરી સાવધાન થઈને પછી નગરપ્રતિ ચાલવા લાગ્યો.

(અપૂર્ણ)

# ॥ सन्मित्रनुं मित्रप्रति पत्र ॥

( અનુસંધાન તૃતીય રૂપના પૃષ્ટ ૨૧૦ થી )

ત્યાં આ લોકમાં જે પુરુષોને પોતાના ઇષ્ટની ઇચ્છા અવશેષ હોય છે અથવા એ-તાને સ્વાર્થસંબંધે કે કાંઇ પણ પ્રાપ્તવ્યકર્તવ્યસંબંધે અન્યને આજ્ઞા કરવાનો સંભવ હોય છે તે પુરુષોને જ પોતાના ઇષ્ટને ઇચ્છનાર અથવા ઇષ્ટ પ્રાપ્ત કરી આપવામાં યત્ન કરનાર અથવા ઇષ્ટ કરનારઉપર તેમ જ સ્વાર્થસંબંધે અથવા કર્તવ્યપ્રાપ્તવ્યસંબંધે કરેલી આજ્ઞાઓનું રુડે પ્રકારે પાલન કરનાર ઉપર કૃપા કરવાનો પ્રસંગ હોય છે. આ પ્રકારે લૌકિક કાર્યવશાત્ કૃપા કરવાનો સંભવ તો ઈશ્વરવિષે કે મહાત્મા પુરુષવિષે ઘટતો નથી, જેથી લૌકિક રીતે તો તેમની કૃપા થવાનો સંભવ નથી. જેથી હવે પરિશેષથી એ ઠરે છે કે મહાત્મા પુરુષ અથવા ઈશ્વરની કૃપા થવાનો સંભવ છે તો માત્ર અલૌકિક અથવા સ્વાભાવિક નિયમથી થવાનો સંભવ છે; જેથી તે કૃપા અલૌકિકી અથવા સ્વાભાવિકી કહેવી યોગ્ય છે.

હે મિત્ર ! આ સંસારરૂપ કાર્યપ્રવાહ જેનું સ્વરૂપ છે એવી માયા અથવા પ્રકૃતિ (વિશેષે કરીને પ્રકૃતિની સામ્યાવસ્થાને માયાસંજ્ઞા છે) સર્વ કાર્યના નિર્વાહકાદિ નિયમોથી યુક્ત છે. કાર્યમાત્રરૂપે પ્રકૃતિનો પરિણામ, કાર્યરૂપે પ્રકૃતિની સ્થિતિ અને કારણરૂપે પ્રકૃતિનો સદ્ભાવ એ પણ પ્રકૃતિસ્થ સ્વભાવાનુસાર થાય છે. પ્રકૃતિમાં રહેલ કાર્યકારણસંબંધી જે નિયમો તે પણ પ્રકૃતિનો સ્વભાવ જ ગણાય છે. આ પ્રકારે સર્વ નિયમરૂપ સ્વભાવવાળી પ્રકૃતિ છતાં પણ તે નિયમાનુસાર અથવા સ્વભાવાનુસાર કાર્યકારણરૂપ અવસ્થાની

પુનઃ પુનઃ પ્રાપ્તિમાં વિશ્વવ્યવસ્થાપક ઈશ્વરની ચિકીર્ષા જ મૂલ સ્વભાવરૂપ છે. આ પ્રમાણે ઈશ્વરની ચિકીર્ષારૂપ નિયમદ્વારા કાર્યકારણને પ્રાપ્ત થતી પ્રકૃતિ ઈશ્વરાધીન ગણાય છે અને તેથી જ ઈશ્વર જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયના હેતુરૂપ મનાયા છે; સાક્ષાત્ કર્તારૂપ મનાયા નથી.

હે પ્રિય સખે ! આટલું કહીને મારે એ કહેવાનું છે કે સર્વ નિયમના સંગ્રહસ્થાનરૂપ પ્રકૃતિમાં ઈશ્વરના કે આપ્તકામ મહાત્માના અનુગ્રહની પ્રાપ્તિના નિયમો પણ વિદ્યમાન છે; જેથી તે નિયમાનુસાર આ જીવોનું વર્તન થવાથી ઈશ્વરના અનુગ્રહને પ્રાપ્ત કરી શકાય છે. અને એ અનુગ્રહ પ્રકૃતિના સ્વભાવરૂપ હોવાથી સ્વાભાવિક જ ગણાય છે. આ જીવો જ્યારે મહાત્માના અનુગ્રહને પ્રાપ્ત કરાવનાર નિયમોનું પાલન કરે છે ત્યારે તે દ્વારા તેમને ઈશ્વરનો અનુગ્રહ પ્રાપ્ત કરવાના નિયમોનું જ્ઞાન થાય છે, અને તેમ થવાથી પછી તે પ્રકારના અનુકૂલ પ્રયત્નદ્વારા ઈશ્વરાનુગ્રહના પાત્ર થઇ ઈપ્સિતાર્થને પામે છે જેથી આ લોકમાં મહાત્માને તથા ઈશ્વરને અનેક વિધિથી સેવવાના નિયમો વિદ્યમાન છે તે યોગ્ય જ છે. માત્ર મહાત્માને જાણવામાં ભૂલ થાય છે તો તે ભૂલનું ફલ જીવોને ભોગવવું પડે છે. માટે હે ભાઇ ! આપણી મતિ તથા સત્શાસ્ત્રઆદિદ્વારા મહાત્માને ઓળખીને, તેમના દ્વારા યોગ્ય [illegible] પ્રાપ્ત કરીને અને સાધીને ઈશ્વરાનુગ્રહ પ્રાપ્ત કરવો એ જ આ જગતમાં જીવોને જીવત્વની નિવૃત્તિઅર્થ કરવાયોગ્ય પ્રથમ કર્તવ્ય છે. આ જગતમાં જે જીવો મહાત્માના તથા [illegible]રનાં અનુગ્રહનો અભાવ માનનાર હશે તેમને મારા સમજવાપ્રમાણે તે તેમની પોતાની ભૂલનાં ફલ પોતાને જ ભોગવવાનાં છે, અને તેમના સંસર્ગથી જે સંસર્ગી જીવો તે પ્રમાણે સ્વીકારી શુભ પ્રયત્નથી ભ્રષ્ટ રહેશે તેમને પણ તે સંસર્ગદોષનાં ફલ ભોગવવાં છે એમ મને ભાસે છે. માટે જો મારા નિશ્ચયમાં તને વિશ્વાસ હોય તો તારે દૃઢ ઈશ્વરાનુગ્રહનિમિત્ત સદુદ્યોગને સેવવો.

હે ભાઇ ! આ અસંખ્ય જીવોના સમુદાયપ્રતિ લક્ષ કરી જોતાં સ્પષ્ટ ભાન થાય છે કે તે સર્વ આ લૌકિક વિષયસામગ્રીની પ્રાપ્તિમાં પણ સમાન નથી. સર્વનાં શરીરો અને સર્વને પ્રાપ્ત થતાં સુખદુઃખાદિનાં સાધનો ન્યૂનાધિક અંશબલવાળાં હોય છે. અને જ્યારે આ બહિર્ પ્રતીત થતા ઉપાધિ પણ ન્યૂનાધિક પ્રમાણમાં છે તો અંતર્ ઉપાધિરૂપ અવિદ્યાવાસનાકામકર્માદિના સંસ્કાર અંતઃકરણમાં ન્યૂનાધિક અંશબલવાળા હોય એમાં શું આશ્ચર્ય છે ? કાંઇ જ નહિ.

આ કારણથી એક બુદ્ધિમાન્ પુરુષના નિશ્ચયાનુસાર જ સર્વની પ્રવૃત્તિ થવી ઘટતી નથી. તેમ જ તે સર્વને એક જ ઉત્તમ પ્રકારનો નિશ્ચય અનુકૂલ ભાસે એ હોવું સંભવતું નથી. માટે અન્ય અનેક વિરોધી સ્વભાવવાળા જીવોનાં કર્મ તથા નિશ્ચયપ્રતિ સદા અલક્ષ કરતાં આપણા કર્તવ્યને, અનુકૂલ નિશ્ચયમાં સ્થપાયલી મતિદ્વારા કરતા રહી તેને સાધવા પ્રયત્ન રાખજે.

હે સુમતિવાળા ! આ જગતમાં એવાં પ્રતિકૂલ મતિવાળાં અનેક મનુષ્યોની નિંદાવડે કે તેવાંઓથી કરાયલી સ્તુતિવડે કે તેમનાથી અપાયલા સત્કારવડે કે તેમનાથી થયેલા તિ-

સ્સ્કારવડે આ વિવેકી પુરુષને શું હાનિ અને શું લાભ થાય એમ છે? કાંઈ જ નહિ.

વ્યવહારમાં પણ સજ્જન પુરુષો જેની સ્તુતિ કરેછે તથા જેનો સત્કાર કરે છે તેને જગતમાં અન્ય બુદ્ધિમંત પુરુષો પણ સેવેછે વા વખાણે છે, અને જેમની સજ્જન પુરુષો નિંદા કરેછે તથા જેમનો તિરસ્કાર કરે છે તેમને અન્ય બુદ્ધિમંતો પણ ધિક્કારે છે અને સેવતા નથી. આ કારણથી હે ભાઇ! સજ્જનો જે આચરણોવડે વખણાય છે તથા જે વડે અન્યને વખાણે છે તે જ આચરણો સેવવાં.

પ્રાચીન કથાઓથી આપણને સમજાય છે કે કોઈ તો ઈશ્વરના અનુગ્રહને તેમના પ્રતિની ભક્તિવડે મેળવી શક્યા છે. કોઈ તો શુદ્ધ કામવાસનાવડે, કોઇ તો અમર્યાદ દ્વેષવડે, કોઈ તો અતિભયવડે, અને કોઇ તો સખાભાવથી બંધાયલા અપ્રતિમ સ્નેહવડે ઈશ્વરના અનુગ્રહને પ્રાપ્ત કરી ગયા છે. આ ભાવ છતાં પણ વિશેષમાં કોઇ તો નાના પ્રકારનાં વિહિત વૈદિક કર્મવડે, કોઇ તો અતિ કષ્ટવાળા તપવડે અને કોઈ તો કેવલ જ્ઞાનનિષ્ઠાવડે અનુગ્રહને પ્રાપ્ત થયા છે. આ પ્રકારે અનેક વિધિથી ઈશ્વરના અનુગ્રહને જેમ પ્રાપ્ત કરાય છે તેમ મહાત્માના અનુગ્રહને પણ અનેક વિધિથી પ્રાપ્ત કરાયછે.

આ પ્રમાણે હોવા છતાં આપણા જેવાએ તો વૈરથી, ભયથી, કામથી કે સ્નેહથી અનુગ્રહ પ્રાપ્ત કરવો કઠિન છે, તેથી માત્ર ભક્તિવડે જ જગદીશ્વરની અનુકૂલ સત્તા આપણે તો પ્રાપ્ત કરવી છે એવો નિશ્ચય રાખવો.

હે મિત્ર! આ જનસમુદાયમાં રહેતાં છતાં સર્વપ્રતિના દ્વેષને તજવો એ તો સામાન્ય નિયમ છે જ. પરંતુ વિશેષે કરીને શ્રીપરમેશ્વરપ્રતિનો, અન્ય મનાતા દેવપ્રતિનો, વેદપ્રતિનો, ગાયોપ્રતિનો, વિપ્રપ્રતિનો, સાધુપ્રતિનો તથા ધર્મપ્રતિનો દ્વેષ તો કદાચિત્ પણ અંતરમાં પ્રાપ્ત થવા દેવો નહિ.

પૂર્વે હિરણ્યકશિપુના ત્રાસથી ઉદ્વેગને પ્રાપ્ત થયલા તથા ઈશ્વરને શરણે ગયેલા લોકપાલાદિપ્રતિ મેઘસમાન શબ્દવાળી, દિશાઓને ગજવી મુકનારી, અને સાધુ પુરુષોને અભય આપનારી આકાશવાણી થઇ હતી, જેમાંનું ઉપરના ભાવનું આ વચન અત્ર ટાંકું છું જે સ્વધર્મપાલકને લક્ષમાં રાખવાયોગ્ય છે.

यदा देवेषु वेदेषु गोषु विप्रेषु साधुषु
धर्मे मयि च विद्वेषः स वा आशु विनश्यति ॥

આ વચનનો ભાવ એ જ છે કે જે પુરુષ દેવનો, વેદનો, ગાયોનો, બ્રાહ્મણોનો, સાધુઓનો, ધર્મનો અને મારો દ્વેષ કરે છે તે ત્વરાથી જ (અર્થાત્ સ્વલ્પ કાલમાં જ) નાશ પામે છે.

આ પ્રકારે અયોગ્ય જે વિશેષ દ્વેષ છે તેનાથી પ્રથમ મુક્ત થઇને પછી સર્વ વિરોધી પ્રતીત થતા સામાન્ય દ્વેષથી મુક્ત થવું છે, માટે જેમ રુચે તેમ દ્વેષથી છૂટવાનો અભ્યાસ રાખજો.

હે સદાચરણી! આ જગતમાં સદાચાર એ અંતઃકરણને નિયમમાં લાવી શુદ્ધ કરનાર સાધન છે. પ્રથમ સદાચારને પ્રાપ્ત થયા વિના પુરુષ જ્ઞાનનાં સાધનોનો અધિકારી થતો નથી. બ્રહ્મસાક્ષાત્કારરૂપ જ્ઞાનમાં પ્રધાન સાધન નિદિધ્યાસ અથવા ધ્યાન છે. નિદિધ્યાસનીસિદ્ધિમાં મનન અને શ્રવણની આવશ્યક્તા છે, તેમ ધ્યાનમાં ધારણા તથા પ્રત્યાહારની આવશ્યકતા છે. અને

ત્યક્ષ કહ્યો છે, કેમકે તે અલૌકિક સંનિકર્ષજન્ય પ્રત્યક્ષ છે. આ સંનિકર્ષને યોગજધર્મલક્ષણસંનિકર્ષ સંજ્ઞા છે. એનું લક્ષણ શાસ્ત્રમાં આ પ્રકારનું છે:—

**योगाभ्यासजनितो धर्मविशेषः योगजधर्मलक्षणसन्निकर्षः ॥**

યોગાભ્યાસવડે જન્ય જે ધર્મવિશેષ છે ને ધર્મને યોગજધર્મલક્ષણસંનિકર્ષ કહે છે.

(અપૂર્ણ.)

---

## ॥ॐ श्री ॥

## ॥ षोडशोपचारपूजा ॥

(અનુસંધાન વર્તમાન ૩૫ના પૃષ્ટ ૧૩૫ થી)

શ્રી ઇષ્ટને જે ફૂલો અર્પણ કરવાં તે સડેલાં, કુગાઈ ગયલાં, તથા જનાવરોનાં કરડેલાં ન હોવાં જોઇએ.

ગન્ધપુષ્પોની સાથે, હોય તો ઇષ્ટને રત્નાલંકાર પણ અર્પણ કરાય છે. પંચ રત્ન નીચે પ્રમાણે.—

नीलकं वज्रकं चेति पद्मरागश्च मौक्तिकम्
प्रवालं चेतिविज्ञेयं पंच रत्नं मनीषिभिः ॥
सुवर्णं रजतं मुक्ता राजावर्तं प्रवालकम्
रत्नपंचकमाख्यातम् ॥
कनकं हीरकं नीलं पद्मरागश्च मौक्तिकम् ।
अभावे सर्व रत्नानां हेम सर्वत्र योजयेत् ॥

નીલક, વજ્રક, પદ્મરાગ, મૌક્તિક, પ્રવાલ એ એક પંચક છે. સુવર્ણ, રજત (રૂપું), મૌક્તિક, રાજાવર્ત અને પ્રવાલ એ પણ બીજું રત્નપંચક છે. રત્નના અભાવે સુવર્ણ

* મંશય ત્રણ

નાનજન્ય, ૩ વિપ્રતિપ્રે એ જ ધૂપ છે. ધૂપ અર્પણ કરતી વખતે ઘંટાનાદ કરવાનો વિધિ છે.
વિષયક એવા બે ભેદનો ૫ પૂજનમાં ઘૃતનો દીપક જ ઇષ્ટ છે. દીપકની વર્તિકા બહુ લાંબી
માન ધર્મિક એવા બે ભેદનો સારૂં.
અધિક ઉપયોગનાં ન હોવાથી લ નિવેદન કરવું તે પૂર્વે સર્વથા વૈશ્વદેવવિધિ કરવો જોઇએ.
૧ એ તર્ક વિપક્ષપરિશોધક ૨ रसपट्कैस्तु संस्कृतम् ।
એ તર્ક ૧ આત્માશ્રય, ૨ અન્યોન્યાશ્ર लं यज्ञाधिकं द्विज ॥
તાર્થપ્રસંગ, આ પ્રકારે પંચ ભેદનો કહ્યો વિવિધ શોભાવાળા વ્યંજનવડે ઉષ્ણકાલ હોયતો
૨ આત્માશ્રય, ૩ અન્યોન્યાશ્રય, ૪ ચક્રિકા, તેવું અર્પણ કરવાથી યજ્ઞથી અધિકફલ મળેછે.
૮ કલ્પનાગૌરવ, ૯ ઉત્સર્ગ ૧૦ અપવાદ, અને
આ સર્વનાં સ્વરૂપને તથા તેમાં સ્થાપેલાં સમ દૃષ્ટ.

નૈવેદ્ય વિગેરે પૂજનનો વિધિ ખરું જોતાં તો પ્રત્યક્ષ ઇષ્ટસંબંધમાં જ સાંગોપાંગ થઈ શકે છે. પ્રત્યક્ષ ઇષ્ટના અભાવે તેમની લક્ષણામાત્ર કરીને પ્રતિમાસંબંધમાં એ સર્વ વિધિ કરાય છે. નૈવેદ્યમાં પકવાન્ન અર્પણ કરવાનું ન હોય તો ફ્લો અર્પણ કરાય છે અને ફ્લો પણ ન મળી શકે એમ હોય તો સંકલ્પસહ જલ માત્ર અર્પણ કરાય છે. અપ્રત્યક્ષ ઇષ્ટને વસ્તુતઃ પૂજનની સામગ્રીરૂપ જડ પદાર્થોસાથે લેશ પણ સંબંધ નથી. પણ કેવલ ઉપાસકના સંકલ્પસાથે જ સંબંધ છે. અને ઉપાસકને જે ફ્લ પ્રાપ્ત થવાનું છે તે પણ જડપૂજાસંભારના પ્રમાણમાં નહિ પણ તેના સંકલ્પના પ્રમાણમાં મળવાનું છે.

નમસ્કાર—આઠ અંગવડે કરાતા નમસ્કાર સાષ્ટાંગ કહેવાય છે.

उरसा शिरसा दृष्ट्या मनसा वचसा तथा ।
पद्भ्यां कराभ्यां जानुभ्यां प्रणामोऽष्टांगउच्यते ॥

વક્ષઃસ્થલ (છાતી), મસ્તક, દૃષ્ટિ, મન, વાણી, બે પગ, બે હાથ, અને બે જાનુ, મળીને આઠ અંગ ગણાયછે. આ પ્રમાણે દંડવત્ એટલે લાકડીની પેઠે સીધા લાંબા ભૂમિપર સાષ્ટાંગ નમસ્કાર કરીને ઉપાસકે એવો ભાવ સૂચવવાનો છે કે 'હે ભગવન્ ! આ શરીર તથા અંતઃકરણનું સર્વ અભિમાન આપને અર્પણ કરી આપને શરણ આવ્યો છું. આ શરીર તથા અંતઃકરણનો હું સ્વામી નથી. હું તેમને ઉત્પન્ન કરી શકતો નથી તથા ઇચ્છાપ્રમાણે પ્રવર્તાવી શકતો નથી. તેઓ મારે વશ નથી પણ ઉલટા મને તેમને વશ કરવા યત્ન કરે છે. તેમને હું રોકી શકતો નથી, જેથી મારૂં તેમનાઉપરનું સ્વામિત્વનું અભિમાન કેવળ ખોટું તથા હાનિકર છે. તેથી બચવના સારૂ એ ઉભયનું અભિમાન મુકી દઈને તે બંને આપને સોંપું છું તથા એ ઉભયથી ભિન્ન "હું" આપને શરણ છું. વિશેષ વિચાર કરતાં એ ઉભયથી ભિન્ન "હું" આપનાથી ભિન્ન ઠરતો નથી. જેથી હે ભગવન્ ! "હું" જે વસ્તુતઃ આપનાથી ભિન્ન ઠરતો નથી, પણ હાલ ભેદને અનુભવું છું તેનો એ ભેદ નિવૃત્ત કરો તથા યોગ્ય ઉપાયથી તે અભિન્નપણાનો અનુભવ કરાવો, તથા જ્યાં સુધી ભેદની નિવૃત્તિ પ્રતીત ન થાય ત્યાંસુધી આ આપને સોંપી દીધેલાં શરીર તથા અંતઃકરણ મને અધિક પીડે નહિ એમ કરવા કૃપાલુ થશો, વિગેરે.

શ્રીસદ્ગુરુરૂપ પ્રત્યક્ષ ઇષ્ટને સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કરનાર ઉપાસકે ઉપરના ભાવની સાથે એવો પણ ભાવ સૂચવવાનો છે કે " આ દુઃખરૂપ સંસારથી મુક્ત થવાના ઉપાયની યાચના કરવાસારૂ હે વિશ્વપતિ ! હું આપને શરણ આવ્યો છું."

આ વિશ્વના સ્વરૂપનો વિચાર કરતાં સહજ જણાય છે અને આપણા પૂર્વ તત્ત્વવિત્ પુરુષો ડિંડિમ વગાડીને સ્થલે સ્થલે જણાવે છે કે સમગ્ર દુઃખના ભંડારરૂપ આ સંસારનો પરાભવ કરીને સમગ્ર ઐશ્વર્યસંપન્ન થવા માટે અસાધારણ શ્રમથી ઉપાસના કરવાની જરૂર છે. કેટલાંએક ક્ષુદ્ર દૈવી ઐશ્વર્ય પ્રાપ્ત કરવા માટે પણ તે તે દેવની ઉપાસના કરવાની અપેક્ષા છે; અને આ નિઃશ્રેયસ્ ફ્લની સિદ્ધિમાટે શ્રીમહેશ્વરની સગુણ તથા પરિણામે શ્રીપરમાત્માની નિર્ગુણ ઉપાસના કરવાની આવશ્યકતા

છે. નિર્ગુણ નિરાકાર ઉપાસનામાં સ્થિતિ એજ સ્વરૂપાવસ્થાન છે. તે કાલે ઉપાસના શબ્દ જ ઘટતો નથી કેમકે ઉપાસ્ય, ઉપાસક તથા ઉપાસના એ ત્રિપુટિ જ રહેતી નથી. એ ઉપાસના સાધનરૂપ નથી પણ ફલરૂપ છે. પરંતુ એ ફલરૂપ સ્થિતિ સાધનરૂપ સગુણસ્વરૂપની ઉપાસના કર્યા વિના એમને એમ કુદકો મારીને પ્રાપ્ત કરી શકાય એવી નથી. માટે જેઓ કૃતકૃત્ય થયા નથી એવા સર્વ પુરુષોને જો નિઃશ્રેયસ્ સુખની ઇચ્છા હોય તો તેમણે પ્રથમ સગુણ સ્વરૂપની ઉપાસના અવશ્ય કર્તવ્ય છે. સગુણ સ્વરૂપની ઉપાસના બે રીતે થઇ શકે છે અને તે બંને રીતે કરવાની જરૂર પણ છે. એક માનસી ઉપાસના જેમાં શ્રીઇષ્ટનું સ્વરૂપ વૃત્તિમાં રચીને ધારણ કરેલું હોયછે, તેમનું ઇષ્ટ ભાવે સ્વરૂપચિંતન, તેમના અને આપણા જીવના સ્વરૂપના સંબંધનું ચિંતન તથા એ પ્રકારનાં ચિંતનનો અભ્યાસ, તેમ જ તે ઇષ્ટ જાણે પ્રત્યક્ષ શરીરવાળા છે એમ વૃત્તિમાં ધારી તથા બાહ્યોપચારથી જ જાણે પૂજન કરતા હોઇએ તેવી રીતે ધ્યાન, આવાહન, છેવટ નમસ્કાર વિગેરે સમગ્ર વિધિથી માનસપૂજન કરવું એ માનસી ઉપાસના છે. બીજી બાહ્યોપાસના છે, જેમાં બાહ્ય ઉપચારોવડે સેવા કરવામાં આવેછે. માનસી ઉપાસના યથાવત્ થાય તો તેનું ફલ વિશેષ છે. પરંતુ બાહ્યોપસાનામાં અમુક અંશે વૃદ્ધિંગત થયા વિના માનસી ઉપાસનાનો અધિકાર થતો નથી, અર્થાત્ થઈ શકતી જ નથી. આ પ્રમાણે છે, તથાપિ પ્રવેશકોને માનસી સગુણ ઉપાસના સરલ લાગે છે અને આ બાહ્યોપાસના કઠિન લાગે છે. માનસી ઉપાસનામાં એક તો દમડીનો ખરચ નથી તેથી દ્રવ્યમાં આસક્તિવાળા કૃપણને અનુકૂલ પડતી છે. તેમાં જે સાષ્ટાંગ દંડવત્ નમસ્કાર કરાય તે ખરેખરા નથી પણ માત્ર મનમાં કલ્પેલા જ છે તેથી દેહમાં અભિમાનવાળાને પણ અનુકૂલ પડતી છે. બાહ્યોપાસનાનું કામ જરા કઠણ છે. ચંદનપુષ્પનો તો વધારે ખરચ નથી. અપ્રત્યક્ષ ઇષ્ટ એટલે પ્રતિમાની ઉપાસના તો જેવી કરવી હોય તેવી થાય. ઓછો ખરચ કરે તો પણ ચાલે. અને કદાચિત્ દ્રવ્યસંપત્તિ પ્રાપ્ત હોય તો રૂપાનાં પૂજાપાત્રો, ઉત્તમ સુગંધીદાર અગરબત્તિ, દીપકો વિગેરે રાખવામાં કંઇ દોલત ઓછી થતી નથી. પરંતુ અભિમાનનું રક્ષણ કરવું એ મુખ્ય કામ છે. ગમે તેટલો વ્યય કરતાં પણ અભિમાનનું રક્ષણ થાય અને ચાર લોકમાં વાહવાહ થાયતો કંઇ હરકત નથી. આ પ્રમાણે થવાને માટે પૂજનનો બીજો બધો વિધિ થઈ શકે અને અભિમાનરક્ષણને બાધ ન આવે એમ છે. પરંતુ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતી વખતે તેનું રક્ષણ થાય એમ નથી. એ ઠેકાણે આબરૂ જાય એમ છે. તેમાં પણ અપ્રત્યક્ષ ઇષ્ટની પ્રતિમાસમીપ તો કદાચિત્ છુપે છુપે ખુણામાં કરાય પરંતુ પ્રત્યક્ષ ઇષ્ટસમીપ કરવાનો પ્રસંગ આવે તો પછી અભિમાનનું રક્ષણ થવાની આશા રહેતી નથી. અભિમાનના વાંસડાનો દાંડો તે વખતે [illegible] છે. બાહ્યોપાસના એટલી કઠિન છે. બાહ્યોપાસનાને જ અન્યત્ર સેવા કહેછે. એ સેવા ધર્મ બહુ જ કઠિન છે.

**सेवाधर्मः परमगहनो योगिनामप्यगम्यः**

અર્થ—સેવાધર્મ પરમ ગહન છે અને યોગિઓને પણ અગમ્ય છે.

(આ અર્થવાદ વાક્ય છે.)

બ્રહ્મચારીને શ્રીગુરુના આશ્રમમાં વર્તવાના, બ્રહ્મવિદ્યાના સાધકોને શ્રીસદ્ગુરુના આશ્રમમાં વર્તવાના, પુત્રને પિતાપ્રતિ અને સ્ત્રિયોને પતિપ્રતિ વર્તવાના નિયમો ઘણા કઠિન છે. એ નિયમો પાળવા જતાં ક્ષણે ક્ષણે અભિમાનને બાજુપર મુકવું પડેછે. જેમ મહા-યુદ્ધમાં પ્રવેશ કરનાર યોદ્ધાને યુદ્ધ કરતી વખતે જીવનની આશા તો બાજુપર જ મુકવાની છે તેમ આ બાહ્યોપાસના કરનારે ઇષ્ટસમીપ અભિમાનરક્ષણની આશા તો મુકી જ દેવાની છે.

આજે દુઃખે કેટલાએક પુરુષો જે ઘણે અંશે સજ્જન તથા બુદ્ધિમાન્ હોય છે તે પણ આ ઉપાસનાના કામમાં પ્રવેશ કરતાં તથા સત્પુરુષોપ્રતિ જતાં અચકાય છે. તેમાં પણ પ્રતિમાપૂજન તો જેમ તેમ ખુશેખોચરે કરવું હોય તો બની શકે છે. પ્રતિમાને તો જેમ સમજાવવી હોય તેમ સમજાવી શકાય છે. પ્રતિમા શ્રીઇષ્ટની હોવાથી ઇષ્ટતુલ્ય ગણવાનો વિધિ છતાં-જડ પદાર્થની બનેલી હોવાથી તેને ગમે તેમ વશ વર્તાવી શકાય છે. બે રૂપીઆનો બ્રાહ્મણ ભાડે રાખીને પણ સેવા કરાવાય. બે દિવસ સેવા ન કરે તો પણ ચાલે. સેવા કરતાં-કરતાં બીજું સરકારી કામકાજ કરવું હોય તો તે પણ થઇ શકે. રાવસાહેબ, ભાઈ સાહેબ, કે બાઉસાહેબ માળા ફેરવવા બેઠા હોય ને કોઈ મળવા આવે તો ખુશીથી વાત થઈ શકે. બે મોટા પાટલાઓ પડ્યા હોય અથવા ઉત્તમ શોભાવાળું દેવગૃહ હોય, સોના-રૂપાનાં પૂજાપાત્રો હોય, દીપકો પ્રકટેલા હોય, અને અગરબત્તિ ચોતરફ બ્હેંક બ્હેંક થઈ રહી હોય, બાઉસાહેબનું હસ્તયંત્ર જડમાળાના મણકા ફેરવતું હોય, મન તો કલેક્ટર સાહેબ, ગવર્નર સાહેબ કે તેવા જ કોઈ ભારેખમ સાહેબના ધ્યાન, આવાહન ચિંતન નં-મસ્કારાદિમાં રોકાયલું હોય, તેવામાં કોઇ આશ્રિત મળવા આવે તો તે આ પૂજાસ્થળે આવવાથી ઉલટી બાઉસાહેબની શોભા છે. બાઉસાહેબની સંપત્તિનું આ પણ એક પ્રદ-ર્શન (Exhibition) કરવાનું સ્થાન છે. તેથી શ્રીપરમેશ્વર તથા દેવદેવીના અસ્તિત્વમાં શ્રદ્ધા હોય કે ન હોય, તેમનાં અપરિમિત ઐશ્વર્યનું ભાન હોય કે ન હોય, તોપણ કુલા-ચારપ્રમાણે પ્રતિમાપૂજન જો ગળે પડ્યું હોય તો તેને તો આ પ્રકારે પણ નિભાવી લેવાય. પણ પ્રત્યક્ષ મહાત્માસમીપ જવું ઘણું કઠિન પડે છે. સાધુ મહાત્મા પણ જો તેમના આશ્રિતતરીકે તેમને ત્યાં અથવા અન્યત્ર રહી શકે એમ હોય, તેમને દરજ્જાપ્ર-માણે માન આપવાની ફુરસત આપે એમ હોય, અર્થાત્ ઘણે ખરે અંશે તેમની સંપતિમાં આસક્ત થઇને તેમને વશ વર્તવાનો દસ્તાવેજ કરી આપે એમ હોય તો તો એક શોભા (fashion) ને માટે તેમનો સમાગમ પણ કરાય પરંતુ જે મહાત્મા તેવી વૃત્તિના મહા-ત્માનંમન્ય ન હોય તેમને અનુકૂલ વર્તવું. અર્થાત્ તેમની સેવા કરવી એ કઠણ કામ છે. એ બની શકે એમ નથી. તેથી જ એવા મોટા પુરુષો એ દુઃખથી બનતાં સુધી દૂર રહે છે.

એ દુઃખે જ કેટલાએક મહાપંડિતો કર્મ અને ઉપાસનાની કડાકૂટ દૂર કરીને, મુક્ત-ત્વમાં તેમની આવશ્યકતા નથી અથવા ઉલટાં પ્રતિબંધક છે એવું યુક્તિપુરઃસર પ્રતિપાદન કરીને નીતર્યા જ્ઞાનમાર્ગ અથવા વેદાન્તનો સ્વીકાર કરે છે. વેદાન્ત એ બધા માર્ગકરતાં સહેલો

છે. આ જીવો જે વેદાંતનું પુસ્તક વાંચતાં પૂર્વે તો જીવ જ હોય છે તે એ રૂપીઆનું વેદાંતનું પુસ્તક લઇને વાંચવું શરૂ થયું કે તરત બ્રહ્મ થઈ જાય છે. अहं ब्रह्मास्मि-शिवोऽहं-सच्चिदानंदोऽहं-सोऽहं हंसः એ વિગેરે શબ્દોના પુનઃ પુનઃ ઉદ્‌ગાર કાઢે છે. એટલે દુનિયા પણ જાણે છે કે આ બાપુ હવે સ્વરૂપમાં ભળી ગયા છે. જીવન્મુક્તપણાની ઉંચીમાં ઉંચી સ્થિતિમાં આરૂઢ થયા છે. શરીર તો જડ છે અને આત્મા સચ્ચિદાનંદસ્વરૂપ અને અવિનાશી છે તેથી આત્માને શરીર કંઈ બાધ કરતું નથી. ઇન્દ્રિયો પોતપોતાના વ્યાપાર કર્યા કરે છે. એ બધા વ્યાપાર તો પંચીકરણમાં જણાવેલા છે, એટલે તેની સાથે આત્માને કંઇ લેવા દેવા નથી. હવે કોઇને નમસ્કાર કરવાનું રહેતું નથી. સંધ્યાવિગેરે તો કર્મ છે અને કર્મ જડ છે તેથી જ્ઞાનના પ્રતિબંધક છે, માટે પૂરા જીવન્મુક્ત થવા માટે એ કર્મની પણ જરૂર રહેતી નથી. હવે આપ્તકામ થયા, કૃતકૃત્ય થયા, બ્રહ્મરૂપ થયા, હવે કશું બાકી રહ્યું નથી. માત્ર એટલું જ કે ઉંચી ગાદીપર બેસવું. સારૂં સારૂં ખાવું પીવું, ઇન્દ્રિયોને પોતાના વ્યાપાર કરવા દેવા, લોકોમાં આપણી ખ્યાતિ વધે, આપણને નમસ્કારપૂજન કરે એવી તજવીજ કરવી, આપણે કોઇની ઉપાસના કરવાની રહી નથી, આપણી ઉપાસના કરાવવાની રહી છે. હવે એટલું માત્ર બાકી છે. તે તો યુક્તિથી થશે. હવે પૂરા જીવન્મુક્ત થયા.

આ બધો વેદાંતનાં પુસ્તકો અવિધિપૂર્વક વાંચવાનો મહિમા છે. કેટલા થોડા શ્રમમાં કેટલું મોટું ફલ મળી શકેછે એ સહજ જણાશે. આવું સહેલું અને સસ્તું વેદાંત મુકીને કોણ ઉપાસનાની કડાકૂટમાં કયો બુદ્ધિમાન્ પડે?

સુજ્ઞ વાચકવર્ગને રાજસી વૃત્તિના આગંતુક પ્રવાહમાંથી હવે બહાર કાઢીને જણાવવું જોઇએ કે આવા જીવન્મુક્ત થયેલા મહાપુરુષો આજે ઘણા વધી ગયા છે અને તેમને લીધે જ, સમગ્રશાસ્ત્રના શિખર અને વિરામસ્થાનરૂપ, આ મહામોહરૂપી ભરેલા ભવાબ્ધિની નૌકારૂપ, આ દૃશ્યપ્રપંચજન્ય અનેક ક્લેશરૂપ વ્યાધિના અદ્વિતીય ઔષધરૂપ, શ્રીપરમેશ્વરના સાક્ષાત્ પ્રસાદની પ્રતિમારૂપ, સમગ્ર વિરોધી તર્કનું અભિમાન મુકાવનાર, આ ભૂમંડલમાં જે વિવિધ દેશના લોકો છે તેમણે આ સમગ્ર વિશ્વ તથા તેની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયસંબંધી જે જે નિર્ણયો કરેલા છે તે સર્વ દેશના નિર્ણયો જેના આગળ સર્વથા અપૂર્ણ જ ઠરે છે, જે તત્ત્વનિશ્ચયરૂપ સાગરમાં અન્ય અસંખ્ય કલ્પનારૂપ નદીઓ સમાઈ જાયછે, જેનાથી પરતત્ત્વનિર્ણય કોઇ પણ અનુભવી વિદ્વાન્ પ્રતિપાદન કરી શકે એમ નથી. જે દીર્ઘકાલ કર્મઉપાસનાના વિધિવત્ સેવનથી અને શ્રીસદ્‌ગુરુની દીર્ઘકાલ નિરંતર શુશ્રૂષા કરવાથી પ્રકટ થયેલા તેમના પ્રસાદથી અતીવ શુદ્ધ તથા સૂક્ષ્મદર્શક થયેલા અંતઃકરણવડે જ યથાવત્ ગ્રહણ કરી શકાય એમ છે, અને કોઈ ગુરુ નથી અને કોઇ શિષ્ય નથી એ પ્રકારે આ વિષમ સ્વભાવવાળાં પ્રકૃતિના કાર્યરૂપ જગત્‌માં સર્વત્ર એક સરખા અભેદને પ્રતિપાદન કરનાર તથા જે સત્‌શાસ્ત્રે નિઃશ્રેયસ ફલનું પ્રતિપાદન કરેલું છે તેનો સ્વીકાર છતાં તે ફલની સિદ્ધિમાટે તે જ સત્‌શાસ્ત્રે જે સંપ્રદાયવિધિ પણ પ્રતિપાદન કરેલો છે તે સંપ્રદાયવિધિનો ન સ્વીકાર કરનાર ભોળા બુદ્ધિના પંડિતંમન્ય પ્રાણીઓથી-જેનું અંશતઃ પણ

યથાવત્ ગ્રહણ થવું અસંભવ છે–એવો જે વેદાન્ત, તથા તન્નામક શાસ્ત્ર તથા તે નિશ્ચયને ગ્રહણ કરી અનુસરનાર 'વેદાન્તી' સંજ્ઞાવાળો અધિકારી સાધક એ સર્વે હાલના વખતમાં ઉતરતા ગૌરવવાળા ગણાય છે. અમુક મનુષ્ય વેદાન્તી છે એટલે નીતિનિયમ વિનાનો અનેક દુરાચરણથી મુક્ત દંભી છે એમ મનાયલું છે, અને તેવું કોઇ કોઇ પ્રસંગે હોય છે પણ ખરૂં. આ સર્વ, કર્મઉપાસનાની કડાકૂટથી કંટાળેલા, સહેલા અને સસ્તા વાચિકજ્ઞાનના ગ્રાહક, દ્રવ્ય, વિષયસુખ, તથા દેશાંતરમાં કીર્તિના ઉપાસક, અને સ્વાભિમાન રક્ષણ તથા પોતાની ઉપાસનાના સાધક પૂર્વોક્ત દંભી મનુષ્યોના દોષને લીધે છે.

આ પ્રકારે ઘણા સજ્જન અને બુદ્ધિમાન્માં ગણાતા પુરુષો પણ આ બાહ્યોપાસનાના નમસ્કારાદિ વિધિથી ડરીને ભક્તિ તથા ઉપાસનામાર્ગે પ્રવૃત્તિ કરતાં અચકાય છે. ઘણાં વિપરીત બુદ્ધિના અને આજના નિયમપ્રમાણે ઘણું અધ્યયન કરેલા એટલે તે પક્ષના સારા બુદ્ધિમાન્માં ગણાતા પુરુષો તો મૂલ પરમેશ્વરતત્ત્વના અસ્તિત્વવિષે જ અશ્રદ્ધાવાળા હોય છે, એટલે તેમને તો 'પરમેશ્વરની ઉપાસના' એ વિચાર જ હાસ્યજનક (ridiculous) લાગે છે. તેમને ટી કોફી વિગેરે પીવાને, ક્લબોમાં જવાને અને ફીરંગી દરજીઓનાં શીવેલાં વસ્ત્ર તથા ચસ્માં પેહેરવા જેટલું દ્રવ્ય જ્યાં સુધી મળતું રહેછે, જ્યાં સુધી શરીરના સ્વભાવપ્રમાણે વ્યાધિની સ્વારી એક પછી એક આવવી શરૂ થઈ નથી અને જ્યાં સુધી આપણા દેશના રીવાજપ્રમાણે ઝાઝી જંજાળ પેટે પડી નથી અર્થાત્ જ્યાં સુધી સંપત્તિના સૂર્ય હજુ મધ્યબિંદુપર પણ પહોંચ્યા નથી અને અસ્ત થયા નથી અથવા અસ્ત થવાના સંધિમાં નથી અને જ્યાં સુધી આપત્તિની કૃષ્ણ પક્ષની રાત્રિ મુસલધાર વૃષ્ટિસાથે આવી નથી, ત્યાં સુધી તો મનુષ્યના કરતાં વિશેષ શક્તિના મૂલરૂપ કોઇ વસ્તુવિશેષનો સ્વીકાર કરવાની તેમને જરૂર જણાતી નથી. અને કેટલાએક વિલક્ષણ દુરાગ્રહવાળાને તો દેહાંતસુધી પણ પોતાનો નિશ્ચય ફેરવવાની જરૂર જણાતી નહિ હોય, પરંતુ ઘણો ખરો ભાગ પાછળથી ઉત્તરવયે ઘણી ઘણી ઠોકરો ખાઇને તથા કોઈ વિલક્ષણ અદૃષ્ટ અમાનુષી શક્તિના પ્રબલ ભયથી તે દૈવી સત્તાનું શરણ ખોળવા ફાંફાં મારે છે. પરંતુ જે કાલે શરીર તથા અંતઃકરણ સમગ્રસંપત્તિસમન્વિત હતાં, જે વખતે મધ્યાહ્નનો પૂર્ણ પ્રકાશ હતો અને જે વખતે જે સાધવા ઇચ્છા હોય તે સાધી શકાય એમ હતું તે વખત જે કાંઇ કરી શક્યા નથી તે આ ઉત્તરાહ્નના અલ્પપ્રકાશના સમયમાં, જે વખતે ઇન્દ્રિયસંધાન શિથિલ થઇ ગયો છે, શરીર તથા અંતઃકરણ ઉત્સાહ તથા સામર્થ્ય વિનાનાં થઇ ગયાં છે, જે સમયે આધિવ્યાધિનું જોર પ્રબલ છે તે વખતે આ પશ્ચિમબુદ્ધિ પુરુષ શું કરી શકે એમ છે? જેવી રીતે ઘરડું તુરીયું અથવા ગલકું શાક સમારતાં આવે તો પણ નકામું હોવાથી ફેંકી દેવું પડે, અને ઘણું થાય તો રહેવા દે, તો તેનાં બી સુકાય, તે વાવે, તો ફરી નવું વૃક્ષ થાય, તે ઉપર જે નવાં તુરીયાં અથવા ચીભડાં આવે, તે જ કામ લાગે, તેમ આ વાવેતરનાં ગલકાંજેવા પશ્ચિમબુદ્ધિવૃદ્ધો ઘણું કરે અને ઇશ્વપ્રસાદથી કોઇ શુભ નિશ્ચયને દૃઢ અવલંબીને કદાચિત્ રહે તો અન્ય જન્મમાં નાના વયથી આસ્તિક બુદ્ધિના થઇઃઆગળ વૃદ્ધિમંત થઈ શકે અને છેવટ સુખાનુભવ કરે. ન કરે એમ નહિ. પરંતુ આ

જન્મમાં તો તેમને અંતરનું સુખ ભાગ્યે જ મળે. જે દરિદ્રી મનુષ્ય આખો દિવસ આલસ્ય નિદ્રા, તથા વ્યસનમાં વ્યતીત કરે અને આહારનો અભાવ છતાં આહારમાટે યત્ન ન કરે તેણે તો રાત્રે ભૂખ્યા જ રહેવું જોઇએ. તેમ જ જે મનુષ્ય યુવાવસ્થામાં કુસંગ સેવે અને દ્રવ્યનો અભાવ છતાં તેને માટે યત્ન ન કરે અને આલસ્ય દુશ્ચરણ અને વ્યસનમાં કાલ વ્યતીત કરે તેણે ઉત્તરાવસ્થા વ્યાધિ અને દારિદ્ર્યમાં જ ગાળવી જોઇએ. તે જ ગતિ આ પશ્ચિમબુદ્ધિવૃદ્ધો તથા પેલા દુરાગ્રહી સાહેબોની સમજવાની છે. આપણામાં કેહેવત છે કે 'ગયેલાને ડીપું અને તેજીને ચાબક.' અશ્વવૃષભોમાં જોવામાં આવે છે કે જે જાતવાન હોય છે તે તો પોતાની મેળે જ મર્યાદામાં રહી ઉત્તમ ગતિથી વહન કર્યા કરેછે, અને પરોણી અથવા ચાબુક સહન જ કરી શકતા નથી. જે જરા કપટી હોય છે તે થોડો પ્રસાદ મળે પછી રીતિસર વર્તેછે અને કેટલાએક છેક નિષ્ઠુર નમુના હોય છે તે તો ગમે તેટલો માર પડતાં છતાં વશ વર્તતા નથી. કેટલાએક બાલકો પૂર્વવયથી જ ઉત્તમ અભ્યાસ કરતા ચાલ્યા જાય છે તે તરુણવયે સારી સંપત્તિ પ્રાપ્ત કરી શકેછે અને ઉત્તરવય તે પક્ષથી સુખમાં વ્યતીત કરે છે. કેટલાએકનું પૂર્વવય નકામું જાય છે. તરુણવયે સમજેછે કંઇક યત્ન શરૂ કરે છે અને પ્રસંગે થોડી ઘણી સંપત્તિ પ્રાપ્ત કરી શકે છે અને કેટલાએક ઉત્તરવય આવી જતાં સુધી બીલકુલ ચેતતા નથી. આ અપ્રસ્તુત પ્રશંસાના ઝાલાથી પ્રસ્તુત અર્થ સમજાયો હશે

આવી રીતે ઘણા વિદ્વાનસરખા મનુષ્યો તો પોતાના આયુષ્યનો અમૂલ્ય ભાગ શ્રીપરમેશ્વરના અસ્તિત્વની રકઝકમાં જ વ્યતીત કરે છે. કેટલાએક વળી સૌમ્ય પ્રકૃતિના કંઇક બુદ્ધિમાન્ તથા ઠરેલ હોય છે તે પ્રમાણની અપેક્ષા રાખ્યા વિના પણ શ્રીપરમેશ્વરનું અસ્તિત્વ સ્વીકારીલેછે. પરંતુ શ્રીપરમેશ્વરના સ્વરૂપસબંધી વિશેષ વિચાર કરવા તેમને અવકાશ નમળવાથી તથા તેવા સૂક્ષ્મ તર્ક કરવા તેમની મતિ પણ પ્રમાણમાં મંદ હોવાથી તેમનો તે સ્વીકાર માત્ર ઉપર ઉપરનો અને અદૃઢ હોય છે. કોઈ પણ વસ્તુઉપર પ્રીતિ અથવા ભક્તિ થવા માટે તેના સ્વરૂપનું જ્ઞાન પ્રથમ થવું જોઇએ. તે ન્યાયે શ્રીપરમેશ્વરપ્રતિ દૃઢ અથવા અદૃઢ પણ ભક્તિનો ઉદય થવા માટે તેમના અપાર, બુદ્ધિ ન પહોંચે એવા અમર્યાદ વિસ્તારવાળા સ્વરૂપનું, તેમના સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ પદાર્થો જેવા કે વાયુ, અગ્નિ, વિદ્યુત વિગેરે તથા મહાનથી પણ મહીયાન્ પદાર્થો જેવા કે મોટા મોટા પર્વતો, ભૂગોલજેવા અનંત ગોલકો, અને સૂર્યમંડલ જેવાં અનંત ગ્રહમંડલો, અનેક બ્રહ્માંડો અને અનેક સૃષ્ટિયો જેના વિસ્તારનો વિચાર કરતાં બુદ્ધિ બુઠી થાય છે તેવા, બુદ્ધિ ન પહોંચે એવા, મોટા અને અનંત પદાર્થોમાં વ્યાપક અતીવ આશ્ચર્યકારક સ્વરૂપનું, આ વિલક્ષણ જગતમાં જે નાનાવિધ આશ્ચર્યકારક વ્યતિકરો થયા કરે છે તે સર્વના મૂલ કારણરૂપ અનંત ભેદવાળી એમની પ્રકૃતિના સ્વરૂપનું, આ વિશ્વચક્ર જે અસ્ખલિત નિયમોથી પ્રવર્તતું જણાય છે તથાપિ જેમાં કેટલાએક વ્યતિકરો નિયમથી ઉલટા જેવા થયા હોય એવા જણાય છે તથાપિ જે અસ્ખલિત નિયમોને અનુસરીને જ છે, એવા એમના ન માની શકાય એવા, બુદ્ધિમાં સહસા ન ઉતરી શકે એવા, અગમ્ય, અચિંત્ય ગહન, કર્મ તથા સંસ્કારના વિલક્ષણ અનિર્વચનીય નિયમોવાળા સ્વરૂપનું, કેટલીએક વખતે શ્રીપરમેશ્વર અતીવ નિષ્ઠુર નિર્દય જેવા

અનુમાન કરાય છે તેમ જ ઘણી વખતે પોતે કેવલ નિષ્કારણ દયાલુ જ છે એમ માનવાને કારણ મળે છે તો એ બને સ્વભાવની પ્રતીતિ છતાં એ ઉભય સ્વભાવથી અસ્પૃષ્ટ એવા એમના ક્ષણે ક્ષણે વ્યામોહને પમાડનાર સ્વરૂપનું તથા એવી જ રીતે અનંત પક્ષથી વિચાર કરતાં તેમના અનંત પ્રકારના સ્વરૂપનું આ મનુષ્યોને અંશતઃ પણ યથામતિ જ્ઞાન થવું આવશ્યક છે. એ જ્ઞાન સકારણ થયા વિના સકારણ ભક્તિનો ઉદય થતો નથી. અને ભક્તિનો ઉદય થયા વિના આ મોહનિદ્રામાંથી જગાતું નથી. અને જાગીને આગ્રહપૂર્વક જે ઉદ્યમ કરવાનો છે તે ઉદ્યમમાં પ્રવેશ કરી શકાતો નથી તેથી શ્રીપરમેશ્વર છે એટલું માત્ર ઉપર ઉપરથી માનવાથી કંઈ ઉંઘ ઉડતી નથી અને પ્રત્યક્ષ અનુભવી શકાય એવો કોઇ મોટો લાભ પણ જણાતો નથી. જેથી શ્રીપરમેશ્વરઉપર કૃપા કરીને તેમના અસ્તિત્વને પ્રમાણની અપેક્ષા વિના માનતા છતાં તેમની વૃત્તિ આ ધર્મસંબંધી વિષયમાં ઉદાસીન ( apathetic) જેવી જ રહેછે. આ પ્રમાણે થવામાં બીજાં પણ કારણો છે. હાલ જે ધર્મમાં પ્રવૃત્તિના સાધનરૂપ માર્ગો મનાયલા છે તેઓ કર્મઉપાસનાના જે નિયમો તથા સ્વરૂપો રચે છે તથા પળાવે છે અને મનાવેછે તે જરા વિલક્ષણ પ્રકારનાં જણાય એવાં છે. તેમ જ ધર્મપ્રવર્તકોનાં પોતાનાં જ્ઞાન, ઉપદેશ કરવાની શક્તિ, અને તેમની પ્રવૃત્તિ એ પણ પ્રસંગે પ્રસંગે વિલક્ષણ અને અસંગત હોય એમ માનવાને કારણો મળી આવે છે. આ પ્રકારથી ભડકીને પેલા સાહેબ લોકો તો છુટા છેડાનું હુકમનામું જ મેળવી લે છે, અને આ સૌમ્ય વૃત્તિના મનુષ્યો હદપાર ન જતાં એટલે કેવલ અશ્રદ્ધાવાળા ન થતાં તેમ જ શુદ્ધ શ્રદ્ધાના કારણોના અભાવે તે વિનાના પણ હોવાથી મધ્યસ્થજેવા રહે છે.

પરંતુ આ ક્ષુદ્ર જીવો શ્રીપરમેશ્વરના અસ્તિત્વને પૂર્વવયમાં અથવા ઉત્તરવયમાં ન માને અથવા દેહાંત થતાં પણ ન માને, અથવા માને તોપણ તેમની ભક્તિઉપાસના ન કરે તેમાં તે નિત્યસ્વતંત્ર શ્રીપરમેશ્વરને કોઇ હાનિ નથી. તેમ જ પૂર્વવયમાં કે ઉત્તરવયમાં એમના અસ્તિત્વને માનવા, અથવા તેમની નિંદા ન કરવા, અથવા તેમની જેવી તેવી અથવ ખરી ભક્તિ કરવા મેહેરબાની કરે તેથી પણ તે અનંત ઐશ્વર્યના પ્રભવ શ્રીપરમેશ્વરને કોઇ લાભ નથી. શ્રીપરમેશ્વર ક્યાં ! અને આ ક્ષુદ્ર મચ્છરની પેઠે સહજમાં ચોળાઈ જાય એવું જીવડું ક્યાં ? જીવો સમજે છે કે "અમારા જેવા કોઇ ડાહ્યા નથી. તે નજરમાં આવે તે માનીએ અને નહિ તો ન પણ માનીએ. માનવા અથવા ન માનવા અમે સ્વતંત્ર છીએ" તુરંગખાનાનો કેદી પણ ઘણે દહાડે એમ સમજે કે 'આ મારી ઓરડીમાં હું પણ સ્વતંત્ર છું. નજરમાં આવે ત્યાં હરી ફરી શકું છું. નજરમાં આવે તો જેલરનું કહ્યું માનું અને નજરમાં આવે તો ન માનું.' પાછળથી સપાટા ખાય. મદારીના વાંદરભાઇ પણ સમજેછે કે હું પણ સ્વતંત્ર છું. કુતરાંઓને બીવડાવું છું. રોજ રોજ બીબીને પરણું છું અને બકરાપર સ્વારી કરૂં છું.' આહા ! શી એમની સ્વતંત્રતા !!! આ જીવોની પણ અજ્ઞાનથી માની લીધેલી પરતંત્રતામાં રહેલી સ્વતંત્રતા એવા જ પ્રકારની છે. મહાસાગરમાં બે ટીપાં પડ્યાં તે શું અને ન પડ્યાં તો શું ! અને હેલી થઇ તોએ પણ શું ? (દૃષ્ટાન્ત એકદેશી જ હોવું સંભવેછે. સર્વદેશી હોવું કઠિન છે.) તે જ પ્રમાણે બે જીવડાંએ શ્રીપરમેશ્વરને માન્યા તે

શું અને ન માન્યા તોએ શું; અને આ ભૂલોકના ત્રણ ચતુર્થાંશ જીવડાંઓએ માન્યા તોએ પણ શું ! પરમેશ્વરને માનવા અથવા ન માનવા એ પરમેશ્વરના લાભને સારૂ નથી, પણ માનનારના પોતાના લાભને સારૂછે. માનનારને સો ફેરા પાલવે, ગરજ પડે અર્થાત્ અનેક પ્રકારે વિશ્વસ્વરૂપનો વિચાર કરતાં સમગ્રપ્રપંચના આદિહેતુરૂપ કોઈ શક્તિ તથા વસ્તુવિશેષનો સ્વીકાર કરવાની અનિવાર્ય આવશ્યકતાય(Necessity) જણાય તો જ તેણે માનવું હોય તો માને. પરમેશ્વરને કંઇ મનાવવાની ગરજ નથી. તે એટલે સુધી કે પોતે સર્વત્ર વિસ્તરી રહેલા છતાં સર્વત્ર જ ન પ્રતીત થાય એવું એમનું પોતાનું તથા વિશ્વનું સ્વરૂપ રચાવલું છે. વળી આ માનવા તથા ન માનવા જેવું ડહાપણ કરનારાં જીવડાંઓને તો આ ભૂમંડલમાં જ કબજે કરીને રાખેલા છે. તેની બહાર તો તેમની સ્વશક્તિથી ગતિ નથી. જેથી આ અનંત આકાશના કોઈ અમુક પ્રદેશમાં આ જીવડું દોડી જાય અને ત્યાં પરમેશ્વર વેહેલા જણાઇ જાય એવું પણ રાખ્યું નથી. આ ભૂમંડલમાં પણ એવો કોઇ અંધાર ખુણો રાખ્યો નથી કે જ્યાં છાનામાના જવાય તો પરમેશ્વર ઝટ જણાઈ જાય. વળી અનુભવી શાસ્ત્રકારો કહે છે કે બ્રહ્મરંધ્રમાં શ્રીપરમેશ્વરની પ્રતીતિ થઇ શકે છે તો ઘણાએ સાધકયોગીઓ વર્ષોનાં વર્ષો સર્વલૌકિક સુખની આશા મુકીને તે શ્રીપરમેશ્વરને જોવા માટે જ યત્ન કરતા હોય છે તોપણ તેમને ક્યાં સુધી તો અંધારાશિવાય બીજું કંઈ દેખાતું નથી. અને આ ગામે ગામ અને દેશે દેશ આસ્તિક લોકોનાં ટોળે ટોળાં પરમેશ્વરના દર્શનમાટે માની લીધેલાં મકાનોતરફ નિત્ય દોડતાં જાય છે તે છતાં તેમાંના એકને પણ શ્રીપરમેશ્વરે દેખા દીધી હોય એમ માનવાને ભાગ્યે જ કારણ મળશે. આપ્રમાણે ગણવા જઇએ તો દેશોદેશના અસંખ્ય આસ્તિક પુરુષો અનેક વર્ષોસુધી અનેક અંશની શ્રદ્ધાવડે અને નાનાવિધ યુક્તિવડે પરમેશ્વરને જોવાને યત્ન કરે છે તે છતાં તેમને પણ પ્રકટ થવાને શ્રીપરમેશ્વર કંઇ તજવીજ કરતા જણાતા નથી તો આ પોતાને સ્વતંત્ર માનનારા દેશી'સાહેબ'લોકોને જ માટે તજવીજ કરે એ તો આશા જ શી ? અર્થાત્ જો એક પક્ષથી જોઇએ તો પરમેશ્વરે તો ઉલટી પોતાને ન મનાવવાને માટે જ અને ગમે તેટલો યત્ન કરતાં છતાં પણ પોતે ન જ જડે એવી તજવીજ જાણે કરી રાખી હોય એવું ભાન થાય છે. પરમેશ્વરને પોતાને મનાવવાની ગરજ તો નથી જ પરંતુ ઉલટું પોતાને ન મનાવા દેવામાં જાણે કંઇ વિશેષ લાભ હોય તેમ ન મનાવા દેવાનો સંકેત કરેલો નજરે પડે છે. યદ્યપિ શ્રી પરમેશ્વર તો અવિકારી હોવાથી તેમને લાભહાનિઆદિ દ્વંદ્વ સ્પર્શ કરતા જ નથી. તેમને મનાવવાની ગરજ નથી તેમ ન મનાવવાની પણ ગરજ નથી. પ્રકટ થવાને માટે જેમ ઇચ્છા તથા યત્ન નથી તેમ પ્રકટ ન જ થવાને માટે પણ આગ્રહ નથી. ઇચ્છા, યત્ન, લાભ, હાનિ એ સર્વ પ્રકૃતિનાં કાર્ય છે તેથી પ્રકૃતિથી પર એ પરમતત્ત્વમાં એ સર્વનો સંભવ જ નથી. જેમનામાં એ સર્વ વિકારો ન હોય તે વસ્તુને જ પરમતત્ત્વ અથવા પરમ ઈશ્વર એવી સંજ્ઞા અપાયલી છે. જેથી 'પરમેશ્વરને ગરજ છે' 'નથી' 'એવી તજવીજ રાખી છે' 'રાખી નથી' એવા શબ્દો પરમેશ્વરવિષે ઘટતા જ નથી. તેથી ભ્રાંતિ ન થાય એટલા માટે સ્પષ્ટ જણાવવું જોઇએ કે ઉપર જે એવા અર્થવાળાં વાક્યો છે તે વાસ્તવ વિચારથી ખોટાં છે. શ્રીપરમેશ્વર તો જેમ છે તેમ છે જ. અનંત યુગોથી છે અને અનંત કાલ સુધી છે. (અપૂર્ણ).




रूप (पुस्तक) ९-भाद्रपद कृष्ण० १४ सं० १९४०. दर्शन (अंक) ११.

॥ ॐ श्री ॥

## ॥ यथार्थ भक्ति सर्व दोषना शमनपूर्वक दुःख मात्रनो निःशेष लय करी सुखस्वरूप करे छे ॥

પદ. સૌરાષ્ટ્રની એક દેશી.

ભક્તિ કરે તેને સુખ શું ન આવે જી,
શી શી પીડા ના શમાવે રે હાં,
પ્રતિક્ષણ પ્રભુ જેના ઉરમાં ભાવે જી,
સાચો ભક્ત તે કહાવે રે હાં, ભક્તિ કરે૦ ૧
ભક્તિરસાયન સર્વેથી મોટું જી,
જે વ્યાધિને આધિથી મુકાવે રે હાં,
પાપરૂપ મલ મૂલમાંથી કાઢે જી,
ચિત્તની ચંચલતા ચુકાવે રે હાં, ભક્તિ કરે૦ ૨
આવરણભંગ કરે ભલી ભાતિ જી,
શોક મોહ ભય ટાળે રે હાં,
કામ ક્રોધ લોભ જડથી ઉખાડે જી,
આશા તૃષ્ણાના વેગ ખાળે રે હાં, ભક્તિ કરે૦ ૩
ક્લેશ અવિદ્યાદિ અંતર મારે જી,
પ્રભુપદમાં મન જોડે રે હાં,
દૃશ્ય પ્રપંચ રંચ બુદ્ધિને ન બાધે જી,
પ્રતિબંધ ત્રય સવ ત્રોડે રે હાં, ભક્તિ કરે૦ ૪
આસક્તિ માત્ર આત્મસ્વરૂપનું સાધે જી,
અજરામર જે અનાદિ રે હાં,
નૃસિંહ પ્રભુમય એ વિધિ થાતાં જી,
નવ થાતું વાદી પ્રતિવાદી રે હાં, ભક્તિ કરે૦ ૫

---

સંયોગીનો નાશ થાય છે અર્થાત્ જડભાગ જડ તત્ત્વોમાં તથા પોતે શુદ્ધ ચેતનમાં મળે છે. ખરું જોતાં પોતે તો શુદ્ધ ચેતનરૂપ જ છે અને શુદ્ધ ચેતનને ગતિ આગતિનો કેવલ અસંભવ છે તેથી શુદ્ધ ચેતનરૂપે પોતે સ્વસ્વરૂપે સ્થિત થાય છે એ જ અર્થ વિવક્ષિત છે. જ્યારે શુદ્ધ ચેતનરૂપે સ્થિતિ થાય ત્યારે જ્ઞાતૃત્વ, જ્ઞેયત્વ, ભોક્તૃત્વ, ભોગ્યત્વ વિગેરે સર્વ માયિક ઉપાધિનો વિલય થાયછે કેમકે એ ધર્મો શુદ્ધ ચેતનમાં છે જ નહિ. તેથી એ સમયે આત્મા ત્રિવિધ દુઃખના અત્યંતાભાવનું અધિકરણ થાય એ વાત તો સાચી છે તથાપિ એમાં તથા બૌદ્ધમતપ્રમાણે શૂન્યરૂપ થઇ રહેવામાં કશો ભેદ દેખાતો નથી તે ભેદનું પ્રતિપાદન કરવા તથા કૈવલ્યનું સ્વરૂપ સ્ફુટ થવા દ્વિતીય દલનું ઉપાદાન છે. એ પદ એ અર્થનું બોધન કરે છે કે જો ઇચ્છા હોય તો ત્રિવિધ દુઃખના અભાવના જ્ઞાનપૂર્વક નિત્ય નિરતિશય સ્વરૂપાનંદનો ભોગ પણ તે મુક્તને મળી શકે. પોતે જીવન્મુક્ત થયા પછી દેહવિલય જ્યારે થાય છે ત્યારે ભૌતિક પ્રાણ વિગેરે જેનો ત્યાગ न तस्य प्राणा उत्क्रामन्ति (તેના પ્રાણ ઉત્ક્રાન્તિને પામતા નથી.) ઇત્યાદિ શ્રુતિવાક્યો બોધન કરેછે તેને છોડી દેછે તથા પોતે સૂક્ષ્મરૂપે ઈશ્વરસત્તાની મર્યાદાના સંધિમાં સ્થિત થાય છે તથા ત્યાં રહ્યો કૈવલ્ય, કેવલીભાવ વિગેરે શબ્દોથી બોધન થતા દષ્ટૃત્વના અનુભવપૂર્વક સ્વરૂપાનંદનો ઇચ્છાનુસાર ભોગ લેછે. ઇચ્છાની સમાપ્તિએ એ પદ છોડી સૂક્ષ્મ કળાને છાંડી શુદ્ધ સ્વરૂપે થઇ રહેછે. આમ હોવાથી મોક્ષમાં ભોક્તાનો અભાવ થવાથી સુખનો અભાવ છે વિગેરે આક્ષેપો દૂર થાયછે તથા વેદાન્તશાસ્ત્રપ્રતિપાદિત મોક્ષ શુદ્ધના શૂન્યભાવથી વિલક્ષણ છે એ સ્પષ્ટ થાય છે. એ સર્વનું અભિસંધાન કરી ગ્રંથમાં स्वरूपानंद એ દ્વિતીય પદનું ગ્રહણ છે.

આ પ્રમાણે પ્રતિપાદન કરેલા પ્રયોજનનું પ્રમાણ બતાવવા ગ્રંથકારે બે શ્રુતિવાક્યોનું પ્રદર્શન કર્યું છે. તેમાંની પ્રથમ શ્રુતિથી અજ્ઞાનની નિવૃત્તિ તથા તેથી થતા શોકરૂપ ત્રિવિધ દુઃખનો અભાવ કથન કરાયલો છે અને બીજી શ્રુતિથી સચ્ચિદાનંદરૂપ બ્રહ્મની પ્રતીતિરૂપ પ્રાપ્તિનું કથન કરાયલું છે.

આ પ્રમાણે અનુબંધચતુષ્ટયનું ટુંકે પ્રકારે સંક્ષેપે પ્રતિપાદન કરી હવે ઉક્ત લક્ષણલક્ષિત અધિકારીએ શું કરવું અર્થાત્ સાધન ચતુષ્ટયાદિની પ્રાપ્તિ પછી અધિકારીએ શું કર્તવ્ય છે તે કથન કરવા કહેછે.

अयमधिकारी जन्ममरणादिसंसारानलसंतप्तोदीप्तशिराजलराशिमिवोपहारपाणिः श्रोत्रियंब्रह्मनिष्ठंगुरुमुपसृत्यतमनुसरति ॥ तद्विज्ञानार्थंसगुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियंब्रह्मनिष्ठमित्यादि श्रुतेः ॥ ३० ॥

ભાવાર્થઃ—ઉક્તલક્ષણલક્ષિત અધિકારી જન્મ મરણ આધિ વ્યાધિ વગેરે જેનું સ્વરૂપ છે એવા પ્રવાહરૂપે વહેતા હોવાથી પ્રોત્ર રીતે સંસાર, સળગી પામેલા દાવાગ્નિથી અત્યંત

તપ્ત થવાથી યોગ્ય ઉપહાર હસ્તમાં ગ્રહણ કરી જેમ ગ્રીષ્મ ઋતુના પ્રચંડ સૂર્યના તીક્ષ્ણ રશ્મિથી દગ્ધ થતા મસ્તકવાળો પુરુષ શાંત હૃદનું સેવન કરે તેમ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુશ્રી સમીપ વિનયપૂર્વક ગમન કરી તેમની સેવા કરે. આ અર્થમાં બ્રહ્મતત્ત્વના વિશેષરૂપે જ્ઞાનને અર્થે તે અધિકારી જિજ્ઞાસુ પુરુષે સમિધ્ શબ્દથી ઉપલક્ષિત યોગ્ય ઉપહાર લેઈ શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ સદ્ગુરુપાસે જ જવું— ઇત્યાદિ શ્રુતિવાક્યો પ્રમાણરૂપ છે.

**उपहार॰**—શ્રી સદ્ગુરુપાસે રિક્ત હસ્તે જવાનો નિષેધ છે. શાસ્ત્રવચન કહેછે કે **रिक्तपाणिर्न सेवेत राजानं देवतां गुरुम्** પૃથ્વીપતિ રાજા, લોકપતિ વા ભુવનપતિ દેવતા તથા વિશ્વપતિ શ્રીસદ્ગુરુપાસે શૂન્ય હસ્તે જવું નહિ. આ પ્રમાણે હોવાથી ગ્રંથકારે આ પદ મુક્યું છે. **उप॰** ઉપહાર અર્થાત્ ભેટ હાથમાં લઇ. **दीप्तशिराजलराशिमिव**—આ પદોથી દૃષ્ટાંતનું પ્રદર્શન કર્યું છે **दीप्तशिराः** એટલે જેનું શિર અર્થાત્ મસ્તક દીપ્ત નામ પ્રજ્વલિત થયું છે અર્થાત્ નિદાઘાર્કકિરણવડે સંતપ્ત થયું એવો પુરુષ. **जलराशिम्** એટલે અતિશય શીતલ જલના સમૂહપ્રતિ.

**श्रोत्रियं ब्रह्मनिष्ठं**—આ બંને **गुरुम्** નાં વિશેષણ છે. **श्रोत्रियं** નો સાધારણ અર્થ તો વેદવેદાંગને પાર ગયેલા એ છે, છતાં પ્રકૃતમાં ઉપયુક્ત હોવાથી અહિં વેદાંતાર્થને પાર ગયેલા એ અર્થ છે. આ જ પ્રમાણે ટીકાકારો કહેછે કે **वेदांतार्थपारगत्वं वा भक्तोपयोगात्** અને તે યોગ્ય જ છે, કારણ કે વેદ તથા વેદાંગને રુડે પ્રકારે જાણનારનું અહિં કશું આવશ્યક નથી, એટલું જ નહિ પણ તેમનાથી કશો લાભ પણ પ્રકૃતમાં નથી. અહિં જે શ્રોત્રિય વિશેષણનું ગ્રહણ કર્યું છે તે અકામહતત્વ વગેરેનું ઉપલક્ષક છે, કારણ કે શ્રુતિમાં **श्रोत्रियोऽवृजिनोकामहतः**—જે શ્રોત્રિય છે, જે બ્રહ્માનંદથી અર્વાચીન આનંદમાત્રમાં વૈતૃષ્ણ્યવાળા છે તથા જે વિહિત પ્રવૃત્તિને કરનાર હોવાથી નિષ્પાપ છે ઇત્યાદિ વાક્યોમાં અકામહતત્વ તથા અવૃજિનત્વ એ બેનું પણ શ્રોત્રિય સાથે ઉપાદાન દેખાય છે. **ब्रह्मनिष्ठम्** એટલે બ્રહ્મતત્ત્વમાં જેમની અત્યંત સ્થિતિ થયેલી છે. આ પદથી એ કહ્યું છે કે જેમણે દૃઢ અપરોક્ષ તત્ત્વજ્ઞાન મેળવ્યું છે અર્થાત્ તત્ત્વજ્ઞાન, વાસનાક્ષય અને મનોજય એ ત્રણે જેને સિદ્ધ છે અને તેથી જેમની બ્રહ્મતત્ત્વમાં દૃઢ સ્થિતિ થઇ ગઈ છે તે.

આ બે વિશેષણોથી ગ્રંથકારે એ અર્થ સ્ફુટ કર્યો કે અધિકારી સાધકે ગ્રંથજ્ઞાનમાં કુશલ વા ષટ્શાસ્ત્રના નૈરંતર્યે કરેલા અધ્યયનથી કીરવત્ તેનું ઉદ્ગિરણ કરનાર પુરુષને ગુરુ સમજી તેની પાસે તત્ત્વજ્ઞાનની આશાથી જવાનું નથી. તેમ જ હાથમાં દોઢ શેરના ભારના હળીઆના માળાના મણકા અનુક્રમે મુકનારપાસે કે મુખથી **सर्वं खल्विदं ब्रह्म** આ સર્વ બ્રહ્મરૂપ છે, **हरिरेव जगद् जगदेव हरिः** જગત્ હરિથી અનન્ય છે અને હરિ એ જ જગત્ છે ઇત્યાદિ વચનોને વદનારપાસે, કે દક્ષિણ, ગાર્હપત્ય, આહવનીય, આવસથ્ય અને સભ્ય એ પાંચ અગ્નિને રાખી તેમાં મંત્રપૂર્વક નિરન્તર આહુતિ આપ્યા કરનારપાસે, કે

પ્રચણ્ડ સૂર્યના તાપમાં, વર્ષાકાળમાં વૃષ્ટિમાં તથા શીતકાળમાં હૃદોમાં બેશી તપ કરનાર પાસે, કે કીમીઆ વગેરેના પ્રયોગો કરનારપાસે, કે મારણાદિ ષડ્વિધ પ્રયોગવાળા મંત્ર શાસ્ત્રમાં કૌશલ્ય બતાવનાર મંત્રશાસ્ત્રિપાસે કે આંગળીના વેઢાપર વા પાટીપર આંકડા માંડી ગ્રહોની સ્થિતિ નક્કી કરી ગ્રહોનાં બલાબલ વગેરેનો વિચાર કરી શુભાશુભ વિવિધ ફલોને કથન કરવામાં નિપુણ પુરુષપાસે, કે સાંજ પડે કે પાટલાપર પોથી માંડી શ્રોતાઆગળ કથાવાર્તા કરનારપાસે, કે તીવ્ર, મંદ, મધ્યમ સ્વરોથી તાલસહિત વા તાલરહિત ભૈરવાદિ રાગોને કણ્ઠ, ઉર વા મસ્તકથી ઉઠતા સ્વરોવડે વિવિધ લયમાં ગાનારપાસે, કે એવા જ ઇતર જનપાસે, તેમને ગુરુરૂપે જાણી જવાનું નથી. તેમ જ જે મહાત્માઓ પોતે અંતઃકરણ, સ્વભાવ વગેરેનો જય કરી તત્ત્વજ્ઞાનને પામ્યાં છે પણ ઉત્થાનાવસ્થાને ન સેવતાં જેઓ સ્વતઃ વા સ્વતઃ પરતઃ ઉભયતઃ ઉત્થાનરહિત ભૂમિકામાં પ્રવેશ કરી ગયા છે વા જેઓ જીવન્મુક્ત થયા પછી ઉન્મત્તવત્ વા પિશાચવત્ સ્થિતિને સેવેછે તેમની પાસે પણ આ સાધક અધિકારીને જવાનું નથી. કારણ કે આ સર્વ એને માટે વિશેષતઃ ઉપયુક્ત નથી. એણે તો જે મહાત્મા પુરુષ મનોજય, વાસનાક્ષય તથા તત્ત્વજ્ઞાનને રુડેપ્રકારે પામેલા છે છતાં જેમણે જ્ઞાનની ષષ્ઠી વા સપ્તમી ભૂમિકામાં લોકાનુસંગ્રહાર્થે પ્રવેશ કર્યો નથી પણ જેઓ પોતે વેદાન્તના અર્થને રુડેપ્રકારે જાણનાર છતાં તેને યુક્તિપુરઃસર સામાના અંતઃકરણમાં શિષ્યની બુદ્ધિ વગેરેનો વિચાર કરી દૃઢ સ્થાપવા સમર્થ છે તથા જેઓ અધિકારીઓને સાધનોના અનુષ્ઠાન કરાવવામાં નિપુણ છે તેવા આચાર્યધોરેયપાસે જ જવું ઉચિત છે. આ જ અર્થ કથન કરવા શાસ્ત્રમાં શ્રોત્રિય તથા બ્રહ્મનિષ્ઠ એવાં બે વિશેષણો શ્રીસદ્ગુરુનાં આપ્યાં છે. જો માત્ર બ્રહ્મનિષ્ઠ કહે તો ષષ્ઠી, સપ્તમી ભૂમિકામાં પ્રવેશ કરી ગયેલા મહાત્માઓપર અતિવ્યાપ્તિ, આવે અને જો બ્રહ્મનિષ્ઠ પદ મુકી દે તો શાસ્ત્રના વાચકજ્ઞાન માત્રને પામેલા પર અતિ વ્યાપ્તિ આવે. એ બંને ન થવા દેવા બંને વિશેષણોનું ગ્રહણ છે. આ બે વિશેષણો બરાબર લગાડી તપાસતાં વિવેકીને સહજ જણાશે કે આજકાલ વધી પડેલી કાષાય વસ્ત્રવાળી કેટલી વિધવા ગુરુપદને યોગ્ય છે.

અહિં એ શંકા થશે કે જે અધિકારીને વૈરાગ્યાદિ સિદ્ધ છે તે વાચકજ્ઞાનીને ગુરુરૂપ કરી સ્થાપે તો શી હાનિ છે? અર્થાત્ તેના વાચકજ્ઞાની ગુરુ હોય એમાં શો દોષ? કારણ કે એ અધિકારીએ તો માત્ર તત્ત્વમસિ ઇત્યાદિ મહાવાક્યોનું જ્ઞાન મેળવવું છે અને એ તો વાચક જ્ઞાનવાળાપાસેથી પણ મળી શકતું સંભવે છે. એનો ઉત્તર આ પ્રમાણે. જગતનો સાધારણ વ્યવહાર જોતાં પણ એ સ્પષ્ટ જણાય એમ છે કે શિષ્યકરતાં ગુરુમાં વિશેષતા હોવી જોઇએ. જે પુરુષમાં વિશેષતા હોતી નથી તેને વિષે ગુરુબુદ્ધિ જ થતી નથી. એ નિયમથી જોતાં પણ એ સિદ્ધ થાય છે કે ફક્ત વિશેષણવિશિષ્ટ અધિકારીના જે ગુરુ શાસ્ત્ર વિધાન કરે તે ગુરુ એ અધિકારીકરતાં શ્રેષ્ઠ પંક્તિના હોવા જોઇએ. આટલાથી પણ એ સમજાય છે કે જ્યારે અધિકારી વૈરાગ્યવાન્ તથા ઉપાસનાની ઉપાસનાવાન્ત્યારે તેની બુદ્ધિ જે પુરુષને ગુરુતા અંગીકાર કરે તે પુરુષ વૈરાગ્યવાન્સિદ્ધિમાન્ હોય તથ

તેથી પણ કંઈ વિશેષતાવાન્ હોવા જોઇએ. તો એ પુરુષનું માત્ર વાચિકજ્ઞાન જ હોય તો એના વિષે અધિકારીની બુદ્ધિ ગુરુત્વનો અંગીકાર જ ન કરી શકે. અહિં એ કહેવું વ્યર્થ છે કે અધિકારીને મહાવાક્યનો અર્થ માત્ર જાણવાનો છે અને તે અર્થ પોતે જાણતો નથી તથા વાચિકજ્ઞાની પુરુષ જાણે છે તેથી એ પુરુષમાં મહાવાક્યના વાચિકજ્ઞાનરૂપ વિશેષતા છે તેથી એ ગુરુ થઈ શકે. કારણકે પ્રથમ તો અધિકારીને એવા પુરુષવિષે ગુરુત્વ બુદ્ધિ જ થવાની નહિ. કારણ કે પોતે માહાત્મ્યના લક્ષણરૂપ જે વૈરાગ્ય ને ષટ્ સંપત્તિ તેમાં એ પુરુષથી અધિક હોવાથી એ પુરુષવિષે તેની નિકૃષ્ટતાબુદ્ધિ જ ઉદય થવાની, અર્થાત્ જ્યારથી શાસ્ત્રમાં ગુરુપાસે જવું એમ ગુરુપદનું ગ્રહણ કર્યું છે ત્યારથી જ શાસ્ત્રનો અભિપ્રાય એવો સિદ્ધ થાય છે કે એ પુરુષ વૈરાગ્યાદિ સર્વ માહાત્મ્યનાં લક્ષણમાં અધિકારી પુરુષથી અધિક હોવો જોઇએ. ગુરુ શબ્દનો અર્થ સ્પષ્ટ કરતાં શાસ્ત્રમાં એવી આખ્યાયિકા જણાય છે કે એક પ્રસંગે ઈશ્વર તથા ગુરુ એ બેમાં ગુરુત્વ કોનું છે એ નિર્ણયાર્થે એને ત્રાજવામાં મુક્યા તેમાં ઈશ્વરનું ત્રાજવું ઉચ્ચું ચઢ્યું. યદ્યપિ આ કેવલ અર્થવાદ વાક્ય છે છતાં એ આખ્યાયિકા શાસ્ત્રકારોનો આશય સ્પષ્ટ કરેછે કે ગુરુ ઈશ્વરથી પણ અધિક છે. તેમ જ શિવ રુષ્ટ થાય ત્યારે ગુરુ ત્રાણ કરી શકે છે પણ ગુરુ રુષ્ટ થાયછે ત્યારે ઈશ્વર પણ રક્ષી શકતા નથી ઇત્યાદિ શાસ્ત્રવચનો પણ એ જ અર્થને દૃઢ કરેછે. તેથી શાસ્ત્રકારોનો અભિપ્રાય સ્ફુટ રીતે માલમ પડેછે કે કેવલ વાચિકજ્ઞાની ગુરુરૂપે તેમને અભિપ્રેત નથી. આટલું જ નહિ પણ અધિકારીને કેવલ મહાવાક્યનો અર્થ જાણવાનું અવશિષ્ટ છે એ વાત પણ અસિદ્ધ છે. મોક્ષનાં બે મુખ્ય સાધન જે વૈરાગ્ય અને અભ્યાસ તેમાંથી અધિકારી પુરુષને તો પ્રથમ જ સિદ્ધ છે. દ્વિતીય સાધન જે અભ્યાસ તે આખું અવશિષ્ટ છે. એ સાધનના જ વિભાગ કરી શ્રવણ, મનન અને નિદિધ્યાસન અંગો શાસ્ત્રમાં કહ્યાં છે. તેથી અધિકારીને એ ત્રણે અવશિષ્ટ છે. એ ત્રણ અને તેમાં મુખ્યત્વે કરીને નિદિધ્યાસન વાચિકજ્ઞાની ગુરુની શક્તિથી બહાર છે કારણ કે તે એ સાધનવિરહિત છે. તેથી આ પક્ષે પણ વાચિકજ્ઞાની ગુરુ અયોગ્ય છે એ સ્પષ્ટ રીતે સિદ્ધ થાય છે. ખરૂં જોતાં તો પૂર્વે પ્રતિપાદન કરી ગયા તે પ્રમાણે અધિકારની પ્રાપ્તિ જ ગુરુવિના થતી નથી. તેમ જ જે મહાત્માઓરૂપ અધિકારની પ્રાપ્તિ કરાવી આપવા સમર્થ છે તે મહાત્મા જ પ્રાયશઃ તેને જ્ઞાનનાં સાધનોના ઉપદેષ્ટા થાય છે તથા થઇ શકેછે. તેથી અધિકાર પ્રાપ્ત કર્યા પછી કાંઇ નવા ગુરુ જ્ઞાનમાટે કરવાના નથી, પણ અધિકાર પ્રાપ્ત કરી આપનાર સદ્ગુરુશ્રીપાસે જ સોપહાર જઈ જ્ઞાનસાધનની યાચના કરવાની છે. અધિકાર પ્રાપ્ત કરી આપનાર ગુરુ પૂર્વે પ્રતિપાદન કરી ગયા છીએ તેમ ઈશ્વરથી પણ અધિક છે. તેથી ખરું જોતાં તો ઉક્ત શંકાનો અહિં અવકાશ જ પ્રાયશઃ નથી આવતો. છતાં કોઇ પ્રસંગે જ્યાં અધિકાર એક જન્મમાં પ્રાપ્ત કર્યો હોય અને પછી સાધકનો દેહ પડ્યો હોય તો પછી અન્ય જન્મમાં તેને અવશિષ્ટ જ્ઞાનસાધનમાટે ગુરુ કરવા પ્રાપ્ત થાયછે. તે પ્રસંગે એ વાચિકજ્ઞાની હોય તો ચાલે કે કેમ એ શંકા કદાચ પ્રાપ્ત થઇ શકે તો એ સમયે પણ એ જ સિદ્ધ થાયછે કે એવા માણસ એ અર્થે કેવલ નિરર્થક છે અર્થાત્ ગુરુપદને તદન અયોગ્ય છે. ખરૂં જોતાં અ-

ધિકારીનાં વિશેષણોમાં અંતઃકરણશુદ્ધિ તથા 'સાધનચતુષ્ટય'એવા બે વિભાગ અહિં પણ પડેછે. એ બેમાં અંતઃકરણની શુદ્ધિ પૂર્વજન્મની સિદ્ધ હોય તો ચાલેછે. પણ સાધન ચતુષ્ટય તો વર્તમાન જન્મમાં જ સિદ્ધ કરવાં પડેછે. એની પૂર્વ જન્મમાં કરેલી સિદ્ધિ ચાલતી નથી. ફેર એટલો છે કે જે સાધકે પૂર્વ જન્મમાં વૈરાગ્યાદિ સિદ્ધ કરેલાં હોય છે તેવા શ્રીશુકાદિજેવાને આ જન્મમાં અલ્પ પ્રયત્નથી એ સાધનો જાગ્રત્ થાય છે, જેથી તેને અલ્પાયાસે એની અભિવ્યક્તિરૂપ સિદ્ધિ થાયછે, અને જે સાધકને પૂર્વ જન્મનાં સિદ્ધ નથી હોતાં તેને ઘણું પુરુષાર્થ કરી એ સિદ્ધ કરવાં પડે છે. તથાપિ સર્વને વર્તમાન જન્મમાં એ સ્થિતિનો સ્ફુટ અનુભવ જોઇએ. અને એ અનુભવમાટે ઉપાયની જરૂર છે. પછી તે ઉપાય પૂર્વસિદ્ધને અભિવ્યક્ત કરવા રૂપ ફલવાળો કે નવીન સંસ્કારોને પાડવારૂપ ફલવાળો હોય એ જૂદી વાત છે. આમ હોવાથી બંને પ્રકારના સાધકમાટે અધિકારની પ્રાપ્તિમાટે જ વર્તમાન જન્મમાં શ્રીસદ્ગુરુની સાહાય્ય લેવી જરૂરની છે તેથી પુનઃ એ જ પ્રાપ્ત થાય છે કે એ પક્ષે પણ ઉક્ત શંકાનો બહુ જ થોડો અવકાશ છે અને ત્યાં પણ ઉક્ત ઉત્તર છે જ, તેથી સર્વથા એ જ સિદ્ધ થાય છે કે વાચિકજ્ઞાની ગુરુરૂપે હોવો ઘટતો નથી. પણ જે પુરુષે બ્રહ્મતત્ત્વનો સાક્ષાત્કાર કર્યો છે તે જ પુરુષ મહાત્મા સદ્ગુરુરૂપે વિવક્ષિત છે. ઉત્તર વાક્યમાં ઉદાહૃત શ્રુતિથી પણ આ જ અર્થ સ્પષ્ટ નીકળેછે તે આગળ સમજાશે.

अनुसरति—અનુસરેછે, સેવેછે. ઉપસત્તિશબ્દ સમીપગમનનો વાચક છે અને અનુસૃતિ યથોક્તકારિત્વરૂપ સેવનનો વાચક છે.

समित्पाणिः—સમિધ્ હસ્તમાં લેઇને. અહિં સમિધ્ શબ્દ ગુરુને અનુરૂપ ઉપહારનો ઉપલક્ષક છે.

इत्यादिश्रुतेः—આ આદિ શ્રુતિથી. આદિપદથી अर्चावान् पुरुषोवेद—અર્ચાવાળો પુરુષ બ્રહ્મતત્ત્વને જાણેછે–વિગેરેનું ગ્રહણ કરાય છે.

આ વાક્યથી એ કહ્યું કે જેમ કોઇના મસ્તકે અતિશય દાહ થતો હોય તે પુરુષ દાહશાન્તિને અર્થે અત્યંત શિશિર જલનું સેવન કરેછે તેમ જ સંસારરૂપ અતિતીવ્ર અગ્નિથી જે સંતપ્ત થયોછે એવો આ અધિકારી હાથમાં ઉપહાર ગ્રહણ કરી શ્રોત્રિય બ્રહ્મનિષ્ઠ શ્રી સદ્ગુરુની પાસે જાય છે તથા તેમના પ્રસાદની સંપ્રાપ્તિઅર્થે તેમની સેવા કરેછે તથા તેમની અર્ચા એટલે પૂજન કરેછે. યદ્યપિ આ વાક્યમાં અનુસરેછે ઇત્યાદિ પ્રયોગ છે તથાપિ તે ઉપરથી 'તેમ કરવું,' એ પ્રકારનો વિધિ ગમ્યમાન થાય છે. તેથી એ ઉપરથી એ અર્થ નીકળે છે કે મોક્ષની ઇચ્છા રાખનાર પુરુષે અધિકારની સંપ્રાપ્તિ કર્યા પછી શ્રીસદ્ગુરુપ્રસાદ પ્રાપ્ત કરવો. એ પ્રસાદ પ્રાપ્ત કરવા અનુસરણ એટલે શરીર, મન તથા વાણીવડે તેમની અનુવૃત્તિ કરવી તથા તેમનું શ્રદ્ધાભક્તિથી યજનપૂજન કરવું એ સાધનછે. ત્યાં શરીરપરથી એ પુરુષને વિરક્તિ સિદ્ધછે તેથી શરીરથી પ્રત્યક્ષ શ્રીસદ્ગુરુનું દાસ્ય કરવું એ શરીરકૃત અનુવૃત્તિ છે. વાણીથી તેમનાં કથનાદિ કરવાં વા પોતે શ્રીમુખે જે આજ્ઞા કરે તેને જ વાણીમાં ધારણ કરી રાખવું એ વાણીકૃત અનુવૃત્તિ છે. મન વા અંતઃકરણ-

થી તેમનું વા પોતે જે આજ્ઞા કરે તેનું જ સ્મરણચિંતનાદિ કરવું એ અંતઃકરણકૃત અનુવૃત્તિ છે. આ ત્રિવિધ અનુવૃત્તિ એ આ અધિકારીમાટે અધિકારપ્રાપ્તિપછી કર્તવ્ય સાધન છે. યદ્યપિ આ પ્રકારની શ્રીસદ્ગુરુભક્તિ આરંભમાં જ કર્તવ્ય છે કારણ કે ત્યાર વિના અધિકારની પ્રાપ્તિ થતી નથી, છતાં અધિકારની પ્રાપ્તિપૂર્વે એ સાધકને વૈરાગ્યની યથાર્થ સિદ્ધિ હોતી નથી, અને જ્યાં સુધી વૈરાગ્યની સિદ્ધિ નથી ત્યાંસુધી દેહઉપરનું મમત્વઅભિમાન ગલિત થયું નથી તેથી શરીરદ્વારા થતા દાસ્યની યથાર્થ સિદ્ધિ થતી નથી. તેમ જ વૈરાગ્યપૂર્વે શમાદિસંપત્તિ પણ અપ્રાપ્ત હોય છે તેથી વાણી તથા અંતઃકરણદ્વારા યથાર્થ અનુવૃત્તિ થવી પણ અશક્ય છે, તેથી તથા શ્રવણાદિ સર્વ સાધનોના હેતુભૂત પણ આ છે તેથી આ સાધનનું ગ્રંથકારે તથા શ્રુતિવાક્યે અત્ર કથન કર્યું છે તે યોગ્ય જ છે. અધિકારની સંપ્રાપ્તિ કર્યા પછી શ્રીસદ્ગુરુનું અનુસરણ કર્તવ્ય છે એ અર્થને દૃઢ કરનાર આખ્યાયિકાઓ પણ દેખાયછે. શ્રી વ્યાસના પુત્ર શુકદેવજી તીવ્ર વૈરાગ્ય થયા પછી તત્ત્વજ્ઞાનાર્થે શ્રીજનક રાજાપાસે ગયા હતા. ત્યાં દ્વારપાલદ્વારા પોતાના આગમનના સમાચાર શ્રીજનકને મોકલ્યાથી જનક રાજાએ પોતે આવેછે, ઉભા રહો એવા અર્થનો સંદેશ દ્વારપાલદ્વારા એમને કહાવ્યો. આ આજ્ઞાને શબ્દશઃ પાલન કરી શ્રીશુક દ્વારઆગળ જ શ્રીજનક રાજાના આગમનપર્યન્ત અર્થાત્ સાત દિવસપછી શ્રી જનકરાજા ત્યાં આવ્યા ત્યાં સુધી બેસવાની, ખાવાની, પીવાની વિગેરેની વૃત્તિ પણ કર્યા વિના ઉભા જ રહ્યા. ત્યાર પછી શ્રીજનક રાજા આવી તેમને અત્યંત સંમાનથી મંદિરમાં તેડી ગયા. ત્યાં પણ શ્રીશુકદેવજીએ શ્રી જનક રાજાની અતીવ કઠિન આજ્ઞાઓનું શબ્દશઃ પાલન કર્યું છે. આ વિગેરે વિવિધ આખ્યાયિકાઓ શાસ્ત્રમાંથી સૌને પ્રસિદ્ધ છે, એથી પણ અત્ર કથિત અર્થ જ સમર્થિત થાય છે.

આપ્રમાણે આ વાક્યથી અધિકારીનું કર્તવ્ય કહ્યું અર્થાત્ શ્રીસદ્ગુરુના પ્રસાદની પ્રાપ્તિ થાય તેવાં સાધનોનું અનુષ્ઠાન એણે કરવું એ શ્રુતિરૂપ પ્રમાણને અનુસાર ગ્રંથકારે બોધન કર્યું. હવે એ પ્રસાદથી શ્રી સદ્ગુરુ જે ઉપદેશ કરેછે કે જેથી તત્ત્વજ્ઞાન થાય છે એ વિગેરે અર્થાત્ એ પ્રસાદથી થતું મહિષ્ઠ ફલ પ્રતિપાદન કરેછે તથા તદ્દ્વારા શ્રીસદ્ગુરુનો સંપ્રદાય–પદ્ધતિ–અત્યંત સામાન્યરૂપે કથન કરેછે.

(અપૂર્ણ).

---

# ॥ श्रीत्रिभुवनविजयीखड्ग ॥

( અનુસંધાન વર્તમાન ૨૫ના પૃષ્ઠ થી ).

ચાલતાં એકાએક હર્ષ થતો હોય એમ હૃદયમાં ભાસવા લાગ્યું. કારણ પ્રતીત થયા વિના જ ચિત્તમાં પ્રસન્નતા જણાવા લાગી. દક્ષિણ અંગ તથા નેત્ર સ્ફુરવા લાગ્યાં. આસપાસ દૃષ્ટિ કરતાં મનુષ્ય માત્ર જણાતું ન હતું. ધણીને ઘેર રાત્રે ન રહેનારી અને જ્યાં ત્યાં ચરી ખાનારી હરાઇ ગાયોનું ટોળું પોતાના તરફ આવતું જોઇને મનમાં આનંદ માનવા લાગ્યો. શુભ શકુનનું સ્મરણ થવાથી તથા સર્વ શુભ ચિહ્નો થતાં પ્રતીત થવાથી મનમાં વિચાર કરવા

લાગ્યો કે અરે! આજે મને શો લાભ થવાનો સમય આવ્યો છે? મારા જેવા મોટી આશાવાળાને આ જગતનો કયો પદાર્થ મળવાથી લાભ ગણાય એમ છે? રાજ્યસત્તા તથા ધનાદિ પદાર્થો મારા વિચારથી ક્ષુદ્ર છે. કદાચિત્ મારી ધારણા પાર પડવાનો આ સમય આવ્યો હોય અને મને ત્રિભુવન વશ વર્તાવવાનું કાંઈ અલૌકિક બલ મળવાનું હોય અથવા મેં સ્વપ્નમાં દીઠેલી સ્ત્રી અર્થાત્ કન્યા પ્રાપ્ત થવાની હોય. ભલે જે થવાનું હોય તે થાઓ. હવે મારે એ સંબંધમાં અધિક વિચાર કરવાનું પ્રયોજન નથી. જે કાંઇ શુભાશુભ ફળ મળવાનું હશે તે મારા સમીપ જ આવનાર છે એટલે મિથ્યા ચિત્તમાં ચંચલતા આણવાની આવશ્યકતા નથી.

આ પ્રમાણે વિચાર કરતો નગરમાં પ્રવેશના દ્વારસમીપ આવી જુએ છે તો દ્વાર બંધ દીઠાં. દ્વાર બંધ જોવાથી વિચારે છે કે અરે! આ તે વસતિવાળું નગર છે કે ઉજડ છે? સૂર્યોદય થવાનો લગભગ સમય થયો છે તોપણ કોઇ મનુષ્યની આવ જા થતી નથી. માર્ગમાં મેં ઘણાં નગર જોયાં છે તો ત્યાં આથી પૂર્વે પણ પ્રવેશનાં દ્વાર ઉઘડેલાં રહેતાં તેમ જ પ્રવાસીઓ તથા નગરવાસી જનો પ્રવેશતા તથા નિકળતા જણાતા, તેમાંનું કાંઇ અત્ર જણાતું નથી એ આશ્ચર્યવત્ છે. આમ છતાં પણ આ નગર ઉજડ હોય એમ ભાસતું નથી, કારણ કે જ્યાં ત્યાં નવીન ધ્વજાઓ ચઢાવેલી જણાય છે. નગરમાં મનુષ્યોના શબ્દનો સામાન્ય ઘોંઘાટ થતો હોય એવો ધ્વનિ કાને આવે છે.

આ પ્રમાણે વિચાર કરતો દ્વારસમીપ ઉભો છે એટલામાં વિવિધ વાદ્યંત્રના નાદ થતા સંભળાવા લાગ્યા અને દ્વારસમીપ આવતાં મનુષ્યોના શબ્દ વેગથી સંભળાવા લાગ્યા. થોડી વારમાં તો એકાએક 'જય જય મહારાજ'! એવી જનોની ગર્જનાસહ દ્વાર ઉઘડ્યાં, અને તે વીરવિજયઉપર તે દ્વારમાંથી પ્રવાહની પેઠે વેગથી નિકળી આવતાં મનુષ્યોએ પુષ્પની વૃષ્ટિ કરવા માંડી. તેની આસપાસ થોડી ક્ષણમાં સહસ્ત્રાવધિ મનુષ્ય વીંટાઇ વળ્યાં, અને એટલાં પુષ્પ તેના ઉપર પડ્યાં કે જાણે એ પુષ્પથી તે દટાઈ જશે કે શું એવો તેને ભાસ થયો. પણ એટલામાં એક મુખ્ય પુરુષ જે મોટો વૈભવી પ્રતીત થતો હતો તેણે આવીને વીરવિજયને સંમાનથી નમન કર્યું, અને હાથ ઝાલીને ત્યાંથી નગરના દ્વારમાં પ્રવેશ કરાવ્યો. અંદર જઇને જોતાં વીરવિજયને મોટી સ્વારીની ધામધુમ જણાઈ. પછી પેલા પ્રમુખ પુરુષે વીરવિજયને એક મોટા મદમલિન હસ્તી ઉપર ચઢાવેલી સુવર્ણની રત્નજડિત અંબાડીમાં બેસવા તથા નવીન વસ્ત્રાલંકાર પહેરવા પ્રાર્થના કરી. વીરવિજય પણ આશ્ચર્યમાં ગરકાવ થયેલો હોવાથી કંઇ પણ પૂછપરછ કરયા વિના જે થાય તે અનુભવવાના નિશ્ચયથી રાજવંશી દિવ્યસરખા વસ્ત્રાલંકારને પહેરીને હાથીઉપર આરૂઢ થયો. તત્ક્ષણ તેને મસ્તકે ચામરોનાં વ્યજન થવા લાગ્યાં. 'શ્રીમન્‌મહારાજનો જય જય થાઓ' ઇત્યાદિ મંગલપ્રદર્શક શબ્દોના આગળપાછળ ઘોષ થવા લાગ્યા. શસ્ત્રધારી પાળા તથા સ્વારોવડે તેમ જ ઉત્તમ ઉત્તમ રથ તથા હસ્તિઓવડે શોભતી સ્વારી ક્રમપ્રમાણે ચાલવા લાગી. ભાટચારણાદિ કવિજનો મંગલરૂપ કાવ્યવડે સ્તુતિ કરતા આગળ વધતા હતા. બે બાજુએ નગરીની પ્રજા પ્રસન્ન વદનથી જય જય વદતી, નમન કરતી પુષ્પથી વધાવતી વીરવિજયનાં દર્શન કરતી હતી. અટારીઓમાંથી કોઇ કુલાંગનાઓ અંતઃપટમાંથી ઝપુબારથી

જોતી હતી, અને સામાન્ય કુલની સ્ત્રિયો તો બારીઓમાંથી પુષ્પ વધાવતી હતી. ગૃહે ગૃહે અવર્ણનીય શોભા કરેલી પ્રતીત થતી હતી. રાજમાર્ગોમાં કરેલી શોભાથી મહોત્સવનું ભાન થતું હતું; પણ વીરવિજય તો જેમ કોઈ ભગવદ્ભક્ત ઈશ્વરની માયાને ઉદાસીનવત્ રહ્યો જુએ છે તેમ જોતો હતો. રાજમાર્ગેથી ફરતી સ્વારી રાજદ્વારઆગળ આવીને અટકી, અને નાના પ્રકારથી શોભાયુક્ત કરેલા સભામંડપના દ્વારઆગળ આવીને વીરવિજયના હસ્તીને બેસાડ્યો. માંગલિક શબ્દોના ઘોષપૂર્વક, આગળપાછળ વેદમંત્રવડે શાંતિપાઠ ભણનારા પવિત્ર બ્રાહ્મણો સહવર્તમાન સભામંડપમાં પ્રવેશ કર્યો. દિવ્યસરખા રચી રાખેલા રાજ્યાસનઉપર વીરવિજયને બેસાડ્યા અને વિધિપ્રમાણે રાજ્યાભિષેક કર્યો. આસપાસ સભામંડપમાં રચી રાખેલા આસનઉપર ક્રમપ્રમાણે પ્રધાનાદિ રાજ્યના સ્તંભરૂપ પુરુષો બેઠા. એ સમયે જે શોભા વીરવિજય જોતો હતો તે અવર્ણનીય હતી. આ સઘળું પ્રતીત થાયછે તે સ્વપ્નછે કે સાચું છે એવો શંકાપૂર્વક મોહ થતો હતો. આ ક્ષણપર્યંત કોઇસાથે વીરવિજય એક શબ્દ પણ બોલ્યો ન હતો.

પ્રધાનાદિ પ્રમુખ પુરુષો અને સઘળી પ્રજા એકસરખી રીતે વીરવિજયનાં રૂપસૌંદર્યની સ્તુતિ કરતાં હતાં અને વિશેષમાં પરસ્પરપ્રતિ એમ કહેતાં કે આ આપણા ઉપર આ ક્ષણથી રાજ્ય કરવા પ્રકટેલો પુરુષ કોઇ મનુષ્ય નથી પણ સ્વર્ગલોકથી ઉતરેલો કોઈ દેવ છે.

રાજ્યાભિષેક થતાં જ વીરવિજયની આણ વર્તાવવામાટે તથા શબ્દઉપરથી જ્ઞાનજાતિઆદિનું અનુમાન કરવા નિમિત્તે પ્રધાને શ્રીવીરવિજયચંદ્રને તેનું નામ પૂછ્યું. નિઃશંક થયેલા તે વીરવિજયચંદ્રે પોતાનું નામ કહ્યું. તે પ્રમાણે નગરમાં આણ વર્તાવી. નામથી પણ સર્વ સુજ્ઞ પ્રસન્ન થયા અને જેવું નામ તથા રૂપ છે તેવા જ ગુણ પણ હશે એમ પોતપોતાના મનમાં સર્વ વિચારવા લાગ્યા.

બ્રાહ્મણોદ્વારા થવા યોગ્ય સઘળી ક્રિયા થઈ રહ્યા પછી પ્રધાને વીરવિજયને રાજ્યભવનમાં પ્રવેશવાની પ્રાર્થના કરી. આસપાસ વેદઘોષ કરતા બ્રાહ્મણોસહિત રાજ્યભવનના વિશાલ ચોકમાં આવીને ઉભા. તે સમયે પોતાના ભાગ્યની સ્તુતિ કરતી, વીરવિજયના દિવ્યસરખા રૂપથી વિસ્મય થતી મોહવશ થયેલી રાજકન્યાએ અમૂલ્ય મુક્તાની માલાસહિત તૈયાર કરી રાખેલી પુષ્પની ભવ્યમાલા વરમાળરૂપે વીરવિજયના કંઠમાં ઉપરથી આરોપી. ઉપર નાંખ્યા છતાં વીરવિજયના કંઠમાં જેમ કોઇ સમીપ રહી આરોપે તેની પેઠે આવી પડેલી માલા જોઇને આશ્ચર્યસાથે ઉપર દૃષ્ટિ કરીતો આછા અભ્રવડે આચ્છાદિત સૂર્યસરખી પ્રભાવાળું સૂક્ષ્મ વસ્ત્રપટથી આચ્છાદિત રાજકુંવરીનું મુખબિંબ દૃષ્ટિએ પડ્યું, અને તેથી સદ્ય મોહવશ થતો, આશ્ચર્ય પામતો નીચી દૃષ્ટિ કરી સ્તંભિતભાવને પ્રાપ્ત થઇ ઉભો રહ્યો. એ જ ક્ષણથી પરસ્પરની વૃત્તિ પરસ્પરમાં પ્રાપ્ત થવાથી તેઓ એકબીજાસાથે બંધાયાં હતાં; માત્ર લોકરૂઢિથી જ વસ્ત્રના છેડા ગાંઠવાના શેષ રહ્યા હતા. જેની મનોવૃત્તિ રાજકન્યાવડે હરાઈ ગઈ છે એવો વીરવિજયચંદ્ર તે રાજકન્યાની ચિત્તવૃત્તિ હરીને પ્રધાનને આગળ કરી તેની પ્રેરણાથી પુનઃ સભામંડપમાં આવી રાજ્યાસને બેઠો.

પ્રધાને સર્વ સભા શ્રવણ કરે એવે પ્રકારે વીરવિજયપ્રતિ હસ્ત જોડી વિનયથી આ પ્રકારનાં વચનો કહ્યાં.

સ્વસંકલ્પથી સાવધાનતાથી અર્પણ કરનાર પુરુષ તત્ક્ષણ સ્વસંતોષને અનુભવે છે, અને આપ્તવાક્યમાં વિશ્વાસવડે પોતાના વિધિવડે અર્પણ કરેલા પદાર્થોને લોકભ્રમણની સ્થિતિપર્યંત વ્યવસ્થાપક ઈશ્વરની સત્તાથી દાતા જ્યાં ત્યાં પુનઃ પ્રાપ્ત કરી શકેછે. એ નિશ્ચયથી જેમ રક્ષેલા પદાર્થ રક્ષકને પ્રાપ્ત હોય છે તેમ પોતાને દાન કરેલા પદાર્થો પ્રાપ્ત થશે એ આશાથી પણ રક્ષણતુલ્ય સંતોષ માને છે. જેથી રક્ષણનો દાનમાં અંતર્ભાવ સમજે છે. અને મરણપર્યંત સ્વસત્તાથી ન અર્પાયલા એવા રક્ષાયલા પદાર્થોથી અભિમાની પૃથક્ થાય છે જેથી તે શેષ પદાર્થોને નાશરૂપ ગતિવાળા માનેછે. કારણ કે સાવધાનપણે સંકલ્પ કર્યા વિના તેમ જ ઇચ્છાપૂર્વક અર્પણ કર્યા વિના નિરુપાયે પાછળથી કોઈ પણ પોતાના સત્તાસામર્થ્યથી લે તો તે પણ ચોર અગ્નિ કે રાજાવડે હરાયલા પદાર્થોની પેઠે નાશરૂપ જ ગણાય છે.

જે મનુષ્યો દાન ભોગ અને રક્ષણરૂપ ગતિ ગણે છે ને નાશને ગણતા નથી તેમણે નાશનો અંતર્ભાવ રક્ષણમાં કર્યો સમજાયછે. તે એવી રીતે કે જો તે રક્ષણ કરાયલા પદાર્થો પોતાના મરણપછી અધિકારિઓને પ્રાપ્ત થાય તો રક્ષણ સાર્થક ગણાય અને નહિ તો નાશ જ છે, અર્થાત્ તેમની દૃષ્ટિથી રક્ષણ છે તે જ ભોક્તાભેદથી નાશ છે.

જેઓ ભોગ, રક્ષણ અને નાશ એ ત્રણ ગતિ જ માને છે તે દૈવવશાત્ દીન થયેલાં અજ્ઞાનમગ્ન પ્રાણિઓ પોતાની મંદમતિથી અતીત અનાગત કાળે પોતાના અસ્તિત્વમાં સંશયવાળા હોય છે, અને તેથી અધિકારિને પોતે આપેલા પદાર્થોની ભોગમાં ગણના કરે છે અને ઇતરને હસ્તગત થયેલા પદાર્થોને નાશ થયામાં ગણેછે, અને રક્ષેલા પદાર્થોનો પણ અંતે ભોગમાં ન સમાવેશ થાય તો નાશમાં સમાવેશ ગણેછે. જેથી દાન કરવાના અનધિકારી અર્થાત્ દાતૃત્વશક્તિ વિનાના તે ક્ષુદ્ર હૃદયબલવાળા આ દાનનો ભોગ તથા નાશમાં અંતર્ભાવ ગણેછે એમ સમજવું.

આ પ્રકારે વિવિધ વિચારથી મનુષ્યો વિવિધ પ્રકારે પદાર્થોની વ્યવસ્થા કરે છે. પણ ખરૂં જોતાં દાન તથા ભોગ એ બે ગતિ જ શ્રેષ્ઠ છે. તેમાં પણ દાનરહિત ભોગ ઉત્તમ નથી. રક્ષણ કર્તવ્ય છે તોપણ તે પોતાના અવધિએ સંકલ્પવડે અન્યને અર્પાયું હોય વા અર્પવાયોગ્ય નિશ્ચય કરાયું હોય તો તેનો દાનભોગમાં જ સમાવેશ થઈ જાય છે. એક પક્ષથી તો સર્વ સુજ્ઞનો પદાર્થની ગતિનો માત્ર દાનમાં જ સમાવેશ થાય છે. કારણ કે તે જે જે પદાર્થોનો ભોગ કરે છે તે પણ અંતરાત્માને અર્પણ બુદ્ધિથી કરે છે; અને અન્યને અર્પણ કરેછે તે પણ પુનઃ ન ગ્રહણ કરવાની ઇચ્છાથી અથવા અધિકાર જોઇને અર્પણ કરે છે. અને અન્ય પક્ષથી સર્વાત્મભાવના દૃઢ કરનાર પુરુષનો પદાર્થોના તો સર્વ પ્રકારની ગતિથી પણ માત્ર ભોગમાં જ સમાવેશ થાય છે. કારણ કે તે સર્વત્ર આત્માથી અતિરિક્ત દાતા કે દાનપાત્રનું પૃથક્ સ્વરૂપ અનુભવતો જ નથી. અર્થાત્ જે પોતે ભોગવે છે તે તથા અન્યને અર્પાય છે તે સર્વ ભોક્તા ગણીએ તો એક જ આત્મા છે. જેથી અન્યના અભાવનિશ્ચયથી દાનનો કે નાશનો અવકાશ નથી, તેમ જ રક્ષણનો પણ અવકાશ નથી. કારણ કે પદાર્થ સદા કોઇ પણ અભિમાનીની સત્તામાં હોય છે અને જ્યારે જ્યારે જે જે અભિમાની સત્તામાં હોય છે ત્યારે ત્યારે તે તે તેનો ભોક્તા જ મનાય છે.

આ સઘળું છતાં પ્રણી જે ઉપાધિદષ્ટિથી રહિત થયેલા તથા ભોગભોક્તાઆદિ સમગ્ર ભેદબુદ્ધિને અભાવ અનુભવનારા મહાપુરુષો છે તે તો વસ્તુમાત્રના સંદ્ભાવના નિશ્ચયથી ભોગ દાન આદિ ગતિ તથા દશ્ય પદાર્થ એમાંનું કાંઈ પણ સ્વરૂપથી પૃથક્ થઈ અનુભવતા નથી અને તેથી તેમની દષ્ટિથી સર્વ પ્રપંચ મિથ્યા છે, તેમ આ જીવકૃત વ્યવહાર પણ ભ્રાંત અને મિથ્યા છે. તોપણ એ સ્થિતિ સર્વને પ્રાપ્ત હોવી કઠિન છે અને સ્થિતિ વિના તદ્વત્ નિશ્ચય કરવો કે તેમ વર્તન દેખાડવું એ કાપટ્ય હોવાથી અનર્થ કરનાર છે માટે મારે આ સમયે હવે જે કરવાનું છે તેને તમે લક્ષમાં રાખજો. અને મારા સમક્ષ મારો ધારેલો વ્યવહાર થવાનો હવે સંભવ નથી માટે હું સંકલ્પ કરી કહુંછું તે પ્રમાણે તમે વ્યવસ્થા કરજો.

મારા અંતઃકરણમાં એવી આશા પ્રથમ પ્રાપ્ત હતી કે પુત્ર પ્રાપ્ત થશે પણ તે આશા પૂર્ણ ન થવાથી પ્રાપ્ત પુત્રીથી હું સંતોષ માનતો હતો. એ પુત્રી એની માતા મૃત થવાથી અસંતોષમાં હતી અને હવે મારા મરણથી તે અધિક અસંતોષને પ્રાપ્ત થશે. પણ એ ઈશ્વરસંકેતાનુસાર થાય એમાં અન્ય જીવનો ઉપાય નથી. જેથી હવે તમને આજ્ઞા કરૂંછું કે અમુક દિવસે સૂર્યોદયના સંધિના સમયે તમે પૂર્વ દિશાનું નગરપ્રવેશનું દ્વાર ઉઘાડજો, અને જે પુરુષ પ્રથમ પ્રાપ્ત થાય તેને આ રાજ્યનો અભિષેક કરજો, અને પ્રાણની પેઠે પાલન કરેલી આ પુત્રી તેને અર્પણ કરજો. એ પુત્રીનું કોઇ કુલીન ક્ષત્રિય વીરપુરુષ સાથે લગ્ન કરવાની મારી ઇચ્છા હતી પણ તે મારે હાથે પૂર્ણ થવાનો હવે સમય રહ્યો નથી. તે આવી પ્રાપ્ત થનાર પુરુષ ગમે તે જાતિ કે કુલનો હોય તેની શંકા કરશો નહિ. સર્વજ્ઞ ઈશ્વર મારી ઇચ્છાના જ્ઞાતા છે. આ ક્ષણે સર્વ આશા તથા ઇચ્છાઓના ત્યાગપૂર્વક હું તે મારા પરમસ્વરૂપપ્રતિ પ્રવેશુંછું તેથી હવે પછી મારા દ્વારા કરાવાયોગ્ય વ્યવહારોને પોતાની સત્તાવડે તે સર્વશક્તિમાન્ ઈશ યથાઘટિત કરે. આ વ્યવહારસંબંધમાં હવે મારે કોઇ પણ સંકલ્પ કરવો શેષ રહ્યો નથી.

"આટલું બોલીને તે અમારા શ્રીમદ્ભગવચ્ચંદ્ર મહારાજે પોતાનાં નેત્ર બંધ કર્યાં અને પછી ઇષ્ટસ્મરણ કરતાં વાણી બંધ કરી અને થોડા કાલમાં એમના પોતાના માનેલા શરીરને નિરુપયોગી થયેલું અમને પ્રતીત કરાવ્યું. આ સર્વ પ્રજાને ખેદજનક પ્રસંગ પ્રાપ્ત થયો. તે પછી તેમણે રાજ્યાભિષેકમાટે નિશ્ચય કરેલો દિવસ આજે પ્રાપ્ત થયો છે. આજના દિવસને ઉત્સવનો દિવસ ગણીને અમે સર્વ પ્રકારથી નગરમાં આ દિવસના પૂર્વ દિવસોથી ઉત્સવનાં ચિહ્નોને પ્રકટાવ્યાં હતાં. અને આજે આપ મહારાજાનો અભિષેક થવાથી અમને મોટો આનંદ થયો છે. અમારા મહારાજ ઇષ્ટસત્તાથી સર્વજ્ઞ હશે એવું અમને ભાન થાય છે, કારણ કે આપ તેમણે ઇચ્છયા હતા તેવા જ મહાપુરુષ રાજ્યને સ્વીકારનાર અનાયાસ પ્રાપ્ત થયા છો. રાજકુંવરીના પ્રારબ્ધની સર્વ કોઈ નિંદા કરતું હતું અને એમ ધારતું હતું કે કોણ જાણે કેવોએ પતિ એમને પ્રાપ્ત થશે, તેમ જ આ ભાગ્યહીન પ્રજાને ન જાણીએ કેવોએ રાજા પ્રાપ્ત થશે પરંતુ સર્વની વિરોધી ધારણાએ વ્યર્થ થઈ અને પ્રજાના તથા કુંવરીના સુભાગ્યથી આપ યોગ્ય પતિ પ્રાપ્ત થયા છો.

ઈશ્વરરૂપ આપ હવે પછીના આ પ્રજાના પાલક છો. તે પ્રજાને સર્વે પ્રકારનાં સુખ આપી સંતોષશો એવી અમને આશા છે. આ રાજ્ય આપનું છે અને અમે કે જે રાજ્ય-સેવક છીએ તે પણ આ ક્ષણથી આપ મહારાજના સેવક છીએ. માટે સર્વને આપ જ્યારે જ્યારે અનુકૂલ ભાસે ત્યારે ત્યારે ઇચ્છાનુકૂલ કાર્યમાં જોડશો. કુંવરીએ પૂજ્ય બ્રાહ્મણાદિ સમક્ષ આપના કંઠમાં વરમાલા આરોપી ત્યારથી જ તે આપને વરી ચુક્યાં છે તોપણ વ્યવહારપ્રમાણે આપને ઉચિત ભાસે ત્યારે શુભ દિવસ, લગ્ન નિશ્ચય કરી પાણિગ્રહણ કરશો. જેથી અમને અમારા અન્નદાતા અને રક્ષક મહારાજાએ કરેલી આજ્ઞાનુસાર અમે સર્વ કાર્ય કરી ચુક્યા એમ અમને નિશ્ચય થશે.

આ પ્રકારનાં વચનો બોલીને વિધિવત્ નમન કરીને પ્રધાન પોતાના સ્થાનઉપર બેઠા, અને તે પછી શ્રીવીરવિજયચંદ્ર રાજાના મુખપ્રતિ દૃષ્ટિ સ્થાપીને સર્વ સભાજનો મૌન બેશી રહ્યા.

સર્વ સભાજનોને સ્તબ્ધ બેઠેલા જોઈને તથા તેમના ભાવને જાણીને સર્વ વ્યવહારમાં કુશલતાવાળા, બુદ્ધિમાન્ શ્રીવીરવિજયચંદ્ર ગંભીર વાણીવડે શોભતા શબ્દોથી પોતાના અંતર્ આશયને પ્રકટ કરવા આ પ્રકારે બોલવા લાગ્યા.

---

(અપૂર્ણ).

# ॥ सर्वधर्मसिद्धान्तसंग्रह तथा गुणदोषविचार ॥

( અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૭૧ થી )

આપ્રમાણે ઉત્તરોત્તર અનાચારની પ્રવૃત્તિ જોતાં છતાં કાલસ્વભાવસંસ્કારાદિનાં સ્વરૂપનો વિચાર કરનારા તથા સર્વ પ્રકારથી આગ્રહરહિત થયેલા એવા આપ્તકામસરખા ધર્મના યથાર્થ તત્ત્વના વેત્તા પુરુષો તેમનો ઉચ્છેદ કરવાને દૃઢ પ્રયત્ન કરતા ન હવા પણ પોતાના વર્ણાશ્રમના ક્રમપ્રમાણે સદ્ધર્મના સિદ્ધાંતોને યોગ્ય અધિકારીપ્રતિ યોગ્ય નિયમાનુસાર પ્રવર્તાવતા રહ્યા. આથી તે કૃત્રિમ માર્ગપ્રવર્તકોનું પ્રથમતઃ તો અધિક પ્રાબલ્ય થયું નહિ પણ કાલ જતાં ક્રમવડે તે માર્ગમાં પ્રવર્તેલાઓની પરંપરાવડે તેમના માર્ગોની વૃદ્ધિ થતી ગઈ.

તે નવીનમાર્ગપ્રવર્તકોએ પણ શાસ્ત્રના મુખ્યતત્ત્વનિશ્ચયના સિદ્ધાંતનું વળગણ તો રાખેલું કારણકે કાલાંતરે કોઇ તેમની પરંપરામાં યોગ્યદૃષ્ટિવાળો પુરુષ થઇને સત્શાસ્ત્રના સિદ્ધાંતને જાણે તો આ તેમના પ્રવર્તાવેલા માર્ગપ્રતિ કેવલ અશ્રદ્ધા કરવાનું કારણ રહે નહિ.

જેમ મૂલ શાસ્ત્રથી ન્યૂન અંશે વિરોધી માર્ગો પ્રવર્ત્યા તેમ જ મૂલશાસ્ત્રથી અવાંતર સિદ્ધાંતની પ્રક્રિયાઓમાં અધિક અંશે વિરોધી માર્ગો પણ પ્રવર્ત્યા. અને જેમ કેવલ કર્મને, કેવલ ઉપાસનાને તેમ જ કેવલ જ્ઞાનને અવલંબીને નવીન માર્ગો સ્થપાયેલા તેમ જ ત્રણના મિશ્રણવાળા પણ સ્થપાયેલા પ્રતીત થાય છે.

વળી સત્શાસ્ત્રના સિદ્ધાન્તથી કેવલ વિરુદ્ધસરખા પ્રતીત થતા માર્ગ પણ પ્રવર્ત્યા પ્રતીત થાય છે.

આપ્રમાણે ઉત્તરોત્તરકાલે માર્ગની સંખ્યા વધતી ચાલેલી અને તેથી તે પ્રત્યેક માર્ગમાં ન્યૂનાધિક સંખ્યા થવાથી પ્રજામાં વિવિધમાર્ગાનુસારીઓના અનેક સમુદાય થયા.

જે ઉત્તમ વર્ણાશ્રમવાળી પ્રજા શાસ્ત્રના સંસ્કારવાળી હશે તેમનામાં વિશેષે કરીને આ માર્ગનો પ્રવેશ હોવાનું અનુમાન થતું નથી. પણ ઈતર પ્રજામાં જ માત્ર માર્ગપ્રવર્તકનો પ્રથમ પ્રવેશ થયેલો પ્રતીત થાય છે.

જેમ જેમ કાલ વ્યતીત થતો અનુભવાતો અર્થાત્ કાલાધીન પ્રાણિપદાર્થોની ગતિઆગતિ વર્તતી જતી તેમ તેમ દોષાદિકના અધિક આવિર્ભાવથી દુરાગ્રહ તથા રાગદ્વેષાદિ દોષોને વશ વર્તતા જીવોએ વળી તે તે માર્ગમાં પણ શાખા, પ્રતિશાખા આદિ અનેક ભેદો પાડવા માંડયા હોય એમ તે તે શાખાપ્રતિશાખાની આજ વર્તતી વિદ્યમાનતાથી અનુમાન કરાય છે.

આ પ્રકારે અનેક માર્ગ, અનેક સંપ્રદાય, અનેક મત, અનેક પન્થ બંધાતા ગયા. અને તે માર્ગ, સંપ્રદાય, મત, પંથઆદિ શબ્દોનાં અભિમાન ધારણ કરીને જીવો પોતાને અમુક માર્ગાદિના અનુયાયી માનવા લાગ્યા. તથા તે તે માર્ગાદિના પ્રવર્તકોએ તથા તેમની પરંપરામાં થયેલ વિદ્વાનોએ બાંધી આપેલા નિયમાદિને જ આગ્રહથી પાલન કરતા રહ્યા અને પોતાથી અન્ય માર્ગાદિના અનુયાયીપ્રતિ દ્વેષ ધરતા રહ્યા.

આરા કોઇ કોઇ તો ગુણપ્રધાન અને દોષગૌણ એવા માર્ગાદિ છે, અને કોઈ કોઈ તો શું પણ ઘણા તો દોષપ્રધાન અને ગુણગૌણ માર્ગાદિ છે.

આ પ્રમાણે માર્ગ, સંપ્રદાય, મત, પંથાદિ અનેક ધર્મનિમિત્તના શેરડામાં વર્તવાવડે વિભાગને પામેલી પ્રજામાં અનેક પ્રકારથી મતિભેદ થતો આવ્યો.

આ પ્રકારે કાલાન્તરે સ્થલે સ્થલે પ્રસરેલા પંથવિગેરેના સંબંધમાં જે જે કાંઈ જાણવા યોગ્ય તેમના સિદ્ધાન્તો તે આદિ તો આ ગ્રંથનો વિષય છે એટલે તેમના વિષે અત્ર કંઇ પણ લખવાયોગ્ય ગણ્યું નથી.

સર્વમાન્ય મૂલ અર્થાત્ જેનાવડે જેના આધારે સર્વ માર્ગોની પ્રવૃત્તિ થઈ તે મૂલને જ ધરીને નિર્દોષપણે વર્તતા એવા પણ અનેક ધર્મતત્ત્વના ઉપદેશઓ આ દેશમાં આ કાલપર્યન્તમાં થઈ ગયા છે અને છે. તથાપિ યોગ્ય પરીક્ષકની ખામીને લીધે તેમ જ જીવસ્વભાવાનુસાર સર્વ જીવોને વા પુરુષોને પણ પંન્થાધિપતિ, અને તેમના સમીપ જઈ આવી યોગ્ય સિદ્ધાન્તને જાણી નિર્દોષપણે વર્તનાર પ્રજાને પણ તે અયથાર્થદર્શી જીવો પંથીઓ કહેતા તથા સમજતા અને આજપર્યન્ત પણ કહેછે તથા સમજે છે.

આપણે ઉપર જે ઉત્તરોત્તરકાલના સંબંધમાં કહેતા આવ્યા તે ક્રમથી હવે આપણને જેના સંબંધમાં જાણવા વિચારવાનું છે તે સમય આવ્યો છે કે જે સમયમાં વિદેશીઓના અધિક સંસર્ગથી આ દેશમાં કંઈક સુધારાનો આરંભ થયો મનાય છે.

પૂર્વથી ચાલતા આવેલા માર્ગો સરલતાવિનાના તથા યોગ્ય વિચારપૂર્વક ન નિર્ણય કરાયેલા છે એમ સુધરતી પ્રજામાંના ઘણાખરા પુરુષોને ભાસ્યું. તેમ જ ધર્મના અનેક પંથો

ઈશ્વરરૂપ આપ હવે પછીના આ પ્રજાના પાલક છો. તે પ્રજાને સર્વે પ્રકારનાં સુખ આપી સંતોષશો એવી અમને આશા છે. આ રાજ્ય આપનું છે અને અમે કે જે રાજ્ય-સેવક છીએ તે પણ આ ક્ષણથી આપ મહારાજના સેવક છીએ. માટે સર્વને આપ જ્યારે જ્યારે અનુકૂલ ભાસે ત્યારે ત્યારે ઇચ્છાનુકૂલ કાર્યમાં જોડશો. કુંવરીએ પૂજ્ય બ્રાહ્મણાદિ સમક્ષ આપના કંઠમાં વરમાલા આરોપી ત્યારથી જ તે આપને વરી ચુક્યાં છે તોપણ વ્યવહારપ્રમાણે આપને ઉચિત ભાસે ત્યારે શુભ દિવસ, લગ્ન નિશ્ચય કરી પાણિગ્રહણ કરશો. જેથી અમને અમારા અન્નદાતા અને રક્ષક મહારાજાએ કરેલી આજ્ઞાનુસાર અમે સર્વ કાર્ય કરી ચુક્યા એમ અમને નિશ્ચય થશે.

આ પ્રકારનાં વચનો બોલીને વિધિવત્ નમન કરીને પ્રધાન પોતાના સ્થાનઉપર બેઠા, અને તે પછી શ્રીવીરવિજયચંદ્ર રાજાના મુખપ્રતિ દૃષ્ટિ સ્થાપીને સર્વ સભાજનો મૌન બેશી રહ્યા.

સર્વ સભાજનોને સ્તબ્ધ બેઠેલા જોઇને તથા તેમના ભાવને જાણીને સર્વ વ્યવહારમાં કુશલતાવાળા, બુદ્ધિમાન્ શ્રીવીરવિજયચંદ્ર ગંભીર વાણીવડે શોભતા શબ્દોથી પોતાના અંતર્ આશયને પ્રકટ કરવા આ પ્રકારે બોલવા લાગ્યા.

(અપૂર્ણ).

---

# ॥ सर्वधर्मसिद्धान्तसंग्रह तथा गुणदोषविचार ॥

( અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૭૧ થી )

આપ્રમાણે ઉત્તરોત્તર અનાચારની પ્રવૃત્તિ જોતાં છતાં કાલસ્વભાવસંસ્કારાદિનાં સ્વરૂપનો વિચાર કરનારા તથા સર્વ પ્રકારથી આગ્રહરહિત થયેલા એવા આપ્તકામસરખા ધર્મના યથાર્થ તત્ત્વના વેત્તા પુરુષો તેમનો ઉચ્છેદ કરવાને દૃઢ પ્રયત્ન કરતા ન હતા પણ પોતાના વર્ણાશ્રમના ક્રમપ્રમાણે સદ્ધર્મના સિદ્ધાંતોને યોગ્ય અધિકારીપ્રતિ યોગ્ય નિયમાનુસાર પ્રવર્તાવતા રહ્યા. આથી તે કૃત્રિમ માર્ગપ્રવર્તકોનું પ્રથમતઃ તો અધિક પ્રાબલ્ય થયું નહિ પણ કાલ જતાં ક્રમવડે તે માર્ગમાં પ્રવર્તેલાઓની પરંપરાવડે તેમના માર્ગોની વૃદ્ધિ થતી ગઇ.

તે નવીનમાર્ગપ્રવર્તકોએ પણ શાસ્ત્રના મુખ્યતત્ત્વનિશ્ચયના સિદ્ધાંતનું વળગણ તો રાખેલું કારણકે કાલાંતરે કોઇ તેમની પરંપરામાં યોગ્યદૃષ્ટિવાળો પુરુષ થઇને સત્શાસ્ત્રના સિદ્ધાંતને જાણે તો આ તેમના પ્રવર્તાવેલા માર્ગપ્રતિ કેવલ અશ્રદ્ધા કરવાનું કારણ રહે નહિ.

જેમ મૂલ શાસ્ત્રથી ન્યૂન અંશે વિરોધી માર્ગો પ્રવર્ત્યા તેમ જ મૂલશાસ્ત્રથી અવાંતર સિદ્ધાંતની પ્રક્રિયાઓમાં અધિક અંશે વિરોધી માર્ગો પણ પ્રવર્ત્યા. અને જેમ કેવલ કર્મને, કેવલ ઉપાસનાને તેમ જ કેવલ જ્ઞાનને અવલંબીને નવીન માર્ગો સ્થપાયેલા તેમ જ ત્રણેના મિશ્રણવાળા પણ સ્થપાયેલા પ્રતીત થાય છે.

વળી સત્શાસ્ત્રના સિદ્ધાન્તથી કેવલ વિરુદ્ધસરખા પ્રતીત થતા માર્ગ પણ પ્રવર્ત્યા પ્રતીત થાય છે.

આપ્રમાણે ઉત્તરોત્તરકાલે માર્ગની સંખ્યા વધતી ચાલેલી અને તેથી તે પ્રત્યેક માર્ગમાં ન્યૂનાધિક સંખ્યા થવાથી પ્રજામાં વિવિધમાર્ગાનુસારીઓના અનેક સમુદાય થયા.

જે ઉત્તમ વર્ણાશ્રમવાળી પ્રજા શાસ્ત્રના સંસ્કારવાળી હશે તેમનામાં વિશેષે કરીને આ માર્ગનો પ્રવેશ હોવાનું અનુમાન થતું નથી. પણ ઈતર પ્રજામાં જ માત્ર માર્ગપ્રવર્તકનો પ્રથમ પ્રવેશ થયેલો પ્રતીત થાય છે.

જેમ જેમ કાલ વ્યતીત થનો અનુભવાતો અર્થાત્ કાલાધીન પ્રાણિપદાર્થોની ગતિઆગતિ થતી જતી તેમ તેમ દોષાદિકના અધિક આવિર્ભાવથી દુરાગ્રહ તથા રાગદ્વેષાદિ દોષોને વશ વર્તતા જીવોએ વળી તે તે માર્ગમાં પણ શાખા, પ્રતિશાખા આદિ અનેક ભેદો પાડવા માંડયા હોય એમ તે તે શાખાપ્રતિશાખાની આજ વર્તતી વિદ્યમાનતાથી અનુમાન કરાય છે.

આ પ્રકારે અનેક માર્ગ, અનેક સંપ્રદાય, અનેક મત, અનેક પન્થ બંધાતા ગયા. અને તે માર્ગ, સંપ્રદાય, મત, પંથઆદિ શબ્દોનાં અભિમાન ધારણ કરીને જીવો પોતાને અમુક માર્ગાદિના અનુયાયી માનવા લાગ્યા. તથા તે તે માર્ગાદિના પ્રવર્તકોએ તથા તેમની પરંપરામાં થયેલ વિદ્વાનોએ બાંધી આપેલા નિયમાદિને જ આગ્રહથી પાલન કરતા રહ્યા અને પોતાથી અન્ય માર્ગાદિના અનુયાયીપ્રતિ દ્વેષ ધરતા રહ્યા.

આવા કોઇ કોઇ તો ગુણપ્રધાન અને દોષગૌણ એવા માર્ગાદિ છે, અને કોઈ કોઈ તો શું પણ ઘણા તો દોષપ્રધાન અને ગુણગૌણ માર્ગાદિ છે.

આ પ્રમાણે માર્ગ, સંપ્રદાય, મત, પંથાદિ અનેક ધર્મનિમિત્તના શેરડામાં વર્તવાવડે વિભાગને પામેલી પ્રજામાં અનેક પ્રકારથી મતિભેદ થતો આવ્યો.

આ પ્રકારે કાલાન્તરે સ્થલે સ્થલે પ્રસરેલા પંથવિગેરેના સંબંધમાં જે જે કાંઈ જાણવા યોગ્ય તેમના સિદ્ધાન્તો તે આદિ તો આ ગ્રંથનો વિષય છે એટલે તેમના વિષે અત્ર કંઇ પણ લખવાયોગ્ય ગણ્યું નથી.

સર્વમાન્ય મૂલ અર્થાત્ જેનાવડે જેના આધારે સર્વ માર્ગોની પ્રવૃત્તિ થઇ તે મૂલને જ ધરીને નિર્દોષપણે વર્તતા એવા પણ અનેક ધર્મતત્ત્વના ઉપદેષ્ટાઓ આ દેશમાં આ કાલપર્યન્તમાં થઈ ગયા છે અને છે. તથાપિ યોગ્ય પરીક્ષકની ખામીને લીધે તેમ જ જીવસ્વભાવાનુસાર સર્વ જીવોને વા પુરુષોને પણ પંન્થાધિપતિ, અને તેમના સમીપ જઈ આવી યોગ્ય સિદ્ધાન્તને જાણી નિર્દોષપણે વર્તનાર પ્રજાને પણ તે અયથાર્થદર્શી જીવો પંથીઓ કહેતા તથા સમજતા અને આજપર્યન્ત પણ કહેછે તથા સમજે છે.

આપણે ઉપર જે ઉત્તરોત્તરકાલના સંબંધમાં કહેતા આવ્યા તે ક્રમથી હવે આપણને જેના સંબંધમાં જાણવા વિચારવાનું છે તે સમય આવ્યો છે કે જે સમયમાં વિદેશીઓના અધિક સંસર્ગથી આ દેશમાં કંઈક સુધારાનો આરંભ થયો મનાય છે.

પૂર્વથી ચાલતા આવેલા માર્ગો સરલતાવિનાના તથા યોગ્ય વિચારપૂર્વક ન નિર્ણય કરાયેલા છે એમ સુધરતી પ્રજામાંના ઘણાખરા પુરુષોને ભાસ્યું. તેમજ ધર્મના અનેક પંથો

થવાથી પ્રજામાં પરસ્પર વિરોધ થાય છે અને તેથી કુસંપ વધે છે જેથી આ દેશ પ્રતિદિવસ સર્વ પ્રકારની સંપત્તિથી ક્ષીણ થતો જાય છે. એવું તે પુરુષોનું અનુમાન થયું. એ પ્રકારના અનુમાનથી એમણે જે પ્રકારના વિચારો તથા નિશ્ચયો કરયા જણાય છે તેનું સ્વરૂપ આ નીચે લખીએ છીએ.

ઘણાએ મળી એવો વિચાર કર્યો કે પરમેશ્વર એક અને અનેક પંથ એ ઘણું અણઘટતું છે. પેટભરા લોકોએ અને પરસ્પરમાં રાગદ્વેષ ધરનારા સ્વાર્થી લોકોએ આ અનેક માર્ગ સ્થાપીને સાર્વજનિક હિતને હાનિ પહોંચાડી છે. જૂદા જૂદા ધર્મ તથા તેમની વિવિધ રીતિઓથી એકબીજામાં ભેદ જણાયાવિના રહેતો નથી અને તેથી તે ભેદવડે એકબીજાને પોતાના વિરોધી ગણીને તેઓ સર્વ સરલતાથી કે પ્રીતિથી પરસ્પરમાં વ્યવહાર કરતા નથી. કદાચિત્ વ્યવહાર કરેછે તો તેમના ભિન્ન ભિન્ન ધર્માભિમાનથી તેઓને સ્વલ્પ કાલમાં ક્લેશનાં કારણો ઉપજી આવે છે અને અન્તે મોટો વિરોધ થાય છે આ વિગેરે. અનેક પ્રકારના વિચારોથી નિશ્ચય એ થયો કે જેમ બને તેમ ઉદ્યોગ કરીને એ અનેક ધર્મના મતપંથોનો ઉચ્છેદ થાય અને સર્વ પ્રજા એક જ ધર્મને અનુસરે એમ કરવું જોઈએ.

આ પ્રકારના નિશ્ચયને અનુસરતી તે કંઇક સુધારાના સમયની પ્રજાએ યત્નવડે સમાજો, સભાઓ, મંડલોઆદિ સંજ્ઞાવડે જનસમુદાય એકત્ર કરવાનો આરંભ કર્યો, અને તે રિવાજ આજપર્યન્ત પ્રવર્તતો પ્રતીત થાયછે. આ વ્યવહાર બુદ્ધિમાન્માં ખપતા પુરુષોએ વિચારપૂર્વક કરેલો જણાય છે. પણ તેનું ફલ તેમણે ધારેલું તેવું ન થતાં તેથી ઉલટું થયેલું સ્પષ્ટ પ્રતીત થાય છે. તેમણે ધારેલું કે સમાજો ભરીને તેમાં સર્વ એકમતના પુરુષો કરવા તથા તેમનાવડે ઉત્તરોત્તર પ્રજાને આપણા સિદ્ધાન્તમાં ભેળવી લેવી પણ એ ધારણા એમની નિષ્ફલ થઈ અને જૂદા જૂદા અનેક સમાજો થવા લાગ્યા. તે વિવિધ સમાજમાં વિવિધ સિદ્ધાન્તો સ્થપાતા ચાલ્યા તથા તે એક સમાજમાં રહેલા અનેક પુરુષોના પણ દૃઢપણે એકસરખા નિશ્ચયો રહ્યા નહિ તેથી એકેક સમાજમાં પણ મતભેદથી ક્લેશનાં કારણો વિદ્યમાન રહ્યાં. તેમ જ એક સમાજથી બીજા સમાજના સિદ્ધાન્તો વિલક્ષણતાવાળા હોવાથી તેઓ એકબીજામાં ભળી જઈ એકરૂપે થઇ શક્યા નહિ. તેમ જ સભાઓ અને મંડલો પણ ઐક્ય કરવામાં ઉપયોગી રહ્યાં નહિ. આમ થવાથી તો ઉલટું એવું થયું કે જેટલા પંથ કે ધર્મના માર્ગ હતા તેમાં ઉત્તરોત્તર વધવા લાગ્યા. થોડી થોડી સંખ્યામાં મનુષ્યો વિરોધી મતના થવા લાગ્યા. તે નવા મનુષ્યો જુના પંથવાળાઓમાં પણ ભળતાં નથી, તેમ જ નવા નીકળતા મતોમાં પણ એક થતા નથી, પણ એક નવા ધર્મના જ પોતાને માનતા હોય એમ ભાસે છે, અને જેમ જુના મનુષ્યો પરસ્પરમાં દ્વેષ રાખતા તેમ આ લોકો પણ પ્રસંગે તેમના કરતાં પણ અધિક રાગદ્વેષાદિ દોષને ધારણ કરતાં ગયા. આ પ્રમાણે સુધરેલી પ્રજાએ પણ પૂર્વને શેરડે ચાલીને પંથો વધાર્યા છે પણ ઘટાડ્યા નથી. પૂર્વના પંથવાળાઓ તો પ્રસંગે એકબીજાને હળીમળી વિરોધ તજતા, પણ આ નવામાંના તો ભાગ્યે જ કોઇ, જુનાને હળીમળીને અવિરોધ કરી પોતાના આગ્રહને તજે છે. આ પ્રકારે નવા સુધારાના સમયમાં પણ અનેક નવાં નામોથી પંથો વધ્યા છે અને હજુ પણ વધતા જાય છે.

આપ્રમાણે થવાથી એમ થયું ભાસે છે કે જે વ્યવહારને દોષરૂપ ગણીને અટકાવવા ગયા તે અટકાવવાનું કાર્ય ન થતાં ઉલટા તેવા જ અથવા તેથી પણ અધિક દોષવાળા વ્યવહારના સ્થાપક કે પ્રવર્તકરૂપ તે શાણા પુરુષો થઇ રહ્યા, અને તેથી તેમણે પોતે નિંદ્ય ગણેલા વ્યવહારના તેઓ પોતે જ અસાવધાનતાથી કર્તા થઇ રહ્યા. આ પ્રકારનો ભાસ કેટલે અંશે યોગ્ય વા અયોગ્ય છે તે આગળ ગુણદોષના વિચારમાં સ્પષ્ટ થવા સંભવે છે.

આટલું કહીને એ સમાજાદિના સ્થાપક પુરુષોને દોષ આપવામાં આ લખનારનું તાત્પર્ય નથી. કારણ કે તે સમાજઆદિના સ્થાપક પુરુષોનો મૂળથી દુષ્ટ આશય હોવો ઘટતો નથી, તેમ જ તેમની તે શુભ ફલના ઉદ્દેશથી કરેલી પ્રવૃત્તિ, આ પ્રકારના પૂર્વ સ્થપાયલા પંથોમાં વધારો કરવારૂપ અનુચિત ફલને પ્રકટાવશે એવી આશા કે અનુમાન તેમણે બાંધ્યું હોય અને તેવા અનર્થનિમિત્તે તેમની પ્રવૃત્તિ થઇ હોય એવી કલ્પના કરાતી નથી. અને કદાચિત્ તેવું અનુમાન તેમણે બાંધ્યું હોય તોપણ તેમ ન થવા દેવાનો તેમનો સંકલ્પ હશે; પણ આ વિચિત્ર માયાપ્રવાહમાં અલ્પજ્ઞ જીવનો પ્રત્યેક સંકલ્પ સિદ્ધ થવો એ અસંત કઠિન વાર્તા છે, જેથી તે સંકલ્પ વ્યર્થ ગયો હશે. આમ થવાથી આ કાળે જેમ મત પંથ કે માર્ગાદિની સંખ્યા કાઢવી કઠિન છે તેમ જ સમાજ, સભા, મંડલાદિની ગણના કરી કાઢવી એ કામ પણ કઠિન થઇ પડ્યું છે.

---

(અપૂર્ણ.)

॥ ॐ श्री ॥

## ॥ श्रीनरहरिविज्ञापनशतक ॥

(અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૧૬૨ થી)

(નરહરિને શિર નામી માગું એટલું. ટેક.)

સ્મરી સ્મરાપહ સતત નૃસિંહનામને
ચિદર્કકિરણે કમલ થયે વિકસિત જો,
હારસહૃન્મણિકુસુમશયનસ્રૈણે રહું
અહિરિપુલોષ્ટદશત્તૃણમાં સમચિત્ત જો—નરહરિને૦ ૪૫
ત્રિતાપમૂલક નિર્મૂલ કરી નિઃશ્વાસને

કામનાનો નાશ કરનાર "નૃસિંહ" એ નામનું નિરંતર સ્મરણ કરી તદ્દ્વારા ઉદયપામેલા જ્ઞાનભાનુના કિરણથી હૃદયપદ્મનો વિકાસ થવાથી મૌક્તિકમાલામાં અને સર્પમાં, મિત્રમાં અને રિપુમાં, મણિમાં અને લોષ્ઠમાં, પુષ્પશય્યામાં અને શિલાશયનમાં, સ્રીસમૂહમાં અને તૃણમાં હર્ષશોકાદિથી અલિપ્ત રહી સમાન બુદ્ધિ સ્થાપું.

સ્મરાપહ=કામનાને દૂર કરનાર. સતત=નિરંતર. નૃસિંહનામને=શ્રી સદ્ગુરુના નામને. ચિદર્કકિરણે=જ્ઞાનસૂર્યના કિરણથી. કમલ=હૃદયપદ્મ. હાર=મોતીની માલા. સુહૃદ્=મિત્ર. સ્રૈણે=સ્રીના સમૂહમાં. અહિ=સર્પ. દશદ્=પત્થર.

કરી ચિરસુપ્ત શક્તિ શક્તિહીન જો,
અધિરોહિણીશિખરસ્થિત સ્થિત થાઉં મંદિરે
સ્ફુલિંગલિંગે દ્વિશક્તિદર્શનલીન જો[46]—નરહરિને૦ ૪૬
ક્ષિતિ આધારથી, અંબુ અધિષ્ઠાને, તથા
શુચિ મણિપૂરે, અનાહતે પવમાન જો,
અર્પું નભમન વિશુદ્ધિથી આજ્ઞાચક્રી
આકર્ષી કાલેશપ્રતિ ષટ્પાન જો[47]— નરહરીને૦ ૪૭

---

अहौ वा हारे वा बलवति रिपौ वा सुहृदि वा
मणौ वा लोष्ठे वा कुसुमशयने वा दृशदि वा ।
तृणे वा स्त्रैणे वा मम समदृशो यांति दिवसाः
क्वचित्पुण्यारण्ये शिवशिवशिवेति प्रलपतः ॥ वैराग्यशतक ॥
शत्रौ मित्रे पुत्रे बंधौ मा कुरु यत्नं विग्रहसंधौ।
भव समचित्तः सर्वत्रत्वं वांछस्यचिराद्यदि विष्णुत्वम् ॥भजगोविंदस्तोत्र॥

૪૬ અનાદિ કાલથી સુપ્ત રહેલી કુંડલિની શક્તિના ઉદરમાં ભરેલાં સંચિત કર્મ પરિપક્વ થયે પ્રારબ્ધકર્મરૂપે જે નિઃશ્વાસથી બહાર નિઃસરે છે તે ત્રિવિધ તાપના મૂલરૂપ નિઃશ્વાસનો નાશ કરી તદ્દ્વારા તે શક્તિના જન્મમરણ આપવારૂપ સામર્થ્યનો ઉચ્છેદ કરું અને જેના ઉપર આરોહણ કરવામાં પ્રતિબંધ દૂર થયો છે એવી સુષુમ્નારૂપ નિસરણીઉપર ચઢીને તે નિઃશ્રેણિના શિખરે આવેલા મંદિરમાં સ્થિતિ કરી જઠરાગ્નિની ...ઃ પ્રકાશ અને લિંગ શરીર—એ ઉભય સાધનથી તત્રસ્થ વિદ્યા અને અવિદ્યામા-...થી મહેશ્વરના દર્શનમાં લીન થાઉં.

ત્રિતાપમૂલક=આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિકનામક ત્રણ તાપનાં મૂલરૂપ. નિઃશ્વાસને=પ્રારબ્ધરૂપ કુંડલિનીના નિઃશ્વાસને. શક્તિ=કુંડલિની શક્તિ. શક્તિહીન=સામર્થ્ય વિનાની. અધિરોહિણીશિખરસ્થિત=નિશ્રેણીના શિખરઉપર આવેલું (મંદિર). સ્ફુલિંગ=અગ્નિકણ, જઠરાગ્નિ. લિંગે=લિંગ શરીરથી. દ્વિશક્તિદર્શનલીન=વિદ્યા અને અવિદ્યા—એ બે શક્તિસમન્વિત મહેશ્વરના દર્શનમાં લીન.

૪૭ આધારચક્રમાંથી પૃથિવી તત્ત્વને, અધિષ્ઠાનચક્રમાંથી જલતત્ત્વને, મણિપૂરચક્રમાંથી તેજસ્તત્ત્વને, અનાહતચક્રમાંથી વાયુતત્ત્વને, વિશુદ્ધિચક્રમાંથી આકાશ તત્ત્વને, (ભ્રૂમધ્યસ્થ) આજ્ઞાચક્રમાંથી મનને–એ પ્રકારે ષટ્ચક્રમાંથી શક્તિષટ્કને આકર્ષી સહસ્રદલપદ્મે વિરાજતા શ્રીમહાકાલ અર્થાત્ મહેશ્વરપ્રતિ તે ષડ્રસનું પાન અર્પું અર્થાત્ તે ષડ્ શક્તિને શ્રીમહાકાલના સ્વરૂપમાં વિલીન કરી દઉં.

ક્ષિતિ=પૃથિવી. અંબુ=જલ, શુચિ=અગ્નિ. પવમાન=પવન, વાયુ. નભ=આકાશ. કાલેશ=મહાકાલ, મહેશ્વર. ષટ્પાન=ષટ્રસભોજન.

महीं मूलाधारे कमपि मणिपूरे हुतवहं
स्थितं स्वाधिष्ठाने हृदि मरुतमाकाशमुपरि ।

શિશિરશિરસ્તાડિત સિતવારિજ આ પ્રભો !
થયું નીચૈર્મુખ મ્લાનિંગત નિર્જીવ જો,
સ્વલપનસિંચિત ચિત્પીયૂષે માલિક ! કરો
ઉર્ધ્વવદન વિકસિત રાજીવ સજીવ જો[૪૮]— નરહરિને० ૪૮

ચપલાચપલ વિષય જાણી આ વિશ્વના
ગણી પુષ્કરસ્થિત જીવન જીવનતુલ્ય જો,
હૃદબ્ધિક્ષોભક તરંગ સજી તારુણ્યનાં
દીયે દરિદ્રી ધની થઈ યોગનું મૂલ્ય જો[૪૯]— નરહરિને० ૪૯

શ્રવણપ્રવણ કરી શ્રવણેંદ્રિયયુગ્મને
મનને મનને આનનધ્યાનસુલગ્ન જો,
કરી રહી વિરહી તે સુખદ સ્થિતિમાં ગુરો !
કરે કૃપાથી કારણ કારણમગ્ન જો[૫૦] — નરહરિને० ૫०

---

मनोऽपि भ्रूमध्ये सकलमपि जित्वा कुलपथं
सहस्रारे पद्मे सह रहसि पत्या विहरसे ॥ सौन्दर्यलहरी ॥

૪૮ હે પ્રભો ! પંચક્લેશરૂપ હિમનો જેના અગ્રઉપરિ પ્રહાર થયો છે એવું આ હૃદયપુંડરીક નીચા મુખવાળું, મ્લાનિને પામેલું અને શક્તિહીન થયું છે માટે હે ગુરુમાલિન્ ! આપના મુખમાંથી જ્ઞાનામૃત છાંટી તે હૃત્પદ્મને ઉંચા મુખવાળું, વિકસિત અને ચેતન કરો.

શિશિરશિરસ્તાડિત=જેના શિર્ (અગ્ર) ઉપર શિશિર (હિમ) નો પ્રહાર થયો છે. સિતવારિજ=પુંડરીક, શ્વેતકમલ. નીચૈર્મુખ=નીચા મુખવાળું. સ્વલપનસિંચિત=પોતાના મુખથી છાંટેલા. ચિત્પીયૂષે=જ્ઞાનામૃતે. માલિક=માળી. ઉર્ધ્વવદન=ઉંચા મુખવાળું. રાજીવ=કમલ. સજીવ=ચેતન.

૪૯ આ વિશ્વપ્રપંચમાં દૃશ્ય વિષયને વિદ્યુત્સમ ચંચલ જાણીને કમલપત્રસ્થ જલબિંદુને અને આયુષ્યને સમાન ગણીને, અર્થાત્ આયુષ્યને કમલપત્રસ્થિત જલબિંદુસદૃશ ક્ષણભંગુર ગણીને, હૃદયરૂપ સમુદ્રને ક્ષુબ્ધ કરનાર યુવાવસ્થાના મોહક પદાર્થરૂપ તરંગને સજીને આ અજ્ઞાનથી દરિદ્રી થયેલો જીવ ધનાઢ્ય થઇને ધૈર્ય અને સમાધિરૂપ અને યોગનું મૂલ્ય દે અર્થાત્ ધૈર્ય અને સમાધિબલ પ્રાપ્ત કરી પરમ યોગી થઈ રહે.

ચપલાચપલ=વિદ્યુત્સમ ચંચલ. પુષ્કર=કમલ. જીવન=જલ. જીવન=આયુષ્ય. હૃદબ્ધિક્ષોભક=હૃદયસમુદ્રને ક્ષુબ્ધ કરનાર. તરંગ=મોહકપદાર્થરૂપ વિચિ ( મોજાં ) તારુણ્યનાં=યૌવનનાં.

भोगा मेघवितानमध्यविलसत्सौदामिनी चंचला
आयु र्वायुविघट्टिताब्जपटलीलीनांबुवद्भंगुरम् ।
लोला यौवनलालना तनुभृतां मित्या कलय्य द्रुतम्
योगे धैर्यसमाधिसिद्धिसुलभे बुद्धिं विधद्धं बुधाः॥वैराग्यशतक॥

૫० શ્રવણેંદ્રિયયુગલને શ્રીસદ્ગુરુ મુખશ્રવણપરાયણ કરી અર્થાત્ શ્રીસદ્ગુરુપર-

# ॥ वेदान्ताधिकरणमाला ॥

(અનુસંધાન વર્તમાન ૩૫ના પૃષ્ટ ૭૯ થી).

पूर्वपक्ष—છાંદોગ્ય ઉપનિષદ્‌ના છઠ્ઠા અધ્યાયમાં [1]सदेव सोम्येदमग्र आसीदेकमेवाद्वितीयम्। ત્યાંથી આરંભી [2]तदैक्षत बहु स्यां प्रजायेय इति तत्तेजोऽसृजत् એ પ્રમાણે શ્રુત છે. આ સ્થલે સાંખ્યમતાનુયાયીનું એવું મત છે કે સત્ શબ્દ સર્વ જગત્‌નું કારણ પ્રધાનનો પ્રતિપાદક છે. સત્ શબ્દવડે બ્રહ્મનું કથન સંભવે નહિ. કારણ કે નિર્ગુણ, અસંગ, કૂટસ્થ બ્રહ્મમાં જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિ ઘટે નહિ, અને પ્રધાન સત્ત્વગુણયુક્ત તથા પરિણામી હોવાથી તેને વિષે જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિનો સંભવ છે. માટે तदैक्षत० એ વાક્યવડે સત્ શબ્દવાચ્ય પ્રધાનનું જ પ્રતિપાદન છે.

समाधान—ऐक्षत એ પદવડે ઈક્ષણનું શ્રવણ છે માટે ચેતન બ્રહ્મ સત્ શબ્દનો અર્થ છે. પ્રધાન જે જડ છે તેને વિષે ઈક્ષણ અયોગ્ય છે. જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિ તો બ્રહ્મને વિષે માયાવડે પણ ઘટે તેમ છે. વળી [3]अनेन जीवेनात्मनानुप्रविश्य नामरूपे व्याकरवाणि એ શ્રુતિમાં નામરૂપને સ્પષ્ટ કરનારી જગત્કારણદેવતા સ્વરૂપવાચક આત્મશબ્દવડે જીવને પોતાનું રૂપ કહે છે, તથા तत्त्वमसि એ મહાવાક્યવડે ગુરુ મોક્ષેકકામ શ્વેતકેતુશિષ્યનું જગત્કારણની સાથે તાદાત્મ્ય પ્રતિપાદન કરે છે, એ બંને વાર્તા અચેતન પ્રધાન જગત્કારણ હોય તો સંભવે નહિ.

[4]आनंदमयोऽभ्यासात् ॥ १२ ॥ विकारशब्दान्नेति चेन्न प्राचुर्यात् ॥१३॥ तद्धेतुव्यपदेशाच्च ॥१४॥ नेतरोऽनुपपत्तेः ॥१५॥ मान्त्रवर्णिकमेव च गीयते ॥१६॥ भेदव्यपदेशाच्च ॥१७॥ कामाच्च नानुमानापेक्षा ॥१८॥ तस्मिन्नस्य च तद्योगं शास्ति ॥१९॥ सूत्रम्

પદો—आनंदमयः। अभ्यासात् ॥ १२ ॥ विकारशब्दात् । न । इति । चेत् । न । प्राचुर्यात् ॥ १३ ॥ तद्—हेतु—व्यपदेशात् । च ॥ १४ ॥ न । इतरः। अनुपपत्तेः ॥ १५ ॥ मान्त्र—वर्णिकम् । एव । च । गीयते ॥ १६ ॥ भेद—व्यपदेशात् । च ॥ १७ ॥ कामात् । च । न । अनुमान–अपेक्षा ॥ १८ ॥ तस्मिन् । अस्य । च । तद्—योगम् । शास्ति ॥ १९ ॥ •

---

૧. જે આ નામરૂપક્રિયાવાન્ પ્રપંચ પ્રતીત થાય છે તે સૃષ્ટિ થયા પૂર્વે એક અદ્વિતીય સદ્રૂપ હતો. ૨ તે સદ્વસ્તુએ વિચાર કર્યો કે હું અનેકરૂપે થાઉં. એ પ્રમાણે વિચાર કરી તેણે તેજ સર્જ્યું. ૩ મારા સ્વરૂપથી અભિન્ન જીવરૂપે પૃથ્વી જલ તથા તેજમાં પ્રવેશ કરીને હું નામરૂપને સ્પષ્ટ કરું. ૪ આનંદમય તે પરમાત્મા જાણવા, કારણ કે પરમાત્માનું જ આનંદશબ્દવડે પુનઃ પુનઃ કથન કર્યું છે. ૧૨. વિકારાર્થક મયટ્ પ્રત્યયના પ્રયોગથી આનંદમય બ્રહ્મ નથી એમ શંકા ન કરવી, કેમકે પ્રાચુર્ય અર્થમાં મયટ્ પ્રત્યય છે. ૧૩. શ્રુતિભગવતી બ્રહ્મને આનંદનો હેતુ કહે છે માટે આ સ્થલે પ્રાચુર્યાર્થમાં મયટ્ છે. (જે અન્યને આનંદ પમાડે તે પોતે અધિક આનંદવાન્ હોય જ) ૧૪. ઇતર જીવ આનંદમય નથી, કારણ કે સૃષ્ટિ ઉત્પન્ન થયા પહેલાં 'સૃષ્ટિ કરવાસંબંધી વિચાર કર્યો તથા સર્જ-

( વેદાન્તેક દેશીને મતે )

## ॥ षष्ठाधिकरण ॥

संसारी ब्रह्म वा ऽऽनंदमयः संसार्ययं भवेत् ।
विकारार्थमयट्शब्दात् प्रियाद्यवयवोक्तितः॥
अभ्यासोपक्रमादिभ्यो ब्रह्माऽऽनंदमयो भवेत्।
प्राचुर्यार्थो मयट्शब्दः प्रियाद्याःस्युरुपाधिगाः॥६॥

**मूल श्लोकार्थ**—આનંદમય તે સંસારી કે બ્રહ્મ ? (સંશય). આનંદમય સંસારી હોઈ શકે, કારણ કે આનંદશબ્દથી પર વિકારાર્થક મયટ્ પ્રત્યયનો પ્રયોગ છે તથા આનંદમયના અવયવોનું કથન શ્રુતિમાં છે. (પૂર્વપક્ષ). અભ્યાસઉપક્રમાદિ જોતાં આનંદમય બ્રહ્મ હોઇ શકે છે, પ્રાચુર્ય (અધિકપણું) અર્થમાં મયટ્ પ્રત્યય છે. પ્રિયાદિ અવયવો ઉપાધિકલ્પિત છે. ( સિદ્ધાન્ત ).[૨]

**विशेष स्फुटीकरण**—તૈત્તિરીયક ઉપનિષદ્‌માં અન્નમય, પ્રાણમય, મનોમય, વિજ્ઞાનમય તથા આનંદમય એ પ્રકારની અનુક્રમે સંજ્ઞાને ધરનારા દેહ, પ્રાણ, મન, બુદ્ધિ, અને આનંદરૂપ પાંચ પદાર્થો એક એકની અંતરમાં રહેલા અનુક્રમે ભણ્યા છે. ત્યાં એવો સંશય ઉત્પન્ન થાય છે કે સર્વાન્તરસ્થિત आनन्दमय તે સંસારી જીવ સમજવો કે પરમાત્મા જાણવા ? आनंदमय શબ્દવડે સંસારી જીવનું ગ્રહણ કરવું. કારણ કે आनंदस्य विकारः आनंदमयः (આનંદનો વિકાર તે આનંદમય) એ વ્યુત્પત્તિથી આનંદમયપણું જીવને વિષે સંભવે છે. અવિકારી પરમાત્માને વિષે વિકાર સંભવે નહિ. વળી [૧]तस्य प्रियमेव शिरः मोदो दक्षिणः पक्षः प्रमोद उत्तरः पक्षः आनंद आत्मा ब्रह्म पुच्छं प्रतिष्ठा એ રીતે આનંદમયના પાંચ અવયવો કહ્યા છે. નિરવયવ બ્રહ્મના અવયવ સંભવે નહિ, માટે આનંદમય સંસારી જ હોવો ઘટે છે (પૂર્વ પક્ષ).

**समाधान**—આનંદમય પરમાત્મા જ છે. કારણ કે सैषाऽऽनन्दस्य मीमांसा भवति ।

માન પદાર્થોથી સૃષ્ટિનો અભેદ' એ આદિ શ્રુતિમાં પ્રતિપાદન કરેલ છે તે જીવને વિષે ન સંભવે. ૧૫. सत्यं ज्ञानमनन्तं ब्रह्म એ શ્રુતિપ્રતિપાદિત બ્રહ્મનું જ આનંદમય શબ્દવડે કથન છે. ૧૬. આનંદમયનું તથા જીવનું ભિન્ન ભિન્ન કથન છે માટે આનંદમય જીવ નહિ. ૧૭. આનંદમયના પ્રકરણમાં તેણે ઇચ્છા કરી એવું શ્રુતિ કહે છે માટે સાંખ્યકલ્પિત જડ પ્રધાનનું ગ્રહણ ન કરવું. ૧૮. શ્રુતિ આનંદમયને વિષે પ્રતિબુદ્ધ જીવનો અભેદ કહે છે માટે પ્રધાન અથવા જીવ આનંદમય નહિ. ૧૯. ૧ બ્રહ્મ આનંદમય છે એ અર્થને છઠ્ઠું અધિકરણ પ્રતિપાદન કરે છે. ૨ તે આનંદમયનું પ્રિય (ઇષ્ટ વસ્તુના દર્શનથી થતું સુખ) શિર છે, મોદ (ઇષ્ટ વસ્તુના લાભથી થતું સુખ) તેની જમણી પાંખ છે, પ્રમોદ (ઇષ્ટ વસ્તુના ભોગથી થતું સુખ) તેની ડાબી પાંખ છે, આનંદ (સુષુપ્તિઆદિમાં ભાસતું અજ્ઞાન ઉપાધિવિશિષ્ટ સામાન્ય સુખ) તેનો આત્મા છે, તથા નિરુપાધિસુખ જે બ્રહ્મ તે પુચ્છ તથા પ્રતિષ્ઠા (ચરણ) રૂપ છે.

एतमानन्दमयमात्मानमुपसंक्रामति । ઇત્યાદિ શ્રુતિઓ વારંવાર આનન્દમયનું કથન કરે છે. अभ्यास અર્થાત્ પુનઃ પુનઃ કથન, એ તાત્પર્યબોધક લિંગ છે અને સર્વ વેદાન્તનું તાત્પર્ય બ્રહ્મને વિષે જ છે એ અમે કહી આવ્યા છીએ. વળી सत्यं ज्ञानमनन्तं ब्रह्म એ ઉપક્રમ ઉપરથી તથા इदं सर्वमसृजत એ શ્રુતિએ પ્રતિપાદન કરેલા સર્વસ્રષ્ટૃત્વઉપરથી આનન્દમય પરમાત્મા જ છે એમ સિદ્ધ થાય છે.

એ પ્રમાણે એકદેશી વૃત્તિકારના મતપ્રમાણે અધિકરણ પૂર્ણ થયું. હવે શ્રીશંકરાચાર્યના મતપ્રમાણે અધિકરણ રચે છે.

(સ્વમતાનુસાર)

## ॥ षष्ठाधिकरण ॥

अन्यांगं स्वप्रधानं वा ब्रह्मपुच्छमिति श्रुतम् ।
स्यादानन्दमय स्यांगं पुच्छेंगत्व प्रसिद्धितः॥
लाङ्गूलासम्नवादत्र पुच्छेनाधारलक्षणा ।
आनन्दमय जीवोऽस्मिन्नाश्रितोऽतः प्रधानता ॥६॥

**मूल श्लोकार्थ**—પુચ્છરૂપે શ્રુત બ્રહ્મ અન્યનું અંગ છે કે પોતેજ પ્રધાન છે? (સંશય). આનંદમયનું અંગ છે, કારણ કે પુચ્છની અંગરૂપે પ્રસિદ્ધિ છે. (પૂર્વપક્ષ). પુચ્છ એટલે લાંગૂલનો સંભવ ન હોવાથી પુચ્છ શબ્દની આધારમાં લક્ષણા છે. આનંદમય જીવઆધારભૂત બ્રહ્મને આશ્રયે રહેલ છે માટે પુચ્છરૂપ બ્રહ્મનું પ્રધાનપણું છે. (સિદ્ધાન્ત).

**विशेष विवेचन**—ब्रह्म पुच्छं प्रतिष्ठा એ શ્રુતિમાં બ્રહ્મનું આનંદમયના અંગરૂપે કથન છે કે પ્રધાનપણે બ્રહ્મનું પોતાનું જ પ્રતિપાદન છે? (સંશય). આનંદમયના અંગરૂપે પૂર્વોક્ત શ્રુતિમાં બ્રહ્મનું પ્રતિપાદન છે. કારણ કે જગત્‌માં પુચ્છની અવયવરૂપે પ્રસિદ્ધિ છે (પૂર્વપક્ષ). પુચ્છ શબ્દ અવયવનો વાચક નથી, લાંગૂલનો વાચક છે. લાંગૂલ એ વૃષભાદિ પશુશરીરનો અવયવ હોવાથી આનંદમય જીવનો અવયવ સંભવતું નથી. આ પ્રકારે પુચ્છ શબ્દનો મુખ્યાર્થ સંભવિત ન હોવાથી, આધારરૂપ લક્ષ્યાર્થ ગ્રહણ કરવો. બ્રહ્મ આનંદમય જીવનો આધાર છે. કારણ કે જીવની કલ્પનાનું અધિષ્ઠાન બ્રહ્મ છે, આનંદમય પરમાત્મા નથી. કદી મયટ્ પ્રત્યયનો પ્રાચુર્ય અર્થ સ્વીકારીએ તોપણ અલ્પ દુઃખનો સદ્ભાવ પ્રતીત થાય છે. કારણ કે મયટ્ પ્રત્યયનો પ્રચુર અર્થ માનવાથી ઘણે અંશે આનંદવિશિષ્ટ એવો અર્થ થાય. એથી થોડે અંશે તે દુઃખવિશિષ્ટ પણ છે એવો અર્થ નિકળે છે માટે ब्रह्म पुच्छं प्रतिष्ठा એ શ્રુતિવાક્યમાં જીવના આધારરૂપ પુચ્છરૂપ બ્રહ્મનું જ પ્રધાનપણે પ્રતિપાદન છે. આથી કરીને [1]असन्नेव स भवति असद् ब्रह्मेति वेद चेत् । अस्ति ब्रह्मेति चेद्वेद सन्तमेनं ततो विदुः ॥ ४-

१ જો બ્રહ્મને નથી એમ કોઇ જાણે છે તો તે પોતે જ અસત્ થાય છે, એટલે તે પોતે જ નથી; અને જો બ્રહ્મને છે એમ જાણે છે તો એ પોતેછે એમ સહુ તેને જાણેછે.

त्यादि ब्रह्मनो अभ्यास (तेनुं पुनः पुनः कथन) तथा [1]ब्रह्मविदाप्नोति परम् ए उपक्रमे अ-नुकूल थाय छे.

अन्तस्तद्धर्मोपदेशात् ॥२०॥ भेदव्यपदेशाच्चान्यः॥२१॥ सूत्रम्॥

पदो—अन्तः । तद्—धर्म—उपदेशात् ॥ २० ॥ भेद—व्यपदेशात् । च । अन्यः॥२१॥

## ॥[3]सप्तमाधिकरण ॥

हिरण्मयो देवतात्मा किं वाऽसौ परमेश्वरः ?।
मर्यादाधाररूपोक्ते र्देवतात्मैव नेश्वरः ॥
सार्वात्म्यात् सर्वदुरितराहित्या च्चेश्वरो मतः।
मर्यादाद्या उपास्त्यर्थमीशेऽपिस्युरुपाधिगाः ॥ ७ ॥

**मूल श्लोकार्थ**—हिरण्मय, सूर्यमंडलाभिमानी जीव समजवो के परमेश्वर समजवा? (संशय). तेनी मर्यादा, तेनो आधार तथा तेनुं रूप श्रुत छे माटे देवभावने प्राप्त थयेलो जीवविशेष समजवो. (पूर्व पक्ष). तेनुं सर्वात्मपणुं तथा सर्व दुरितरहितपणुं प्रतिपादन कर्युं छे एटले हिरण्मय शब्दवडे ईश्वर जाणवा. उपाधिगत मर्यादा, आधार तथा रूप, उपासनानिमित्ते ईश्वरने विषे पण संभवे छे. (सिद्धांत).

**विशेष विवरण**—छांदोग्य उपनिषद्‌ना प्रथम अध्यायमां उद्‌गीथ उपासनाने विषे गौण उपास्योनुं निरूपण करी प्रधान उपास्यनुं कथन करवा आ प्रमाणे आरंभ करे छे-[4]अथ य एषोन्तरादित्ये हिरण्मयः पुरुषो दृश्यते० आ श्रुतिमां हिरण्मय पुरुष ते जीवने कह्यो छे के ईश्वरने ? एवो संशय उत्पन्न थाय छे. सूर्यमंडलमध्ये कोई जीवविशेष, उत्तम प्रकारनां कर्म तथा उपासनाना बलथी देवभावने पामीने जगतने प्रकाश आपवारूप पोताना अधिकारनुं निर्वहण करतो सूर्यमंडलमां रह्यो छे तथा ईश्वर पण सर्वव्यापक होवाथी सूर्यमंडलमां स्थित छे माटे पूर्वोक्त संशय संभवे छे. त्यां पूर्वपक्षी कहे छे-के हिरण्मय पुरुष देवभावने पामेलो जीवविशेष समजवो कारण के ते पुरुषनां ऐश्वर्यनी मर्यादानुं तेना आधारनुं, तथा तेना रूपनुं कथन करेलुं छे. [5]ये चामुष्मात् पराञ्चो लोकास्तेषां चेष्टे देवकामानां च० ए प्रमाणे पूर्वोक्त पुरुषना ऐश्वर्यनी मर्यादा बतावी छे. अंतरादित्ये० ए प्रमाणे पूर्वोक्त पुरुषना आधारनुं बोधन कर्युं छे. हिरण्मयः हिरण्य श्मश्रुः ए रूपने ज-

१ ब्रह्मवित् परमात्माने जाणे छे. २ सूर्यमंडलमां तथा नेत्रमां जे पुरुष श्रुत छे ते ईश्वर छे, कारण के तेने विषे ईश्वरना धर्मो उपदिष्ट छे. २०. आदित्यादि शरीरोना अभिमानी जीवोथी ईश्वरनुं भिन्न कथन कर्युं छे माटे जीवथी भिन्न हिरण्मय पुरुष ईश्वर छे. २१. ३. हिरण्मयवडे वाच्य परमेश्वर ज छे, ए वार्ताने सप्तम अधिकरण प्रतिपादन करे छे. ४ जे आ सूर्यमंडलमां तेजोमय पुरुष उपासकोने प्रतीत थाय छे. ५ जे सूर्यमंडलनी नीचे लोको छे तेमनां तथा देवोना भोगोना सूर्यमंडलस्थ पुरुष नियंता छे.

કાર્યમાં આવનાર સંપૂર્ણ વિઘ્નોનો લય કરી કાર્ય સમાપ્ત કરાવનાર ગણપતિ[1] એટલે શરીરરૂપ જે આત્મા તેનું, તથા ભારતી[2] એટલે પરા, પશ્યતી, મધ્યમા તથા વૈખરી એ ચાર વાણીરૂપ જે સરસ્વતી તેનું, તથા ભુવનપતિ[3] એટલે અંડકટાહના ભીતરનો પ્રદેશ જે જગત્ (અધઃ, ઉર્ધ્વ, મધ્ય મળી ત્રિભુવન) તેના જે પતિ અર્થાત્ ઈશ્વર તેમનું, તથા સર્વજ્ઞ એટલે ત્રણ ગુણોના કારણરૂપ તથા ભુવનપતિની માતારૂપ જે મહામાયા શક્તિ, તેના પતિ જે મહેશ્વર અર્થાત્ જે બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્રાદિ દેવતાઓનું ઉપાસ્ય સ્વરૂપ છે, તથા જે શબલ બ્રહ્મ, પરબ્રહ્મ, મહાવિષ્ણુ, મહારુદ્ર આદિ શબ્દોથી વર્ણાય છે તેમનું—આ પ્રકારે વરદ, વિનાયક, ભારતી, ભુવનપતિ તથા સર્વજ્ઞ એ પાંચ શબ્દવડે જે ઓળખાય છે તેમનું સ્મરણ કરીને આ શુભ યજ્ઞનો ( ગ્રંથનો ) પ્રારંભ કરીએ છીએ, જેથી તે નિર્વિઘ્ન પૂર્ણ થાય.

**धर्म, अर्थ ने काम वळि, मोक्षसहित जे चार,–**
**पदार्थ पामी शमी गया, ते नर जगमां सार. ॥२॥**

સ્પષ્ટાર્થ—ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પદાર્થ જગતમાં જન્મ ધરીને પ્રાપ્ત કરવા યોગ્ય મનાયા છે. જેથી તે ચાર પદાર્થ પામીને જે પુરુષો જગમાં એટલે સંસારમાં અથવા પોતાના પ્રાપ્ત નામરૂપમાં, શમી ગયા એટલે પુનઃ તે સ્વભાવ તથા તે કર્મબંધનથી બંધાઈને ભ્રમવારૂપ જન્મમરણથી રહિત થયા તે જ પુરુષો સૃષ્ટિના સારરૂપ થયા છે, અર્થાત્ નિઃસાર નામરૂપાત્મક સૃષ્ટિમાં સારરૂપ જે પરમતત્ત્વ, તે પરમતત્ત્વાકાર પરિણામને પામ્યા છે, એટલે તદાકાર થઇ રહ્યા છે. આ દોહરાથી ગ્રંથના વિષયનું ભાન કરાવ્યું છે, અર્થાત્ ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એ ચાર પદાર્થ જ પામવાયોગ્ય છે, તેથી તે પામવાની યુક્તિનું વર્ણન કરવું એ આ ગ્રંથનો પ્રધાન વિષય છે. ત્યાં ધર્મ[4] એટલે શ્રુતિ તથા સ્મૃતિએ જે વિધાન કરેલ છે તે, તેમ જ વાસ્તવ સુખનું જે અસાધારણ કારણ તે. અર્થ[5] એટલે ધન. કામ[6]

---

૧ ગણ એટલે ઇંદ્રિયગણ તેના જે પતિ તે ગણપતિ એટલે શરીરાંતરસ્થિત આત્મતત્ત્વ. અથવા વિશ્વવ્યવસ્થાપક ઈશ્વર જે સદાશિવ—મહારુદ્ર—તેમના ગણોના અધિપતિ. વિનાયક, વિઘ્નરાજ, દ્વૈમાતુર, ગણાધિપ, એકદંત, હેરંબ, લંબોદર, ગજાનન વિગેરે ગણેશનાં નામ છે. ૨ બ્રાહ્મી, ભારતી, ભાષા ગીઃ (ગિરા), વાક્, વાણી, સરસ્વતી વ્યાહાર, ઉક્તિ, લપિત, ભાષિત, વચન, વચ વિગેરે વાણીનાં નામ છે. રાજસ અહંકાર તથા ક્રિયાશક્તિનું આદિ કાર્ય હોવાથી એને બ્રાહ્મી નામ આપ્યું છે. અત્ર ભારતી શબ્દવડે વાણીની પ્રવર્તક શક્તિ સંબન્ધી. ૩ આ સ્થલે ભુવનપતિ શબ્દથી બ્રહ્મા, વિષ્ણુ, તથા રુદ્રનું, ક્રિયાશક્તિ જ્ઞાનશક્તિ તથા દ્રવ્યશક્તિ, જે રાજસી, સાત્ત્વિકી, તથા તામસી શક્તિઓનાં નામોથી અન્ય ગ્રંથે વર્ણાઈ છે, તે સહિત ગ્રહણ કરવું. ૪ પુણ્ય, શ્રેયઃ, સુકૃત, વૃષ એ ધર્મના વાચક છે. ૫ દ્રવ્ય, વિત્ત, સ્વાપતેય, રિક્થ, ઋક્થ, ધન, વસુ, હિરણ્ય, દ્રવિણ, દ્યુમ્ન, અર્થ, રા, વિભવ, એ ધનના વાચક છે. ૬ કામ, અભિલાષ, દોહદ, ઇચ્છા, કાંક્ષા, સ્પૃહા, ઈહા, તૃટ્, વાંછા, તર્ષ, લિપ્સા, મનોરથ એ સ્પૃહાના વાચક છે.

એટલે સ્ત્રિયાદિ સંપૂર્ણ વિષયની ઇચ્છા. મોક્ષ[1] એટલે જન્મમૃત્યુરૂપ સંસારચક્રમાં થતા ભ્રમણથી રહિત થવું તે.

**छे इच्छा उर सर्वने, पण विधिनुं अज्ञान,**
**विधिदाता पण सुलभ ना,—पामी शके अघवान॥३॥**

સ્પષ્ટાર્થ—છે ઇચ્છા ઉર સર્વને એ ચરણથી અધિકારીનું ભાન કરાવ્યું. અર્થાત્ ધર્મ, અર્થ, કામ, અને મોક્ષ એની સર્વને ઇચ્છા હોય છે, માટે સર્વ અધિકારી છે. આ સ્થળે સર્વ શબ્દે આસ્તિક્ય બુદ્ધિવાળાં મનુષ્યોનું પ્રધાનપણે ગ્રહણ કરવું. કારણ અર્થકામના તો નાસ્તિકો પણ અધિકારી છે, તથાપિ અત્ર વર્ણેલા ધર્મ તથા મોક્ષના અધિકારી તો આસ્તિક્ય બુદ્ધિવાળાં મનુષ્યો જ છે. વિશેષ પક્ષથી જોતાં નાસ્તિકો વિગેરે પણ પોતપોતાના માનેલા ધર્મ તથા મોક્ષને મેળવવા ઇચ્છે છે, તેથી તેઓ પણ અત્ર ગૌણ અધિકારી ગણીને સર્વ શબ્દમાં સમજવા. તાત્પર્ય એ કે ખરૂં જોતાં તો સુખની ઇચ્છાવાળાં સર્વ મનુષ્યો અધિકારી જ છે, કારણ વાસ્તવ ધર્મ તથા મોક્ષવિના યથાર્થ સુખ કોઇને જ પ્રાપ્ત થતું નથી.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પદાર્થની સર્વના હૃદયમાં ઇચ્છા છે, પણ તે મેળવવાનો વિધિ એટલે રીતિ—ઉપાય—સાધન—ને તેઓ જાણતા નથી. તેમાં અઘવાન એટલે પાપી પ્રાણિઓ તો વિધિદાતાને અર્થાત્ તે રીતિના જ્ઞાનને આપનાર યથાર્થ જ્ઞાતાને પણ સહેલાઇથી મેળવી શકતા નથી. જેથી પુણ્યવાન્ પુરુષો જ મુખ્ય અધિકારી છે.

**पामे जन युक्ति घणा, (पण) रहे वस्तु प्रतिकूल,**
**यथार्थ युक्ति विना कदी, शमे न मायाशूल॥४॥**

સ્પષ્ટાર્થ—ઘણાં માણસો યુક્તિને તો શાસ્ત્ર તથા શાસ્ત્રદ્વારા જાણી શકે છે, પણ વસ્તુ જે પરમતત્ત્વ તે તેમને પ્રતિકૂલ જ રહે છે; અર્થાત્ શાસ્ત્ર જે સામાન્ય યુક્તિનું જ માત્ર કથન કરનાર છે, વ્યક્તિપરત્વે અનુકૂલ પડે એવી સંપૂર્ણ વિશેષ યુક્તિને કથન કરનાર નથી તે શાસ્ત્ર. તથા કેવલ શબ્દજ્ઞાનવાળા શાસ્ત્રજ્ઞ પુરુષો જેઓ તે જિજ્ઞાસુને તત્ત્વાનુભવ કરાવવા તત્પર થાય છે તેઓ યથાર્થ યુક્તિથી પોતે જ અજ્ઞાત હોય છે તો તેમને યથાર્થ યુક્તિ શી રીતે આપે? ન જ આપે. અને યથાર્થ તત્ત્વસ્વરૂપાનુભવની યુક્તિ મળ્યા વિના આ રજ તમ સત્ત્વ એ ત્રણ ગુણરૂપ ઉપાધિવાળું માયારૂપ[2] શૂલ અર્થાત્ પીડાનું કારણ શમે એમ નથી.

**मायाशूल शमाववा, औषध विधि अपार,**
**पण प्रकृति प्रतिकूल तो, गुण नव करे लगार॥५॥**

---

૧ મોક્ષ, મુક્તિ, કૈવલ્ય, નિર્વાણ, શ્રેયસ્, નિઃશ્રેયસ, અમૃત અને અપવર્ગ એ મોક્ષનાં વાચક છે. ૨ માયા, અવિદ્યા, પ્રકૃતિ, શક્તિ, અવ્યક્ત, અવ્યાકૃત, અજા, અજ્ઞાન, તમ, તુચ્છા, અનિર્વચનીયા, સત્યા, મૂલા, તુલા અને યોનિ એ માયાના વાચક છે.

સ્પષ્ટાર્થ—માયાશલ્ય શમાવવાને વિધિ અપાર અર્થાત્ ઘણી પ્રકારનાં—પાર વિનાનાં ઔષધો છે. પણ પ્રકૃતિ એક પ્રકારની હોય અને ઔષધ અન્ય પ્રકારનું હોય તો તે શલ્ય શમાવવાને બદલે વધારે છે, લગાર પણ ગુણ કરતું નથી.

**योग्य परीक्षा साधीने, युक्ति ग्रहे यथार्थ,**
**पण कृति योग्य न थाय तो, स्वप्ने सरे न स्वार्थ॥६॥**

સ્પષ્ટાર્થ—યોગ્ય પરીક્ષા સાધીને એટલે જેમ વૈદ્યપાસે પોતાના રોગની પરીક્ષા રોગી કરાવે છે અને પછી તે વૈદ્ય વાત, પિત્ત, કફ અથવા મિશ્ર દોષોમાં કયા દોષની પ્રધાનતાથી આ વ્યાધિ થયો છે તે તથા મૂલ પ્રકૃતિ એ બંનેનો વિચાર કરીને તેમે યોગ્ય ઉપાય આપે છે તેમ રજ, તમ, સત્ત્વ અથવા મિશ્ર પ્રકૃતિમાં કયા ગુણની પ્રધાનતા પોતાનામાં વર્ત્તે છે, અને પોતાની મૂલ પ્રકૃતિ કયા ગુણપ્રધાન છે, એ વિગેરે વિચારોથી યોગ્ય પરીક્ષા કરાવીને અધિકારી આ ત્રિગુણમયી માયાના કાર્યપ્રપંચરૂપ શલ્યને શમાવવા જેવી ઘટે એવી યુક્તિ લે. પણ જેમ કુશલ વૈદ્ય પોતાના સમીપ આવેલા રોગીને ઔષધિ બનાવવાના, ખાવાના તથા પથ્યાપથ્ય સેવવાના વિધિને યથાર્થ જણાવે તથાપિ તે રોગી પ્રમાદઆલસ્ય વિગેરે દોષથી તેમાં ન્યૂનાધિક કરે તો રોગનિવૃત્તિરૂપ ઇચ્છિતાર્થ મળતો નથી તેમ પ્રકૃતિની પરીક્ષા કરી, આપેલા વિધિપ્રમાણે યોગ્ય સ્થાન, સંગત, આહાર, તથા વિહારને સેવવારૂપ સર્વ ક્રિયા ન કરે તો પ્રાપ્તવ્ય સ્વાર્થ જે ધર્મ અર્થ કામ અને મોક્ષ તે સ્વપ્નમાં પણ સિદ્ધ થયેલો ન અનુભવે તો જાગ્રતમાં તો ક્યાંથી જ અનુભવે? તાત્પર્ય કે યોગ્ય કૃતિ નથી થતી તો સ્વાર્થ સિદ્ધ થતો નથી. (અપૂર્ણ.)

---

## ॥ॐ श्री॥

## ॥सन्मित्रनुं मित्रप्रति पत्र॥

( અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૨૩૨ થી.)

ઉક્ત બે પ્રકારના યોગીને અન્ય કોઈ સ્થલે યુંજનયોગી અને યુક્તયોગી પણ કહ્યા છે. ત્યાં આ સ્થલે કહેલા યુક્તયોગીને તો અન્ય કોઇ સ્થલે યુંજનયોગી કહેછે અને અત્ર કહેલા વિયુક્ત યોગીને અન્ય કોઇ સ્થલે યુક્તયોગી કહીને વર્ણવ્યા છે.

*પ્રિય બાઇ! આ જગતમાં યોગબલ સમાન કોઈ બલ નથી.* આ જીવોને એ યોગ બલ જ જીવત્વથી મુક્ત કરેછે અને ઈશત્વને પ્રાપ્ત કરેછે તથા અંતમાં વસ્તુરૂપ પણ કરેછે. આ જીવોએ દૃષ્ટ વિષયસંબંધી કામ, રાગ તથા ભોગ યોગબલથી ભ્રષ્ટ રાખે છે. આ સ્થલે આમોદયુક્ત શુભાશુભ વિષયોની પ્રાપ્તિની ઇચ્છા તે કામ છે. પ્રાપ્ત વિષયોમાં અસંત સુખબુદ્ધિજન્ય આસક્તિ છે તે રાગ છે, અને તેનો સર્વાર્થસિદ્ધિના નિયમોના વિસ્મરણપૂર્વક જે સંયોગ વા ઉપભોગ કરવો તે ભોગ છે. આ કામ, રાગ અને ભોગને અનુસરતી મતિ યોગબલને યથાનિયમે પ્રાપ્ત કરી શકતી નથી. એ કામ પણ વિચારપૂર્વક જોતાં ત્રણ ભેદ-

વાળો હોયછે. (૧) સ્થૂલઉપાધિસંસર્ગજન્ય, (૨) સૂક્ષ્મઉપાધિજન્ય અને (૩) વાસના-સંસ્કારજન્ય. પ્રથમનો જે સ્થૂલઉપાધિસંસર્ગજન્ય હોવાથી સ્થૂલ કામ ગણાયછે તેની વિશેષતઃ પ્રતીતિ બાહ્ય વિષયસંસર્ગવડે હોયછે, અને બાહ્યસંગની નિવૃત્તિ થવાથી તે સ્થૂલ કામ શમી જાયછે. જેથી યથાર્થ યોગબલની ઇચ્છાવાળાએ સ્થૂલ કામના ત્યાગઅર્થે બાહ્ય સંબંધનો ત્યાગ કરવો ઘટેછે. તે બાહ્યસંગમાં પણ અનુકૂલપ્રતિકૂલપણાથી બે ભેદ છે. તેમાં યોગબલનો વિરોધી એવો જે પ્રતિકૂલ સંગ છે તે તો પ્રથમ જ ત્યજવો જોઇએ છે. અને જે યોગબલનો સહાયક વા અનુકૂલ સંગ છે તે તો પ્રથમ સેવવા યોગ્ય છે. આ સ્થલે યોગતત્ત્વવિદ્ મહાત્માઓ અને યોગબલ પ્રાપ્ત કરવાના માર્ગના જાણનારા તથા તે માર્ગમાં યથાવિધિ પ્રવેશેલા એવા યોગમાર્ગાનુસારીઓનો સંગ અનુકૂલ સંગ છે. યોગનાં સાધન તથા ફલાદિના પ્રતિપાદક નિર્દોષ ગ્રંથોનું અવલોકન વા યોગ્ય પુરુષદ્વારા શ્રવણ એ પણ અનુકૂલ સંગમાં ગણાયછે. અને યોગતત્ત્વને ન જાણનારા એવા અજ્ઞાન તથા યોગતત્ત્વને ન જાણનાર છતાં અવિચારથી તેમાં અશ્રદ્ધા ઉપજાવનાર અસાવધ મનુષ્યોનો, તથા અયોગ્ય પ્રકારે યોગનું અનુષ્ઠાન કરવા છતાં પોતાને સર્વજ્ઞ પંડિતસમ માનનાર મનાવનારનો, તથા યોગથી અપરિચિત છતાં યોગ જાણનાર પુરુષસરખા વેષથી યોગના પ્રવર્તકપણાના અભિમાનવાળા પુરુષોનો સંગ તે પ્રતિકૂલ સંગ છે. તથા યથાક્રમે નિર્દોષપણે યોગનાં સાધનફલાદિને ન પ્રતિપાદન કરવા છતાં યોગના વિરોધી સિદ્ધાન્તોને વા નિયમોને વિધિરૂપે પ્રતિપાદન કરનાર અથવા યોગબલનો નિષ્પ્રયોજન નિષેધ કરનાર ગ્રંથોનું અવલોકન અથવા અયોગ્ય પુરુષદ્વારા શ્રવણ તે પણ પ્રતિકૂલ સંગ ગણાય છે.

આ વિના જે સજ્જન પુરુષોને યોગના આદર કે અનાદરમાં રાગદ્વેષ નથી પણ જે સદાચારયુક્ત હોયછે એવા દુરાગ્રહરહિત સજ્જનોનો સંગ તે અનુકૂલપ્રતિકૂલ ન હોવાથી સમ ગણાયછે. જેથી તે સમ સંગ યોગબલના સાધકોએ આગ્રહવડે સેવવા કે ત્યજવા યોગ્ય નથી. અને દુર્જન અર્થાત્ દુરાચારથી વર્તનારા દુરાગ્રહી મનુષ્યોનો સંગ તો સર્વને ત્યજવા યોગ્ય છે એમ વિધાન કરવાની આવશ્યકતા અત્ર રહેતી નથી.

બીજા પ્રકારનો કામ જે સૂક્ષ્મ ઉપાધિથી અર્થાત્ મનમાં થતાં વિષયોનાં ચિંતનસ્મરણથી પ્રકટેછે તેને સૂક્ષ્મ કહ્યો છે. એ કામ પુનઃ પુનઃ વિષયોનાં સ્મરણચિંતનથી પુષ્ટ થાયછે અને વિષયોના વિસ્મરણથી અથવા તો વિષયોમાં દુઃખબુદ્ધિ દૃઢ થવાથી શિથિલતાને પ્રાપ્ત થતો નાશને પ્રાપ્ત થાય છે. વિષયપદાર્થોમાં દોષદર્શન કરનાર પુરુષને જ્યારે વિષયોમાં સુખબુદ્ધિના અભાવવડે પ્રકટતી અસ્પૃહાદ્વારા દૃઢ વિરાગ પ્રાપ્ત થાયછે ત્યારે આ સૂક્ષ્મ કામ નિર્મૂલ થાયછે.

ત્રીજો જે વાસનાસંસ્કારજન્ય કામ છે તે સૂક્ષ્મ તથા સ્થૂલ કામના પ્રાદુર્ભાવમાં પ્રસંગે કારણરૂપ હોવાથી કારણરૂપ કામ પણ કહેવાયોગ્ય છે. એ કામ જીવોને સ્પષ્ટ હોતો નથી પણ એ કારણરૂપ કામ યાવત્પર્યન્ત વિદ્યમાન હોયછે તાવત્પર્યન્ત સ્થૂલસૂક્ષ્મ કામનો જય કરનાર પુરુષ પણ કૃતાર્થ થયો ગણાતો નથી. કારણ કે તે મૂલ વાસનાસંસ્કાર સમય પ્રાપ્ત થવાથી ક્રમવડે સૂક્ષ્મ તથા સ્થૂલ કામને પ્રકટાવનાર પ્રસંગોને પ્રાપ્ત કરેછે, જેથી પુરુષે

# ॥ श्रीत्रिभुवनविजयीखंड ॥

(અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ટ ૨૫૮ થી)

વીરવિજયચંદ્ર કહે છે, હે સુભાગ્યવંત પ્રજાપ્રમુખ પુરુષો તથા પ્રધાનાદિ રાજસેવકો ! તમારો અને મારો આ સ્થાને આ ક્ષણે થયેલો સંબંધ કોઈ વિલક્ષણ કર્મજ સત્તાબલે અથવા તો ઇષ્ટસંકેતવડે થયો હોય એમ પ્રતીત થાય છે. તમારી તથા મારી ભાગ્યરેખા જ જો આ સંબંધમાં કારણરૂપ હશે તો તેમાં પણ તમારી ભાગ્યરેખા જ અધિક શુભ બલવતી હોવી ઘટે છે કારણ કે મારા અત્ર આગમનથી તમારૂં સર્વેનું હિત જેવું સચવાય એમ છે તેવું મારુ કાંઇ પણ હિત વસ્તુતઃ જળવાય એમ નથી, કારણ કે મારી ઇચ્છાનો વિષય અને નિશ્ચય ભિન્ન છે તમે કોઇ એમ ધારતા હશો કે આ પુરુષને માર્ગે ચાલતાં વિના પ્રયત્ને રાજ્ય મળ્યું છે તેથી એની ભાગ્યરેખા બલવતી છે, તો તેમ નથી. કારણ કે મને તો ગર્ભથી તે આ ક્ષણપર્યંત આ કરતાં પણ વિશાલ પૃથ્વીનું રાજ્ય પ્રાપ્ત જ છે. કદાચિત્ તમારામાંથી કોઈ એમ ધારતું હશે કે આ પુરુષને રાજ્યસહિત દિવ્યસરખી રૂપગુણવતી રાજકન્યા સહજમાં પ્રાપ્ત થઈ છે તેથી એની ભાગ્યરેખા બલવતી છે, તથાપિ એ ધારવુ પણ યોગ્ય નથી. કારણ કે આથી અધિક રૂપગુણવતી મનાતી અનેક કન્યાઓ મારે અર્થે સમર્થ નૃપતિયોના ગૃહમાં વિદ્યમાન છે, અને તેમની આવેલી માગણીઓનો અનેક વાર મેં તિરસ્કાર કર્યો છે. આ વિના અનેક કારણોવડે પણ જોતાં મારા અત્ર થયેલા આગમનમાં મારી ભાગ્યરેખા બલવતી ગણાય એમ નથી, તેમ જ મને પણ મારા ભાગ્યોદયનું મારા નિશ્ચયાનુસાર કોઇ સાક્ષાત્ ચિહ્ન આ ક્ષણપર્યંત પ્રતીત થયું નથી. જેથી તમારી જ સર્વની બલવતી ભાગ્યરેખાએ મને અત્ર આકર્ષી આણ્યો છે એમાં કાંઇ સંદેહસરખું નથી.

હોય તે સુગુણવાળો ગણાય છે; કન્યાકરતાં આઠથી પંદર વર્ષ અધિક વયવાળો હોય તે યોગ્ય વયવાળો પતિ ગણાય છે; અને વિશેષે કરીને રોગરહિત, સર્વ અવયવવાળો, તથા કન્યાકરતાં અને અન્ય સામાન્ય બલવાળા પુરુષોકરતાં અધિક બલવાળો હોય તે યોગ્ય બલવાળો પતિ ગણાય છે. આ પ્રકારનો હોવા છતાં પણ જે કુલીન અર્થાત્ જેના કુલમાં પૂર્વે કદો સદાચારનો લોપ થયો નથી અને જે પોતે પણ સદ્ધર્મપરાયણ હોઈને સદાચારને સેવનાર હોય તે પતિને પ્રાપ્ત કરનાર કન્યા સુભાગ્યવતી ગણાય છે. આ આદિ સર્વ પ્રકારે જોતાં તમારી આ રાજકન્યા પણ બલવતી ભાગ્યરેખાવાળી ગણાવી ઘટે છે.

એ જ પ્રમાણે આ લોકમાં જે પ્રજાને પ્રજાનાં દુઃખને જાણી તે દુઃખથી અનેક યત્નવડે પણ તેને મુક્ત કરવાની ઇચ્છાવાળો, આલસ્યાદિ દોષોથી રહિત રહીને ઉદ્યોગને સેવનારો, તથા પોતાના સુખની સ્પૃહા વિનાનો છતાં પ્રજાના સુખને જ પોતાનું સુખ માનનારો કુલીન ક્ષત્રિય રાજા મળે છે તે પ્રજા પણ બલવતી ભાગ્યરેખાવાળી ગણાય છે. વળી જે રાજા પોતાની પ્રજાપાસેથી તેમના પ્રાપ્ત થતા ધનમાંથી તેમનું પોષણ થતા રહેલા શેષમાંથી યોગ્ય વિભાગમાત્ર લેવાના નિયમવાળો હોય, તથા જે રાજા ન્યાયથી પોતાના કોશની યોગ્ય વૃદ્ધિ કરનારો છતાં પોતાની પ્રજાના દુર્ભિક્ષને જાણનારો હોય તથા જે પોતાની પ્રજાના ગૃહમાં રહેલી સંપત્તિને જ પોતાના કોશરૂપ વિશેષતઃ સમજતો હોય, તથા જે પોતાની પ્રજાને દારિદ્ર્યાદિ દુઃખોમાં ન નાંખનાર તથા અન્યાય અને સ્વાર્થથી ન પીડનાર હોય તેવા રાજાની પ્રજા જ આ લોકમાં સુભાગ્યવતી મનાય છે. આ આદિ વિચારવડે જોતાં આ રાજ્યની પ્રજા પણ બલવતી ભાગ્યરેખાવાળી છે એમાં સંદેહ નથી.

વળી જે સેવકોને સેવકોના ગુણદોષ જોવામાં કુશલ અને ગુણદોષના પ્રમાણનો નિશ્ચય કરીને ગુણવાનને લાભ આપનાર તથા દોષવાનને દંડ આપનાર કુલવાન્ સેવ્ય પ્રાપ્ત થાયછે તે સેવકોની ભાગ્યરેખા પણ આ લોકમાં બલવતી ગણાય છે. આ પક્ષે જોતાં આ રાજસેવકોની પણ કર્મરેખા બલવતી છે,

હે સજ્જનો! આ આદિ વિચારોવડે મને સ્પષ્ટ ભાસે છે કે તમારા સર્વના સુભાગ્યે જ મને અત્ર આણેલો છે.

વિશેષ કહેવાનું વળી એ છે કે આ સંસારપ્રપંચથી નિવૃત્ત થયેલા તમારા રાજા ઈશ્વરના અનુગ્રહના પાત્ર હોવા જોઈએ. કારણ કે કેવલ જીવદૃષ્ટિથી જોનાર સર્વ જીવોની દૃષ્ટિવડે અયોગ્ય નિશ્ચય કરાય એવો સંકલ્પ કરવા છતાં પણ તે સંકલ્પ ઉત્તમ પ્રકારે સિદ્ધ થયો પ્રતીત થાય છે. કોઇ પણ કુલીન ક્ષત્રિય પ્રજાપતિ સામાન્ય મતિથી એવો સંકલ્પ કરે નહિ કે અમુક દિવસે અમુક દિશાના દ્વારમાં અમુક સમયે પ્રથમ પ્રવેશ કરે તેને કુલવર્ણાશ્રમાદિનો વિચાર કરવા વિના જ આ રાજ્યસત્તા કન્યાસહિત અર્પણ કરવી. કારણ કે કદાચિત્ ચાંડાલે જ તે સમયે પ્રવેશ કર્યો તો તે ચાંડાલ જ આ પ્રજા તથા રાજકન્યાનો પતિ થાય. અને તેમ થાય તો શુદ્ધવર્ણાશ્રમયુક્ત આ પ્રજા તથા કુલવતી ક્ષત્રિયકન્યા દોષને પ્રાપ્ત થાય, અને શુદ્ધ વ્યવહારમાં મોટો અનર્થ થવાનો સંભવ આવે. ઉત્તમ પ્રકારે ધર્મકર્મની વ્યવસ્થા રહે નહિ તેથી પ્રજા તથા કન્યા પતિત થાય અને જો

પ્રકારે પોતાના કુલને તથા પ્રજાને પતિતાવસ્થાને પ્રાપ્ત કરનાર પુરુષ પણ અધોગતિનો અધિકારી થાય. આ આદિ અનેક કારણોનો વિચાર કરતાં સામાન્ય જીવબુદ્ધિથી તમારા કુશલ રાજાએ આ સંકલ્પ કર્યો હોય એમ પ્રતીત થતું નથી.

આ પ્રકારનો સંકલ્પ નિર્ભયપણે કોણ કરી શકે એ સંબંધમાં જો આપણે વિશેષ વિચાર કરીએ તો સ્પષ્ટ ભાસે છે કે કાં તો સિદ્ધપ્રારબ્ધવાદી અથવા તો ત્રિકાલજ્ઞ પુરુષ જ નિઃશંકપણે આ વિધિ સંકલ્પ કરી શકે. આ સ્થલે આ જગતના સર્વ વ્યવહાર કોઇ મુખ્ય પ્રવર્તક સત્તાવડે જ થાય છે એવું અથવા બીજરૂપે સર્વ થતા વ્યવહારોનાં કારણો મૂલ કારણમાં છે જ અને તેને યોગ્ય સમયે યોગ્ય ક્રમનિયમમાં પ્રવર્તાવનાર સત્તા પણ તેમાં જ નિત્યસિદ્ધ છે જેથી કોઇએ પણ કર્તૃત્વાભિમાન ધરવાની ચિંતા કર્યા વિના જ પોતપોતાના સમયે કાર્યમાત્ર યોગ્યાયોગ્ય પ્રકારે મૂલ કારણની વ્યવસ્થાપ્રમાણે થયાં છે થાય છે અને થશે એવું દૃઢપણે માનનાર પુરુષ સિદ્ધપ્રારબ્ધવાદી છે એમ સમજવું.

આ પ્રકારનો સિદ્ધપ્રારબ્ધવાદી વસ્તુતઃ ત્રિકાલજ્ઞ પુરુષ જ હોવો ઘટે છે, કારણ કે અલ્પજ્ઞ પુરુષનું અંતઃકરણ અદૃઢ હોય છે. અવિદ્યાના સંબંધથી ચાંચલ્યદોષવાળું હોવાથી જ્યાંસુધી યથાર્થ રીતે વસ્તુસાક્ષાત્કાર થતો નથી ત્યાંસુધી ત્રિકાલજ્ઞ કે સર્વજ્ઞ થવાતું નથી. અને ત્રિકાલજ્ઞ કે સર્વજ્ઞ થયા વિના પૂર્વે શું શાથી હતું, વર્તમાનમાં શું શાથી છે, વા થાય છે, અને ભવિષ્યમાં શું શાથી થશે એ યથાવત્ જાણી શકાતું નથી; અને તે ન જણાતા સુધી પ્રારબ્ધવાદમાં અચલપણે મતિ સ્થિર થતી નથી.

કદાચિત્ કોઇ એમ કહે કે જે પુરુષ જગતના કારણરૂપે ઈશ્વરને માને છે અને તે ઈશ્વરથી વા ઈશ્વરની સત્તાથી આ જગતના સર્વ વ્યવહારો થાય છે તથા તે ઈશ્વર આ આખા વિશ્વપ્રપંચના પ્રારંભરૂપ હોવાથી સમગ્ર વિશ્વવ્યવહારના સૂક્ષ્મ સંસ્કાર તે ઈશ્વરમાં અથવા ઈશ્વરની સત્તામાં રહેલા છે અને તેવડે જે જે થનાર છે તે તે નિર્વિઘ્ન જ્યારે ત્યારે થયા જ કરે છે એમ સ્વીકારે છે; છતાં તે સર્વજ્ઞ કે ત્રિકાલજ્ઞ નથી તો તે સિદ્ધપ્રારબ્ધવાદી ગણાય કે નહિ ? તો બુદ્ધિમંત પુરુષો એવું ઉત્તર એ જ આપે કે ના નહિ જ. એવું માનવા માત્રથી સિદ્ધપ્રારબ્ધવાદી થવાતું નથી, પણ તે માનવા પ્રમાણેની કૃતિ તથા સ્થિતિ પણ હોવી ઘટે છે. અને જ્યારે કોઈ પણ પુરુષ સિદ્ધપ્રારબ્ધવાદીની સ્થિતિને પ્રાપ્ત થાય છે ત્યારે પૂર્વે તેના સદૃઢ નિશ્ચયના બલે તેને ઈશ્વરનો સાક્ષાત્કાર થવાથી ત્રિકાલજ્ઞતા કે સર્વજ્ઞતા અવશ્ય પ્રાપ્ત થવી સંભવે છે. અને તે પ્રકારે જ્યારે તે પુરુષને યથાવત્ કારણસ્વરૂપનો સાક્ષાત્કાર થાય છે ત્યારે જ તે જ્ઞાનવાન્ તત્ત્વજ્ઞ પુરુષ સિદ્ધપ્રારબ્ધવાદી થયો મનાય છે.

હે બુદ્ધિમંત પુરુષો ! આટલું કહીને મારે એ કહેવાનું છે કે તમારા રાજા એક પક્ષથી જોતાં સિદ્ધપ્રારબ્ધવાદી અર્થાત્ વસ્તુજ્ઞાનવાળા હોવા ઘટે છે; અને તેથી જ તેમણે કરેલો સંકલ્પ યોગ્ય પ્રકારે સિદ્ધિને પામેલો પ્રતીત થાય છે; અથવા તો સિદ્ધપુરુષાર્થવાદી હોવાથી યોગ્ય પ્રયત્નવડે ત્રિકાલજ્ઞ કે સર્વજ્ઞ થયેલા હોવા ઘટે છે. નહિ તો આ પ્રકારનો સંકલ્પ કરનાર અજ્ઞાન મનુષ્યો જેમ દોષને પાત્ર ગણાય છે તેમ તે પણ ગણાવા ઘટે છે.

આ જગત્‌માં અયોગ્ય અંતઃકરણવાળાં ઘણાં મનુષ્યો સિદ્ધને ધરે એવા સંકલ્પો કરેછે. પરંતુ તે ન પળવાથી અથવા સંકલ્પ થયા પછી વિપરીત ફલ પ્રાપ્ત થવાથી સંતાપના ભોક્તા થાય છે; અને તે તાત્કાલિક સંતાપને ભોગવીને જ છૂટતા નથી પણ તેમના અયોગ્ય સંકલ્પથી જે જે અનર્થ નિપજે છે તથા તે અનર્થથી જે જે દોષ થાય છે તે તે દોષનાં જે જે ફલ જે જે સમયે ઉપજે છે તે તે ફલ તે તે સમયે તેમને અવશ્ય ભોગવવાં પડે છે.

આ બે સિદ્ધકોટિમાંની કોઇ એકમાં પણ ન સ્થિત થયેલા અને કંઈક અદૃઢ ચિત્તવાળા પણ ઈશ્વરના અનુગ્રહને પ્રાપ્ત પોતાને માનનારા તથા વ્યવહારમાત્રના વ્યવસ્થાપકરૂપ ઈશ્વરને સ્વીકારનારા એવા કોઈ કોઈ પુરુષો આપત્તિને વશ થયાથી અથવા કોઇ માર્ગ ન સુજવાથી વિકલતાને પ્રાપ્ત થવાથી પોતાની અલ્પજ્ઞતાવાળી મતિમાં અવિશ્વાસ ધરીને એ પ્રકારના સંકલ્પ કરે છે. પરંતુ જો તેમના ઉપર ઈશ્વરાનુગ્રહ હોય છે અથવા તેમની ભાગ્યરેખા બલવતી હોય છે તો તે તેમના વિચારપૂર્વક સાભિમાન ન કરેલા સંકલ્પો પણ ઉત્તમ પ્રકારે અનુકૂલ રૂપમાં સિદ્ધ થાય છે. જેથી તમારા નિવૃત્ત થયલા રાજા જો પ્રથમ કહેલી બે સિદ્ધકોટિમાંની કોઈ એકમાં સ્થિત્ થઈ ત્રિકાલજ્ઞ વા સર્વજ્ઞ કદાચિત્ નહિ થયા હોય તો પણ ઈશ્વરાનુગ્રહવાળા અથવા બલવતી ભાગ્યરેખાવાળા તો ખરા જ. કારણ કે એમનો સંકલ્પ સર્વોત્તમ પ્રકારે સિદ્ધ થયો પ્રતીત થાય છે.

આ વિગેરે અનેક પ્રકારના વિચારથી જોતાં તમારી સર્વની ભાગ્યરેખા જ બલવતી સિદ્ધ થાય છે. એમાં મારી ભાગ્યરેખા જ પ્રધાન કારણરૂપ હોય એમ ભાસતું નથી.

હે સદ્‌ભાગ્યવંત પુરુષો! આ સંસારમાં મનુષ્યશરીરને પ્રાપ્ત થઇને જેણે કોઈ પણ અલૌકિકસરખું સામર્થ્ય ન પ્રાપ્ત કર્યું તો હું તેના જીવનને સાર્થક ગણતો નથી. વિષયપદાર્થો સંપાદન કરવા અને ભોગવવા એ જ કંઇ મનુષ્યજન્મની સાર્થકતાનો હેતુ નથી. જન્મવું, હોવું, વધવું, ક્ષયના ક્રમઉપર પલટવું, ક્ષીણ થવું અને નાશ પામવું એ સર્વ જાતિના શરીરોનો ધર્મ પ્રતીત થાય છે. ખાનપાનાદિ વિષયોનું સેવન અને નિદ્રા એ સર્વ શરીરોમાં ભોગવાય છે. જો મનુષ્યશરીરને પ્રાપ્ત થયા છતાં અન્ય કાંઈ ઉત્કૃષ્ટ ફલ સંપાદન ન કર્યું તો પશુઆદિના શરીરને પામ્યાતુલ્ય જ થયું. માટે મારો તો એ જ નિશ્ચય છે કે કોઇએ પણ મનુષ્યશરીરમાં આવીને ખરું મનુષ્યત્વ પ્રાપ્ત કરીને કોઇ વિશેષ ફલ મેળવવું જ જોઇએ કે જે ફલ અન્ય સામાન્ય શરીરોમાં પ્રાપ્ત થવું અસંભવિત મનાયું છે. મનુષ્યશરીરમાં પણ જાતિવર્ણાશ્રમાદિથી શ્રેષ્ઠ મનાતા પુરુષોએ પોતપોતાના અધિકારનું પણ ઉત્તમોત્તમ ફલ પ્રાપ્ત કરવું જોઈએ. આ પ્રકારના વિચારને સ્વીકારીને જ આ વિશ્વમાં કોઇ અલૌકિકસરખું ફલ મેળવવાની આશા બાંધીને મેં ગૃહ, રાજ્ય, તથા માતાપિતા અને ઇતર સર્વ પ્રકારનાં મનાતાં સુખનો ત્યાગ કર્યો છે, અને કેવલ જગતના આધારરૂપ ઈશના વિશ્વાસથી જ્યાં ત્યાં ઇચ્છા પૂર્ણ કરવાના ઉદ્દેશથી સ્વતંત્રવત્ વિચરું છું. હું રાજકુલમાં ઉત્પન્ન થયો છું, અને રાજસત્તાનો અધિકારી છું તથાપિ અન્ય દુર્બલ દીન પ્રજાજનસરખા સામર્થ્યવાળો હોઇને હું મને પોતાને રાજા મનાવવા ઇચ્છતો નથી. હું ખરા અંતઃકરણથી તેવા રાજાઓનો ધિક્કાર કરુંછું, કે જેઓ નાના પ્રકારનાં દુઃખમાં પ્રજળતી પોતાની

પ્રજાને જોતાં જાણતાં છતાં તેમનાં દુઃખને નિવારણ કરયા વિના અથવા નિવારણ કરવાના સામર્થ્યને ધારણ કરયા વિના પોતાને રાજા કહેવડાવતા પોતાના ગૃહમાં ઇચ્છાભોજન જમીને નિદ્રાને લે છે. તે રાજાઓના વૈભવને, તેમના બલને, અને તેમના રાજાપણાના અભિમાનને હું નિરંતર તિરસ્કાર કરું છું, કે જેઓ પ્રજાવડે પોતે પોતાના સુખને પ્રાપ્ત કરી લે છે, પણ પોતાના પ્રાપ્ત પદાર્થસામર્થ્યાદિવડે પ્રજાને પ્રાપ્તસુખ કરવા નિરંતર ચિંતા રાખતા નથી. જે રાજા પોતાના રાજાપણાના સંબંધમાં તથા અન્યના પ્રજાપણાના સંબંધમાં શા શા હેતુ રહ્યા છે તેને યથાવત્ જાણતો નથી તે રાજા નથી એમ હું માનું છું.

આ લોકમાં કોઇ પણ મનુષ્યને કોઇ પ્રકારનું પણ મોટાપણું મળવામાં કોઇ જાતિની વિશેષતા હોય છે. કોઇને લક્ષ્મીથી, કોઇને વિદ્યાથી, કોઇને બલથી, કોઇને સદ્‌ગુણથી, કોઇને કુલથી ઇત્યાદિ અનેક નિમિત્તોથી મોટાપણું આવે છે; પણ તેમાં જે મોટાપણું પુરુષે પોતાના વર્તમાન સામર્થ્ય, ઐશ્વર્ય, કે પુરુષાર્થથી પ્રાપ્ત કરેલું હોય છે તેને જ હું શ્રેષ્ઠ ગણું છું.

એક રાજાનો પુત્ર, કે શ્રીમાન્‌નો પુત્ર, કે વિદ્વાન્ બલવાન્ કે કુલવાન્‌નો પુત્ર પોતાના વડિલની સત્તાથી જ તેના વંશમાં હોવાથી તેની સત્તાના માનના આપણે અધિકારી છીએ એવું સમજીને પોતાને રાજા, શ્રીમાન્ કે વિદ્વાન્, બલવાન્ કે કુલવાન્ માનીને તે પદને ધારણ કરવા છતાં તે સ્થિતિને શોભતાં ગુણલક્ષણાદિને પ્રાપ્ત ન હોય તો તેમનું તે રાજાપણું કે શ્રીમાન્‌પણું આદિ તિરસ્કાર કરવાયોગ્ય હું સમજું છું. યદ્યપિ તેવા પુરુષોને પણ વંશપરંપરાથી વા દત્તવિધાનથી મળેલી સંપત્તિ પણ તે પુરુષના કોઈ પૂર્વ કાલમાં રચિત પ્રયત્નના બલથી જ પ્રાપ્ત થયેલી હોવી ઘટે છે, પરંતુ તે પ્રાપ્ત સંપત્તિસાથે વર્તમાન કાલે તે પુરુષોમાં તે સંપત્તિના અનુકૂલ ધર્મો ન પ્રાપ્ત હોય તો તેમનો પૂર્વ પ્રયત્ન પણ મંદ બલવાળા સમજાય છે; અને વર્તમાન પ્રયત્નના અભાવે તે તત્કાલ પણ મંદ પુરુષાર્થી ગણાય છે. જેથી તેની સ્થિતિના ખરા માનને તેઓ મારા નિશ્ચયપ્રમાણે યોગ્ય નથી. આ કારણથી હું પોતાને અન્યની જમાવેલી સત્તાવડે સત્તાવાળો મનાવવાને ઇચ્છતો નથી, પણ મારી પોતાની સત્તાવડે સત્તાવાળો મનાવવા ઇચ્છું છું. ખરું જોતાં આ રાજ્ય મને મારા કોઈ પૂર્વરચિત બલથી જ પ્રાપ્ત થયું ઘટે છે, પરંતુ હું રાજાપદને મારા નિશ્ચયપ્રમાણે યોગ્યતા મારામાં પ્રાપ્ત થતા સુધી ધારણ કરી અત્ર જ રહેવા ઇચ્છતો નથી.

હે સદ્‌ગુણી મહાજનો ! જે સમયથી મેં શાસ્ત્રે વિધાન કરેલા રાજાઓના ધર્મને જાણ્યા છે તથા અધર્મથી વર્તનાર રાજાને પ્રાપ્ત થનાર અનિષ્ટને મેં જાણ્યું છે તે સમયથી મેં આ અન્ય ક્ષુદ્ર હૃદ્‌બલવાળા અને સ્વાર્થપરાયણ ઉદરાર્થી રાજાઓની પેઠે રાજ્ય ન કરવાનો સંકલ્પ કર્યો છે. વળી જે સમયે મેં પ્રતર્દનઆદિ ત્રિલોકીના બલને પ્રાપ્ત કરનાર અને દેવતાઓના રાજા ઇન્દ્રને પણ તૃણવત્ લેખવીને યુદ્ધ કરવાને સંમુખ બોલાવનાર નિર્ભય પુરુષોનાં ચરિત્ર શ્રવણ કરયાં છે તે સમયથી મેં આ ભયથી કંપતા અંતરવડે કેવલ ક્ષત્રિય કુલને કલંક ચઢાવનાર ક્રિયારૂપ રાજ્યવ્યવહારને ન સેવવાનો સંકલ્પ કરયો છે.

વળી જે સમયે મેં શત્રુવડે હણાયલા રાજાઓનાં તથા તે રાજાના સંબંધી જનોનાં મોટાં દુઃખને શ્રવણ કર્યાં છે તથા તે રાજાઓની દુર્બલતાવડે ક્ષત્રિય પુરુષોમાં નિંદ્ય ગણાયલી દીનતા તેમનામાં પ્રાપ્ત થયેલી જાણી છે, અને તે દીનતાઆદિ દોષોવાળી તેમની અપકીર્તિ તેમના પાછળ આવતા સમયમાટે મુકી ગયા છે એ સર્વ મેં જાણ્યું છે તે સમયે મેં એ પ્રકારની દુર્બલતાવડે દીનતાનો સમય ન જોવામાં આવવા અર્થે ઇચ્છાનુકૂલ બલ પ્રાપ્ત થતા પર્યંત રાજ્ય ન કરવાનો સંકલ્પ કરયો છે.

વળી જે સમયે શત્રુઓનું પ્રબલ્ય વધવાથી પીડાને પામતી પ્રજાના પોકાર પોતાના રાજ્યની સર્વ દિશાઓમાંથી મારા પિતાના શ્રવણમાં આવેલા અને તે વેળા પોતાના પ્રધાનાદિ રણવીર પુરુષોસાથે પોતાના તથા શત્રુઓના બલાબલના વિચાર કરતાં જોયા છે તથા તે વિચારોથી અંતઃકરણને ખલિષ્ટ કરવા મોટીસેના પ્રાપ્ત કરવાના નિશ્ચયમાં પ્રવેશતા જાણ્યા છે તે સમયે મનુષ્યમાત્રથી ન જિતી શકાય એવા બાહુબલને પ્રાપ્ત કર્યાવિના રાજ્યપદારૂઢ ન થવાનો મે સંકલ્પ કરયો છે. વળી જે સમયે મારા પિતા મોટા સૈન્યસાથે ચઢીને શત્રુઓનો પરાજય કરીને પ્રજાને સુખશાંતિનો અનુભવ આપતા પોતાના સ્થલમાં આવીને સમર્થ યોદ્ધાઓને તેમની સ્તુતિપૂર્વક મોટી બક્ષિસ આપતા હતા, તે સમયે આ લોકમાં કોઈ મને ન જિતી શકે એવું બલ મેળવ્યાવિના રાજ્યસત્તાનો ભાર નસ્વીકારવાનો મેં સંકલ્પ કરયો છે.

વળી જે સમયે મેં એક દિવ્ય રૂપવાળી કન્યાસહિત એક મહાદેવીસરખી શક્તિને સ્વપ્નમાં દીઠી છે અને તે શક્તિના મુખથી નિકળતાં "હે રાજન્! તું ભાગ્યવાન્ છતાં હીનભાગ્યની પેઠે આ રાજ્યગૃહરૂપ કારાગૃહમાં સુખ માનીને શું સુતો છે? તું ઉઠ, સાવધાન થા, ગૃહ સજીને પંથ કર. આ દેહમાં ત્રિલોકને જિતવાનું બલ પ્રાપ્ત કર, અને આ કન્યા કે જે તારે અર્થે જ નિર્માણ કરાવલી છે તેનો સર્વ સુખ આપનાર સુકોમલ પાણિ ગ્રહણ કર, અને નિર્લેપ થા," આ પ્રકારનાં વચનો શ્રવણ કર્યાં છે.અને નિર્નિમેષ દૃષ્ટિવડે સ્વપ્નમાં તે કન્યાને મેં પ્રેમવડે જોઈ છે અને તે કન્યાએ પણ મારા ચિત્તને પોતાનામાં હરી લીધું છે, તે સમય પછી જાગ્રત્ થઇને મેં એ બલ તથા કન્યાને પ્રાપ્ત થતા સુધી રાજાપણાના અભિમાનના ધારણપૂર્વક પ્રજાપાલનરૂપ વ્યવહારને ન સેવવાનો સંકલ્પ કરયો છે. આ પ્રકારનાં જ સ્વપ્ન વારંવાર થવાથી જેલા મારા દૃઢ નિશ્ચયને જાણનાર, મારા પ્રતિ સ્નેહ રાખનાર પ્રધાન પુત્રે જે સમયે મને અનેક કુલીન રાજકન્યાનાં માગાં આવતાં છતાં ન સ્વીકારતો જાણીને "તમે તો ત્રિલોકનો જય કરાવનાર દેવકન્યાસરખી પદ્મિની ન મળે ત્યાંસુધી તે આશામાં ને આશામાં જ કુંવારા રહેજો" એવું મર્મવચન કહ્યું છે, તે સમયે મેં તે સ્વપ્નમાં જોયલી કન્યા ન મળતાસુધી અન્ય કન્યાને વિધિવડે ન વરવાનો સંકલ્પ કરયો છે.

એક રાત્રિના સમયે નગરબહાર વનઉપવનની શોભા જોતો હું એકલો અશ્વારૂઢ થઇ વિચરતો હતો ત્યાંથી ગૃહપ્રતિ જવાને વળતાં માર્ગમાં આવેલી શ્મશાનભૂમિમાંથી "હે રાજપુત્ર! તમારો જય હોજો. થોડા દિવસપછી તમે તમારી કામના પૂર્ણ કરવા ઉત્તર

૧ અર્થ:—યોગીના ઈશ, વિમલ પ્રભાવાળા, વેદથી જેમનું સ્વરૂપ વર્ણાયલું છે એવા, ગૌરવવાળા, ચિન્મય, સર્વ પ્રાણિપદાર્થમાં અનુસ્યૂત, સત્તાસ્વરૂપ, સર્વશ્રેષ્ઠ, સર્વવ્યાપી, સેવકના ઇચ્છેલા ફલને આપનાર, આનંદૈકરસાર્ણવ, સત્ત્વાદિ પ્રકૃતિના ત્રિગુણથી રહિત, અને સર્વ વિશેષણાતીત શ્રીનૃસિંહ ગુરુને અમે પ્રણામ કરીએ છીએ.

૨-૪ અહર્નિશ, જગત્‌થી પૂજવા યોગ્ય, સુર અને અસુરથી પૂજાયલા, અનંત ઐશ્વર્યવાળા, બ્રહ્મને જાણનારાઓમાં ઉત્તમ, જીવન્મુક્તિના સુખના સાગરના પાનથી જેમનું મન ઉન્મત્ત થયુંછે એવા, જેમના સ્વરૂપને કર્મલેપ થતો નથી એવા, બાલકવત્ સમદર્શી, સત્તા જેમનું સ્વરૂપ છે એવા, જ્ઞાનસ્વરૂપ, જીવના ત્રણ તાપને નષ્ટ કરનાર, જાણવા યોગ્ય, ધ્યાન કરવા યોગ્ય, સુખરસનો ભંડાર, હૃદયકમલમાં પ્રકાશતા જ્ઞાનભાનુ, ઇષ્ટ, પૂજ્ય, સર્વ કામનાને પૂર્ણ કરનાર, વિશ્વના આધારરૂપ, વિમલ કાયાવાળા, વિશ્વથી વંદન કરવા યોગ્ય શ્રીનૃસિંહ-ગુરુને અમે નમીએ છીએ.

૫ મોક્ષને આપનાર, ક્ષમાની પ્રતિમારૂપ, અવિદ્યારૂપ રાત્રિના અંધકારનો નાશ કરનાર, શોભાયુક્ત દેહવાળા, માયા જેમની સ્ત્રી છે એવા માતા અને પિતારૂપ આપ નૃસિંહને પ્રણામ.

૬ હે પ્રભો! આપના પાદપદ્મના પૂજનમાં જ સર્વ પૂજન સમાયલું છે; આપની મંગલમય મૂર્તિનું ધ્યાન એ જ શ્રેષ્ઠ ધ્યાન છે; આપની ઉજ્જ્વલ વાણી એ જ મોક્ષ આપનારી છે. રાજાધિરાજ શ્રીનૃસિંહને પ્રણામ.

૭ હે પ્રભો! શિવ, વિષ્ણુ (અને બ્રહ્મા)થી આપ નિર્દોષ વંદન કરવા યોગ્ય છો; નર અને કિંનર આપને પૂજે છે; આપ કોઇથી જિતાતા નથી તોપણ આપના સ્વરૂપમાં જેમની ગતિ અનુસંહિત થઈ છે એવા ભક્તોથી આપ વશ થાઓ છો; ઈશ્વરરૂપ શ્રીનૃસિંહને પુનઃ પુનઃ પ્રણામ.

૮ હે પ્રભો! આપનાં ચરણારવિંદયુગના સેવનકાલે તેની સાથે સ્પર્શ થવાથી જેમનાં હાથનાં તળિયાં ચક્રચિંહિત થાયછે, આપની દિવ્ય મૂર્તિના દર્શનથી જેમનાં નેત્રઉપર આપની મૂર્તિની પ્રભા ચિત્રાઈ રહી છે, તથા આપનું ધ્યાન કરતી વખતે ધ્યાનની અખંડિત ધારાથી આપનું સ્વરૂપ ભ્રૂમધ્યસ્થ કમલમાં છપાઈ રહેવાથી જેમનાં મન પ્રફુલ્લ થાય છે, એવા આપના (અનુગ્રહવાળા) પાપરહિત, પવિત્ર, સાધકો શાંતિગૃહમાં વાસ કરેછે.

૯ આ સંસારસમુદ્રમાં અસુરપદ અને સુરપદ એ સદા નિઃસાર છે (તેથી મેળવવા યોગ્ય નથી); ભોજન જેનો વિષય છે એવી રસનેંદ્રિયથી ઉપલક્ષિત સર્વજ્ઞાનેંદ્રિયના વિષયો અને સ્ત્રીથી ઉપલક્ષિત સર્વ કર્મેંદ્રિયના વિષયો, સહજ વારમાં ભસ્મીભૂત થાયછે (અનિત્ય હોવાથી ગ્રાહ્ય નથી); કીર્તિપાછળ યત્ન કરવો એ કોડી રળવા બરાબર છે કુલીનતા અને ધન એ બે વસ્તુ પોતાના અભિમાનથી વિષપીને કારાગૃહસમ થઈ પડેછે; પણ ખરેખર આ સંસારસમુદ્રમાં અનાથ માણસને તરવામાં નાવરૂપ, નાશરહિત, નિર્વિકાર, નમવા યોગ્ય એક શ્રીનૃસિંહ જ છે.

૧૦ હે કરુણાપતિ મહાકાલ! સર્વ પાપને ક્ષીણ કરનારું આપનું આવતા વર્ષનું રૂપ યોગ્ય સમયે પ્રકટાવો એ યાચીએ છીએ.

को तो जाणे, उदर भरवा, आ सदा काढता रे,

॥ ॐ श्रीं ऐं ह्रीं क्लीं

# महाकाल.

पट रूप

॥ श्लोकौ ॥

नहि भगवन्नघटितमिदं त्वद्दर्शनान्नृणामखिलपापक्षयः ।
यन्नामसकृच्छ्रवणात्पुल्कसकोऽपि विमुच्यते संसारात् ॥
विदितमनंत समस्तं तव जगदात्मनो जनैरिहाचरितम् ।
विज्ञाप्यं परमगुरोः किंयदिवसवितुरिव खद्योतैः ॥

અર્થ—હે ભગવન્ ! આપનાં દર્શનથી મનુષ્યોનાં સકલ પાપનો નાશ થાય એ અસંગત નથી; કેમકે આપના નામના શ્રવણથી ચાંડાલ પણ સંસારથી મુક્ત થાયછે. આ પ્રપંચમાં, હે અનંત ! આપ વિશ્વાત્માને લોકોનાં અખિલ આચરણ જ્ઞાત છે. જેમ પતંગીયાં સૂર્યને પ્રકાશિત કરી શકે નહિ તેમ આપ પરમગુરુને અન્ય શું વિદિત કરી શકે !

प्रतिष्ठा करनार

## उपाधिबाधकवर्ग.

## अमदावाद



'युनियन प्रिंटिंगप्रेस' मां मुद्रांकित कर्युं.
शक १८१६. मृ. ४१. इ०स० १८९४
वार्षिक उपहार वर्षारंभकाले रु.२.
वर्षान्ते रु. २-८-०



माने को तो, पदवि रळवा, वेष आ धारतारे,

जाण को आ, सकळ कळ छे, जीवन चोरनार

कां आधारे, अजर अमर, शुद्ध आ तारनारे.

# ॥ पष्ठ रूपनी प्रभावलि ॥




रूप (पुस्तक) ६-कार्तिक कृष्ण० १४ सं० १९५० दर्शन (अंक) १.

॥ ॐ श्रीं ॥

## ॥ अथ कालरात्रिनिमित्तं रुद्रोक्तं श्रीमहाकालस्तोत्रम् ॥

॥ रुद्रक छंदः ॥

जय जय जय दनुजमनुजविबुधमुनिवरैः ।
वन्दनीय ! पाहि पाहि हितकरै र्वरैः ॥ जयजयजय० ॥ १ ॥
योगिभि र्जितात्मभि स्त्वदीयमिष्टदम् ।
ध्यायते दिवानिशं सुखप्रदं पदम् ॥ जयजयजय० ॥ २ ॥
ज्ञानिनो विरागिणो विचारतत्पराः ।
ऐक्यभावनां त्वयि कुर्वंति विद्वराः ॥ जयजयजय० ॥ ३ ॥
भूरिरीतिभक्तिरागरक्तचेतसः ।
त्वां नुवन्ति चाप्नुवन्ति पदमनागसः ॥ जयजयजय० ॥ ४ ॥
स्तोकहृद्बलान्विता अपि स्मरन्ति ये ।
त्वदीयमंघ्रिपंकजं भवं तरन्ति ते ॥ जयजयजय० ॥ ५ ॥
सूर्यसोमभौमसौम्यसौरयःस्वकम् ।
प्राप्नुवन्नुपासनाफलं प्रभात्मकम् ॥ जयजयजय० ॥ ६ ॥
व्योमवायुवह्निवारिभूमयोऽस्तुवन् ।
स्पर्शशब्दगंधरूपरसयुजोऽभवन् ॥ जयजयजय० ॥ ७ ॥
व्यापकं महेश्वरं हृदा जनार्दनः ।
त्वामुपास्य विष्णुरभूद्दैत्यमर्दनः ॥ जयजयजय० ॥ ८ ॥
त्वामुपास्य परब्रह्मसंज्ञितं मुदा ।
ब्रह्मनाम लब्धमादिजन्मना सदा ॥ जयजयजय० ॥ ९ ॥
निर्भयं भयंकरं स्वकिंकराश्रयम् ।
त्वामुपास्य निर्भया भयंकरा वयम् ॥ जयजयजय० ॥ १० ॥

महाकालिकेश ! महाकालनामकम् ।
त्वां यजामहे महेश ! तापशामकम् ॥ जयजयजय० ॥ ११ ॥

દાનવ, માનવ, અને મુનિઓમાં જેઓ ઉત્તમ ગણાય છે તેઓથી વંદવાયોગ્ય એવા હે મહાકાલ ભગવન્ ! આપનો જય ! જય ! ! જય ! ! ! હિતકારક વરથી અમારૂં રક્ષણ કરો. ૧.

જિતેંદ્રિય યોગિઓવડે આપનાં વાંછિત અર્થને આપનારાં અને સુખપ્રદ એવું અહર્નિશ ધ્યાન થાય છે. ૨.

વિરાગયુક્ત અને વિચારપ્રધાન માર્ગને અનુસરનારા જ્ઞાની બ્રહ્મવેત્તાઓ આપના વિષે અભેદભાવના કરે છે. ૩.

અનેક જાતિની ભક્તિરૂપ રંગથી જેમનાં ચિત્ત રંગાયલાં છે એવા નિષ્પાપ ભક્તિમાર્ગગામી સાધકો આપની સ્તુતિ કરે છે અને આપના પદને પામે છે. ૪.

અલ્પહૃદયબલવાળા સાધકો પણ જે આપના ચરણકમલનું સ્મરણ કરે છે તે આ સંસારસાગરને તરી જાય છે. ૫.

સૂર્ય, ચંદ્ર, મંગલ, બુધ, શનિઆદિ નવ ગ્રહોએ પોતાની ઉપાસનાનું પ્રકાશરૂપ ફલ મેળવ્યું છે. ૬.

આકાશ, વાયુ, તેજસ્, જલ અને પૃથ્વી–એ પંચભૂતો આપની સ્તુતિ કરી શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધયુક્ત થયાં છે. ૭.

દૈત્યોનો નાશ કરનાર જનાર્દને પોતાના હૃદયથી આપ "વ્યાપક" મહેશ્વરની ઉપાસના કરીને પોતે પણ "વિષ્ણુ"પણું ( વ્યાપકપણું ) પ્રાપ્ત કર્યું છે. ૮

આનંદવડે વિધિએ "પરબ્રહ્મ" સંજ્ઞાવાળા આપની ઉપાસના કરીને સદા "બ્રહ્મા" એવું નામ પ્રાપ્ત કર્યું છે. ૯.

નિર્ભય, ભયંકર અને પોતાના ઉપાસકના આશ્રયરૂપ આપની ઉપાસના કરીને અમે રુદ્રો પણ ભયવર્જિત અને અન્યને ભય આપનારા થયા છીએ. ૧૦.

મહાકાલિકાના પતિ અને महाकाल એવું નામ ધારણ કરનાર, તથા સર્વ તાપને શમાવનાર આપને હે મહેશ ! અમે પૂજીએ છીએ. ૧૧.

## ॥ मङ्गलम् ॥

આ દૃશ્ય પ્રપંચ સૂક્ષ્મમાં સૂક્ષ્મ કાલથી આરંભાતા માસ, ઋતુ, અયન તથા સંવત્સરાદિ કાલવડે ભક્ષ કરાતો ક્રમથી અદૃશ્ય થાય છે. પદાર્થમાત્ર કાલના તથા સ્વસત્તાના વેગવડે દૃશ્ય અને અદૃશ્યપણાને પુનઃ પુનઃ રૂપાંતરથી પ્રાપ્ત થયા કરે છે. સદા દૃશ્યરૂપ નહિ છતાં દૃશ્યવત્ વિલક્ષણ પ્રકારથી પ્રતીત થતું કર્તૃત્વભોક્તૃત્વાભિમાન પણ દૃશ્ય પદાર્થની પેઠે પુનઃ પુનઃ વિલક્ષણ વિલક્ષણ સ્વભાવયુક્ત થઇને પ્રાપ્ત થતું ભાસે છે. એકવાર સ્ફુટ થયેલું કર્તૃત્વભોક્તૃત્વાભિમાન તેના સંસ્કારસહિત જો નિર્મૂલ થતું નથી તો તે બીજરૂપે જીવત્વને પ્રાપ્ત થયું પુનઃ પુનઃ વ્યક્તિભેદથી સ્ફુટ થયા કરે છે. એ કર્તૃત્વભોક્તૃત્વાભિમાન

જો શુદ્ધસંપત્તિયુક્ત હોઇને સ્ફુટ થાય છે. તો તે જ અભિમાન ઈશ્વરને પ્રાપ્ત થયું કર્તૃત્વાદિ ધર્મયુક્ત છતું પણ અકર્તૃત્વઅભોક્તૃત્વભાવને પ્રાપ્ત થઈ રહે છે. અને જો એ અભિમાન-શુદ્ધસત્ત્વસંપત્તિના પૂર્ણાંશથી સ્ફુટ થાય છે તો કર્તૃત્વભોક્તૃત્વધર્મથી વિમુક્ત થયું ઉદાસીન દ્રષ્ટાની પેઠે દ્રષ્ટૃત્વધર્મયુક્ત વિદ્યમાન હોય છે. પશ્ચાત્ એ દ્રષ્ટાપદને પ્રાપ્ત થયેલું અભિમાન જ્યારે કર્તૃત્વાદિ ધર્મથી તથા ધર્મસંસ્કારને સ્ફુટ કરવાની કે ધારણ કરવાની યોગ્યતાવાળા દ્રવ્યસંસર્ગથી રહિત રહે છે ત્યારે પછી બીજત્વથી વિમુક્ત થઇને તુરીય પદને પ્રાપ્ત થાય છે. તે પછીથી તે બીજત્વાભાવવડે કદાચિત્ પણ પુનઃ સ્ફુટ થવાપણારૂપ આવિર્ભાવને અર્થાત્ પુનરાવૃત્તિને પ્રાપ્ત થતું નથી. આ પ્રકારે અભિમાનનું બીજરહિતપણું જે સત્તાવડે થાય છે તે સત્તના ઈશ અને અભિમાનની પુનરાવૃત્તિથી રહિત સ્થિતિના વસ્તુરૂપ આપ શ્રીમહાકાલસ્વરૂપ મહેશ્વરને સબીજ અભિમાનની નિવૃત્તિઅર્થે અમે—આપના શ્રદ્ધાભક્તિસંપન્ન ઉપાસકો—યથાપ્રાપ્ત શ્રદ્ધાભક્તિવડે પુનઃ પુનઃ નમસ્કાર વદીએ છીએ.

જે વસ્તુસામર્થ્યવડે આ રૂપનામવાળો પ્રપંચ ઉત્પત્તિ, સ્થિતિ તથા લયને પ્રાપ્ત થતો પ્રતીત થાય છે તે વસ્તુરૂપ વા વસ્તુસામર્થ્યરૂપ આપ મહાકાલસ્વરૂપને પરમ પ્રેમવડે પુનઃ પુનઃ પ્રણામ કરીએ છીએ.

આ અલ્પજ્ઞ જીવોને તેમની જીવદૃષ્ટિથી યથાવત્ સદા ન જણાતા એવા તથા આ જીવોની મલિનઃપ્રતિથી સદા સ્પષ્ટ ન અનુભવાતા એવા તથા મંદબુદ્ધિ મનુષ્યોવડે ઉપાધિના ભાનથી પરિચ્છેદવાળા અનુમાન કરાતા છતાં દેશકાલવસ્તુપરિચ્છેદથી રહિત તથા યોગતત્ત્વવિદ્ મહાત્માવડે યથાવત્ અનુભવાતા એવા આપ સર્વાતીત છતાં સર્વસ્વરૂપ મહાકાલને મહેશ્વરાદિ અનેક શ્રેયસ્કર શબ્દોવડે, પ્રતીત થતા પૃથક્ અભિમાનવડે પ્રીતિપુરઃસર પુનઃ પુનઃ સ્મરીએ છીએ.

---

## ॥ श्रीमहाकालमाहात्म्य ॥

જેમ ઉપાસક પુરુષોના પ્રતિબંધક સંસ્કારના ક્ષયને અર્થે તે ઉપાસકના અંતઃકરણની ઉજ્જ્વલતાના પ્રભાવે તેના ઉપાસ્યસ્વરૂપનો પુનઃ પુનઃ સામયિક પ્રાદુર્ભાવ થઇ સાક્ષાત્કાર થાય છે તેમ આ શ્રીમહાકાલનો પણ ઉપાસકોના પ્રતિબંધક સંસ્કારના ક્ષયનિમિત્તે પુનઃ પુનઃ પ્રાદુર્ભાવ થતાં આ પ્રથમ રૂપનો પ્રાદુર્ભાવ થાય છે; જેનો શ્રદ્ધાભક્તિસંપન્ન શુદ્ધ અંતઃકરણવાળા પુરુષોને યથાવત્ સાક્ષાત્કાર થશે.

વનરાજ શાર્દૂલનું સ્વરૂપ વર્ણવતાં તે વનના જંબુકાદિ પ્રાણિઓમાંના કોઈની પણ તેને ઉપમા આપી શકાતી નથી, કારણ કે તે પ્રાણિઓનો અને તે વનરાજનો ભક્ષ્યભક્ષક સંબંધ છે. તેમ જ આ શ્રીમહાકાલનો અને આ ક્ષુદ્ર વિકારી પ્રપંચપદાર્થોનો એક પક્ષથી જોતાં ભક્ષકભક્ષ્ય સંબંધ હોવાથી વિશ્વમાંહેલા કોઈ પણ પદાર્થની ઉપમા એમને આપવી એ ઉચિત નથી. આમ છતાં પણ જો કંઈ કહેવું એમ જ હોય તો જેમ અસંખ્ય વનચરોમાં કેસરી શ્રેષ્ઠ છે, અસંખ્ય મનુષ્યોમાં કોઈ નરેન્દ્ર શ્રેષ્ઠ છે, દેવતી સર્વ કોટિમાં દેવરાજ ઇન્દ્ર શ્રેષ્ઠ છે, ઈશની કોટિમાં જેમ શ્રીસદાશિવ શ્રેષ્ઠ છે, તેમ આ પ્રકૃતિપ્રપં-

યના અતંર્બહિર્ તથા મધ્યસ્થિત શ્રીમહાકાલ ઉપાધિમાત્રનું અનુપમ પરમોત્કૃષ્ટ સ્વરૂપછે.

જેમનું વિવિધ પ્રકારથી શોભતું ઉપાસકોના અંતરમાં શાંતિને પ્રસરાવતું, પ્રતિમાસે પ્રાપ્ત થતું દર્શન પ્રસિદ્ધ છે તે આ શ્રીમહાકાલ, મુખ્ય મહેશ્વરસ્વરૂપ મહાકાલના સ્વરૂપના અભિવ્યંજક હેતુમાત્રમાં પ્રધાન હેતુરૂપ હોવાથી તથા સર્વ સુખપ્રદ ધર્મોનું શિક્ષણ આપનાર હોવાથી સર્વ અધિકારી મનુષ્યોને શ્રીસદ્ગુરુસમ વંદ્ય અને આત્મસમ પ્રિય તથા પિતૃસમ પૂજ્ય છે.

સૂર્ય, ચંદ્ર અને અગ્નિ વા દીપકઆદિ સર્વ પ્રકાશક પદાર્થો તો માત્ર બહિર્ પ્રવર્તતા કરણોને તથા બાહ્ય સ્થિત પદાર્થોને જ પ્રકાશ આપનાર હેતુરૂપ ગણાય છે; પણ આ શ્રી મહાકાલ તો બહિર્ સર્વ પ્રકારે પ્રકાશ આપતા છતાં અંતસ્તમ દેશમાં વ્યાપક હોવાથી મતિને પણ પ્રકાશ આપનાર છે, જેથી સર્વ જ્યોતિસ્વરૂપમાં શ્રેષ્ઠ છે.

આ જગત્માં કોઈ તો કેવલ રૂપની પ્રધાનતાવડે, કોઇ તો કેવલ ગુણની પ્રધાનતાવડે, કોઈ તો કેવલ દોષની પ્રધાનતાવડે, અને કોઈ તો રૂપગુણની કે રૂપદોષની કે ગુણદોષની કે અનેક વિધિ રૂપગુણદોષાદિની મિશ્ર પ્રધાનતાથી પ્રસિદ્ધ હોય છે, અને તે તે હેતુથી જ માત્ર તે તે પ્રાણિપદાર્થ વંદ્ય કે નિંદ્ય હોય છે. પરંતુ આ શ્રીમહાકાલ તો સર્વાતીત છતાં સર્વના પ્રકાશક છે જેથી સર્વવડે સદા વંદ્ય જ છે.

આ વિશ્વપ્રપંચ માંહેલા પ્રાણિપદાર્થમાંના કોઈ તો નામથી વિકારી હોઇને, કોઈ તો રૂપથી વિકારી હોઇને, કોઇ તો ગુણથી વિકારી હોઇને, કોઈ તો દોષથી વિકારી હોઇને, અને કોઇ તો અન્ય અનેક વિધિથી વિકારી હોઇને સ્થિતિને પ્રાપ્ત હોય છે; પરંતુ આ શ્રીમહાકાલ તો સર્વાતીત તથા સર્વરૂપથી પણ સદા નિર્વિકાર-શુદ્ધ એકરસ સ્વરૂપે સ્થિત છે; જેથી સર્વ સ્તુલ પ્રાણિપદાર્થોથી સર્વાત્મપણાથી અત્યંત સ્તુત્ય છે.

આ સંસારપ્રવાહમાં અનુગ્રહ કરવાની સત્તા ધરાવનારાઓમાં કોઈ તો રાગવડે જ અનુગ્રહ કરે છે, કોઇ તો દ્વેષવડે જ અનુગ્રહ કરે છે, અને કોઈ તો ભયવડે જ અનુગ્રહ કરે છે. કોઈ તો એ ત્રણમાંના એકની વા ત્રણેની પ્રધાનતાવડે જ અનુગ્રહ કરે છે. પણ આ શ્રીમહાકાલ તો એ ત્રણેની સ્પૃહાથી રહિત છતાં સર્વવડે જ અનુગ્રહ કરનારા છે. જેથી અનુગ્રહ કરવાની સત્તા ધરાવનાર સર્વમાં શિરોમણિરૂપ છે અને તેથી જ સર્વ પ્રકારે સેવ્ય છે.

આ જગત્માં રાજ્યમદ, કુલમદ, વિદ્યામદ, ધનમદ, શીલમદ, આદિ અનેક મદના હેતુઓ છે તેમાંના એક વા એકથી અધિક હેતુની પ્રાપ્તિવડે ઘણા જીવો મદોન્મત્ત થાય છે, તેથી તે મદોન્મત્ત પૂજ્યત્વને પામતા નથી. પણ આ શ્રીમહાકાલ તો સર્વ પ્રકારના મદના સર્વ હેતુઓને સદા પ્રાપ્ત છતાં પણ સદૈવ મદરહિત વિદ્યમાન છે જેથી અતિ પૂજ્ય છે.

આ વિના પણ અન્ય અનેક નિમિત્તોવડે તથા અનંત અપાર સ્વરૂપસામર્થ્યવડે શ્રી મહાકાલ પૃથક્ અસ્તિત્વના અભિમાનપર્યંત સદા સેવ્ય, પૂજ્ય, અને વંદ્ય છે

॥ ॐ શ્રીં ॥

## ॥ सुखानुभवार्थे मनने मूढत्व त्यजवा निमित्त सुबोध ॥

પદ. પ્રભુ આજ ગણો કાં ન્યારો, એ લય.

હે મન સજી મૂઢત્વ રહેજે, સુખ અચલ અનુભવે લેજે,
સજી જીવત્વ ઈશત્વ ગ્રહેજે, દ્રષ્ટાપદ ગ્રહી સ્વરૂપે વહેજે. ટેક.
મિથ્યા ધરી અભિમાન જગે આ વિષયવિષે ના રમજે,
સજી અભિમાન વિચારી સ્વરૂપનિજ,—દ્વેષ શમાવી શમજે, સુખ૦ ૧
છું હું આવો, છું હું તેવો, અન્ય મુખે નવ ભસજે,
વાણી વિવેકથી વદી આ વિશ્વે, સ્વરૂપ લહી નિત્ય વસજે, સુખ૦ ૨
મંદમતિ જનપ્રતિ સ્તુતિઅર્થે, આશ ધરી નવ ધસજે,
વિદ્વજ્જનની પદરજ સેવી, અવિદ્યાપદથી ખસજે, સુખ૦ ૩
માયાબલ મેળવી મદ ધરી ના—સિદ્ધપણું નિજ કહેજે,
પ્રાપ્ત થતી વિધવિધ સિદ્ધિની, આસક્તિ ત્યજી દેજે, સુખ૦ ૪
ઇહપરલોકતણાં સુખ તો છે પ્રતીતિમાત્ર તું જોજે,
નિર્વિકાર દ્રષ્ટાપદ પામી, સમૂલ સંશય ખોજે, સુખ૦ ૫
નથી આ પદ વાર્તામાં મળતું, સર્વ સમજી ઉર ધરજે,
ત્રિવિધ ક્રમે યુક્તિ ગ્રહી શમતાં, ભાવ અમન નિજ કરજે, સુખ૦ ૬
દુઃખપ્રદ ચાંચલ્ય અધિક તુજ, આત્મગુરુબલે હરજે,
અમલ સદા વસ્તુવત્ થઈને, જ્યાં ત્યાં સ્વરૂપે વિચરજે, સુખ૦ ૭
યાવત્ જાગ્રત્ સેવે તાવત્, ત્રિવિધિ કામાદિથી ડરજે,
નૃસિંહ પ્રભુ સદ્ગુરુચરણાંબુજ,—આશ્રય ધરીને તરજે, સુખ૦ ૮

---

## ॥ श्रीत्रिभुवनविजयीखड्ग ॥

(અનુસંધાન પંચમ રૂપના પૃષ્ટ ૨૮૬ થી.)

હે પુણ્યવંત પુરુષો! આ વિગેરે અનેક આશા આપનાર પ્રસંગોથી આશાવડે બંધાઈને જ્યારે હું ગૃહ ત્યજીને નિકળવાને સજ્જ થયો અને તે સમયે મારામાં અત્યંત પ્રીતિવાળાં છતાં પણ મારાં માતાપિતાએ મને રોક્યો નહિ પણ પ્રસન્નતાપૂર્વક મને વિદાય કરચો ત્યારથી મનઃકામના પૂર્ણ કરવા સંબંધીની આશા અધિક બલવતી થઈને આ ક્ષણપર્યંત અંતરમાં રહેલી છે. પ્રયાણના સમયે જ્યારે મને સર્વપ્રકારના શુભ શકુનો થયા, અને મારી સર્વ દિશાઓમાં 'શ્રીવીરવિજય મહારાજનો સદા વિજય થાઓ, વિજય થાઓ' એવા માંગલિક શબ્દો થતા શ્રવણ કરવામાં આવ્યા ત્યારથી મારો નિશ્ચય દૃઢ થતો રહ્યો છે. કોઈ દિવસ પણ એકલો ન રહેલો છતાં જ્યારે હું સર્વ મનુષ્ય તથા વિભવથી રો પડીને

એકલો વિચરવા લાગ્યો ત્યારે પણ મને મનમાં સંતાપના ઉદયનો અનુભવ ન થતાં ઉત્સાહના ઉદયનો જ અનુભવ થયો. એ સમયથી મને મારા ધૈર્યનો વિશ્વાસ દૃઢ થયો છે. વિવિધ સ્થલે દિવસરાત્રિને વ્યતીત કરતાં, વિવિધ પ્રકારના પ્રસંગોને અનુભવતાં એક સમયે જ્યારે મને અંતરમાં સ્વલ્પ ખેદની પ્રતીતિસરખું ભાસવા લાગ્યું ત્યારે માર્ગમાં આવેલા એક મોટા વડના વૃક્ષતળે બેસીને મનુષ્યના સંચાર વિનાનું સ્થલ ભાસવાથી મનના ઉભરાને યથાપ્રાપ્ત શબ્દોવડે હું કાઢતો હતો તેવામાં ત્યાં એક સિદ્ધ પુરુષે પ્રકટ થઈને મને ધૈર્ય આપતાં એક ભદ્રસેન નામના રાજપુત્રનું વૃત્તાન્ત કહી સંભળાવ્યું. જ્યારે મેં એ વૃત્તાન્ત સાંભળ્યું તે સમયથી મારો સંતાપ નિવૃત્ત થયો છે અને મને મારો નિશ્ચય અધિક દૃઢ થયો પ્રતીત થાય છે. ત્યાંથી માર્ગ કાપતાં કેટલેક સમયે જ્યારે મેં તેજઃપુંજસરખા મહાપુરુષના આશ્રમે આવીને વિશ્રાંતિ લીધી અને અનાયાસ દેવવાણીને શ્રવણ કરી તથા જ્યારે તે મહાત્માના મુખથી તેમનું વૃત્તાન્ત શ્રવણ કર્યું ત્યારથી મારા કાર્યની સિદ્ધિની આશા મારા હૃદયમાં વિસ્તારને પામવા લાગી છે. તે પછી ક્રમે કરીને આવતાં જ્યારે મારો આ નગરમાં પ્રવેશ થયો તથા આ અણધાર્યો શુભ શકુનના ફલરૂપ શુભ પ્રસંગ પ્રાપ્ત થયો ત્યારથી મારી ધારણા પાર પડતાસુધી મારા નિશ્ચયોને નિભાવવાનો મારો કૃત નિશ્ચય દૃઢ થતો આવે છે, અને તેથી હું આ ક્ષણે સ્પષ્ટ કરીને તમને સર્વને કહું છું કે જે તે સ્વપ્નમાં જોયલી કન્યા આ નહિ હશે અને ત્રિભુવન વશ વર્તાવવાના સામર્થ્યનો મને અનુભવ નહિ થશે ત્યાંપર્યંત હું વિધિવડે આ કન્યાનું લગ્ન કરી શકીશ નહિ તથા રાજ્યસત્તા ધારણ કરીને આ ક્ષણથી જ આ સ્થલમાં રહીશ નહિ.

તમારા પુણ્યવાન્ મહારાજાના કરેલા સિદ્ધ સંકલ્પથી અને તે યોગ્ય સમયે મારા થયેલા નગરપ્રવેશથી એક પ્રકારથી હું તમારા બંધનમાં આવ્યો છું. આ પ્રસંગથી તમારી રાજ્યસત્તા મારા પ્રતિ પ્રેરાઈ છે અને મારે તેને વશ વર્તવું સંભવે છે, તથાપિ મરણને સ્વીકારવું ઇષ્ટ અને સંકલ્પથી ભ્રષ્ટ થવું અનિષ્ટ એવો જેનો દૃઢ નિશ્ચય છે એવો હું મારી કામનામાં પ્રતિબંધ કરનાર કોઈ પ્રકારના પણ મોહને વશ થનાર નથી, માટે હવે હે સજ્જનો! આપણે આ ક્ષણે આ સ્થલે શું કર્તવ્ય છે તેના સ્વરૂપને મારા પ્રતિ કથન કરો.

હે વ્યવહારકુશલ પુરુષો! તમે જાણોછો કે આ સંસારમાં વ્યવહાર સાધવામાં કેટલું કષ્ટ છે. વિવિધ પ્રકારના પ્રાપ્ત વ્યવહારો કોઈ પ્રસંગે તો અનેક વિઘ્નના આવિર્ભાવથી સધાતા નથી. કોઈ પ્રસંગે સાધ્ય થવા આવેલા વ્યવહારો અસાવધાનતાથી તથા કામક્રોધશોકમોહાદિ દોષોના પ્રવેશથી વા પ્રમાદઆલસ્યાદિના યોગથી વણસી જાય છે, અને સમય વ્યતીત થયા પછી કોટિ યત્ને પણ પુનઃ તે વ્યવહાર સાધ્ય થતા નથી. વળી કોઈ પ્રસંગે તો વિલક્ષણ અનિષ્ટ અદૃષ્ટ સત્તાના યોગથી અનેક પ્રયત્ને સાધ્ય કરેલા વ્યવહારનાં ફલને પણ ભોગવવાનો સમય રહેતો નથી; જેથી એક પક્ષથી જોતાં તો અનુકૂલ પ્રતિકૂલ અદૃષ્ટ સત્તા જ ઇષ્ટાનિષ્ટ વ્યવહાર સધાવનાર તથા ફલ ભોગવાવનાર છે. આમ છતાં પણ અલ્પજ્ઞ જીવથી કેવલ અદૃષ્ટ સત્તાના વિશ્વાસથી સદા અક્રિય રહી શકાતું નથી, તેમ જ અદૃષ્ટ અધીન ક્રિયા કરતો પોતાને માને તથાપિ ઇષ્ટાનિષ્ટ ફલ પ્રાપ્ત થયે તેનાથી હર્ષશોકરહિત

રહી શકાતું નથી. આ કારણથી બુદ્ધિમંતોએ એ જ નિશ્ચય શ્રેષ્ઠ ગણ્યો છે કે યથામતિ સદા યત્ન કરવો, અને ઇષ્ટાનિષ્ટ ફલના યોગે અદૃષ્ટ સત્તાપ્રતિ લક્ષ કરીને હર્ષશોકાદિથી રહિત રહેવું. પણ મંદમતિ જનોથી એ નિશ્ચયમાં સ્થિર થવાતું નથી અને ક્લેશરહિત રહી શકાતું નથી. એમ થવામાં જીવોની દુર્ઘટ કામનાઓ અને દુરાશાઓ કારણ છે, અને તે અયોગ્ય કામના તથા આશા વસ્તુના તથા વસ્તુવડે પ્રતીત થતા કાર્યપ્રપંચના નિયમના અજ્ઞાનથી પ્રાપ્ત હોય છે. તે અયોગ્ય કામના તથા આશાનો ત્યાગ થાય અને યથાર્થ જ્ઞાનને પમાય તો જ આ ક્લેશથી મુક્ત થઈ રહેવાય છે.

આ જીવો પોતપોતાના વ્યવહારને એકબીજાના આશ્રયથી સાધતા પ્રતીત થાય છે, અને તેથી મનુષ્યો એકબીજામાં પરસ્પરની સહાયતાની આશા રાખે છે. એ જ નિયમથી રાજાપ્રજાનો પણ પરસ્પર સંબંધ બંધાયો છે. પ્રજાજનો આશ્રયમાટે સુજ્ઞ મિત્રોને સેવે છે અને રાજા સુજ્ઞ મંત્રિને અથવા મંત્રિમંડલને સેવે છે. પ્રવીણ મતિવાળા પુરુષો કાર્યસંબંધી નિશ્ચય ઉત્તમપ્રકારે કરી શકે છે, માટે જ તેવા સુજ્ઞને મિત્ર કે મંત્રિ કરી રાખવાનો સર્વત્ર પ્રચાર છે.

મોટી મતિવાળા પુરુષોએ કોને મિત્ર કરવો અને કોને ન કરવો એ સંબંધમાં નિશ્ચય કરેલા છે, તે જાણીને અથવા પોતાની મતિ પ્રૌઢ હોય તો તેવડે નિશ્ચય કરીને યોગ્યને મિત્ર કરવો અને અયોગ્યને તજવો ઘટે છે. જે પુરુષ સમયોચિત ભાષણ કરી જાણતો હોય તથા સંસર્ગથી મનુષ્યના સ્વભાવાદિની જાતિને ઓળખી શકતો હોય તે મિત્ર કરવાયોગ્ય છે. જે વિવિધ પ્રકૃતિસ્વભાવનાં મનુષ્યોને જાણીને પોતાના યોગ્ય વર્તનથી તે સર્વ સ્વભાવના પ્રાણિઓને વશ વર્તાવવામાં કુશલ હોય, જે કુલમાં ઉત્તમ કર્મ કરનાર પૂજ્યત્વને પામેલા સ્તુતિપાત્ર પુરુષો પ્રકટ્યા હોય એવા કુલમાં જે જન્મેલો હોય, તેમ જ જે પોતે પણ સદ્ધર્માચરણી હોય, તથા જે રૂપવડે અને સદ્‌ગુણવડે શોભતો હોય તે મિત્ર કરવા યોગ્ય છે. જે પદાર્થલાલસાથી તથા અન્યાયથી વિષયવાસના પૂર્ણ કરવાની કુટેવથી રહિત હોય, જે અનુકૂલ વર્તનારપ્રતિ પ્રીતિ અને પ્રતિકૂલ વર્તનારપ્રતિ દ્વેષ ન ધારનાર હોય, જે અન્યવડે પોતાની ઇચ્છાનો વિરોધ કરાયાથી અસાવધાનતાથી ક્રોધને વશ ન વર્તનાર, ન્યાયથી પ્રાપ્ત થતા પદાર્થોમાં અસંતોષ ન માનનાર તથા જે તે પ્રકારે સ્વાર્થ સાધવામાં લોભવાળો ન હોય, તથા જે કોઈ પણ ઉત્તમ પદાર્થ દૃષ્ટિએ પડવાથી તતકાલ તે 'મને મળે તો ઠીક' એવી વૃત્તિના ઉદયરૂપ મોહવાળો ન હોય તે પુરુષ મિત્ર કરવાયોગ્ય ગણ્યો છે. જે પુરુષ ઉત્તમ જનસમુદાયમાં નિર્દોષ ગણાતો હોય અથવા દુષ્ટ દુર્જનોએ સદોષ પ્રસિદ્ધ કર્યા છતાં જે સુજ્ઞ વિવેકી પુરુષોની કસોટીથી નિર્દોષ ઠરેલો હોય, જે પુરુષ પોતાની શક્તિ તથા અધિકારનો વિચાર કરીને પોતાને શોભતાં આચરણોને સેવવાવાળો હોય તથા ઉપયોગ હોય તે તે પદાર્થોને વિહિત માર્ગે જ્યાં ત્યાંથી પણ પ્રાપ્ત કરવામાં ઉત્સાહવાળો હોય તે મિત્ર કરવા યોગ્ય છે. જે પુરુષ સન્મિત્રવાળો હોય, જે અન્યવડે કરાયલા ઉપકારને ન ભૂલનાર હોય, જે વિવેકથી પ્રતિજ્ઞાને કરનાર તથા કરેલી પ્રતિજ્ઞાનું પાલન કરવામાં આગ્રહવાળો હોય, જે દરેક પ્રકારે પોતાના શરીરના જ રક્ષણની પ્રીતિવાળો

ન હોય, તથા જે પોતાના શરીરને બલકલથી યુક્ત કરી રાખવા અર્થે નાનાપ્રકારની યુક્તિઓ નિત્ય સેવનાર વ્યાયામવાળો હોય તે પુરુષ મિત્ર કરવા યોગ્ય છે. જે પુરુષ તનના તથા મનના થોડા શ્રમથી શ્રમિત ન થતો હોય અને શ્રમિત છતાં પણ આવશ્યક કાર્યના સમયે વિશેષે કરીને ધૈર્યબલને ધારણ કરી રાખનાર હોય, જે શ્રવણ કરનારના કહેવાનો સંબંધ થવાથી શ્રોતાને પ્રસન્નતાની પ્રતીતિ કરાવે એવાં મધુર ભાષણને કરનારો છતાં અયોગ્ય, અનૃત કે અહિતકર ન બોલતો હોય, જે પોતાની ઇન્દ્રિયોને જિતનાર હોય, જે પોતાના અંતર્માં ઉઠતી વૃત્તિયોના વિરોધી અવિરોધી સ્વરૂપને ઉત્તમ પ્રકારે જાણનારો હોય તથા જે દોષરૂપ ગણાયલા એવા કામક્રોધલોભમોહઆદિને અયોગ્ય સમયે કે સ્થાને ન પ્રવર્તાવતાં યોગ્ય સમયે અને સ્થાને યોગ્ય મર્યાદાથી પ્રવર્તાવનાર હોય તે મિત્ર કરવાયોગ્ય છે જે મનુષ્ય ગુણકર્મજાતિસ્વભાવઆદિ નિમિત્તોથી આપણા કરતાં ઉત્કૃષ્ટતાવાળો હોય, જે વય, વિદ્યા તથા અનુભવઆદિથી પણ શ્રેષ્ઠ ગણાવા યોગ્ય હોય તેમ છતાં તે પોતાની શ્રેષ્ઠતાના અભિમાનથી ગર્વિષ્ટ ન થનાર, પોતાની ઉત્કૃષ્ટતાના અભિમાનને વશ વર્તી આપણને નિકૃષ્ટ ન ગણનાર તથા નિચની પેઠે ન ત્રેવડનાર હોય, તથા જે સર્વમાં વિવેકવડે સમભાવ રાખી સર્વના હિતનું ચિંતન કરનાર હોય તે મનુષ્ય મિત્ર કરવા યોગ્ય છે. વળી જે પુરુષ સ્ત્રીસેવકાદિ સમીપ રહેનાર મનુષ્યોમાં વિશ્વાસવાળો ન હોય, જે જ્યાં ત્યાંથી સાંભળેલી વાર્તામાં સંશય ન કરીને વિશ્વાસ રાખનાર ન હોય, જે કોઇદ્વારા સાંભળેલી વાર્તા ઉપરથી જ યોગ્યાયોગ્ય વિચાર કર્યા વિના પોતાના અંતઃકરણને તે તે વ્યવહારસંબંધમાં અનુકૂલપ્રતિકૂલ ભાવનાવાળું કે વેગવાળું થવા ન દેતો હોય, જે વિશ્વાસપાત્ર ઇતર જનોની વાર્તામાં સદા સંશયવાળો રહેવાના સ્વભાવવાળો ન હોય, જે સાક્ષાત્ અનુભવ કર્યા વિના જ હરેક સંબંધમાં ઉતાવળથી અભિપ્રાય બાંધનાર ન હોય, જે આવશ્યક વ્યવહારસંબંધમાં યોગ્યાયોગ્યના નિશ્ચય કરવામાં વિલંબ કરનારો ન હોય, તથા જે કાર્યના આરંભમાં અંતપર્યંતના વિચાર કરવામાં અકુશલ ન હોય એવો કુશલ પુરુષ સદા મિત્ર કરવાયોગ્ય છે.

હે સજ્જનો ! અધિક ન વદતાં અભ્યાસાર્થે સ્વરૂપમાં જ કહું છું કે જે પોતાના દોષોમાં ગુણબુદ્ધિ ન કરનાર, અન્યના ગુણોમાં અસૂયાઆદિ દોષોને વશ વર્તી દોષબુદ્ધિ ન કરનાર, સર્વપ્રકારના વ્યવહારમાં અવિકલપણે કુશલતાથી વર્તનાર, મુખ્ય કર્તવ્યને જાણી તેમાં વિધિવત્ પ્રવેશ કરનાર, સર્વ પ્રકારના દોષોના ત્યાગપૂર્વક ગુણોને આશ્રય આપી રહેનાર તથા યોગ્ય પ્રકારે સ્વહિતપરહિત સાધવામાં સદા કુશલતાથી વર્તનાર હોય તે પુરુષ મિત્ર કરવા યોગ્ય છે.

એ જ પ્રમાણે રાજાઓને યોગ્ય એવો જે મંત્રિ તેનામાં પણ અનેક સદ્ગુણની આવશ્યકતા છે, કારણ કે પ્રધાન એ જ રાજાની પ્રતિમા છે. રાજાનો સઘળો ભાર પ્રધાનના મસ્તકઉપર હોય છે, માટે રાજાએ અને પ્રકારથી યોગ્ય એવા પ્રધાનને સેવવો. પ્રાચીન મહાપુરુષોએ પ્રધાનપદની યોગ્યતાવાળા પુરુષનું વર્ણન કરતાં સ્થળે સ્થળે કહ્યું છે કે ઉત્તમ કુલમાં જન્મેલો, પુણ્યવાન્, સદ્ગુણવાન, કુલીન માતાપિતાવડે તથા સદ્ગુણવાન વિદ્વાન ગુરુવડે તથા પરમતત્ત્વજ્ઞ મહાત્મા શ્રીસદ્ગુરુવડે યથાયોગ્ય સમયે શિક્ષણ પામેલો, મહા

સમર્થ મતિવાળો, તે રાજાના જ દેશમાં જન્મેલો, અતિપરિશ્રમવડે સર્વ શાસ્ત્રના તાત્પર્યને તથા તત્ત્વને ઉત્તમ પ્રકારે જાણનારો, સુશોભિત શરીર તથા મુખાકૃતિવાળો, સુકોમલ અંતઃકરણવાળો છતાં દુષ્ટ દુર્જન તથા રાજશત્રુપ્રતિ અતિવજ્રહૃદયવાળો, વિવિધ કલાના જ્ઞાનવાળો છતાં ઉત્તમ પ્રકારના શરીરબલવાળો, સર્વ ઇન્દ્રિયોના ઉન્મત્તપણાથી રહિત અર્થાત્ ઇન્દ્રિયને જિતેલો, સુખદુઃખ તથા વિવિધ આપત્તિના વેગને સહન કરવામાં તથા તેને નિવારણ કરવાની સુગમ યુક્તિઓને જાણવા કરવામાં નિપુણ, કોઇના પણ નાના મોટા કરેલા ઉપકારને કદાચિત્ પણ ન વિસ્મરણ કરનાર, ગુણનો બદલો આપવામાં ઉદાર ચિત્તવાળો, અયોગ્ય સમયે ઉપજતા ક્રોધના વેગને મારવામાં તથા યોગ્ય સમયે ઘટિત મર્યાદાવાળા કોપને ઉપજાવવામાં સમર્થ, અપરાધ કરનારના અપરાધની તથા તેના બુદ્ધિબલની યોગ્યતા જાણીને ક્ષમા આપવામાં કુશલ, જ્યાં ત્યાંથી તુચ્છ વિષયપદાર્થ પ્રાપ્ત કરવા, પાછળની પ્રજા માટે સંગ્રહવા તથા પોતે ભોગવવા એ જ જેણે પોતાનું કર્તવ્ય માન્યું નથી તેવો, લોભતૃષ્ણાથી મુક્ત રહેનારો, રાજાએ પ્રીતિવડે અર્પણ કરેલા પોતાના પદાર્થથી જ સંતુષ્ટ રહેનાર, પોતાના રાજ્યના જે શત્રુ હોય તેમના તથા જે રાજ્યશત્રુ થઇ કોઈ કાલે પણ અનર્થ કરી શકે એવા હોય તેમના બલને નિરંતર જાણવામાં ચતુર, તથા પોતાકરતાં તે અન્યના બલને કદાચિત્ પણ વધવા ન દેવાના ઉપાયો રચવામાં કુશલ, મિત્રનાં સર્વ લક્ષણોવડે યુક્ત રહીને રાજાના મિત્રપણાને પ્રાપ્ત રહેવાની ઇચ્છાવાળો, દેશબલ કાલબલ પ્રજાબલ તથા રાજ્યબલને વિવેકવડે જાણનારો, તથા તે તે બલની વૃદ્ધિ કરવાના સમયોચિત ઉપાયને જાણી સેવનારો, આલસ્યને તજીને નિરંતર પોતાના કર્તવ્યમાં સદુદ્યોગવાળો, પ્રજામાત્રનું કલ્યાણ શેમાં છે તથા રાજાનું કલ્યાણ શેમાં છે તેને જાણી ઉભયના કલ્યાણની ઇચ્છાવાળો છતાં ઉભયના કલ્યાણને નાના યુક્તિથી સાધનારો, રાજાપ્રજાની સદા પ્રીતિ સંપાદન કરવામાં કુશલ છતાં પોતાના પદને ઘટે તેવા આચારવાળો, અધિક બલવાળા શત્રુઓને શત્રુતાના સમયમાં પોતાને વશ વર્તાવવાની કલામાં કુશલતાવાળો, રાજાના પોતાના તથા પ્રજાના શત્રુ કોણ છે, મિત્ર કોણ છે, મધ્યસ્થ કોણ છે, અને ઉદાસીન પુરુષો કોણ છે, એવા ચતુર્વર્ગને સદા જાણીને લક્ષમાં રાખનારો, સૈન્યને સદા બલયુક્તિયુક્ત સાવધાન રાખનારો અને સમયે સમયે સૈન્યબલ દેખાડીને અન્ય શત્રુઓને ભયમાં રાખનારો, તથા યુદ્ધના પ્રસંગો પ્રાપ્ત થવાથી વિવિધ વ્યૂહરચના કરી જાણવામાં તથા સમય પ્રાપ્ત થવાથી યુદ્ધ કરવામાં પણ અત્યંત કુશલ, પોતાના સૈન્યના યોદ્ધાઓને ઉત્સાહ પ્રાપ્ત કરનાર અનેક યુક્તિઓને જાણનારો, શત્રુઓનો પરાજય જે જે પ્રકારે સુગમતાથી થાય તે તે પ્રકારને સમજીને શત્રુપ્રતિ સ્વારિ કરવામાં નિપુણ, નાના પ્રકારનાં અસ્ત્રશસ્ત્ર ચલાવવામાં ચપળ, એવા અનેક સદ્‍ગુણયુક્ત છતાં નિરભિમાન સૂક્ષ્મ બુદ્ધિવાળો, ઘટિત વ્યવહારને શુદ્ધ અંતઃકરણથી કરનાર, પોતાના સરખા સર્વ ઉત્તમ ગુણવાળા પુરુષોના સમુદાયને સમીપમાં રાખનારો, મિષ્ટ વચનથી અરિને પણ પોતાનો કરી લેવામાં ચતુર, કદાચિત્ પણ ઉત્તમ પુરુષોએ પાલન કરવા યોગ્ય શુદ્ધ નીતિથી ભ્રષ્ટ નહિ થનાર, અન્યના સૂક્ષ્મ આશયોને સહવાસથી, અન્યના ભાષણથી, વર્તનથી તથા તે અન્યના અંતરના સ્ફુટ થતા ભાવોથી

રજતનો શુક્તિવિષે ભ્રમ થાયછે અને રજ્જુવિષે નથી થતો તેથી સાદૃશ્ય ભ્રમમાં હેતુ છે. આ સ્થલે ચકચકાટ, શ્વેત રૂપ વિગેરે ધર્મો શુક્તિ તથા રજતમાં સમાન છે તેથી બંનેનું સાદૃશ્ય છે અને તેથી ભ્રમ થઈ શકે છે. (૩) પ્રમાતાદિગત દોષો. જેમકે શુક્તિરજતસ્થલે પ્રમાતામાં રહેલા લોભ વિગેરે દોષો કારણ છે. લૌકિક ભ્રમમાં અન્ય હેતુસાથે આ ત્રણ મુખ્ય હેતુ છે. એ ત્રણ હેતુથી ભ્રમ થાય છે. એ નિયમથી જોતાં વસ્તુમાં અવસ્તુનો અધ્યારોપ થવો સંભવતો નથી. કારણ કે આ ત્રણેમાંથી કોઈ પણ હેતુ પ્રકૃતમાં નથી. સાં પ્રથમ તો અવસ્તુનો અધ્યારોપ કહ્યો છે તેથી એ અવસ્તુરૂપ જગત્ કોઇ સ્થલે સત્ય છે જ નહિ. સત્ય નહિ હોવાથી સત્ય વસ્તુનો અનુભવ નહિ હોવાનો અને તે નહિ હોવાથી સત્ય વસ્તુથી પડેલો સંસ્કાર નહિ હોવાનો. આ રીતે પ્રથમ હેતુ તો મળવાનો જ નહિ. તેમ જ સિદ્ધાન્તમાં વસ્તુથી બ્રહ્મતત્ત્વ તથા અવસ્તુથી અજ્ઞાન લેવાનાં છે. એ બેનું સાદૃશ્ય પણ નથી. કારણ કે બ્રહ્મતત્ત્વ સિદ્ધાન્તમાં સદ્રૂપ છે, ચિદ્રૂપ છે તથા આનંદરૂપ છે અને અજ્ઞાન સદસદ્‌થી અનિર્વચનીય છે, જડ છે તથા દુઃખરૂપ છે. તેથી બંનેમાં સાદૃશ્ય નથી એટલું જ નહિ પણ એ બે તમસ્ અને પ્રકાશની માફક કેવલ વિરુદ્ધ ધર્મોના આશ્રય છે. તેથી નિરૂપિત બીજો હેતુ પણ નથી. તેમ જ ત્રીજો હેતુ પણ નથી, કારણ કે પ્રમાતામાં કોઇ એવો સર્વસામાન્ય દોષ પણ નથી. તેથી સર્વથા પ્રકૃતમાં અધ્યારોપ અયોગ્ય છે. આ પ્રકારની શંકા આ પ્રસંગમાં આવી શકે છે. એનું સમાધાન આ પ્રમાણેઃ—

લૌકિક ભ્રમસ્થલે જે પ્રથમ હેતુ હોય તે અસિદ્ધ છે. પ્રથમ હેતુ એ કહ્યો છે કે સત્ય વસ્તુના અનુભવથી ઉત્પન્ન થયેલો સંસ્કાર જોઇએ. એમાં પદાર્થના અનુભવથી પડેલો સંસ્કાર જોઇએ એ અંશ સાચો છે તથાપિ તે અનુભવ સત્ય વસ્તુવિષયક જ હોવો જોઇએ એમાં કોઇ કારણ નથી દેખાતું. કોઈ માયાવી વા યોગી મહાત્મા પોતાના સામર્થ્યથી કોઈ મિથ્યા વસ્તુની પ્રતીતિ કોઈ પ્રમાતાને કરાવે તો પછી એ અનુભવવશાત્ તેના અંતઃકરણમાં સંસ્કાર પડવાનો. એ સંસ્કાર ઉદ્‌ભૂત થઇ ભ્રમ પણ એને થઈ શકવાનો. તેથી એ જ નિષ્કૃષ્ટ હેતુ ઠરે છે કે જે પદાર્થનો અધ્યારોપ થાય—ભ્રમ થાય તે પદાર્થના અનુભવથી પડેલો સંસ્કાર માત્ર હોવો જોઇએ. એ પદાર્થ સત્ય વા અસત્ય હોય તેની સાથે કશો સંબંધ નથી. આમ થવાથી અજ્ઞાન વા જગત્ અસત્ય હોય તોપણ એના અનુભવથી પડેલો સંસ્કાર હોય તો ભ્રમ થઇ શકવો સંભવેછે. અજ્ઞાન વા જગતનો અનુભવ તો સર્વ પ્રમાતાને છે જ. કેમકે અજ્ઞાન વા જગત્ અનાદિ કાલથી વિદ્યમાન છે તેથી પૂર્વ પૂર્વ ભ્રમાત્મક અનુભવથી પડેલો સંસ્કાર ઉત્તર ઉત્તર ભ્રમનું નિર્વહણ કરવાનો, જેથી એ પક્ષે કશી અનુપપત્તિ નથી આવતી.

બીજું જે કહ્યું કે બંનેમાં સાદૃશ્ય જોઇએ, અને તેવું સાદૃશ્ય બ્રહ્મવસ્તુ તથા જગત્‌રૂપ અવસ્તુમાં નથી તે પણ યુક્તિયુક્ત નથી. કારણકે લૌકિક ભ્રમસ્થલે પણ પચીશ કે પચાશ ધર્મોમાં સાદૃશ્ય જોઈએ એવો નિયમ દેખાતો નથી. પ્રસંગે ત્રણ, પ્રસંગે ચાર, તો પ્રસંગે એક ધર્મના સાદૃશ્યથી પણ લૌકિક ભ્રમો થતા દેખાયછે. અને તેવું કોઈ એક પ્રકારનું સાદૃશ્ય બ્રહ્મજગત્‌ઉભયે નથી એ કહેવું અયોગ્ય છે. કારણ કે જીવોને બંનેની સત્—સત્‌રૂપે એ પણ ઉત્તરોત્તર ભ્રમ થવામાં સાદૃશ્ય જ છે. યદ્યપિ જગત્‌વિષે સત્ત્વની

પ્રતીતિ કેવલ સાચી નથી પણ તે સાથે ઉપર પ્રદર્શિત યુક્તિપ્રમાણે ભ્રમને નિકટ સંબંધ નથી. ભ્રમમાં પ્રતીતિ માત્રની જરૂર છે અને તેવી સાદૃશ્યની પ્રતીતિ તો જગત્પ્રવાહ અનાદિ કાળથી વહેતો હોવાથી જીવોને પ્રતિક્ષણે ચાલ્યા જ કરેછે. તેથી અહિં પણ પૂર્વ પૂર્વની સાદૃશ્ય પ્રતીતિ ઉત્તર ઉત્તર ભ્રમમાં હેતુ હોવી યોગ્ય જ છે. ખરૂં જોતાં તો સાદૃશ્યની પ્રતિભ્રમમાં જરૂર છે એ વાત સત્ય નથી. જ્યારે શુક્તિમાં પીતત્વની ભ્રાન્તિ થાયછે, આકાશવિષે નીલત્વની ભ્રાન્તિ થાયછે ત્યારે શુક્તિ તથા પીતત્વવચ્ચે વા આકાશ અને નીલત્વવચ્ચે કયું એવું સાદૃશ્ય છે કે જે ભ્રમ કરાવી શકે? છતાં એ ભ્રમ દોષવશાત્ થાયછે એ સર્વને અનુભવસિદ્ધ છે. તેથી સર્વથા આ બીજા હેતુથી જે અનુપપત્તિ આણવાનો પ્રયાસ કરવો હતો તે વંધ્ય જ થવો ઘટેછે.

ત્રીજું જે કારણ કહ્યું કે પ્રમાતામાં દોષ હોવો જોઇએ તો અહિં જગતના પ્રમાતા જીવોછે-કંઇ વિદેહમુક્ત પુરુષો નથી. અને જીવ માત્રમાં અવિદ્યાદોષ પ્રધાનપણે રહેલો જ છે. તેથી પ્રમાતામાં દોષ હોવારૂપ હેતુ આ સ્થલે મળે છે. તેથી એ પક્ષથી પણ પ્રસ્તુત અધ્યારોપ અયુક્ત છે એ આક્ષેપ ખંડિત જ થાયછે.

આ જ પ્રમાણે અન્ય આક્ષેપોનું પણ ખંડન કરી શકાય છે. તેથી અત્ર પ્રતિપાદન કરેલો અધ્યારોપ યોગ્ય જ છે એ સિદ્ધ થાયછે.

આ પ્રમાણે આ વાક્યથી અધ્યારોપના લક્ષણનું પ્રતિપાદન કર્યું. એ લક્ષણમાં વસ્તુ તથા અવસ્તુ-એવાં બે પદો વાપર્યાં છે. તેનો શો અર્થ પ્રકૃતમાં વિવક્ષિત છે એ પ્રતિપાદન કર્યાવિના અધ્યારોપનું યથાર્થ સ્વરૂપ લક્ષમાં આવે નહિ. તે માટે હવે એ બંનેનું પ્રતિપાદન ગ્રંથકાર કરેછે.

## वस्तु सच्चिदान्दा (न्दम) द्वयं ब्रह्म ॥३३॥
## अज्ञानादिसकलजडसमूहोऽवस्तु ॥३४॥

વાક્યાર્થઃ—સત્, ચિત્ તથા આનંદસ્વરૂપ અદ્વિતીય બ્રહ્મ વસ્તુછે. (૩૩) તથા અજ્ઞાનને આદિ લેઇને જડમાત્રનો સમૂહ અવસ્તુ છે. (૩૪)

આ વાક્યથી એ કહ્યું કે સચ્ચિદાનંદ અદ્વય બ્રહ્મતત્ત્વ વસ્તુશબ્દથી વિવક્ષિત છે અને અવસ્તુથી અજ્ઞાનાદિ સમગ્ર જડ પદાર્થો વિવક્ષિત છે. ત્યાં જે પદાર્થ ત્રણે કાળે સ્વરૂપે એક સરખી રીતે રહેછે તે સત્ છે. જ્ઞાન એ ચિતનો પર્યાય છે. આનંદ સર્વને અનુભૂત છે. અદ્વય એટલે દ્વિતીય વસ્તુરહિત. આ સર્વ અર્થથી બ્રહ્મતત્ત્વનું અવસ્તુથી પૃથક્પણું સિદ્ધ કર્યુંછે. અજ્ઞાનાદિ જડસમૂહથી શું લેવું વિગેરે ગ્રંથકાર જ આગળ પ્રતિપાદન કરેછે તેથી અત્ર વિસ્તારની જરૂર નથી.

અહિં બ્રહ્મને વસ્તુરૂપ કહ્યું ત્યાં ભાવ એ છે કે જે પદાર્થ ત્રણે કાળમાં વિકાર નથી પામતો અને તેથી અર્થાત્ નાશને વશ થતો નથી તે વસ્તુ કહેવાયછે. આવું વસ્તુત્વ બ્રહ્મમાં છે અને તેથી જ બ્રહ્મને સત્ કહ્યું છે. અજ્ઞાનાદિ જડસમૂહમાં આવું વસ્તુત્વ

નથી, કારણ કે એ સર્વ સમૂહ ત્રણે કાળે એક સરખી રીતે રહેતો નથી પણ જન્માદિ ષટ્ વિકારવાળા છે. આમ હોવાથી એ સર્વ અવસ્તુરૂપ છે. તેથી અત્ર બ્રહ્મને જ વસ્તુરૂપ કહ્યુંછે તે યોગ્ય છે.

આ પ્રસંગમાં એ શંકા થાય છે કે વસ્તુથી કેવલ બ્રહ્મતત્ત્વ જ્યારે લીધું ત્યારે પૂર્વ સૂત્રમાં આપેલા અધ્યારોપના લક્ષણથી એ સિદ્ધ થયું કે બ્રહ્મતત્ત્વમાં જે જગતનો આરોપ તે અધ્યારોપ. આમ હોવાથી જીવમાં જે કર્તૃત્વાદિ અધ્યાસ થાયછે તે, તેમ જ શુક્તિમાં જે રજતતત્વનો અધ્યાસ થાયછે તે વિગેરે અધ્યાસ—અધ્યારોપમાં એ અધ્યારોપનું લક્ષણ નહિ લાગુ પડવાનું. કારણ કે વસ્તુમાં અવસ્તુના આરોપને અધ્યારોપ કહીએ અને વસ્તુપદથી બ્રહ્મતત્ત્વ લઇએ તો જીવ, શુક્તિ વિગેરે સર્વ અવસ્તુ થવાનાં અર્થાત્ લૌકિક ભ્રમમાત્રનાં અધિષ્ઠાન અવસ્તુરૂપ થવાનાં અને તેમાં અન્ય અવસ્તુરૂપ કર્તૃત્વ, રજતત્વ વિગરેનો આરોપ થવાનો. તેથી એ સર્વ સ્થલે અવસ્તુમાં અવસ્તુનો આરોપ થવાનો પણ વસ્તુમાં અવસ્તુનો આરોપ નહિ. આમ હોવાથી પૂર્વ કરેલું અધ્યારોપનું લક્ષણ વસ્તુનો અર્થ અત્ર આપેલો લઈએ તો અયુક્ત ઠરવાનું. એનું ઉત્તર આ પ્રમાણે:—

પ્રથમ જે જીવવિષયમાં કહ્યું તે અયુક્ત છે. કારણ કે જીવ કંઈ બ્રહ્મથી પૃથક્ વસ્તુ નથી પણ બ્રહ્મ જ જાતે ઉપાધિયોગે જીવરૂપે કલ્પિત થયોછે. તેથી જીવમાં જે કર્તૃત્વાદિનો અધ્યારોપ થાય છે તેનું-કર્તૃત્વાદિનું અધિષ્ઠાન બ્રહ્મતત્ત્વ જ છે. આથી એ સ્થલે તો બ્રહ્મતત્ત્વરૂપ વસ્તુમાં જ કર્તૃત્વાદિ જડસમૂહાન્તર્ગત પદાર્થનો અધ્યાસ થતો હોવાથી સ્પષ્ટ રીતે વસ્તુમાં જ અવસ્તુનો આરોપ છે અને તેથી અધ્યારોપનું લક્ષણ એ અંશમાં દૂષિત થતું નથી.

બીજું કે શુક્તિસ્થલે કહ્યું તે માટે એ કહેવાનું કે અત્ર શ્રીસદ્‌ગુરુ શુક્તિમાં રજતતો આરોપ કહી દેખાડતા નથી પણ બ્રહ્મતત્ત્વમાં અજ્ઞાનાદિનો આરોપ કરી દેખાડે છે તેથી એ વાર્તા પ્રસ્તુત છે. આમ હોવાથી કદાચિત્ શુક્તિસ્થલે અહિં આપેલું અધ્યારોપનું લક્ષણ નહિ લાગે તોપણ કાંઇ ક્ષતિ નથી. વસ્તુતઃ તો તેમ નથી જ. અત્ર આપેલું લક્ષણ શુક્તિરજતાદિ સ્થલે પણ સમન્વિત છે. કારણ કે જ્યાં અજ્ઞાન હોય ત્યાં ભ્રમ થઈ શકે એ નિયમ છે. જે વસ્તુ જ્ઞાત થઇ ત્યાં ભ્રમની નિવૃત્તિ થાય છે. એ નિયમથી એ સ્પષ્ટ થાય છે કે જે વસ્તુ અજ્ઞાનનો આશ્રય છે ત્યાં જ ભ્રમ થઇ શકે. એ નિયમથી જેનાં બ્રહ્મથી અતિરિક્તરૂપે ગણાતી શુક્તિ જાતે જ અજ્ઞાનનું કાર્ય હોવાથી અજ્ઞાનનો આશ્રય ન થઇ શકે, તેથી શુક્તિને અધિષ્ઠાનપણું જ આવી શકવું દુર્લભ છે. આમ છે તેથી જે શુક્તિમાં રજતનો ભ્રમ થયો કહેવાય છે, ત્યાં પણ શુક્તિથી અવચ્છિન્ન થયેલા બ્રહ્મતત્ત્વમાં જ-ચેતનમાં જ રજતતત્વરૂપ અજ્ઞાનસમૂહાન્તરપાતી પદાર્થનો ભ્રમ થાયછે. તેથી એ સ્થલે પણ વસ્તુમાં જ અવસ્તુનો આરોપ કરાતો હોવાથી અધ્યારોપ અહિં કરેલી વ્યાખ્યા પ્રમાણે કહેવાય એમાં લેશ પણ દોષ નથી.

આ પ્રસંગમાં વિશેષ જાણવાનું એ છે કે અત્ર જે અધ્યારોપ કહ્યો છે તે બે પ્રકારનો છે (૧) સંસર્ગાધ્યાસ—સંસર્ગાધ્યારોપ અને (૨) તાદાત્મ્યાધ્યાસ વા તાદાત્મ્યાધ્યારોપ કારણ કે આ બે પ્રકારના અધ્યાસ જીવોને થતા દેખાય છે. ત્યાં રજ્જુ વિગેરે પદાર્થોમાં

સર્પ વિગેરેનો અધ્યાસ તાદાત્મ્યાધ્યાસ છે કારણ કે રજ્જુના સ્વરૂપમાં સર્પના સ્વરૂપનો અધ્યાસ છે, અને સ્ફટિકમાં રક્તતાનો ભ્રમ વા શંખમાં પીતિમા (પીતત્વ) નો ભ્રમ એ સંસર્ગાધ્યાસ છે કારણ કે એ સ્થલે શંખ વિગેરેમાં પીતત્વ વિગેરે ધર્મોનો અધ્યાસ થયેલો હોય છે. અત્રના તાદાત્મ્યાધ્યાસને શાસ્ત્રમાં પ્રસંગે સ્વરૂપાધ્યાસ પણ કહેલો છે. પ્રકૃતમાં જીવમે આ ઉભય પ્રકારનો અધ્યાસ દેખાય છે. સદ્ચિદ્આનંદસ્વરૂપ બ્રહ્મમાં જગદ્રૂપ ધર્મીનો અધ્યાસ થયેલો છે તે સ્વરૂપાધ્યાસ છે અને અનાત્મારૂપ અહંકાર, બુદ્ધિ અંતઃકરણ, પ્રાણ વિગેરેમાં આત્માના ધર્મોનો અધ્યાસ થયેલો છે. આ બે અધ્યાસમાં એવો નિયમ છે કે જ્યાં સંસર્ગાધ્યાસ હોય છે ત્યાં માત્ર સંસર્ગ મિથ્યા છે, આરોપિત પદાર્થ મિથ્યા નથી. અને જ્યાં સ્વરૂપાધ્યાસ હોય છે ત્યાં આરોપિત વા અધ્યસ્ત પદાર્થ જ મિથ્યા છે, જેમકે શુક્તિમાં રજતનો અધ્યાસ થાય છે ત્યાં શુક્તિરૂપ અધિષ્ઠાન સાચું છે પણ અધ્યસ્ત રજત અનિર્વચનીય છે–મિથ્યા છે. આ જ રીતે બ્રહ્મતત્ત્વમાં અજ્ઞાન તથા તેના કાર્યરૂપ જગતનો સ્વરૂપાધ્યાસ છે તેથી અજ્ઞાન તથા તેનું કાર્ય જગત્ અનિર્વચનીય વા મિથ્યા છે તથા અધિષ્ઠાન બ્રહ્મતત્ત્વ સત્ છે. જેમ સ્ફટિકમાં લૌહિત્યનો અધ્યાસ થાય છે ત્યાં સ્ફટિકલૌહિત્યનો સંસર્ગ મિથ્યા છે તેમ અનાત્મ સ્વરૂપ અહંકાર વિગેરેમાં આત્મધર્મનો અધ્યારોપ—અધ્યાસ થાય છે ત્યાં પણ એ સંસર્ગ માત્ર મિથ્યા છે, અધ્યસ્ત પદાર્થ મિથ્યા નથી. આમ હોવાથી એ સહજ સિદ્ધ થાય છે કે આ વેદાન્તશાસ્ત્રમાં આત્માનાત્મનો પરસ્પરાધ્યાસ માન્યો છે તેથી શૂન્યતામાં પર્યવસાન થતું નથી પણ આત્મતત્ત્વ સર્વના અધિષ્ઠાનરૂપે સદ્રૂપે રહેછે.

આપ્રમાણે આ વાક્યોથી અધ્યારોપના લક્ષણમાં આવતા વસ્તુ તથા અવસ્તુ શબ્દોનું સ્પષ્ટીકરણ કર્યું. પણ એ સ્વરૂપ બતાવનાર વાક્યમાં અજ્ઞાન એવો શબ્દ વાપરયોછે. એ અજ્ઞાન શબ્દથી અત્રે શો અર્થ વિવક્ષિત છે એ કહેવું જરૂરનું છે. કારણ કે એ શબ્દના ઘણા અર્થ થઇ શકે એમ છે. જેમકે (૧) જ્ઞાનનો અભાવ તે અજ્ઞાન, (૨) જ્ઞાન ભિન્ન હોઇને જે જ્ઞાન સદૃશ હોય તે અજ્ઞાન વિગેરે. તે અત્રે કયો અર્થ લેઇ એ શબ્દનો પ્રયોગ કરયો છે એ બતાવવું જરૂરનું છે. આમ હોવાથી હવે અજ્ઞાનનું સ્વરૂપ ગ્રંથકાર સ્પષ્ટ કરેછે.

**अज्ञानं तु सदसद्भ्यामनिर्वचनीयं त्रिगुणात्मकं भावरूपं ज्ञानविरोधि यत्किंचिदिति वदन्ति। अहमज्ञ इत्याद्यनुभवाद् 'देवात्मशक्तिं स्वगुणैर्निगूढामित्यादि श्रुतेश्च ॥३५॥**

વાક્યાર્થઃ—"જે સત્ વા અસત્ કહેવાતું નથી અર્થાત્ જેને સત્ કહેવાથી વા અસત્ કહેવાથી નિરુક્ત કરાતું નથી, જે ત્રિગુણાત્મક છે, જે અભાવરૂપ નથી, જેનો જ્ઞાનથી નાશ થાયછે તથા જેવિષે એ કંઇક છે" એવો વ્યવહાર વૃદ્ધ પુરુષો કરતા આવ્યા છે તે તો અજ્ઞાન છે. "હું અજ્ઞ છું–અજ્ઞાનવાળો છું" એ વિગેરે સર્વનો અનુભવ તથા સત્ત્વાદિ વા પૃથિવ્યાદિ ગુણોથી ઢંકાયેલી બ્રહ્મતત્ત્વની પોતાની શક્તિ–એ અજ્ઞાન છે એ શ્રીશ્વેતાશ્વતર વિગેરે શ્રુતિવાક્ય આ અજ્ઞાનના સદ્ભાવમાં પ્રમાણરૂપ છે.

अज्ञानम्ः—આ પદ લક્ષ્યનો નિર્દેશ કરનાર છે. अज्ञानम् એટલે ज्ञानविरोधि જ્ઞાનથી જે નાશ પામે છે તે.

तु—એ પદ મતાન્તરમાં આપેલી વ્યાખ્યાથી વૈશિષ્ટ્યનું પ્રતિપાદન વા દ્યોતન કરનાર છે.

सदसद्ः—સત્ વા અસત્ કહેવાથી જેનું નિઃશેષતઃ પ્રતિપાદન થતું નથી. સત્ અને અસત્ એ પદો ભાવ અને અભાવ, સાવયવ અને નિરવયવ, ભેદ અને અભેદ ઇત્યાદિનાં ઉપલક્ષક છે. તેથી सदसद्=જે સદ્રૂપ નથી કહેવાતું તેમ જ અસદ્રૂપ પણ નથી કહેવાતું, જે ભાવરૂપ નથી કહેવાતું તેમ જ અભાવરૂપ પણ નથી કહેવાતું, જે સાવયવ વા નિરવયવ નથી કહેવાતું જે ભિન્ન વા અભિન્ન પણ નથી કહેવાતું—અર્થાત્ સત, અસત્, સાવયવ, નિરવયવ વિગેરે શબ્દોથી જેનું નિર્વચન થઇ શકે એમ નથી એવું છે તે.

त्रिगुणात्मकम्ः—સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણ છે સ્વરૂપ જેનું એવું વા પૃથ્વી (અન્ન) જલ અને તેજસ્ છે સ્વરૂપ જેનું એવું.

भावरूपम्—એટલે અભાવરૂપ પદાર્થોથી જે વિલક્ષણ છે એવું.

ज्ञानविरोधि—આ પદ સમસ્ત પદ છે. ત્યાં એનો તત્પુરુષ સમાસ તથા બહુવ્રીહિ સમાસ એમ બે લઈ શકાય છે. તત્પુરુષ સમાસ લઇએ તો ज्ञानस्य विरोधि એવો અર્થ થયો—એટલે જ્ઞાનનું જે વિરોધી છે તે. અને બહુવ્રીહિ સમાસ લઈએ તો ज्ञानं विरोधि यस्य तत् એવો વિગ્રહ થવાથી જ્ઞાન જેનું વિરોધી વા નાશક છે એવું—એ અર્થ થયો. ત્યાં આ બેમાં ગ્રંથકારને બહુવ્રીહિ સમાસ સંમત છે. કારણ કે અજ્ઞાન બ્રહ્મતત્ત્વનો ઉપમર્દ કરનાર નથી કેમકે બ્રહ્મતત્ત્વ સદ્રૂપ હોવાથી એનો ઉપમર્દ થઇ શકતો નથી. એથી ઉલટું બ્રહ્મતત્ત્વનો સાક્ષાત્કાર થયે અજ્ઞાનરૂપ અનિર્વચનીય પદાર્થનો ઉપમર્દ થઈ જાય છે તેથી બ્રહ્મતત્ત્વસાક્ષાત્કારરૂપ જ્ઞાન એ અજ્ઞાનનું વિરોધિ છે.

यत्किंचित् એટલે "કંઈક". જે પદાર્થને વિષે આ તો આમ જ છે અને આમ તો નથી જ એ પ્રકારનું જ્ઞાન થઈ શકી વ્યવહાર કરી શકાય છે તે પદાર્થ યત્કિંચિત્ નથી કહેવાતો. પણ જેને વિષે નિરૂપિત જ્ઞાન વા વ્યવહાર થઇ શકે એમ નથી તે પદાર્થમાટે એ કંઇક છે એ પ્રકારે જ વ્યવહાર કરી શકાય છે. એ પ્રકારનું આ અજ્ઞાન છે.

देवात्मशक्तिम्—એટલે બ્રહ્મતત્ત્વરૂપ દેદીપ્યમાન સ્વયંપ્રકાશ દેવની પોતાની શક્તિરૂપ પ્રકૃતિ તે અજ્ઞાન છે.

च—એ સમુચ્ચય દ્યોતન કરનાર નિપાત છે. એ નિપાતથી નીચે કહેવામાં આવશે તે વિગેરે શ્રુતિ, સ્મૃતિ વિગેરેનો સમુચ્ચય અત્ર પ્રદર્શિત પ્રમાણોસાથે દ્યોતન કર્યો છે.

सगुणैः—એટલે શુક્લ, લોહિત તથા કૃષ્ણરૂપવાળાં તેજસ, જલ અને પૃથ્વીવડે અથવા સત્વ, રજસ્ અને તમસ્વડે.

આ વાક્યથી અજ્ઞાનનું સ્વરૂપ પ્રતિપાદન કર્યું છે, તથા तु શબ્દથી દ્યોતન કર્યા

પ્રમાણે મતાન્તરમાં સાધેલાં લક્ષણોનું દૂષિતત્વ પ્રતિપાદન કર્યું છે. ત્યાં અહિં લક્ષણ બરાબર સમજવા માટે તથા મતાન્તરનાં લક્ષણો અનુપપન્ન છે એ જાણવા માટે એ અજ્ઞાનનું સાધારણ સ્વરૂપ પ્રથમ લક્ષમાં આણવું જરૂરનું છે. કારણ કે તે આણ્યા વિના અત્રનાં વિશેષણો સ્ફુટ રીતે સમજાય એમ નથી. ત્યાં અજ્ઞાનશબ્દથી મૂળ તો અખિલ વિશ્વનું સૂક્ષ્મમાં સૂક્ષ્મરૂપે અર્થાત્ ચરમ પરિણામિ ઉપાદાન કારણ જે પ્રકૃતિ, પ્રધાન, માયા વિગેરે શબ્દોથી વ્યવહરાય છે તેનું ગ્રહણ થાય છે, અને કાર્યકારણના અભેદની વિવક્ષા કરીએ ત્યારે સંપૂર્ણ જગત્ પણ અજ્ઞાનપદથી લેવાય છે. ખરૂં જોતાં સાંખ્ય, યોગ અને વેદાન્ત સત્કાર્યવાદી છે તેથી કાર્યની કારણથી સ્વતંત્ર સત્તા અત્ર સ્વીકારાયેલી નથી અર્થાત્ મૂળ એક જ વસ્તુ બે રીતે રહેછે એમ સિદ્ધાન્ત કરયો છે. ત્યાં એક રૂપે રહે ત્યારે તે વસ્તુ કારણ કહેવાય છે અને અન્ય રૂપે રહે ત્યારે કાર્ય કહેવાય છે. તેથી કાર્ય તથા કારણમાં અધિક ભેદ નથી. વિશેષ સ્પષ્ટ કહીએ તો કાર્ય અને કારણનો વસ્તુતઃ અભેદ છે. જે માત્ર ભેદની પ્રતીતિ થાય છે તે બાહ્ય ધર્મોમાં જ, વસ્તુમાં નહિ. એ બાહ્ય ધર્મો જે કાર્યાવસ્થામાં વિશેષ કક્ષાને પામેલા જ્ઞાનગોચર થાય છે તે કારણાવસ્થામાં નહોતા એમ નથી પણ કારણાવસ્થામાં એ સામાન્ય સ્વરૂપે રહેલા હતા. આમ હોવાથી જ પરપ્રત્યક્ષને પામેલા યોગીઓને કારણાવસ્થાના થયેલા સાક્ષાત્કારથી કાર્યોના વિશેષ કક્ષાને પામતા ધર્મોનું જ્ઞાન થાય છે તે પણ ઉપપન્ન થઈ શકે છે.

આ રીતે કાર્યકારણનો વસ્તુતઃ અભેદ છે તેથી અખિલ વિશ્વજગત્ પણ વસ્તુરૂપે અજ્ઞાન જ છે. હવે એ અજ્ઞાન વા જગત્ સત્ છે, અસત્ છે કે કેવું છે તે વિચારીએ. ત્યાં જે પદાર્થ ત્રણે કાળમાં અસ્તિત્વને પામે છે અર્થાત્ ત્રણે કાળમાં જેનો અનુભવ થાય છે–અન્ય રૂપે કહીએ તો જેનો કોઈ પણ કાળમાં બાધ નથી થતો તે પદાર્થ સત્ છે. જેમકે બ્રહ્મતત્ત્વ. બ્રહ્મતત્ત્વનો ત્રણે કાળમાં બાધ થતો નથી અર્થાત્ ત્રણે કાળે બ્રહ્મતત્ત્વનો અનુભવ થાય છે. એ ત્રણ કાળ ભૂત, વર્તમાન તથા ભવિષ્ય છે. અથવા તો પરમાર્થકાલ (સમાધિકાલ), વ્યાવહારિક કાલ (વ્યુત્થાનકાલ) તથા પ્રાતિભાસિક કાલ છે. બ્રહ્મતત્ત્વનો વર્તમાન કાલમાં સર્વ જીવોને અહં–હું, અહં–હું એ રૂપે તથા સત્–છે, સત્–છે એ રૂપે સામાન્ય અનુભવ થાય છે. ભૂતકાલમાં પણ એ જ પ્રકારે બ્રહ્મતત્ત્વ હતું તથા ભવિષ્યત્ કાલમાં એ જ પ્રકારે રહેશે એનો અનુમાનથી તથા યોગજ પ્રજ્ઞાથી અનુભવ થાય છે, તેમ જ સમાધિદશામાં તો સ્ફુટ રીતે બ્રહ્મતત્ત્વનો અનુભવ થાય છે; વ્યવહારકાલમાં અહમ્ અહમ્ એ રૂપે અનુભવ થાય છે; અને પ્રતિભાસકાલમાં પણ ઇદમ્ ઇદમ્ આ–આ–એવે રૂપે વા સત્ સત્, છે—છે એવે રૂપે સામાન્યતઃ અનુભવ થાય છે. તેથી બ્રહ્મતત્ત્વનો ત્રણે કાળમાં અનુભવ થાય છે એ સર્વને સિદ્ધ છે. આ કારણથી બ્રહ્મતત્ત્વ સત્ છે. જગત્ વા અજ્ઞાનમાં એવું સત્ત્વ વા સત્તા નથી. જગત્ વા અજ્ઞાનની પ્રતીતિ માત્ર વ્યવહારકાલે જ થાય છે, વા વ્યવહારકાલ અને પ્રતિભાસકાલ એ બે કાલે જ થાયછે, સમાધિકાલમાં એની પ્રતીતિ થતી નથી. એથી ઉલટું સમાધિકાલવિષે તો જગત્ વા અજ્ઞાનના અભાવની તથા એના બાધની પ્રતીતિ થાય છે. આમ હોવાથી જગત્ વા અજ્ઞા-

નની ત્રણે કાલે પ્રતીતિ થતી નહિ હોવાથી એ સત્ કહેવાય એમ નથી.

જે પદાર્થની કોઇ કાલે પણ પ્રતીતિ થતી નથી તે અસત્ કહેવાય છે—જેમકે શશશૃંગ. સસલાની પ્રતીતિ થાય છે તેમ જ શિંગડાંની પ્રતીતિ પણ થાય છે તથાપિ શશાવચ્છિન્નશૃંગત્વની પ્રતીતિ કોઇએ કાલમાં થતી નથી. તેથી હાલની સૃષ્ટિના સામાન્ય નિયમોથી એ પદાર્થ અસત્ છે એમ કહેવાય. આ પ્રકારનું અસત્ત્વ અજ્ઞાન વા જગત્માં નથી કારણ કે વ્યુત્થાનકાલમાં સર્વને એની પ્રતીતિ અનુભવસિદ્ધ છે.

આ રીતે જોતાં જગત્ વા અજ્ઞાન સત્ કહેવાય એમ નથી, તેમજ અસત્ કહેવાય એમ નથી. તેમ જ નિરૂપિત સત્ત્વ તથા નિરૂપિત અસત્ત્વનું એક સ્થાનમાં હોવું ઘટતું નથી તેથી જગત્ વા અજ્ઞાન ઉભયાત્મક કહેવાય એમ પણ નથી.

આ વિષયમાં કેટલાક અણુસમજણથી એવું કહે છે કે સત્ અને અસત્ એ બેમાંથી કોઈ એક પ્રકારનું તો જગત્ અવશ્ય હોવું જોઈએ. કારણ કે જેમ શ્વેત તથા અશ્વેત એમ બે વિભાગ પાડ્યા હોય તો એ બેમાં સમગ્ર વિશ્વનો અન્તર્ભાવ થાય છે તેમ અહિ પણ સત્ અને અસત્ એ બે વિરોધી વિભાગ પાડેલા હોવાથી ગમે તેમાં પણ જગત્ વા અજ્ઞાનનો સમાવેશ થઈ જવો જ જોઈએ. આ તેમનું માનવું વિચારને સહન કરી શકે એમ નથી દેખાતું. કારણ કે પ્રથમ તો જે કહ્યું કે શ્વેત અને અશ્વેતમાં સમગ્ર વિશ્વનો સમાવેશ થાય છે એ પણ સર્વત્ર સાચું નથી. અશ્વેત પદથી શ્વેતત્વનો નિષેધ થાય છે ત્યાં નિષેધમાં એવો નિયમ હોય છે કે પ્રાપ્તિપૂર્વક જ નિષેધ થાય છે. આ નિયમથી જે રૂપી પદાર્થ હોય તેમાં જ રૂપત્વના વિશેષરૂપે શ્વેતત્વનો આરોપ કે નિષેધ કરી શકાય. જે પદાર્થમાં રૂપત્વ જ નથી ત્યાં તેના વિશેષનો નિષેધ અયોગ્ય જ ભાસે છે. સદ્ગુણ, દુર્ગુણ, હલનચલનાદિ ક્રિયાઓ વિગેરે પદાર્થોને અશ્વેત કહેવા યોગ્ય નથી ગણાતા, કારણ કે એમાં રૂપત્વનો સદ્ભાવ જ અસિદ્ધ છે. આ કારણથી રૂપત્વના અભાવવાળાં અધિકરણોનો શ્વેત કે અશ્વેત એ બંનેમાંથી ગમે તેમાં સમાવેશ કરવો એ પણ અધિક વિચારને અનુકૂલ નથી. છતાં શ્વેત તથા અશ્વેત એ બંનેમાં સમાવેશ કરીએ તો અખિલ વિશ્વનો થાય છે એમ લેઇએ. તો તેટલા ઉપરથી સત્ કે અસત્ એ બેમાંથી ગમે તે એકમાં જગત્ વા અજ્ઞાનનો સમાવેશ થવો જ જોઇએ એ અનુમાન બાંધી શકાય એમ નથી. કારણ કે જે પ્રકારનો નિષેધ અશ્વેત પદ કરે છે તેવો નિષેધ જ અસત્ પદ કરનાર છે એમ નથી. શ્વેત અને અશ્વેત એ બેની મધ્યે ત્રીજી કોઈ અવસ્થા જ રહેતી નથી, તેથી કદાચ સમગ્ર પદાર્થોનો એ બેમાં સમાવેશ કરચો હોય તો થઈ શકે. તથાપિ શ્વેત અને શ્યામ એવા બે વિભાગ કર્યા હોય તો એ બેમાંથી અખિલ રૂપી પ્રપંચનો પણ સમાવેશ થઈ શકે એમ નથી. કારણ કે પીતત્વ, રક્તત્વ વિગેરે રૂપોનાં અધિકરણો શ્વેત નથી તેમ જ શ્યામ પણ નથી. સત્ અને અસત્ એ વિભાગ શ્વેત અને અશ્વેત એ વિભાગ જેવો નથી પણ જો કોઈ પણ દૃષ્ટાન્ત આપવું પ્રાપ્ત જ થાય તો શ્વેત અને શ્યામ એ વિભાગ જેવો છે. જેમ શ્વેત અને શ્યામ એ બે વિરોધીની વચ્ચે પીતત્વ વિગેરે અવસ્થાઓ રહે છે તેમ ત્રણે કાલમાં પ્રતીત થનાર અને ત્રણે કાલમાં પ્રતીત

ન જ થનાર એ બે વિરોધીની વચ્ચે પણ એક કાલમાં પ્રતીત થવાપણું, બે કાલમાં પ્રતીત થવાપણું એવી બે અવસ્થાઓ રહે છે. આથી જો સર્વનો સમાવેશ થઇ શકે એવો વિભાગ પાડવો હોય તો ચાર અવયવોવાળો વિભાગ થાય. (૧) ત્રણે કાલમાં પ્રતીત થનાર વસ્તુ, (૨) બે કાલમાં જ પ્રતીત થનાર વસ્તુ, (૩) એક કાલમાં પ્રતીત થનાર વસ્તુ અને (૪) એકે કાલમાં પ્રતીત ન થનાર વસ્તુ. આ પ્રમાણે જો વિભાગ પાડ્યો હોય તો અવશ્ય જગત્ વા અજ્ઞાનનો ગમે ત્યાં સમાવેશ થવો જ જોઇએ. પણ માત્ર પ્રથમ તથા ચતુર્થ એ બે વિભાગ જ કર્યા હોય તો એ વિભાગ જ અપૂર્ણ હોવાથી એમાં જગત્ વા અજ્ઞાન ન આવે તો તે યોગ્ય જ છે. તેથી એ બંને પ્રકારનું જગત્ વા અજ્ઞાન નથી એ કહેવું અનુચિત છે.

આ સર્વ ઉપરથી એ સિદ્ધ થયું કે જગત્ વા અજ્ઞાન સત્ નથી, અસત્ નથી, સદસદુભયાત્મક નથી. આ સર્વનો સમાવેશ કરીને એ જ અર્થને બોધન કરવા શાસ્ત્ર સદસદ્‌થી અનિર્વચનીય જગત્ વા અજ્ઞાનને કહે છે. અપૂર્ણ.

---

# ॥ सर्वधर्मसिद्धान्तसंग्रह तथा गुणदोषविचार ॥

( અનુસંધાન પંચમ રૂપના પૃષ્ટ ૨૬૧ થી. )

આપ્રમાણે પૂર્વકાલથી તે આ કાલપર્યંતનો વિચાર કરતાં તથા જોતાં સ્પષ્ટભાસે છે કે ધર્મસંબંધી મતમતાંતરથી પ્રથમની અને હાલની સુધરેલી પ્રજામાં પણ અનેક ભેદ પડેલા છે, અને હજી પડતા જ જાય છે. આજે પણ ઘણાનો જૂના વિચારના તિરસ્કારપૂર્વક નવા વિચારમાં અને ઘણાનો નવા વિચારના તિરસ્કારપૂર્વક જૂના વિચારમાં પ્રવેશ થતો મનાય છે. એમ છતાં હજી સર્વને સમજાય એવી રીતે, સઘળા જૂના વિચારથી નવા વિચારમાં અધિક શું નિકળ્યું છે તે સર્વાંશે સ્પષ્ટ થતું નથી; અર્થાત્ ધર્મસંબંધમાં નવા વિચાર કોને કહેવા અને જૂના વિચાર કોને કહેવા એનો યથાર્થ નિર્ણય વિચાર કરનારી સર્વ પ્રજાને સ્પષ્ટ થયો હોય એમ ભાસતું નથી. કેટલાએક મનુષ્યો તો જૂના વિચારના યથાર્થ સ્વરૂપના અજ્ઞાનથી તે જૂના વિચારોને જ હાલ જાણવાથી નવા વિચારરૂપે સ્વીકારી લે છે, અને પૂર્વ પુરુષોને મિથ્યા અજ્ઞાન કહે છે. હજી ઘણું કરીને સર્વ લોકોના સમજવામાં એ પણ આવ્યું નથી કે કયા કાલથી થયેલા વિચારને નવામાં ગણવા અને કયા કાલસુધીમાં થયેલા વિચારોને જૂનામાં ગણવા ? આ કાલનિર્ણય સ્પષ્ટ થયો હોય તો વિચાર કરનારે મનુષ્યોને જાણવું સુગમ પડે કે અમુક કાલસુધીમાં આ વિચારો થયા નથી માટે એને નવા ગણવા ઘટે છે. યોગ્ય દૃષ્ટિથી જોનારા ઘણા પુરુષોને, પુરાણોની રચના થયાના સમયપર્યંતમાં થયેલા વિચારોથી નવા વિચારો, ધર્મના તત્ત્વનો નિર્ણય કરવામાં, ઉત્તમ પ્રકારે થયા હોય એવું ભાગ્યે જ ભાસે છે. કદાચિત્ કોઇને તે કાલપર્યંતમાં થયેલા સઘળા વિચારોનું યથાર્થ જ્ઞાન નહિ હશે તે લોકો તેવા જ પ્રકારના હાલ વિશેષપણે, અર્થાત્ત વિચારોની ભૂલથી નવા વિચારમાં ગણના કરતા હશે. ઘણાનું એમ માનવું છે કે એ કાલપર્યંતમાં

થયેલા વિચારોમાંના ઘણા યોગ્ય વિચારોથી લોકો ભ્રષ્ટ થઇને મધ્યના કાલમાં અયોગ્ય વિચારે ચઢી ગયા હશે તો પુનઃ તે યોગ્ય વિચારોનાં કોઈ પુરુષદ્વારા સ્પષ્ટીકરણ થઇને તે રૂપમાં તે વિચારોનો પુનઃ અધિક વિસ્તાર થયો હશે; પરંતુ મૂલમાં કોઇથી પણ ધર્મસંબંધમાં જે વિચારો નહિં કરાયા હોય એવા કેવલ નવીન વિચારો જ કોઈદ્વારા આ કાલે થયા હોય એમ પ્રસિદ્ધ રીતે જણાવાયું નથી.

આ પ્રકારના વિવિધ નિશ્ચયો કરનારામાંના કોઈ કોઇ જિજ્ઞાસુઓને એવી ઇચ્છા હોય છે કે પૂર્વકાલે ધર્મસંબંધી થયેલા નિશ્ચયોથી કેવલ નવીન જે નિશ્ચયો કે શોધ આ કાલમાં થયા હોય તેને આધુનિક સમયની શ્રેષ્ઠતા માનનાર વિદ્વાન્ પુરુષોમાંના કોઈ લખી પ્રસિદ્ધ કરે તો સારું. ધર્મસંબંધી તત્ત્વનિર્ણયમાં હાલ ઘણા પુરુષોની લેખિની પ્રવૃત્ત જણાય છે, પણ વર્તમાન કાલની શ્રેષ્ઠતા માનનાર કોઈ વિદ્વાનના હસ્તથી કેવલ નવાંથી ધર્મતત્ત્વનિર્ણયસંબંધમાં, પૂર્વતત્ત્વનિર્ણયના ઉત્તમ પ્રકારે કરેલા ખંડનપૂર્વક લખાયલેઅશ્વેત પ્રતીત થયો નથી. ઘણા આશા રાખે છે કે કોઇ શુદ્ધ તત્ત્વજ્ઞ પંડિત કાલાંતરે પણ અહિં ખોટ પૂરી પાડશે.

આજ પર્યંતમાં ધર્મસંબંધી વિચાર કરનાર પુરુષોએ એક તો કારણવિધિ કરી શકે કસ્યા છે; અર્થાત્ આ જગત્ શાથી ઉત્પન્ન થયુંછે, ઉત્પન્ન થયું છે કે અનાદિ પ્રવાહની પેઠે વહેતુ રહ્યુંછે? એનો અંત છે કે નથી? છે તો શેમાં છે? અંત લય થાય છે. પાછી એની ઉત્પત્તિ થાય છે કે નહિ? પુનઃ પુનઃ ઉત્પત્તિ થાય છે તો તે પ્રલયમથી જે એટલે પ્રલયમાં એની શેમાં અને કેવે રૂપે સ્થિતિ રહે છે? ઈશ્વર અને જીવ જગત કરી શકાય. છે કે નહિ? જીવત્વ સ્વતંત્ર વસ્તુ છે કે જડ પદાર્થના સંયોગથી પ્રતીત થતું છે. સદ્ગુણ કાર્ય છે? ઈશ્વર છે તો અનાદિ અનંત તેવા ને તેવા છે કે ઉત્પત્તિલયવાળા છે, તો, કારણ છે કે સંયોગજ છે? તે ઈશ્વર છે તો આ જગત્ના કર્તા છે કે કર્તૃત્વાદિ ધર્મથી રહિત છે? જો કર્તા છે તો તેમણે જગત્ પોતામાંથી સૃજ્યું છે કે કોઇ અન્ય પદાર્થમાંથી? અન્ય પદાર્થમાંથી કર્યું હોય તો તે પદાર્થનું સ્વરૂપ કેવું છે? ઈશ્વરને વિષમતાદિ દોષવાળું જગત્ રચવામાં પ્રયોજન શું? જો ઈશ્વર કર્તૃત્વાદિ ધર્મથી રહિત છે તો જીવ ઈશ્વરને અથવા જગતને અને ઈશ્વરને સંબંધ શો? જીવોએ તેમને સેવ્ય, ઉપાસ્ય કે જ્ઞેયધ્યેયરૂપે શા પ્રયોજનાર્થે ગણવા યોગ્ય છે, અર્થાત્ તે ઈશ્વર કયા હેતુવડે સેવવા, ઉપાસવા, જાણવા કે ધ્યાન કરવા યોગ્ય છે? આ જગતના જો કોઇએક ઈશ્વરરૂપ કર્તા નથી તો એ પોતાની મેળે જ સ્વભાવથી ઉપજે; ખપે છે કે કેમ? સ્વભાવ તે પણ કોઇ સત્તારૂપ પદાર્થરૂપ છે કે શું? સ્વભાવથી વા કર્તાથી જગત્ થતું હોય તોપણ તે કોઇ ક્રમવડે ઉત્પત્તિને કે આવિર્ભાવને પામેછે, અથવા તો વિના ક્રમે જ પ્રકટે છે? આ જગત્ની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયમાં કોઇ નિમિત્ત તથા કાલનિયમ છે વા નથી? જો છે તો કેવા પ્રકારનો? પૃથ્વી, અપ, તેજસાદિ પદાર્થો એકાકી છે કે સયોગી? એ પદાર્થો પણ ઉત્પત્તિસ્થિતિલયવાળા છે કે કેમ? જો ઉત્પત્તિવાળા છે તો કયા મૂલ કારણમાંથી અને કયા ક્રમવડે ઉત્પન્ન થાય છે? સર્વ દૃશ્ય પદાર્થનું તથા સૂક્ષ્મ પદાર્થોનું મૂલ કારણ એક છે કે અનેક છે? જો એક છે તો તે આ વિવિધાકાર પ-

રિણામ થયું પ્રતીત થાયછે તેમાં હેતુ શો ? જો તે અનેક છે તો તે અનેક સ્વતંત્ર છે વા કોઇ એક સ્વતંત્રને આશ્રયે છે ? અને તે અનેક પણ વિકારી છે કે નિર્વિકાર છે ?

આ વિગેરે અનેક પ્રકારથી કારણસંબંધમાં ધર્મતત્ત્વનિર્ણય કરનાર પૂર્વ પુરુષોએ વિસ્તારથી વિચારો કરેલા છે.

એ અનેકવિધિ કારણસંબંધના વિચારના પ્રસંગમાં આ પ્રકારના અનેકવિધિ કાર્યસંબંધના વિચાર પણ પ્રાપ્ત થવાથી કરેલા જણાય છે. આ પ્રતીત થતાં વિવિધ શરીરાદિ કાર્યો કોઇ એક જાતિનાં બીજથી બંધાય છે કે વિવિધ બીજની જાતિવડે બંધાય છે ? શરીર અને શરીરી એવો ભેદ એમાં છે વા નથી ? જો ભેદ છે તો શરીરસંઘાતના ઉચ્છેદ પછી શરીરી કોઇ વસ્તુરૂપ રહે છે કે નહિ ? એ શરીરીને અર્થાત્ જીવને વારંવાર શરીર ગ્રહણ કરવાપણારૂપ તથા તજવાપણારૂપ જન્મમરણ રહેછે કે નહિ ? પુનઃ પુનઃ જન્મમરણ છે તો શા શા નિમિત્તથી તથા કયા કયા પ્રબલ હેતુથી છે ? અને જો છે તો તે જન્મમરણનો કોઇ કાલે અંત આવેછે કે નહિ ? આવે છે તો કેવા પ્રકારથી ? કયા હેતુની પ્રાપ્તિ વડે ? અને નહિ આવે તો તેમાં પ્રબલ હેતુ શો ? જો જન્મમરણનો અંત આવે છે તો જન્મમરણાદિથી રહિત થયેલ તે શરીરી કેવે રૂપે અને શેમાં સ્થિતિ કરે છે? તેની તે સ્થિતિ નિત્ય શા હેતુથી રહે છે? વળી જો જન્મમરણ થાય છે તો તેમને ક્રિયાઓ કરાવનાર હેતુ ક્યાંથી પ્રાપ્ત થાય છે? શરીરીએ કરેલી ક્રિયાઓનાં ફલ તેને મળે છે કે નહિ ? મળે છે તો કેવે પ્રકારે ? મનુષ્યાદિ જાતિનાં પ્રાણિઓને જન્માંતરમાં પણ તેની તે જ જાતિનાં શરીર રહે છે કે અન્ય જાતિનાં શરીરની પણ પ્રાપ્તિ થાય છે? તેની તે જ જાતિનાં અથવા ઇતર ગમે તે જાતિનાં શરીરોની પ્રાપ્તિ થાય છે તો તેમાં શાં શાં નિમિત્ત કે હેતુઓ રહ્યા છે ? આ પ્રતીત થતી સૃષ્ટિ જે ભૂગોલઉપર અનુભવાય તે ભૂગોલ વિના અન્ય સ્થલે પ્રાણિઓની સ્થિતિ હશે કે નહિ? હશે તો તે આ સૃષ્ટિના સમાન કે વિલક્ષણ હશે? તેમ જ હોવા વા ન હોવાના સંબંધમાં પ્રમાણરૂપ શા શા હેતુઓ સંભવે છે ? આ જીવોની જન્માંતરથી લોકાંતરમાં ગતિ વા સ્થિતિ હોવી શક્ય છે કે અશક્ય ? જો શક્ય છે તો આ જીવોની થતી સ્થિતિ, ગતિઆદિના નિયમ, ક્રમ કેવા છે ? તથા ભિન્ન ભિન્ન લોકોની વિષયસુખાદિમાં કેવા પ્રકારની વિલક્ષણતા છે ? એક કાલે એક દેશમાં કરેલી ક્રિયા અન્ય કાલે અન્ય દેશમાં ફલ આપવા સંસ્કારરૂપે રહી શકે છે કે નહિ ? રહે છે તો તે ક્રિયાઓવડે બંધાતા કર્મસંસ્કારની જાતિ એક છે વા અનેક છે? અનેક છે તો વિવિધ જાતિની ક્રિયાથી બંધાયલા વિવિધ કર્મસંસ્કાર કેવા પ્રકારનાં ફલ આપવાને સમર્થ હોય છે ? આ જીવોને ભોગાયતનરૂપ શરીર, વિવિધ જાતિનાં પ્રાપ્ત થવામાં તે કર્મસંસ્કાર કારણરૂપ છે કે નહિ ? છે તો કેવે પ્રકારે ? ઇત્યાદિ અનેક પ્રકારના વિચારોને તથા નિશ્ચયોને કાર્યસંબંધમાં પણ તે પૂર્વ પુરુષોએ કરેલા સમજાય છે.

આપ્રમાણે અનેક ભાતિથી કાર્યકારણના સંબંધમાં વિચાર કરીને જ્ઞાતવ્ય શું છે તે શોધ્યું છે, અને પોતાની પરંપરાને તેનો લાભ મળે એ અર્થે તેઓએ પ્રયત્નથી તે સર્વ પ્રકારના વિચારોને સૂક્ષ્મમાં વિવિધ ગ્રંથાકારે રચી રાખ્યા છે.

આજે લોકોમાં પ્રતીત થતી ધર્મરૂપ વૃક્ષની અનેક શાખાઓમાં તે અપૂર્વ રસ પૂર્ણ

અંશે જન્મેલો નથી તો પણ ન્યૂનાધિક અંશે સર્વ ધર્મની શાખાઓમાં એ રસનો અંશતઃ પ્રવેશ છે એમાં કાંઇ સંદેહ નથી.

પૂર્વે જ્યારે વિશેષે કરીને સર્વ વિદ્યાઓ ગુરુપરંપરાવડે ગુરુસમક્ષ રહી ગુરુમુખથી જ પ્રાપ્ત કરાતી અને વિશેષતઃ જ્યારે તે પાઠ જ કરવામાં આવતી, તે સમયમાં પ્રકટેલા ગ્રંથોમાં એ વિદ્યા ઓછા શબ્દથી રચાતાં વાક્યોમાં અને જેમ બને તેમ ઓછાં વાક્યોમાં અધિક અર્થનો સમાવેશ થાય એમ રચવાની પરિપાટી હશે, અને સર્વ વિસ્તાર ગુરુમુખથી સમજાવવામાં આવતો હશે એવું સૂત્રાદિ ગ્રંથોથી તેમ જ મૂલ શ્રુતિઓથી સ્પષ્ટ થાય છે. પાછળથી જેમ જેમ મતિની મંદતા, ગ્રહણ ધારણ અને સ્મરણશક્તિની ન્યૂનતા અને આયુષ્યક્ષની અલ્પતાવડે થતી સામર્થ્યહીનતાને મહાપુરુષો જોતા જાણતા ગયા તેમ તેમ તે તે ગંભીર વિચારોને સ્પષ્ટ કરવાનિમિત્ત નાના યુક્તિ વિસ્તારપૂર્વક રચતા ગયા; અને ક્રમે કરીને અધિક સ્પષ્ટ થવાથી તે તે વિદ્યાને વિદ્યામદવડે ઉન્મત્તસરખા, વિદ્યાના સામાન્ય સંસ્કારવાળા પુરુષો ગુરુની અપેક્ષા રાખ્યા વિના પોતાની મેળે જ વાંચી વાંચીને તે તે ગ્રંથોથી વિદ્યાવિચારાદિનાં સ્વરૂપને સ્વમતિઅનુસાર નિશ્ચય કરતા ગયા. અને અન્ય પોતપોતાના સહવાસિઓને અનુકૂલપ્રતિકૂલ રૂપથી તે મૂલ નિશ્ચયોને સમજાવીને તેમાં તેઓની મતિને સ્થાપતા ગયા. આથી કાલે કરીને ઘણે સ્થલે અનર્થની પ્રાપ્તિ થઇ ગયેલી છે.

વેદમૂલકધર્મતત્ત્વજ્ઞ મહાપુરુષોએ આ ઉત્પત્તિવિનાશાદિ ધર્મવાળા પ્રતીત થતા સંસારી જીવોને કેવલ જ્ઞાતવ્ય વસ્તુવિષયક વિચારો કે નિશ્ચયો જ માત્ર કરેલા છે એમ નથી, પણ તેઓએ આ જીવોએ આ જન્મમૃત્યુરૂપ સંસારમાં શું અવશ્ય પ્રાપ્તવ્ય છે તે સંબંધમાં પણ ઉત્તમોત્તમ વિચારો તથા નિશ્ચયો કરેલા છે, અર્થાત્ પ્રાપ્ત શરીરો કે જે ક્ષણ, માસ, સંવત્સર કે પચીસ, પચાસ, સો, હજાર કે દશહજાર વર્ષ કે નિદાન કલ્પપર્યંત વા તેથી પણ અધિક અધિક આયુષ્યને ભોગવીને અંતે પડનાર છે તે ક્ષણિક શરીરવડે આ સંસારને પ્રાપ્ત થયેલા જીવે શું અવશ્ય મેળવવા યોગ્ય છે અને શું મેળવવા યોગ્ય નથી.

આ જગત્‌માં કોઈ તો સ્ત્રી, પુત્ર, ધન, ગૃહ, ક્ષેત્રને, કોઇ તો વિદ્યાને વા અમર યશકીર્તિને, કોઈ તો નાનાં મોટાં રાજ્યને, કોઈ તો નીરોગપણાને, કોઇ તો મોટા આયુષ્યને, કોઈ તો સુરૂપને, કોઈ તો સદ્‌ગુણને, કોઇ તો ઉત્તમ શરીરબળને, અને કોઈ તો સર્વ પ્રકારે સર્વત્ર પોતાના વિજયને ઇચ્છે છે, અને મેળવવા યોગ્ય ગણે છે. કોઇ તો ત્રિકાલ જ્ઞાનને, કોઈ તો નાનાવિધ રસાયણપ્રયોગોને, કોઈ તો સમાધિસિદ્ધિને, અને કોઈ તો કેવલ અજરામરત્વને મેળવવા યોગ્ય ગણે છે. એ આદિ અનેક પ્રકારના મેળવવાયોગ્ય ગણાતા પદાર્થોમાંના એકને, અનેકને વા સર્વને મેળવવાયોગ્ય ગણે છે. તો એમાંથી શું મેળવવાયોગ્ય છે અને શું મેળવવાયોગ્ય નથી ? આ સંસારમાં જીવોએ ઇચ્છેલા પદાર્થ વા વિષયજન્ય સુખ જ માત્ર મેળવવાયોગ્ય છે કે એથી અન્ય કાંઇ મેળવવાયોગ્ય છે ? એ અથવા એથી અન્ય જે કાંઈ મેળવવાયોગ્ય હોય તે મળવું શક્ય છે કે અશક્ય ? એ આદિ અનેક ભાતિથી પ્રાપ્તવ્ય વસ્તુવિષયક વિચારો તથા નિશ્ચયો પણ મૂલ ધર્મતત્ત્વજ્ઞ ઉદારમતિવાળા મહા પુરુષોએ કરેલા છે.



रूप (पुस्तक) ६-मार्गशीर्ष कृष्ण० १४ सं० १९५० दर्शन (अंक) २.

॥ ॐ श्रीं ॥

## ॥ स्वधर्मानुष्ठानवडे ज जीवने निर्भयतानी तथा नित्य सुखनी अभिव्यक्ति थती होवाथी स्वधर्माचरणने ज सेववा अर्थे सुजनोने सुबोध ॥

પદ. આલસ્યાદિ દોષ નિવારો, એ લય.

હે સુજનો સ્વધર્મ સંભાળો, ત્રય તાપ સમૂળા ટાળો. ટેક.
અધર્મ વિધર્મ સેવ્યે વિશ્વે, નષ્ટ થયા છે તે ભાળો,
સમજી સજી તે સત્વર વીરો, પ્રતિકૂલ કૃતિને ખાળો, હે સુજનો૦
સ્વધર્મથી સ્ત્રી, સુત, ગૃહ, ધન સહુ, સેવ્યે મળશે તાળો,
તે જ અધર્મથી સેવ્યે જગમાં, ફેર વર્તાય છે કાળો, હે સુજનો૦
સ્વધર્મ સજી ભજી યોગ્ય નિયમ સજો,—દુર્ઘટ પ્રેમઉછાળો,
મર્યાદા સજી વહતી વૃત્તિને, અંકુશ દઈ દઈ વાળો, ત્રય તાપ૦
જો હૃદ્બળ છે તેમ સુકળ છે તો, દિન કાં પ્રમાદે ગાળો,
જો નથી બળ કળ તો ગ્રહો ગુરુથી, સજી નિંધ ચિત્તનો ચાળો, હે સુજનો૦
યથાર્થ જ્ઞાનની યુક્તિ ગ્રહીને, દુઃખદ મોહ પ્રજાળો,
મિથ્યા મમત્વસહ સત્વર આ, મિથ્યા અહંને દાળો, ત્રય તાપ૦
મિથ્યા આશાતૃષ્ણાને મુખ દો, વિવેકવડે શુભ રાળો,[1]
ધૈર્યબલ ઉર ધરી રણશૂરો, પ્રયત્ને પુરુષાર્થ પાળો, ત્રય૦
ઇહપુરલોકતણા વૈભવમાં, કાં મુકો મિથ્યા લ્હાળો,[2]
એમ કરચે કૈવલ્ય ન પામો, થઈ સ્થિર અંતર્ નિહાળો, ત્રય૦
કર્મભક્તિને સુખદ ગણીને, સાધો પ્રયોગ યશાળો,
પરવશતા ત્યજી સ્વતંત્ર થાવા, લો ઉદ્યોગ સુખાળો, ત્રય૦
ઉન્મતિથી બળી આપ સદા શું, અન્ય સકળને બાળો,
નૃસિંહ ધારી સ્વધર્મ સ્વદેહે, મેળવો નિર્ભય માળો, ત્રય૦

---

૧ ઢાંકણ, આચ્છાદન. ૨ અગ્નિ.

# ॥ श्रीत्रिभुवनविजयीखड्ग ॥

( અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૧૧ થી ).

રાજકન્યા કહે છે, ક્ષત્રિયના કુલને શોભા આપનારા તથા મેદિનીના પતિઓમાં શ્રેષ્ઠ એવા જે આપ તેમના વિધિવડે પૂજવા યોગ્ય ચરણ આ ભૂમિને પવિત્ર કરતાં થયા એ જાણીને પોતાના તથા પરના કલ્યાણને ઇચ્છનાર આ રાજ્યમંડલમાં તથા પ્રજામંડલમાં કયું મનુષ્ય પ્રસન્ન ન થાય? જે ઉગ્રપુણ્યવતી કન્યાના અને જે સદ્‌ભાગ્યવાળી પ્રજાના આપ પતિ થયા છો, મનાયા છો, અને થશો, તેને આ જગતમાં શું દુર્લભ ગણાય, એમ છે!

પરતંત્રતાથી પીડાને પ્રાપ્ત થતો આ જનસમુદાય આપસરખા સ્વતંત્ર પુરુષોત્તમના શરણને પ્રાપ્ત થયા વિના કેમ જ સુખાનુભવ કરે? દારિદ્રયદુઃખથી સંતાપને પ્રાપ્ત રહેનાર દીન નિર્ધનને જેમ પોતાના ગૃહમાં જ અનાયાસ મહાનિધિની પ્રાપ્તિ થવાથી અકથ્ય આનંદ પ્રકટે છે તેમ હું કે જેની સર્વોત્તમ મહા નિધિ આપ જ છો તે આપને, અનાયાસ આ મારા પોતાના માનેલા સ્થાનમાં પ્રાપ્ત થઈ છું તે મને આ ક્ષણે અકથ્ય આનંદાનુભવ થાય એમાં શું આશ્ચર્ય છે?

ઘણા કાલથી આ મારા પ્રાણ આપને અર્પણ કરેલા છે તોપણ વિધિવડે આપ મારા પ્રાણ તથા પાણિને સ્વીકારો ત્યાંપર્યંત આ વ્યવધાનમાં રહીને મન તથા વાણીવડે હું આપને પ્રણામ અર્પું છું, તેને સ્વીકારી પ્રસન્ન થાઓ. આ અંતઃપુરને તથા આસનને શોભાવતા આપ જે સર્વ પ્રકારે સ્વતંત્ર છો તેમને આ ક્ષણે મારા નિમિત્તે પરતંત્રવત્ અત્ર વિરાજમાન થઇને મૌનપણે મારાં વચનો શ્રવણ કરવાનો શ્રમ પ્રાપ્ત થયો છે, તે શ્રમને મારા મનોરથ પૂર્ણ થતા સુધી આપ સ્વીકારશો એવો મને દૃઢ વિશ્વાસ છે. જેમ સર્વજ્ઞ અને સ્વતંત્ર ઈશ્વરને પણ પોતાના અનન્ય ભક્તના નિમિત્તથી પરતંત્રતાનો ભોગ સંભવે છે તેમ આપને પણ હું કે જે આપના ચરણમાં ઘણા કાલથી ચિત્તને સમર્પણ કરીને ચિંતવું છું તે મારા નિમિત્તથી સર્વજ્ઞ ઈશ્વરની પેઠે સ્વલ્પ કાલ પરતંત્રતાનો ભોગ પ્રાપ્ત રહે અને તેને આપ સ્વીકારો એમાં શું આશ્ચર્ય છે!

અમારી ભાગ્યરેખા બલવતી છે એ આપના પધારવાથી સિદ્ધ હતું તોપણ આપે સ્વમુખે અમારી ભાગ્યરેખાને બલવતી કથન કરીને સિદ્ધ કરી આપી છે, એથી અમારો પૂર્વ પ્રાપ્ત હર્ષ અમર્યાદ વૃદ્ધિને પામે એમાં કાંઈ નવીનતા નથી.

આપના શુભપ્રદ આગમનથી મારા પિતાની પ્રતિજ્ઞા ઉત્તમ પ્રકારે સિદ્ધ થઇ છે એ આપના મુખથી શ્રવણ કરીને મને અનુપમ શાંતિ પ્રતીત થઈ છે. આપના કરેલા નિશ્ચયોને તથા સંકલ્પોને આપે પ્રકટ કર્યા છે તેમ હવે હું પણ મારા આ ક્ષણ પૂર્વે કરેલા નિશ્ચયોને તથા સંકલ્પોને નિઃશંકપણે આપના સમીપ પ્રકટ કરૂંછું તેને આપ શ્રવણ કરો અને પછી આપ મને ઘટિત આજ્ઞા હોય તે કરજો.

પુત્રની આશાવાળી મારી માતાના ઉદરથી જ્યારે હું પ્રકટ થઇ ત્યારે તે મારી માતાને અધિક સંતાપ થયો; અને જ્યારે તેણે પોતાના જીવને અધિક ધિક્કાર કરીને મારા રક્ષણમાંથી પોતાની વૃત્તિને વેગળી કરી ત્યારે આ રાજ્યગૃહમાં મારાં માતાપિતાના શ્વશ્રુને પોતાની

ગર્જનાથી પૂર્ણ કરતી દેવવાણી થઈ કે 'આ કન્યા શત પુત્રથી પણ અધિક છે, અને ત્રિ-લોકને વશ વર્તાવનાર પતિ તમારા પ્રયત્ન વિના પોતાની મેળે આવી એને પ્રાપ્ત થશે. તે વીર પુરુષવડે જ તમારા કુલનો ઉદ્ધાર થશે. માટે ચિંતા તજીને પ્રસન્ન થાઓ.' આ પ્રકારની દેવવાણીના સમાચાર જ્યારથી મેં મારાં માતાપિતાનાં મુખથી શ્રવણ કર્યા છે ત્યારથી હું તે વીર પુરુષના ચરણમાં ભાવનાવડે ચિત્તને સમર્પણ કરી ચુકી છું. પત્નીના પતિપ્રતિના વિકટ ધર્મોને જે સમયથી મેં જાણ્યા છે તે સમયથી તે ધર્મને યથાવત્ પાલન કરવાનો મેં દૃઢ નિશ્ચય કર્યો છે. સ્ત્રીજાતિને પતિભક્તિ માત્ર આ લોકનાં વિષયસુખને જ આપનાર નથી પણ અપ્રતિમ અખંડ સુખને આપનાર છે એ વાર્તાને સત્ય ગણીને જે સમયથી મેં હૃદયમાં ધારણ કરી છે તે સમયથી મારે પતિભક્તિ વિના આ જગત્માં કાંઈ પણ કર્તવ્ય નથી એવો મેં દૃઢ સંકલ્પ કર્યો છે. માતાપિતાદિ ગુરુજનોવડે મેં જ્યારથી જાણ્યું છે કે આ સંસારમાં વિષયજન્ય સુખ ક્ષણિક છે અને વિષય પદાર્થ માત્ર આગમઅપાયધર્મવાળા હોવાથી અખંડ અને સદા એકાકાર પરિણામથી રહેનારા નથી ત્યારથી મેં વિષયસુખને ઇચ્છતી તથા વિષયવાસનાને પોષતી વૃત્તિયોનો સબલ વેગથી તિરસ્કાર કર્યો છે, અને તેથી તે વિષયવૃત્તિને આ ક્ષણપર્યંત હું તુચ્છવત્ લેખવું છું. આ જોવામાં આવતા સુખનાં તથા દુઃખનાં સાધનરૂપ વિષયપદાર્થોને આ જીવો જન્મસમયે સાથે લાવતા નથી અને મરણસમયે આ પ્રત્યક્ષ જણાતાં સુખદુઃખનાં સાધનોને આ લોકમાંથી આ જીવો સાથે લઈ જતા નથી તોપણ પુનઃ પુનઃ જન્મમરણરૂપ સંસારને પામતા જીવો જ્યાં ત્યાં સુખદુઃખનાં સાધનોસંયુક્ત જોવામાં આવેછે. જેથી નિશ્ચય થાય છે કે જીવની સાથે જ સુખદુઃખનાં સાધનોને પ્રાપ્ત કરાવનાર સંસ્કારો રહેછે, અને તે સંસ્કારો જ્યારે જ્યારે તેઓનાં અનુકૂલ બલ તથા સમયને પ્રાપ્ત થાયછે ત્યારે ત્યારે સુખદુઃખનાં સાધનરૂપ સામગ્રીને પોતાના સામર્થ્યથી જ જ્યાં ત્યાં ઉપજાવીને પ્રાપ્ત કરી લે છે. આ વાર્તા જે સમયથી મને નિઃસંદેહપણે સમજાઇ છે તે સમયથી હું આ પ્રાપ્ત રાજ્યસુખમાં કે સુખનાં અન્ય સાધનોમાં મોહને ન પામતાં એ સર્વ પદાર્થોને તૃણવત્ લેખવું છું.

અનેક ઉત્તમોત્તમ રૂપગુણાદિથી યુક્ત શરીરોનું અંતમાં અગ્નિ, જલ, પૃથ્વી કે વાયુ આદિ નિમિત્તોથી પૃથક્કરણ થાયછે અને પુનઃ તેનાં તે શરીરો તે રૂપાદિથી યુક્ત કોટિ પ્રયત્ને પણ પ્રાપ્ત થતાં જોવામાં આવતાં નથી; અર્થાત્ નાશ પામેલાં પુનઃ પ્રાપ્ત થતાં નથી એવું જે સમયથી મેં જાણ્યું છે તે સમયથી આ મને પ્રાપ્ત શરીરમાં કે તેમાં પ્રાપ્ત રૂપગુણાદિમાં હું મોહને પામતી નથી. તેમ જ તે નિમિત્તોવડે હું મારામાં તત્સંબંધી ગર્વને ઉપજેલો કે ઉપજાવેલો અનુભવતી નથી. આમ છતાં પણ હે સર્વ વીરપુરુષોમાં ઉત્તમ! આ ત્રિલોકીના પતિ જે સુખને ઇચ્છે છે તે સુખ સ્ત્રિયોને માત્ર પતિભક્તિથી જ પ્રાપ્ત થાય છે એ વાર્તા જ્યારથી મેં જાણી છે ત્યારથી કેવળ ઐહિક સુખમાટે જ નહિ, પરંતુ ત્રિલોકપતિની ઇચ્છાના વિષયરૂપ નિત્ય સુખની પ્રાપ્તિઅર્થે અહોરાત્ર પતિભક્તિપરાયણ ચિત્ત રાખવાનો મેં અભેદ નિશ્ચય કર્યો છે.

અને જન્મ આપનારી મારી માતાએ જ્યારે પોતાના સંસ્કારબલથી દૃઢ તજ્યો ત્યારે

મને સમીપ બેસાડીને મારા મુખે તથા મસ્તકે હસ્ત ફેરવીને કહ્યું હતું કે હે પુત્રિ! હું આ સંસારસાથે તને સજીને જાણીછું. તને ત્રિભુવનને વશ વર્તાવનાર પતિ પ્રાપ્ત થનાર છે એવી તારા જન્મસમયે થયેલી દેવવાણીનો મને પૂર્ણ વિશ્વાસ છે તેથી તારા નિમિત્તની ચિંતાને હું સજું છું, અને તું પણ આજથી મારા દ્વારા સુખ પ્રાપ્ત કરવાની આશા સજીને તને પ્રાપ્ત થનાર પતિની આશા ધરજે; અને તને પ્રાપ્ત થનાર પતિના આગમનની વાટ જોતી, તારા પિતાની સેવા કરી તેમની પ્રસન્નતા પ્રાપ્ત કરજે, અને અનુકૂલ સમય પ્રાપ્ત થયેથી તારા પતિદ્વારા અમારા નિઃશ્રેયસને સાધજે.

આ પ્રકારનાં મારી માતાનાં વચનનું સ્મરણ કરતી પિતાની પ્રસન્નતાને જાળવતી, પતિના આગમનના સમયને ઇચ્છતી, પરમ પુરુષ પતિનું ચિંતન કરતી અને સર્વ સ્વધર્માચરણને સેવતી દિવસ નિર્ગમન કરતી હતી. તેવામાં દૈવવશાત્ જ્યારે મારા પિતાને આ સંસાર સજી જવાનો સમય આવ્યો ત્યારે તે પૂજ્ય પિતાએ પોતાના જ્ઞાનબલથી મને વરવચન આપતાં કહ્યું કે હે સુભાગ્યવતિ સુપુત્રિ! તું પ્રસન્ન રહેજે. તારે અર્થે નિર્માણ કરાયલો પતિ અમુક દિવસે સૂર્યોદયસમયપૂર્વે આપણા નગરના અમુક દ્વારસમીપ આવશે, અને દ્વાર ઉઘડતાં નગરમાં પ્રથમ પ્રવેશ કરશે. તેમના આવવાથી સર્વ દુઃખનું શમન થશે અને ભાવિમાં તું તારા સર્વ ઇપ્સિતાર્થને પ્રાપ્ત થઇશ. આ તે મારા પૂજ્ય પિતાનાં વરવચનમાં વર્ણાયલો શુભ દિવસ આજનો છે અને તેમનાં વચનાનુસાર આપનું પધારવું થયુંછે. હવે મારા પિતાના દેહમુક્ત થયા પશ્ચાત્ તથા આપના પધારવા પછી તેમ જ આપનાં સર્વ વચનો શ્રવણ કર્યા પછી જે જે સંકલ્પો મારા હૃદયમાં થયા છે તે તે આપ શ્રવણ કરો.

માતાપિતા વિનાની થયા પછી રાત્રદિવસ જાગ્રત્માં આપ પતિના રૂપના અજ્ઞાનથી કેવળ ગુણવડે આપનું સ્વરૂપ રચીને હું ધ્યાન કરતી. એક વેળા જ્યારે મને સંશય સ્ફુરયો ત્યારે મેં દૃઢ મનથી એવો સંકલ્પ કર્યો કે જો પિતાએ નિશ્ચય કરેલા દિવસે મને સંકેતપ્રમાણે પતિ આવીને પ્રાપ્ત ન થાય તો આ સુશોભિત વસ્ત્રાલંકારનો ત્યાગ કરીને માત્ર સૌભાગ્યનાં ચિહ્નપૂર્વક શ્વેત વસ્ત્ર ધારણ કરીને આ રાજ્યગૃહમાં જ ભૂમિમાં ગુહા ખોદાવીને મારે તે ગુહામાં દૃઢ આસન વાળીને, પતિમાં વૃત્તિ સ્થાપીને, પ્રાણનો નિરોધ કરીને અન્નજલના ત્યાગપૂર્વક દેહાંતપર્યંત બેસવું.

દેવવાણી વ્યર્થ નહિ થાય એવો માતાપિતાનાં વચનદ્વારા વિશ્વાસ હોવા છતાં પણ સંદેહ પ્રાપ્ત થવાથી આ પ્રકારનો સંકલ્પ કર્યો હતો. જીવના અલ્પ સામર્થ્યવાળા અંતઃકરણમાં રહેલા અલ્પજ્ઞતારૂપ ધર્મથી જીવોને ઘણે પ્રસંગે અવશ્ય થનાર વાર્તામાં પણ થશે કે નહિ, એવો સંશય સ્ફુરેછે; અને અંતરની આતુરતાના સમયે તો નહિ થવાનાં અનુમાનો બંધાઇને અવિશ્વાસ પ્રકટે છે; અને પ્રસંગે ન થવા યોગ્ય વાર્તાસંબંધે એ અંતઃકરણમાં મિથ્યા વિશ્વાસ પણ પ્રકટે છે. જેથી કાર્યની પૂર્ણ અંશે સિદ્ધિ થતાપર્યંત વિશ્વાસ તથા અવિશ્વાસને પ્રકટાવનું જીવોનું અંતઃકરણ તે તે જીવોને હર્ષશોકાદિદ્વારા નિરંતર વિકારી અવસ્થાનું જ ભાન કરાવ્યા કરેછે, એ બુદ્ધિમંત પુરુષોને સુસ્પષ્ટ જ છે.

યદ્યપિ મારા અંતઃકરણને અનુકૂલ વર્તાવવા અર્થે મેં તેના ઉપર યથાશક્તિ અધિ-

કાર પ્રાપ્ત કરચો છે તોપણ એ મારૂં અંતઃકરણ, આ નિયમને અનુસરતું રહીને, સૂર્યના પ્રતીત થતા ઉદયઅસ્તની પેઠે, વિશ્વાસ તથા અવિશ્વાસના ઉદયઅસ્ત અને પ્રતીત કરાવ્યા કરે છે.

જ્યારે આપના, નગરના દ્વારમાં થયેલા પ્રવેશના સમાચાર મને મળ્યા ત્યારે મને પિતાના વચનમાં વિશ્વાસ પ્રકટ્યો, અને અધિક પૂછતાં જ્યારે મને જણાયું કે નમરદ્વારમાં પ્રથમ પ્રવેશેલા આપ કોઇ દિવ્ય પુરુષસરખા છો ત્યારે મને માતાપિતાએ શ્રવણ કરેલી દેવવાણીની સત્યતાનો વિશ્વાસ થયો. એ વિશ્વાસથી મારો તે ક્ષણે જ દૃઢ નિશ્ચય થયો કે એ પુરુષોત્તમ જ મારા અર્થે નિર્માણ કરાયલા પતિ છે. મારા પિતાએ જ્યારે મને સમયાદિ સૂચવીને કહેલું કે અમુક દિવસે અમુક સમયે અમુક દ્વારમાં પ્રવેશ કરશે એ જ તારો પતિ છે, ત્યારથી બંધાયલા મારા નિશ્ચયવડે આપ સંકેતાનુસાર નગરમાં પ્રવેશ કરનાર પુરુષ મારા પતિ છો એમાં સંદેહ કરવા સરખું રહ્યું ન હતું. કારણ કે જેમ એક દિવસમાં એક જ દિનકરનો બે વાર ઉદય સંભવતો નથી તેમ જ એક દાનના પદાર્થના દાનસંબંધમાં એક જ યોગ્ય દાતાના અંતઃકરણમાં બે વાર સંકલ્પનો ઉદય થવો સંભવતો નથી; અને તેથી જ વિશેષે કરીને કન્યાના પિતાએ કરેલું કન્યાનું વાગ્દાન શાસ્ત્રમાં પણ પ્રધાન મનાયું છે.

આ કારણથી આપનો નગરમાં પ્રવેશ થયો તે જ ક્ષણે એક પક્ષથી આપ મારા તથા આ પ્રજાના સ્વામિ થઇ ચુક્યા છો, અને અન્ય પક્ષથી તો જ્યારથી દેવવાણી થઇછે ત્યારથી જ આપ મારા તથા પ્રજાના પતિ સિદ્ધ છો; અને ત્રીજા કારણપક્ષથી જોતાં તો જ્યારથી આ જગત્પ્રવર્તક સત્તાના નિયમથી આપણા સર્વના સંબંધનો નિર્ણય થયો છે ત્યારથી જ આપનું સ્વામિત્વ સિદ્ધછે.

હે ભગવન્! અનેક વિધિથી મેં નિશ્ચય કરચો છે કે આપ જ મારા પતિ છો; આમ છતાં પણ જ્યારે આપે આપના નિશ્ચયો તથા સંકલ્પોને પ્રધાનાદિ સમીપ પ્રકટ કરચા ત્યારે પુનઃ મારા મનમાં ભય તથા સંશયનો ઉદય થવા લાગ્યો કે મારા વડે સ્વીકારાયલા આપના પતિપણાને આપ અંગીકાર કરશો વા નહિ? કદાચિત્ નહિ અંગીકાર કરો તો મારે કૃતકૃત્યતા પ્રાપ્ત કરચા પૂર્વે જ હઠવડે આ શરીરનું શોષણ કરવું પડશે કે શું? આ આદિ સંશયરૂપ વિચારોનો પ્રવાહ ચાલતાં દેહને ધારણ કરવાની સાર્થકતા ન થવાનું ભય સ્ફુર્યું. એ ક્ષણે જ મેં નિશ્ચયપૂર્વક પ્રતિજ્ઞા કરીછે કે જો આપ મારા વડે આપને વિષે સ્થપાયલા મારા પતિપણાને કોઈ ઉપાયથી પણ માન્ય નહિ કરશો તો અન્નજલના ત્યાગપૂર્વક શરીરનું શોષણ કરતાં, આપના સ્વરૂપમાં વૃત્તિઓને સ્થાપતાં દેહનો અવધિ આણવો. આ મારી સત્ય પ્રતિજ્ઞા છે માટે હે પુરુષોમાં ઉત્તમ! હવે મારે તથા આપે શું કર્તવ્ય છે તે કહો. સત્ય એ જ આ જગતમાં તપ અને બલરૂપ છે, માટે સત્યને ન ત્યજવું એ જ સર્વનો મુખ્ય ધર્મ છે. સત્ય વસ્તુરૂપ જે પરમાત્મ તત્ત્વ છે તે તો કોઇથી પણ વસ્તુતઃ ત્યજાય એમ નથી; જેથી પોતાની દૃઢ પ્રતિજ્ઞારૂપ સત્યને ન ત્યજવાવડે જ ધર્મની સિદ્ધિ છે એ મારા વચનનો ભાવ છે. આપના નિશ્ચયોને કે સંકલ્પોને બાધ ન આવે તેમ જ મારા નિશ્ચયાદિને બાધ ન આવે એ પ્રમાણે કરવું એ તો સ્પષ્ટ જ છે, પણ તે પ્રકારે થાય એવો કયો માર્ગ છે તે આપ પાસેથી જાણવાને હું આતુરતા રાખું છું. આ સૂર્ય કદાચિત્ પૂર્વ ત્યજીને પશ્ચિમમાં ઉદય

યાંય, અભ્ર અને અવનિ એક થઇ જાય, સ્વર્ગસપ્તક રસાતલમાં પ્રવેશે, અને અચલ મનાયલો સુમેરૂ પણ ચલિત થાય તથાપિ આ હું કે જેણે આપને જ એક પતિ નિશ્ચય કર્યા છે તે મારા નિશ્ચયથી અનેક ઉપાયે પણ ચલાયમાન થઈશ નહિ એવી મારી દૃઢ નિષ્ઠા છે. આ ક્ષણે મારે હવે અધિક કહેવા યોગ્ય નથી તેથી અયોગ્ય વચનો વદાયાં હોય તો તેની ક્ષમા યાચીને આપનાં અભય વચનોને શ્રવણ કરવાની આશાથી હું મૌન ધરૂં છું.

આ પ્રકારનાં વચનોને વદી મૌન રહેલી રાજકન્યાને જાણીને સમયને ઘટતાં યોગ્ય વચનોને તે વીરવિજય બોલવા લાગ્યો.

વીરવિજય કહેછે, હે સુભાગ્યવતિ ક્ષત્રિયકુલપ્રકાશિકા રાજકન્યા ! તું જો તારો મનોરથ પૂર્ણ કરવા ઇચ્છે છે તો ધૈર્ય ધર અને ભયશંકાથી રહિત થા. દેવવાણીથી અને સંકેતાનુસાર મારો નગરપ્રવેશથી આપણો સંબંધ બલવતી અદૃષ્ટ સત્તાવડે નિર્માણ કરાયો હોય એમ ભાસેછે; તોપણ જે કન્યાને મેં સ્વપ્નમાં જોઈ છે તે તું છે વા અન્ય છે તેનો તથા મને ઇચ્છાનુકૂલ સામર્થ્ય પ્રાપ્ત થવાનો સમય આ પ્રાપ્ત થયો છે કે હજી વિલંબે પ્રાપ્ત થનાર છે તેનો નિર્ણય થયા વિના આ ક્ષણે તારે તથા મારે શું કર્તવ્ય છે તે હું નિશ્ચયપૂર્વક કહી શકતો નથી.

રાજકન્યા પોતાના રૂપચિત્રને પટની નીચેથી બહાર ખસેડી મુકીને કહે છે કે જો આ મારા ચિત્રને જોવા ઉપરથી આપને યોગ્યાયોગ્ય નિશ્ચયનું સ્વરૂપ સ્પષ્ટ થઈ કર્તવ્યનું ભાન થઇ શકે એમ હોય તો સ્વીકારશો.

વીરવિજય તે કન્યાના ચિત્રને પોતાના હાથમાં લઇને દૃષ્ટિ નાંખતાં જ તેની સુંદરતાથી પોતાની વૃત્તિમાં પ્રસન્નતાને, તથા સ્વપ્નમાં જોયેલી કન્યાના સ્વરૂપકરતાં આ ચિત્રમાં કંઇક જુદાપણું જણાતાં અપ્રસન્નતાને અનુભવવા લાગ્યો. વિશેષ કાલ દૃષ્ટિ સ્થાપી જોતાં છતાં પણ વીરવિજય એ વાર્તાને નિશ્ચય કરી શકયો નહિ કે અધિક સુંદર આ કન્યા છે કે તે ? જેમ રૂપમાં શ્રેષ્ઠતા કોની છે એ વાર્તાને નિર્ણય કરી શકયો નહિ તેમ એકની વાણી શ્રવણ કરી છે અને બીજીની વાણી સાંભળી નથી તેથી તે અંશમાત્ર વડે જ કરાતી ગુણની ન્યૂનાધિકતાને પણ નિશ્ચય કરી શકયો નહિ. આ સમયે વીરવિજયનું ચિત્ત ક્ષણે ચિત્રપ્રતિ અને ક્ષણે સ્મૃતિવૃત્તિમાં સ્થિત કન્યાપ્રતિ એમ ડોલતું હતું. તત્કાલ થતા મનના વલણને જોતાં એને એમ થતું કે આ કન્યા જ અલૌકિક સરખી છે; અને આ ક્ષણિક સંસારમાં મોટી મોટી આશાઓને વશ થઇને ભ્રમણ કરતાં આયુષ્યને ક્ષય કરવા કરતાં એક સ્થલે સ્થિરતાથી રહીને પ્રાપ્ત સુખનો અનુભવ કરવો અને તાત્કાલિક કર્તવ્ય જે જે હોય તે તે કરીને કૃતકૃત્ય થવું એ જ શ્રેષ્ઠ છે. કારણ કે અવશ્ય પ્રાપ્ત થનારા પદાર્થો તો જ્યાં ત્યાં પણ ભોક્તાને પ્રાપ્ત થાય જ છે. ને આ જગતમાં મનુષ્યો આશાવડે ઇચ્છેલા પદાર્થોને પ્રાપ્ત કરવા માટે પર્યટન કરે છે તો તે પદાર્થો પ્રાપ્ત થવાના સમય સુધી દૂર ને દૂર રહીને એને પોતા તરફ અનેક નિમિત્તવડે તાણ્યા કરે છે; અને જો આ મનુષ્યો એક જ સ્થલે રહીને તે ઇચ્છાને પોષે છે પણ તે પદાર્થની પ્રબલ વાસનાને વશ વર્તી તેની પાછળ પાછળ ભટકતા નથી તો જેમ જેમ તેને પ્રાપ્ત થવાનો સમય સમીપ આવે છે તેમ તેમ તે તે પદાર્થો અનેક

નિમિત્તોવડે તણાતા તે ભોક્તાના સમીપ ક્રમે કરી આવતા જાય છે, અને યોગ્ય સમયે પ્રાપ્ત થાય છે.

બીજા પક્ષથી પોતે કરેલા પ્રથમના નિશ્ચય તથા સંકલ્પોપ્રતિ લક્ષ જતાં તથા મનના વલણને જોતાં તો એમ થતું કે મનુષ્યે નિશ્ચય કે સંકલ્પભ્રષ્ટ થવું ઉચિત નથી. કારણ કે એક વાર ક્ષુદ્ર સ્વાર્થાકાર પરિણામને પામીને કૃત નિશ્ચય કે સંકલ્પનો આ મન ત્યાગ કરે તો નિરંતર નિશ્ચય અને સંકલ્પ કરવાના સ્વભાવવાળા આ મનને પુનઃ પુનઃ કૃત નિશ્ચયાદિથી ભ્રષ્ટ થવાનો સ્વભાવ પડે, અને એ પ્રકારનો ન સેવવા યોગ્ય અનિષ્ટ ચલ સ્વભાવ ક્રમથી મનને ઉત્કૃષ્ટ ગતિમાં સ્થાપવાની ઇચ્છાવાળા પુરુષોને અનુચિત મનાયો છે. કારણ કે તે સ્વભાવ સદા કષ્ટસાધ્ય વા અસાધ્ય સરખી ઉત્તમ વ્યવહારસિદ્ધિથી આ જીવોને ભ્રષ્ટ રાખે છે. ઉપર પ્રથમ કહેલા નિયમથી યદ્યપિ અવશ્ય પ્રાપ્ત થનાર પદાર્થો જે પ્રારબ્ધાધીન જ છે તે તો પોતાની મેળે પણ પુરુષના દૃઢ નિશ્ચયરૂપ પ્રયત્નથી આવી પ્રાપ્ત થના છે, પણ જે જે ક્રિયમાણાધીન પદાર્થો છે તે તે પ્રાપ્ત થવામાં વિરોધ આવવાનો સંભવ છે કારણ કે ક્રિયમાણસાધ્ય પદાર્થો પોતાની પ્રાપ્તિનિમિત્ત કરાવા યોગ્ય ક્રિયાનિશ્ચયાદિની અવશ્ય અપેક્ષા રાખે છે.

આ વિગેરે પ્રકારથી ઉલટપલટ વિચારોને અંતઃકરણમાં સ્ફુરતા અનુભવતાં છતાં તે છેવટ નિશ્ચયઉપર આવવાને વિચાર કરવા લાગ્યો કે ગમે તેમ છે વા હોય, તોપણ કે વલ પ્રારબ્ધાધીન પદાર્થોની પ્રાપ્તિવડે જ સંતોષને પામનારા કૃતકૃત્ય બ્રાહ્મણના કુલમાં મારે ઉદય નથી, પણ ક્રિયમાણસાધ્ય એવા સદ્ય અથવા કાલાંતરે પ્રાપ્ત થનારા પદાર્થોનિમિત્ત સદા પ્રયત્ન કરવાનો જેમનો સ્વભાવ મનાયો છે એવા ક્ષત્રિયના કુલમાં મારો ઉદય છે માટે મારે તો અવશ્ય કૃત નિશ્ચયથી ભ્રષ્ટ થવાનું પ્રયોજન નથી. વળી જ્યાં સુધી શક્તિએ કહેલું ત્રિભુવનને વશ વર્તાવવાનું બલ મને પ્રાપ્ત થયું નથી, તેમ જ તે કન્યા જ આ છે એવો મારો નિશ્ચય બંધાતો નથી ત્યાં સુધી મારે પ્રયત્નમાં શિથિલ થવું ઘટતું નથી. મોહક પ્રસંગોવડે કૃત સંકલ્પથી ભ્રષ્ટ ન થવા સંબંધનો મને સંકેત સૂચવાયો છે, અને આ ક્ષણ તે મોહક પ્રસંગની પ્રાપ્તિની છે તો મારે અવશ્ય સાવધાન થવું ઘટે છે.

આ પ્રમાણેનો વિચાર કરીને પછી તે રાજકન્યાપ્રતિ કહેછે, હે કલ્યાણિ! ચિત્રપટ જોતાં છતાં મારૂં મન સંશયગ્રસ્ત છે. મારા અંતઃકરણમાં પડેલું ચિત્ર અને આ ચિત્ર અધિક વિલક્ષણતાવાળું નથી. પ્રસંગે ભ્રમમાં નાંખે એવું છે, તોપણ કોઈ કોઈ અંશમાં ભિન્નતા પ્રતીત થાય છે. એજ આ છે કે તે છે, તે કહી શકાતું નથી, તેમ જ તેનાથી આ કોઈ પ્રકારે પણ નેષ્ટ છે એવું ભાન થતું નથી. આ ચિત્રથી મને અસંતોષ અને તેથી અધિક સંતોષ ભાસે એમ પણ નથી. છતાં મારા સંકલ્પની સર્વાંશે સિદ્ધિ આ ક્ષણપર્યંત અનુભવી નથી તેથી સંકલ્પની સિદ્ધિપર્યંત વિધિવત્ લગ્ન કરી અત્ર રહેવા આ મનથી નિશ્ચય મળતો નથી. તેથી હવે તારે તથા મારે શું કર્તવ્ય છે તે જોવું તને તારા અંતઃકરણમાં આ ક્ષણે સ્ફુરે તેવું તું મને સ્પષ્ટ કરી કહે કે તે પ્રમાણે કરવામાં આવે. હું સમજું છું કે જ્યારથી આ નગરમાં મેં પ્રવેશ કર્યો છે ત્યારથી હું આ પ્રજાના તથા તારા સબંધ-

વાળો થયો છું, તોપણ સ્વતંત્રતાના અંશવાળા મારા ક્ષાત્ર સ્વભાવથી હું મારા નિશ્ચયને વળગી રહ્યોછું. મારા સંકલ્પની સિદ્ધિ થયેથી આ પ્રજાના તથા તારા થયેલા આ સંબંધનો હું કદાચિત્ પણ ઉચ્છેદ નહિ કરૂં એવો દૃઢ સંકલ્પ આ ક્ષણે મેં સ્ફુર્યો છે; જેથી તે ક્ષણપૂર્વે આપણે શું કરવું ઘટે છે તે વિષે યથાપ્રાપ્ત વિચારને તું મને વાણીવડે જણાવી જાણીતો કર.

રાજકન્યા કહેછે, હે ભગવન્! આપ જ મારા પતિ છો એ મારો નિશ્ચય સિદ્ધ છે આપ મને વિધિવડે આ ક્ષણે વા કાલાંતરે સ્વીકારો એ આપની ઇચ્છાઉપર છે. કારણ કે શું ન્યાય અને શું અન્યાય છે, કયે સમયે શું યોગ્ય અને શું અયોગ્ય છે એનો નિર્ણય કરવા આપ જ સમર્થ છો. આપના સંકલ્પની સિદ્ધિપર્યંત આપે તથા મારે કેમ વર્તવું છે એનો નિશ્ચય પણ આપે જ કરવાનો છે. આપની આજ્ઞાને અનુકૂલ વર્તવું એ જ હવે પછીનો મારો ધર્મ છે, માટે યથોચિત આપ જ કહો.

વીરવિજય કહે છે, હે કુલવતિ! જો મારી આજ્ઞાના પાલનમાં જ પ્રસન્નતા અને કૃતકૃત્યતા સ્વીકારી છે તો હું સંકલ્પરૂપ વચન કહું છું કે જે કન્યાનાં અને બલના નિમિત્ત મારો પ્રવાસ છેતેને પ્રાપ્ત થવાથી જે ક્ષણે જે દેશમાં વિધિવડે તે કન્યાનું પાણિગ્રહણ કરીશ તે દેશમાં જ તેના સન્નિધ અન્ય ક્ષણમાં તારો પાણિ પણ વિધિવડે ગ્રહણ કરીશ, અને તેને વા તને ન્યૂનાધિક ન ગણતાં ઉભયને સમાન ધર્મપત્ની માનીને તમને મારી મતિઅનુસાર સમસુખાનુભવ કરાવતાં આ સંસારમાં મને પ્રાપ્ત મારા વ્યવહારભારને હું વહન કરીશ. એ સમય આવતાપર્યંત, જેમ આજપર્યંત આ સમયને આવવાની વાટ જોતી પોતાના નિશ્ચયને સેંપતી દિવસને વ્યતીત કરતી હતી તે પ્રમાણે કરજે, અને સર્વના શુભનું ચિંતન કરતી પ્રસન્ન રહેજે. પતીપ્રતિના પતિના ધર્મને હું યોગ્ય પ્રકારે સમજું છું તથાપિ મારી પ્રતિજ્ઞાને વશ રહેલો હું મારી ધારણા પાર પડતા સુધી મારા સર્વ વ્યવહારધર્મને જેમ યથાશક્તિ સેવું છું તેમ તેને પણ સેવીશ. હે ધૈર્યબલવાળી! હવે આથી અધિક આ ક્ષણે કંઇ પણ કહેવા યોગ્ય નથી માટે હું સભામાં પ્રવેશ કરૂં છું, અને પ્રધાનાદિસાથે યથાઘટિત વિચાર કરીને કરવાયોગ્ય નિશ્ચયને કરૂંછું.

આપ્રમાણે રાજકન્યાને કહી તત્કાલ ત્યાંથી ઉઠીને શ્રીવીરવિજય સભામાં આવ્યો. પ્રધાનાદિ પુરુષોએ અભ્યુત્થાન તથા નમનપૂર્વક સંમાન કરાયલો તે રાજનીતિપ્રમાણે પોતાને માટે રચી રાખેલા આસને બેઠો, અને પ્રસન્ન મુખથી પ્રધાનાદિને પોતે કરેલા 'હવે શું કર્તવ્ય છે?' એ પ્રશ્નના ઉત્તરને જાણવાની ઇચ્છાપૂર્વક કહેવા લાગ્યો કે 'હે બુદ્ધિમંત પુરુષો! તમે જે કાંઈ નિશ્ચય કર્યો હોય તે મને કહો.

પ્રધાન સર્વાનુમતથી સવિનય કહે છે, હે પ્રજાપતિ! આપના સંકલ્પને વિરોધ ન આવે અને અમારા મૃત મહારાજની પ્રતિજ્ઞાને બાધ ન આવે, એવો કોઇ પણ નિર્ણય સ્થાપવાને આપ સમર્થ છો. અમે કે જેઓ આપની આજ્ઞાને અધીન વર્તવાના સેવકધર્મને સેવીએ છીએ તેમને આપે 'શું કર્તવ્ય છે' એમ પૂછ્યો છો, એ માત્ર અમારી પ્રતિષ્ઠા પ્રસિદ્ધ કરવાને કરેલો. સર્વ પ્રકારથી શ્રેષ્ઠ એવા આપને કર્તવ્યસંબંધમાં અભિપ્રાય આપ-

વાની અમારી યોગ્યતા નથી તોપણુ આપે આપેલા અધિકારના સંમાનાર્થે સર્વાનુમતે હું આપ મહારાજને યથામતિ નિશ્ચય નિવેદન કરૂં છું.

પૂર્વ મહારાજની આજ્ઞાપ્રમાણે અમે આપને યથાવિધિ પધરાવ્યા છે, અને સર્વ વ્યતીત વૃત્તાન્ત આપને નિવેદન કર્યું છે. આ પ્રજા તથા રાજકન્યા આપને શરણુ છે એ હવે પૃથક્ કરીને કહેવા યોગ્ય નથી. આપે આ ક્ષણુથી સર્વના પતિત્વને સ્વીકારીને સર્વનું યથાઘટિત રક્ષણુ તથા પાલન કરવું એ સુસ્પષ્ટ છે, તેમ છતાં આપ જો તત્કાલ કોઈ સ્થલે પધારવાની ઇચ્છા કરતા હશો તો આપના પુનઃ અત્ર પધારતાપર્યંત રાજ્યવ્યવસ્થાને યથાવિધિ ચલાવે એવી કોઇને આજ્ઞા આપશો, અને આપ સ્વહસ્તે રાજ્યાસનસમીપ ખડ્ગરૂપ શક્તિને સ્થાપવા કૃપા કરો કે જેને આપના નિમિત્ત પ્રતિદિવસ સર્વ રાજસેવકો નમન કરે.

વસ્તુતઃ તો આ ક્ષણુથી જ આપે રાજ્યાસનઉપર વિરાજમાન થઇને આ દીનસરૂપી થયેલી પ્રજાને સ્વર્ગસમાન સુખનો અનુભવ કરાવવો ઉચિત છે, તથાપિ આપ સ્વતંત્ર મહારાજના સંકલ્પને સિદ્ધ કરવા અર્થે સ્વલ્પ કાલ આપને કોઇ સ્થલે પધારવાની ઇચ્છા હશે તો નિરુપાયે આપની આજ્ઞાપ્રમાણે કોઇદ્વારા રાજ્યવ્યવસ્થા થવી જોઇએ. આ સંબંધમાં આ ક્ષણે અમારે અધિક નિવેદન કરવા યોગ્ય નથી.

આટલું બોલીને મૌન રહેલા પ્રધાનને જોઇને શ્રીવીરવિજય કહેછે, પ્રધાન જ રાજ્યનો સ્તંભ હોય છે. રાજાનું મુખ્ય કામ તો પ્રધાનાદિ સર્વ રાજસેવકોના તથા પ્રજાના ધર્માધર્મરૂપ વર્તનોને શુભ રીતે જાણીને તેનાં યથાઘટિત ફ્લ આપવાનું તથા યોગ્ય ઉપાયોનો નિશ્ચય કરીને સર્વને ધર્મમાં વર્તાવવાના નિયમ સ્થાપવાની આજ્ઞા આપવાનું છે, અને પ્રબલ શત્રુઓને પણુ પોતાનાં બલઐશ્વર્યઆદિથી ભય આપીને વશ વર્તાવવાનું છે. માટે આ સર્વ પ્રજાપ્રમુખ પ્રતિષ્ઠિત પુરુષોના સમક્ષ જ હું તમારી ઇચ્છાપ્રમાણે રાજ્યાસનસમીપ ખડ્ગને સ્થાપું છું અને આજ્ઞા આપું છું કે જેમ તમારા મૂલ મહારાજના દેહમુક્ત થયા પછી આજપર્યંત રાજ્યવ્યવહાર ચલાવ્યો છે તેમ મારા પુનઃ આવવા પર્યંત ચલાવવો, અને મારા પ્રતિનિધિરૂપે રહીને પ્રજાને પિતાના ધર્મપ્રમાણે વર્તી સંતોષ આપવો. આપ્રમાણે બોલી મૂલ રાજાનું ખડ્ગ માગી લઈ પોતાને હાથે યોગ્ય સ્થલે સ્થાપ્યું. એ સમયે સર્વત્ર જયઘોષ થયો અને નાના પ્રકારના વાદિત્રના નાદ થયા.

આ પ્રકારે ખડ્ગસ્થાપનવિધિ થયા પછી સર્વનાં અંતઃકરણુમાં રાજકન્યાના લગ્નસંબંધમાં શો નિશ્ચય થયો એ જાણુવાની ઇચ્છા હોય એમ ભાસવાથી વીરવિજયે કહ્યું કે રાજકન્યાનું અનુકૂલ પ્રકારે મેં સમાધાન કર્યું છે, અને વિધિવત્ લગ્નસમારંભ, મારા સંકલ્પની સિદ્ધિ થયેથી મારૂં પુનઃ અત્ર આવવું થાય ત્યારે ઈશ્વરેચ્છાથી થશે. હવે હાલ મારે અત્ર અધિક રહેવાનું પ્રયોજન નથી માટે સત્વર પ્રયાણુને ઇચ્છું છું.

આ વચન સાંભળીને પ્રધાને કહ્યું કે આપ સ્વતંત્ર છો, અને રાજકન્યાની પ્રસન્નતાપૂર્વક પધારો, તેમાં અમે અધિક આગ્રહ કરવા સમર્થ નથી. તોપણુ પાંચ રાત્રિ તો, મારી પ્રાર્થના છે કે આપે અત્ર ગાળવી, અને પછી, ઇચ્છાનુસાર પધારવું. સર્વની એવી જ ઇચ્છાને

જોઇને વીરવિજયે પંચરાત્રિ ત્યાં નિવાસ કરવા સ્વીકાર્યું. પશ્ચાત્ ઉત્તમ પ્રકારે રાજ્યસભાની રીતે સંમાનપૂર્વક સભા વિસર્જન થઈ.

શ્રીવીરવિજયને રાજરીતથી સ્નાનભોજનની સઘળી વ્યવસ્થા રાજકન્યાની આજ્ઞા પ્રમાણે પ્રધાને કરાવી. ત્યાર પછી રાજભવન તથા રાજાના ભંડારઆદિ સર્વ તેને દેખાડ્યું. પોતાની રાજ્યસમૃદ્ધિકરતાં અધિક સર્વ જોઇને વીરવિજય ઘણું પ્રસન્ન થયો. તે પછી મોટી સ્વારીની વ્યવસ્થા કરીને નગરમાં ફેરવીને નગરબહારનાં ઉત્તમ ઉત્તમ રાજ્યનાં વિહારસ્થલો દેખાડ્યાં. સૈન્યને યુદ્ધકલાશિક્ષણ આપવાના સ્થલમાં તૈયાર રાખેલું હતું, તેના પ્રતિ પણ શ્રીવીરવિજયનું લક્ષ કરાવ્યું. જ્યાં જ્યાં પ્રજાજનોએ શ્રીવીરવિજયનું દર્શન કર્યું ત્યાં ત્યાં શ્રીવીરવિજયની સ્તુતિ સર્વનાં મુખમાંથી નિકળતી હતી, અને સર્વ પ્રજા એમના વડે પ્રાપ્ત કરેલા સુખના અનુભવ વિના પણ પોતાના તથા રાજકન્યાના ભાગ્યની સ્તુતિ કરતી હતી. સૂર્યાસ્ત થયા પછી દીવસરખી શોભાવાળી સ્વારીસહિત શ્રીવીરવિજય રાજમહાલયમાં પધાર્યા, અને સર્વને વિદાય કર્યા. પ્રહર રાત્રિપર્યંત પ્રધાનસાથે નાના પ્રકારની રાજ્યવ્યવહારની વાર્તાઓ કરી અને પછી પ્રધાનને પોતાને ઘેર જવા આજ્ઞા આપી.

(અપૂર્ણ)

---

## ॥ सन्मित्रनुं मित्रप्रति पत्र ॥

(અનુસંધાન પંચમ રૂપના પૃષ્ઠ ૨૭૭ થી).

પ્રિય મિત્ર! આ પત્ર મેં ઘણું વિસ્તૃત લખ્યું છે, પણ આશા છે કે ઘણે દિવસે આવેલા મારા વિસ્તારવાળા પત્રથી તને કંટાળો આવશે નહિ. મને એવો અનુભવ છે કે અધિક પ્રીતિપાત્ર સજ્જનનાં પત્ર જો ઘણાં ટુંકાં હોયછે તો તે જોવાથી તથા વાંચવાથી વૃત્તિમાં અસંતોષ જ રહેછે, અને જો તેમનાં તે ટુંકાં પત્ર પણ અંતઃકરણને આકર્ષે એવાં હોય છે તો તેને પુનઃ પુનઃ વાંચવાની વૃત્તિ થાય છે. જ્યારે તેવા સજ્જનનું વિસ્તારવાળું પત્ર આવે છે ત્યારે પ્રથમ તો તે જોતાં જ મને તો પ્રસન્નતા થાય છે; પછી વધારે સમયસુધી તેને વાંચવાથી પણ મનમાં અધિક આનંદ થાય છે, અને તે સમાપ્ત થયેથી વળી એમ લાગે છે કે હજી આગળ વિસ્તાર કર્યો હોત તો સારું. આ પ્રકારની મારી વૃત્તિ હોવાથી તને પણ મારૂં પત્ર પ્રીતિપાત્ર થઇ પડશે એવી આશાથી એને વિસ્તારવાળું કર્યું છે, તોપણ હવે એનો અંત આણું છું.

આ પત્રનું તારૂં ઉત્તર આવ્યા પછી જો જણાશે કે આવા મારા વિસ્તારવાળા પત્રથી પણ તને ત્રાસ આવ્યો નથી, પણ પ્રસન્નતા પ્રાપ્ત થઇ છે તો પુનઃ તને વિસ્તારથી પત્ર લખીશ. તું જાણે છે કે કેવળ વ્યવહારવિષયસંબંધે આવાં મોટાં પત્ર લખવામાં આવતાં નથી. પણ આ બોધનો વિષય છે, જેથી તારે તેમ જ અન્ય શુભેચ્છાવાળા તારા સજ્જનોને મનન કરવામાં ઉપયોગી થઇ પડશે એવા અનુમાનથી મને જે જે સ્ફુર્યું છે તે તે હું લખતો ગયો છું, તેથી વિસ્તારવાળું થયું છે. એમાં તારા મનમાં પ્રાપ્ત થયેલી તેં નિવેદન કરેલી ઘણી શંકાઓનાં સમાધાન આવી ગયાં છે, તોપણ જો કોઈ શંકા અવશેષ રહી હોય તો તે વળી લખજે, એટલે અન્ય પત્રમાં હું તને વળી વિસ્તારથી યથામતિ સમાધાન આપીશ.

હવે આ પત્રનો અંત આણતાં સૂક્ષ્મમાં જાણવાયોગ્ય તેમ જ ઉપર લખાયલા સઘળા વિષયના સારરૂપ વચનો લખું છું તે લક્ષમાં રાખી સાવધાનતાથી તું પોતાના કર્તવ્યનો નિશ્ચય કરી સાધવાયોગ્ય વ્યવહારને સાધતો રહેજે.

આ દૃશ્ય પ્રપંચ જેના વડે પ્રતીત થતો જીવોવડે અનુમાન કરાયો છે તે જગતની પ્રતીતિ કરાવનાર હેતુને, આ જગતના સ્વરૂપઉપરથી તથા સ્વાનુભવથી નિશ્ચય કરીને જાણનાર મહાત્મા પુરુષો, માયા અથવા અવ્યક્ત નામવાળી પરમેશ્વરની શક્તિ છે એમ સ્થલે સ્થલે વર્ણન કરે છે. તે માયા આ કાર્યપ્રપંચના સ્વરૂપઉપરથી તથા યોગતત્ત્વવિત્ પુરુષોના અનુભવથી ત્રણ ગુણવાળી છે એમ સિદ્ધ કર્યું છે. આ જગત્રૂપ કાર્યના સ્વરૂપઉપરથી બંધાતા અનુમાનવડે તથા તત્ત્વજ્ઞના અનુભવવડે તેને સાચી કે જૂઠી કહી નથી, તેમ જ સાચાજૂઠાપણાવાળી કે સાચાજૂઠાપણાથી રહિત સ્વભાવવાળી પણ કહી નથી. આમ છતાં પણ તે માયાશક્તિને આશ્ચર્યરૂપ, અનિર્વચનીયરૂપ આદિ શબ્દોથી ઓળખાવી છે. વસ્તુવિવેકવડે વિચાર કરનારે તો સબલ અનુમાનથી તથા શ્રુતિથી વસ્તુવિષયક નિશ્ચય કર્યો છે. અને યોગજન્ય પ્રત્યક્ષથી તથા સિદ્ધ પ્રજ્ઞાથી તત્ત્વજ્ઞ પુરુષોએ તો સર્વ યથાવત્ નિરૂપણ કર્યું છે.

આ પ્રપંચના સ્વરૂપઉપરથી એને પ્રતીતિમાં આણનાર માયાશક્તિને સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણવાળી અથવા સ્વભાવવાળી કહેવામાં આવી છે. આ સત્ત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણોની સામ્યાવસ્થાવાળી જે સ્થિતિ છે તેને અવ્યક્ત નામથી તત્ત્વવિત્ પુરુષો ઓળખાવી ગયા છે. જે પુરુષો આ સત્ત્વ, રજસ્ અને તમસ્‌ને દ્રવ્યરૂપે સ્વીકારે છે તેઓ તે દ્રવ્યની કાર્યાકાર પરિણામથી રહિત અવસ્થાને સામ્યાવસ્થા કહે છે. એ સામ્યાવસ્થારૂપ સ્થિતિ જેને અવ્યક્ત કહે છે તે જ કાર્યાકારને પ્રાપ્ત આ જગતની પ્રતીતિના સમયે જગતના કારણરૂપે સ્વીકારાય છે.

ઉપર કહેલા ત્રણ ગુણોમાંના સત્ત્વગુણને શુદ્ધ ઉપાધિમાં ગણ્યો છે, અને તેથી જ સદા સ્વસ્વરૂપનો સાક્ષાત્કાર, સદા નિરપેક્ષ શાંતિ, કૃતાર્થતાના અનુભવથી સદા તૃપ્તિ, પોતાને પ્રાપ્ત કૃતકૃત્યતાવડે થતા નિરુપાધિસુખાનુભવવડે પ્રકટતી ચિત્તની સદા રહેતી પ્રસન્નતા, અને સદાકાલ એક સરખા અદ્વિતીય આનંદરસની પ્રવાહરૂપ પ્રાપ્તિમાં સાક્ષાત્ હેતુભૂત પરબ્રહ્મમાં નિષ્ઠા આદિ અનેક પ્રકારનાં શુભ લક્ષણની સિદ્ધિમાં હેતુરૂપે એને સ્વીકાર્યો છે.

આ પ્રકારનાં લક્ષણો કે જે મહાત્મા પુરુષોને જ શુદ્ધ સત્ત્વની પ્રધાનતાવડે પ્રકટપણે પ્રાપ્ત હોય છે તેને આપણામાં અભિવ્યક્ત કરવા અર્થે રજસ્તમસ્‌ના ભાસ વિનાના શુદ્ધ સત્ત્વગુણની જેવડે અભિવૃદ્ધિ થાય છે એવા શુભ વ્યવહારોને સેવવા, અને તેની પ્રધાનતા થયેથી ઉપર કહેલાં શુભ લક્ષણોને પ્રાપ્ત થઈ સુખી થવું.

સત્ત્વની પ્રધાનતા છતાં પણ જેમનામાં ગૌણ રજસ્તમસ્‌ના અંશ વ્યાપારવાળા હોય છે તેમને નિરભિમાનપણું હોય છે. તેઓ યમનિયમાદિના પાલનપૂર્વક સદ્વ્યાપારવાળા હોય છે. તેમને પરમેશ્વરપદમાં શ્રદ્ધાભક્તિ પણ હોય છે. મોક્ષની ઇચ્છા તથા તદનુકૂલ પ્રયત્નમાં તેમનો પ્રીતિ તથા ઉત્સાહપૂર્વક અભિનિવેશ હોય છે. નાના પ્રકારના ગણાતા દુષ્ટ વ્ય-

વહારોમાં તેમને સદા અરુચિ હોય છે. આ આદિ અનેક દૈવી સંપત્તિરૂપ શુભ લક્ષણો તેમનામાં હોય છે, તોપણુ તેમનાં અંતઃકરણુ ગૌણુપણે રજસ્તમસ્ના વ્યાપારવાળાં હોવાથી સદા પરમતત્ત્વના અપરોક્ષ જ્ઞાનવડે અનુભવાતી નિત્ય તૃપ્તિ અને પરમશાંતિ તેમનામાં તૈલધારાવત્ વિદ્યમાન હોતી નથી, અને તેથી તેઓ નિર્દ્વંદ્વ સુખાનુભવથી સદા આનંદમગ્ન હોતા નથી. માટે તેવા પુરુષોએ તો તે રજસ્તમસ્ના વ્યાપારની નિવૃત્તિના ઉપાયોને સાધવામાં નિરંતર પ્રીતિવાળા રહેવું ઘટેછે. કદાચિત્ પણુ અશ્રદ્ધા કે પ્રમાદાદિ દોષોવડે યોગ્ય પ્રયત્નમાં સ્ખલન થવા દેવું ઘટતું નથી.

પ્રિય બંધુ! જેના વડે આ વિષયપદાર્થોમાં પ્રથમ ઇચ્છાનો ઉદય થાય છે તથા પછી અનુકૂલ મતિવડે પ્રીતિ ઉપજેછે, તથા તે સુખબુદ્ધિથી થતી પ્રવૃત્તિવડે નાના પ્રકારના ક્રોધાદિ દોષોની પરંપરા જાગ્રત્ થઇને દુઃખને પ્રકટાવે છે તે સર્વ અનર્થના મૂલરૂપ રજોગુણુના જયની તું નિરંતર ઇચ્છા કરજે, તેમ જ તદર્થે સાવધાનતાથી ઉદ્યોગ કરજે.

આ સંસારમાં જે તમસ્ ગુણુ જીવોને મતિની મંદતાવડે સર્વ યોગ્ય કાર્યમાં સંશયના ઉદયની યોગ્યતાવાળા રાખીને અજ્ઞાનાવરણુયુક્ત રાખે છે, તથા જે કર્તવ્ય કર્મમાં યોગ્ય સમયે ઉત્સાહરહિત રાખી પ્રવૃત્તિ કરતાં અટકાવે છે, તથા અતિ નિદ્રાઆદિ ન સેવવા યોગ્ય દોષોના સેવનદ્વારા ચિત્તની પરવશતાવડે સમયોચિત ક્રિયામાં વ્યવધાન નાંખનાર પ્રમાદાદિના પ્રાદુર્ભાવને કરીને જે સદા મૂઢત્વ વા જડત્વયુક્ત કરે છે તે તમસ્ ગુણુને અંતઃકરણુમાં વૃદ્ધિને પ્રાપ્ત થતો અટકાવવાને તું સદા સાવધાન રહેજે. કારણુ કે વિપરીત ભાવનાવડે તે તમસ્ જ આ જીવને કોઇ પ્રકારની પણુ શુદ્ધ નિષ્ઠામાં દૃઢ થવા દેતો નથી.

હે બુદ્ધિમાન્ મિત્ર! આ પ્રકારના ત્રિગુણુમાં, પ્રધાનપણે રજસ્તમસ્થી પ્રતીત થતા બંધનથી મુક્ત થવું એ જીવનું કર્તવ્ય છે. તે અર્થે નાના પ્રકારના ઉપાયો શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલા છે, તોપણુ સ્થલે સ્થલે એવાં ઘણાં વચનો પ્રમાણુરૂપ પ્રતીત થાય છે કે 'આ બંધન નાના પ્રકારનાં રણુભૂમિમાં વપરાતાં પ્રસિદ્ધ અસ્ત્રશસ્ત્રથી છેદાતું નથી, તેમ જ અગ્નિથી દગ્ધ કરાતું નથી, વાયુથી શોષાતું નથી, કે જલથી દ્રવતાને પ્રાપ્ત થતું નથી. માત્ર ગુરુઈશ્વરના અનુગ્રહથી પ્રાપ્ત કરાતાં વિવેકવૈરાગ્યાદિ સાધનોવડે જ તે છેદાય છે. વેદશાસ્ત્રોનાં અધ્યયનથી, વા તેમને મુખપાઠ કરવાથી, વા અન્યને તે શ્રવણુ કરાવવા માત્રથી આ બંધન છૂટતું નથી, પણુ કેવલ ગુરુઈશ્વરના પ્રસાદવડે સિદ્ધ કરાતા મનના નિગ્રહવડે થતા યથાર્થ જ્ઞાનદ્વારા જ છેદાય છે. કેવલ તીર્થયાત્રાઓમાં ભ્રમવાથી, કે અવિવેકવડે પ્રતિમાસેવન કરવાથી, કે દેખાદેખી નાના વ્રતનિયમાદિના સેવનથી, કે વિવિધ પ્રકારનાં કામ્યાદિ કર્મના અનુષ્ઠાનથી આ બંધન છૂટતું નથી, પણુ અનુગ્રહ કરવામાં સમર્થ એવા શ્રીસદ્‌ગુરુના તથા તેથી અભેદરૂપે ઈશ્વરના સ્વરૂપમાં નિરંતર કરાતા વૃત્તિના અનુસંધાનવડે જ આ અવિદ્યાવડે અનુમાન કરાયલો અને જીવવડે સતતવત્ અનુભવ કરાતો બંધ છૂટે છે.'

આ વિગેરે અનેક પ્રકારનાં વચનોવડે શાસ્ત્રમાં સ્થલે સ્થલે એવો ભાવ જ સૂચવાયો છે કે શાસ્ત્ર સર્વને સામાન્યપણે બોધ કરે છે, પણુ વ્યક્તિ તથા અધિકારપરત્વ સાક્ષાત્ બોધ તો ગુરુ જ કરે છે, અને શાસ્ત્રમાં રહેલી શંકાને શ્રીગુરુ જ નિવારણુ કરીને અધિકારિને

શુદ્ધ અધિકારમાં સ્થાપીને અચલ નિશ્ચયવાળો કરે છે. માટે શાસ્ત્રની પ્રધાનતા નથી પણ ઉપદેષ્ટા શ્રીસદ્ગુરુની જ પ્રાધાન્યતા છે; અને પ્રકૃતિ વા માયાના અતિક્રમણમાં ઇશ્વરના અનુગ્રહની આવશ્યકતા છે તેથી ઈશ્વરની ઉપાસના પણ અવશ્ય કર્તવ્ય છે તે ઈશ્વરની ઉપાસનાનો યથાર્થ વિધિ પણ શ્રીસદ્ગુરુ જ સમજાવેછે તથા આપે છે માટે સદા મોક્ષની ઇચ્છાવાળા કે સર્વોત્તમ સુખની ઇચ્છાવાળા સર્વ અધિકારિને શ્રીસદ્ગુરુના શરણની અત્યંત આવશ્યકતા છે. માત્ર યોગ્ય વિચારવડે યોગ્ય પુરુષમાં જ ગુરુબુદ્ધિ થવી જોઇએ, એ મનુષ્યોને અધિક વિચારવા યોગ્ય છે.

શાસ્ત્રમાં સચ્છાસ્ત્રને, શ્રીસદ્ગુરુને અને શ્રીઈશ્વરને જ્યાંસુધી વૃત્તિને બહિર્ વિષયસાથે સંસર્ગ છે, અને પ્રાણનો અંતર્બહિર્ સંચારરૂપ વ્યાપાર ચાલતો છે ત્યાંસુધી અવશ્ય વંદન કરવું જોઇએ એમ કહ્યું છે; અને તે યોગ્ય વિચારથી અત્યંત ઉચિત છે.

શ્રુતિઆદિ પ્રમાણવચનોવડે તથા શ્રીસદ્ગુરુના આપણા અંતઃકરણમાં સ્થાપેલા અભેદ નિશ્ચયવડે તત્ત્વાનુભવ કરાય છે.

આમ છે માટે હે મિત્ર! તારે તો જો કુશલની ઇચ્છા હોય અને મારાં વચનમાં વિશ્વાસ હોય તો વિવેકવડે શ્રુતિસ્મૃતિઆદિ સચ્છાસ્ત્રનું શ્રવણ વા અધ્યયન યોગ્ય શ્રીસદ્ગુરુદ્વારા કરવું; અને ઈશ્વરાનુગ્રહનિમિત્ત શ્રીગુરુના પ્રસાદને અર્થાત્ અનુગ્રહને પ્રાપ્ત કરવો.

આ સંસારમાં તત્ત્વવિદ્ મહાત્મા શ્રીગુરુની કૃપા પ્રાપ્ત કરવાથી જ જીવો સઘળા પ્રકારનાં દુઃખ, તાપ, અને પાશથી મુક્ત થવા સમર્થ થાય છે એવાં પ્રમાણો સ્થલે સ્થલે છે તોપણ તારા લક્ષમાં આણવા આ સ્થલે થોડાં ટાંકું છું.

न नरेणावरेण प्रोक्तएष सुविज्ञेयो बहुधा चिन्त्यमानः ।
अनन्यप्रोक्ते गतिरत्र नास्त्यणीयान् ह्यतर्क्यमनु प्रमाणात् ॥ (काठक)

આ આત્માનો સામાન્ય મનુષ્યથી બોધ કરાયો હોય તો બહુ પ્રકારે ચિંતન કર્યા છતાં સારી રીતે જાણી શકાતો નથી; જ્યારે બ્રહ્મસાથે અભિન્ન થયેલા એટલે જીવન્મુક્ત વિદ્વાનથી તેનો બોધ થાય છે ત્યારે આ વિષયમાં પ્રવેશ થાય છે. એ આત્માથી વધારે સૂક્ષ્મ વસ્તુ નથી, કેમકે અનુમાનાદિ પ્રમાણોવડે તેનો નિર્ણય થતો નથી.

नैषा तर्केण मतिरापनेया प्रोक्तान्येनैव सुज्ञानाय प्रेष्ठ ।
यांत्वमापः सत्यधृतिर्बतासि त्वादृङ्नो भूयान्नचिकेतः प्रष्टा ॥ (काठक)

હે પ્રિયતમ શિષ્ય! તેં જે સમ્યગ્ બુદ્ધિને પ્રાપ્ત કરી છે તે બુદ્ધિ તર્કવડે પ્રાપ્ત થતી નથી, પરંતુ શ્રીસદ્ગુરુદ્વારા તેનો પ્રબોધ થાય છે ત્યારે જ તેનું યથાર્થ જ્ઞાન થાય છે. તું સત્ય ધૈર્યવાન્ (અપ્રમાદયુક્ત ધૈર્યવાળો) છું તેથી મને આનંદ થાયછે. તારા જેવો મને, હે નચિકેતસ્! પ્રશ્ન કરનાર મળો.

श्रवणायापि बहुभिर्यो न लभ्यः शृण्वन्तोऽपि बहवो यं न विद्युः ॥
आश्चर्यो वक्ता कुशलोस्य लब्धा श्चर्यो ज्ञाता कुशलानुशिष्टः ॥ (काठक)

તે આત્મા ઘણાઓને શ્રવણનો પણ વિષય થતો નથી; ઘણા શ્રવણ કરનારને પણ

તે પ્રાપ્ત થતો નથી. એનું શ્રવણ કરાવનાર દુર્લભ હોય છે. અને તેને પ્રાપ્ત કરનાર કુશળ હોય છે. કુશળ મહાત્માથી ઉપદિષ્ટ થયેલો જ્ઞાતા પુરુષ પણ વિરલ હોય છે.

आचार्यवान् पुरुषो वेद ॥ तस्मादात्मज्ञंह्यर्चयेद्भूतिकामः॥ (छान्दोग्य)

જે પુરુષને શ્રીસદ્ગુરુ પ્રાપ્ત છે તે પુરુષ જ્ઞાનવાન્ થાય છે.

તેથી અભ્યુદયની ઇચ્છાવાળાએ આત્મવિત્ પુરુષનું પૂજન કરવું.

तद्विज्ञानार्थं सगुरुमेवाभिगच्छेत्समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठम् ॥ (मुण्डक)

તે આત્માના જ્ઞાનાર્થે તે પુરુષે પૂજાદ્રવ્યને હસ્તમાં લેઇ બ્રહ્મનિષ્ઠ શ્રોત્રિય શ્રીસદ્ગુરુ-સમીપ જવું.

यस्यदेवे परा भक्ति र्यथादेवे तथा गुरौ ।
तस्यैते कथिता ह्यर्थाः प्रकाशंते महात्मनः ॥ (श्वेताश्वतर)

જે પુરુષને જેવી ઈશ્વરવિષે પરાભક્તિ હોય તેવી શ્રીસદ્ગુરુવિષે હોય તો તે મહાત્માને આ કહેલા અર્થોનું યથાર્થ ભાન થાય છે.

आचार्यदेवो भव ॥ ( तैत्तिरीयोपनिषद् )

આચાર્યવિષે ઈશ્વરબુદ્ધિ બાંધ.

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया
उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ भगवद्गीता ॥

તે જ્ઞાન (શ્રીસદ્ગુરુને) દંડવત્ પ્રણામ કરવાથી, યોગ્ય પ્રશ્નો પૂછવાથી, તથા સેવવાથી પ્રાપ્ત થાય છે એમ તું જાણ. તત્ત્વદર્શી અને અનુભવી પુરુષો તે જ્ઞાનનો તને બોધ કરશે.

आचार्योपासनं शौचं स्थैर्यमात्मविनिग्रहः ॥ भगवद्गीता ॥

આચાર્યની ઉપાસના, પવિત્રતા, સ્થિરતા, અને ચિત્તનો નિગ્રહ (જ્ઞાનનાં સાધન છે.)

यद्यप्युद्दामबुद्धिः पठनपरिणमद्वेदशास्त्राक्षरार्थो
नह्याचार्यं विनासौ तदपि परिचिनोत्येतदुक्तं रहस्यम् ।
ब्रूते नामानि यद्यप्यजिरनिवसतामन्यवक्त्राच्छ्रुतानि
प्रायस्तंतं पदार्थं नहि कथकमृते वेत्त्युपोद्गायकोऽपि ॥ (शतश्लोकी)

જો કે કોઇ પુરુષ તીવ્ર બુદ્ધિમાન્ હોય અને અભ્યાસદ્વારા વેદ તથા શાસ્ત્રોના અક્ષરાર્થોને તેણે દૃઢ કર્યા હોય તોપણ તે શ્રીસદ્ગુરુ વિના આ વર્ણવેલું રહસ્ય જાણી શકતો નથી; આંગણામાં પડેલા પદાર્થોનાં અન્યના મુખથી સાંભળેલાં નામ કોઇ બોલી જાય તો પણ તે બોલનાર પણ ઘણું કરીને તે તે પદાર્થોનાં સ્વરૂપને વિવેચન કરનાર પુરુષ વિના જાણતો નથી.

तद्ब्रह्मैवाहमस्मीत्यनुभवउदितो यस्यकस्यापि
पुंसः श्रीसद्गुरूणामतुलित करुणा पूर्णपीयूषदृ

जीवन्मुक्तः सएव भ्रमविधुरमना निर्गतेनाद्युपाधौ
नित्यानंदैकधाम प्रविशति परमं नष्टसंदेहवृत्तिः ॥ (शतश्लोकी)

જે કોઈ વિરલ પુરુષને શ્રીમદ્દગુરુના અનુપમ કૃપાપૂર્ણ અમૃતમય કટાક્ષથી તે બ્રહ્મસ્વરૂપ જ હું છું એ પ્રકારનો અનુભવ થયો છે તે જ પુરુષ, અનાદિ ઉપાધિનો નાશ થવાથી ભ્રાંતિરહિત ચિત્તવાળો થઇ, તથા સંદેહવૃત્તિયોનો નાશ કરી અખંડાનંદના મુખ્ય સ્થાનમાં પ્રવેશ કરે છે.

न मीमांसातर्कग्रहगणितसिद्धान्तपठनै
र्न वेदैर्वेदान्तैः स्मृतिभिरभिधानैरपि न च ।
तथापि छन्दोव्याकरणकवितालंकृतिमयै
र्मुने स्तत्त्वावाप्ति र्निज गुरुमुखादेव विहिता ॥ (अमनस्कखण्ड).

મીમાંસાના, તર્કના, ગ્રહોના ભ્રમણના ગણિતના, અને સિદ્ધાન્તોના અભ્યાસથી, વેદથી વેદાન્તશાસ્ત્રથી, સ્મૃતિયોથી અને કોશથી, તેમ જ છન્દઃશાસ્ત્ર, વ્યાકરણ અને સાહિત્યથી સાધકને તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થતું નથી, પરંતુ ગુરુમુખથી જ તેનું વિધાન કરેલું છે.

देवतास्तुति सच्छास्त्रश्रवणैः पुण्यदर्शनैः
गुरुशुश्रूषणैश्चैव पापबन्धः प्रशाम्यति ॥ (विष्णुस्मृति)

દેવતાઓની સ્તુતિથી, સચ્છાસ્ત્રના શ્રવણથી, પુણ્ય વસ્તુઓના દર્શનથી અને ગુરુસેવાથી જ પાપનો બંધ શમી જાય છે.

स्वाराज्यसाम्राज्यविभूतिरेषा भवत्कृपा श्रीमहिमप्रसादात् ।
प्राप्तामया श्रीगुरवे महात्मने नमोनमस्तेऽस्तुपुनर्नमोस्तु ॥

આ સ્વારાજ્ય તથા સામ્રાજ્યનો પ્રભાવ મેં આપની કૃપારૂપ લક્ષ્મીના મહિમાના પ્રસાદથી પ્રાપ્ત કર્યો છે; તે આપ શ્રીમહાત્મા ગુરુને પુનઃ પુનઃ નમસ્કાર કરૂં છું.

महा स्वप्ने मायाकृतजनिजरामृत्युगहने
भ्रमन्तं क्लिश्यन्तं बहुलतर तापैरनुदिनम् ।
अहंकारव्याघ्रव्यथितमिममत्यन्त कृपया
प्रबोध्य प्रस्वापात्परमवितवान्मामसि गुरो ॥

હે ગુરો! માયાથી પ્રતીત થતાં જન્મ, વૃદ્ધાવસ્થા અને મૃત્યુથી વિકટ આ મહાસ્વપ્નમાં, સર્વદા ઘણા વિવિધ તાપોથી દુઃખી, તથા ભ્રમણ કરતાં, તથા અહંકારરૂપ વ્યાઘ્રથી પીડિત મને અત્યંત કરુણાથી નિદ્રામાંથી જગાડી આપે સારી રીતે રક્ષણ કર્યું છે.

नमस्तस्मै सदैकस्मै कस्मैचिन्महसे नमः
यदेतद्विश्वरूपेण राजते गुरुराज ते ॥ (विवेकचूडामणि)

જે વિશ્વાકાર પરિણામને પામી શોભે છે તે અવાચ્ય તથા સર્વદા એકરૂપ રહેતા જ્યોતિને નમસ્કાર કરૂં છું; અને હે ગુરુરાજ! આપને પણ નમું છું.

श्रीगुरुचरणद्वंद्वं वन्देऽहं मथित दुःसह द्वन्द्वम्
भ्रान्तिग्रहोपशान्तिं पांसुमयं यस्य भसितमातनुते ॥
दैशिकवरंदयालुं वन्देहं निहत सकल सन्देहम्
यच्चरणद्वयमद्वयमनुभवमुपदिशति तत्परस्यार्थम् ॥

જેના વડે દુઃસહ રાગદ્વેષાદિ દ્વંદ્વોનો નાશ થાય છે તથા જેની રજરૂપ ભસ્મ ભ્રમરૂપ ગ્રહની શાંતિ કરે છે તે શ્રીગુરુના ચરણયુગલને નમું છું.

જેનાથી સઘળા સંદેહો નાશ પામ્યા છે તથા જેનાં ચરણદ્વંદ્વ તત્પદના અદ્વૈત લક્ષ્યાર્થનો અનુભવ કરાવે છે તેવા દયાળુ શ્રેષ્ઠ શ્રીસદ્‌ગુરુને નમસ્કાર કરૂં છું.

ऐक्यपरैः श्रुतिवाक्यैरात्मा शश्वत्प्रकाशमानोऽपि
दैशिकदयाविहीनैरपरोक्षयितुं न शक्यते पुरुषैः ॥

યદ્યપિ અદ્વૈતમાં તાત્પર્યવાળાં શ્રુતિવાક્યોથી નિરંતર આત્મા સ્પષ્ટ ભાસે છે તોપણ શ્રીસદ્‌ગુરુની કૃપારહિત પુરુષો તેનો સાક્ષાત્કાર કરવા સમર્થ થતા નથી.

कर्मभिरेव न बोधः प्रभवति गुरुणा विना दयानिधिना
आचार्यवान् पुरुषो वेदेत्यर्थस्यवेद सिद्धत्वात् ॥ (स्वात्मनिरूपण)

કર્મથી તથા કરુણાસાગર ગુરુવિના બોધ થતો નથી, કેમકે 'આચાર્યવાન્ પુરુષ જાણે છે' એ અર્થ શ્રુતિસિદ્ધ છે.

शरणं नाहि मम जननी न पिता न सुता न सोदरानान्ये
परमं शरणमिदमेव चरणं मम मूर्ध्नि दैशिकन्यस्तम् ॥

મારૂં શરણુ માતા નથી, પિતા નથી, પુત્રો નથી, ભાઇઓ નથી, પણ મારી પરમ વિશ્રાન્તિ તો શ્રીસદ્‌ગુરુએ મારા મસ્તકઉપર મુકેલા ચરણમાં જ રહી છે.

आस्ते दैशिकचरणं निरवधिरास्ते तदीक्षणे करुणा
आस्ते किमपि यदुक्तं किमतः परमस्ति जन्मसाफल्यम् ॥

શ્રીસદ્‌ગુરુનાં પાદપદ્મ વિરાજે છે, તેમની દૃષ્ટિમાં નિરતિશય કૃપા રહે છે, જે અલૌકિક જ્ઞાન મને આપ્યું છે તે પણ સ્થિર છે; આથી હવે જન્મની સફલતા કરવાનું શું બાકીછે!

हिमकरकरसारसान्द्राः कांक्षित वरदान कल्पविशेषाः
श्रीगुरुचरणकटाक्षाः शिशिराः शमयंति चित्तसंतापम् ॥

ચંદ્રમાના કિરણોના સાર એટલે અમૃતજેવા ઘાડા, ઇપ્સિત વરનું દાનઆપવામાં કલ્પવૃક્ષજેવા, તથા શીતલ શ્રીગુરુના ચરણના કટાક્ષો અંતઃકરણના સંતાપને શમાવે છે.

गुरुकृपयैवसुनावा भक्तेन भाग्यमरुद्ध मारुतया
दुःसह दुःखतरङ्गस्तुङ्गः संसारसागरस्तीर्णः ॥ (स्वात्मनिरूपण)

ગુરુકૃપારૂપ સારી નૌકાવડે, તથા પૂર્વ જન્મના શુભ સંસ્કારરૂપ પ્રબલ વાયુવડે આ મોટા તથા અસહ્ય દુઃખરૂપ તરંગવાળા સંસારસમુદ્રને તરી ગયોછું.

अज्ञानान्ध्यविहन्ता विरचित विज्ञानपङ्कजोल्लास :
मानसगगनतलं मे भासयति श्रीनिवासगुरुभानुः ॥

અજ્ઞાનરૂપ અંધકારને નાશ કરનાર તથા જ્ઞાનરૂપ કમલનો જેણે વિકાસ કર્યો છે એવા લક્ષ્મીના નિવાસરૂપસ્થલભૂત ગુરુરૂપ સૂર્ય, મારા મનરૂપ આકાશના તલને પ્રકાશિત કરે છે.

यस्य प्रसादादहमेव विष्णुर्मय्येवसर्वं परिकल्पितंच
इत्थं विजानामि सदात्मरूपं तस्यांघ्रिपद्मं प्रणतोस्मिनित्यम् ॥ वाक्यवृत्ति

જેના પ્રસાદવડે હું જ વિષ્ણુ છું, તથા મારા વિષે સર્વ અધ્યારોપિત છે એ પ્રકારનું જ્ઞાન થયું છે તે શ્રીગુરુના સન્મય પદારવિંદને નમુછું.

श्रुत्याचार्यप्रसादेन दृढो बोधो यदा भवेत्
निरस्ता शेष संसार निदानः पुरुषस्तदा ॥ वाक्यवृत्ति

શ્રુતિ તથા ગુરુના પ્રસાદથી જ્યારે દૃઢ બોધ થાય ત્યારે સકલ સંસારના કારણને નિર્મૂલ કરનાર તે પુરુષ થાય છે.

ईश्वरप्रणिधानाद्वा ॥ योगसूत्र ॥

અથવા ઈશ્વરપ્રણિધાનથી એટલે શ્રીગુરુઉપદિષ્ટ પ્રણવમંત્રના યથાવત્ ઉચ્ચારવડે ઈશ્વરની તૈલધારાવત્ ભાવનાથી આસન્નતમ સમાધિનો લાભ થાય છે.

एकाक्षरं प्रदातारं गुरुं यो नैव मन्यते
समूढो नरकं याति यावदाभूत संप्लवम् ॥

જે મનુષ્ય પ્રણવમંત્રનો ઉપદેશ કરનાર ગુરુની અવગણના કરેછે તે મૂઢ સર્વ ભૂતપ્રાણિના પ્રલયપર્યન્ત નરકમાં રહે છે.

कृतघ्नानां हि ये लोका ये लोका ब्रह्मघातिनाम्
मृत्वा तानभिसंयाति गुरुद्रोहपरो नरः ॥

કૃતઘ્ન પુરુષો તથા બ્રહ્મહત્યા કરનારા જે લોકમાં જાય છે તે લોકમાં *ગુરુદ્રોહ કરનાર મનુષ્ય મરણપછી જાય છે.

गुरौ विमुखता याते विमुखाः सर्व देवताः
भवंति क्रियमाणं च पुण्यं पापं हि जायते ॥

* યથાર્થ તત્ત્વબોધ આપનાર શ્રીસદ્ગુરુનો દ્રોહ.

જ્યારે ગુરુ વિમુખ થાય છે ત્યારે સર્વ દેવતાઓ પણ વિમુખ થાય છે;અને જે પુણ્ય કર્મ કરવામાં આવેછે તે પણ પાપરૂપ થઈ જાયછે.

गुरुं यो मानवैरन्यैः समं पश्यति मोहतः

न तस्यास्मिन् भवेल्लोके सुखं नैव परत्र वा ॥

જે પુરુષ ગુરુને સામાન્ય મનુષ્યના જેવા મોહથી ગણે છે તેને આ લોકમાં તેમ પરલોકમાં સુખ પ્રાપ્ત થતું નથી.

गुरूपादिष्टमार्गेण योगमेव समभ्यसेत् ॥

ગુરુથી ઉપદિષ્ટ થયેલા માર્ગે યોગનો જ અભ્યાસ કરવો.

वेदांततर्कोक्तिभिरागमैश्च नानाविधैः शास्त्रकदम्बकैश्च ।

ध्यानादिभिः सत्करणै र्नगम्य श्चितामणिरेक गुरुं विहाय ॥

એક ગુરુને મૂકીને વેદાન્તના તર્કના પઠનથી, તથા નાના પ્રકારનાં તંત્રોથી તથા શાસ્ત્રસમૂહથી, તથા ધ્યાનાદિ સત્કર્મોથી ચિંતામણિરૂપ જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી.

चतुरंगुल विस्तारं हस्तपंचदशायतम्

गुरूपदिष्ट मार्गेण सिक्तं वस्त्रं शनैर्ग्रसेत् ॥

ચાર આંગળ પહોળું અને પાંચ હાથ લાંબુ ભીનું વસ્ત્ર ધીમે ધીમે ગુરૂપદિષ્ટ માર્ગાનુસાર ગળવું.

सुप्ता गुरुप्रसादेन यदा जागर्ति कुण्डली

तदा सर्वाणि पद्मानि भिद्यंते ग्रन्थयोऽपिच ॥

જ્યારે ગુરુપ્રસાદથી નિદ્રિત કુણ્ડલિની ઉત્થાનને પામે છે ત્યારે સર્વ પદ્મો ખીલે છે અને ગ્રંથિઓ ભેદાય છે.

तत्रास्ति करणं दिव्यं सूर्यस्यै मुखवंचनम्

गुरूपदेशतो ज्ञेयं न तु शास्त्रार्थकोटिभिः ॥

તે સ્થળે નાભિદેશસ્થિત અગ્નિના મુખનું જેના વડે અતિક્રમણ થાય છે એવી દિવ્ય કરણ નામની મુદ્રા છે તે ગુરુના ઉપદેશથીજણાય છે, પરંતુ કોટિ શાસ્ત્રાર્થથી ગમ્ય થતી નથી.

उपदेशं हि मुद्राणां यो दत्ते साम्प्रदायिकम्

स एव श्रीगुरुःस्वामी साक्षादीश्वर एव सः ॥

જે ગુરુ પરંપરાથી પ્રાપ્ત કરેલા મુદ્રાના ઉપદેશને આપે છે તે જ શ્રીગુરુ પ્રભુ તથા સાક્ષાત્ ઈશ્વર છે.

राजयोगस्य माहात्म्यं को वा जानाति तत्त्वत :

ज्ञानं मुक्तिः स्थितिः सिद्धि गुरुवाक्येन लभ्यते ॥

રાજયોગનું માહાત્મ્ય યથાર્થ કોણ જાણે છે? જ્ઞાન, વિદેહમુક્તિ, જીવન્મુક્તિ, તથા

સિદ્ધિ ગુરુવાક્યથી પ્રાપ્ત થાય છે.

दुर्लभो विषयत्यागो दुर्लभं तत्त्वदर्शनम्
दुर्लभा सहजावस्था सद्गुरोः करुणां विना ॥

શ્રીસદ્‌ગુરુની કૃપા વિના વિષયોનો ત્યાગ કરવો દુર્લભ છે, તત્ત્વસાક્ષાત્કારનો અસંભવ છે, અને સ્વાભાવિકી તુર્યાવસ્થા પણ દુર્લભ છે.

मुद्रेयं खलु शाम्भवी भवति सा लब्धा प्रसादात् गुरोः
शून्याशून्यविलक्षणं स्फुरति तत्तत्त्वं परंशाम्भवम् ॥

આ શામ્ભવી મુદ્રા ખરેખર ગુરુના પ્રસાદથી પ્રાપ્ત થાય છે. શૂન્યઅને અશૂન્યથી વિલક્ષણ જે તત્ત્વ સ્ફુરે છે તે પરમશિવતત્ત્વ છે.

महत्सेवां द्वारमाहुर्विमुक्तेः ॥ (भागवत)

મુક્તિનું દ્વાર મહાત્માઓની સેવા છે.

रहूगणैतत्तपसा न याति न चेज्यया निर्वपणाद् गृहाद्वा ।
नच्छन्दसा नैवजलाग्नि सूर्यै विना महत् पादरजोभिषेकम् ॥

હે રહૂગણ ! મહાત્માના ચરણરજના અભિષેક વિના તપ વડે, વૈદિક કર્મોવડે, પ્રાણિઓને અન્નનો ભાગ આપ્યાથી, વિધિવત્ સેવાયલા ગૃહસ્થના ધર્મોથી, વેદના અધ્યયનથી, તથા જલ, અગ્નિ, સૂર્યની ઉપાસનાથી આ જ્ઞાન પ્રાપ્ત કરી શકાતું નથી.

હે સન્મતિવાળા ! આ વિગેરે અનેક પ્રમાણવચનોથી સચ્છાસ્ત્ર, સદ્‌ગુરુ તથા પરમેશ્વરમાં કલ્યાણની ઇચ્છાવાળાએ નિષ્ઠા રાખવી એ જ સિદ્ધ થાય છે, માટે મારાં વચનમાં વિશ્વાસ રાખે તો તું સદા એ ત્રણમાં મતિને સ્થાપી કલ્યાણને સાધનાર થજે. એમાં સચ્છાસ્ત્ર શ્રીગુરુવિના યોગ્ય ઉપકાર કરી શકતું નથી, તેમ જ શ્રીગુરુવિના ઈશ્વરના અનુગ્રહનો માર્ગ જડતો નથી, માટે ઉપર કહેલ ત્રણમાં સહુથી પ્રથમ યોગ્ય શ્રીસદ્‌ગુરુના શરણને પ્રાપ્ત થવું, અને પછી તેમની આજ્ઞાપ્રમાણે જે જે કર્તવ્ય હોય તે કરવું. જ્યાંસુધી શ્રીસદ્‌ગુરુ પ્રાપ્ત ન થાય ત્યાંસુધી કુલાચારથી વા યોગ્ય વિચારથી તથા શાસ્ત્રની આજ્ઞાથી સામાન્યતઃ ઈશ્વરનું આરાધન કરવું.

હે ભાઈ ! અનેક પ્રકારના દોષો મનુષ્યમાં રહે છે; તેથી વિશેષ વિચાર કરીને જેમ બને તેમ ઓછા દોષવાળા મનુષ્યોસાથે ઉપયોગપૂરતો સંબંધ રાખવો, અને સર્વ દોષનો જય કરેલો છે જેમણે એવા શ્રીસદ્‌ગુરુસાથે વિશેષ સંબંધ રાખવો.

આ પત્રમાં મેં તને અનિયમિતપણે પણ વિવિધ વિષયઉપર ઘણું લખ્યું છે, તેથી આશા છે કે આ પત્ર તને અધિક અંશે સંતોષ આપનાર થશે. શ્રીસદ્‌ગુરુનાં લક્ષણો વિવિધ સ્થલે વિવિધ પ્રકારે વર્ણવ્યાં છે, તોપણ હવે પછીના પત્રમાં તને સ્પષ્ટ થવા અર્થે પરમગુરુરૂપ મહાત્મા પુરુષનાં લક્ષણો લખીશ; જેથી તને મહાત્મા તથા ખલ પુરુષોને ઓળખવા સુગમ થઇ પડશે.

આ જગતમાં જીવોને શુદ્ધ ધર્મથી ભ્રષ્ટ કરીને ઊંધે માર્ગે ચઢાવનાર વિશેષથી સંસારવાળાં ઘણાંખરાં મનુષ્યો શાસ્ત્રનાં અથવા મહાત્માનાં વચનોનો, મુખ્ય પ્રસંગને તજીને પ્રતિકૂળ ભાવને ઉપજાવનાર અર્થ કરે છે; અને તેવાનાં વચનમાં વિશ્વાસ કરનાર ઘણાં મંદમતિ મનુષ્યો તેવા અર્થને પ્રમાણ માનીને ભ્રમથી પોતાનું અહિત સાધી લે છે. માટે તેવે પ્રસંગે સાવધાન રહેવાને તને અત્ર સહજ સૂચવું છું.

પ્રમાણ-ગ્રંથોમાં કોઈ કોઈ સ્થળે એવાં વચનો આવે છે કે "કોઈ ગુરુ નથી, શિષ્ય નથી, કોઈ માતાપિતા નથી, પુત્ર નથી, કોઈ મિત્ર નથી, કોઈ પતિ નથી, પત્ની નથી, ઇત્યાદિ કંઈ નથી, પણ માત્ર એકરસ પરમાત્મતત્ત્વ જ છે." આ પ્રકારનાં ઘણાં વચનોથી વિશેષી દુઃસંસ્કારને વશ પડેલાં મનુષ્યો એવો ભાવ ગ્રહણ કરે છે કે જગતમાં કોઈ ગુરુ નથી, અને કોઈને ગુરુની જરૂર નથી. પરંતુ એવાં વાક્યોમાં કાંઈ એ ભાવ નથી. એ વાક્યોનો ભાવ તો એવો છે કે જ્યારે પુરુષ ગુરુઈશ્વરના અનુગ્રહથી મેળવેલા વસ્તુવિવેકવડે તત્ત્વજ્ઞાનને પ્રાપ્ત થાય છે ત્યારે તેને તત્ત્વસાક્ષાત્કારવડે સર્વત્ર પ્રસરેલી અભેદભાવનાથી ભેદબુદ્ધિ શમે છે; અને તેથી તે ઉત્થાનના સમયમાં તત્ત્વાકારપરિણામના સમયે પ્રતીત થતા પ્રપંચાતીત તત્ત્વના સ્વરૂપને કથન કરે છે કે, એ તત્ત્વસ્વરૂપમાં આ ઉત્થાનકાળે પ્રતીત થતો સર્વ પ્રકારનો ભેદ પ્રતીત થતો નથી. એથી કંઈ ગુરુની અનાવશ્યકતાનો વા ગુરુ નથી એવો ભાવ સ્પષ્ટ થતો નથી. જો તેમ હોય તો એવાં વચનો બોલનારા મહાત્મા પુરુષો જ સ્થળે સ્થળે પોતાના ગુરુની ઈશ્વરભાવે સ્તુતિ લખી ગયા છે, અને ગુરુ વિના યથાર્થ બોધ થતો નથી એમ પણ વર્ણવી ગયા છે તે તેમ કરત નહિ.

અન્યથી નહિ' ઇત્યાદિ જ્યાં જ્યાં આવાં વચનો હોય ત્યાં પ્રસંગ જોવો જોઇએ. પોતપોતાના પ્રસંગમાં એ વાક્યોમાંના દરેકનું મહત્વ સમજવું. તે દરેક વાક્ય એકનું મોક્ષનિમિત્ત વિધાન કરેછે એટલો જ તેનો ભાવ છે. કાંઇ તે વાક્યોનું અન્યના નિષેધમાં તાત્પર્ય હોતું નથી. અધિકારિના ભેદથી સાધનભેદ હોવો અવશ્યનો છે; તેથી તે વાક્યો ખોટાં નથી. તેમ જ તેમાંના એકથી બીજું ખોટું પડતું નથી. જેમ વ્યવહારમાં પ્રસંગપરત્વ લખાયું હોય છે કે 'વિદ્યા જ સુખનું સાધન છે;' 'ધન જ સુખનું સાધન છે.' 'સ્ત્રી જ સુખનું સાધન છે.' 'નિરોગપણું જ સુખનું સાધન છે' ઇત્યાદિ આ સર્વ વચનો પોતાની મર્યાદામાં યોગ્ય છે, અને તે જેમ એક બીજાને સુખસાધકતાથી ભ્રષ્ટ કરે એમ નથી તેમ ઉપરનાં પણ પોતપોતાનાં સ્થલમાં બલવાન્ સમજવાં; અને આપણા અધિકારનો નિશ્ચય કરીને તેમાંનાં જે જે જે સમયે સેવવા યોગ્ય હોય તે તે તે તે સમયે સેવવાં અને સુખી થવું.

વળી તે કર્મ, ઉપાસના, જ્ઞાન, યોગ, ભક્તિ તથા વિવેકઆદિ પૃથક્ પૃથક્ પ્રતીત થતાં સાધનોનું તે તે સાધનના પ્રતિપાદક મુખ્ય ગ્રંથમાં જે છેવટનું કર્માદિ શબ્દોના અર્થનું સ્વરૂપ બાંધ્યું હોય છે તે જોવાથી એવું પણ ભાન થાય એમ છે કે આ સર્વનું અંતિમ સ્વરૂપ એક સરખું જ છે અને જે અધિકારી તેમાંના એકને આદિથી અંતપર્યંત યથાક્રમે સાધતો જાય તે, તે સર્વવડે સ્થપાયલા એક જ ગંતવ્ય સ્થાનને વા પ્રાપ્તવ્ય સ્થિતિને પામે છે. આ પ્રમાણે છે માટે હે સજ્જન મિત્ર! યોગ્ય પ્રકારે મતિને કેળવીને શુદ્ધ નિષ્ઠાવાળી કરજે. અને તને પ્રાપ્ત થતા સંશયવિપર્યયાદિ દોષોથી યોગ્ય ઉપાયોવડે મુક્ત થઇ રહેજે.

આ જગતમાં ઘણા મનુષ્યો તો પોતાનું આખું આયુષ વિશેષે કરીને કેવળ વ્યવહારસંબંધી ક્રિયાવિચારાદિમાં જ ગાળે છે, તથા એમ માને છે કે આ વ્યવહારસંબંધમાં જ માણસે રાત્રદિવસ પ્રયત્ન કરીને ચઢતી કલાને પામવું એ જ જન્મ ધર્યાનું સાર્થક્ય છે. વ્યવહારવિચારથી અનેક પ્રકારની સુખ સામગ્રી આપનારી યુક્તિઓને શોધી કાઢવી, તેવડે પોતે સુખ મેળવવું, અને તે જ યુક્તિઓ અન્યને જણાવવી, અને તેવડે તે અન્યને પણ પ્રાપ્તસુખ કરવા એ બુદ્ધિમંતોનું જગતમાં કર્તવ્ય છે. કારણ કે સાર્વજનિક હિત જેમાં રહેલું છે એવા વ્યાવહારિક પદાર્થોની શોધ બુદ્ધિમંતો કરી શકેછે, અને તેથી જ સર્વ પ્રજાને ઘણું કરીને સુખ મળે છે; અને તેથી એ પ્રકારના મન, વાણી તથા શરીરના વ્યાપારોમાં જ ખરી ધર્મરૂપતા છે.

આ તેમના વિચારો ઘણે અંશે ખરા છે, પણ શરીર તથા મતિની અવસ્થા આદિના ભેદથી અધિકારના ભેદ હોવાથી કોણે ક્યારે કયી ક્રિયા અને કોણે ક્યારે કયા વિચારાદિનું કરવું ઉત્તમ, મધ્યમ, મંદ પ્રકારનું હોય છે વા ગણાય છે તે જોવું જાણવું ઘટે છે; અને તે જોવા જતાં ઉપરના વિચારો સર્વાંશે સર્વમાન્ય હોવા સંભવતા નથી.

વળી તે વ્યવહારમગ્ન પ્રાણિઓ બીજો એવો નિશ્ચય પણ બાંધે છે તથા અન્યપ્રતિ પ્રકટ કરે છે કે આ જગત્‌માં ધર્મસંબંધી અર્થાત્ તત્ત્વવિચારસંબંધી કે પરલોકાદિનાં સુખદુઃખસંબંધી, તથા તે સુખદુઃખને પ્રાપ્ત કરનાર કારણના સંબંધી વિચારો કરવા તથા તે સંબંધમાં કરવાયોગ્ય નિશ્ચયોને તથા કરાતી ક્રિયાઓને જ કસ્યા કરવી, એ કંઇ જન્મધારણનું

સાફલ્ય નથી. કારણ કે તેઓ પોતે પોતાનાં સંબંધમાં વા પરના સંબંધમાં કોઇ ઐહિક સુખનો વધારો કરી શકતાં નથી. માત્ર અનુમાન બાંધીને વિચારો કર્યા કરવાથી તેઓ પોતાના તનમનના બલને ક્ષીણ કરીને ભ્રમિત થાય છે. તેઓ પોતે વહેમી થાયછે અને બીજાને વહેમનો વધારો કરેછે. તેઓ પોતે અનુપયોગી ક્રિયાઓ કરેછે અને બીજાઓને તે માર્ગે ચઢાવી તેમનો કાલ પણ અનુપયોગી ક્રિયાઓમાં ગળાવે છે; અને તેમ કરવાથી તેઓ ઐહિક સાર્વજનિક સુખના વધારામાં વિઘ્ન નાંખનારા થવાથી પોતાના તથા પરના જન્મને નિરર્થકતા પ્રાપ્ત કરનારા થાય છે. આ વિગેરે અનેક પ્રકારના દોષોનો તે ઐહિક સુખવિષયક વ્યવહારમગ્ન પ્રાણિઓ તે ધર્મતત્ત્વવિવેચક પુરુષોમાં આરોપ કરેછે; અને પોતે તે તત્ત્વજ્ઞાનથી અજ્ઞાન રહીને અન્યને અજ્ઞાનતામાં રાખવા ઉશ્કેરે છે. આ પ્રકારના તેમના વિચારો અધિક અંશે માન્ય ગણાય એમ નથી કારણ કે એમાં પણ તેમણે યોગ્ય પ્રકારે અર્થાત્ અનુભવથી નિશ્ચય બાંધ્યા હોતા નથી. આ સંબંધમાં કોણે ક્યારે કેવી ક્રિયામાં અને કેવા વિચારમાં કેવે પ્રકારે પ્રવેશ કરવો અને કોણે ક્યારે કેવી ક્રિયા તથા કેવા વિચારમાં કેવા વિધિએ પ્રવેશ ન કરવો એ પણ તેમણે વિચારવું અવશ્યનું છે. પણ પૂર્વોક્ત વિચાર પ્રકટાવનારે તેમ વિચાર્યું હોતું નથી તેથી તે તેમના વિચાર કે નિશ્ચયો સર્વમાન્ય હોવા સંભવતા નથી.

વળી યથાર્થ દૃષ્ટિથી જોનારે તો પ્રથમ એ વિચારવું ઘટે છે કે આ મનુષ્યોએ કેવળ ઐહિક દૃષ્ટ વિષયજન્ય સુખજ સંપાદનીય છે કે તેથી અન્ય કંઈ સંપાદન કરવાયોગ્ય છે? જો કેવળ ઐહિક સુખ જ સંપાદન કરવા યોગ્ય છે એમ ઠરતું હોય તો તે ઐહિક સુખ પણ સર્વને પ્રાપ્ત કરી શકાય એવી યુક્તિ કે ક્રિયા કયી છે વા વિચારો કયા છે તે અવશ્ય જાણવું જોઈએ છે; અને તે નિમિત્ત પણ પુરુષોએ અનુમાનો, વિચારો અને ક્રિયાઓ કરવી પડે છે; તો તેમાં યોગ્ય અનુમાન, વિચાર તથા ક્રિયાઓ કરવામાં ઉપયોગી એવા શા શા હેતુઓ છે તે પણ જાણવા ઘટે છે. જો તેને જાણ્યા વિના વિચારાદિને કરવા બેસે છે તો તેમાં પણ મિથ્યા શ્રમ અને કાલવ્યય તથા શ્રમાદિ દોષોની પ્રાપ્તિ સંભવે છે; અને તે દોષોથી તે પોતે દુઃખી થાય છે અને અન્યનું પણ અનેક પ્રકારનું અહિત કરે છે. જેથી ઐહિક સુખસંબંધમાં તથા તેના ઉપાયાદિના સંબંધમાં વિચારાદિના કરનાર પુરુષો પણ કેવા જોઇએ છે તે પણ જાણવું ઘટે છે. એ જ પ્રમાણે પ્રત્યેક વ્યવહારમાં—પછી તે ઐહિક સુખવિષયક હોય વા પારલૌકિક સુખવિષયક હોય તોપણ—બુદ્ધિમંત પુરુષોએ તેના મુખ્ય અધિકારિઆદિના સંબંધમાં યોગ્ય વિચાર કરવા ઘટે છે.

જ્યાં જ્યાં જે જે વિષયમાં અનધિકારિની જે જે પ્રવૃત્તિઓ હોયછે તે અવશ્યદોષરૂપ હોય છે, માટે યોગ્યતા જોવાની સર્વ સ્થલે આવશ્યકતા છે.

આજકાલ ઘણા મંદબુદ્ધિવાળા વિષયસુખેચ્છક અનધિકારિઓ વ્યવહારસુખને યોગ્ય પ્રકારે સંપાદન કરવામાં આલસ્યપ્રમાદાદિ દોષોને વશ વર્તતા તત્ત્વવિચારને સાધ્યાનું ડોળ દેખાડતા લોકમાં વિચરે છે; અને તેઓ યથાર્થ ધર્મતત્ત્વના ન જાણનારા હોવાથી લોકોને વ્યવહારથી તથા ધર્મથી ભ્રષ્ટ કરેછે; અને તેથી સાર્વજનિક ઐહિક સુખના તેઓ વિરોધી છે

એ સ્પષ્ટ છે. અને તેવાઓને અર્થે સજ્જનો જે આક્ષેપ કરે છે તે યોગ્ય છે.

આ મનુષ્યોને એ તો સ્પષ્ટ જ છે કે સર્વને સામયત્વ, જરા અને મરણ છે; અને તે તે ઐહિક સુખના વિરોધી સમયોમાં ઐહિક વિષયસુખ સુખસ્વરૂપ પ્રતીત થતું નથી. જેથી તે વિરોધી સમયમાં અથવા મરણપછી પ્રાપ્ત રહેવા યોગ્ય કોઇ સુખ છે વા નથી? અને છે તો તેના ઉપાય શા શા છે એ જાણવાની અગત્ય છે. અને તે જાણવું જણાવવું. એ પણ જો થઇ શકતું હોય તો તે સાર્વજનિક હિતની વાર્તા છે. તેથી તે સંબંધમાં યોગ્ય પ્રકારે શ્રમ કરનારા પુરુષો પણ સાર્વજનિક હિતને સાધનારા જ ગણાવા ઘટે.

પ્રિય ભાઇ! આ પત્ર હવે સમાપ્ત કરૂં છું. મારે જે તારે જાણવું અવશ્યનું છે એમ હવે પછીના તારા પત્રથી મને સમજાશે તો હું આ પત્રમાંના પ્રતિપાદન કરતાં શેષ રહેલા પ્રસંગોસાથે આ છેવટ જણાવેલા અધિકારાદિના વિચારને પણ વિસ્તારથી જણાવીશ; જેથી તને સપ્રમાણ સમજાશે કે આ જગત્માં સઉને સામાન્ય શું કર્તવ્ય છે, અનેક પ્રકારના સ્વભાવ તથા સામર્થ્યવાળાં મનુષ્યોમાંથી કેવાં લક્ષણવાળા કેવા અધિકારને પ્રાપ્ત હોય છે, અને તેવા વિવિધ અધિકારવાળાને કયા કયા અવસ્થાભેદના સમયે શું શું વિશેષ કર્તવ્ય છે. અંતમાં એ જ કે તું તારા પ્રાપ્ત વ્યવહારને કરતાં ગુરુઈશ્વરમાં નિષ્ઠા સ્થાપીને પારમાર્થિક પ્રયત્નમાં પ્રતિદિવસ વૃદ્ધિને પામતો રહેજે, અને અન્ય તારા મિત્રાદિને પણ તે કર્તવ્યમાં સ્થાપજે, અને સદા સજ્જનોની સંગતિ સેવતાં દુર્જનોના સહવાસથી નિરંતર દૂર રહેજે.

મારી મતિઅનુસાર તને હિતવચનો લખતાં એ મારો ધર્મ સમજું છું. તેમાં પણ આ જન્મમૃત્યુરૂપ સંસારદુઃખ જે વડે છૂટે તે વાર્તામાં તો તારૂં મન મારે અવશ્ય જોડવું જોઇએ. આ જગત્માં સર્વ પ્રકારના સંબંધ સેવનારને પોતાના ઇષ્ટ કર્તવ્યનું ભાન કરાવનાર આ પ્રમાણે વચન પણ છે કેઃ—

गुरुर्न सस्यात् स्वजनो न सस्यात् पिता न सस्यात् जननी न सास्यात् ।
दैवं न तत्स्यान्न पतिश्च सस्यान्न मोचयेद्यः समुपेत मृत्युम् ॥

ભાવાર્થ—આ જન્મમૃત્યુરૂપ સંસારથી મુક્ત કરવા સંબંધમાં જેને સામર્થ્ય ન હોય તેવાં મનુષ્યોએ પિતા વા માતાપણાને પ્રાપ્ત નહિ થવું જોઇએ. પોતાની સાથે જે સંબંધ બાંધે તેમને મુક્ત કરવાનું જેનામાં સામર્થ્ય ન હોય એવા પુરુષોએ કોઇના પણ સંબંધી નહિ થવું જોઇએ. શિષ્યભાવથી પ્રાપ્ત થયેલાને મુક્ત કરવાનું જેનામાં સામર્થ્ય ન હોય એવા પુરુષે ગુરુ ન થવું જોઇએ. ભક્તિ કરનારને મુક્ત કરવાનું જેમનું સામર્થ્ય નથી એવાએ દેવપણું કે જેમાં પૂજાબલિઆદિ અર્પાય છે તે ન સ્વીકારવું જોઇએ. તેમ જ ધર્મથી પત્નીપણાને પ્રાપ્ત સ્ત્રીને મુક્ત કરવાનું સામર્થ્ય ન હોય એવા પુરુષોએ પતિ પણ ન થવું જોઇએ.

માટે તારા પ્રતિ સ્થપાયલી મારી મિત્રભાવનાવાળી મતિએ મને જે જે તારા પ્રતિ લખવા પ્રેરણા કરી છે તે તે લખ્યું છે. તેમાં યોગ્ય અયોગ્ય પ્રકારે વા પ્રસંગરહિત કંઇ લખાયું હોય તેપ્રતિ, તથા અન્ય શુદ્ધાશુદ્ધ લખાયું હોય તેપ્રતિ અલક્ષ કરીને માત્ર મારા

શુદ્ધ ભાવથી સૂચવાયલા તાત્પર્યને ગ્રહણ કરજે, અને સદા સુખમાં વિઘ્ન કરનાર તથા પ્ર ભોગ્યફલનો ક્ષય કરનાર આ અંતરમાં રહેલા પ્રબલ દુર્વાસનાના વેગથી પ્રકટના કામાદિ વિકારોનો દૃઢ પ્રયત્ને જય કરજે.

કુશલતાસૂચક વર્તમાન તથા શંકા લખવામાં પ્રમાદ કરીશ નહિ, અને સ્મરણ કરનાર સજ્જનોને યથાઘટિત પ્રેમ વચન કહેજે.

લિ. સદા કલ્યાણેચ્છક મિત્ર.

॥ इति प्रथमं पत्रम् ॥

## ॥ सर्वधर्मसिद्धान्तसंग्रह तथा गुणदोषविचार ॥

(અનુસંધાન વર્તમાન ૩૫ના પૃષ્ઠ ૨૪ થી)

આગળ વધીને જોતાં સ્પષ્ટ જણાય છે કે તે અપરિમિત સામર્થ્યવાળા દૈવી મહાપુરુષોએ કેવલ પ્રાપ્તવ્ય વસ્તુસંબંધમાં જ વિચારો કે નિશ્ચયો કર્યા છે એમ નથી, પણ તે મેળવવાયોગ્ય સર્વસામાન્ય પદાર્થો તથા ઉત્તમોત્તમ વસ્તુ કેવા પ્રકારથી, તથા કયા કયા ઉપાયોથી મેળવી શકાય છે તે સંબંધમાં અર્થાત્ પ્રાપ્તવ્ય વસ્તુવિષયક જીવોએ કરવાયોગ્ય કર્તવ્યસંબંધમાં પણ યથાઘટિત વિચારો તથા નિશ્ચયો રૂડે પ્રકારે કર્યા છે એમ સ્પષ્ટ જણાય છે.

આ જીવોવડે કરાતી કેવા પ્રકારની ક્રિયાઓ મેળવવા યોગ્ય વસ્તુને મેળવવામાં ઉપયોગી છે, અને કેવા પ્રકારની ક્રિયાઓ અનુપયોગી છે, ઇપ્સિતાર્થ પ્રાપ્ત કરવામાં જે ગુણો સાહાય્ય કરનાર છે તથા જે દોષો વિઘ્ન કરનાર છે, તે ગુણદોષો કેવીકેવી ક્રિયાઓથી પ્રાપ્ત થાય છે અને વધે છે, અને કેવી કેવી ક્રિયાઓ કરવાથી ઘટે છે તથા ફરી જાય છે, આદિ પ્રાપ્ત કરવા યોગ્ય વિવિધ વ્યાવહારિક ફલો અને પશ્ચાત્ પ્રાપ્ત થનાર પારમાર્થિક ફલ કેવા મથી કેવા પ્રકારની ક્રિયાઓ કરનારને સુગમતાથી પ્રાપ્ત થાય છે—સૂક્ષ્મમાં કહીએ તો આ જીવોએ કરાતી પ્રવૃત્તિઓમાંથી કયી પ્રવૃત્તિ કેવા પ્રકારથી અને કેટલા અવધિપર્યંત કરવાથી સુખદ થાય છે અને કયી પ્રવૃત્તિ કેવા નિયમથી અને કેવી કાલાદિની મર્યાદાથી કરવાથી દુઃખદ હોય છે—એ સર્વ પૂર્વ પુરુષોએ સ્પષ્ટ કર્યું છે, અને પ્રત્યેક વ્યવહારની ઉત્તમપ્રકારની સિદ્ધિમાં જે જે કર્તવ્ય છે તે તે કર્તવ્યમાં સ્થૂલસૂક્ષ્મ રહસ્ય રચી મૂક્યાં છે.




रूप ( पुस्तक ६–पौष कृष्ण० १४ सं० १९५० दर्शन ( अंक ) ३.

॥ ॐ श्री ॥

## ॥ मनने ईश्वराभिमुख थवा सुबोधवचन ॥

પદ. રાગ કરાઈ.

રે મન! તન ધન સેવી શું વહેછે રે, પ્રભુ સેવી મહા પદ લેને રે,
આશા ને તૃષ્ણા આ વિષયસંબંધીની, સત્વર ઉરથી તું તજી દેને રે,. રે મન૰
જે પદ અખંડ અનાદિ અજરામર રે, તે પદ પ્રેમે મેળવી રહેને રે,
જે મેળવ્યે કાંઇ શેષ ન પ્રાપ્તવ્ય, પામી તે સુખસાગરે વહેને રે, રે મન૰
વિકારી ભાવ તારો વિણ પ્રભુ સેવ્યે રે, કોટિ કલ્પે પણ ના જાશે રે,
માટે વિચારી ઉર ધર હરિપદ પ્રીતિ, સ્વરૂપમાં શ્રેય તારૂં તો થાશે રે, રે મન૰
ઊંધી મતિ તો તને પાપથી આવે રે, હિતચાહક તું કાં ના જાણે રે,
પાપ તજ્યા વિણ તાપ શમે ન તારા, સાધી પ્રમાણો હજી કાં નનાણે રે, રે મન૰
વિષયોને સેવ્યે સદા વિષયી થાશે રે, તેથી મહા પદ ના પામે રે,
માટે વિષયની વૃત્તિઓ બાળી વીરા, સેવ હરિ જે વૃત્તિ ત્યાં જામે રે, રે મન૰
સુખસ્વરૂપ પ્રભુપદ અતિ રમતાં રે, આ જગદુ:ખ એ ના જોશે રે,
સચ્ચિદ સુખ સર્વત્ર અનુભવતાં, સંશય ભય ભ્રમ સઉ ખોશે રે, રે મન૰
આશાપ્રવાહે વહી સત્ય ન લહી જગે, સુખ થયું ન શુણ્યું છે કોને રે,
આશા અને સુખને છે અંતર ભારી ભલે,—ખેપ કરી તું ઉરમાં જોને રે, રે મન૰
દશ દિશામાં ભય નથી અન્ય તજતાં રે, શ્રુતિ પણ એ જ વદે રીતે રે,
નૃસિંહ પ્રભુપદ સેવી સુખી થઇ, ભવ અમન ધરી રહે પ્રીતે રે, રે મન૰

## ॥ ॐ श्री ॥

## ॥ वाणीविचार ॥

॥ मङ्गलम् ॥

यां नित्यं साधकेभ्यः परमहितपदं बोधयत्येव साक्षाद्
दोषान्नैवोद्गिरन्ती प्रविशति झटिति स्वान्तमेनःक्षपाय ।
सत्या मृद्वी च मिष्टा मधुघृतनिकराद्धोरणीवाहिनी तां
श्रोतृश्रोत्राभिरामां नृहरिगुरुगिरं भक्तिभावेन वन्दे ॥ १ ॥

અર્થ:—જે નિરંતર સાધકોને સૌથી શ્રેષ્ઠ કલ્યાણના માર્ગનું સાક્ષાત્ બોધન કરે છે જે દોષને ઉચ્ચરતી નથી છતાં સમગ્ર દોષનો નાશ કરવાઅર્થે સાધકના હૃદયમાં ઝટ પ્રવેશે છે, જે સત્ય, કોમળ, મધુ તથા ઘૃતના સમૂહ કરતાં મિષ્ટ, તથા એક પ્રવાહમાં વહનારી છે એવી શ્રોતૃજનના કર્ણને આનંદ આપનારી શ્રીનૃસિંહ ગુરુની વાણીને ભક્તિભાવથી વંદું છું

---

નિરખું દોષ દયાનિધિ હું, સકલ વસ્તુમાં સાર,
નિજ દોષો ન નિહાળતો, મારો—કો વિધ આવે પાર—શાંતિ૰
દોષ અન્યના એ જોય, પણ નિજના ન જોય, વારી શકે નહિ કોય,
સ્વતઃ મલને ન ધોય, હરીને આપો હામ—શાંતુ૰

(શ્રી નૃસિંહવાણીવિલાસ દ્વિતીય પુસ્તક).

वाग्भूषणं भूषणम् ( भर्तृहरिः ) (વાણી એ જ ખરું ભૂષણ છે)

ભાવદ્રવ્ય અને કર્મદ્રવ્ય—એ ઉભયમાંથી કોઇ પણ દ્રવ્યના સ્વભાવથી થતા અંતઃકરણના પરિણામ–ચેષ્ટા અથવા પુરુષાર્થ[૧]. અને પુરુષાર્થ પણ ત્યાં સુધી જ હોવો ઘટે છે કે જ્યાં સુધી પ્રાપ્તવ્ય અર્થ અને તેને માટે કર્તવ્ય એ બે વસ્તુનું અભિમાનિને ભાન હોય છે. આ-થી અંતે એ અર્થ નિર્વિવાદ રીતે બુદ્ધિગોચર થાય છે કે જે મહાત્મવરિષ્ઠ પુરુષો પ્રાપ્તવ્ય વસ્તુને પ્રાપ્ત કરી કર્તવ્યની સીમાઉપર આવ્યા છે તે નિષ્ક્રિય પુરુષવરોવિનાના સમગ્ર પ્રાણિપદાર્થોવિષે સનિમિત્ત પ્રવૃત્તિ ઘટે છે–અર્થાત્ તે પુણ્યનિધાન પુરુષોથી અતિરિક્ત સઘળા પ્રાણિપદાર્થો દોષવિશિષ્ટ જ છે.

આપ્રમાણે માત્ર મહાત્મજનવિનાનું સમગ્ર જગત્ દોષયુક્ત હસ્વાથી અમુક પુ-રુષ અથવા વસ્તુને દોષવિશિષ્ટ જોઈ સાધકે ચકિત–દિઙ્મૂઢ થવાનું પ્રયોજન નથી. ચકિત તો માત્ર મહાત્મવરના દર્શનથી જ થવાનું છે કે જેમના અંતઃકરણરૂપ 'અંબરમાં'[૨] દોષરૂપ કલંકથી રહિત ગુણરૂપ ચંદ્ર પ્રકાશે છે. પણ જગત્ તો જાણે પ્રાયશઃ આથી ઉ-લટું જ આચરવાના આગ્રહવાળું હોય એમ પ્રતીત થાય છે. પારકાના અંતઃકરણમાંથી દોષ સહજ ડોકિયું કરે કે તરત તેના ઉપર નિઃશંકપણે ટીકા કરવામાં આનંદ માનનારા જગતના શકટભાર[૩] લોકો તે દોષોની આગતાસ્વાગતા કરવા સજ્જ હોય છે. જેને પ્રાપ્ત કરવા અનેક પુરુષાર્થિઓ અહર્નિશ પ્રયત્ન કર્યાં કરે છે એવું નિર્વૃત્તિરૂપ રત્ન જે પુરુષોને સહજ પ્રાપ્ત હોય છે તે [૪]કુપરીક્ષકોને તે રત્નની ગણના ન હોવાથી તેને પાષાણ ગણી તેનો સ્વચ્છન્દતાથી પરદોષકથનરૂપ પ્રવૃત્તિમાં દુરુપયોગ કરી નાંખે છે. અને ટીકા કરતી વખતે તે બહિર્મુખ વૃત્તિવાળા ટીકાકારો સમજતા નથી કે એ દોષસમાન અથવા તો તેનાથી પણ અધિક બલવાળા દોષો આપણી અંતઃકરણરણભૂમિને અહર્નિશ કંપાવ્યાં કરે છે. સ્વલ્પમાં, પરદોષના શોધનથી અંતઃકરણતૃપ્તિ કરનારા નિર્વ્યાપાર[૫] હોવાથી દોષભીકાની દુકાન માંડી બેઠેલા, તેના ઉપર પોતાનું જીવન ચલાવનારા પિપીલિકાસ્વભાવવાળા [૬]છિદ્રા-ન્વેષી પુરુષોથી વસુંધરા પ્રાયશઃ ભરેલી જણાય છે. અને परगुणपरमाणून् पर्वतीकृत्य नित्यं निजहृदि विकसन्तः અર્થાત્ પારકા ગુણના પરમાણુને પર્વતસમાન દેખી નિત્ય પોતાના હૃદયમાં તૃપ્તિ માનનારા સજ્જનવરિષ્ઠ તો આ જગત્‌માં કલ્પદ્રુમવત્ દુષ્પ્રાપ અને ચિંતામણિવત્ મોંઘા થઇ ગયા છે.

આવે પ્રસંગે અર્થાત્ એકદોષવિશિષ્ટ વસ્તુમાં દોષની પ્રતીતિ થયે અન્ય દોષ-વિશિષ્ટ પ્રાણિએ કેમ આચરવું અર્થાત્ મહાત્મવ્યતિરિક્ત મનુષ્યોએ અન્ય દોષવિશિષ્ટ પ્રા-ણિપદાર્થના સામીપ્યમાં અંતઃકરણને કેવી અવસ્થામાં સ્થાપવું અર્થાત્ વાણીનો કેવી રીતે વિહિત ઉપયોગ કરવો,–તત્સંબંધી વિચાર દર્શાવવા એ આ લેખરૂપ પ્રવૃત્તિનો ઉદ્દેશ છે. (આ વિષયના સહાયરૂપે "વાણીનિરોધ"માં તેના લેખકે કુથલીસંબંધી કરેલા વિચાર જિજ્ઞાસુને ઉપયોગી છે)

૧ આ સ્થલે "પુરુષાર્થ"ને કર્મમાત્રવાચકરૂપે અતિવિસ્તૃત અર્થમાં પ્રયુક્ત કર્યો છે. ૨ આકાશમાં. ૩ ગાડે ગાડાં. ૪ રત્નની પરીક્ષાવિનાના ઝવેરીને. ૫ નવરા. ૬ પારકાં છિદ્ર શોધનારા.

સાધકને પાલવાનું વિષમ [1]અસિધારાવ્રત એ છે કે "કોઇએ પારકા દોષની ટીકા કરવી નહિ" અર્થાત્ એક દોષવિશિષ્ટ પ્રાણિને અન્ય દોષવિશિષ્ટ પ્રાણિપદાર્થના દોષનું કથન કરવાનો અધિકાર જ નથી.

(૧) આ સ્થલે પ્રથમ એવી શંકા ઉદ્દભૂતિને પામે છે કે એ નિયમ અસંગત છે કારણ કે એ નિયમ સાધકની ઉત્તરોત્તર શુદ્ધિનું દ્વાર બંધ કરનાર [2]અર્ગલારૂપ છે. એ નિયમને પાલીએ તો પ્રથમ તો જ્ઞાનમાં હેતુભૂત વૈરાગ્યની જ સિદ્ધિ થતી નથી; કારણ કીટથી તે બ્રહ્માપર્યંત સમગ્ર વિષયોવિષે અસ્પૃહા થવી એ તે તે વિષયમાં દોષદર્શનથી જ થાય છે. અને શાસ્ત્રમાં પણ સાધકનું મુખ્ય કર્તવ્ય વિષયદોષદર્શનને ગણ્યું છે. ઉદાહરણાર્થ ધન નશ્વર છે, મરણપશ્ચાત્ અભિમાનિસાથે આવનાર નથી, જેનારને ઉન્મત્ત કરનાર હોવાથી વિષથી પણ અધિક દૂષિત છે કારણ કે વિષ તો માત્ર પીનારને ઉન્મત્ત કરે છે અગ્નિ, રાજા, અને ચોર એ ત્રણ ભયથી ગ્રસ્ત છે, પ્રાપ્તિ, રક્ષણ અને નાશકાલે[3] પોતાના સ્વામિને દુઃખ આપનાર છે—એ આદિ વચનોથી કલેશદ ધનપ્રતિ સાધકને ધિક્કાર લાવવો અવશ્ય છે, સ્ત્રીરૂપ અન્ય વિષય લઇએ તો ત્યાં પણ "જેને સુવર્ણના કલશની ઉપમા કવિજન આપે છે તે વક્ષોરુહયુગ્મ તો વસ્તુતઃ માંસની ગ્રંથિ છે, જેને ચંદ્રની તુલના અપાય છે તે મુખ તો વસ્તુતઃ શ્લેષ્મનું ઘર છે[4]" એ આદિ[5] માંસપુત્તલિકારૂપ સ્ત્રીનાં સર્વાંગોઉપરિ ધિક્કાર અને જુગુપ્સાને[6] ઉત્પન્ન કરનારાં વચનો સાધકે વૃત્તિમાં અહર્નિશ આરૂઢ રાખવાં, એ સ્ત્રીપ્રતિ મોહનો નાશ કરનાર હેતુ છે; દેહવાસના અવશિષ્ટ રહી શ્રેયસમાં પ્રતિબંધિની ન થાય તદર્થ દેહમાં પણ સાધકને અશુદ્ધિદોષ જોયાં કરવાનો છે;[7] તથા અપ્સરાઆદિ પારલૌકિક પદાર્થોનો મોહ પણ તેમના દોષનું નિરીક્ષણ કર્યાથી દૂર થાય છે—અર્થાત્ ધન, સ્ત્રી, દેહ અને સ્વર્ગથી ઉપલક્ષિત અખિલ વિશ્વપ્રપંચના વિષયે ઉપરિ વિરક્તિપ્રજ્ઞાનો* ઉદય થવા અર્થે તે તે પદાર્થોના આંતર તેમ જ બાહ્ય દોષો કલ્યાણનિમિત્ત પ્રયત્ન કરી જોવા એ સાધકનું આદિમ કર્તવ્ય છે: તો પછી સિદ્ધાંતાનુસાર દોષ અવેક્ષણ ન કરવું અને પૂર્વોક્ત રીતિએ દોષને વૃત્તિમાં આ[illegible]વા—એ બે નિયમ દીપ્તિ દોષાન્યાયે[8] પરસ્પર વિરુદ્ધ હોવાથી [illegible] બન્નેમાં ભ્રમ થવાનો સંભવ છે. અર્થાત

૧ ઉદ્દેશ [illegible]રની ધાર [illegible]નું કઠિન વ્રત. ૨ આગળો.

૩ अर्थानामर्जने क्लेश स्तथैव परिपालने । आये दुःखं व्यये दुःखं धिगर्थान् क्लेशकारिणे ॥

૪ स्तनौ मांसग्रन्थी कनककलशावित्युपमितौ
मुखं श्लेष्मागारं तदपि च शशाङ्केन तुलितम् । ઇત્યાદિ ભર્તૃહરિનાં વચનઉપરથી.

૫ चर्मखंडं द्विधा [illegible]नेमपानोद्गारधूपितम् ।
ये रमंति नरा स्तत्र कृमितुल्याः कथं न ते ॥ ઇત્યાદિ વચનો.

૬ કંટાળો.

૭ मांसासृक्पूयविण्मूत्रस्नायुमज्जास्थिसंहतौ ।
देहेचेत्प्रीतिमान्मूढो भविता नरकेऽपिसः ॥ ઇત્યાદિ વચનોથી.* વૈરાગ્યબુદ્ધિનો.

૮ પ્રકાશ અને અંધકારપેઠે.

"વૈરાગ્યાનુપપત્તિ"નામક પ્રથમ શંકા પ્રાપ્ત થાય છે.

(૨) દ્વિતીય શંકાને એ પ્રમાણે અવકાશ મળે છે કે કોઈ દોષપાત્ર મનુષ્યને મુખે નિકટવર્તી[1] માણસ તેના દોષને નિવેદિત ન કરે અથવા કરે તો ન્યૂન અંશમાં કરે તો કથન ન કરનાર અથવા ઇષત્ કથન કરનાર માણસનું અંતઃકરણ કાપટ્યયુક્ત છે, કારણ કે અંતરમાં એક ભાવ રાખનાર અને બહિર્ તેથી વિલક્ષણ ભાવ પ્રતીત કરાવનાર મનુષ્ય દ્વિધાચરણી હોવાથી પોતે જાતે જ દૂષિત છે. કદાપિ સામા માણસના દોષ વિદ્યમાન છતાં કોઈ પુરુષને અવિદ્યમાનસમ પ્રતીતમાત્ર પણ ન થાય તો ફક્ત પુરુષનું જ્ઞાન એકપક્ષિત્વદોષથી દૂષિત છે. અર્થાત્ દ્વિધાચરણદોષ અને જ્ઞાનૈકદેશિત્વદોષ—એ બે દોષ સિદ્ધાન્તમાં પ્રાપ્ત થાય છે.

(૩) તૃતીય સબલતમ શંકા એ રીતિએ પ્રવેશે છે કે કોઇના પણ દોષ ન જોવા એ નિયમના પાલનથી વ્યવહાર ચાલી શકે નહિ કારણ વ્યવહારમાં તો દૂષિત પુરુષના સંસર્ગલીધે પ્રતિક્ષણ દોષકથન કરવું પડે છે; અર્થાત્ વ્યવહારક્ષતિરૂપ તૃતીય શંકા સિદ્ધાન્તને [2]કલુષિત કરે છે.

ઉક્ત ત્રણ શંકાનું સમાધાન નીચે પ્રમાણે થાય છે:—

(૧) વૈરાગ્યાનુપપત્તિરૂપ પ્રથમ શંકા સિદ્ધાન્તને નિર્બલ કરવા સમર્થ નથી; કારણ કે વૈરાગ્ય સિદ્ધ કરવાઅર્થે પુરુષના અંતઃકરણને જે જે શુભ વ્યાપારો કરવાના છે તેમાંનો એક પણ વ્યાપાર સિદ્ધાન્તમાં અસંગતિ લાવનાર નથી. ત્યાં પૂર્વપક્ષમાં ધન, સ્ત્રી, સ્વર્ગ આદિ ઉદાહરણોવડે વૈરાગ્યપ્રાપ્ત્યર્થ વિશ્વપ્રપંચના નિઃશેષ વિષયમાં જે જે દોષો જોવાના કહ્યા છે તે તે દોષો અવશ્ય જોવાના જ છે પણ તે દોષદર્શનસહિત અન્ય ચિત્તવૃત્તિનો ઉદય અવશ્ય થવો જોઇએ. વિષયદોષદર્શન એ વૈરાગ્યમાં સાધનરૂપ હોવાથી એક પક્ષે સાધકને ઉપકારક છે, તેથી તે દોષદર્શનના વિષયભૂત ધનાદિ પદાર્થો પણ એક પક્ષે પ્રશસ્યતાનું પાત્ર છે! કારણ કે અમુક વૃત્તિના ઉદયકાલે તેમના સહિત થયેલો સંબંધ વૈરાગ્યાભિવ્યંજક છે. પદાર્થોમાં દોષદર્શન કરતી વેલાએ તેમના ઉપર દ્વેષ લાવવાનો નથી. "આ ધનાદિ પદાર્થોનો સંબંધ નિત્ય રહેનાર નથી; અનેક પ્રસંગે દુઃખ આપનાર છે; વિકારી હોવાથી નિર્વિકાર પ્રાપ્તવ્ય સુખના સાધનરૂપ નથી, માટે એમના ઉપરનો મોહ ત્યાજ્ય છે" એવી બુદ્ધિ વૈરાગ્યની પ્રસૂતિ કરે છે. પણ "આ ધનાદિ પદાર્થો સૃષ્ટિમાં જ કેમ આવ્યા કે જેથી જીવને આટલી બધી હાનિનો સંભવ આવે? એ પદાર્થોનો પુનરાવૃત્તિરહિત નાશ થઇ જાઓ કે જેથી જીવને દુઃખકારાગૃહમાં બંધન છુટે" એવી બુદ્ધિ વૈરાગ્યસાધકે કરવાની નથી. વૈરાગ્ય સાધતાં વિષયઉપરિ શાપપ્રહાર કરવાના નથી. અને ઈશ્વરની પ્રાપ્તિ અર્થે તે સર્વશક્તિપતિ શ્રીમહેશ્વરની જ સૃષ્ટિસામે સપત્નભાવનો[3] પણ ઉદય કરવાનો નથી. એમ હોય તો આ જગત્ ક્યારનું ભસ્મીભૂત થઇ ગયલું હોત અને આ વ્યાવહારિક સત્તાથી પણ રહિત હોત. પારિજાતકુસુમ[4] અને રોહિણીરમણરૂપ[5] એ વક્ષોરુહવાળી ત્રિલોકીકુમારીનું[6]

---

૧ પાસેનો. ૨ મલિન, દૂષિત. ૩ શત્રુભાવનો. ૪ સૂર્ય. ૫ ચંદ્ર. ૬ ત્રિભુવનરૂપી કન્યા.

# ॥ श्रीत्रिभुवनविजयोखड्ग ॥

( અનુસંધાન વર્તમાન ૩૫ના પૃષ્ઠ ૩૪ થી )

પ્રધાનને વિદાય કર્યા પછી શ્રીવીરવિક્રમચંદ્ર એકલો પોતાના મનમાં આ પ્રકારે વિચાર કરવા લાગ્યો. 'અહો! આ વિશ્વવ્યવસ્થાપક સત્તાનું અદ્ભુત માહાત્મ્ય છે. જીવોથી ન સમજાય એવી તેની કલા છે તેથી જ વ્યવસ્થાપકને પુરુષરૂપે માનનાર સર્વ તો તેને અકલ કલાવાળો કહે છે, સ્ત્રીરૂપે માનનાર સર્વ તેને અકલ કલાવાળી માને છે, અને તત્ત્વરૂપે માનનાર તેને અકલ કલાવાળું માને છે. ક્ષણમાં અણધારી સ્થિતિમાં મુકનાર હોવાથી તે વ્યવસ્થાપક આશ્ચર્યરૂપ છે. આ જગત્માં ઘણા તો તે સર્વસંભવના કારણને ઈશ્વર કે ઈશ્વરની ઇચ્છા માને છે કોઇ તો આ પ્રપંચમાત્રમાં કારણરૂપે માયાને માને છે. કોઇ તો તેને પ્રકૃતિ કહે છે, કોઇ તો તેને સ્વભાવ કહે છે, અને કોઇ તો તેને કાલ કહે છે. કોઇ તો આ જગત્ની પ્રતીતિમાં બ્રહ્મને હેતુરૂપ માને છે, અને કોઇ તો કર્મસત્તાથી પ્રવર્તતો આ અનાદિ પ્રવાહ છે એમ માને છે. આ પ્રકારે અનેક શબ્દથી ભિન્ન ભિન્ન રૂપે મતિમાનોના નિશ્ચય પ્રકટેલા ભાસે છે, પણ તેમાં જે સત્તત્ત્વ છે તેને તો નિરાવરણ સત્તાબલને પ્રાપ્ત થયેલા તત્ત્વજ્ઞ મહાત્માઓ જ જાણે છે.

કોઇ તો માને છે કે આ જગત્ એક કાલે પડતા વૃષ્ટિના અસંખ્ય બિંદુની પેઠે અથવા તો એક કાલે અગ્નિ અને કાષ્ટના સંયોગથી પ્રતીત થતા વિસ્ફુલિંગ (તણખા) ની પેઠે એકદમ પ્રતીતિમાં આવે છે. કોઇ તો માને છે કે આ જગત્ જેમ બીજમાંથી પ્રથમ, અંકુર નીકળે છે, પછી પત્ર સ્ફુટ થાય છે, પછી તેમાંથી સ્કંધ બંધાય છે, પછી નાનાં શાખાઓ નિકળે છે, અને પછી અનેક પલ્લવો, પત્રો, પુષ્પો અને ફલો થાય છે તેમ ક્રમવડે પ્રકટે છે અને વિસ્તરને પામે છે. કોઇ તો આ જગત્માં પ્રતીત થતી વિવિધ પદાર્થની જાતિને તેના વિવિધ પ્રધાન તથા અવાંતર કારણોથી પ્રકટેલી માને છે, અને કોઈ તો તેને એક કારણથી વિસ્તરેલી માનેછે. કોઇ તો આ જગત્માં પુનઃ પુનઃ જન્મમરણને પ્રાપ્ત થનાર જીવને વસ્તુરૂપ માને છે, અને કોઇ તો તેને અન્ય જન્મના કારણરૂપે નહિ રહેનાર આગંતુક સંયોગધર્મરૂપ માને છે. કોઇ તો આ શરીરમાંથી મરણસમયે, વાસના તથા અનેક કર્મસંસ્કારસહિત કર્તૃત્વભોક્તૃત્વના અભિમાનવાળા સૂક્ષ્મ દેહસહિત જીવને અન્ય શરીરના ધારણાર્થે બહાર નિકળતો માને છે, અને કોઇ તો તેને આ દેહના અર્થાત્ જીવના અંતસમયે તે જીવનરૂપ ધર્મને પોતાનાં કારણોમાં મળી જતો માને છે. વળી આ જગત્માં કોઈ તો આ મનુષ્યાદિ પ્રાણિઓનો પુનઃ પુનઃ કોડા થતઃ પર્યંત પોતપોતાની જાતિમાં જ જન્મ થયા કરે છે એમ માને છે, અને કોઇ તો માને છે કે તે વિવિધ કર્મસંસ્કારનિમિત્તે ભિન્ન ભિન્ન જાતિનાં શરીરોને પણ જન્માંતરોમાં પામે છે. કોઇ તો મોક્ષને માનનારા છે, અને પુનઃ જન્માદિને ન માનનાર કોઇ તો મોક્ષનો પણ અભાવ માને છે. મોક્ષ માનનારાઓમાં પણ કોઈ તો કાલાંતરે પણ પુનરાવૃત્તિવાળો મોક્ષ માને છે, અને કોઈ તો મોક્ષનું સ્વરૂપ અનંત માને છે. આ આદિ અનેક પ્રકારના વિ-

યોમાં માનનાર મનુષ્યોના અનેક ભેદ છે. પરંતુ તે સર્વમાં જે સસત્વ છે તેને તો પરમતત્ત્વાનુભવ કરનાર સર્વવિદ્ મહાત્મા પુરુષો જ યથાવત્ જાણે છે.

આ સંસારમાં કાર્યરૂપ પ્રતીત થતા પદાર્થોપ્રતિ લક્ષ કરતાં એમ ભાસે છે કે કેટલાંક કાર્યો તો અદૃષ્ટ સત્તાથી તેના વિલક્ષણ નિયમક્રમપ્રમાણે પૂર્ણ રૂપમાં રચાઇને પછી પ્રતીતિમાં આવે છે, અને પ્રતીતિમાં આવ્યા પછી પણ તે તે જ વિલક્ષણ નિયમક્રમપ્રમાણે વૃદ્ધિહાનિ કે વિનાશને પ્રાપ્ત થાય છે; અને કેટલાંક કાર્યો તો જીવને અધીન વર્તતી દૃષ્ટ સત્તાથી જીવકૃત નિયમક્રમવડે પૂર્ણ રૂપમાં આવે છે, તથા તે દૃષ્ટસત્તાજનિત નિયમક્રમથી વૃદ્ધિ, હાનિ કે વિનાશને પ્રાપ્ત થાય છે. આપ્રમાણે હોવાથી આ અલ્પજ્ઞ જીવોના અપૂર્ણ અનુભવથી કરાતા નિશ્ચયવડે તે સર્વ પદાર્થોનાં સ્વરૂપનો તથા ઉત્પત્તિસ્થિતિલયઆદિનો નિયમક્રમનો નિઃસંદેહ નિશ્ચય થવો સંભવતો નથી. એ સંબંધમાં નિર્વિવાદ નિશ્ચય તો માત્ર સર્વજ્ઞ ઈશ્વરસમ અતીતઅનાગતાદિ પદાર્થના યથાર્થ જ્ઞાનવાળા વસ્તુસાક્ષાત્કારવાન્ મહાત્મા પુરુષો જ કરી શકે છે. અને આ જીવોમાંના કોઇ જો તે નિશ્ચયને સુગમતાથી પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા હોય તો તેમને પણ તે મહાત્મા પુરુષના આશ્રય અને પ્રસાદથી જ પ્રાપ્ત થવાનો સંભવ છે. હશે, આ સંબંધમાં આ ક્ષણે મારે અધિક વિચાર કરવાનું કાંઈ સાક્ષાત્ પ્રયોજન નથી. માત્ર એટલું જ સમજવાનું છે કે આ રાજ્યસત્તા અને આ પદાર્થો પ્રાપ્ત કરવાને મેં લેશમાત્ર પણ આ શરીર ધરીને ઉદ્યોગ કર્યો નથી, તેમ છતાં એ મને પ્રાપ્ત થયાં છે માટે કોઈ અદૃષ્ટ સત્તા અવશ્ય કાર્યપ્રપંચની વ્યવસ્થા યથાનિયમક્રમે કરનાર છે એમ ભાસે છે. અને જો તેમ છે તો આ વિશ્વમાં પ્રાપ્ત થનાર પ્રત્યેક પદાર્થમાટે તે સત્તામાં નિયમ અને ક્રમ હોવા ઘટે છે. જેથી તે નિયમક્રમને જાણી ઇચ્છાનુકૂલ પદાર્થો પ્રાપ્ત કરવાને જ્યાંસુધી અસમર્થ હોઇએ ત્યાંસુધી તે સત્તાના અનુગ્રહને અર્થે તેને પુનઃ પુનઃ પ્રેમપૂર્વક નમસ્કારપ્રયોગ અવશ્ય કરવા ઘટે છે.' આપ્રમાણે મનમાં વિચાર કરતો તે વીરવિજય એકદમ બોલી ઉઠે છે, 'હે ભગવન્! હે વિશ્વવ્યવસ્થાપક ઈશ! આપને મારા પુનઃ પુનઃ નમસ્કાર હોજો. (વળી મનમાં કહે છે) યદ્યપિ આપના અને મારા સંબંધને હું પ્રત્યક્ષ જોતો નથી તોપણ હું આપના અદૃષ્ટ તંત્રથી વ્યાપ્ત છું એમ મને સિદ્ધ ભાસે છે, અને આપને તો હું આપની સત્તાવશ તણાતો પ્રત્યક્ષ જ છું. માટે આપ સદા મને આપના મારાથી ન જાણી શકાતા એવા નિયમ ક્રમવડે આ દુસ્તર આશારૂપ પ્રવાહથી મુક્ત કરજો. મને મારી આશાનો પ્રવાહ અને આપનો નિયમક્રમ જેમ તાણી જાય છે તેમ હું તણાઉં છું. માટે હે સર્વાધિપતિ! આપ જ જ્યાં ત્યાં મારો આશ્રય હોજો. આ સ્થલથી મારે હવે ક્યાં જવું છે અને કેવે પ્રકારે મારી આશા પૂર્ણ કરવી છે એને હું જાણતો નથી. પણ આપ મારા પ્રેરક તે સર્વ જાણો છો, તેથી હું સદા નિશ્ચિંતમુક્ત છું. જગત્માં આ જીવોની દૃષ્ટિથી જે ઇષ્ટ હોય છે તે પ્રસંગે આપને અધીન વર્તતા નિયમક્રમથી અનિષ્ટ હોય; અને જે આ જીવોની દૃષ્ટિથી અનિષ્ટ હોય, તે પ્રસંગે આપના ઐશ્વર્યપ્રભાવમાં ઇષ્ટ લેખવાનું હોય; તોપણ તે માયિક ભેદને ન જાણનાર આ અલ્પજ્ઞ જીવો યથાપ્રાપ્તથી સંતોષને પ્રાપ્ત રહેતા નથી, એ અમારો જીવદશાને પ્રાપ્ત થયેલા તથા રહેલાનો મોટો દોષ છે.

એથી હું તો આશાવાન્ છતાં પણ આપને એ જ નિવેદન કરૂં છું કે હે કલ્યાણસ્વરૂપ! આપ સદા મારી આશાને ન જોતાં મારા કલ્યાણને જ જોજો. અને કદાચિત્ મારી આશાને જુઓ અને પૂર્ણ કરવાયોગ્ય ગણો તો જે આશા કલ્યાણની વિરોધી નહિ હોય તેને જ પૂર્ણ કરજો. આ સંસારમાં ઘણા જીવો તો ક્ષણિક સુખપ્રદ વિષયોની આશામાં બંધાયલા, જેમ કોઈ ભયંકર જઠરાગ્નિવાળો ખાય ને વળી ભૂખ્યો, ખાય ને વળી ભૂખ્યો હોવાથી ક્ષણે ક્ષણે સંતાપવશ વર્તે છે તેમ ક્ષણે ક્ષણે આશાઓથી છૂટતાં અને બંધાતાં રહીને સુખદુઃખના અનુભવને કરતા સંતાપને વશ વર્તે છે. એવા પુનઃ પુનઃ આશાના અને સંતાપના ભોગરૂપ થઈ રહેનાર પશુની પંક્તિથી, હે પશુપતિ! મને સદા મુક્ત રાખજો.

આ જનસમુદાયમાં જોતાં સર્વને સ્પષ્ટ થાય એમ છે કે અદષ્ટ સત્તાથી કોઇ મનુષ્ય તો લક્ષાવધિ મનુષ્યમાં પૂજ્યપણું ભોગવે છે અને કોઇ મનુષ્ય તો તે જ સત્તાબલથી લક્ષાવધિ મનુષ્યના તિરસ્કારને પ્રાપ્ત હોય છે. જેથી વિશ્વમાં જે જે હેતુઓવડે અદષ્ટ બલ અનુકૂલ હોવું સંભવતું હોય તે તે હેતુઓને મનુષ્યે સેવવા ઘટે છે, અને જે જે હેતુઓવડે સત્તાબલ પ્રતિકૂલ હોવું સંભવે છે તે તે હેતુઓને તો મનુષ્યોએ વર્જવા ઘટે છે. આમ છતાં પણ યોગ્યાયોગ્ય હેતુના તથા તેના સાધક હેતુના અજ્ઞાનવાળા આ જીવો પોતાના પ્રાપ્ત બલવડે તેને સાધવા અસમર્થ જ હોય છે માટે હે ઈશ! આપ જ સદા અનુકૂલ અદષ્ટ સત્તાબલને યોગ્ય કરજો.

આ પ્રકારના વિચારને કરતો વિશ્વપતિને પ્રાર્થે છે એટલામાં ઉત્તમોત્તમ પૌષ્ટિક તથા સ્વાદિષ્ટ પદાર્થોસહ ઉકાળેલા દુધને સેવક લાવ્યો અને તે ગ્રહણ કરવાની પ્રાર્થના કરીને સમીપ મુક્યું. વીરવિજયે ઇચ્છાનુકૂલ ગ્રહણ કર્યું. પછી તૈયાર કરી રાખેલી ઉત્તમ સુકોમલ શય્યામાં જઇને શયન કર્યુ. ચામરોના વ્યજનોવડે બીજા ઇંદ્રવત્ શોભતો તે ક્ષણે મોહ અને ક્ષણે વિરાગને પોતાના અંતરમાં રાજ્ય કરતા અનુભવતો હતો.

અંતઃપુરમાં રહેલી રાજકન્યા પણ ક્ષણે આશાના અને ક્ષણે નિરાશાના પ્રવાહમાં પોતાને તણાતી અનુભવતી હતી.

રાજકન્યા પોતાના મનમાં વિચાર કરે છે કે આ સંસારમાં સ્ત્રીનો જન્મ કેટલાક પક્ષથી જોતાં સારો અને કેટલાક પક્ષથી નઠારો છે. મૂલ પુરુષોએ જ્યાં જ્યાં સ્ત્રિયોની આવશ્યકતા ગણી છે ત્યાં ત્યાં તો સ્ત્રિયોની પ્રશંસા કરી છે, અને જ્યાં જ્યાં સ્ત્રિયોની અપેક્ષા ગણી નથી ત્યાં ત્યાં તો સ્ત્રિયોની નિંદા કરી છે. આ તે મૂલ પુરુષોની કૃતિ દૂષિત ઠરવા યોગ્ય નથી; કારણ કે જગત્માંના પ્રત્યેક પદાર્થના સંબંધમાં એવો જ નિયમ સર્વત્ર પ્રવર્તે છે. જ્યાં જ્યાં જે જે સમયે જે જે પદાર્થની અપેક્ષા ગણાય છે ત્યાં ત્યાં તે તે સમયે તે તે પદાર્થની સ્તુતિ, અને જ્યાં જ્યાં જે જે સમયે જેની જેની અપેક્ષા ન ગણાતી હોય ત્યાં ત્યાં તે તે સમયે તેની તેની નિંદા કરાય છે. આ નિયમથી જ કોઈ સ્થલે ધનની નિંદા, અને કોઇ સ્થલે ધનની સ્તુતિ, કોઇ સ્થલે ગૃહ, ક્ષેત્ર, વસ્ત્રાલંકારાદિ પદાર્થોની સ્તુતિ અને કોઇ સ્થલે નિંદા, કોઈ સ્થલે પુરુષની વા સ્ત્રીઆદિની સ્તુતિ અને કોઇ સ્થલે નિંદા પ્રતિપાદન કરાયલી હોય છે. આ ઉપરથી કોઇએ કોઈ વસ્તુને નિંદ્ય કે વંદ્ય ઠેરવવી હોય

તો કઠિન પડે એમ છે. એ ગમે તેમ હોય, મારે આ સ્થલે કાંઇ પ્રાણિપદાર્થના નિંદ્યવંદ્યપણા સંબંધમાં જ માત્ર નિશ્ચય કરવાનો નથી પણ મને આ વર્તમાન જન્મ જે પ્રાપ્ત છે તેમાં શું કર્તવ્ય છે અને તેમાં પણ માત્ર આ સમયે અર્થાત્ આ પ્રસંગે શું કર્તવ્ય છે એ વિચારી નક્કી કરવાનું છે. સ્ત્રીજાતિએ કોઇ પણ યોગ્ય પતિને પ્રાપ્ત થવું, તેને અધીન વર્તવું, તેના સુખે સુખ અને દુઃખે દુઃખ અનુભવવું, અને દેહાંતપર્યંત તે પતિપ્રતિ વિરોધબુદ્ધિનો અંતરમાં ઉદય ન થવા દેવો એ તો સિદ્ધ જ છે. હું પતિને પ્રાપ્ત કરી ચુકી છું તથા મનવડે આ મારા દેહને પતિને અર્પી ચુકી છું, એટલે એ સંબંધમાં પણ હવે મારે વિચાર કરવાનો નથી. એ પતિ પોતાની ઇચ્છા પૂર્ણ થયા વિના મને વિધિવડે વરવા ના કહે છે તથાપિ વચન તથા મનવડે એ મને વરી ચુક્યા છે; એટલે એમના નિશ્ચયસંબંધમાં પણ હવે સંશય કરવા સરખું નથી. હવે તો માત્ર એ પતિની મનકામના ઈશ્વર પૂર્ણ કરે અને પુનઃ એમને મારા સમીપ સત્વર આણે એવી ઇશ્વરપ્રતિ પ્રાર્થના કરવી રહે છે. જેથી શુદ્ધ મનવડે ઈશ્વરની પ્રસન્નતા ( પ્રસાદ કે અનુગ્રહ ) પ્રાપ્ત થવા અર્થે જ મારે સંતત ઉદ્યોગ કરવો એ જ મારું કર્તવ્ય છે. ( મનને ધૈર્ય આપતાં કહે છે ) હે મન! આ જગતમાં આ શરીરસંબંધથી પ્રાપ્ત થયેલા આ પતિનું તથા વિશ્વપિતારૂપ ઈશ્વરનું રાત્રદિવસ સ્મરણ કર; એ જ તારા અર્થે સુખનો ઉપાય છે.

આપ્રમાણે વિચાર કરતી ક્ષણમાં પતિસેવામાં અંતરાય પડવાના કારણથી ખેદને અને પતિ પ્રાપ્ત થયા સંબંધથી ક્ષણમાં આનંદને અનુભવતી હતી.

આ રીતે રાજકુંવરે તથા રાજકન્યાએ અનેક પ્રકારના વિચારને વશ થતાં અંતમાં નિદ્રાવશ થઇને રાત્રિ ગાળી. સૂર્યોદય થતા પૂર્વે રાજકન્યા અને રાજકુમાર પોતપોતાના નિયમપ્રમાણે જાગ્રત થયાં, અને રાજરીતથી ઘટે એ પ્રકારે પોતાનાં સ્નાનાદિ નિત્યકર્મને કરી પરવાર્યાં. તે પછી રાજકન્યાએ રાજ્યના મુખ્ય ચિત્રકારને બોલાવીને શ્રીવીરવિજયચંદ્રનાં યથાવત્ એ ચિત્ર સત્વર તૈયાર કરવા આજ્ઞા આપી. તે આજ્ઞાને ચિત્રકારે જઇને શ્રીવિરવિજયને નિવેદન કરી, અને વીરવિજયની પ્રસન્નતા મેળવીને તેમને દિવ્ય આસને વિધિવત્ બેસાડીને તત્કાલ તે વીરવિજયની મૂર્ત્તિને આલેખી લીધી; અને પછી રાજકન્યાની આજ્ઞા લેઈ તે ચિત્રકાર ગયો.

શ્રીવીરવિજય પ્રધાનની પ્રાર્થનાથી પાંચ રાત્રિ ત્યાં રહ્યો, તેમાં દિવસમાં એક વાર પટાંતરે રહીને રાજકન્યાસાથે વાર્તા કરતો, અને પ્રધાનસાથે રાજ્યવ્યવહારસંબંધી વિચારો કરતો, તથા દિવસના અંતસમયે નગરબહાર દેવાલયોમાં દેવદર્શનાર્થે તથા રમણીય સ્થલોમાં શોભા જોવા અર્થે જતો. આનંદનો કાલ સત્વર વ્યતીત થતો પ્રતીત થાય છે એ નિયમથી સહજમાં પંચરાત્રિ નિકળી ગઇ, અને શ્રીવિરવિજયને પ્રયાણનો દિવસ આવ્યો. પતિનો પ્રયાણનો સમય સમીપ આવતાં રાજકન્યાને જેમ વિષમ ભાસતું હતું તેમ શ્રીવિરવિજયને પણ ભાસતું હતું તોપણ દૃઢ નિશ્ચયવાળાં તે પ્રયાણના સમયને આવ્યો જાણીને અમંગલસૂચક અશ્રુપાતને કરતાં ન હતાં.

સર્વએ વાહનાદિસહિત પ્રયાણ કરવા વિનવ્યા છતાં શ્રીવીરવિજયે તો એકાકી

પ્રયાણનો જ નિશ્ચય કર્યો. રાજકન્યાએ સૈનિકવાહનાદિસહિત અથવા એકાકી પણ સાથે જવાનો પોતાનો આગ્રહ પતિને દર્શાવ્યો. પણ તે સર્વને ઘટિત સમાધાન આપીને શ્રીવીરવિજયે પોતે જ માત્ર નિકળવાનો નિશ્ચય કર્યો. રાજકન્યાને પોતાના હાથે ધરીને એક ખડ્ગ સેવવાને અંતઃપુરમાં મોકલ્યું. પછી ઉત્તમ સમયે પૂજ્ય પુરોહિતવડે કરાયલા આશીર્વાદપૂર્વક ચંદ્રકને ધારણ કરી સર્વસહ વિધિવડે નગરબહાર નિકળ્યા. સાથે નગરબહાર આવેલા પ્રધાનાદિ રાજસેવકોને તથા પ્રજાપ્રમુખ પુરુષોને પ્રિય વચનોવડે શાંત કરીને પાછા નગરમાં વિદાય કર્યા, અને પોતે નગરબહાર દેવાલયમાં પ્રવેશ કર્યો. ત્યાં વૃત્તિવડે સ્તુતિનમસ્કાર કરીને પછી માત્ર ખડ્ગ જ છે જેના હાથમાં એવો તે વીરવિજય સર્વ રાજ્ય-વિભવને તૃણવત્ લેખવીને પ્રસન્ન ચિત્તથી ચાલતો થયો. ચાલતાં ચાલતાં અંતરમાં આ પ્રકારના વિચાર કરવા લાગ્યો.

આ જગતમાં જે આશાના દાસ નથી અને તેથી જે નિર્ભય છે તેને કંઇ પણ કરવું કઠિણ નથી. જેની વૃત્તિ વિષયસુખમાં લુબ્ધ છે, જે તૃષ્ણાના પ્રવાહમાં અહોનિશ તણાય છે, અને જેણે અન્ય કાંઈ કર્તવ્યપ્રાબલ્ય જાણ્યું નથી, એવાં મનુષ્યોને તો નિરંતર કૃતાર્થતા પ્રાપ્ત થવા પૂર્વે જ જ્યારે ત્યારે મૃત્યુ આવીને મળેછે. જે પુરુષ નિરંતર મરણને સમીપમાં જ ઉભેલું જાણે છે, તે પુરુષ નિર્ભયપણે કરવાયોગ્ય આવશ્યક કાર્યોને જ પ્રથમ કરતો રહેછે. એવો કોણ બુદ્ધિમાન્ પુરુષ આ જગતમાં હોય કે જે આ પ્રાણિઓનાં શરીરોને મરણરૂપ ધર્મવાળાં છે એમ જાણતાં છતાં તે પોતાના શરીરને અજરામરત્વને પ્રાપ્ત માને, અને મુખ્ય કર્તવ્યમાં પ્રમાદને સેવે ? આ સંસારી જીવોને સ્ત્રી, પુત્ર તથા ધનાદિ વિભવોનું પ્રાપ્ત થવું તથા જવું, જેના વડે હોય છે તે ધર્માધર્મરૂપ સુખદુઃખના કારણને ઓળખીને, જેની ઇચ્છા છે એવા સુખના કારણરૂપ ધર્મને જ સેવવો ઘટે છે, અને જેની ઇચ્છા નથી એવા દુઃખને આણનાર અધર્મને જ ત્યજવો ઘટે છે. આ જીવો પદાર્થની પ્રાપ્તિના નિમિત્તને તથા ઇષ્ટાનિષ્ટની પ્રતીતિના હેતુને ન જાણતા હોવાથી કોઇ તો અનિષ્ટની પ્રાપ્તિ થવાના ભયમાં અને કોઈ તો ઇષ્ટની પ્રાપ્તિ થવાની આશામાં આયુષ્યને ગાળે છે; અને કોઇ તો એ ઉભયવડે કાળ ગાળે છે. અને કોઈ મહાત્મા તો એ ઉભયરહિતપણે આયુષ્ય ખપાવે છે.

ઘણા સ્વધર્મજ્ઞાનરહિત પુરુષો પોતાના કામ ક્રિયાદિ વિષયોમાં જ આસક્ત રહીને તેમના પ્રતિ દૃષ્ટિ નાંખતાં દિવસ નિર્ગમે છે, અને સ્વધર્મપાલનાર્થે સ્વલ્પ કાલ પણ દેહાદિનો ઉપયોગ કરતા નથી. એવા વિષયમગ્ન પ્રાણિઓ, નથી તો આ સંસારમાં ઉજ્જ્વલ કીર્તિ મુકી જતા, અને નથી તો જન્મમરણદુઃખથી રહિતપણે નિરતિશય આનંદના ભોક્તા થતા.

બુદ્ધિમંત પુરુષોએ તો નિરંતર એ જ વિચાર કરવો ઘટે છે કે આ ઉત્તમ મનુષ્યના શરીરનું જન્મવું શાવડે સાર્થક થયું ગણાય. વિવિધ સામર્થ્યયુક્ત મનુષ્યશરીરને પ્રાપ્ત થયા છતાં પણ આપણે અન્ય પ્રાણિઓસમાન જ વા તેથી પણ ન્યૂનતાવાળી ક્રિયાઓને કરીને એ શરીરનો અંત આણીએ તો એથી અન્ય અઘટિત શું ? ( આપ્રમાણે વિચાર કરતાં વિમંસણ સંસ્કારવેગથી અન્ય પ્રકારે મતિ પ્રેરાતાં વિચાર કરે છે કે) અરે ! આ મનુ-

ખ્યો પણ શું કરી શકે ? જીવમાત્ર પરતંત્ર છે, અલ્પજ્ઞ છે. પોતાના સામર્થ્યને ન જાણનારા પોતાની સ્થિતિ પ્રવૃત્તિ અને નિવૃત્તિના હેતુ તથા કાલને ન જાણનારા, તથા વિશ્વમાં મનાતાં ઉત્કૃષ્ટનિકૃષ્ટ ફલોને, તેનાં કારણને તથા તેને નિર્વિઘ્ન સંપાદન કરવાના ઉપાયરૂપ માર્ગોને ન જાણનારા તે દીન જનો શું કરે ? ધર્મ શું અને શાવડે સધાય, અધર્મ શું અને શાવડે ત્યજાય, ખરું સુખ શું છે, શેમાં છે અને શાથી પ્રાપ્ત કરાય, ખરું દુઃખ શું છે, શેમાં છે અને શાથી આવી મળે છે, તથા શી રીતે તેનાથી ઉગરાય, આ પણ આ જીવો જાણતા નથી. ક્યાં સુધી જીવવું છે, જીવતા પર્યંતમાં શું શું ક્યારે ક્યારે શા શા નિમિત્તથી થનાર છે તેમ જ ક્યારે ક્યાં અને શા નિમિત્તથી મરવું છે એ પણ આ જીવો જાણતા નથી. કેવાં કેવાં શુભાશુભ કર્મો કયાં કયાં કારણોથી જીવવડે કરાય છે તેને, તથા તે તે કર્મોમાં ક્યારે કેવા પ્રકારનાં વિઘ્નો આવનાર છે, અને તે આવનાર અનેક વિઘ્નોમાંના પ્રત્યેકની નિવૃત્તિ કયા કયા ચોકસ ઉપાયોથી થાય એમ છે એ પણ આ. જીવો જાણતા નથી. જ્યારે આ સંબંધમાં જ જીવો જાણતા નથી તો આ જીવોની આ પરતંત્રતાઆદિ વાળી ક્લિષ્ટ સ્થિતિ ક્યાંથી શા નિમિત્તવડે ઉપજી છે, એ જીવોવડે કરાતી શુભાશુભ ક્રિયાઓનાં કરાવનાર કારણો કોણ છે અને ક્યાં રહે છે અને તેમનો તથા જીવનો સબંધ ક્યાં, ક્યારે અને કયા નિમિત્તથી થયો છે એને તો આ જીવો કેમ જ જાણી શકે ? આ આદિ વિચાર કરતાં કેવલ પરાધીનસરખો જીવ જગત્મા કેવલ પોતાના જ પ્રાપ્ત બલવડે અથવા આ પોતાના સરખા અલ્પજ્ઞ અલ્પશક્તિવાળા જીવોની સહાયતાવડે કંઇ પણ ધાર્યું કરી શકે નહિ એ તો સ્પષ્ટ જ છે. આમ છતાં પણ આ જીવો પોતાના પ્રાપ્ત અજ્ઞાનથી આ કાર્ય મારા દ્વારા થશે નહિ, અથવા અમુક ફલ મેળવવાને હું કેવલ અસમર્થ છું ઇત્યાદિ ભાવિને પણ જાણતા નથી તેથી સ્વભાવથી અથવા સંસ્કારથી પ્રાપ્ત થતી પ્રવૃત્તિને ત્યજવી એ પણ કંઇ જીવનું કર્તવ્ય સિદ્ધ થતું નથી માટે જીવોએ આ જગત્માં પ્રાપ્ત થતા મતિમંત મહાત્માઓની સંમતિથી તથા પોતાના અંતર્માંથી પ્રાપ્ત થતા અનુકૂલવેગથી અને સર્વજ્ઞ સર્વશક્તિમાન્ ઈશ્વરના સાહાય્યથી પ્રધાન પ્રધાન કરવાયોગ્ય તથા થવા યોગ્ય ઠરેલાં કાર્યોને કરવાને અવશ્ય ઉદ્યોગ ધરવો જોઇએ.

આ વિશ્વમાં વિશ્વવ્યવસ્થાપક સર્વજ્ઞ સર્વશક્તિમાન્ ઈશ્વરના તથા તે ઈશ્વરના અનુગ્રહથી ઈશ્વરસમાન થયેલા મહાત્મા પુરુષના શરણ વિના કોઇ પણ જીવ કૃતકૃત્ય થાય એ તો અસંભવિત જ છે; જેથી મારે યદ્યપિ હું તેમને શરણ છું તથાપિ તેમના અનુગ્રહને પ્રાપ્ત કરવાને અધિક પ્રયત્ન કરવો ઉચિત છે. ( વિચાર કરતાં સ્તુતિ કરતો ચાલે છે )

હે જગદાધાર ! આપ જ અમે અનાથસરખા પ્રતીત થતા અલ્પજ્ઞાદિ ધર્મોવાળા મનાતા જીવોના પરમ આધારરૂપ છો. આપના અનુગ્રહને પ્રાપ્ત કરવાથી જ અમે આ જગત્માં ધાર્યું કરવાને સમર્થ થઇએ છીએ. આપના પ્રસાદને પામ્યા વિના કોઈ પણ જીવ આ જગત્માં મહત્ કાર્યને કરવા સમર્થ થયો નથી, થતો નથી, અને થશે નહિ જ, એ મારો નિશ્ચય છે. હે વિશ્વંભર ! આપ જ આ જીવોની સર્વ આશા પૂર્ણ કરીને વા-તેમને સર્વ આશાથી મુક્ત કરીને સુખસ્વરૂપ કરી રાખો છો. હે અભયદાતા ! આ ભયદ સંસા-

પૂર્વવત્ પરિહાર કરવી. સામાન્ય નિયમ અહિં એ છે કે અજ્ઞાનશિવાય અન્ય કોઈ પદાર્થ એવો નથી કે જે સત્ વા અસત્ એમ બંનેમાંથી કોઇ નહિ એવો કહેવાય તેથી તે સર્વ અજ્ઞાનરૂપ નહિ હોવાથી લક્ષ્યથી બહિર્ભૂત છે. અને જેમાં લક્ષણનો અનુગમ થઇ શકે તે સર્વ અહિં લક્ષ્યમાં જ આવે છે, કારણ કે સદસત્ વિગેરેથી, ભેદાભેદથી, અનિર્વચનીય ભાવાભાવથી અનિર્વચનીય વિગેરે ધર્મો પણ ગ્રહણ કરાય છે. આમ હોવાથી પ્રાગભાવ અભાવરૂપ હોવાથી અસત્ છે તેથી અર્થાત્ અનિર્વચનીય નથી તેથી અને જ્ઞાન જ્યાં અજ્ઞાનમૂલક નથી ત્યાં અનિર્વચનીય નથી તેથી પ્રાગભાવ, પૂર્વજ્ઞાન વિગેરે સ્થલે અવ્યાપ્તિ દૂર થાય છે.

આ રીતે આ વાક્યમાં ગ્રંથકારે બે લક્ષણો મુક્યાં છે. તથા तु શબ્દથી અન્ય મતોનો નિરાસ કર્યો છે એ ધોતન કર્યું છે. એ કરવા અર્થે त्रिगुणात्मकम् અને भावरूपम् એ પદો છે. એ પદોથી આપ્રમાણે મતાન્તરનું ખંડન સૂચવ્યું છે. કેટલાક આપ્રમાણે માને છે કે આત્માનો ધર્મવિશેષ જે મિથ્યાજ્ઞાનરૂપ છે તે અજ્ઞાન. એ મતનું ખંડન त्रिगुणात्मकम् પદ મુકવાથી સૂચવ્યું છે. ત્રિગુણાત્મક કહેવાથી અત્ર વિવક્ષિત અજ્ઞાન દ્રવ્યરૂપ ઠર્યું કારણ કે ગુણના અર્થ બે છે. (૧) લોહિત, શુક્લ અને કૃષ્ણ એ ત્રણને પણ ગુણસંજ્ઞા છે તેમ જ (૨) સત્ત્વ, રજસ્ અને તમસ્‌ને પણ ગુણસંજ્ઞા છે. ત્યાં જો પ્રથમ અર્થમાં ગુણ લઇએ તોપણ લોહિતના આશ્રય તેજસ્, શુક્લના આશ્રયરૂપ અપ્ અને તમસ્‌ના આશ્રયરૂપ અન્નોપલક્ષિત પૃથ્વી એ ત્રણનું ઉપાદાન કારણ હોવાથી અજ્ઞાન ત્રણે રૂપવાળું ઠરે છે અને તેથી ધર્મવાળું હોવાથી દ્રવ્ય ઠરે છે. અન્ય અર્થમાં ગુણશબ્દ લઇએ તો એ પારિભાષિક છે અને સત્ત્વાદિ એ ત્રિવિધ દ્રવ્ય છે એ પૂર્વે કહ્યું જ છે. તેથી બંને અર્થમાં त्रिगुणात्मकम् કહેવાથી એ અજ્ઞાન દ્રવ્ય છે એ પ્રતિપાદન કર્યું. અને તેથી આત્માના કે કોઇના ગુણરૂપ અજ્ઞાન નથી એ સૂચવ્યું અર્થાત્ મતાન્તરના આ લક્ષણથી પ્રસ્તુત લક્ષણની વિલક્ષણતા બતાવી તેમ જ કેટલાક જ્ઞાનના અભાવને અજ્ઞાન માને છે, તે પણ અસત્ય છે એ ધોતન કરવા भावरूपम् એ પદનું ગ્રહણ છે. એ પદથી અભાવત્વરૂપ અજ્ઞાનના લક્ષણથી આ લક્ષણનો ભેદ સ્પષ્ટ રીતે જ બતાવાય છે.

આપ્રમાણે આ વાક્યથી અજ્ઞાનના લક્ષણનું પ્રતિપાદન કર્યું તથા ઉપર પ્રમાણે વિશેષ અર્થ સૂચવ્યો, તથા એ સંબંધમાં સર્વનો અનુભવ તથા શ્રુતિરૂપ પ્રમાણો આપ્યાં. અજ્ઞાનના પ્રતિપાદનથી અવસ્તુનું સ્વરૂપ પ્રતિપાદન થયું. તેથી અધ્યારોપના લક્ષણમાં આવતાં ઉભય પદનું વ્યાખ્યાન ગ્રંથકારે કરી દીધું. હવે અધ્યારોપ કેવી રીતે થાય છે તેનું પ્રતિપાદન અપવાદ બતાવનાર ગ્રંથના પૂર્વભાગસુધી ગ્રંથકાર વિસ્તારથી કરે છે, અર્થાત્ અપવાદપ્રતિપાદક ગ્રંથભાગસુધી એ અધ્યારોપનું જ પ્રતિપાદન ચાલે છે. ત્યાં પ્રથમ અજ્ઞાનના બે ભેદ સપ્રમાણ બતાવે છેઃ—

**इदमज्ञानं समष्टिव्यष्ट्यभिप्रायेणैकमनेकमिति च व्यवह्रियते ॥ ३६ ॥**

વાક્યાર્થઃ—આ અજ્ઞાન સમષ્ટિરૂપે એક અને વ્યષ્ટિરૂપે અનેક છે એમ ઉભય પ્રકારે શાસ્ત્રમાં વ્યવહરાય છે.

આ વાક્યથી એ કહ્યું કે શાસ્ત્રોમાં આ અજ્ઞાનસંબંધે બે પ્રકારનો વ્યવહાર દેખાય છે. પ્રસંગે એ એક હોય એમ વર્ણવેલું છે જેમ કે अजामेकाम् लोहितशुक्लकृष्णाम् અનાદિ સત્ત્વાદિ ત્રણ ગુણાત્મક એક માયા—વિગેરે, અને પ્રસંગે એ અનેક હોય એવી રીતે શાસ્ત્રવાક્યો પ્રવર્તેલાં છે—જેમકે इन्द्रोमायाभिः૦પરમાત્મા પોતાની અનેક શક્તિરૂપ માયાવડે—વિગેરે. તો આ ઉભય પ્રકારના વ્યવહારથી એ સંશય સ્વભાવિક રીતે થાય છે કે એ અજ્ઞાન એક છે કે અનેક છે, તથા એક વા અનેક હોય તો ઉભય પ્રકારનો વ્યવહાર કેમ શાસ્ત્રમાં દેખાય છે. એ સંશયનું નિવારણ ગ્રંથકારે આ વાક્યથી કર્યું છે. આ વાક્યથી એ કહ્યું કે ખરૂં જોતાં અજ્ઞાન એ કોઈ વસ્તુ જ નથી તેથી જેમ ઉડાવી દેવામાટે જ તૈયાર કરેલા દારૂના હાથીના પુચ્છવિષે લાંબાટુંકાપણાની ચર્ચા વિશેષ ઉપયોગની નથી અર્થાત્ એ પુચ્છ લાંબું થાય વા જરા ટુંકું થાય તોપણ કોઈ હાનિ નથી તેમ આ અવસ્તુરૂપ અજ્ઞાન એક કહ્યું તોએ શું અને અનેક કહ્યું,તોએ શું ? આમ હોવાથી શાસ્ત્રમાં અજ્ઞાનનું પ્રસંગે એક રૂપે અને પ્રસંગે અનેક રૂપે પ્રતિપાદન છે તે અયોગ્ય નથી. જેમ દેવદત્ત, યજ્ઞદત્ત, ચૈત્ર, મૈત્ર, વિગેરે સર્વની સામાન્યરૂપે વિવક્ષા હોય ત્યારે સર્વનું એક મનુષ્ય શબ્દથી ગ્રહણ કરી એકત્વ કહેવાય છે અને જ્યારે દેવદત્તાદિ વિશેષની વિવક્ષા હોય ત્યારે એ સર્વનો અનેક રૂપે વ્યવહાર થાય છે તેમ સામાન્યની વિવક્ષા કરીને શાસ્ત્રપ્રસંગે અજ્ઞાનને એક કહે છે અને વિશેષની વિવક્ષા કરી પ્રસંગે અનેક પણ કહે છે, છતાં બંને વ્યવહાર ઉપપન્ન છે. તાત્પર્ય કે સામાન્યવિશેષનો સમષ્ટિ અને વ્યષ્ટિનો—અત્યન્ત ભેદ નથી. જેમ ગાય તથા અશ્વનો અત્યન્ત ભેદ છે તેવો જો સામાન્ય તથા વિશેષવચ્ચે હોત તો જેમ ગાય અને અશ્વનો સામાન્ય-વિશેષભાવ અસંગત છે તેમ સામાન્ય વિશેષભાવ માત્રજ અસંગત ઠરત. પણ તેમ નથી, એ બેની વચ્ચે કેવલ ભેદ નથી. તેથી સામાન્ય વિવક્ષા જ્યાં હોય ત્યાં એકત્વવ્યવહાર તથા વિશેષની વિવક્ષા હોય ત્યાં અનેકત્વવ્યવહાર થઈ શકે.

આપ્રમાણે આ વાક્યથી અવસ્તુરૂપ અજ્ઞાનવિષે થતા શાસ્ત્રના ઉભય પ્રકારક વ્યવહારનું સમાધાન આપી એને સ્ફુટ થવા ગ્રંથકાર દૃષ્ટાન્ત આપે છે.

तथाहि । यथा वृक्षाणां समष्ट्यभिप्रायेण वनमित्येकत्वव्यपदेशः, यथा वा जलानां समष्ट्यभिप्रायेण जलाशय इति तथा नानात्वेन प्रतिभासमानजीवगताज्ञानानां समष्ट्यभिप्रायेण तदेकत्वव्यपदेशः । अजामेकामित्यादि श्रुतेः ॥ ३७ ॥

કહેવાય એમ નથી ત્યારે મુખ્યત્વથી બ્રહ્મને જ—ચૈતન્યને જ આશ્રય અંગીકાર કરવો એ ઉચિત છે.

આ પ્રસંગે બ્રહ્મમાયાશબ્દવાચ્ય અજ્ઞાનનો આશ્રય છે અને જીવ કર્તૃત્વાદિ અધ્યાસના હેતુભૂત અજ્ઞાન જે. અવિદ્યા વિગેરે શબ્દથી ઓળખાવાય છે તેનો આશ્રય છે એમ કહેવું અર્થાત્ બ્રહ્મને આશ્રયે રહેનાર માયા એ અવિદ્યાથી-કેવલ ભિન્ન દ્રવ્ય છે એમ કહેવું એ પણ ગૌરવવાળું છે કારણ કે જો એક જ અજ્ઞાનના પ્રકૃષ્ટ અને નિકૃષ્ટ એવા બે ભેદ કરી નિર્વાહ થઈ શકતો હોય તો પછી બે ધર્મી શામાટે સ્વીકારવા ? એક પદાર્થ લઈ તેના બે ધર્મો કલ્પવા એના કરતાં બે પદાર્થની જ—ધર્મીની કલ્પના કરવી એમાં અધિક ગૌરવ છે. એ નિયમથી માયા વા અવિદ્યાના—શુદ્ધસત્ત્વ તથા મલિનસત્ત્વ—એવા બે ભેદ કલ્પી ઈશ્વર તથા જીવનો નિર્વાહ થઈ શકે એમ છે તો પછી એ બે કેવલ ભિન્ન અજ્ઞાનોરૂપ ધર્મીની કલ્પના શામાટે કરવી? તેથી સર્વથા એ જ ઠરે છે કે બ્રહ્મતત્ત્વ જ અજ્ઞાનનો આશ્રય છે. પરબ્રહ્મ કેવલ જ્ઞાનરૂપ હોવાથી પ્રકાશતુલ્યછે અને અજ્ઞાન જડ હોવાથી અંધકારતુલ્ય છે તો પછી જેમ પ્રકાશ અંધકારનો આશ્રય ન થઇ શકે તેમ બ્રહ્મ અજ્ઞાનનો આશ્રય હોવા સંભવે નહિ એ આક્ષેપ પણ યથાર્થ નથી કારણ કે જેમ સામાન્યરૂપે વર્તતું તેજસ્ અંધકારનું વિરોધી નથી તેમ સામાન્યરૂપે રહેલું બ્રહ્મતત્ત્વ પણ જગત્ વા અજ્ઞાનનું વિરોધી નથી. પણ એ જ બ્રહ્મતત્ત્વ જ્યારે વૃત્તિમાં આરૂઢ થવારૂપે વિશેષ સ્વરૂપથી પ્રકટ થાય છે ત્યારે જ અજ્ઞાનનું વિરોધી છે. આમ હોવાથી બ્રહ્મતત્ત્વસાક્ષાત્કારથી અજ્ઞાનનો નાશ થાય છે એ સિદ્ધાન્તસાથે પણ આ સિદ્ધાન્તનો વિરોધ નથી. તેથી સર્વથા એ જ સિદ્ધ થાય છે કે બ્રહ્મતત્ત્વ જ અજ્ઞાન વા જગતનો આશ્રય છે.

આ સિદ્ધાન્ત જ ગ્રંથકારને માન્ય છે છતાં ગ્રંથકારે જીવગતા—જ્ઞાનાનામ્—જીવમાં રહેલા—જીવાશ્રિત—અજ્ઞાનો—એમ ઉચ્ચારણ કર્યું છે તેનું કારણ એ છે કે બ્રહ્મને આશ્રયે રહેલું એ અજ્ઞાન જીવદશામાં સ્ફુટરૂપે પ્રતીત થાય છે. તેમ જ અત્ર વ્યષ્ટિઅજ્ઞાનનું પ્રતિપાદન એ પદથી કરવાનું છે અને તે જીવગત જ અજ્ઞાન લેવાથી થઇ શકે એમ છે. આ હેતુને લઇને જ ઉક્ત પદનો પ્રયોગ કર્યો છે. કંઇ એ પદથી એવું નથી સૂચવ્યું કે જીવ એ અજ્ઞાનનો જીવ રૂપે જ આશ્રય છે, તેથી બ્રહ્મને અજ્ઞાનના આશ્રયરૂપે વર્ણન કરનાર ઉત્તર ગ્રંથભાગથી આ પદનો લેશ પણ વિરોધ નથી.

આપ્રમાણે દૃષ્ટાન્ત આપી અજ્ઞાનના ભેદનું પ્રતિપાદન કર્યું. એ અજ્ઞાન-માયા-પ્રકૃતિ વિગેરે શબ્દથી બોધન કરાતા પદાર્થના શુદ્ધસત્ત્વ તથા મલિનસત્ત્વ એ ભેદથી એ જેની ઉપાધિ થાય છે તે ચૈતન્યના ભેદનો વ્યપદેશ* કેવી રીતે, થાય છે, તે વિગેરે પ્રતિપાદન કરે છે.

# इयं समष्टिरुत्कृष्टोपाधितया विशुद्धसत्त्वप्रधाना ।

* જે વસ્તુતઃ નહિ હોય છતાં જેનો વ્યવહાર માત્ર થતો હોય તેવા વ્યવહારને વ્યપદેશ કહે છે.

एतदुपहित चैतन्यं सर्वज्ञत्वसर्वेश्वरत्वसर्वनियन्तृत्वादि गुणकं सदसदव्यक्तमन्तर्यामी जगत्कारणमीश्वर इति व्यपदिश्यते ॥ ३८ ॥ सकलाज्ञानावभासकत्वादस्य सर्वज्ञत्वम्। यः सर्वज्ञः सर्वविदिति श्रुतेः ॥ ३९ ॥

---

(અપૂર્ણ.)

## ॥ सर्वधर्मसिद्धान्तसंग्रह तथा गुणदोषविचार ॥

(અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ટ ૪૮ થી)

પૂર્વે હતા તેવા મોટીમતિવાળા પુરુષો આ કાલે કે ભવિષ્યમાં કોઇ પણ થશે જ નહિ એવું કહેવાને કંઇ કારણ નથી. કેમકે સૃષ્ટિમાં સદા કાલ મોટીમતિવાળા પુરુષોની આવશ્યકતા હોય છે. તેમાં કોઇ સમયમાં મતિમાન્ પુરુષોનું બાહુલ્ય હોય છે. અને કોઇ સમયમાં તેવા પુરુષોની ન્યૂનતા હોય છે. પરંતુ કોઇ સમય તે સમયની યોગ્યતાપ્રમાણેના મતિમાન્ પુરુષ વિનાનો હોતો જ નથી. મનુષ્યની જંગલી સ્થિતિમાં પણ તે સ્થિતિથી મનુષ્યોને તારવી લાવનાર મતિમાન્ મનુષ્યો અવશ્ય હોવાં ઘટે છે અને તે પણ તે દેશકાલમાં તે સમુદાયમાં મોટીમતિવાળા જ ગણાવા ઘટે છે. આટલું કહીને જણાવ્યું કે પ્રત્યેક સમયમાં તથા પ્રત્યેક દેશમાં મોટીમતિવાળા પુરુષો હોય છે અને તેમને કરવા યોગ્ય કાર્યોને તેઓ પોતપોતાના સમયમાં તથા પ્રાપ્ત મર્યાદામાં જ કરેછે. જે જે વિષય પૂર્વે પૂર્ણ રૂપમાં નિર્ણય કરાયા હોય છે તેમનું યથાપ્રયોજન સ્પષ્ટીકરણ કરે છે. અને લોપ થયલાનું પુનઃ સ્વમતિથી પ્રકટીકરણ કરેછે અને તેમાંના જેનું ન નિશ્ચય કરાયાનું અનુમાન કરાય તેનું વિવિધ યુક્તિથી તથા અનુભવથી નવીન નિશ્ચયમાં ગણના કરાવી સ્થાપન તથા પ્રચાર કરે છે. તેમ જ દેશકાલને અનુસરીને કરવા યોગ્ય કોઇ નવીન વિચારવ્યવસ્થાને પણ પૂર્વસ્થાપિત વિચારનિશ્ચયોની સહાયતાવડે તથા સ્વાનુભવવડે કરે છે, જેથી સમયે સમયે મહામતિમાન પુરુષો હોય છે અને તેઓ તેમનું કર્તવ્ય કરે છે, એમા સંદેહ કરવા સરખું નથી.

ઉપર વર્ણવ્યા પ્રમાણે જ્ઞાતવ્ય, પ્રાપ્તવ્ય તથા કર્તવ્યસંબંધમાં સર્વ પ્રકારથી મૂલધર્મતત્ત્વજ્ઞ મહાત્મા પુરુષોએ કરવાયોગ્ય વિચારોને તથા નિશ્ચયોને કરીને તેનાં બીજ ઉત્તરોત્તર પ્રજામાટે મુક્યાં છે, તથા તે બીજવડે તે કાલથી ઉત્તરોત્તર કાલે થતા પુરુષોએ વૃક્ષો ઉછેરીને પુનઃ તેમાંથી બીજ ઉત્તરોત્તર પ્રજામાટે રાખ્યાં છે; અને એ પ્રમાણે આજપર્યંતમાં અનેક થયેલા પુરુષોમાંના ઘણા પુરુષોએ ઉછેરેલાં વૃક્ષો તથા ઉત્તરોત્તર રક્ષાયલાં બીજો વિદ્યમાન પ્રજામાટે વિદ્યમાન છે, અને ઉત્તરોત્તર થતી પ્રજામાટે રહેશે એમ અનુમાન પણ થાય છે.

વર્તમાન કાલે આ પ્રદેશમાં પ્રતીત થતી ધર્મની અનેક શાખાઓમાં કોઇપણ બુદ્ધિમાન્ પુરુષ પ્રવેશીને સૂક્ષ્મ બુદ્ધિથી જોશે તો તેને સ્પષ્ટ જણાશે કે તે સર્વ ધર્મની શાખામાં પૂર્ણાંશે જ્ઞાતવ્ય, પ્રાપ્તવ્ય તથા કર્તવ્યના સંબંધમાં સ્પષ્ટ વિચાર તથા નિશ્ચય કર્યા

નહિ હશે. કોઈમાં કેવલ કર્તવ્યવિષે, કોઈમાં પ્રાપ્તવ્યકર્તવ્યવિષે અને કોઇમાં જ્ઞાતવ્યાદિ ત્રણે વિષે યોગ્ય વિચાર કરાયલા જણાશે.

પ્રાપ્તવિવેક પુરુષોએ હવે મુખ્ય વિચારવાનું તથા જોવા જાણવાનું એ છે કે જ્ઞાતવ્ય, પ્રાપ્તવ્ય તથા કર્તવ્ય એ ત્રણ વિના અન્ય કોઇ પ્રકાર સાધીને વિચાર કે નિશ્ચય કરવાનો અવકાશ રહે છે કે નહિ? જો રહેતો હોય તો તે સહિતનાં વિચારનિશ્ચયો અને જો એ ત્રણ વિના અન્ય ન રહેતો હોય તો એ ત્રણનાં જ સંબંધના વિચારનિશ્ચયોમાં કયી ધર્મની શાખા અધિક અંશે પૂર્ણપણું ધરાવે છે અને સબલપણું કેવું છે. પ્રત્યેક ધર્મની શાખામાં વિચરતા વિશેષે કરીને સર્વ મનુષ્યો જ્યાં ત્યાં એમ વદતા સંભળાય છે કે "અમારા ધર્મજેવો આ જગત્‌માં બીજો કોઇ ધર્મ નથી. અમારા ધર્મમાં સ્થપેલા નિર્વિવાદ સિદ્ધાંતજેવો કોઇ ધર્મનો સિદ્ધાંત નથી." આ વિગેરે સ્વધર્મની સ્તુતિનાં સર્વનાં વચનો જ સર્વથા સત્ય હોય એમ તો ન જ હોવું જોઇએ, એ સહજ સ્પષ્ટ છે. સર્વમાં પરસ્પર વિલક્ષણતા તથા ન્યૂનાધિકતા હોય છે.

આજપર્યંતમાં વર્તતી ઘણી ઉપશાખાઓ તો કોઇ કોઇ શાખામાંથી નિકળી હોય છે; અને તે શાખાઓનું પણ જોવા જતાં કોઇ એક થડ હોવું ઘટે છે. તે સર્વ ધર્મના મુખ્ય મુખ્ય સિદ્ધાંતને એકબીજાસાથે સરખાવવા એક સ્થલે અર્થાત્ એક ગ્રંથમાં લાવીને જ્યાં સુધી મુકાય નહિ ત્યાંસુધી સર્વ બુદ્ધિમાન્ તથા જિજ્ઞાસુઓને તે સર્વમાં કોની અપૂર્વતા અને પૂર્ણતા છે તે સમજી શકાય નહિ. આ હેતુ સિદ્ધ કરવાને જ આ સર્વધર્મસિદ્ધાંતસંગ્રહ કરવાનું તથા તેના ગુણદોષના સંબંધમાં વિચાર કરવાનું કાર્ય કઠિન છતાં યથામતિ કરવા સ્વીકાર્યું છે. (અપૂર્ણ)

## ॥ सुबोध ॥

### સોરઠા.

અનુભવવિણ અકળાય, એવા જન વિરલા દીસે;
મિથ્યા અનુભવી થાય, એવા ઝાઝા જગવિષે.
અનુભવવિણ શું થાય, ચાર વેદ ભણીએ ભલે;
વાણીમાં જ વીંટાય, શાસ્ત્રજાળથી ન નીકળે.
મન! તું જ્યાં ત્યાં જાય, આધિદુ:ખ વધારવા;
નિજ પદમાં ન શમાય. શરણાગતને તારવા.
વિષયતણો નથી પાર, ક્યાં લગી મેળવવા ધસે,
વર્ષે દુ:ખની ધાર, પણ કાં ના પાછું ખસે.
જાણે ના'વે કામ, ઇચ્છે પણ ધનધામને;
ભીડે આપે હામ, તે ન જપે ગુરુનામને.
પંડતણો સમુદાય, હરખી શું સુત આપશે;
દુ:ખી જીવ સદાય, શું તુજ દુ:ખને કાપશે.
ભલે ન દે સુખદાન, તો પણ ભજ ભગવાનને;
નથી તેને અજ્ઞાન, અંતે દે મહાદાનને.




रूप (पुस्तक) ६—माघ कृष्ण० १४ सं० १९५० दर्शन (अंक०) ४.

॥ ॐ श्री ॥

## ॥ सुखेच्छके मनोजय अवश्य कर्तव्य छे ॥

પદ. મનની ન શુદ્ધિ જો કરે, જીવ તે ન સુખમાં તો ઠરે. એ સંપ.

જો મન સદા સ્વરૂપે રમે, જીવ તો ન ભવચક્રે ભમે. ટેક.
વિષયોવિષે મન દોડીને, મર્યાદ ધર્મની ત્રોડીને,
નીતિનિયમ સઉ મોડીને, ચંચલ થયું નિશદિન દમે, જો મન૦
મનને બહિર્ ગતિ આપીએ, નવ વેગ મનનો કાપીએ,
કર્તવ્યમાં નવ સ્થાપીએ, તો જઈ સદા દુઃખે શમે, જો મન૦
મિથ્યાભિમાને ચઢાવીએ, નવ દોષ સર્વ કઢાવીએ,
જો સદ્ગુણો ન દઢાવીએ, તો થાય મસ્ત ક્રમે ક્રમે, જો મન૦
મનને સદા છે મારવું, નથી વિષય દઈ દઈ ઠારવું,
અંતે નથી જ ઉગારવું, જોજો કહ્યું છે આગમે, જો મન૦
મનવશ થયો તે તો વળ્યો, નવ ક્લેશ દુઃખતણો દળ્યો,
જન્મ્યો ન જન્મ્યો તે કળ્યો, અહો તો જુઓ સઉ નિગમે, જો મન૦
સુંપદ શિખરપર જઈ વસે, નવ તે સુસંગતિએ ધસે,
વિરોધ અહી અહી કરિ કસે, ના કદી સુખદ પદ જઈ નમે, જો મન૦
જેવું કરે તેવું થતું મન, એમ લહી ઠારે સુજન,
સઉ કુજન મનને દે મદન, સંસ્કારી સઉ તો સંયમે, જો મન૦
શાણા સઉ સંભાળજો, ધરી યત્ન મનને ખાળજો,
દુર્ગુણ મનનાં ટાળજો, જો ક્લેશમુક્ત થવું ગમે, જો મન૦
નરસિંહ પ્રભુપદ પામવા, ભવદુઃખ સર્વ વિરામવા,
સ્વરૂપે સદા જઈ જામવા, ચહો તો ન મન થાઓ તમે, જો મન૦

' મનવડે ઇન્દ્રિયગ્રામનો નિરોધ કરવો, " મનદ્વારા જ્ઞાનેન્દ્રિયરૂપ લગામને નિયમમાં રાખવી '-ઇત્યાદિ સ્મૃતિઓ પણ પ્રમાણ છે.

टीका—ઇન્દ્રિયોની વિષયપ્રવણતા સ્વભાવસિદ્ધ હોય એમ ભાસેછે, તેથી તેનો નિરોધકરી અંતઃકરણની પ્રત્યક્પ્રવણતા મહાવાક્યપ્રતિપાદિત ફલપ્રાપ્તિની આકાંક્ષાવાળાએ કરવી જોઇએ–એમ યુક્તિથી જે અર્થ સિદ્ધ થયો તેને સમર્થિત કરવા શ્રુતિસ્મૃતિનાં પ્રમાણ આપેછે.

પ્રસ્તુત શ્લોકમાં જે શ્રુતિવાક્યનું પ્રતીક આપવામાં આવ્યુંછે, તે આ પ્રમાણે છેઃ—

पराञ्चिखानिव्यतृणत्स्वयंभूस्तस्मात्पराङ्पश्यतिनान्तरात्मन् ।
कश्चिद्धीरःमत्यगात्मानमैक्षदावृत्तचक्षुरमृतत्वमिच्छन् ॥ (काठक).

ભાવાર્થ—સ્વયંભૂ પરમાત્માએ ઇન્દ્રિયોને તત્તદર્થાભિમુખ કરીછે, તેથી તે પ્રત્યગાત્મા-પ્રતિ ન વર્તતાં બહિર્મુખ વિચરેછે; કોઇ વિવેકી મોક્ષની ઇચ્છા રાખી ચક્ષુરાદિ ઇન્દ્રિયોને અંતર્મુખ કરી અન્તરાત્માનો સાક્ષાત્કાર કરેછે.

पुरःसरकं શબ્દથી આ પ્રકારની શ્રુતિયોનું ગ્રહણ કર્વુંઃ—

यस्त्वविज्ञानवान् भवत्यमनस्कःसदाऽशुचिः ।
नसतत्पदमाप्नोतिसंसारं चाधिगच्छति ॥
यस्तुविज्ञानवान् भवतिसमनस्कःसदाशुचिः ।
सतुतत्पदमाप्नोति यस्माद्भूयोनजायते ॥
विज्ञानसारथिर्यस्तु मनःप्रग्रहवान्नरः ।
सोऽध्वनःपारमाप्नोति तद्विष्णोःपरमंपदम् ॥
यदापञ्चावतिष्ठन्ते ज्ञानानिमनसासह ।
बुद्धिश्चनविचेष्टते तामाहुःपरमांगतिम् ॥
नाविरतोदुश्चरितान्ना शान्तोनासमाहितः ।
नाशान्तमनसोवापि प्रज्ञानेनैनमाप्नुयात् ॥ (काठक).

तस्माच्छान्तोदान्त उपरतस्तितिक्षुःसमाहितो भूत्वाऽऽत्मन्ये वात्मानं पश्यति नैनं पाप्मा तरति सर्वं पाप्मानं तरति नैनं पाप्मा तपति सर्वं पाप्मानं तपति विपापो विरजोऽविचिकित्सो ब्राह्मणो भवति ॥ (बृ.आ).

त्रिरुन्नतं स्थाप्य समं शरीरं हृदीन्द्रियाणिमनसासंनिवेश्य ।
ब्रह्मोडुपेन मतरेत विद्वान् स्रोतांसि सर्वाणि भयावहानि ॥
प्राणान्मपीड्येह सुयुक्तचेष्टः क्षीणे माणे नासिकयोच्छ्वसीत ।
दुष्टाश्वयुक्तमिव वाहमेनं विद्वान धारयेताप्रमत्तः ॥ (श्वेताश्वतर)

**ભાવાર્થ**—જે વિજ્ઞાનવાન્ હોતો નથી, જેનું મન નિયમમાં પ્રવર્તતું નથી, જે સદા અપવિત્ર રહેછે, તે મોક્ષરૂપ પ્રસિદ્ધ પદને પ્રાપ્ત કરી શકતો નથી, પરંતુ સંસારમાં ભ્રમણ કર્યાં કરેછે.

પણ જે સદ્બુદ્ધિજ્ઞાન્ હોયછે, જે મનને વશ વર્તાવેછે, જે સર્વદા પવિત્ર રહેછે, તે પરમપદને પામેછે, જ્યાંથી પુનરાવર્તન થતું નથી.

જે પુરુષ શાસ્ત્રાર્થથી સંસ્કારને પામેલી બુદ્ધિને સારથિ કરેછે, અને મનને લગામ કરેછે, તે મોક્ષમાર્ગને પાર પહોચેછે, જ્યાં વ્યાપનશીલ પરમાત્માનું પ્રસિદ્ધ અનુત્તમ પદ છે.

જ્યારે મનસહિત પાંચ જ્ઞાનેન્દ્રિયો નિરુદ્ધ થાયછે, તથા બુદ્ધિ ચેષ્ટા કરતી અટકેછે, તે સમયની સ્થિતિને તત્ત્વવિત્ પુરુષો પરમગતિ કહેછે.

દુષ્કર્મ કરવામાંથી નહિ અટકેલો, નિવૃત્તિને નહિ સેવનાર, સમાહિતઅંતઃકરણ વિનાનો, તથા પ્રસન્ન ચિત્તરહિત પુરુષ એ આત્માને શાસ્ત્રાર્થનો વિચાર કરતી બુદ્ધિદ્વારા પણ પ્રાપ્ત કરી શકતો નથી.

તેથી શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, સમાધાન, (તથા શ્રદ્ધા)યુક્ત થઈ સ્વરૂપવિષે આત્માને તે જુએછે; તેને પાપ બાધ કરી શકતું નથી, પણ સર્વ પાપને તે તરેછે; તેને પાપ સંસ્કારો તપ્ત કરતા નથી, પણ સર્વ પાપને તે દગ્ધ કરેછે; આ પ્રમાણે પાપરહિત થઇ, રજોગુણથી મુક્ત થઇ, તથા સંશયનો ભંગ કરી તે યથાર્થ બ્રાહ્મણ થાયછે

શરીર મસ્તક તથા કંઠને સમ તથા ઉન્નત સ્થાપી, મનસહિત ઇન્દ્રિયોને હૃદયદેશમાં ધારણ કરી, બ્રહ્મરૂપ નૌકાવડે વિદ્વાને સકલ ભયોત્પાદક પ્રવાહોને તરવા જોઇએ.

આ સંસારમાં વિદ્વાને વિહિતચેષ્ટાઓનું સેવન કરી, પ્રાણને કુંભકદશામાં આણી અવશિષ્ટ પ્રાણને નાસિકાદ્વારા રેચક કરવો; તેણે પ્રમાદરહિત થઈ દુષ્ટ અશ્વથી જોડાયેલા રથસદશ આ ઇન્દ્રિયાશ્વયુકત શરીરને નિયમમાં પ્રવર્તાવવું.

સ્મૃતિવાક્યોના અર્થ શ્લોકના અન્વયમાં આપ્યા છે, તેથી અત્ર પુનઃઆપવા યોગ્ય ધાર્યાં નથી. સર્વ ઇન્દ્રિયોનો ઉપરામ કરવાની આવશ્યકતા સૂચવતાં સ્મૃતિવચનો શ્રીભગવદ્ગીતા મનુસ્મૃતિ યાજ્ઞવલ્ક્યસ્મૃતિ વિગેરે ગ્રંથોમાં સ્થલે સ્થલે પ્રતીત થાયછે, તેથી તેનો અત્ર સંગ્રહ કરવો અનુપયોગી છે.

इयताहिनदेहभृतोऽस्तिभिदापरमात्मदृशेरितिवाच्यमिदम् ।
स्थितिकालइहापिचसृष्टिमुखेसंदनन्यतयाश्रुतएवयतः ॥८४॥

**શબ્દાર્થ**—એટલાથી જ સર્વસાક્ષી પરમાત્માથી શારીરાત્મા ભિન્ન છે એમ કહેવું તે અયોગ્ય છે, કેમકે સૃષ્ટિના પ્રાદુર્ભાવસમયે, તથા સ્થિતિસમયે, તથા (સંહારકાલે) પણ તે બ્રહ્મથી અનન્ય છે એમ શ્રુતિ બોધ કરેછે.

**ટીકા**—શારીરાત્મા ત્રિકાલ બ્રહ્મસ્વરૂપ હોય તો કદાપિ અજ્ઞાનાવરણથી તેની અપ્રતીતિ તથા મહાવાક્યજન્ય સ્વરૂપગોચર બુદ્ધિવૃત્તિથી તેની પ્રતીતિ સંભવે પદર્થ માત્રની પ્રાપ્તિ વા અપ્રાપ્તિના સંબંધનો વિચાર કરીએ તો પદાર્થોના ચતુર્વિધ વિભાગ પડે. ૧ વસ્તુતઃ ઉપાદેય, ૨

ટીકા—વાક્યનું ઉપાસનાપરત્વ માનનાર પૂર્વ વાદીને ઉત્તર આપ્યું કે વિધિવાચક પદનો મહાવાક્યમાં અભાવ છે, તેથી ઉપાસનાબોધક મહાવાક્ય નથી. તોપણ પૂર્વપક્ષી એમ કહે કે વાક્યમાં વિધિ નથી, તથાપિ વિધિવાચક પદનો અત્ર અધ્યાહાર છે, તેથી તે પદને વાક્યમાં યોજી વાક્યનો અર્થ કરવો જોઈએ. સિદ્ધાન્તી સમાધાન આપેછે કે એમ કરવામાં આ પ્રમાણે દોષપરંપરાને અવકાશ મળેછે. પ્રથમ તો મહાવાક્ય તમારા મતપ્રમાણે સ્વાર્થ બોધનમાં અશક્ત છે, કેમકે અધ્યાહૃત વિધિવાચક પદવિના તેનો યોગ્ય અર્થ નિકળી આવતો નથી; ત્રિકાલસિદ્ધ વસ્તુતત્વપર મહાવાક્યનો શ્રુતાર્થ છે, તેનો પરિત્યાગ થાયછે; અને અશ્રુત વિધિવાચક પદના અર્થની કલ્પના થાયછે; શ્રુતિમાં પુરુષબુદ્ધિથી ઉત્પ્રેક્ષિત પદોને અવકાશ મળતો હોય તો વેદ અપૌરુષેય છે અને તેથી તે સર્વપ્રમાણશિરોમણિ છે એ પ્રકારનો વેદવેત્તાઓનો સિદ્ધાન્ત ઉપહાસાસ્પદ થશે માટે શ્રુતિમાં શુદ્ધભક્તિવાળા પુરુષોએ પૂર્વાપર વિરોધનું આગમાનુકૂલ તર્કવડે શમન કરી યથાશ્રુતાર્થને જ અંગીકાર કરવો જોઇએ.

(અપૂર્ણ)

---

## ॥ ॐ श्रीं ॥

## ॥ षड्रिपु ॥

### ॥ मङ्गलम् ॥

मोहप्राबल्यहन्तारं मनोधर्मविनाशकम् ।
परमात्मनृसिंहांघ्रि वंदे कैवल्यकाम्यया ॥

(મોહના પ્રાબલ્યને હણનાર, તથા મનોધર્મને વિનાશ કરનાર સદ્ગુરુપરમાત્મા શ્રીમન્નૃસિંહભગવાનનાં પદપદ્મને કૈવલ્યની કામનાવડે વંદું છું.)

અંતઃસ્વૈર્યબલનો ધ્વંસ કરી અનર્થ કરનાર વૃત્તિઓનું મહાત્મા પુરુષોએ વર્ગીકરણ કરી ષટ્ પ્રકાર પાડ્યા છે તે આ પ્રમાણેઃ—અમુક સ્ત્રી–પુત્ર–ગૃહ વિગેરે કેવાં સુંદર છે! અહો આટલું બધું ધન! એ આદિ વિષયોમાં પ્રીતિપાશ રાખી યથાર્થ માર્ગે વૃત્તિઓને વહેવા દેવામાં પ્રતિબંધ કરનાર સ્ફુરણો તે મોહ, વિવિધ પદાર્થોને પ્રાપ્ત કરી ઉપભોગ કરવાની ઉત્કટ ઇચ્છા તે કામ, પ્રાપ્ત પદાર્થથી અસંતુષ્ટ રાખી અપ્રાપ્તની તૃષ્ણાથી તાવનાર વૃત્તિઓ તે લોભ, અંતઃકરણની જ્વલનરૂપ વૃત્તિઓ તે ક્રોધ, ત્રાસ પમાડનાર કારણવશ વર્તતી અને તેથી જ પરતંત્ર અને સંકુચિત રહેતી વૃત્તિઓ તે મદ, અને ખિન્ન–દુઃખી–ઉદ્વેગમાં રાખનાર વૃત્તિઓ તે શોક.

खरा शत्रु छ जीवना रे, शोक काम ने क्रोध,
मोह लोभ मद पांडवा, तेनो सत्वर करवा रोध, प्रणमुं वळी रे वळी

(श्री वाणीविलास द्वितीय पुस्तक पृष्ठ ९४).

(આમાંના શોક અને મયને સ્થાને કેટલાક પુરુષો આ મારું ઘર–આ મેં કર્યું–મારા જેવો સુખ કોઈ નથી વિગેરે અહં વૃત્તિના પોષક સ્ફુરણરૂપ મદ અને સ્વપ્રીતિના વિષય નહિ એવા પુરુષને પ્રાપ્ત થયેલું શુભ ન સહન કરાવનાર સ્ફુરણરૂપ મત્સરને પણ ગણેછે. પ્રકૃત વિષયમાં શોક અને ભયરૂપ દ્વંદ્વને પ્રાધાન્ય આપવામાં આવ્યું છે.)

ઘણુંખરું પ્રત્યેક પ્રાણી જો યોગ્ય લક્ષ આપે તો તેને સમજાશે કે કોઈ કાળે તેના અંતઃકરણને કામ રિપુએ ગ્રહ્યું હોયછે તો કોઈ કાળે ક્રોધે સપડાવ્યું હોયછે, કોઈ ક્ષણે લોભે પોતાના પાશમાં બાંધ્યું હોયછે, તો કોઈ વખતે મોહે સ્વવશ કીધું હોયછે, કોઈ વખતે શોકે પોતાના સ્વરૂપાકાર પમાડયું હોયછે તો કોઈ કાળે મ્લાન–ચીમળાઈ ગયેલા કમલવત્ ભયે સંકોચને પમાડયું હોયછે. એ રીતે આ ષડ્રિપુઓ ગાઢમૈત્ર્ય કરી જીવોનાં અંતઃકરણને તત્ત્વાકાર–ધ્યેયાકાર ન થવા દેવાને અને જગતમાં વિવિધવૈષમ્ય જ રક્ષવાને જાણે અવતર્યાં હોય એમ ભાસેછે. એ રિપુમણ્ડલ કોટયવધિ જીવોપર સત્તાપ્રયોગ કરતું વિજયી વર્તેછે—એ દુર્જયજેવા પ્રતીત થતા ષડ્રિપુના સત્તાપાશમાં અલ્પ વા અધિક અંશે બદ્ધ પ્રજા સર્વવ્યાપક હોય તેમ જ્યાં ત્યાં દૃષ્ટિગોચર થાય છે.

પરંતુ વિશ્વમાં ઉજ્જવલસંસ્કારવાન્ વિરલ પુરુષાર્થી પુરુષો એ રિપુમણ્ડલનો જય સાધવા તત્પર હોયછે, પ્રયત્ન આદરેછે, શુભ સંસ્કારના પ્રાદુર્ભાવસમયે એ ષડ્રિપુરૂપસિંહકુલ જેમના પુણ્યપ્રદ આશ્રમમાં અજાભાવને પ્રાપ્ત થયું હોયછે એવા સમર્થ ઋષિ–મહાત્મા–આચાર્યશ્રીનો આશ્રય પામેછે, એ શત્રુઓપર પ્રયોજવા શસ્ત્રાસ્ત્રરૂપ યુક્તિયો તથા મન્ત્રોને પ્રાપ્ત કરેછે, અને પરિણામે એ રિપુઓપર યશ મેળવી સ્થિતપ્રજ્ઞ, સમાધિસ્થ આદિ સંજ્ઞા પામી શ્રીપરમેશથી અભિન્ન થઈ રહેછે.

સર્વનાં અંતઃકરણ અંતરાયમાં–ભીતર છે ને તેથી જ ચર્મચક્ષુસુધી એમનું યથાર્થ સ્વરૂપ, એમના પર કયા રિપુનું કેટલું બલ છે, એમનામાં કયા શત્રુના કેવા સંસ્કાર પડ્યા છે વિગેરે જાણવું અશક્ય છે; માટે જે પુરુષોને યોગદૃષ્ટિ પ્રાપ્ત હોય, જેઓ એ અંતઃકરણોનું સ્વરૂપ સમીપસ્થ ચિત્રતુલ્ય યથાવત્ જાણવા સમર્થ હોય તેવા સર્વજ્ઞ પુરુષોનો આશ્રય જ એ રિપુમણ્ડલનો જય કરવામાટે અનુત્તમ સાધન છે–પછી તે અંશી પુરુષ હોય, સાક્ષાત્ લીલાવિગ્રહ હોય કે સામાન્ય અલ્પજ્ઞકોટિમાંથી યથાવિધિ પુરુષાર્થ કરી શ્રીઈશકોટિથી અભિન્નવત્ થયા હોય.

આ મહાત્મા પુરુષો શરણાગત જીવોને દૃઢ દેહાધ્યાસ ત્રોડી સર્વં ખલ્વિદં બ્રહ્મ એ પ્રકારનો નિશ્ચય દૃઢતમ કરનાર અને અન્તે સદાશિવસ્વરૂપે સ્થિત કરનાર આત્મજ્ઞાન આપેછે. તરતિ શોકમાત્મવિત્ એ વચનપ્રમાણે એવા આત્મવિત્ પુરુષો શોક અને તદુપલક્ષિત કામાદિ અન્ય સર્વ સ્થૈર્યભંજક રિપુઓથી અલિપ્ત થઈ સ્વરૂપાનંદને પ્રાપ્ત કરેછે. આ સ્વરૂપસ્થિત પુરુષો મંત્રો ધારણા ધ્યાન આદિના ક્રમ તથા યથાવસર હૃદયભેદક મર્મવચનો બોધેછે જેમના યથાર્થ સેવનપાલનથી એ ષડ્રિપુ વિનાશ પામેછે.

સામાન્ય પ્રાકૃત જીવોને ષડ્રિપુવશ વર્તાવનાર પ્રસંગોમાં એવા મહાત્માઓ કેવા પ્રકારની પ્રવૃત્તિ કરેછે–કેવા પ્રકારની અંતઃસ્થૈર્યરક્ષક વિચારપરંપરા પ્રયોજેછે એ આદિ સર્વ દૃષ્ટાન્ત-

संगं न कुर्यात्प्रमदासु जातु योगस्य पारं परमारुरुक्षुः
मत्सेवया प्रतिलब्धात्मलाभो वदंति या निरयद्वारमस्य ॥

યોગના પરમપારને પહોંચવાને ઇચ્છતા અને મારી સેવાથી જેને આત્મજ્ઞાન મળ્યું હોય એવા પુરુષે કદી પણ સ્ત્રિયોનો સંગ ન કરવો. કેમકે સ્ત્રિયો એ યોગીને નરકનું દ્વાર કહેવાય છે. આ શ્રી કપિલભગવાન્‌નાં વચનો સુસ્પષ્ટ કહે છે કે અલ્પકાલમાં અંતઃકરણને દૃઢ પ્રીતિપાશવડે બાંધી લેનાર સ્ત્રી એ અતિપ્રબલ મોહક વિષય છે. માટે 'પુરુષ માત્રે સ્ત્રીથી અને સ્ત્રી માત્રે પુરુષથી નિઃસંગ રહેવા પ્રયત્ન આદરવો. ત્યાં વિવાહવિધિથી સંયુક્ત સ્ત્રીપુરુષોએ પરસ્પરથી નિઃસંગ રહેવું એટલે પરસ્પરનો ત્યાગ કરવો' એમ કંઇ છે જ નહિ. રામકૃષ્ણાદિ અવતીર્ણ પુરુષોએ લોકસંગ્રહઅર્થે જે જે પ્રવૃત્તિ કરી છે તેથી સ્પષ્ટ થાય છે કે શાસ્ત્રકારો સ્ત્રીપ્રતિનો મોહ ત્યજવા તેમનો ત્યાગ કરવા કદી પ્રબોધતા નથી જ, પણ જે પ્રકારે ક્રમાનુસાર વધવાથી સ્ત્રિયોના અંતઃકરણ પુરુષોના સંગથી નિર્મોહ રહે— વિહ્વલ થાય નહિ—વજ્રવત્ દૃઢ થાય, અને પુરુષોનાં અંતઃકરણ સ્ત્રિયોના સંગથી નિર્મોહ થાય—વજ્રવત્ દૃઢ બને એ પ્રકારે સ્ત્રીપુરુષ ઉભયપ્રજાએ યત્ન આદરવાનો છે, એમ પ્રબોધેછે. આ ગૃહસ્થાશ્રમ શાસ્ત્રકારોના આશયાનુસાર મહાત્માઓના આશ્રયવડે નિભાવાય તો એ જ જીવોનો મોહ નિર્મૂલ કરી વૈરાગ્ય,—ષટ્સંપત્તિ આદિ સધાવી પરિણામે તત્ત્વાકાર થવાનું મહત્ સાધન છે. પુરુષને સ્ત્રીનો મોહ થવાનો સંભવ છે અને સ્ત્રીને પુરુષનો મોહ થવાનો સંભવ છે અને અંતઃકરણમાં એ મોહજનક સંસ્કારોનો ક્ષય તેમ જ દૃઢીભાવના એ ઉભય એ બેના સંયોગથી થવાં સંભવે છે. ત્યાં યોગ્ય પ્રકારે શાસ્ત્રવિહિત રીત્યા ગૃહસ્થાશ્રમમાં રહેલાં સ્ત્રીપુરુષો તો મોહજયરૂપ કાર્ય લક્ષમાં રાખી પ્રવૃત્તિ કરે છે, અને અન્ય સ્ત્રીપુરુષો તો મોહવશ રહી भोगे रोग भयं એ વચનપ્રમાણે શરીરને રોગાગાર તથા અંતઃકરણને વાનરવૃત્તિવત્ ચલિત—ચંચલ—ભ્રમિત સાધી અધમગતિને પામે છે. અન્ય સર્વ પદાર્થોમાં થતો મોહ દોષદર્શનાદિ વિચારોવડે ક્ષીણ થવો સંભવે છે તેટલી સરલતાથી સ્ત્રીને પુરુષોપ્રતિ થતો મોહ અને પુરુષોને સ્ત્રિયોપ્રતિ થતો મોહ નિર્મૂલ થતો નથી ઉત્તમ સંસ્કારી પુરુષ પોતાને પ્રાપ્ત થયેલ સ્ત્રી, એ તો સ્ત્રિયોપ્રતિનો અંતઃકરણનો મોહ તોડવાને પ્રાપ્ત થયેલ સાધન છે એમ સમજી તદનુકૂલ મોહ નાશ થાય તે પ્રકારે ગૃહસ્થાશ્રમ સેવે છે; વળી એવાં ઉત્તમ સ્ત્રીપુરુષો સમજે છે કે प्रजार्थं गृहमेधिनां એ વચનપ્રમાણે તેમનો ગૃહસ્થાશ્રમ કંઈ વિષયભોગમાં મોહ દૃઢાવવા માટે નથી પણ પ્રજાપ્રાપ્ત્યર્થ છે. તેઓ પરસ્પરથી અપેક્ષિત સુખભોગોને ભોગવે છે અને એ સુખોનો અનુભવ કરતાં એ વિષયોનું તુચ્છત્વ પોતાનાં હૃદયમાં દૃઢાવતાં જાય છે. પરસ્પરસંબંધરૂપ વિષયભોગ માટે અષ્ટમી, પૂર્ણિમા, અમાવાસ્યા, પ્રતિપદ્, ઈશ્વરાવતારના દિવસો વિગેરે વર્જ્ય દિવસો લક્ષમાં રાખી તે તે દિવસોપર સુખસ્વરૂપ કરનાર ઇષ્ટસ્મરણ, જપ, સ્તોત્રપઠન, ધારણા, ધ્યાન આદિને સેવે છે. તે ધીરવીર પુરુષ પોતાની સ્ત્રીના સુકંઠથી નિકલતા મધુર નાદમાં વા દૃઢપતિવ્રત પાલનાર કુલરત્નરૂપ સ્ત્રીના અત્યનુકૂલ વર્તન વિગેરેમાં મોહવશ થતાં સત્વર સાવધાન થાય છે અને પોતાની બુદ્ધિથી એવા

પોતાની બુદ્ધીથી એવા પ્રકારના મોહને પણ નિર્મૂલ કરવા નિયમો બાંધી વર્તે છે. सा नारी या प्रतिमाणा ते प्रमाणे પતિ એ જ મારા પ્રાણ છે એવા ઉત્તમ નિશ્ચયવાળી કુલીન કાન્તા પણ સ્વપતિતરફથી જે નાનાપ્રકારના વિષયોમાં તેનું મન મોહે બંધાતું હોય તેની પ્રાપ્તિમાટે वा तद्दं तद् અહંર્યંગત મોહને નિર્મૂલ કરવા સુયુક્તિ–સુવિચારમાટે તેનાં આગળ પોતાના અંતઃકરણનું સ્વરૂપ પ્રતિક્ષણ પ્રકટ કરે છે. પ્રજાપ્રાપ્તિપૂર્વે અને પછી યોગ્ય નિશ્ચયો કરી તે યોગ્ય સ્ત્રીપુરુષો તદનુસાર વર્તે છે અમુક વિષયભોગ એક દિવસને અંતરે ભોગવવો, પછી બે દિવસને અંતરે, પછી ચાર દિવસને અંતરે, પછી અમુક દિવસને અંતરે, વા ભોગવ્યા પછી અંતઃકરણ નિર્મોહ રહે ત્યાં સુધી ન સેવવો, મોહ થયે એ નિર્મૂલ થવા વેગ આપવો ઘટે તો તેમ કરવું વિગેરે વિવિધ પ્રસંગોમાં જેમ ઘટે તેમ અંતઃકરણમાં વૈરાગ્યજનક તથા મોહઘાતક સંસ્કારો પાડતાં રહે છે. સ્વલ્પમાં શ્રીસુરેશચરિત્રમાં વર્ણવ્યાપ્રમાણે જે પ્રકારે શ્રીસુરેશ તથા તેની રાણીઓએ ગૃહસ્થાશ્રમ સેવ્યો હતો અને પરિણામે સુખસ્વરૂપ થયાં હતાં તેમ અથવા શ્રીસિદ્ધાંતસિંધુનાં શકલ-સંતીવત્ અથવા જેમ પૃથુરાજા અને અર્ચિરાણીએ ગૃહસ્થાશ્રમપાલન કર્યું હતું અને અંતે વિષ્ણુપદને પામ્યાં હતાં તદ્વત્ તે ઉગ્ર પુરુષાર્થી સ્ત્રીપુરુષો ગૃહસ્થાશ્રમ પાળે છે.

જો સ્ત્રી એટલી બધી અનુકૂલ ન હોય તો પુરુષ પોતે, પ્રાપ્ત થયેલ સ્ત્રી, એ સ્ત્રી-પ્રતિનો મોહ ત્રાડવાને તેને ઇષ્ટે મેળવેલું સાધન છે એમ સમજી વિહિત માર્ગે અવિકલ-પણે ગૃહસ્થાશ્રમને સેવતાં શ્રી ઇષ્ટસ્મરણચિંતનઆદિ મોક્ષની પરમસુખપ્રાપક પ્રવૃત્તિ સેવીને ઉત્તરોત્તર એ મોક્ષમાર્ગમાં વધ્યો જાય છે, પણ આ સ્ત્રી નેષ્ટ છે, એ જડબુદ્ધિની પ્રતિમા મારી સાથે રહી ઇષ્ટસ્તવન કરતી નથી, ધર્મવિષયપર એ દુર્ભગાને પ્રેમ જ નથી વિગેરે વિચારોને વશ રહી અમુક પ્રકારની સ્થિતિ તેજ શ્રેષ્ઠ છે એવા મોહના સંસ્કારોને દૃઢ કરી ઉત્તરોત્તર ભ્રષ્ટ થતો નથી.

વળી ત્યાગીઓને માટે સ્ત્રિયો નરકનું દ્વાર છે એ તો સર્વત્ર સુપ્રસિદ્ધ છે, તેથી તે-મણે તો એમના શબ્દ સરખાનું પણ શ્રવણ, મનન, આદિ કોઇ પણ ક્રિયામાં પ્રવૃત્તિ કરવી એ અત્યન્ત અનર્થનું બીજ થઇ પડે છે. તેમણે તો સ્ત્રિયોની પ્રતિમાસરખી પણ પ્રીતિથી નિહાળવી એ નિષિદ્ધ છે. કારણ કદાચિત્ તેમનાં અંતઃકરણ સબલ પુરુષાર્થ કરી, વજ્રવત્ દૃઢત્વને ન પામ્યાં હોય, તો કદાચ તેમનાં અંતઃકરણમાંથી મોહ ઉછાળો મારી ફુંફાડા મારતો વેગબંધ ધસી આવે અને અંતે संगात् संजायते कामः એ નિયમાનુસાર ઉચ્ચ સ્થિતિમાંથી અધોગતિમાં ગબડાવી મુકે.

હવે અન્ય મોહક વિષય ધનછે તે વિષે થોડાક વિચાર કરીએ.

ધન પ્રાપ્ત કરવું એ પણ ગૃહસ્થાશ્રમીઓમાટે પુરુષાર્થચતુષ્ટયમાંનો એક પુરુ-ષાર્થ છે. ગૃહસ્થાશ્રમનાં સ્ત્રી, પુત્ર માતા, પિતા આદિ સ્વજનોપ્રતિ પોતાના વિવિધ ધર્મોનું પાલન કરવા માટે એ ધનપ્રાપ્તિ આવશ્યક છે, અને તે સાથે એ ધનપ્રતિ થતો મોહ નિર્મૂલ કરવામાટે પણ એ ધનપ્રાપ્તિ જરૂરની છે. એમ છતાં શરીર તથા અંતઃ-કરણ એ ઉભયને નિઃસત્વ કરી મોક્ષપ્રાપ્ત્યર્થ પ્રાપ્ત થયેલ દેહનો ધન મેળવવારૂપ નિઃસાર

કાર્યમાં જ ઉપયોગ કરી નાખવો એ ઘટિત નથી. ધન પ્રાપ્ત થાય ત્યારે વા દૃષ્ટિગોચર થાય ત્યારે અહો આ કેટલું બધું ધન છે! આ આજે હાથમાં પૈસા આવ્યા, ઠીક થયું, હાં હવે યથેષ્ટ વ્યવસ્થા કરીશું, અમુક પદાર્થોની પ્રાપ્તિ થશે વિગેરે વિચારો વેષ ભજવતા હોઇએ અને બોલીએ તેમ બોલવા, પણ અંતઃકરણને તો **યથાશક્તિ** એમ તાત્રય રાખવા જ યત્ન સેવવો. એ વિચારમય અંતઃકરણ થતું અનુભવાય કે તરત તેના દ્રષ્ટા વા સાક્ષિવત્ રહેવા પ્રયત્ન આદરવો. એ ધનની પ્રાપ્તિ તથા વિયોગકાલે તદાકાર પરિણામને ન પામતાં એ ધનનો મોહ છૂટે તેવા વિચાર–ઉપાયાદિ સેવ્ય છે.

વાસ્તવે જોઇએ તો ધનથી જે સુખાવિર્ભાવ થાયછે તે એનાથી પડતાં કષ્ટોના પ્રમાણમાં અતીવ ન્યૂન હોય છે.

ધન મેળવતાં કેટલાં બધાં કષ્ટો પડે છે! શરીર તથા અંતઃકરણ કેવાં પીલાઇ જાય છે! કરેલા શ્રમના પ્રમાણમાં કેટલો બધો ન્યૂન સુખાવિર્ભાવ થાય છે! એનો વ્યય અમુક રીત્યા કરવા પૂર્વે ધાર્યો હોય તે પ્રમાણે કરી ધાર્યું સુખ પ્રાપ્ત કરવા કેટલા બધા પ્રતિબંધ આવી પડે છે! કદાચ ધાર્યા પ્રમાણે વ્યય કરાય તો પણ તેમાં કેટલાં બધાં અસંતોષનાં કારણો રહેછે! આ ઉપરથી જ કોઇ વિદ્વાને કહ્યુંછે કે आये दुःखं व्यये दुःखं धिगर्थान् क्लेशकारिणः આ દ્રવ્ય પ્રાપ્ત કરવામાં તેમ જ ખર્ચ કરવામાં દુઃખ દુઃખ જ વ્યાપી રહ્યાં છે માટે ધિક્કાર છે એ કષ્ટસ્થાન ધનને.

( અંપૂર્ણ )

## ॥ ॐ श्रीं ॥

## ॥ वाणीविचार ॥

( અનુસંધાન વર્તમાન રૂપના પૃષ્ઠ ૫૪ થી )

(૩) હવે ક્રમાનુસાર તૃતીય "વ્યવહારક્ષતિ" નામક શંકાનું સમાધાન પ્રાપ્ત થાયછે. આ જગતમાં ત્રણ* જાતિના જીવો દૃષ્ટિગોચર થાય છે.

(૧) ઉત્તમ જીવો, જેઓ પોતાના દોષોને પૃથક્ પાડી તેને ત્યજવા સમર્થ હોય છે.

(૨) મંદ જીવો, જેઓ પોતાના અંતઃકરણમાં રહેલા ગુણોથી દોષોનું પૃથક્કરણ કરવા અને તેને ત્યજવા સમર્થ નથી.

(૩) મધ્યમ જીવો, જેઓ પોતાના ગુણોથી પોતાના દોષોનું વિવેચન કરવા

* ઉપરોક્ત ત્રણ જાતિઉપરાંત એક ચતુર્થ જાતિ પણ છે, જેમાં એવા જીવોનો સમાવેશ થાય છે કે જેઓ તમસના આવરણથી પોતાના દોષોને જાણી શકતા નથી, તથાપિ કોઈ પુરુષદ્વારા જાણવામાં આવે તો તેને સત્ત્વબળથી ત્યજવાની યોગ્યતાવાળા છે. એ જાતિ અત્યંત વિરલ હોવાથી તેની પૃથક્ ગણના ન કરતાં તેમને વિષે આટલું પારાવલમ લખવું યોગ્ય ધાર્યું છે.

સમર્થ હોય છે તથાપિ કોઇ પ્રબલ પ્રતિકૂલ સંસ્કારને અધીન થયેલા હોવાથી પોતાના દોષોને ત્યજવા શક્તિમાન્ થતા નથી.

એ ત્રણે જાતિને ઉદ્દેશી વિચાર કરતાં સ્પષ્ટ જણાશે કે સામાન્ય રીતે પ્રત્યેક જાતિમાં પરદોષકથનથી લાભરૂપ પર્યવસાન ન આવતાં ઉલટી હાનિની પ્રસૂતિ થાય છે.

(૧) ત્યાં ઉત્તમ જીવો તો પોતાના દોષને ત્યજવા યોગ્ય હૃદયસામર્થ્યસંપન્ન હોવાથી તેમની બાહ્ય ક્રિયામાં દોષનું પ્રતિબિંબ હોવું એ અસંગત છે. તેઓના અંતઃકરણમાં તો સૂક્ષ્મ વાસનારૂપ દોષ વિદ્યમાન જ હોય છે પણ તે વાસનાસમૂહમાં સ્થૂલ રૂપ ગ્રહણ કરી બાહ્ય દ્રષ્ટાઓને દોષરૂપે પ્રતીત થવાનું સામર્થ્ય હોતું નથી. તેથી એવા ઉત્તમ સાધકોના બાહ્ય વર્તનમાં જે જે દોષો કલ્પાય તે તે દોષો કેવલ અસૂયાદ્વેષાદિ દુર્ગુણોથી ઉપલક્ષિત દુર્જનતાની સંતતિરૂપ હોવાના અને રજ્જુસર્પન્યાયે પ્રાતિભાસિક હોવાના. આવા ઉત્તમ અધિકારિપાછળ દુર્જનરૂપ પિપીલિકાસૈન્ય લાગેલું હોય છે, જે તેમના અંતઃકરણરૂપ પવિત્ર મંદિરમાં દોષરૂપ છિદ્ર કહાડે છે. ઉદાહરણરૂપે શરમાળને દુર્જનો જડ કહેછે, વ્રતોનું પાલન કરવામાં આગ્રહવાળા પુરુષને દાંભિક ગણે છે, શુદ્ધ માણસ કપટી કહેવાય છે, શૂરવીર માણસ નિર્દય ગણાય છે, બ્રહ્મવિદ્યાને સાધનાર પુરુષ ચસકેલી પાંસળીનો કહેવાય છે, પ્રિયવક્તા પુરુષ દીન (ખુશામતીઓ) ગણાય છે, તેજસ્વી પુરુષ ગર્વિષ્ઠ ગણાય છે, વક્તૃત્વશક્તિવાળો માણસ બડબડીઓ કહેવાય છે અને સ્થિર પુરુષ અશક્ત ગણાય છે. ×

આથી અર્થાત્ ઉત્તમ જીવોની નિર્મલ બાહ્ય ચેષ્ટામાં દોષનો અવકાશ ન હોવાથી, તેમાં દોષ જોવાને પ્રયત્ન કરવા એ દુર્જનત્વના પરિણામરૂપ હોવાથી એ દૂષત પ્રવૃત્તિ સાધકને હેય છે.

(૨) હવે મન્દ જીવોની દ્વિતીય જાતિને ઉદ્દેશી વિચાર કરીશું તો જણાશે કે એ જાતિમાં સામાન્ય જીવોનો અંતર્ભાવ થતો હોવાથી એ જાતિ ઇતર ઉભય જાતિનું સંખ્યાપક્ષે અતિક્રમણ કરે છે.

સામાન્ય જીવ અવિદ્યાગ્રથિત હોવાથી તેનામાં અહંમમ આદિથી લક્ષિત અભિમાનનું સામ્રાજ્ય હોવું ઘટે છે. "આપણે જે પ્રકારે આચરીએ છીએ તેમાં કોઈ જાતનો દોષ નથી; આપણે કરીએ છીએ તે સર્વથા સત્ય-પ્રમાણરૂપ છે," એવા અવિદ્યારૂપ ઉદધિની ઊર્મિરૂપ પ્રાતિભાસિક વિચારો અલ્પજ્ઞ તથા અલ્પસામર્થ્ય જીવના અંતઃકરણમાં નિરંતર ઊછળ્યાં કરે છે. એવા જ પુરુષને ઉદ્દેશી કહેવાયું છે કે બ્રહ્મા પણ તેમનું સાં-

×जाड्यं ह्रीमति गण्यते व्रतरुचौ दंभः शुचौ कैतवं
शूरे निर्घृणता मुनौ विमतिता दैन्यं प्रियालापिनि ।
तेजस्विन्यवलिप्तता मुखरता वक्तर्यशक्तिः स्थिरे
तत्कोनाम भवेद्गुणः सुगुणिनां यो दुर्जनैर्नाकितः ॥

એ ભર્તૃહરિના વચનઉપરથી.

ન્વન' કરવા સમર્થ નથી. એવા દુર્જનને સજ્જન કરવાના [1]પ્રતીકારના અભાવે શાસ્ત્રકારો વિરમે છે. મગરની તીક્ષ્ણ દાઢમાંથી મણિને કાઢવાયોગ્ય સામર્થ્યવાળો પુરુષ હોઇ શકે, તરંગોની પંક્તિથી આકુલ થયલા સમુદ્રને તરનાર પુરુષ વિરલ તો પણ વિદ્યમાન હોયછે, કોપેલા સર્પનું મસ્તકઉપર પુષ્પવત્ ધારણ કરનાર શૂર પુરુષનું અસ્તિત્વ સંભવિત છે. સિકતા (રેતી)ના સમૂહને પીલી તેમાંથી દૈવયોગે કોઈ મનુષ્ય તેલ કાઢી શકે, તૃષાર્ત માણસ કદાચિત્ મૃગતૃષ્ણિકામાંથી જલપાન કરી શકે, થાકેલો પુરુષ કદાપિ શશશૃંગ ઉપર બેશી પરિશ્રમની નિવૃત્તિ કરી શકે, પણ એવા દૂષિતોના શિરોમણિનું આરાધન કરવા કોઇ સમર્થ નથી. જલથી અગ્નિની શાંતિ થાય છે, છત્રથી સૂર્યનો તાપ, તીક્ષ્ણ અંકુશથી મદોન્મત્ત ગજેન્દ્ર, દંડથી ગો અને ગર્દભ, ઔષધસંગ્રહથી વ્યાધિ, અને અનેક જાતના મંત્રોચ્ચારથી વિષ—અધીન થાય છે, અર્થાત્ સર્વના પ્રતીકારનું શાસ્ત્ર વિધાન કરે છે, પણ દુર્જનત્વ તો ઉપાયાતીત છે. અમૃતને વર્ષાવનાર મધુર વચનથી પણ જે પુરુષ એ મન્દ જીવોને સજ્જન કરવા પ્રયત્ન કરે છે, તે પુરુષ ઘણું સાહસ કરે છે, કારણ હાથીને બાલ કમલના તંતુથી વશ કરવા જેવો, હીરાને સુકુમાર શિરીષપુષ્પની અણિથી છેદવા જેવો, અને મધના એક બિંદુથી ખારા સમુદ્રને મધુર કરવા જેવો, તેનો પ્રયત્ન કેવલ હાસ્યને ઉપજાવનાર છે[2].

પોતાને કૃતકૃત્ય, સર્વજ્ઞ, તથા આપ્તકામ માનવાનો એ મન્દ જીવોના અંધ નિશ્ચયનો વેગ તે જીવોનાં અંતઃકરણની દુર્બલતાના પ્રમાણમાં હોય છે, અને એ વેગ જીવોની સમગ્ર બાહ્ય ક્રિયામાં પ્રાયશઃ પ્રતિબિંબિત થાય છે. તેથી તેમની ક્રિયાને દૂષિત સિદ્ધ કરવા પ્ર-

1 ઉપાયના

2 अज्ञः सुखमाराध्यःसुखतरमाराध्यते विशेषज्ञः ।
ज्ञानलव दुर्विदग्धं ब्रह्मापि नरं न रंजयति ॥ १ ॥
प्रसह्य मणिमुद्धरेन्मकरवक्त्रदंष्ट्रांकुरात्
समुद्रमपि संतरेत्प्रचलदूर्मिमालाकुलम् ।
भुजंगमपि कोपितं शिरसि पुष्पवद्धारयेत्
न तु प्रतिनिविष्ट मूर्खजनचित्तमाराधयेत् ॥ २ ॥
लभेत सिकतासु तैलमपि यत्नतः पीडयन्
पिबेच्च मृगतृष्णिकासु सलिलं पिपासार्दितः ।
कदाचिदपि पर्यटञ्छशविषाणमासादयेत्
न तु प्रतिनिविष्टमूर्खजनचित्तमाराधयेत् ॥ ३ ॥
शक्यो वारयितुं जलेन हुतभुक् छत्रेण सूर्यातपो
नागेन्द्रो निशितांकुशेन समदो दंडेन गोगर्दभौ ।

યત્ન કરનાર પુરુષના વાક્યવેગનો અને દોષપાત્ર જીવના નિશ્ચયવેગનો પરસ્પર સંઘર્ષ[1] થવાથી કલેશાગ્નિની ઉત્પત્તિ અવશ્ય થાય છે. છંછેડેલા સર્પસમાન તે વિદ્ધમર્મ[2] જીવનું અને દોષવક્તાનું યુદ્ધ થાય છે. જિહ્વારૂપ કલહાસ્ત્ર[3] પોતાનું ઐશ્વર્ય ભજવેછે, અને ઉભયપક્ષવાળા કેવલ અવિવેકી હોય છે તો આવા ક્ષુદ્ર પ્રસંગથી ઘણા કાલથી સુદૃઢપણે બંધાયલી સ્નેહગ્રંથિ છુટવાનો પણ સંભવ આવે છે, અને દોષવક્તા સહજ વિવેકી હોય છે તો પરિણામે તેના હૃદયમાં ખેદ થાય છે. દોષપાત્ર પુરુષને જો પોતાના દોષના સ્પષ્ટીકરણપછી સ્વદોષ જ્ઞાત થયો હોય છે તો તે પુરુષ પ્રાયશઃ પોતાના દોષને પ્રચ્છન્ન જ રાખવાની અભિલાષાવાળો હોવાથી તેના હૃદયમાં ખેદ ઉત્પન્ન થવાનો સંભવ નથી. (પૂર્વોક્ત દોષવક્તાના હૃદયમાં ખેદનો આવિર્ભાવ અને દોષપાત્ર જનનું નિજમતિત્વ (હઠીલાપણું) એ બે અવસ્થાઓ શ્રીભામિનીભૂષણમાં શ્રીગ્રંથકારે ભૂભારકર અને કૌશિકીની આખ્યાયિકાદ્વારા ઉત્તમ પ્રકારે અને વિસ્તારપૂર્વક વર્ણી છે, તેનું મનન આ સ્થલે સાધકને અત્યંત ઉપયોગનું છે).

આ પ્રમાણે મંદ જીવોનાં અંતઃકરણનું સ્વરૂપ સ્પષ્ટીકૃત થવાથી ઉપાયાભાવને લીધે પરદોષકથન્ ન કરવારૂપ સામાન્ય નિયમને સ્થાપવાનો અવકાશ મળે છે*

(૩) તૃતીય પંક્તિના મધ્યમ જીવોસંબંધમાં વિચાર કરતાં સ્પષ્ટ થાયછે કે એ જાતિનાં માણસો પોતાનાં અંતઃકરણમા રહેલા દોષોના જ્ઞાતા હોવાથી અન્ય પુરુષદ્વારા તે દોષોના સ્પષ્ટીકરણની અપેક્ષા રાખતા નથી. પોતાના દોષોને શત્રુરૂપ જાણી તેઓ તેના વિનાશાર્થ અહર્નિશ પ્રયત્ન કરનાર હોય છે. પોતાના મંદ વેગવાળા પાપસંસ્કારનાં બીજને ભર્જિત કરી તેને વૃદ્ધિંગત થવા દેતા નથી, પોતાના મધ્યમ વેગવાળા પાપસંસ્કારસામે યુદ્ધ કરી

---

व्याधिर्भेषजसंग्रहैश्च विविधैर्मन्त्रप्रयोगैर्विषं
सर्वस्यौषधमस्तिशास्त्रविहितं मूर्खस्य नास्त्यौषधम् ॥ ४ ॥
व्यालंवालमृणालतंतुभिरसौ रोद्धुं समुज्जृंभते
छेत्तुंवज्रमणीञ्छिरीषकुसुमप्रान्तेन सन्निह्यते ।
माधुर्यं मधुबिन्दुना रचयितुं क्षारांबुधेरीहते
नेतुं वांछति यःखलान् पथि सतां सूक्तैः सुधास्यन्दिभिः ॥ ५ ॥

* એ ભર્તૃહરિનાં વચન ઉપરથી—

૧ ઘસારો. ૨ જેનાં મર્મ વિંધાયાં છે એવો. ૩ કલહને ઉપજાવનાર અસ્ત્ર.

૪ એ જાતિના માણસો " અમને અમારા દોષો જણાવશો તો અમને હાનિ નથી " ઇત્યાદિ વચનો વડી પ્રસગે પોતાના દોષને જાણવાની ઇચ્છાવાળા હોય એમ પ્રતીત થાય છે. પણ એ તેમનાં વચનો ઘણે અંશે અસત્ય હોય છે, કારણ કે દોષ દૂર કરવાની ઇચ્છાના ઉદય સમયે જ દોષોનું પલાયન થાય છે. પોતાના દોષ અન્ય મુખે જાણ્યા છતાં દ્વેષાદિથી અલિપ્ત રહેવા યોગ્ય અત્યંત અનભિમાનવાળા પુરુષ અતિવિરલ હોય છે. અને શ્રીત્રિભુવનવિજયીપત્રિકા ( ગત અંક પૃ. ૯૦ ) ના પ્રમાણે " સાવધાનતાવડે જોવાથી સર્વને પોતપોતાના દોષો સ્પષ્ટ થાય છે."

તેનો પ્રયત્નથી પરાભવ કરવા સમર્થ થાય છે, પણ પ્રચંડ વેગવાળા પાપસંસ્કારોસામે તેમની યુદ્ધકલા ચાલી શકતી નથી. તેમનાં પ્રહરણનો (અસ્ત્રશસ્ત્રનો) પરાજય થાય છે, અને અનિચ્છાએ તેઓ રિપુવશ થઈ જવાથી જે દોષોને ગુપ્ત રાખવા તેઓ પુરુષાર્થ કરતા હતા, તે જ દોષો સ્વગત પ્રબલ વેગથી બાહ્ય રૂપ ધારણ કરી અન્યને બુદ્ધિગોચર થાય છે.

આ પ્રમાણે સ્વદોષને જાણનાર તૃતીય જાતિના સાધકોને તેમના દોષ કહેવા એ જ્ઞાતજ્ઞાપન હોવાથી, દોષવક્તાની વાણીના વ્યાપાર સ્વચ્છન્દ અને નિરર્થક હોવાથી તજવા યોગ્ય છે.

પરદોષકથન ન કરવારૂપ સામાન્ય નિયમ ઉપર સ્થાપ્યો. પણ વ્યવહારમાં દૂષિત જનોના પ્રતિક્ષણ સમાગમથી એ નિયમનું અક્ષરશઃ અસ્ખલિત પાલન સંભવતું નથી એટલું જ નહિ પણ સાધકોએ તો પ્રત્યેક પ્રયત્ને–ગમે તે ઉપાયે પણ–દૂષિત જનોના સંસર્ગથી મુક્ત રહેવાનું છે આથી કેટલેક સ્થલે પરદોષકથન અવશ્ય અને લાભરૂપ થઇ પડે છે. પણ તેવા અનિવાર્ય પ્રસંગે પણ જિહ્વાને ઉચ્છૃંખલ થવા દેવાની નથી. દોષપાત્ર પુરુષ ઉપર દ્વેષ લાવવાનો નથી. દોષપાત્ર પુરુષ વિદ્યમાન ન રહે એવી નિર્દયતાની પરિસીમારૂપ અનિષ્ટ ઇચ્છાને અંતઃકરણમા પ્રવેશ આપવાનો નથી દૂષિત પુરુષનાં મર્મને ભેદવાના ઉદ્દેશે દોષ નિવેદન કરનારાં વચનો ઉચ્ચરવાના નથી દોષપાત્ર પુરુષના હૃદયને વિંધવા અર્થે ભ્રૂરૂપ ધનુષ્ સજ્જ કરવાનું નથી. આનન[1] ઉપર દાંભિક[2] શાંતિમાનાં[3] ચિહ્ન દર્શાવી અંતઃકરણની ઉગ્રતાસાધન વક્રોક્તિનું સેવન કરવાનું નથી વદનને વિકાસ પમાડવાનું પ્રયોજન નથી કે જેથી તેનો પુનઃ બંધ કરવો કઠિન પડે અને જોઇએ તે કરતાં વિશેષ વાક્યનું ઉચ્ચારણ થાય મુખને વિકરાલ કરવાનું કારણ નથી. નેત્રયુગલમાં ક્રોધાગ્નિ પ્રકટાવવાનો નથી, ગાને મોટા પ્રલાપો કરી કંઠનો પણ વ્યાયામ[4] કરવાનો નથી, તેમ જ કોપથી કાયાને પણ કંપાવવાની નથી પણ દોષજ્ઞાપક વચનો દયા, કરુણા, મૈત્રી, હિતચિંતન આદિ ધવલ ગુણોથી દ્રવીભૂત અતઃકરણથી પ્રેરિત છે એવી દોષપાત્ર પુરુષને પ્રતીતિ–શ્રદ્ધા થવા અર્થે દોષવક્તાએ બાગીરથ પ્રયત્ન કરવાનો છે નેત્ર, મુખ, કંઠઆદિ અંગોઉપર સંકોચનું પ્રતિબિંબ પડેલું દૂષિત પુરુષને લાગવું જોઇએ. નેત્ર અર્ધનિમીલિત હોવાં જોઇએ. શબ્દોચ્ચારણ થઇ શકે એટલો જ વિકાસ મુખને આપવો જોઇએ, તેમ જ કંઠને મૃદુ અને શ્રવણ થઇ શકે એટલા જ વેગવાળો સ્વર કાઢવા શ્રમ આપવાનો છે. જાણે દોષવક્તા પોતાના દોષને જ પ્રકટ કરતો હોય એવી રીતે મુખ ગ્લાનિયુક્ત હોવું જોઇએ, તથા દોષખ્યાપક વાક્યો દૂષિત પુરુષના હિતને ઉદ્દેશી બોલાય છે એ ભાવને પ્રકટ કરનાર મુખઉપર સ્મિત પણ હોવું જોઇએ અને પરદોષકથનરૂપ આવું આપાતતઃ પણ નિર્દય કાર્ય કરવા તેને અનિચ્છા છતાં અનિવાર્ય પ્રસંગ પ્રાપ્ત થયો છે એવી પોતાની જાતઉપર પણ વૃત્તિમાં સૂક્ષ્મ ધિક્કારનો ઉદય થવો જોઇએ.

માતૃતનયન્યાયે[5] વર્તવું જોઈએ. અર્થાત્ જેમ દુઃશાસ્ય[6] બાલકપ્રતિ માતા મુખથી

૧ મુખ. ૨ ઢોંગી. ૩ શાંતિમા=શાંતસ્વભાવ. ૪ કસોટી. ૫ માતા જેવીરીતે પુત્રપ્રતિ આચરે છે તેમ. ૬ ઉચ્છૃંખલ, મસ્તીખોર.

ક્રૂર વચન વદે છે, તથાપિ તેનું અંતઃકરણ મૃદુ પ્રિય વચનોથી પૂર્ણ હોય છે, બાલકને સ્વહસ્તથી તાડનાદિ શિક્ષા કરેછે પણ અંતરથી તો વિવિધ લાલનચેષ્ટાઓ કરે છે, બાલકને રુદન કરાવે છે અને અંતરમાં પોતે પણ રુદન કરે છે–તેવી માતાની પુત્રપ્રતિ વાત્સલ્યચેષ્ટાઓ દોષવક્તાએ દૂષિત પુરુષપ્રતિ કરવાની છે.

વિક્રમવિપન્નન્યાય[1]નું અનુસરણ કરવું જોઇએ. જેમ રથ્યામાં વિચરનાર નિષ્કિંચન અર્થી દૃષ્ટિએ પડતાં "અહહ! આ દરિદ્રીની કેવી દુઃખી દશા છે" એમ વદનાર સામાન્ય માણસકરતાં તે અર્થિને અન્નવસ્ત્રાદિથી સંતુષ્ટ કરી તેનું દારિદ્ર ટાળનાર પુરુષ શ્રેષ્ઠ છે, તેવી રીતે પરદોષના મિથ્યા દ્રષ્ટા થવારૂપ આનંદના ભાગી થવા કરતાં તે દોષોને પોતાના શુભ સંકલ્પના બલથી નિવારનાર પુરુષ શ્રેષ્ઠ છે આવા વિપત્તિમગ્ન પરપુરુષનાં દુઃખને દગ્ધ કરવાં એ જ જેનું લક્ષ્ય હતું, તે "પરદુઃખભંજક" વસુધાપતિ મૌલિમણિ[2] શ્રીવિક્રમનું અનુસરણ કરવું જોઇએ.

[3]રોગઘ્નરુગ્ણન્યાયે ચાલવું જોઇએ. જેમ રોગિને તેના રોગનું નિવેદન ન કરનાર, તથા તેને સ્વાદુ ઔષધથી દૂર કરનાર વૈદ્ય ઉત્તમ પંક્તિનો છે, રોગનું નિવેદન કરી તેને સ્વાદુ ઔષધથી ટાળનાર વૈદ્ય મધ્યમ પંક્તિનો છે, અને રોગનું નિવેદન કરી તેનો કટુ ઔષધિથી વિનાશ કરનાર વૈદ્ય નિકૃષ્ટ પંક્તિનો છે, તેમ દૂષિત પુરુષપ્રતિ તેના દોષને પ્રકટ ન કરી તેને સ્વસંકલ્પબલથી ટાળનાર દોષવક્તા ઉત્તમ પંક્તિનો છે, દોષ નિવેદન કરી શુભ સંકલ્પને અનુસ્યૂત રાખનાર–જે શુભ સંકલ્પ દૂષિત પુરુષના હૃદયમાં બીજરૂપે રહી તત્કાલ વા કાલાંતરે નિવેદિત દોષનો ક્ષય કરે છે–દોષવક્તા મધ્યમ પંક્તિનો છે, અને તિરસ્કાર વચન ઉચ્ચરનાર–જે વચનો દૂષિત પુરુષના અંતઃકરણમાં વ્રીડાભાવ[4] અને ધિક્કારનો ઉદય કરી અભિમાનિને પોતાના દોષ ત્યજવાનું [5]નૂતન સામર્થ્ય આપે છે–દોષવક્તા નિકૃષ્ટ પંક્તિનોછે.

દાશરથિદશાનનન્યાયે[6] આચરવું જોઇએ જેમ શ્રીરામચંદ્રે વૈરભાવથી ભજનાર રાવણનો આપાતતઃ[7] વધ કર્યો પણ વસ્તુતઃ તો તેને મુક્તિદાન કર્યું તેમ ઉપરથી દોષકથક કઠોર વચનો જો શુભ સંકલ્પથી સંલગ્ન હોય છે તો તે વચનો દોષપાત્ર પુરુષને હાનિરૂપ ન થતાં ઉલટાં લાભરૂપ થઈ પડે છે.

સદ્ગુરુસાધકન્યાય[8] પાળવો જોઇએ. જેમ શાસ્ત્રપ્રતિપાદિત કરુણામૂર્ત્તિ શ્રી સદ્ગુરુ સર્વજ્ઞ છતાં પોતાનાં ચરણકમલના આશ્રયે આવેલા સાધકના દોષો તેને પ્રકટ ન કરતાં પોતાનું સત્ય સંકલ્પરૂપ શસ્ત્ર હૃદયમાં પ્રવેશાવી દોષગણનો ઉચ્છેદ કરે છે, અને સાધકોના હૃદયમાં ભીતિ ન ઉત્પન્ન કરતાં પોતાની અનુપમ કરુણાથી પોતાનું સાંનિધ્ય ચ્હેતા સાધકોનાં હૃદયનું આકર્ષણ કરે છે–તેમ દોષવક્તાએ પણ દૂષિત પુરુષપ્રતિ કરુણાચેષ્ટાઓ કરવાની છે.

આ પ્રમાણે વ્યવસ્થા-ક્ષતિ એ તૃતીય શંકાનું પણ નિરાકરણ થાયછે. શ્રેયોઽસ્તુ.

---

૧ વિપત્તિમાં આવેલા પુરુષપ્રતિ વિક્રમરાજા વર્તતો હતો તેમ. ૨ રાજાઓમાં ઉત્તમ. ૩ (રોગઘ્ન=વૈદ્ય, રુગ્ણ=રોગી) વૈદ્ય જેમ રોગિપ્રતિ આચરે છે તેમ. ૪ લજ્જા, શરમ. ૫ નવું ૬ (દાશરથિ=રામ; દશાનન=રાવણ) શ્રીરામે જેમ રાવણપ્રતિ આચરણ કર્યું હતું તેમ. ૭ દેખાતો. ૮ શ્રીસદ્ગુરુ સાધકપ્રતિ વર્તે છે તેમ.

## ॥ ॐ श्री ॥

## ॥ श्रीइष्टविरहवासरसप्तक ॥

પદ. સજ્જન સઉ શૃણજો રે વચન વિવેકનાં, એ લય.

મંગલવારે મંગલકર હરિ આ ઉરે,
[1]છદ્મ રહે છઉ ઉપેક્ષી નિજ જન સ્નેહ જો;
હૃદયવિદારણ થાયે આ હારિવિરહે,
લાગે પ્રાણ છતાં પણ [2]શવસમ દેહ જો, મંગલ૦
બુધવારે બોધી બુદ્ધિ બહુ બહુ વિધિ,
(પણ) ઇષ્ટવિરહશોકનું કરતી ન અભાન જો,
જાગ્રત્ સ્વપ્ને ઝંખે પ્રભુમુખ ન્યાળવા,
ક્ષણ ક્ષણ વિસરે આ વ્યવહારનું ભાન જો, મંગલ૦
ગુરુએ વ્યાપક ગુરુપદમાં મન ના ઠરે,
ધ્યેય સ્વરૂપને તલસે વૃત્તિ વિશેષ જો,
ઉર્ધ્વે અધઃ અંતર કે બહિર દીસે નહિ,
કોણ હરે આ વિરહી જનના કલેશ જો, મંગલ૦
શુક્રે આ શુક પણ ઉર સબલ જણાય છે,
ગગને વિચરણ કરવા જેને [3]પક્ષ જો;
પણ આ [4]પક્ષવિહીન [5]ગગને ઉડી ના શકે,
નયન ભરી ભરી જોવા શ્રીકમલાક્ષ જો, મંગલ૦
શનિએ [6]અશનિ વિરહતણો દુઃખ દે ઘણું,
[7]નરકાંતકદર્શનવિણ શાંત ન થાય જો,
સુખદ પદાર્થો પણ પરિતાપ પમાડતા,
દુઃખના રાશિ સ્થલ સ્થલમાં દેખાય જો, મંગલ૦
રવિએ હૃદયરવિ ન હૃદય ઉદયાથકી,
બીડાયાં આ [8]મનમાનસઅંબુજ જો,
શોકઉલૂકઆદિને ઉત્સવ આજ છે,
સ્વતંત્ર મ્હાલે ભાળી ન તેજઃપુંજ જો, મંગલ૦
ચંદ્રદિને કો પાય પીયૂષને પ્રેમથી,
પીયૂષપતિવિણ ચકોર આ અકળાય જો,
[9]શર્વરીશર્વર શર્વસુધાંશુ ટાળીને,
ક્યારે રહેશે પ્રકટ સતત ઉરમાંહ્ય જો, મંગલ૦

૧ ગુપ્ત. ૨ મુડદાસમાન. ૩ પાંખ. ૪ ગુરુકૃપારૂપ પક્ષવિનાનો. ૫ મુકુંદમાં. ૬ આ ૭ વિષ્ણુ, ધ્યેયસ્વરૂપ. ૮ મનરૂપી સરોવરનાં કમલ=વૃત્તિયો. ૯ શર્વરી=રાત્રિ. શર્વર=અંધારૂ. શર્વસુધાંશુ=મહેશ્વરરૂપ ચંદ્ર.




रूप ( पुस्तक ) ६—चैत्र कृष्ण० १४ सं० १९५० दर्शन ( अंक ).६.

॥ ॐ श्री ॥

## ॥ निरतिशय सुखनो आविर्भाव श्रीसद्गुरूपरमात्मपदपद्मना केवल आराधनथी ज थायछे ॥

પદ. પ્રેમાનંદના ભાગવતનો ઢાળ, અથવા હરિગીતની લયે.

આરાધનાના વિષય આ વિશ્વે અનંત જણાય છે,
[1]આરાધ્ય સુખપ્રદ કોણ એમાં જીવમતિ મુઝાય છે,
નિશ્ચય કરી નાના વિધિ જન વિવિધ વિષયે ધાય છે,
પણ કોઈ પ્રાપ્તવિવેક લહે આરાધ્ય શ્રીગુરુપાય છે.
કો શબ્દ સ્પર્શ રૂપાદિને આરાધી સુખને શોધતા,
કો વિવિધ વિદ્યા સેવવાથી સુખ મળે એ બોધતા,
પણ વિષયભોક્તા તથા પંડિત દુઃખમાંહિ રીબાયછે,
નિશ્ચય સુખાર્થે આ હવે આરાધ્ય શ્રીગુરુપાય છે. ૨
[2]પદ્માલયાને પામતાં સુખ તો મળે બહુ માનતા,
પણ નૃપતિ ધનપતિ દુઃખી જ્યાં ત્યાં અવરની પછી શી કથા,
પ્રાપ્તિ અપ્રાપ્તિ વિનાશે દુઃખદથી શું સુખ થાય છે?
દુઃખલેશરહિત સુખસ્વરૂપ આરાધ્ય શ્રીગુરુપાય છે. ૩
સુદૃઢ શરીર સુખમૂલ કહે કો, જીર્ણ પણ કાળે થતું,
વળી વિવિધ વ્યાધિભયથી ભવમાં મુક્ત ક્યારે ભાસતું?
મહાકલ્પમાં તનુઓ અજર ને અમર પણ આળપાય છે,
સાચા સુખાર્થે આ હવે આરાધ્ય શ્રીગુરુપાય છે. ૪
વિધવિધ વિભવની પ્રાપ્તિમાં સુખ છે લહે એવું ઘણા,
અજ્ઞાની તે નથી જાણતા લક્ષણ ખરાં, સત્સુખતણાં,

---

૧ આરાધના કરવા યોગ્ય. ૨ લક્ષ્મી.

સુખ તે વિષે શું મનાય ? જેથી ન નિત્ય તૃપ્તિ પમાય છે,
અવિચલ અખંડ સુખાર્થ તો આરાધ્ય શ્રીગુરુપાય છે. ૫
ઈહ લોકવિભવો પામતાં મન દેવવિભવો ઇચ્છતું,
ઐશ્વર્ય સ્વર્ગનાણું મળ્યે પણ અસંતોષે પ્રજળતું,
'આ પ્રાપ્ત કર્યું' 'આ પ્રાપ્ત કરૂં' એમ શ્વાનસમ અટવાય છે.
પ્રાપ્તવ્યઅવધિઅર્થ અહિં આરાધ્ય શ્રીગુરુપાય છે.
સદ્‌ગુણતણી સંપત્તિ સત્યે, જીવને આરાધ્ય છે,
પણ સદ્‌ગુરુપદપદ્મઆશ્રયવિના એ શું સાધ્ય છે ?
સિદ્ધિ સ્વપ્નને સાધનારા જીવ ખાંડ જ ખાય છે,
સદ્‌ગુણની [1]સંપત્ત્યર્થ પણ આરાધ્ય શ્રીગુરુપાય છે.
આ વિવિધ શાસ્ત્રાધ્યયન ને વળી કલાના પઠનોપઠી,
સુખ સહજ માને બહુ જનો, (પણ) અનુભવી ન સિદ્ધિ થઈ શકી,
મર્કટ કરે [2]અસિ યથા તદ્વત્ શાસ્ત્રઆદિ ધરાય છે,
શાસ્ત્રાદિ ફલદ થવા હવે આરાધ્ય શ્રીગુરુપાય છે.
આ સર્વ [3]ખલુ બ્રહ્મ જ લહ્યાથી ને સજ્યાથી ભેદને,
નિરતિશય સુખસંપ્રાપ્તિ વદી કો બોધતા જ અભેદને,
ગુરુથી સુયુક્તિ મળ્યા વિના પણ વૃથા વાણી વદાય છે,
સાચા અભેદાર્થે હવે આરાધ્ય શ્રીગુરુપાય છે.
'હું બ્રહ્મ' વદનારા અનેક દુઃખી દરિદ્રી દીસતા,
કાં જે ન દઢના હોય તેને જે ન સદ્‌ગુરુ સેવતા,
અંધોપમ બ્રહ્મ થનાર સુખપદમાં કદી ન શમાય છે,
[4]જીવત્વલયયુક્ત્યર્થ અહિં આરાધ્ય શ્રીગુરુપાય છે.
આ કર્મનો નહિ મર્મ શ્રીસદ્‌ગુરુ સેવ્યા વિણ જડે,
વળી વિવિધ જાતિ ઉપાસનાવિધિ ગુરુ વિના ના સાંપડે,
વિક્ષેપમલક્ષયઆશ પછી શી જે મહા અંતરાય છે,
સુખહેતુ જ્ઞાન ક્રમે થવા આરાધ્ય શ્રીગુરુપાય છે.
આ વાસનાક્ષય, તત્ત્વજ્ઞાન તથા મનોલયનો થતાં,—
અભ્યાસ સમ્યક્, લય થતી આ અવિદ્યા મહા દુઃખદા,
અભ્યાસનો અતિ ગુપ્ત નિધિ ગુરુ વિણ શું પણ સમજાય છે ?
તત્ત્વાનુભવ થાવા હવે આરાધ્ય શ્રીગુરુપાય છે.
પરતંત્રતા અલ્પજ્ઞતા જે જન્મ જીવનાંલક્ષણો,
તે લય થવા વિણ વિશ્વમાં સુખી કો થયો હજી નથી સુણો,
લયઅર્થ સદ્‌ગુરુઉપાસન વિણ અન્ય કોણ ઉપાય છે ?

૧ સંપત્તિ માટે. ૨ તલવાર. ૩ નિશ્ચય. ૪ જીવત્વના લયની યુક્તિમાટે.

સર્વજ્ઞ સર્વસમર્થ થાવા સેવ્ય શ્રીગુરુપાય છે. ૧૩
આ આધિ વ્યાધિ ઉપાધિથી ભરપૂર ભવસાગરવિષે,
જીવમાત્ર અગણિત દુઃખને પ્રતિક્ષણ અનુભવતા દીસે,
સદ્‌ગુરુસેવન વિણ ન કલ્પે દુઃખતરણ સધાય છે,
નિઃશેષ દુઃખક્ષયાર્થ અહિં આરાધ્ય શ્રીગુરુપાય છે. ૧૪
વિષકીટ વિષમાં પચ્યો મહા આનંદને માની રહે,
તદ્વત જીવો ભ્રમથી ભવે આ દશ્યને સુખપ્રદ લહે,
પડતાં પ્રહારો પ્રતિક્ષણે પકડ્યું ન પુચ્છ મુકાય છે,
યદ્યપિ ડિંડિમ શાસ્ત્રમાં, આરાધ્ય શ્રીગુરુપાય છે. ૧૫
રાજસ સુખે તામસ સુખે મોહાંધ થઇ અગણિત જનો,
સત્સુખતણી સિદ્ધિવિષે નથી અર્પતા તન મન ધનો,
નિરતિશય સુખઉપભોગ વિણ આયુષ્ વૃથા વહી જાય છે,
જીવતર સફલ થાવા જીવે આરાધ્ય શ્રીગુરુપાય છે. ૧૬
મતિમાન જન સમજી યથાર્થ અવર પ્રયત્ને ના ધસો,
ચિરે કાલનું દુઃખ ટાળવા ઉત્સાહથી કટિને કસો,
અતિ શુદ્ધ નિશ્ચય ને પ્રયત્ને સુખ અખંડ વરાય છે,
મતિમાનને આરાધ્ય [1]આમરણાંત શ્રીગુરુપાય છે. ૧૭
કોઈ ગર્ભમાં કોઇ બાલ્ય કાલે, યુવામાં કો [2]વાર્ધક્યે,
આ સત્ય સમજી, યત્ન ત્યજીને અન્ય, રહે સ્થિર સત્સુખે,
એ વિણ અવર જીવદુઃખનું ન પ્રમાણ માપ્યું મપાય છે,
દુસ્તર દુઃખોઘથી છૂટવા આરાધ્ય શ્રીગુરુપાય છે, ૧૮
[3]અગણિત ગણિતે ગણે તેવા શોધતાં જન પણ મળે,
આકાશના પણ અંતને અવલોકનારા નિકળે,
પણ અવર યત્નથી નિત્ય સુખભોક્તા અનુભવ બાહ્ય છે,
સુખઅર્થ તો આરાધ્ય શ્રીગુરુપાય, શ્રીગુરુપાય છે. ૧૯
આ [4]અજાગલસ્તનં પય સ્રવે, એવું ઉપાયે થઈ શકે,
વંધ્યાતણા પરિવારને પણ યત્નથી કોઇ નિરખે,
પણ સદ્‌ગુરુસેવન વિના સત્સુખે સ્થિર ન થવાય છે,
સુચ્ચિત્ સુખાર્થે જીવને આરાધ્ય શ્રીગુરુપાય છે. ૨૦
જે [5]અસંભાવ્ય જ તેહ પણ [6]સંભાવ્ય સમયે થાય છે,
(પણ) ગુરુસેવના વિણ સુખ બ્રહ્મશતાંતરે ન પમાય છે,
શાસ્ત્રોથી અનુભવી મહાજનથી સત્ય એ જ સ્થપાય છે.

૧ મરણપર્યંત. ૨ વૃદ્ધાવસ્થા. ૩ ન ગણી શકાય એવા પદાર્થો. ૪ બકરીના ગળા ઉપરનો આંચળ. ૫ ન સંભવે એવું. ૬ સંભવે એવું. ૭ શત મહાકલ્પે પણ.